વિષયક જ્ઞાન થવું, એટલે પોતાનો મોહ નષ્ટ થઈ પોતાનું સ્વરૂપ મેળવવું, એવો અર્થ છે. "ज्ञानदेव तु कैवल्यम्" એમ જ્યારે કહેવામાં આવે છે ત્યારે જ્ઞાનનો અર્થ ઘણો જ વ્યાપક હોય છે. નિત્ય વ્યવહારમાં આપણને મળતી માહિતી કે જીવન-વિષયક સિદ્ધાંતોનું ગ્રહણ એટલે કંઈ જ્ઞાન નથી. જ્ઞાન બધી વૃત્તિઓમાં ફેરફાર કરી માણસના સ્વરૂપમાં જ ક્રાન્તિ કરી નાખે છે. જ્ઞાન એટલે સાક્ષાત્કૃત ભાવના અને નવજીવન. આ જ્ઞાન પ્રાપ્ત થતાં કૈવલ્યપ્રાપ્તિને આડે કશું જ રહેતું નથી. "જે આને જાણે છે, તે તે જ બને છે." એ ઉપનિષદનું વાક્ય પણ એ જ અર્થ સૂચવે છે.

આપણો જીવાત્મા એટલે સંકુચિતતાથી ઘેરાયેલો પરમાત્મા જ છે. સંકુચિત જીવને જ વાસનાઓ ઘેરી શકે છે. જે વિભુ છે, જે પૂર્ણ છે, તે તૃપ્ત હોવાનો જ, અને તૃપ્તને કંઈ વાસના પાપ તરફ ઘસડીને લઈ જઈ શકે? ઈશ્વરનું જ્ઞાન થવું એટલે બધી જાતની સંકુચિતતા નીકળી જવી.]

ભૂતોના જે જુદા જુદા ભાવો છે તે મારામાંથી જ ઉત્પન્ન થયેલા છે. આ ભાવોનું સ્વરૂપ બરાબર સમજી લેવું જોઈએ. આ ભાવો એટલે એક રીતે વિભૂતિઓ જ છે. બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ (જાગૃતિ), ક્ષમા, સત્ય, શમદમ, સુખદુઃખ, ભાવ, અભાવ, ભય અને અભય, સમાનતા, અહિંસા, તુષ્ટિ, તપ, દાન, યશ અને અપયશ, એ બધા ભૂતોના ભાવો મારામાંથી જ નીકળેલા છે.

[આ ભાવો એટલે શું તે અહીં સ્પષ્ટ થતું નથી. આને જ કેમ પસંદ કર્યા? આમાં જ બધાં તત્ત્વોનો સમાવેશ થાય છે એમ સમજવું કે શું? આ ભાવોમાં દુઃખ, ભય અને અપયશ, પણ ગણાવ્યાં છે. એમને પણ ભૂતોના ભાવ ગણવા કે શું?]

અહીં હવે વિભૂતિયોગનો પ્રારંભ થાય છે. ઉપર આપેલા ભાવો અને નીચે આપેલી વિભૂતિઓ એક જ છે એમ કહી શકાય.

જેઓ ડાહ્યા છે તેઓ, હું આ આખા વિશ્વની ઉત્પત્તિ છું એમ ઓળખીને, અને મારામાંથી જ આ બધું નીકળ્યું છે એમ જાણીને, ભક્તિયુક્ત અંતઃકરણ વડે મને ભજે છે. પોતાનું ચિત્ત મારામાં રોકીને, પોતાના પ્રાણ મારામાં મૂકીને, અરસ-પરસ એકબીજાને બોધ આપતા અને મારી કથા કરતા સંતોષ પામે છે, અને રમમાણ થાય છે. એવા જે નિત્યયુક્ત યોગીઓ, પરમ પ્રીતિ વડે મારી ભક્તિ કરે છે તેમને હું બુદ્ધિયોગ આપું છું. તેની મદદ વડે તેઓ મને આવીને મળે છે. એવા ભક્તો ઉપર દયા કરી તેમના હૃદયમાં રહી તેમનું અજ્ઞાનરૂપી તમ તેજસ્વી દિવ્ય જ્ઞાન વડે હું નષ્ટ કરું છું.

[ખરા અનન્ય ભક્તને ઈશ્વર કદી ભોળિયો કે અજ્ઞાની રાખતો નથી. મા-બાપ ઉપર, વડીલો ઉપર, પતિ ઉપર, ગુરુ ઉપર કે માલિક ઉપર આધાર રાખીને તેમનું વચન પ્રમાણ માનીને સુખેથી રહેવાવાળા લોકોમાં શ્રદ્ધા, નિષ્ઠા અને સંતોષ ગમે એટલો વધે તોપણ જ્ઞાન વધશે જ એમ ખાતરીથી ન કહી શકાય, પણ

ઈશ્વરનિષ્ઠાની વાત જુદી છે. ઈશ્વર કોઈ એવો બાહ્ય પુરુષ નથી કે જેના ઉપર નિષ્ઠા રાખવાથી આપણા અંતરમાં કશું પરિવર્તન નહીં થાય. બાહ્ય વ્યક્તિઓના હાથમાં આપણે આપણું સર્વસ્વ સોંપી દઈએ તો સમર્પણબુદ્ધિ, એકાગ્રનિષ્ઠા અને અસંશય એ ગુણ વધશે ખરા, પણ જેને આપણે સર્વસ્વ અર્પણ કર્યું તે આપણને असंशयम् અને समग्रम् ઓળખી જ શકશે એમ કહી શકાતું નથી. અને પરાવલંબિતાનો કંઈક દોષ તો આવવાનો સંભવ ખરો જ. બુદ્ધિની પરાવલંબિતા તેમ જ નિર્ણયશક્તિ અને સંશયશક્તિની પરાવલંબિતા કોઈ કોઈ વખત ખૂબ જ ઘાતક નીવડે છે પણ ઈશ્વરનિષ્ઠા એ આત્મનિષ્ઠાનું જ એક પાસું છે. ઈશ્વરને જુદો સમજી તેની ઉપાસના કરવાથી કયા કયા દોષો આવે છે તે ઉપનિષદમાં બતાવ્યું છે. योऽसावसौ पुरुष सोऽहमस्मि । આ ભાવનાથી જ ઈશ્વરભક્તિ કરવાની હોય છે. આ અભેદ ભક્તિનું લક્ષણ શ્રી શંકરાચાર્યે આ પ્રમાણે આપ્યું છે : स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते । એટલે ઈશ્વરની ભક્તિ કરવી એટલે તેનું સ્વરૂપ ઓળખવું જ જોઈએ. અને તેનું સ્વરૂપ ઓળખવું એટલે પોતાનું વ્યક્તિત્વ અને દુનિયાનું વિભૂતિમત્વ એ બંનેનો સમન્વય કરવો. આ જ બુદ્ધિયોગ ઈશ્વર તરફથી આપણને અચૂક મળે છે.

કેવળ જ્ઞાનપ્રાપ્તિ વડે માણસની ચિત્તવૃત્તિમાં કેમ ફરક પડે એવો પ્રશ્ન કેટલાક પાશ્ચાત્ય ટીકાકારો કરે છે. તેમનું જ્ઞાનના ખરા સ્વરૂપ તરફ લક્ષ જ ગયેલું હોતું નથી.]

અર્જુને કહ્યું : હે ભગવાન, તમે પરબ્રહ્મ છો, સર્વશ્રેષ્ઠ ધામ છો, અત્યંત પવિત્ર છો, તમે શાશ્વત પુરુષ છો, અજન્મા, સર્વવ્યાપી, દેવોના દેવ આદિદેવ છો, એમ દેવર્ષિ નારદ, અસિત, દેવલ, વ્યાસ વગેરે બધા ઋષિઓએ તમારું વર્ણન કરેલું છે, અને તમે પણ તેમ જ કહો છો. હે કેશવ, તમે જે મને કહો છો તે બધું મને સાચું લાગે છે. તમારું સ્વરૂપ કેવું છે, કેટલા પ્રકારનું છે એ દેવોને કે દાનવોને પણ સમજાતું નથી. હે પુરુષોત્તમ, હે ભૂતભાવન, હે ભૂતેશ, હે દેવદેવ, હે જગત્પતે, તમે જ પોતાને યોગ્ય રીતે ઓળખી શકો છો. તમારી જે વિભૂતિઓ વડે તમે આ વિશ્વને વ્યાપી રહ્યા છો તે તમારી પોતાની દિવ્ય વિભૂતિઓ બધી મને એક વાર કહી દો. તમે યોગી છો, તમારું હમેશાં પરિચિંતન કરતાં હું તમને યોગીને કેવી રીતે ઓળખું અને તમારા કયા સ્વરૂપનું મારે ચિંતન કરવું તે મને કહો. પોતાનો યોગ અને પોતાની વિભૂતિઓ ફરી મને વિસ્તારથી કહો. તમારું તે અમૃતવચન સાંભળતાં મારી તૃપ્તિ જ થતી નથી.

# અધ્યાય ૧૦

## વિભૂતિયોગ

શ્રી ભગવાન બોલ્યા: હે કુરુશ્રેષ્ઠ, ચાલ ત્યારે હવે હું મારી દિવ્ય વિભૂતિઓની કંઈક ઝાંખી કરાવું. બધી વિભૂતિઓનો વિસ્તાર ક્યાં સુધી કરાય? તેનો તો અંત જ નથી. પણ મુખ્ય મુખ્ય વિભૂતિઓ ગણાવી જાઉં.

સર્વ ભૂતમાત્રોમાં વસતો આત્મા હું છું. આ સૃષ્ટિમાંના સર્વ સૃષ્ટ પદાર્થોનો પ્રારંભ, મધ્ય અને અંત હું છું. ઇન્દ્રિયોમાં હું મન છું અને ભૂતમાત્રની ચેતના પણ હું જ છું. સર્વસ્વ હરી લેનાર મૃત્યુ હું છું, અને પેદા થનાર વસ્તુઓની ઉત્પત્તિ પણ હું જ છું. પ્રજોત્પત્તિ કરનાર કામદેવ હું છું, અને કામ વગેરે વિકારોનો સંયમ કરવાવાળા લોકોમાં હું યમ, (એટલે કે સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ એ વ્રતસમુચ્ચય) છું. ટૂંકામાં જેટલાં ભૂતો છે તેમનો આદિ, મધ્ય અને અંત હું છું.

સ્થાવર પર્વતોમાં હું વિશાળ અને ઉત્તુંગ હિમાલય છું, જ્યારે નદીઓમાં જહ્નુકન્યા પવિત્ર ગંગા છું, બધાં વૃક્ષોમાં હું અશ્વત્થ વૃક્ષ છું, અને જળાશયોમાં સાગર છું. મહિનાઓમાં આગ્રહાયણ એવો માર્ગશીર્ષ હું છું, અને ઋતુઓમાં ફૂલની બહાર લઈ આવતો કુસુમાકર વસંત હું છું. વહેનારાઓમાં હું પવન છું, અને આકાશની જ્યોતિઓમાં તેજસ્વી કિરણવાળો સૂર્ય હું છું.

અક્ષરોમાં આદ્ય 'અ'કાર હું છું, અને શબ્દોના સમાસોમાં સમાનતા બતાવતો દ્વંદ્વ સમાસ હું છું. સર્વ વિદ્યાઓમાં હું અધ્યાત્મવિદ્યા છું, અને તમામ વિદ્યાઓ શીખ્યા પછી તેમની ચર્ચા કરનારાઓમાં ચાલતો વાદવિવાદ પણ હું જ છું, તમામ વેદોમાં સામવેદ હું છું, અને દેવોમાં દેવરાજ ઇન્દ્ર હું છું. એ સામવેદમાં આવેલું બૃહત્સામ હું છું, અને છંદોમાં કલ્યાણકારી ગાયત્રી છંદ હું છું. અનેક પ્રકારના યજ્ઞોમાં હું જ જપયજ્ઞ છું, અને વાણીમાં હું એકાક્ષર પ્રણવબ્રહ્મ છું.

અક્ષયકાલ પણ હું જ છું, અને વિશ્વતોમુખી ઉત્પત્તિ કરવાવાળો વિધાતા પણ હું છું.

કપટપટુ લોકોનો જુગાર હું છું, અને તેજસ્વી લોકોનું તેજ પણ હું છું, હું જય છું, વ્યવસાય ઉદ્યમ હું છું, અને સત્ત્વશાન માણસોનું સત્ત્વ પણ હું છું.

પુરોહિતોમાં મુખ્ય એવો બૃહસ્પતિ હું છું એમ જાણ, અને મહર્ષિઓમાં ભૃગુ અને દેવર્ષિઓમાં મને નારદ જાણજે. અમારા વૃષ્ણિ વંશમાં હું વાસુદેવ છું, અને પાંડવોમાં જે તું ધનંજય અર્જુન છે તે પણ હું જ છું. વિચારશીલ મુનિઓમાં હું વ્યાસ છું, અને વિદ્વાનોમાં ઉશના કવિ. દૈત્યોમાં ભક્ત પ્રહ્લાદ હું છું, અને

શસ્ત્રધારીઓમાં પરશુ — હળ અથવા ધનુષ્યધારી રામ હું છું, રુદ્રોમાં હું શંકર છું, અને સિદ્ધોમાં મહામુનિ કપિલ છું. સેનાપતિઓમાં હું બ્રહ્મચારી કાર્તિકેય સ્કંદ છું, અને જલાશયોનો સ્વામી હું વરુણ છું. નારીવાચક વસ્તુઓમાં હું કીર્તિ, શ્રી (લક્ષ્મી), વાણી, સ્મૃતિ, મેધા (સ્મરણશક્તિ), ધૃતિ (એકત્ર ટકવાની શક્તિ) અને ક્ષમા છું. ઘોડાઓમાં અમૃતની સાથે ઉત્પન્ન થયેલ હું ઉચ્ચૈઃશ્રવા છું. ગજેન્દ્રોમાં હું ઐરાવત છું અને ગાયોમાં તો હું કામધેનુ છું.

આયુધોમાં હું વજ્ર છું, અને તે જેમના ઉપર પડયું એવા પહાડ-પર્વતોમાં હું મેરુ છું. વન્ય પશુઓમાં હું વનરાજ સિંહ છું, અને પક્ષીઓમાં હું ગરુડ છું.

દમન કરનારાઓએ ધારણ કરેલો દંડ હું છું અને વિજય મેળવવાની ઇચ્છા રાખનાર લોકોની નીતિ-કુનેહ પણ હું છું. ગુહ્ય વાતોમાંનું મૌન હું છું, અને જ્ઞાનીઓનું જ્ઞાન પણ હું છું. સર્વ ભૂતમાત્રનું જે બીજ તે હું છું.

આ ચર અને અચર ભૂતમાત્રોમાં એવું કશું જ નથી કે જે મારા વગર હોઈ શકે.

મારી એ દિવ્ય વિભૂતિઓનો, હે અર્જુન, અંત જ નથી. મેં તો કેવળ નમૂના તરીકે જ થોડોક વિસ્તાર કહી દીધો છે. આ દુનિયામાં જે જે કાંઈ ખાસિયતવાળું છે, તેજવાળું છે, સામર્થ્યવાળું છે તે તે બધું મારા જ તેજના એક અંશમાંથી ઉત્પન્ન થયું છે એમ તું જાણજે.

પણ આ બધું લાંબું લાંબું જાણીને તારે શું કરવું છે? આ આખું વિશ્વ જ મારા એક અંશ વડે વ્યાપીને હું રહ્યો છું. મારી આ વિભૂતિ અને મારો આ અધ્યાત્મયોગ જેણે તત્ત્વતઃ જાણી લીધો તેને અવિચલ યોગ સિદ્ધ થયો, એમાં શંકા નથી.

## અધ્યાય ૩૧

### વિશ્વરૂપદર્શનયોગ

અર્જુન બોલ્યો: 'હે કમલપત્રાક્ષ, મારી ઉપર અનુગ્રહ કરવાની ખાતર અધ્યાત્મ નામે ઓળખાતું આ જે પરમ ગુહ્ય જ્ઞાન તમે મને કહ્યું તે સાંભળીને મારો મોહ દૂર થયો. ભૂતમાત્રોની ઉત્પત્તિ અને નાશ એ પણ મેં તમારી પાસેથી સવિસ્તર સાંભળ્યાં. તમારું અવ્યય માહાત્મ્ય પણ સાંભળ્યું. તમે જે આ પોતાનું વર્ણન આપ્યું તે તદ્દન વાસ્તવિક છે. હવે હે પુરુષોત્તમ, તમારું આ સાંભળેલું સ્વરૂપ આંખો વડે પ્રત્યક્ષ જોવાની ઇચ્છા મને થઈ છે. તમારું એ રૂપ જોવું મારે માટે શકય છે એમ તમને લાગતું હોય (તમે યોગેશ્વર છો. તમારે માટે શું અશકય હોય?) તો તમે મને પોતાનું અવ્યય સ્વરૂપ બતાવો.'

શ્રી ભગવાન બોલ્યા: 'હે પાર્થ, મારાં સેંકડો અને હજારો રૂપો જો. અનેક પ્રકારનાં, અનેક વર્ણ અને આકૃતિવાળાં, જેમાંનાં ઘણાંખરાં તેં પહેલાં કદી જોયાં જ નથી એવાં મારાં દિવ્ય સ્વરૂપો તું જો. આ સચરાચર જગત સંપૂર્ણ રીતે એકત્રિત થયેલું મારા દેહમાં જોજે. અને ઉપરાંત તારે જે કાંઈ જોવાની ઇચ્છા થાય તે પણ જોજે.

તારી આ સામાન્ય આંખો વડે તું મને જોઈ શકીશ નહીં. તેથી હું તને દિવ્ય દૃષ્ટિ આપું છું. તેની મદદ વડે મારો ઐશ્વરયોગ તું જોજે.'

સંજય બોલ્યા: 'આવી રીતે વચન આપ્યા પછી તે મહા યોગેશ્વર હરિએ અર્જુનને પોતાનું પરમ ઐશ્વર રૂપ બતાવ્યું. જેણે અનેક દિવ્ય ઘરેણાં પહેર્યાં છે, અનેક દિવ્ય આયુધો ધારણ કર્યાં છે એવા બધી બાજુથી જોનાર અને બધી રીતે આશ્ચર્યમય ભગવાનને અર્જુને જોયા. હજારો સૂર્યની પ્રભા એકીસાથે આકાશમાં ઊભરાય તો તે વિરાટ મહાત્માના તેજની કાંઈક કલ્પના તને થશે. અનેક રીતે વિભાગાયેલું વિશ્વ અર્જુને તે દેવદેવના શરીરમાં એકત્રિત થયેલું જોયું. તે જોતાં જ વિસ્મયથી ગભરાઈ ગયેલો અને રૂવાં ખડાં થયેલો ધનંજય અર્જુન હાથ જોડીને નમ્રતાથી નમસ્કારપૂર્વક સ્તવન કરવા લાગ્યો.

## અધ્યાય ૩૨

### વિશ્વરૂપસ્તવયોગ

શ્રીકૃષ્ણે દિવ્યદૃષ્ટિ આપ્યા પછી વિશ્વરૂપ જોઈને અર્જુન વિસ્મિત થયો અને હાથ જોડીને બોલ્યો: 'હે ભગવન્, બધા દેવોને અને ભૂતવિશેષોના સમૂહને હું તમારામાં જોઉં છું. હે વિશ્વરૂપ વિશ્વેશ્વર, તમારો આદિ ક્યાં છે? મધ્ય અને અંત ક્યાં છે? એ કશું જ મને દેખાતું નથી. હાથમાં ગદા અને ચક્ર છે, માથા પર કિરીટ શોભે છે, એવા તેજસ્વી તમને હું એક મોટા તેજોરાશિ જેવો પેખું છું. ગમે ત્યાંથી જોઈએ પણ તમને જોવા મુશ્કેલ થયું છે. કારણ કે સળગેલા અગ્નિની જેવી કે સૂર્ય જેવી તમારી કાન્તિ છે. તેની કલ્પના જ થઈ શકતી નથી. તમે જાણવાને યોગ્ય એવા અવિનાશી પરમ અક્ષર છો. તમે આ વિશ્વનું પરમનિધાન છો. તમે અવ્યય છો. શાશ્વત ધર્મના સંચાલક અને રક્ષક છો. તમને હું સનાતન પુરુષની જેમ જોઉં છું. આદિ, મધ્ય અને અંત વગરના તમે અનંતવીર્ય છો. તમારા બાહુઓ પણ અનંત છે. સૂર્ય અને ચંદ્ર એ તમારી આંખો છે, સળગેલા અગ્નિ જેવું તમારું મુખ છે, પોતાના આ તેજ વડે તમે આખા વિશ્વને તપાવી રહ્યા છો. પૃથ્વી અને આકાશ વચ્ચેનું અંતરાળ અને આ બધી દિશાઓ તમે એકલાએ વ્યાપી દીધી છે.

'હે મહાત્મન્, તમારું અદ્ભુત અને ઉગ્ર રૂપ જોઈને ત્રણે લોક ત્રાસી ગયા છે. આ જુઓ, દેવોના સમુદાય તમારામાં ઘૂસી રહ્યા છે. કેટલાક ભયભીત થઈને હાથ જોડી ઊભા છે અને મહર્ષિ સિદ્ધોનાં આ ટોળેટોળાં 'કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ' એવી ગર્જના કરીને અનેક જાતનાં સ્તોત્રો વડે તમને સંતોષવાનો પ્રયત્ન કરી રહ્યા છે. હે મહાબાહો, અનેક મોઢાં અને આંખવાળું, અનેક હાથ, સાથળ અને પગવાળું, અનેક પેટવાળું અને અનેક ભયંકર દાઢોવાળું તમારું આ વિશાળ રૂપ જોઈને આ બધા લોકો ખૂબ અસ્વસ્થ થયા છે, અને મારી પણ તે જ દશા થઈ છે. આકાશને પહોંચવાવાળા, અનેક વર્ણોથી ચળકતાં તેજસ્વી અને વિશાળ નેત્રોવાળા, અને બધાંને ગળી જવા માટે જાણે મોઢું ફાડયું છે એવા તમને જોઈને મારા પેટમાં ગડમથલ થાય છે. હું મારી જાતને સંભાળી શકતો નથી, હું ભયભીત થયો છું. મને કોઈ પણ જાતની શાંતિ મળી નથી. ભયંકર દાઢોવાળાં અને કાલાગ્નિ જેવાં ભયાનક એવાં તમારાં મોઢાં જોઈને મારું દિશાઓનું ભાન પણ જતું રહ્યું છે. સુખ કે શાંતિ હવે રહ્યાં જ નથી. તેથી હે જગન્નિવાસ દેવેશ, હવે તમે મારી પર પ્રસન્ન થાઓ. આ ધૃતરાષ્ટ્રના પુત્રો રાજાઓના સમૂહને સાથે લઈને તમારા વદનવિવરમાં ઘૂસી રહ્યા છે તે જુઓ. ભીષ્મ, દ્રોણ અને તે સૂતપુત્ર કર્ણ અમારામાંના મુખ્ય મુખ્ય લડવૈયાઓને સાથે લઈને તમારી ભયાનક અને કરાલ દાઢોમાં ઘૂસી રહ્યા છે. કેટલાકનાં માથાં તમારા દાંતમાં ભરાઈને, ચવાઈને પિસાઈ જાય છે.

જેવી રીતે નદીના અનેકાનેક પ્રવાહ સમુદ્ર તરફ દોડીને તેને મળે છે તેવી જ રીતે આ નરલોકવીર તમારા સળગેલા મોઢામાં ઘૂસી રહ્યા છે. જેવી રીતે પતંગિયાં પોતાનો નાશ વહોરી લેવા માટે સળગેલા અગ્નિ તરફ જોસભેર દોડયાં જાય છે તેવી રીતે આ બધા લોકો વધતા વેગથી તમારા મોઢામાં પ્રવેશ કરે છે. ભડભડ બળતા પોતાના મુખ વડે આસપાસના બધા લોકોને, ભુવનોને ખાઈ જતાં તમે પોતાની જીભ ચાટી રહ્યા છો. આ આખી દુનિયાને તમે તમારા તેજ વડે ભરી નાખી છે. હે વિષ્ણુ, તમારી આ ઉગ્ર જવાળાઓ આખી દુનિયાને તપવી રહી છે. એવા તમે ઉગ્ર રૂપવાળા કોણ છો તે મને કહો. હે દેવ, હું તમને નમસ્કાર કરું છું. તમે મારી ઉપર પ્રસન્ન થાઓ. તમને આદ્યદેવને સમજવાની મારી ઇચ્છા છે. તમારી આ પ્રવૃત્તિ મારા ધ્યાનમાં બિલકુલ આવતી નથી.

## અધ્યાય ૩૩

### કાળપ્રવૃત્તિયોગ

હે ઉગ્ર રૂપવાળા, તમે કોણ છો અને તમારી પ્રવૃત્તિ શી છે એમ અર્જુને પૂછયું ત્યારે શ્રી ભગવાન બોલ્યા : 'આ લોકોનો ક્ષય કરવા માટે તૈયાર થયેલો કાળ

હું છું. આ બધા લોકોને લઈ જવા માટે હું અહીં પ્રવૃત્ત થયો છું. આ સામસામાં ઊભેલાં લશ્કરોમાંના આ બધા લડવૈયાઓ તું નહીં હોય તોપણ નાશ પામવાના જ છે. માટે હે રણકુશળ અર્જુન, તું ઊઠ, જશ મેળવ અને શત્રુઓને જીતીને આ સમૃદ્ધ રાષ્ટ્રનો ઉપભોગ લે. મેં જેમને આ પહેલાં મારી નાખ્યા છે, તેમને મારવામાં તું કેવળ નિમિત્તમાત્ર થજે. દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ અને બાકીના બધા લડવૈયાને મેં જ માર્યા છે. માટે દુ:ખી ન થતાં તું તેમને મારી નાખ. આ યુદ્ધમાં તું આ દુશ્મનોને ખાતરીથી જીતવાનો છે.'

સંજય કહે છે: 'કેશવનાં વચન સાંભળીને ભયથી ધ્રૂજતો અર્જુન હાથ જોડી નમસ્કાર કરી ગદ્‌ગદ કંઠે શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો.

# અધ્યાય ૩૪

## પ્રણતિયોગ

અર્જુન બોલ્યો: 'હે હૃષીકેશ, તમારી આ પ્રકીર્તિને લીધે આખી દુનિયા આનંદિત થાય છે અને તમારી ભક્તિ કરવા માંડે છે તે યોગ્ય જ છે. જુઓ આ રાક્ષસો ડરીને દસે દિશામાં નાસી રહ્યા છે. અને બધા સિદ્ધસંઘ તમને નમસ્કાર કરી રહ્યા છે. તમને હજાર વાર નમસ્કાર હો. અને ફરી ફરીને તમને નમસ્કાર હો. હે અનંત, હે દેવેશ, હે જગન્નિવાસ, તમે અક્ષર છો. સત્ અસત્ અને એ બંનેની પરે જે છે તે બધું તમે જ છો. તમે આદિદેવ છો. પુરાણપુરુષ છો. તમે આ વિશ્વનો સર્વશ્રેષ્ઠ આધાર છો. જાણવાવાળા તમે જ છો. અને જાણવાની વસ્તુ પણ તમે જ છો. પરંધામ તમે જ છો અને હે અનંતરૂપ! આ આખી દુનિયા તમે જ ભરી દીધી છે. તમને આગળથી વંદન હો. તમને પાછળથી વંદન હો. હે સર્વ, તમને બધી બાજુએથી નમસ્કાર હો. તમારું વીર્ય અનંત છે. તમારા પરાક્રમને માપ નથી. તમે આખા વિશ્વને વ્યાપીને રહ્યા છો. માટે તમને 'સર્વ' કહે છે.

તમને દોસ્ત સમજીને, હે કૃષ્ણ, હે યાદવ, હે સખા, એવાં કંઈ ઘરોબાનાં વચન કહ્યાં હોય અથવા તમારી મહત્તા જાણ્યા વગર પ્રમાદને લીધે અથવા પ્રેમને લીધે મેં જે કાંઈ કહ્યું હશે, મશ્કરી કરવા ખાતર મેં તમારું અપમાન કર્યું હશે, પછી તે રમતી વખતે કે પથારી પર સૂતાં કે જમતી વખતે હો, એકાંતમાં હો કે ચાર માણસોની વચમાં હો, તે બધી વાતો માટે હે અપ્રમેય હું તમારી ક્ષમા માગું છું.

તમે અચરાચર વિશ્વના પિતા છો. તમે આ બધાંના પૂજ્ય અને શ્રેષ્ઠ ગુરુ છો. તમારી સાથે ઊભો રહી શકે એવો કોઈ નથી. તો તમારાથી ચડી જાય એવો તો ક્યાંથી જ હોય? આ ત્રણે લોકમાં તમારા પ્રભાવની જોડ નથી, માટે તમને

સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને, પૂજનીય એવા તમને ઈશ્વરને, હું પ્રસન્ન થવાને વીનવું છું. બાપ જેવી રીતે દીકરાને સાંખી લે છે; મિત્ર જેમ મિત્રને સાંખી લે છે; અને પ્રેમી જેમ પ્રેમને લીધે પ્રેમીજનોને સાંખી લે છે; તેવી રીતે તમે આ મારી ગુસ્તાખી સાંખી લેજો. આ પહેલાં કદી પણ ન જોયેલું તમારું રૂપ જોઈને મને આનંદ પણ થાય છે અને ડરથી મારું મન ગભરાઈ પણ જાય છે. માટે હે જગન્નિવાસ દેવેશ, પ્રસન્ન થઈને મને તમે પોતાનું પહેલાંનું જ રૂપ બતાવો. માથે કિરીટ, હાથમાં ગદા ને ચક્ર એવા તમને હું જોવા ઈચ્છું છું. હે વિશ્વમૂર્તિ સહસ્રબાહો, હવે તમારા ચાર હાથ જ રહેવા દેજો. મારે તે જ રૂપ જોવું છે.'

## અધ્યાય ૩૫

### દર્શનઅધિકારયોગ

શ્રી ભગવાન બોલ્યા: 'હે અર્જુન, મેં આજે પ્રસન્ન થઈને મારું તેજોમય, વિશ્વવ્યાપી, અનંત અને આદ્ય એવું રૂપ આત્મયોગના સામર્થ્ય વડે તને બતાવ્યું તે તારા સિવાય બીજા કોઈએ જોયું ન હતું. તેં જે જોયું તે મારું રૂપ, હે કુરુ-પ્રવીર, વેદ, યજ્ઞ, અધ્યયન, ક્રિયાકાંડ અને ઉગ્ર તપના સાધન વડે કોઈ પણ માણસને દેખાવું શક્ય નથી. હવે તું દુ:ખી ન થતો. મારું આ ઘોર રૂપ જોઈને ડરીશ નહીં, ભય મૂકીને પ્રસન્ન થઈને મારું હમેશનું રૂપ ફરી જોજે!!'

સંજય બોલ્યા: 'વાસુદેવે આમ કહીને અર્જુનને પોતાનું હમેશનું રૂપ બતાવ્યું અને ગભરાયેલા અર્જુનને આવી રીતે સૌમ્ય રૂપ ધારણ કરીને તેમણે હિંમત આપી.'

ત્યારે અર્જુન બોલ્યો: "હે જનાર્દન, તમારું આ સૌમ્ય માનુષી રૂપ જોઈને હવે હું ઠેકાણે આવ્યો છું. મારો જીવ હેઠે પડ્યો છે અને બધું સૂઝવા લાગ્યું છે."

શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા: 'તેં મારું જે રૂપ જોયું તે જોવું સહેલું નથી. મોટા મોટા દેવો પણ એ રૂપ દેખાય એટલા માટે આશા રાખીને બેઠા હોય છે. તેં જેવા રૂપમાં મને જોયો તેવા રૂપમાં જોવો, વેદ, તપ, દાન અને યજ્ઞયાગની મદદ વડે પણ શક્ય નથી. કેવળ અનન્ય ભક્તિ વડે જ મને આવી રીતે તત્ત્વત: જાણવો, જોવો કે મારામાં પ્રવેશ કરવો શક્ય છે. કારણ હે પરંતપ, પાંડવ, મને સર્વશ્રેષ્ઠ સમજીને નિત્ય મારી ભક્તિ કરીને જે મારી ખાતર કર્મ કરે છે અને બધી જાતની આસક્તિ તજીને ભૂતમાત્ર વિશે નિર્વૈર બને છે તે જ મને આવીને મળે છે.

[ઘણા ચિત્રકારો વિશ્વરૂપદર્શનનું ચિત્ર ચીતરે છે; કોઈ જગ્યાએ અર્જુનને ગલીવરની જેમ એકદમ નાનકડો ઊભો રાખી તેની સામે ઘણા પગ, ઘણા હાથ,

ઘણાં હથિયારો અને ઘણાં માથાંવાળો એક વિશાળ પુરુષ ચીતરી બતાવે છે; પણ આ ચિત્રકારો 'બહુ ઉદર' બતાવી શકતા નથી, અને જો ઘણી છાતીઓ અને ઘણાં પેટ બતાવવામાં આવે તો તે એક લશ્કર જ ઊભું છે એવો ભાસ થાય. એક ચિત્રકારે છૂટાં છૂટાં હાથ, પગ, મોઢાં, જીભો, આંખો, શસ્ત્રો વગેરેનો ઢગલો એકઠો કર્યો હોય એવું ચિત્ર ચીતર્યું છે, તે ઉપરથી એવી કલ્પના થાય છે કે જ્યાં વધારેમાં વધારે કાપાકાપી થઈ છે એવો કોઈ રણભૂમિનો આ ભાગ છે.

આ વાત સાચી છે કે જે વસ્તુઓ નરી આંખોને દેખાતી નથી અને વાણી વડે વ્યક્ત થઈ શકતી નથી એવી વસ્તુઓ આકૃતિ અને રંગની મદદથી વ્યક્ત કે સૂચિત કરવી એ કલાકારનું કામ છે. પણ જ્યાં ભગવાન પોતે જ કહે છે કે, વેદ, યજ્ઞ, દાન વગેરે કશાથી જ મારું રૂપ દેખાવું શક્ય નથી ત્યાં કલાનાં સાધનો વડે 'વિશ્વરૂપ'નાં દર્શન કરાવી શકાય એવી આશા કલાકાર રાખે તે વ્યર્થ જ છે. વિશ્વરૂપ દર્શનનું જે વર્ણન શ્રી વ્યાસે ભગવાનને મોઢે કર્યું છે તે પણ અધૂરું છે. એટલા ખાતર કલાકારોએ વિશ્વરૂપદર્શનનું ચિત્ર ચીતરવાનો મોહ જ તજી દેવો એ સારું, કારણ કે તે કલાનો વિષય જ નથી.]

## અધ્યાય ૩૬

### અનન્યયોગ

અર્જુન બોલ્યો: 'આવી રીતે હમેશાં યોગયુક્ત રહીને જે માણસો તમારી ઉપાસના કરે છે અને જેઓ અવ્યક્ત અને અક્ષર એવા તમારી ઉપાસના કરે છે એ બેમાં શ્રેષ્ઠ કોણ? કોને યોગનું સર્વોત્કૃષ્ટ આકલન થાય છે?'

શ્રી ભગવાન બોલ્યા: 'જે માણસો નિત્યયુક્ત થઈને મારામાં મન પરોવીને પરમ શ્રદ્ધાથી યુક્ત થઈને મને ભજે છે, તેઓ યુક્તતમ અથવા યોગીરાજ છે એવો મારો મત છે. આથી ઊલટું, જે લોકો બધી ઈન્દ્રિયોનો સંયમ કરી સર્વત્ર અચલ, ધ્રુવ, કૂટસ્થ એવા રૂપમાં મારી ઉપાસના કરે છે તેઓ જો બધાં પ્રાણીઓના હિતને માટે મથતા હોય તો તેઓ પણ મને આવીને મળે છે. આ બન્નેમાં જેઓએ પોતાનું મન અવ્યક્ત તરફ વાળ્યું છે તેમને વધારે મહેનત પડે છે, કારણ કે શરીરધારીને અવ્યક્તની ગતિનું આકલન ખૂબ કષ્ટથી જ થાય છે.

આથી ઊલટું, જે લોકો ઈશ્વરપરાયણ થઈને બધાં કર્મો મને સમર્પીને અનન્ય યોગ વડે મારું ધ્યાન કરતા મારી પાસે આવે છે, મારી ઉપાસના કરે છે, તેઓએ પોતાનું મન મારામાં પરોવેલું હોવાથી હું જોતજોતામાં મૃત્યુ—સંસારસાગરમાંથી તેમનો ઉદ્ધાર કરું છું.

તેથી હે ધનંજય, તારું મન મારામાં એકાગ્ર કરીને તારી બુદ્ધિ મારામાં સ્થિર કરજે. એટલે હવે પછી તું મારામાં જ રહીશ એમાં શંકા નથી. જો કદાચ, તારું મન મારામાં તું સ્થિર નહીં કરી શકે, તો ફરી ફરી પ્રયત્ન કરવાના અભ્યાસયોગ વડે મને મેળવવાની ધગશ રાખજે. વળી, મનની નિર્બળતાને લીધે આ માનસિક અભ્યાસ કરવાની બાબતમાં પણ તું અસમર્થ થાય તો મારાં કર્મો કરતો રહેજે. મારી પ્રીત્યર્થ કર્મો કરવાથી પણ તું સિદ્ધિ પ્રાપ્ત કરી શકીશ. (કારણ કે બુદ્ધિ કર્મને અનુસરે છે. જેવાં કર્મો કરીએ તેવી જ બુદ્ધિ ઘડાય.)

આ પણ જો તું નહીં કરી શકે — મારા યોગનો આશ્રય તને કરતાં નહીં ફાવે — તો પ્રયત્ન વડે આત્મવશ થઈ કરેલાં સર્વ કર્મોનાં ફળોની આસક્તિ છોડી દેજે. એટલું તો જરૂર કરજે.

કેવળ અભ્યાસ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે. જ્ઞાન કરતાં પણ તે વસ્તુનું ધ્યાન વધારે સારું. ધ્યાન વડે જ કર્મફળત્યાગ સધાય છે અને આવા ત્યાગ પછી જ શાંતિ મળે છે.

## અધ્યાય ૩૭

### અમૃતસિદ્ધિયોગ

આ પછી આવા અનન્ય યોગનો આશ્રય કરવાવાળા ભક્તો કયાં લક્ષણોને લઈને પોતાને પ્રિય થાય છે એ કહેવા માટે શ્રી ભગવાન ફરીથી બોલ્યા:

"જે મારો ભક્ત દ્વેષરહિત થઈ સર્વ ભૂતો પ્રત્યે મિત્રતા અને કારુણ્ય કેળવવાને કારણે મુક્ત બને છે, અહંકાર અને લોભ-મમતા જેણે છોડી દીધાં છે; જે સુખદુઃખ પ્રત્યે સમાન દૃષ્ટિ રાખે છે; જે ક્ષમાવાન છે; જે સર્વદા સંતુષ્ટ રહે છે; પોતાનું મન કાબૂમાં રાખી જે દૃઢ નિશ્ચયથી વર્તે છે; અને જેણે પોતાનું મન અને બુદ્ધિ મને અર્પણ કર્યાં છે — એવો ભક્ત યોગી મને બહુ પ્રિય છે.

જેનાથી કોઈને પણ તકલીફ થતી નથી; અને જે પોતે કોઈને કંટાળો કરતો નથી; જે હર્ષ, ક્રોધ, ભય અને ઉદ્વેગની ઊર્મિઓથી મુક્ત છે તે મને પ્રિય છે.

જે કશાની અપેક્ષા રાખતો નથી, જે હમેશાં શુચિર્ભૂત રહે છે; જેનું ચિત્ત, હૃદય અને વર્તન નિર્મળ હોય છે; જે બધાં કામોમાં દક્ષ હોવા છતાં ફળ વિશે ઉદાસીન રહે છે; જેની બધી વ્યથા જતી રહી છે; જેણે સ્વાર્થને લઈને કોઈ ખાસ મતલબ મનમાં રાખીને કાર્યારંભ કરવાનું છોડી દીધું છે; એવો જે મારો ભક્ત હોય તે મને પ્રિય હોય છે.

[માણસ સ્વધર્મ ઓળખી ચાલવા માંડે એટલે બધાનાં હિત માટે એણે શું

કરવું જોઈએ તે એની મેળે જ સિદ્ધ થાય છે. સ્વધર્મપાલનનું આવી જાતનું પ્રાપ્તકર્મ કરવું એ તેને માટે સ્વાભાવિક હોય છે. આવાં કર્મો ન કરવામાં જ પાપ છે. કરવાથી બંધન ઉત્પન્ન થતું નથી, કારણ કે કાંઈ પણ અંગત હેતુ રાખીને જાણીબૂજીને આવાં કર્મો કરવામાં આવતાં નથી. આવાં જે સ્વધર્મકર્મો છે તે સિવાયનાં બીજાં કર્મો સ્વેચ્છાથી કરીએ છીએ તેમનો પ્રારંભ સંકલ્પ સાથે કરવો પડે છે, તેથી તેમનું બંધન ઉત્પન્ન થયા વગર રહેતું નથી. ઈશ્વરમાં જેણે પોતાનું મન પરોવ્યું છે, અને જેણે સંયમ સાધ્યો છે તે આવાં 'આરંભ'કર્મોથી દૂર રહે છે.]

જે માણસ પ્રિય વસ્તુ પ્રાપ્ત થવાથી હર્ખઘેલો થતો નથી અને અપ્રિય વસ્તુનો દ્વેષ પણ કરતો નથી, કશા માટે દુઃખ પણ કરતો નથી, અને કશાની આકાંક્ષા પણ રાખતો નથી; શુભ અને અશુભ બન્નેની જે ચિંતા મૂકી દે છે; અને માત્ર ભક્તિમાં તલ્લીન બને છે તે મને પ્રિય છે. શત્રુ અને મિત્ર બન્ને વિશે જે સમ-બુદ્ધિ રાખે છે; માન-અપમાન, શીત-ઉષ્ણ, સુખ-દુઃખ વગેરે બાબતમાં આસક્તિ તજીને જે સમાનતાથી રહે છે; નિંદા અને સ્તુતિની બાબતમાં સરખી રીતે ઉદાસીન રહી જે મનનયુક્ત મૌન ધારણ કરે છે, અને યદૃચ્છાથી જે મળે તેમાં સંતુષ્ટ રહે છે એવો મારો ભક્ત કોઈ પણ સ્થાન વિશે આસક્તિ રાખતો નથી અને પોતાની બુદ્ધિ સ્થિર રાખે છે તે ભક્ત મને પ્રિય છે.

ટૂંકામાં, જે માણસો ઉપર બતાવેલું ધર્મ્યામૃત સમજી લઈને તે મુજબ આચ-રણ કરે છે અને શ્રદ્ધાથી મને ભજે છે તેઓ મને ખૂબ પ્રિય છે

# અધ્યાય ૩૮

## ક્ષેત્રાધ્યાયયોગ

શ્રી ભગવાન આગળ બોલ્યા: 'હે ભરતશ્રેષ્ઠ, આ દુનિયામાં સ્થાવર અને જંગમ; ચલ અને અચલ એવું જે કાંઈ ઉત્પન્ન થાય છે તેની ઉત્પત્તિ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બન્નેના સંયોગથી થાય છે એ તારે સમજી લેવું જોઈએ આ શરીરને ક્ષેત્ર કહેવામાં આવે છે અને તેમાં રહીને એને જે ચાલના આપે છે અને જે એને ઓળખે છે તેને તત્ત્વજ્ઞાની લોકો ક્ષેત્રજ્ઞ કહે છે. આ ક્ષેત્ર શું છે, કેવું છે, તેને કેવા કેવા વિકાર થાય છે, તે શાથી થાય છે, તેમ જ ક્ષેત્રજ્ઞ કોણ, તેની શક્તિ શી – આ બધું તું ટૂંકામાં મારી પાસેથી સમજી લેજે.

પંચમહાભૂતો, એ ભૂતોમાં પ્રવેશ કરીને તેમને જાગ્રત કરનાર અહંકાર, તેમને સારું-નરસું સમજાવી આપનાર બુદ્ધિ – આ બધાંના મૂળમાં રહેલી અવ્યક્ત પ્રકૃતિ, દસ ઇન્દ્રિયો, તેમને ચલાવનાર મન, ઇન્દ્રિયોના પાંચ વિષય, ઇચ્છા, દ્વેષ, સુખ,

દુ:ખ, સંઘાત, ચેતન અને બધાંને એકત્ર સાચવી રાખનાર ધૃતિ — આ બધાંને ટૂંકામાં વિકારી શરીર અથવા ક્ષેત્ર કહેવામાં આવે છે. જેવી રીતે એકલો સૂર્ય આ આખા વિશ્વને પ્રકાશિત કરે છે તેવી રીતે ક્ષેત્રી આ આખા ક્ષેત્રને પ્રકાશિત કરે છે. સર્વ ક્ષેત્રોમાં નિવાસ કરનાર ક્ષેત્રજ્ઞ અથવા ક્ષેત્રી હું જ છું એ તું ઓળખી લેજે. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વિશેનું જ્ઞાન તે જ સાચું જ્ઞાન છે એવો મારો મત છે. જ્ઞાનચક્ષુ વડે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વચ્ચેનો ભેદ જેઓ જાણે છે, અને પ્રકૃતિનાં બંધનોમાંથી પ્રાણીઓનો મોક્ષ કેમ થાય છે એનું રહસ્ય જેમને સમજાય છે તેઓ પરમ શ્રેષ્ઠ સ્થાને પહોંચે છે અને તેમને બ્રહ્મપ્રાપ્તિ થાય છે.

[શું જીવ એટલે આત્મા? જીવ અને આત્મા એક જ છે શું? માણસ મરી જાય એટલે જીવાત્મા શરીરને છોડી જાય છે. જીવ હતો ત્યાં સુધી તે શરીરને જીવતું કહેવામાં આવતું હતું. પણ હવે તે નિર્જીવ થયું. આ નિર્જીવ શરીરમાં આત્મા છે કે નહીં? આત્મા જો અમર, નિત્ય અને વિભુ છે તો મડદામાં પણ તે હોવો જ જોઈએ.

ગીતામાં જેને ક્ષેત્ર કહ્યું છે તે નિર્જીવ શરીર નથી પણ સજીવ શરીર છે. કેવળ પંચમહાભૂતો જ નહીં પણ જીવંત દશામાં જ જે સંભવે છે એવાં સુખ, દુ:ખ, બુદ્ધિ, અહંકાર, ચેતના, ધૃતિ આદિ તત્ત્વો પણ ક્ષેત્રનો જ ભાગ છે. સજીવ શરીર એ ક્ષેત્ર છે અને સાક્ષીરૂપથી તેમાં રહતો અને સર્વત્ર પ્રસરેલો અંતર્યામી પરમાત્મા તે જ ક્ષેત્રજ્ઞ છે.]

## અધ્યાય ૩૯

### જ્ઞાનજ્ઞેયયોગ

[જ્ઞાન શબ્દનો સામાન્ય રીતે જે અર્થ થાય છે તેટલો જ ગીતામાં અભિપ્રેત નથી. (૧) જાણવાની ક્રિયા, અને (૨) જાણેલી માહિતી અથવા (૩) તે માહિતી પરથી તારવી કાઢેલા સિદ્ધાંતો એટલે જ જ્ઞાન એમ આપણે સમજીએ છીએ, પણ ગીતામાં જ્ઞાન શબ્દ અનેક જગ્યાએ આથી વ્યાપક અર્થમાં વપરાયો છે. જ્ઞાન શબ્દમાં (i) જ્ઞાનપ્રાપ્તિની પૂર્વતૈયારી અથવા સાધનાનો પણ અંતર્ભાવ થાય છે, અને ખાસ મહત્ત્વની વાત તો એ છે (ii) જ્ઞાનપ્રાપ્તિ પછી જીવનમાં જે પરિવર્તન થાય છે, સંસ્કાર મળે છે, તે સંસ્કારિતાને પણ ગીતા જ્ઞાન જ કહે છે. જ્ઞાન જો પચી જાય તો તેનાથી (iii) જે સામર્થ્ય અને જે સંસ્કૃતિ પેદા થાય છે તેને જ ગીતા મુખ્યત: જ્ઞાન કહે છે.

અને એનું કારણ છે. ગીતાની દૃષ્ટિએ જ્ઞાનનો મુખ્ય વિષય ઇન્દ્રિયોના વિષય એવાં પંચમહાભૂતો એ નથી, પણ વિશ્વનિયંતા પરમેશ્વર જ છે. તેને

જાણવો, એટલે તેના જેવું થવું એવી સ્થિતિ હોવાથી તે જ્ઞાન જીવનપરિવર્તન દ્વારા જ પ્રકટ થાય છે. શ્રી શંકરાચાર્યે કહ્યું છે તેમ મોક્ષની સાધના અને મોક્ષનું સાધ્ય બન્ને એક જ હોય છે. તે જ રીતે જ્ઞાનપ્રાપ્તિની સાધના અને જ્ઞાનપ્રાપ્તિનું ફળ બંને એક જ છે એમ કહી શકાય.

ચાલુ અધ્યાયમાં ગીતાએ જ્ઞાનનું સ્વરૂપ એટલે જ્ઞાનનાં લક્ષણો આપીને પછી આ જ્ઞાનનો વિષય જે પરમેશ્વર તેનું વ્યાપક સ્વરૂપ આપ્યું છે.]

શ્રી ભગવાન બોલ્યા: હે પાર્થ, મારામાં મન પરોવીને, મારો આશ્રય લઈને યોગ સાધતાં સાધતાં તું મને સંપૂર્ણ રીતે અને નિ:શંકપણે કેવી રીતે ઓળખી શકીશ તે સાંભળ. હું તને આ અનુભવયુક્ત જ્ઞાન સાદ્યન્ત કહું છું. તે સમજી લીધા પછી આ દુનિયામાં જાણવાનું કશું જ રહેતું નથી. હજારો માણસોમાં કોક જ જ્ઞાનસિદ્ધિ માટે પ્રયત્ન કરે છે, અને આવા પ્રયત્ન કરનાર સિદ્ધોમાં પણ ક્વચિત જ એકાદ જણ મને તત્ત્વત: ઓળખી શકે છે.

હવે ઈશ્વર વિશે આ જ્ઞાન કેવું હોય તે કહે છે. અભિમાનનો અભાવ, દંભનો અભાવ, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યોની શુશ્રૂષા, શુચિર્ભૂતપણું, સ્થિરતા, આત્મસંયમ, ઇંદ્રિયોના વિષયો વિશે વૈરાગ્યવૃત્તિ એટલે વૈરાગ્ય, અહંકારનો ત્યાગ, જન્મ, મરણ, જરા, વ્યાધિ, દુ:ખ અને પોતાના દોષ એ વિશેની અખંડ જાગૃતિ, પુત્ર, સ્ત્રી, ઘર વગેરેની બાબતમા મોહ-મમતાનો અભાવ, ઇષ્ટ અથવા અનિષ્ટ પ્રાપ્ત થાય તોપણ ચિત્તનું સમતોલપણું, મારા વિશે અનન્ય ધ્યાનપૂર્વક એકનિષ્ઠ ભક્તિ, એકાંત સ્થળનું સેવન, જનસમૂહમાં ભળવા વિશે કંટાળો, હમેશાં અધ્યાત્મજ્ઞાનમાં આનંદ માનવાની વૃત્તિ, અને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ અથવા આત્મ-દર્શન — આ બધું મળીને જ્ઞાન તરીકે ઓળખાય છે.

આથી જે ઊલટું તે અજ્ઞાન.

હવે જ્ઞાન વડે મેળવવાનું જે જ્ઞેય તે તને કહું છુ. એ જાણવાથી માણસને અમૃતત્વ એટલે મોક્ષ પ્રાપ્ત થાય છે. આ જ્ઞેય તે અનાદિ પરબ્રહ્મ છે. તેને સત્ પણ કહી શકાય નહીં અને અસત્ પણ કહી શકાય નહી. કારણ કે તે બન્નેથી પર છે. રૂપક વડે બોલવું હોય તો તેને બધી બાજુએથી હાથ છે, બધી બાજુથી પગ છે, તેમ જ બધી બાજુથી માથું, મોઢું, આંખ, કાન છે. એવું તેનું સ્વરૂપ છે. બધાને વ્યાપીને તે આ દુનિયામાં રહ્યું છે. બધી જાતની ઇંદ્રિયો વગરનું અને અલિપ્ત હોવા છતાં તેનામાં બધી ઇંદ્રિયોના ગુણોનો આભાસ થાય છે, કારણ કે ઇંદ્રિયો વિના જ તે ઇંદ્રિયોનું કાર્ય કરે છે, તે અલિપ્ત છતાં બધાંનું ભરણપોષણ કરે છે. અને નિર્ગુણ છતાં ગુણોનો ઉપભોગ લે છે. તે ભૂતમાત્રોની અંદર પણ છે અને બહાર પણ છે. તે ગતિમાન પણ છે અને સ્થિર પણ છે. સૂક્ષ્મ હોવાથી તેને જાણી શકાતું નથી. તે દૂર પણ છે, નજીક પણ છે. સર્વભૂતમાત્રમાં અવિભક્ત હોવા છતાં તે વિભક્ત જેવું લાગે છે. આવું જે, તે જ્ઞેય છે. તે

ભૂતમાત્રોને ધારણ કરે છે, તેમને ગળી જાય છે અને તેમના ઉપર પોતાનો કાબૂ ધરાવે છે. જ્યોતિઓની પણ તે જ્યોતિ છે. તે અંધકારથી પર ગણાય છે, એવું તે જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાનગમ્ય હોઈ, બધાનાં હૃદયમાં વિરાજમાન છે.

આવી રીતે મેં તને ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની તેમ જ જ્ઞાન અને જ્ઞેયની ટૂંકમાં કલ્પના આપી છે. આ જાણવાથી, મારો ભક્ત મારામાં પહોંચવાને લાયક બને છે.'

## અધ્યાય ૪૦

### પુરુષપ્રકૃતિયોગ

શ્રી ભગવાન બોલ્યા: 'પ્રકૃતિ અને પુરુષ એ બંને અનાદિ છે એ તારે સમજવું જોઈએ, અને જેટલા ગુણો અને વિકારો છે તે બધા પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થાય છે એ પણ તારે ઓળખી લેવું જોઈએ.

આ બંનેમાં પ્રકૃતિ કાર્યકારણના સંબંધના મૂળમાં હોય છે અને પુરુષનો સંબંધ સુખદુ:ખના ભોક્તૃત્વ સાથે હોય છે. પુરુષ પ્રકૃતિ વિશે રહીને, પ્રકૃતિને લીધે ઉત્પન્ન થતા ગુણોનો ઉપભોગ કરે છે. એનું કારણ એ છે કે, સારી-નરસી યોનિઓમાં જન્મ લેવાથી ગુણો સાથે તેની આસક્તિ બંધાયેલી હોય છે.

ઉપર કહેલા પુરુષ ઉપરાંત પરમાત્માનામક એક પુરુષ આ દેહમાં રહીને સર્વસાક્ષી, અનુમતિ આપવાવાળો, ભરણપોષણ કરનારો, ભોક્તા અને મહેશ્વર એ નામથી ઓળખાય છે. જે કોઈ પુરુષને અને બધા ગુણો સહિત પ્રકૃતિને ઓળખે છે તે ગમે તેમ વર્તે તોપણ તેને ફરી જન્મ લેવો પડતો નથી. તે બધી જાતની પ્રવૃત્તિઓ કરે તોપણ તેને પુનર્જન્મનું બંધન નથી હોતું. બધાં કર્મો પ્રકૃતિ મારફતે જ કરાય છે એમ જે જુએ છે અથવા સમજે છે અને તેથી આત્માને અકર્તા જાણી શકે છે તે જ સાચો દ્રષ્ટા-જ્ઞાની.

પરમાત્મા અનાદિ હોવાથી, નિર્ગુણ અને અવ્યય હોવાથી, શરીરમાં રહેતાં છતાં કશું કર્મ કરતો નથી, અને કોઈ પણ રીતે તેને કર્મનો લેપ લાગતો નથી. જેવી રીતે બધે ફેલાયેલું આકાશ ખૂબ જ સૂક્ષ્મ હોવાથી અલિપ્ત હોય છે, તેવી રીતે દેહમાં સર્વત્ર વસતો આ આત્મા લેપ પામતો નથી.

આવા આ આત્માને કેટલાક લોકો ધ્યાન વડે પોતાના હૃદયમાં શોધે છે. બીજા સાંખ્યમાર્ગ વડે એટલે જ્ઞાનયોગથી જુએ છે. આથી જુદા કેટલાક, કર્મયોગ વડે તેને શોધે છે. એવા પણ કેટલાક લોકો હોય છે કે જેઓ પોતે કશું જ જાણતા નથી, પણ બીજાના કહેવાથી (તેમનું કહેવું માનીને) અંતરાત્માની ઉપાસના કરે છે. આવા લોકો શ્રુતિપરાયણ હોવાને લીધે જ મૃત્યુને ઓળંગી જાય છે. જે લોકો પરમેશ્વરને સર્વભૂતોમાં સરખી રીતે વાસ કરનાર તરીકે ઓળખે છે, અને

આ વિનાશી જગતમાં તે જ એકલો અવિનાશી સ્વરૂપમાં વાસ કરે છે એમ ઓળખે છે, તેઓ જ સાચા જ્ઞાની છે. બધે સરખી રીતે ઈશ્વર વસે છે એવું જેમને દેખાય છે તેઓ સર્વત્ર પોતે જ છે એમ ઓળખી પોતે પોતાની હિંસા કરતા નથી. અને આવી અહિંસા સ્થિર થયા પછી તેઓ પરમ ગતિને પહોંચે છે.

ભૂતમાત્રોમાં ભિન્નત્વ હોવા છતાં, બધાં એક જ છે એ વાત જેને સમજાય છે, અને આ એકમાંથી આખો વિસ્તાર પથરાઈ રહ્યો છે એ જેને દેખાય છે તે માણસને બ્રહ્મપ્રાપ્તિ થાય છે.

[આપણે અહિંસામાં માનીએ છીએ, પણ તે અહિંસાવૃત્તિ શા માટે સ્વીકારવી અને પોષવી અને મનુષ્યસ્વભાવમાં તે કેવી રીતે સ્વાભાવિક છે તેના વિચાર આપણે ભાગ્યે જ કરીએ છીએ. અહીં બારમા શ્લોકમાં તેની ટૂંકામાં છતાં સંપૂર્ણ મીમાંસા કરેલી છે. જો સંપૂર્ણ ઐક્ય અનુભવવામાં આવે તો કોઈ પણ કોઈની હિંસા નહીં કરે અને હિંસાનું પાપ પણ નહીં રહે. જ્યાં દ્વૈત છે ત્યાં જ હિંસાને સ્થાન છે. અંતર્યામીનો વાસ સર્વત્ર છે એ વાત સમજાય એટલે આપણે બધા એક જ છીએ. પછી કોણ કોને મારે?

ભિન્ન ભિન્ન વ્યક્તિઓનું દ્વૈત દૂર થયા પછી બીજું એક દ્વૈત નજર આગળ આવે છે. પ્રશ્ન એવો થાય છે કે જો બધે એકતા જ ભરેલી છે તો પછી વિવિધતાનું દર્શન થાય જ શા માટે? આનો જવાબ એવો છે કે દુનિયાના મૂળમાં પ્રકૃતિ અને પુરુષ એવાં બે તત્ત્વો છે. પુરુષ એક જ હોઈ કેવળ સાક્ષીરૂપે જ રહે છે અને પ્રકૃતિ વિવિધતાની રમત રમે છે. પ્રકૃતિ ત્રણ ગુણોથી યુક્ત થઈને બધી જાતના વિકાર ઉત્પન્ન કરે છે. પ્રકૃતિનું આ સ્વરૂપ ઓળખાય એટલે પુરુષ અલિપ્ત થાય છે અને પ્રકૃતિનો બધો વ્યવહાર ચલાવીને પણ એ અલિપ્ત રહેતો હોવાથી તેનામાં પાપ સંભવતું નથી. પ્રકૃતિના વ્યાપારમાં પાપ હોવાનું કારણ જ નથી. પુરુષ તે વ્યાપારમાં ગૂંચવાય છે અને પોતાની જાતને ભૂલી જઈને અહંકારથી દીનવૃત્તિ ધારણ કરે છે. તેથી જ પાપ સંભવે છે. પ્રકૃતિ અને તેનાં કર્મોનો લેપ છોડી દીધા પછી તે પુરુષ દ્વારા પ્રકૃતિ ગમે એટલો ખેલ ચલાવે, ગમે એટલો નાચ નાચે, તોપણ પુરુષ અલિપ્તનો અલિપ્ત જ રહે છે, કારણ કે તેણે પાપનું મૂળ જ કાઢી નાખેલું હોય છે.]

## અધ્યાય ૪૧

### ત્રિગુણયોગ

(અભ્યાસી લોકોનું એવું કહેવું છે કે વેદોમાં કે ઉપનિષદોમાં, દુનિયાની કે માનવી માનસની ત્રિગુણાત્મક વ્યવસ્થાનો ઉલ્લેખ ક્યાંયે નથી. ઉપનિષદોમાં અસ્પષ્ટ

ઉલ્લેખ દેખાય છે, પણ ત્રિગુણાત્મક વ્યવસ્થાનો સ્પષ્ટ રીતે ઉલ્લેખ અને સ્વીકાર પહેલવહેલો ગીતામાં જ જોવામાં આવે છે. સાંખ્યયોગમાં ત્રિગુણવ્યવસ્થાનો વિસ્તાર થવાનો જ, પણ તે પહેલાં કયા ગ્રંથમાં નોંધી રાખ્યો છે તે આપણે જાણતા નથી. આ ત્રિગુણવ્યવસ્થાનો આવિષ્કર્તા ગમે તે હોય, પણ પુરસ્કર્તા તો ગીતાના ભગવાન જ હોવા જોઈએ. આ વ્યવસ્થાએ આર્યોની વિચારપદ્ધતિ પર એવો જબરદસ્ત કાબૂ મેળવ્યો છે કે આ વ્યવસ્થા યોગ્ય છે કે નહીં અથવા આનાથી જુદી કોઈ વ્યવસ્થા કરવી શકય છે કે નહીં તેનો વિચાર કોઈએ જ કર્યો નથી. જેવી રીતે ચાર વર્ણોમાંથી અનુલોમ-પ્રતિલોમ મિશ્રણ વડે અને આવા મિશ્રણોના મિશ્રણ વડે સંકર જાતિઓ બને છે અથવા કલ્પાઈ છે, તેવી જ રીતે આ ત્રણ ગુણોના ઓછાવત્તા મિશ્રણને લીધે અનેક પ્રકારના વર્ણ તૈયાર થવા જોઈએ; અને તે તે સંમિશ્ર વર્ણોનો વિશિષ્ટ સ્વભાવ પણ બનવો જોઈએ. એ દૃષ્ટિએ હજી સુધી કોઈએ પ્રયાસ કરેલો દેખાતો નથી. ગીતાએ તો સ્પષ્ટ કહ્યું છે કે આ ત્રણે ગુણ દરેક વ્યક્તિમાં ભેગા જ હોય છે. આ ત્રણમાથી જ્યારે એક ગુણ બળવાન થઈને બાકીના બેને દાબી દે છે ત્યારે તે ગુણની છાપ તે વ્યક્તિ પર વિશેષ છે એમ કહેવામાં આવે છે.

વ્યક્તિઓના સ્વભાવના કે સ્વભાવાનુરૂપ વ્યક્તિના વાડા ગોઠવવા માટે આ ત્રિગુણવ્યવસ્થા ઘણી જ સગવડભરેલી છે. ગીતાએ આ ત્રિગુણોનું સરળ વિવેચન કરીને સત્ત્વગુણને પ્રધાનપદ આપ્યું છે અને પોતાનું વિવેચન તર્કશુદ્ધ કરવા માટે અંતે ત્રિગુણાતીત અવસ્થાનું પણ વર્ણન કર્યું છે.

ત્રિગુણયોગ સમજાવીને ગુણાતીત અવસ્થા સુધી વિવેચન લઈ જઈને પણ ગીતાને સંતોષ મળ્યો નથી. પુરુષોત્તમયોગમાં પણ એણે આ ત્રેવડ વ્યવસ્થા દાખલ કરી છે—ક્ષરપુરુષ, અક્ષરપુરુષ અને આ બંનેથી પર એવો પુરુષોત્તમ. એ જ રીતે સર્ગ એટલે પ્રકૃતિના ત્રણ પ્રકાર કહ્યા છે (અધ્યાય ૨૭, શ્લોક ૧૧, ૧૨). પણ આગળ જતાં વિસ્તાર તો દૈવી અને આસુરી એ બંનેનો જ કર્યો છે. રાક્ષસી સંપતનું વિવરણ કરવું ગીતાને આવશ્યક નહીં જણાયું હોય.

આ પછી શ્રદ્ધાનું વિવરણ આવે છે, તેને પણ આ ત્રેવડા બીબામા ગીતાએ ગોઠવી છે. અને પછી બધું એ રીતે જ પૂરું કરવાની વૃત્તિથી આહાર, યજ્ઞ, તપ, દાન—એ બધાની પણ ત્રિગુણવ્યવસ્થા કહેલી છે. તપની બાબતમાં તો શારીરિક, વાઙ્મય અને માનસિક એવો વળી ફોડ કર્યો છે. તે પછી જ્ઞાન, જ્ઞેય, જ્ઞાતા, કર્મ, કર્તા, બુદ્ધિ, ધૃતિ, સુખ ઇત્યાદિ બધાં તત્ત્વોની ત્રિવિધ વ્યવસ્થા કરીને આ ત્રિવિધપ્રકૃતિથી મુક્ત એવું આ દુનિયામાં કશું જ નથી. આ બધા ભાવો મારામાંથી જ ઉત્પન્ન થાય છે અને તેમની જાળમાંથી મુક્ત થવું હોય તો મારું શરણ લેવું એ જ એક માર્ગ છે, એમ કહી ગુણ-સંખ્યાન પૂરું કર્યું છે. એટલાથી પણ ત્રેવડનો વળ છૂટયો ન હોવાથી 'ॐ तत् सत्' એ ત્રિવિધ નિર્દેશ કહ્યા વગર ગીતાથી રહેવાયું નથી.)

સત્ત્વ, રજ, તમ આ ગુણત્રયવ્યવસ્થાનું મહત્ત્વ રજૂ કર્યા પછી જ ભગવાન નીચેનું વિવરણ શરૂ કરે છે:

હે અર્જુન, સર્વ જ્ઞાનોમાં શ્રેષ્ઠ એવું જ્ઞાન હું તને કહું છું. આ જ્ઞાન મળ્યા પછી જ મોટા મોટા મુનિઓને આ લોકમાં સિદ્ધિ મળી છે. આ જ્ઞાનનો લાભ લઈને—આ જ્ઞાનમાં તરબોળ થઈને—જે લોકો મારી સાથે સાધર્મ્ય પામ્યા તે પૂરી રીતે મુક્ત જ થયા છે. કલ્પાન્તે પણ તેમને વ્યથા થતી નથી અને ફરી જ્યારે ઉત્પત્તિ થાય છે ત્યારે તેમને જન્મ લેવો પડતો નથી.

પ્રકૃતિમાંથી ઉત્પન્ન થતાં, સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ, અવ્યય આત્માને શરીરમાં ગોંધી રાખે છે. આ ત્રણ ગુણોમાં સત્ત્વગુણ નિર્મળ, પ્રકાશ-દાયક અને આરોગ્યપ્રદ હોવાથી માણસને જ્ઞાન અને સુખ સાથે બાંધી રાખે છે—સુખ અને જ્ઞાનનું જ બંધન ઉત્પન્ન કરે છે. રજોગુણ આસક્તિરૂપ છે; તૃષ્ણા અને સંગમાંથી એ ઉત્પન્ન થાય છે અને તે જીવને કર્મમાં આસક્ત બનાવીને બાંધી રાખે છે. તમોગુણ અજ્ઞાનમાંથી ઉત્પન્ન થઈને બધાં પ્રાણીઓને જડ-મૂઢ બનાવે છે અને ભુલકણાપણું, આળસ અને નિદ્રા સાથે જીવાત્માને બાંધી રાખે છે.

સત્ત્વગુણ શાંતિ-સુખની આસક્તિ ઉત્પન્ન કરે છે; રજોગુણ કર્મનો સંગ કરાવે છે; અને તમોગુણ જ્ઞાનને ઘેરી લઈને પ્રમાદનો સંગ કરાવે છે. રજોગુણ અને તમોગુણ જ્યારે દબાઈ જાય છે ત્યારે સત્ત્વગુણ માથું ઊંચકે છે. સત્ત્વ અને તમને દાબીને રજોગુણ ઊંચે આવે છે, અને જ્યારે સત્ત્વ અને રજ દબાઈ જાય છે ત્યારે તમોગુણની ઉત્પત્તિ થાય છે. જ્યારે બધી ઇન્દ્રિયો દ્વારા આ દેહમાંથી પ્રકાશ અને જ્ઞાન ફેલાવા લાગે છે ત્યારે જ સમજવું કે સત્ત્વગુણ વધ્યો છે. જ્યારે રજોગુણ વધે છે ત્યારે લોભ, ચળવળ, કર્મની અબળખા, અશાંતિ અને વાસનાનો ઉદય થાય છે અને તમોગુણ બળવાન થાય છે એટલે અજ્ઞાન, મંદતા, પ્રમાદ, અસાવધાની અને મોહ ઉત્પન્ન થાય છે.

સત્ત્વગુણની વૃદ્ધિ થયા પછી દેહધારીને મૃત્યુ આવે તો તેને નિર્મળ જ્ઞાનલોક પ્રાપ્ત થાય છે. રજોગુણના પ્રાબલ્યમાં માણસને મૃત્યુ આવે તો કર્મરાગી માણસોના લોકોમાં તેને જન્મ મળે છે, અને તમોગુણી અવસ્થામાં જે મૃત્યુ પામે છે તેમને મૂઢ યોનિમાં જન્મ મળે છે.

સત્કર્મનું ફળ સાત્ત્વિક અને નિર્મળ હોય છે, રાજસી કર્મનું ફળ દુ:ખ અને તમોગુણનું ફળ તે અજ્ઞાન.

સત્ત્વગુણમાંથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણમાંથી લોભ ઉત્પન્ન થાય છે અને તમોગુણમાંથી તો પ્રમાદ, મોહ અને અજ્ઞાન એવાં ત્રણ જાતનાં ફળો ઉત્પન્ન થાય છે.

સત્ત્વગુણી લોકો હમેશાં ઊંચે ઊંચે જાય છે—તેમની ઉન્નતિ થાય છે; રજો-ગુણી લોકો ખૂબ મહેનત કરીને પણ અધવચમાં જ અટકી જાય છે; અને છેલ્લા—

હલકા—એવા, જેમની તમોગુણમાં જ નિષ્ઠા હોય છે, તે તામસ લોકો નીચે નીચે જાય છે તેમનો અધઃપાત થાય છે. જ્યારે જ્ઞાની પુરુષ આ ગુણોથી જુદો એવો કર્તા કોઈ નથી એમ જુએ છે, અને આ ગુણોથી પર આત્મતત્ત્વને ઓળખે છે ત્યારે તેને મારી પ્રાપ્તિ થાય છે. દેહના સંગમાંથી ઉત્પન્ન થતા આ ત્રણ ગુણોને પાર જવાથી જીવાત્મા જન્મ, મૃત્યુ અને જરાના ત્રાસમાંથી મુક્ત થાય છે અને અંતે તેને અમૃતસિદ્ધિ મળે છે.

## અધ્યાય ૪૨

### ગુણાતીતયોગ

[સત્ત્વ, રજ, તમ—એ ત્રણ ગુણ અને તેમનો વિસ્તાર એ હમેશની અનુભવની વાતો છે. તેમનો ફોડ પાડીને કહેતાં જ તેમનું સ્વરૂપ ધ્યાનમાં આવે છે. પણ જ્યારે ભગવાને કહ્યું કે, મોક્ષ મેળવવો હોય તો આ ત્રણે ગુણોથી પર થવું જોઈએ, ત્યારે સ્વાભાવિક રીતે અર્જુન મૂંઝાયો. તમોગુણ કરતાં રજોગુણ સારો, રજોગુણ કરતાં સત્ત્વગુણ સારો એ તો સમજાયું. દરેક માણસમાં આ ત્રણે ગુણોની અસર હોય છે. ત્રણમાંથી જે ગુણનો વિશેષ પ્રભાવ હોય તે તેનો સ્વભાવ હોય છે એમ કહેવામાં આવે છે. ભગવાને એમ પણ કહ્યું કે આ પૃથ્વી ઉપર કે બીજા લોકમાં એવું કશું જ નથી કે જે આ ત્રણ ગુણોથી મુક્ત હોય. એમ છતાં ભગવાન કહે છે કે, આ ત્રણે ગુણોને ઓળંગીને જવું જોઈએ. ત્યારે આ ત્રિગુણાતીત કેવો હશે અને એણે દુનિયામાં વર્તવું કેવી રીતે એવી શંકા આવવાથી અર્જુન પૂછે છે.]

અર્જુન પૂછે છે: હે પ્રભુ, ક્યાં લક્ષણો દેખાય એટલે માણસ ત્રણ ગુણોની પેલી પાર ગયો એમ સમજવું? આ ગુણાતીત માણસે દુનિયામાં કેવી રીતે વર્તવાનું હોય છે અને ગુણાતીત થવાનું સાધન શું?

[અર્જુનને સરળ અને વ્યાપક પ્રશ્નો પૂછતાં આવડે છે. પણ ભગવાને આ પ્રશ્નોના જવાબ ખૂબ ટૂંકાણમાં આપ્યા છે. ભગવાન પાસે આદર્શ પુરુષની એક કલ્પના છે, તે જ કલ્પના જુદી જુદી રીતે તેઓ અર્જુન આગળ મૂકે છે. ગીતાનો જે સ્થિતપ્રજ્ઞ તે જ તેનો પંડિત, તે જ તેનો ભક્ત, તે જ જ્ઞાની, તે જ યોગી અને તે જ ત્રિગુણાતીત, અને એમ જોવા જઈએ તો બ્રહ્મીભૂત પણ તે જ. (જો શ્રીકૃષ્ણને પૂર્ણ પુરુષ કહેવા હોય તો ગીતામાં ચીતરેલાં ઉપલાં સાતે ચિત્રો ભગવાનને પણ લાગુ પડવાં જોઈએ. અને આ સર્વ ચિત્રોમાંથી જે સ્વભાવ વ્યક્ત થાય છે અથવા વ્યક્તિત્વ પ્રકટ થાય છે તેની જ કસોટી લઈને જો મહાભારત, ભાગવત, વિષ્ણુપુરાણ અને હરિવંશ—આ પ્રધાન ગ્રંથોમાં જ શ્રીકૃષ્ણ-

ચરિત્રનો અર્થ બેસાડીએ તો કૃષ્ણાવતારનું રહસ્ય અને શ્રીકૃષ્ણનું દિવ્ય જન્મકર્મ સમજવું સહેલું થઈ પડશે.]

શ્રી ભગવાન બોલ્યા: હે પાંડવ, પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ – એમાંથી કાંઈ આવી પડે તોપણ જે માણસ કંટાળતો નથી અને આ ચીજો પ્રાપ્ત ન થાય તો તેની આશા રાખતો નથી, જે ઉદાસીનની માફક તટસ્થ રહે છે, તેને ત્રિગુણ વિચલિત કરી શકતા નથી; કારણ કે 'આ ગુણો પોતાના સ્વભાવ મુજબ વર્તે છે' એમ જોઈ જે સ્થિર રહી ચંચળ બનતો નથી, જે સુખદુઃખ પ્રત્યે સમાનવૃત્તિ રાખે છે, માટી, પથ્થર કે સોનું જેની નજરે સરખાં જ છે. પ્રિય અને અપ્રિય, નિંદા અને સ્તુતિ, માન અને અપમાન, શત્રુ અને મિત્ર – ઉભય પ્રત્યે જે સમાન હોય છે અને જે બધાં સકામ કર્મો છોડી દે છે, એવા બુદ્ધિમાન પુરુષને ગુણાતીત કહે છે.

અને જે અનન્ય નિષ્ઠા વડે ભક્તિયોગમાં દૃઢ થઈને મારી ઉપાસના કરે છે તે આ ત્રણે ગુણોને ઓળંગીને બ્રહ્મીભૂત સ્થિતિ પ્રાપ્ત કરવા માટે યોગ્ય બને છે; કારણ કે હું જ અમૃત અને અવિનાશી એવા પરબ્રહ્મનું, શાશ્વત ધર્મનું અને અખંડસ્વરૂપસ્થિતિ – તેનું અંતિમ સ્થાન છું.

[સત્ત્વગુણ જે પચાવી શક્યો છે, રજ અને તમને કબજે જે કદી જતો નથી અને તેમ છતાંય જે ઈશ્વરનિષ્ઠ અને અનાસક્ત રહે છે, તે ત્રિગુણાતીત કહેવાય.]

## અધ્યાય ૪૩

### પ્રપત્તિયોગ

[પશુઓને પોતાની આસપાસની વસ્તુઓ જોઈને નવાઈ લાગતી હશે? સૂર્યોદય, સૂર્યાસ્ત, શુક્લપક્ષ-કૃષ્ણપક્ષ અને અસંખ્ય તારાઓ એમના ધ્યાનમાં આવતા હશે? એ તો પશુનો ભવ મળે તો જ ખબર પડે.

માણસના બાલ્યકાળમાં તેને બધી જ વસ્તુઓ અદ્‌ભુત લાગતી અને તેથી તેણે અદ્‌ભુતરસનો આશરો લઈ અનેક ધર્મકથાઓ અને રૂપકો તૈયાર કર્યાં છે. આકાશમાં ઉદય, મધ્ય અને અસ્ત એવાં ત્રણ પગલાં વડે વિશ્વનું આક્રમણ કરવાવાળો આદિત્ય તે જ વિષ્ણુ છે, કારણ કે તેનો પ્રકાશ બધે પ્રવેશી શકે છે. સૌમ્ય આનંદ આપવાવાળો ચંદ્ર વનસ્પતિઓને પરિપુષ્ટ બનાવવાનો હોઈ તેને સોમો રાજા બનાવ્યો છે. નદીઓ અને પર્વત, તળાવ અને દરિયો – એ પણ માણસના આશ્ચર્યના વિષય થયા અને તેમની પવિત્રતાએ માણસના મન ઉપર અસર કરી. આ બધાં વિશે તેણે પૌરાણિક વાર્તાઓ અને પૂજાવિધિ રચી રાખ્યાં છે. પાણીને તો તેણે 'જીવન' નામ આપ્યું છે અને વાયુને 'પ્રાણ' તરીકે ઓળખાવ્યો છે.

પણ માણસના સાચા જીવનસાથીઓ તો વૃક્ષ, વનસ્પતિ અને ગાય-બળદ જ છે. વૃક્ષ, વનસ્પતિ અને ગ્રામ્યપશુ એ માણસની જેમ નાનાંમાંથી મોટાં બને છે અને જરામૃત્યુને આધીન બને છે. પશુ વિના કદાચ માણસને ચાલે, પણ વનસ્પતિ વિના સહેજ પણ નહીં ચાલે. આથી છાંયો અને ફળ આપવાવાળાં વૃક્ષોનો માનવી-જીવન સાથે સૌથી વધુ સંબંધ હોવાથી ધર્મકથા અને ધાર્મિક વિધિમાં વૃક્ષોનો સંબંધ હોવો પણ તદ્દન સ્વાભાવિક છે. ફળફૂલ આપવાવાળાં આટલાં બધાં વૃક્ષો હોવા છતાંય આપણા લોકોની ભક્તિ વડલો અને પીપળો તેમ જ ઉંબરડો — ત્રણે પ્રત્યે કેમ જણાય છે એ કહેવું મુશ્કેલ છે. કદાચ આ ત્રણે વૃક્ષો રાજવૈભવી છે, દૂધ-વાળાં છે અને બહુ વરસાદ ન પડે તોપણ ટકી રહે એવાં છે તેથી જ તેમને ભક્તિ માટે યોગ્ય ગણ્યાં હોય.

કેળનું ઝાડ એક રીતે કુટુંબવત્સલ કહેવાય, ત્યારે બીજી રીતે વડલાનું ઝાડ વંશવૃદ્ધિ કરે છે તેથી જ વડલાનું મહત્ત્વ વધ્યું. ડાળીઓ આકાશમાં ગમે તેટલી ઊંચી ચડે તોપણ તેમને સ્વતંત્ર રીતે પોતાનાં બાળકોને — મૂળિયાંને — જમીન સુધી પહોંચાડવાની વૃત્તિ થાય છે, અને આવી રીતે શાખાદીઠ ભૂમાતાનું સ્તન્ય મેળવવા-ની સગવડ મેળવીને વડલો ધીરે ધીરે પોતાનુ સામ્રાજ્ય ચારે કોર ફેલાવે છે.

અને પીપળો તો ખરેખર જ પુરાણપુરુષ છે. પુરાણ એટલે — પુરા અપિ નવમ્! પીપળો ગમે તેટલો ઘરડો થાય તોપણ તેનાં પાંદડાંનું બાલ્ય અને ચાંચલ્ય કદી પણ ઓછાં થતાં નથી અને તેનાં પાંદડાં ખરી પડે છે તોપણ તેની જિજી-વિષા બીજા કોઈ પણ ઝાડ કરતાં વધુ ટકાઉ છે એમ સાબિત થયું છે.

ત્યારે ભગવાને અને આપણા પ્રાચીન ઋષિઓએ સંસારને આ વૃક્ષની ઉપમા આપી તો તેમાં નવાઈ શાની?

આજે માણસને પોતાની વસ્તીમાં ઠેર ઠેર ઝાડ ઉગાડી શોભા વધારવી અને હવામાં ઠંડક લાવવી જરૂરી જણાય છે. પ્રાચીનકાળમાં માણસ અને અરણ્ય એ બન્નેનું પેઢીઓથી ચાલતું યુદ્ધ જ વધુ મહત્ત્વનું હતું. જેવી રીતે કોઈ પીપળો કોઈ મંદિરને પડખે ઊગીને તે મંદિરની એકેએક શિલાને ખોખરી બનાવે છે અને મંદિરના શિખર પર પોતાની ધ્વજા ફરકાવીને પોતાનો વિજય જાહેર કરે છે, તેવી જ રીતે કંબોડિયામાં અંકોરવૅટ અને અંકોરથૉમ જેવાં સ્થળોએ જ્યાં પહેલાં અદ્વિતીય સમૃદ્ધશાળી લોકવસ્તી હતી અને વિશાળ ગોપુરોવાળાં મંદિરો હતાં, ત્યાં જંગલ એટલું બધું જામ્યું છે કે ત્યાં માણસની વસ્તીનું કે હર્મ્ય પ્રાસાદોનું નામ-નિશાન પણ રહ્યું નથી. વનસ્પતિઓનાં આવાં આક્રમણમાંથી પોતાની જાતને બચાવી લેવી અને પોતાને માટે થોડીક ખુલ્લી જગા મેળવી લેવી એ તો તે વખતનો પ્રધાન પુરુષાર્થ હતો. વૃક્ષો તોડીને તેમનાં લાકડાં બાળી નાખવાં એ યજ્ઞકર્મને તે વખતે અસાધારણ મહત્ત્વ મળતું હોય તો શી નવાઈ?

આવા સમયનું સ્મરણ રાખીને જ મોક્ષ મેળવવો એટલે આ સંસારરૂપી જે

અશ્વત્થ જામ્યો છે તેને અસંગશસ્ત્ર વડે છેદી નાખવો, એવું રૂપક ઉપનિષદકારોએ કે ગીતાકારોએ આપ્યું હોય તો તે બધી રીતે યોગ્ય જ છે.]

શ્રી ભગવાન બોલ્યા: ઉપર મૂળિયાં અને નીચે શાખાઓ એવો કદી પણ નાશ ન પામતો, છંદોવાળી જેનાં પાંદડાં છે એવો જે આ અશ્વત્થ વૃક્ષ છે તેને જેણે ઓળખ્યો તે જ ખરો વેદવેત્તા છે! સત્ત્વ, રજ અને તમ—આ ત્રણ ગુણોમાંથી જેને પોષણ મળ્યું છે અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ઇત્યાદિ વિષયોની વડવાઈઓ જેને ફૂટી છે, જેની શાખાઓ ઉપર-નીચે બધે ફેલાયેલી છે, અને કર્મ સાથે અનુબદ્ધ એવાં જેનાં મૂળિયાં નીચે મનુષ્યલોકમાં ઉત્તરોત્તર વધતાં જ જાય છે અને તેમ છતાં જેનું યથાર્થ સ્વરૂપ ઇહલોકમાં કળી શકાતું નથી અને જેનાં આદિ, અંત કે આધારસ્થાન જડતાં નથી, એવા આ મજબૂત અશ્વત્થવૃક્ષને દૃઢ અનાસક્તિરૂપ તલવાર વડે કાપી નાખવો જોઈએ. (અને પછી તુકારામ કહે છે તેમ સંસાર બાળીને આંગણામાં બેસી વિશ્વના વિસ્તારસ્વરૂપી આ પુરાતન પ્રવૃત્તિ જેમાંથી નીકળી તે આદ્યપુરુષનું શરણ લેવું, અને જ્યાં ગયા પછી ફરી પાછા ફરવાપણું નથી, તેની શોધ કરતા રહેવું.)

અભિમાન અને મોહ એ બન્ને જેણે તજી દીધાં છે, સંગદોષ જેણે જીત્યો છે, અધ્યાત્મ એટલે આત્મતત્ત્વ જ નિત્ય છે એવો જેમનો નિશ્ચય થયો છે, બધી જાતના કામ્ય સંકલ્પોથી જેઓ નિવૃત્ત થયા છે, સુખદુઃખાદિ દ્વંદ્વોના જેમના પાશ છૂટી ગયા છે એવા જ્ઞાની પુરુષો અનન્ય પદને પહોંચે છે, જ્યાં પહોંચ્યા પછી માણસને પાછા આવવાનું રહેતું નથી એવું તે મારું પરમપદ છે. તેને સૂર્ય, ચન્દ્ર, અગ્નિ કોઈ જ પ્રકાશિત કરી શકતું નથી, કારણ કે તે સ્વયંપ્રકાશિત છે.

## અધ્યાય ૪૪

### ભગવદ્‌આત્મસ્વરૂપયોગ

આ જીવલોકમાં મારો જ સનાતન અંશ જીવરૂપ ધારણ કરીને પ્રકૃતિમાં-રહેલી પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન, એ બધાંને પોતાની તરફ ખેંચી લે છે. આથી, જ્યારે તેને શરીર પ્રાપ્ત થાય છે અને પછી જ્યારે તે ઈશ્વર આ શરીરમાંથી નીકળી જાય છે ત્યારે એ પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન—એ બધાંને તે સાથે રાખે છે, એને ઉપમા વાયુની; કારણ કે તે પણ આવે છે ત્યારે ગંધયુક્ત પદાર્થોની ગંધ લઈને આવે છે, અને જાય છે ત્યારે તેને લઈ જાય છે. આ જીવાત્મા કાન, આંખ, નાક, જીભ અને સ્પર્શેન્દ્રિય એટલે ત્વચા અને મન એ બધાંમાં પોતાનું સ્થાન જમાવી વિષયોનો ઉપભોગ લે છે.

શરીરમાંથી નીકળી જતાં કે શરીરમાં રહેતા કે ગુણોથી યુક્ત થઈને ઉપભોગ લેતા આ જીવેશ્વરને ચર્મચક્ષુ મૂર્ખો સમજતા નથી. જે લોકો જ્ઞાનચક્ષુ છે તેમને તે સ્પષ્ટ દેખાય છે. સાધના કરવાવાળા જે યોગીઓ છે તેઓ આ આત્માને પોતાનામાં જ સ્થિત થયેલો ઓળખે છે. પણ જે લોકો સંસ્કારી નથી, જેમણે પોતાનું હૃદય કેળવ્યું નથી, એવા લોકો ગમે તેટલો પ્રયાસ કરે તોપણ તેને જોઈ શકતા નથી, કારણ કે તેમની પાસે બુદ્ધિ-શક્તિ જ હોતી નથી.

જે તેજ સૂર્યમાં છે અને જે આખી દુનિયાને પ્રકાશિત કરે છે, તેમ જ જે તેજ ચંદ્રમાં અને અગ્નિમાં છે તે મારું જ તેજ છે એમ તારે જાણવું જોઈએ. હું પૃથ્વીમાં પ્રવેશ કરીને પોતાના તેજ વડે બધા ભૂતમાત્રોનું ધારણ કરું છું અને રસાત્મક-રસપતિ સોમ-ચંદ્ર બનીને હું સર્વ વનસ્પતિ-ઔષધિઓનું પોષણ કરું છું અને હું જ પ્રાણીઓના દેહમાં ભૂખ કે વૈશ્વાનર અગ્નિ થઈને પ્રાણ અને અપાન એ બન્નેનું ભાથું ચલાવી ચારે પ્રકારનું અન્ન પચાવું છું. બધાનાં હૃદયમાં હું જ વસેલો છું. માણસની સ્તુતિ, જ્ઞાન અને ભુલકણાપણું મારામાંથી જ પેદા થાય છે, બધા વેદોની મદદથી જાણવા જેવું જે કાંઈ છે તે હું જ છું. વેદાંતનો કર્તા અને જ્ઞાતા હું જ છું.

[આપણામાં અન્નના ચાર વિભાગ માનેલા છે. આ ભેદ અન્નગત નથી, પણ આપણી ખાવાની ચાર જાતની ક્રિયાઓ ઉપરથી કરેલો હોવાથી બહુ મહત્ત્વનો નથી. અન્નના પ્રકાર ઠરાવવા હોય તો તેમની ઉત્પત્તિ, તેમનો ઉપયોગ કે તેમનું પરિણામ એ ઉપરથી ઠરાવવા જોઈતા હતા, પણ અન્ન શબ્દ અદ્‌ એટલે ખાવું એ ધાતુમાંથી આવ્યો છે. તેથી ખાવાના પ્રકાર નક્કી કરીને તે જ અન્ન ઉપર લાદ્યા છે. એ પ્રકાર ચાવીને ખાવા જેવાં, ચૂસવા જેવાં, ચાટવા જેવાં અને પીવા જેવાં અન્ન એ છે. પહેલા પ્રકારમાં દાંતનો ઉપયોગ વધારે થાય છે, બીજામાં હોઠનો, ત્રીજામાં બહાર કાઢેલી જીભનો અને ચોથામાં ગળાનો ઉપયોગ વિશેષ હોય છે. શેરડીને કદાચ ભક્ષ્ય, ચોષ્ય અને પેય એ ત્રણે પ્રકારોમાં મૂકવી પડશે.]

(વેદાન્ત એ શબ્દ ક્યારે ઉત્પન્ન થયો, તે કોણે બનાવ્યો અને તેનો અર્થવિકાસ કેવી રીતે થતો ગયો તેની શોધ કરવી જોઈએ. વેદાન્તકૃત્‌ એટલે વેદોનો નાશ કરવાવાળો એવો સ્વાભાવિક રીતે અર્થ થયો હોત. પણ વેદાન્ત શબ્દ આ પહેલાં જ તૈયાર થઈને રૂઢ થયેલો હોવાથી તે આપત્તિ ટળી ગઈ. વેદ એટલે કર્મકાણ્ડ, એ રૂઢ અર્થ લઈએ તો વેદાન્ત ખરેખર જ વેદનો નાશ કરનાર છે. કર્મકાણ્ડની પકડ લોકોનાં મન ઉપર એટલી બધી બેઠી હતી કે આ વૈદિક ક્રિયાકાંડમાંથી કહેલું ફળ બિલકુલ મળવા જેવું નથી એમ કહેવું શક્ય જ ન હતું. ત્યારે 'વેદાન્તકૃત્‌' લોકોએ આ કર્મમાંથી ફળ મળે તોપણ તે નાશવંત અને તુચ્છ છે એવો સૂર કાઢ્યો. વેદમાંનું કર્મકાણ્ડ એટલે જુદા જુદા પ્રકારના મેધ છે. જંગલ તોડવાં, પશુ મારવાં, જરૂર પડ્યે માણસનો પણ વધ કરવો, અને નાનામોટા યજ્ઞ કરતાં રહેવું એટલું જ વૈદિક કર્મકાણ્ડ. આનું વૈયર્થ્ય ધ્યાનમાં

આવ્યા પછી શ્રુતિજાત યજ્ઞવિધિઓની નિંદા કરવાને બદલે તેમનું રૂપક બનાવીને તેના ઉપર વ્યાપક અર્થ બેસાડીને જ્ઞાનમાર્ગને આગળ વધારવાનું કામ વેદાન્તીઓએ કર્યું.

ઉપાસનામાર્ગી લોકોએ યજ્ઞવિધિને રજા આપીને જપ યજ્ઞને આગળ ધર્યો અને ભક્તિમાર્ગી લોકોએ ભગવાનના પગનો સીધો આશ્રય લઈ કર્મકાણ્ડનાં પગથિયાંને જ તોડી નાખ્યાં.

તંત્રમાર્ગી લોકોએ ભક્તિમાર્ગનો આશ્રય લઈ ષોડશોપચાર પૂજાનું રસિક અને કળાયુક્ત નવીન કર્મકાણ્ડ ઉત્પન્ન કર્યું અને 'આગમો'ને આગળ ધરી 'નિગમો'ને પાછળ ધકેલ્યા.

આવી રીતે વેદ અને વૈદિક કર્મોને ગૌણ બનાવવાનો મુખ્ય પ્રયત્ન કદાચ શ્રીકૃષ્ણે જ શરૂ કર્યો હશે. એમ હોય તો વેદાન્તના ઋષિ અને આચાર્ય ભગવાન શ્રીકૃષ્ણ જ છે એમ કહેવું જોઈએ.)

## અધ્યાય ૪૫

### પુરુષોત્તમયોગ

શ્રી ભગવાને કહ્યું: આ દુનિયામાં ક્ષર અને અક્ષર એવા બે પુરુષ છે. ક્ષર એટલે દુનિયાનાં બધાં ભૂતમાત્રો; કારણ કે તેમનામાં હરકોઈનું પરિવર્તન થાય છે. અને આ બધામાં અન્વયી ભાવથી રહેતો કૂટસ્થ તે અક્ષર છે. ક્ષર અને અક્ષર એ બંનેનો અનુભવ હંમેશાં થાય જ છે. આ બન્નેમાંથી જુદો પાડેલો અને તેમનાથી પર રહેતો તે પરમાત્મા છે. આ ઈશ્વર અવ્યય છે અને ત્રણે લોકોમાં પ્રવેશ કરી તે તેમનું ધારણ કરે છે.

આ ઉત્તમ પુરુષ ક્ષરની પણ પેલી પાર છે અને અક્ષરની પણ પેલી પાર છે, તેથી લોકવ્યવહારમાં અને વેદોમાં પુરુષોત્તમ એવું તેનું નામ પડયું છે. જે માણસ પોતાનું અજ્ઞાન દૂર કરીને, નિર્મોહ થઈને, મને પુરુષોત્તમ તરીકે ઓળખે છે તે સર્વવિત્ એટલે સર્વજ્ઞ થઈને સર્વભાવથી એટલે પૂર્ણ રીતે મારી જ ભક્તિ કરે છે.

આવી રીતે, હે નિષ્પાપ અર્જુન, મેં તને અતિશય ગૂઢ એવું આ શાસ્ત્ર કહ્યું છે. તે જાણી લેવાથી માણસ બુદ્ધિમાન થાય છે અને કૃતકૃત્ય પણ થાય છે — એટલે કે તેનું જીવન સફળ થાય છે.

# અધ્યાય ૪૬

## સર્ગદ્વયયોગ

[પાછળ અધ્યાય ૨૭માં રાજવિદ્યાયોગવાળા વિવેચનમાં ભગવાને રાક્ષસી, આસુરી અને દૈવી એવી ત્રણ પ્રકૃતિનું વર્ણન કર્યું છે (શ્લોક ૧૦, ૧૧, ૧૨, ૧૩). એમાંની રાક્ષસી યોનિ તદ્દન અસામાજિક અને વિનાશકારી હોવાથી એનું વર્ણન કરવાપણું હતું નહીં, તેથી આસુરી અને દૈવી એ બે પ્રકૃતિ અથવા સંપત્‌નું જ વિવેચન ગીતામાં આવ્યું છે. એ સર્ગદ્વયયોગનું વિવેચન ભગવાન હવે ત્રણ અધ્યાયોમાં કરે છે.]

શ્રી ભગવાન બોલ્યા: આ દુનિયામાં દૈવ અને આસુર એવાં બે કોટીનાં પ્રાણીઓ હોય છે. એમાં દૈવ કોટીનાં પ્રાણીઓની દૈવી સંસ્કૃતિ (સંપત્) મોક્ષને માટે સાધનરૂપ હોય છે જ્યારે આસુર પ્રાણીઓની આસુરી સંપત્તિ બંધન ઉત્પન્ન કરે છે.

દૈવી સંપત્તિમાં જન્મેલાં માણસોમાં નીચેના સામાજિક સદ્‌ગુણો હોય છે: બે પ્રકારનું* અભય, ચારિત્ર્યની શુદ્ધતા, જ્ઞાન અને યોગ એટલે કે જીવનવિદ્યા ને જીવનકળાનો યથાયોગ્ય સમન્વય, દાન, ઇન્દ્રિયનિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપશ્ચર્યા, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, કુટિલતાનો અભાવ, ભૂતમાત્ર વિશે દયા, નિસ્પૃહવૃત્તિ, સૌમ્યતા, હીન કર્મ કરવા વિશેની લજ્જા, સ્થિરતા, તેજ, ક્ષમા, સંગઠન ટકાવવાની ધીરજ, સ્વચ્છતા, અદ્રોહ, અભિમાનનો ત્યાગ. ['ગીતાનું સમાજશાસ્ત્ર'માં—આ પુસ્તક પછી—આ છવ્વીસ ગુણોનું વિવેચન કર્યું છે તે જોવું.]

આ બધો દૈવી સંપત્તિનો વિસ્તાર થયો. હવે હે પાર્થ, આસુરી સંપત્તિનું સ્વરૂપ મારી પાસેથી જાણજે, પણ પ્રથમથી જ તને કહી દઉં છું કે તારે પોતા વિશે વિમાસણમાં પડવું નહીં. તું તો દૈવી સંપત્તિમાં જ જન્મેલો છે. આસુરી સંપત્તિમાં એટલે કે એ સંસ્કૃતિમાં જે લોકો જન્મેલા હોય છે તેઓમાં દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, કઠોરતા અને જીવનના પ્રયોજન વિશેનું ઘોર અજ્ઞાન પ્રવર્તે છે. આવા આસુરી લોકો પ્રવૃત્તિ શું અને નિવૃત્તિ શું એ જાણતા નથી. તેઓ નથી જાણતા સ્વચ્છતા અને નથી જાણતા આચાર. કેમ કે મૂળે એમનામાં સત્ય જ નથી હોતું. એવા લોકો કહે છે કે આ દુનિયામાં ઈશ્વર છે જ નહીં. એની પાછળ કોઈ ખાસ સત્ય કે તત્ત્વ નથી. એને કશાની પ્રતિષ્ઠા નથી. એ જગતના પેદા થવામાં પરસ્પરાવલંબન કશું નથી. એમાં વિષયોપભોગ એટલે કે મોજમજા માણવા સિવાય કશો હેતુ જ નથી. આ પ્રકારની મિથ્યાદૃષ્ટિ સ્વીકારવાથી પોતાના આત્માનો નાશ

*यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च य. એવા બે પ્રકારનું.

કરીને આ અલ્પબુદ્ધિ લોકો ઉગ્ર ક્રૂર કર્મ કરવા પ્રવૃત્ત થાય છે અને શત્રુત્વ વધારી દુનિયાનો નાશ કરવા પ્રવૃત્ત થાય છે. જે વાસનાઓની કોઈ કાળે તૃપ્તિ થવાની નથી, એવી વાસનાઓનો આશ્રય કરીને મોહને કારણે, તેઓ ખોટા ખોટા વિચારોને પકડી બેસે છે, અને દંભ, અભિમાન અને મદ કેળવીને અમંગલ વ્રતો અથવા ટેકો ધારણ કરે છે. પરિણામે જેનો કોઈ હિસાબ નથી એવી ચિંતા ઓઢી લઈને તેઓ પ્રલયકાળ સુધી પોતાની ધમાલ ચલાવ્યે જાય છે.

કામતૃપ્તિ અને ભોગવિલાસ એટલો જ જીવનનો હેતુ છે એવો મન સાથે નિશ્ચય કરીને તેઓ પોતાને આશાનાં સેંકડો બંધનોથી બાંધી લે છે. કામ-ક્રોધને વશ થાય છે અને પોતાના એ કામોપભોગની તૃપ્તિને અર્થે, કેવળ અન્યાયથી ધનના ઢગલા ઉસેડવા ઇચ્છે છે.

## અધ્યાય ૪૭

### આસુરસંકલ્પયોગ

આવી આસુરી પ્રવૃત્તિવાળા લોકોનું વર્ણન આગળ ચલાવતાં ભગવાન કહે છે:

જેઓ શાસ્ત્રમાં ન બતાવેલું ઘોર તપ, પોતાના દંભ અને અહંકારને કારણે તેમ જ કામ અને આસક્તિના જોરે આચરે છે અને શરીરનાં પૃથ્વી, આપ, તેજ, વાયુ અને આકાશ એ પંચવિધ ભૂતગ્રામને તેમ જ શરીરમાં વસતા મને પીડે છે તે મૂઢ લોકો પણ આસુરી સંકલ્પવાળા જ છે.

આટલું વર્ણવીને ભગવાન એ લોકોનો સંકલ્પ કેવો હોય છે તે તેમના જ શબ્દોમાં મૂકે છે:

"આ જુઓ, આજે મેં આટલું મેળવ્યું. આટલા મનોરથ તૃપ્ત કર્યા. હવે પછી આટલા મનોરથ મેળવીશ. આટલું ધન તો મારી પાસે પડયું છે. આટલું ધન મને મળવાનું જ છે. આ એક શત્રુ મેં માર્યો, બીજાઓને પણ મારીશ. હું સમર્થ છું, ઉપભોગ તો મારે માટે જ છે. બધી સિદ્ધિઓ મેં મેળવી છે. હું બળશાળી છું, સુખી છું. હું શ્રેષ્ઠ છું, સંપન્ન છું, મારું કુળ મોટું છે. મારા જેવો બીજો છે જ કોણ? હું (રાજસી) યજ્ઞ કરીશ, દાન દઈશ, મોજ માણીશ."

આ રીતે અજ્ઞાનને લીધે મોહમાં ફસાયેલા, અનેક જાતની કલ્પનાઓથી ચકડોળે ચડેલા, મોહજાળમાં વીંટળાયેલા અને કામોપભોગમાં આસક્ત થયેલા આ આસુરી લોકો અંતે અપવિત્ર એવા નરકમાં પડે છે.

પોતાનાં જ બણગાં ફૂંકનારા, ઍંટથી ચાલનારા, ધન અને માનના મદથી ભરેલા આ આસુરી લોકો કેવળ દંભથી અને શાસ્ત્રવિધિનો વિચાર કર્યા વગર 'યજ્ઞ' કરે છે. અહંકારથી, બલથી, દર્પથી, કામથી અને ક્રોધથી ઉન્મત્ત થઈને

પોતાના દેહથી ભિન્ન એવે ઠેકાણે જ્યારે હું વસું છું ત્યારે તેઓ ત્યાં અદેખાઈથી મારો દ્વેષ કરે છે, આવાં દુષ્કર્મો કરનારા મૂઢ નરાધમો મારી પાસે નથી આવી શકતા કેમ કે આસુરી ભાવનો આશ્રય કરેલો હોવાથી મોહમાયા એમની પાસેથી એમનું જ્ઞાન છીનવી લે છે. મારો દ્વેષ કરનારા એવા ક્રૂર નરાધમોને આ સંસારની આસુરી યોનિમાં જ હું ફરી ફરી નાખી દઉં છું. જેથી, હે કૌન્તેય, જન્મે જન્મે આસુરી યોનિ જ પ્રાપ્ત થવાથી મારી પાસે આવવાને બદલે તેઓ અધમગતિએ પહોંચે છે.

[આસુરી વૃત્તિનાં આવાં અનેક લક્ષણો બતાવ્યા પછી એમાંથી મુખ્ય ત્રણ દોષો આગળ કરી એ દોષને કારણે જ માણસ અધમ નરકગતિએ પહોંચે છે એ તારવી આપી એમાંથી બચી જવાનો રસ્તો ભગવાન બતાવે છે.]

કામ, ક્રોધ અને લોભ આમ ત્રણ પ્રકારનું આ નરકનું દ્વાર છે. એ રસ્તે જવાથી આત્મા હણાય છે માટે આ ત્રિકૂટનો ત્યાગ કરવો ઘટે છે. આ ત્રિવિધ તમોદ્વારમાંથી જે બચી ગયો તે જ માણસ પોતાના કલ્યાણનું – હિતનું આચરણ કરે છે અને તેથી ઉત્તમ ગતિએ પહોંચે છે.

## અધ્યાય ૪૮

### શ્રદ્ધાત્રયયોગ

પાછળના અધ્યાયમાં, શાસ્ત્રવિધિ છોડીને તપ તેમ જ યજ્ઞ કરનાર આસુરી લોકોની ભૂલ બતાવ્યા પછી શાસ્ત્રવિધિ છોડવાથી થતું નુકસાન અને શાસ્ત્રવિધિને વળગવાનું મહત્ત્વ ભગવાન સમજાવે છે.

શ્રી ભગવાને શાસ્ત્રવિધિ છોડીને કર્મો કરનારને રજોગુણી બતાવ્યા. એટલે અર્જુનના મનમાં શંકા ઊઠે છે કે એવા પણ લોકો હોય છે કે જેઓ શાસ્ત્ર-વિધિને છોડતાં છતાં શ્રદ્ધાપૂર્વક યજ્ઞ કે તપ કરી શકે એમની નિષ્ઠા કઈ ગણાય? એ શંકાના ઉત્તરમાં ભગવાને ત્રણ પ્રકારની શ્રદ્ધા બતાવી છે અને પછી આખા વિશ્વની અને માનવી જીવનની ત્રિવિધ વ્યવસ્થા સમજાવવા માટે ગુણસંખ્યાનયોગ વિસ્તાર્યો છે.

[અહીં આપણે પ્રથમ 'શાસ્ત્ર એટલે શું', એ સ્પષ્ટ સમજવું જોઈએ. ઘણા લોકો ધર્મગ્રંથોને જ શાસ્ત્ર સમજે છે. પણ ધર્મગ્રંથો કે શાસ્ત્રગ્રંથો એ તે તે વખતનાં શાસ્ત્રોને નોંધી રાખે છે. શાસ્ત્ર એ ધર્માનુભવની સાથે અખંડ વધતી જતી અદ્યતન વસ્તુ અથવા જીવનવ્યવસ્થા છે. એ વસ્તુ ગ્રંથોમાં નોંધી શકાય પણ ગ્રંથોમાં બાંધી ન શકાય.

જેમ વૈદિક કાળનું જ્યોતિષશાસ્ત્ર અધૂરું અને ભૂલભરેલું જણાવાથી તે સુધારવામાં આવ્યું, જેમ ગણિતશાસ્ત્રમાં આપણે ત્યાં નવા નવા ઉમેરા થતા ગયા, જેમ આયુર્વેદનું વૈદક પણ અનુભવ પ્રમાણે આપણે ત્યાં વધારવામાં આવ્યું, સંગીતશાસ્ત્રમાં પણ જેમ ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત એ ત્રણ જ સ્વરમાંથી સાત સ્વર, બાવીસ શ્રુતિ અને ત્રણ ગ્રામનો વિસ્તાર કરવામાં આવ્યો, અને ધર્મશાસ્ત્રમાં પણ જેમ યુગ બદલાયા તેમ અને આદર્શ ફેરવાયો તેમ વર્ણાશ્રમના ધર્મોમાં વખતોવખત પરિવર્તન કરવામાં આવ્યું, તેવી જ રીતે આજે પણ દરેક શાસ્ત્રે ગ્રંથોનું બંધન વટાવી જઈ વિચારપ્રગતિને મોખરે રહેવું જોઈએ.

પાશ્ચાત્ય લોકોએ દરેક શાસ્ત્રમાં અકલ્પિત પ્રગતિ કરી છે. એ એમની આસ્તિકતા અને હિંમત સૂચવે છે. આપણે જીવતા શાસ્ત્રપ્રામાણ્યને ઠેકાણે ગ્રંથપ્રામાણ્યને વળગ્યા તેથી આપણે કાલદ્રોહ અને જ્ઞાનદ્રોહ કર્યો. આ જડતા આસ્તિકતાની નિશાની નથી, પણ બીકણ નાસ્તિકતા છે. આત્મશક્તિ ઉપરનો વિશ્વાસ જેણે ખોયો તે નાસ્તિક જ છે. ભગવાને આગ્રહપૂર્વક કહ્યું છે કે કામકારતઃ કશું ન કરતાં, વાસનાને કે અજ્ઞાનને વશ ન થતાં અદ્યતન શાસ્ત્ર જ્ઞાનપૂર્વક જાણીને તેને જ અનુસરવું જોઈએ.]

શ્રી ભગવાન કહે છે: જે માણસ શાસ્ત્રવિધિને છોડી દઈને પોતાની વાસનાને વશ થઈ સ્વચ્છંદે વર્તે છે તેને એના કર્મની સિદ્ધિ નથી મળતી. તેને ઇહલોકમાં સુખ મળતું નથી, અને એનું પરમ કલ્યાણ પણ થતું નથી.

[વાસના આંધળી હોય છે. ઇન્દ્રિયોની જડ પ્રેરણાને વશ થતી હોવાથી એ તરતના સ્વાર્થને પણ સમજી શકતી નથી અને અંતિમ કલ્યાણને પણ ઓળખી શકતી નથી. પરિણામે, જેમ માંદો માણસ કુપથ્ય કરીને રોગ વધારે છે, આયુષ્ય ઘટાડે છે અને આટલું કરી સુખ પણ મેળવી શકતો નથી, તેમ જ જે કામવાસનાને પરિપૂર્ણ વશ થાય છે તેનો કામ પણ સિદ્ધ થતો નથી. એવાને સુખે મળતું નથી અને કલ્યાણ તો એનાથી સો ગાઉ દૂર ભાગે છે. અને તેથી જ કામતૃપ્તિને અર્થે પણ 'કામ ધર્મથી અવિરોધી હોવો જોઈએ' એમ ભગવાને એક વાર કહ્યું છે.]

તેથી, હે માનવી, કાર્ય શું અને અકાર્ય શું, શું સેવવું જોઈએ અને શું ત્યજવું જોઈએ, એની વ્યવસ્થા ગોઠવતાં તારે બધી બાજુનો અને બધી વ્યક્તિનો વિચાર કરનારું શાસ્ત્ર જ પ્રમાણ માનવું જોઈએ અને શાસ્ત્રોએ બતાવેલી વાત જ્ઞાનપૂર્વક સમજી લઈ તારે યોગ્ય કર્મ કરવું જોઈએ.

કેટલાક લોકો શ્રદ્ધાવાળા હોય છે, પણ કાં તો શાસ્ત્રવિધિ જાણતા નથી અથવા જાણતા છતાં એને ન વળગતાં નવા પ્રયોગો કરવા માગે છે. એવા લોકોની શ્રદ્ધા કઈ ગણાય એ જાણવા માટે અર્જુન પૂછે છે: "હે કૃષ્ણ, જેઓ શાસ્ત્રવિધિને છોડી દઈને, પણ શ્રદ્ધાથી યુક્ત રહીને, યજ્ઞ કરે છે (અથવા તપ આચરે છે) એવા લોકોની નિષ્ઠા તમે કેવી ગણો? સાત્ત્વિક, રાજસિક કે તામસિક?"

શ્રી ભગવાને ઉત્તર વાળ્યો : હે અર્જુન, દરેક માણસની શ્રદ્ધા એના સ્વભાવ પ્રમાણે, એના ઘડતર પ્રમાણે, એના સત્ત્વ પ્રમાણે બનેલી હોય છે. માણસ શ્રદ્ધાનો જ બનેલો છે. જેવી જેની શ્રદ્ધા, તેવો જ એ બને છે. માણસના સ્વભાવ પ્રમાણે એની એ શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છે — સાત્ત્વિકી, રાજસી અને તામસી. સાત્ત્વિક લોકો દેવો માટે યજ્ઞ કરે છે, રજોગુણી લોકો યક્ષરાક્ષસ આદિ ક્રૂર સત્ત્વો માટે યજ્ઞ કરે છે, અને તામસ લોકો નિષ્પ્રાણ મડદાનું અને ભૂતગણોનું યજન કરે છે, એટલે કે એમની જ ઉપાસના કરે છે.

[સામાન્ય રીતે મનાય છે કે યજ્ઞ કરવાથી દેવ વગેરે સત્ત્વો સંતુષ્ટ થાય છે. ખરું જોતાં દેવો માટેનો યજ્ઞ આપણામાં દૈવી વૃત્તિ વધારી દે છે અને આપણે ક્રમે ક્રમે દેવ બનીએ છીએ. देवो भूत्वा देवं यजेत् એ વચનનો આપણે એવો પણ અર્થ કરી શકીએ કે 'દેવ બનવા માટે આપણે દેવોનું યજન કરવું ઘટે છે.' એ જ અર્થમાં શ્રી ભગવાને આના પહેલાં કહ્યું છે કે, 'જેઓ મારે માટે યજ્ઞ કરે છે તેઓ મારામાં આવીને લીન થઈ જાય છે.' यान्ति मद्याजिनोऽपि माम्.

જેઓ સમાજનું કલ્યાણ ઇચ્છે છે, વિશ્વકલ્યાણમાં જ પોતાનું કલ્યાણ જુએ છે, તેઓ દેવો થવા માટે યજ્ઞ કરે છે. જેમને પોતાનો જ ક્ષણિક અને ક્ષુદ્ર સ્વાર્થ વળગ્યો છે, તેઓ યક્ષ અને રાક્ષસ જેવાં ક્રૂર સત્ત્વોની વિભૂતિ કેળવવા માટે યજ્ઞ કરે છે, અને જેઓ તમોગુણી છે, હિત-અનહિત કશું જ સમજતા નથી, તેઓ આંધળા થઈને પ્રેતોની એટલે કે નિષ્પ્રાણ રૂઢિઓની ઉપાસના કરીને ભૂતકાળને ટકાવવા મથે છે.]

## અધ્યાય ૪૯

### ગુણસંખ્યાનયોગ

આપણા ભારતીય તત્ત્વજ્ઞાનમાં ત્રણ ગુણોની વ્યવસ્થા સર્વત્ર ઓતપ્રોત છે. વર્ણવ્યવસ્થામાં છે તેમ જ સંગીત અને ચિત્રકળામાં પણ છે. સાહિત્યમાં છે, તેમ જ નગરરચનામાં પણ છે. ગીતામાં ભગવાને પોતે જ કહ્યું છે કે, આ પૃથ્વીમાં અથવા દેવોના સ્વર્ગલોકમાં એવું કશું સત્ત્વ (હસ્તી) નથી કે જે આ ત્રણ ગુણોથી મુક્ત હોય. ભારતીય વિચારરાશિ માટે તો આ વાત અક્ષરશઃ સાચી છે.

અને છતાં આ ત્રિગુણવ્યવસ્થાનો વિચાર જેટલો ગીતાએ કર્યો છે તેટલો બીજા ગ્રંથોએ કર્યો હોય એમ લાગતું નથી.

ગીતાએ તો પ્રકૃતિ અથવા સંપતના જ ત્રણ મુખ્ય વિભાગ કરીને તે પ્રમાણે ત્રણ પ્રકારની શ્રદ્ધા, તેમાંથી ઉત્પન્ન થતી ત્રણ પ્રકારની ઉપાસ્યપૂજા વગેરે બતાવી

આહાર, યજ્ઞ, તપ, દાન, જ્ઞાન, કર્મ, કર્તા, બુદ્ધિ, ધૃતિ, સુખ, ત્યાગ ઇત્યાદિ જીવનનાં મુખ્ય મુખ્ય પાસાંઓમાં ગુણ પ્રમાણે અસર કેવી થાય છે તે ટૂંકા અસરકારક શબ્દોમાં અહીં આપ્યું છે.

ગીતાની આ દૃષ્ટિનો સ્વીકાર કરી એ પ્રમાણે આધુનિક મનોવિજ્ઞાન, નીતિ-શાસ્ત્ર, દર્શનશાસ્ત્ર અને ભૌતિક વિજ્ઞાન — એ બધાંમાં એની અસર બતાવવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ અને એના પાયા ઉપર રચાતા અધ્યાત્મપરાયણ સમાજશાસ્ત્રનો પાયો નાખવો જોઈએ. આજનો જમાનો મનુષ્યપ્રાણીના જ્ઞાનરાશિનો અનુબંધ બતાવવાનો અને જ્ઞાનની બધી શાખાઓને એકજીવ કરવાનો છે.

આ જમાનામાં જેમને ગીતાનો વારસો મળ્યો છે એવા ભારતીયોએ ત્રણ ગુણોને અનુસરીને વિસ્તાર પામતું આધ્યાત્મિક સમાજશાસ્ત્ર દુનિયાને આપવું જોઈએ. શ્રી ભગવાને યુદ્ધના કટોકટીના પ્રસંગે ઉત્કટ ઉપદેશ આપતી વેળાએ, આટલો પણ વિસ્તાર કરીને અંગુલિનિર્દેશ કર્યો એ જ ઘણું છે.

[માણસનું જીવન કર્મમય છે અને એ કર્મમાં પોતે કર્તા છે એ ભાવનાથી જ માણસ કર્મ સાથે અને તે દ્વારા વિશ્વ સાથે પોતાની આસક્તિ કેળવે છે એટલે કર્મનાં ત્રણ પ્રકારનાં અંગો તેમ જ કર્મની પ્રેરણામાં રહેલાં ત્રણ તત્ત્વો કહીને જ્ઞાન, કર્મ તથા કર્તાના ગુણભેદ ગુણસંખ્યાનશાસ્ત્ર પ્રમાણે ભગવાન સમજાવે છે.]

કર્મની પ્રેરણામાં ત્રણ તત્ત્વો રહેલાં છે: જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા. તે જ પ્રમાણે કર્મનાં અંગ પણ ત્રણ પ્રકારનાં હોય છે: કર્તા, એની ઇન્દ્રિયો અને એમની ક્રિયાઓ. માટે જ્ઞાન, કર્મ અને કર્તા આ ત્રણેના ગુણભેદ પ્રમાણે ગુણ-સંખ્યાનશાસ્ત્રમાં જે ત્રણ ત્રણ પ્રકાર બતાવ્યા છે તે પણ જાણી લેવા જોઈએ.

[જ્ઞાન, કર્મ અને કર્તાના વિસ્તારમાં પ્રથમ જ્ઞાન વિશે જે કહ્યું છે તે ખાસ સમજી લેવા જેવું છે.

ગીતામાં અનેક ઠેકાણે જ્ઞાન શબ્દ એક વિશિષ્ટ પણ વ્યાપક અર્થમાં વાપરેલો છે. સામાન્ય લોકો જ્ઞાન એટલે માહિતીનો ભંડાર એવો અર્થ કરે છે. એથી આગળ જનારા લોકો કહે છે કે જે માહિતી માણસે પરસ્પર સુસંબદ્ધ બનાવી છે અને પચાવી છે તેને જ જ્ઞાન કહી શકાય. પણ ગીતામાં જ્ઞાન શબ્દ સંસ્કૃતિના અર્થમાં આવે છે અને જીવનદૃષ્ટિ એવો પણ એનો અર્થ થાય છે. અહીં એ છેલ્લા અર્થમાં જ જ્ઞાન શબ્દ વાપરેલો છે એ આખા વિવરણ ઉપરથી સ્પષ્ટ થાય છે.

જીવનનું કોઈ એકાંગી અને છીછરું તત્ત્વ હાથમાં આવતાંવેંત, એ જ આખું જીવન છે, બીજું કશું નથી, એમ માની ચાલનારા ઘણા લોકો હોય છે. તેમની જીવનદૃષ્ટિ તામસી છે.

જેમણે જીવનનાં ભિન્ન ભિન્ન પાસાંઓ પર દૃષ્ટિ તો નાખી છે, પણ જેમને જીવનનાં એ જુદાં જુદાં ક્ષેત્રો પરસ્પર સંલગ્ન અને અવિભાજ્ય — અખંડ — છે એનું દર્શન થયું નથી, અને તેથી જેઓ વિવિધતાના ચક્રાવામાં મૂંઝાય છે તેમની જીવનદૃષ્ટિ રાજસી છે.

પણ જેઓ આ વિવિધતાના વિસ્તારમાં એકતા જોઈ શકે છે અને આ તમામ ભૂતોની અંદર એક જ પરમાત્મતત્ત્વ અનુસ્યૂત છે—એટલે કે પરોવાયેલું છે—એવો સાક્ષાત્કાર કરી શકે છે તેમની જ જીવનદૃષ્ટિ સાચી કેમ કે સાત્ત્વિક છે. તેઓ જ સાચા જ્ઞાની કહેવાય.]

જે જ્ઞાનથી, એટલે કે જીવનદૃષ્ટિથી, મનુષ્ય બધાં ભૂતોમાં એક જ અવિનાશી ભાવને જુએ છે અને વિવિધતામાં એકતાનું તત્ત્વ પારખી શકે છે, તે જ્ઞાન અથવા તે દૃષ્ટિ સાત્ત્વિક જાણવી.

જુદાં જુદાં દેખાતાં બધાં ભૂતોમાં જે દૃષ્ટિને લીધે માણસ ભિન્ન ભિન્ન વહેંચાયેલા ભાવો જુએ છે, એટલે કે એમની અંદરની સંકળાયેલી એકતા જોઈ શકતો નથી, તે દૃષ્ટિ રાજસી જાણવી.

અને જે દૃષ્ટિને લીધે કોઈ સારશૂન્ય અને તુચ્છ એકાંગી વસ્તુને જ સંપૂર્ણ મનાય છે અને તેમાં જ વિના કારણ મન પરોવાય છે તે દૃષ્ટિ તામસી ગણાઈ છે.

હવે કર્મ વિશે—

ફલપ્રાપ્તિની ઇચ્છા ન રાખનારે, રાગદ્વેષરહિત થઈને કરેલું સ્વધર્મકર્મ તે સાત્ત્વિક કર્મ કહેવાય છે.

ઉપભોગની એટલે કે ફલાશાની ઇચ્છા રાખનાર તરફથી અહંકારપૂર્વક જે કર્મ કરાય છે અને જેમાં કડાકૂટ ભરેલી હોય છે તે રાજસી કર્મ જાણવું.

અને જે કર્મ પરસ્પરસંબંધનો, થતી હાનિનો, હિંસાનો અને પોતાના ગજાનો વિચાર કર્યા વિના મોહને કારણે આદરાય છે તેવું કર્મ તે તામસી ગણાય.

હવે કર્તા વિશે—

જે માણસ અહંકારરહિત છે, જેણે આસક્તિ છોડી છે તેમ જ દૃઢતા ને ઉત્સાહને કારણે જે નિષ્ફળતા—સફળતાની વચ્ચે શાંતિ જાળવે છે તે સાત્ત્વિક કર્તા કહેવાય છે.

જે રાગી છે, એટલે કે વિષયાસક્ત છે, કર્મફળ વિશે લોભી છે, જેના હર્ષ-શોક ગયા નથી, જેના હૃદયમાં હિંસા અને મલિનતા ભરેલાં છે તેવો કર્તા રાજસ તરીકે વર્ણવેલો છે.

અને જે અવ્યવસ્થિત, અસંસ્કારી, જક્કી, જૂઠો અને આળસુ છે, ગમગીન અને દીર્ઘસૂત્રી છે, તે તામસ કર્તા કહેવાય છે.

આ જ રીતે બુદ્ધિ અને ધૃતિ—આ બે તત્ત્વના ત્રિગુણને કારણે કેવા ભેદ પડે છે તે વિસ્તારથી કહું છું તે તું સાંભળ.

હવે બુદ્ધિ વિશે—

જે બુદ્ધિથી પ્રવૃત્તિ શું અને નિવૃત્તિ શું? કાર્ય શું અને અકાર્ય શું? ભય શું અને અભય શું? બંધ શું અને મોક્ષ શું? એ ભેદ બરાબર વરતી શકાય છે તે બુદ્ધિ સાત્ત્વિક છે.

જે બુદ્ધિ ધર્મ-અધર્મ, કાર્ય-અકાર્ય વચ્ચેનો ભેદ અથવા વિવેક અવળી રીતે કરે છે તે રાજસી છે.

અને જે બુદ્ધિ અહંકારથી ઘેરાયેલી હોવાથી અધર્મને જ ધર્મ સમજી બેસે છે અને બધી વાતો ખોટી દૃષ્ટિએ જુએ છે તે બુદ્ધિ તામસી છે.

હવે ધૃતિ વિશે—

[ધૃતિ એટલે લડાઈમાં કામ આવતું ધૈર્ય અથવા વહેવારમાં જેની બહુ જ જરૂર હોય છે તે ધીરજ એવો અર્થ નથી કરવાનો. ધૃતિ એટલે મન, પ્રાણ, ઇન્દ્રિય અને સમાજ તેમ જ રાષ્ટ્ર જે ગૂઢ તત્ત્વથી એકત્ર રખાય છે તેનું સંગઠન કરે છે તે તત્ત્વ. એ તત્ત્વને ધૃતિ કહે છે: धारणात् धृतिः]

જે એકનિષ્ઠ ધારણશક્તિને કારણે મન, પ્રાણ અને ઇન્દ્રિય આદિનો વેપાર યોગ્યતાથી સચવાય છે તેને સાત્ત્વિક ધૃતિ કહે છે.

જીવનનો પરમ ઉદ્દેશ જે મોક્ષ, તેને જ ભૂલી જઈ કેવળ ધર્મ, અર્થ, કામ એ ત્રણ પુરુષાર્થો જ જે સાચવે છે અને તે તે પ્રસંગ પ્રમાણેનાં ફળોની ઇચ્છા રાખે છે તે રાજસી ધૃતિ છે.

અને જે જડતાને કારણે બુદ્ધિહીન માણસ નિદ્રા, ભય, શોક, નિરાશા અને મદ છોડી શકતો નથી તે આંધળી ધૃતિને તામસ કહે છે.

હવે સુખ વિશે—

ત્રણે પ્રકારનાં સુખો અભ્યાસને લીધે જ વહાલાં લાગે છે અને તેથી માણસનાં દુઃખોનું નિવારણ થાય છે.

જે પ્રારંભે ઝેર જેવું, વસમું લાગે છે પણ પરિણામે અમરફળો આપીને અમૃત જેવું નીવડે છે તે સુખ સાત્ત્વિક છે. એને લીધે બુદ્ધિ અને હૃદય બન્ને સ્વચ્છ અને પ્રસન્ન થાય છે.

જે સુખ ઇન્દ્રિયોના પોતપોતાના વિષયોનું સેવન કર્યાથી ઉત્પન્ન થાય છે અને તેથી જે પ્રારંભે માદક હોવાથી અમૃત જેવું ભાસે છે, પણ જેનાં પરિણામો ઝેર જેવાં છે તે રાજસ સુખ કહેવાયું છે.

અને જે સુખને પ્રારંભે તેમ જ અનુબંધે એટલે કે તમામ પરિણામ અને ઉપપરિણામમાં હૃદયને બધિરતા આણે છે અને આત્માને મૂર્ચ્છા પમાડે છે તે તામસી સુખ કહેવાય. નિદ્રા આલસ્ય અને પ્રમાદ, એટલે કે કર્તવ્ય વિશેની બેખબરી આ દોષોમાંથી જ તે ઉત્પન્ન થાય છે. [એમ ન હોત તો કર્તવ્ય શું છે એ જાણ્યા છતાં, અને કર્તવ્ય છોડયાનો વસવસો હૃદયને કોતરી ખાતો હોય તે છતાં માણસ આટલો કર્તવ્યવિમુખ શી રીતે થતો હશે?]

શ્રી ભગવાને કહ્યું:

જેને આધારે માણસ જીવે છે એ આહાર પણ ત્રણ પ્રકારનો હોય છે, એટલે કે ગુણભેદ પ્રમાણે માણસને જુદો જુદો આહાર ભાવે છે.

અને જેને આધારે જીવન કૃતાર્થ થાય છે, અને જે તત્ત્વો ઉપર આદર્શ મનુષ્યસમાજ બંધાયેલો છે, તે યજ્ઞ, તપ અને દાનરૂપી સમાજનો વિવિધ પાયો પણ આ ત્રણ ગુણોને લીધે વિભક્ત થાય છે.

એમાં પ્રથમ આહાર વિશે–

જેઓ સાત્ત્વિક વૃત્તિવાળા છે તેમને એવો જ આહાર પસંદ આવે છે કે જે આયુષ્ય, સાત્ત્વિકતા, બળ, આરોગ્ય, સુખ અને રુચિ વધારનારો છે. જે આહાર રસદાર છે, ચીકણો ને તૃપ્તિ આપનારો છે, એવા આહારમાં માણસને સત્ત્વ એટલે કે પ્રાણ-શક્તિ, પૂરેપૂરી મળે છે. જેઓ રજોગુણી છે તેમને તીખો (કટુ), ખાટો, ખારો, બહુ ગરમ, તીખોતમતમતો, લૂખો અને બાળે એવો આહાર ગમે છે–જોકે એવો આહાર દુ:ખ, શોક અને રોગને પેદા કરનારો હોય છે. અને જેઓ તામસપ્રકૃતિના લોકો છે તેમને પહોર લગી પડી રહેલું, ઊતરી ગયેલું, ગંધાતું, રાતવાસી, એઠું અને અપવિત્ર–એટલે કે ખાવાને લાયક ન રહેલું–એવું જ ભોજન ગમે છે.

હવે યજ્ઞ વિશે–

જેમાં ફળની ઇચ્છા રાખવામાં નથી આવી પણ જે કર્તવ્ય સમજીને અને મનને તેમાં પરોવીને વિધિપૂર્વક કરવામાં આવે છે તે યજ્ઞ સાત્ત્વિક છે. ફળના ઉદ્દેશથી કરેલો અથવા દંભથી પ્રેરાઈને કરેલો જે યજ્ઞ હોય તે રાજસી જાણવો અને જેમાં શાસ્ત્રવિધિ સચવાયો નથી, જેમાં અન્નની ઉત્પત્તિ કરીને એનું વિતરણ નથી, જેમાં સમાજહિત વિચારવાનો મંત્ર નથી, ત્યાગ કે શ્રદ્ધા નથી તે નિરર્થક અને નિષ્ફળ યજ્ઞને તામસ યજ્ઞ કહે છે.

હવે તપ વિશે–

[ભગવાન પ્રથમ તો તપના શારીરિક, માનસિક અને વાચિક એવા ત્રણ પ્રકારો બતાવીને એમાં પણ ત્રણ ગુણોને લીધે કેમ ફેર પડે છે એમ બતાવે છે. આમ જો પૂરો વિસ્તાર કર્યો હોત તો તપના નવ પ્રકાર થાત.]

દેવો, સવર્ણ દ્વિજાતિ, ગુરુ અને જ્ઞાની એવાઓની પૂજા, સ્વચ્છતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ શારીરિક તપ તરીકે ઓળખાવેલું છે. ઉદ્વેગ ન કરે એવું સત્ય તેમ જ પ્રિયહિત એવું જ વચન બોલવું અને ધર્મગ્રંથોનો અભ્યાસ કરવો એ વાચિક તપ કહેવાય. મનની પ્રસન્નતા, સૌમ્યતા, મૌન, આત્મસંયમ અને ભાવનાશુદ્ધિ જાળવવી એ માનસિક તપ છે.

આવાં ત્રણે પ્રકારનાં તપ સમભાવી પુરુષો જ્યારે ફલેચ્છાનો ત્યાગ કરીને, પરમ શ્રદ્ધાપૂર્વક, આચરે છે ત્યારે જાણકાર લોકો એને સાત્ત્વિક તપ કહે છે.

જ્યારે કોઈ પણ તપ સત્કાર, માન અને પૂજન અર્થે દંભપૂર્વક થાય છે ત્યારે તે રાજસી તપ કહેવાય છે; તેવું તપ અસ્થિર અને અનિશ્ચિતપરિણામી હોય છે. અને અંતે તે તપ કેવળ પીડાઈને, દુરાગ્રહથી અથવા પારકાના નાશને અર્થે ખેડાય છે તે તામસ તપ કહેવાય છે.

હવે દાન વિશે –

'અહીં આપવું એ જ યોગ્ય છે' એટલી જ પ્રેરણાથી અને કશો બદલો મળવાની આશા રાખ્યા વિના દેશ, કાળ અને પાત્ર જોઈને જે દાન અપાય છે તે સાત્ત્વિક દાન ગણાયું છે.

આથી ઊલટું, જે દાન બદલો મળવાની આશાથી, તેમ જ ફળનો લોભ રાખીને દુ:ખે દેવામાં આવે છે તે રાજસી દાન ગણાયું છે, અને જે દાનમાં દેશ, કાલ અને પાત્રનો વિચાર હોતો નથી, અને જે સત્કારને બદલે તિરસ્કારથી આપવામાં આવે છે તે દાન તામસી છે.

હે પાર્થ! જે યજ્ઞ, દાન, તપ કે બીજું કાર્ય શ્રદ્ધા વિના થાય છે તે અસત્ કહેવાય છે. તે નથી આ ભવના કાંઈ કામનું કે નથી પરલોકના કામનું.

[આમ એક તરફથી આહારના અને બીજી તરફથી સમાજધારણાના પાયારૂપ યજ્ઞ-દાન-તપના પ્રકારો સમજાવ્યા પછી કર્મનાં ત્રણ પ્રકારનાં અંગો તેમ જ કર્મની પ્રેરણામાં રહેલાં ત્રણ તત્ત્વો કહીને જ્ઞાન, કર્મ તથા કર્તાના ગુણભેદ ગુણસંખ્યાન-શાસ્ત્ર પ્રમાણે ભગવાન સમજાવે છે.]

આમ જીવનનાં તેમ જ સમાજનાં અંગપ્રત્યંગોમાં પરોવાયેલી ત્રિગુણવ્યવસ્થાને અરીસાની પેઠે માણસ આગળ રજૂ કર્યા પછી ભગવાન ઉપસંહાર કરે છે.

આ પૃથ્વીમા તેમ જ દેવોના સ્વર્ગલોકમાં એવું કશું જ તત્ત્વ કે સત્ત્વ નથી કે જે પ્રકૃતિગત આ ત્રણ ગુણોથી મુક્ત હોય.

આવા સારાનરસા ગુણો શી રીતે ઉત્પન્ન થાય છે એવી શંકા મનમાં ઊઠે તે પહેલાં જ ભગવાન ગૂઢપણે કહે છે કે આ જે બધા સાત્ત્વિક, રાજસિક તેમ જ તામસિક ભાવો છે તે મારામાંથી જ પેદા થયેલા છે. હું એમનામાં નથી પણ તે મારામાં છે. આ આખું જગત આ ત્રણ ગુણવાળા ભાવોને કારણે મુગ્ધ થયેલું છે, અને તેથી તેમનાથી પર એવા ત્રિગુણાતીત, અવ્યય એવા મને – પરમેશ્વરને – ઓળખતું નથી.

આટલું કહ્યા પછી માણસને એની પરિસ્થિતિની ભયાનકતા બતાવી, એને સાચું આશ્વાસન આપતાં, ભગવાન કહે છે –

ત્રિગુણાત્મક એવી આ મારી દિવ્ય માયા પોતાની શક્તિથી તરી જવી મુશ્કેલ છે એવો અનુભવ લીધા પછી જેઓ મારું જ શરણ લે છે તેઓ આ માયાને તરી જાય છે.

# અધ્યાય ૫૦

## બ્રહ્મનિર્દેશયોગ

[ગીતામાં આ અધ્યાયનું સ્થાન કંઈક વિશેષ છે. કેટલાક કહી શકે છે કે ગીતામાં જે એક સાર્વભૌમ વ્યાપકતા છે તેની સાથે આ અધ્યાય બંધ બેસે એમ નથી. બાકીની ગીતા ગમે તે ધર્મ કે પંથનો માણસ સમજી અને સ્વીકારી શકે છે. એમાં જે કાંઈ ખાસ બ્રાહ્મણધર્મી, પૌરાણિક ઉલ્લેખો આવે છે તે અધ્યયન કરનારને ખૂંચતા નથી. તે છોડી દેતાં અગવડ આવતી નથી. ક્રિયા-કાંડ-પ્રધાન વેદ વિશે ગીતામાં જે આદરયુક્ત ઉદાસીનતા છે તે તો સર્વસંગ્રાહક ઉદાર મતનાં આજના માણસને ગમે જ છે.

પણ આ અધ્યાયનો બ્રહ્મનિર્દેશ ગીતાને સનાતની અને કર્મકાંડી પંથ તરફ ખેંચીને લઈ જાય છે. આ અધ્યાય વગર ગીતાનું વિવેચન અપૂર્ણ રહેતું નથી અને આ અધ્યાયથી ગીતાના વિવેચનને વિશેષ પુષ્ટિ મળે છે એમ પણ નથી.

> सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
> प्रशस्ते कर्मणि तथा सच्छब्द: पार्थ! युज्यते ।।

આ શ્લોકમાં જો પાર્થનું સંશોધન ન હોત તો આ શ્લોક ગીતા કરતાં અમરકોષમાં જ વધારે શોભત એમ પણ ટીકા થાય છે.

અર્જુને પૂછ્યું કે જે માણસ શાસ્ત્ર છોડીને પણ શ્રદ્ધાથી કર્મ કરે છે, તેની નિષ્ઠા કઈ કોટીની? ભગવાને એને જવાબ વાળ્યો કે શ્રદ્ધા પણ ત્રણ પ્રકારની હોય છે. સાત્ત્વિક શ્રદ્ધાવાળા લોકો સ્વભાવે જ શાસ્ત્રને અનુસરે છે. જેઓ શાસ્ત્રને નથી અનુસરતા તેઓ આસુરનિશ્ચયી હોય છે. દંભ, અહંકાર, વગેરે હીન વૃત્તિથી પ્રેરાયેલા હોય છે. કામ અને રાગના બળથી જ તેઓ ચાલે છે.

અહીં ધ્યાનમાં રાખવું ઘટે છે કે શાસ્ત્ર એટલે ધર્મગ્રંથ – Scriptures—નહીં, પણ નિત્ય વધતું, નિત્ય શુદ્ધ થતું, નિત્ય સુધરતું અને નવી નવી ઢબે વિચાર કરતું અદ્યતન જીવનશાસ્ત્ર.

સાચી શ્રદ્ધા આંધળી ન જ હોય, અમુક ગ્રંથોથી બાંધેલી ન જ હોય, પૂર્વજોનાં વચનોની બહાર ન જ જોવાય – એવી મર્યાદા સ્વીકારનારી ન હોય.

શ્રદ્ધા સાચી હોય તો તે શાસ્ત્ર પ્રમાણે પરબ્રહ્મનું સ્વરૂપ સમજીને એને જ અનુસરવાની; અને યજ્ઞ, દાન અને તપ એ આત્મશુદ્ધિનાં અને સામાજિક સમૃદ્ધિનાં ધર્મકાર્યો – માનવહિતનાં કાર્યો – કરવાની. જ્યારે શ્રદ્ધા વગરનાં યજ્ઞ,

દાન, તપ, અસત્ એટલે કે અસ્થાયી અને નિષ્ફળ હોઈ, નથી તાત્કાલિક લાભનાં અને નથી સમાજના આત્યંતિક કલ્યાણનાં. આમ કહી ગીતાએ પરંપરાને છોડી ન દેતાં તેને અદ્યતન બનાવવાની શિખામણ આપી છે. અને જીવનને સર્વાંગપરિપૂર્ણ કર્યું છે.]

શ્રી ભગવાન બોલ્યા: પરાપૂર્વથી પરબ્રહ્મનાં જે મંત્રાત્મક નામો અથવા સંકલ્પો યોજેલાં છે, તેમાં ૐ તત્ સત્ આ એક ત્રેવડો નિર્દેશ છે. આ નિર્દેશથી જ ધર્મ જાણનાર બ્રાહ્મણો, તે ધર્મને વ્યક્ત કરનાર વેદો, અને તે ધર્મને આચરણમાં મૂકવા સારુ યોજેલા યજ્ઞો નિર્માણ થયા. તેથી જ બ્રહ્મવાદીઓ (એટલે કે શાસ્ત્રપારંગત, અધ્યાત્મપરાયણ ધાર્મિકો) જ્યારે કોઈ પણ યજ્ઞ, દાન, તપ, આદિ શાસ્ત્રોક્ત ક્રિયા શરૂ કરે છે, ત્યારે ૐનું ઉચ્ચારણ કરીને જ તેમ કરે છે.

તે જ પ્રમાણે, મોક્ષની ઇચ્છા રાખનારા વેદાંતીઓ યજ્ઞક્રિયા, તપક્રિયા તેમ જ વિવિધ દાનક્રિયા 'તત્'નો સંકલ્પ બોલીને કર્મફળનો વિચાર કર્યા વગર નિષ્કામપણે કરે છે.

હે અર્જુન, બ્રહ્મનિર્દેશનું ત્રીજું તત્ત્વ 'સત્' છે. એ શબ્દ અસ્તિત્વ બતાવવા માટે અથવા સાધુભાવ વ્યક્ત કરવા માટે યોજાય છે. શાસ્ત્રમાન્ય તેમ જ લોકમાન્ય સત્કર્મો માટે પણ સત્ શબ્દ વપરાય છે. યજ્ઞ, તપ તથા દાન, આ ત્રણેને વિશે જે દૃઢ શ્રદ્ધા રહે છે, તેને પણ 'સત્' જ કહે છે. અને ઉપર કહેલા 'તત્'ને અર્થે – પરમાત્માને અર્થે – જે કર્મ કરવામાં આવે છે, તેને પણ કહે છે 'સત્.'

આમ યજ્ઞ, દાન અને તપ એ ત્રણેની પ્રવૃત્તિ શાસ્ત્રપૂત અને શ્રદ્ધાયુક્ત હોય, તો જ ઉદ્ધાર છે.

આથી ઊલટું જે યજ્ઞ, દાન કે તપ અશ્રદ્ધાથી અદા કરવામાં આવે છે તે અસત્ તરીકે ઓળખાય છે. હે અર્જુન, એવી ક્રિયા નથી પરલોકમાં કામની અને નથી ઇહલોકમાં. તે તો ફોક જ કહેવાય. તપ, દાન અને યજ્ઞ આ ત્રણે સમાજ-ધારણા માટે આવશ્યક કર્મો છે. એ કરતી વખતે સમાજહિત કેમ થાય એનું જ્ઞાન પણ હોવું જોઈએ અને એ સાધવાની ઈંતેજારી પણ હોવી જોઈએ.

વ્યક્તિનું જીવન સમાજના હિતને માટે છે, વ્યક્તિના બલિદાનથી જ સમાજ-હિત સધાય છે, એ શ્રદ્ધાથી જો એ કર્મો થાય તો જ વ્યક્તિનો ઉદ્ધાર અને સમાજની ધારણા થઈ શકે છે. મનુષ્યના બલિદાનને અંતે જે પરિપુષ્ટ સમાજ-જીવન ખીલે છે તે જ પરલોક છે અને વ્યક્તિના જીવન દરમ્યાન, એના જીવનને મધ્યમાં રાખીને જે કાંઈ જીવન એની આસપાસ ખીલે છે તે ઇહલોક છે. પર-લોક માટે જે કર્મ પોષક નથી, તે ખરું જોતાં ઇહલોક માટે પણ કામનું નથી.

# અધ્યાય ૫૧

## ત્યાગમીમાંસાયોગ

[શ્રી ભગવાનના ઉપદેશમાં સંન્યાસ અને ત્યાગ એ બન્ને વસ્તુનું મહત્ત્વ વખતોવખત બતાવવામાં આવેલું હોવાથી, અર્જુનને થયું કે આ બે વચ્ચે કશો ગોટાળો ન રહે એટલા માટે એ જ સવાલ સ્પષ્ટપણે પૂછું. તેથી] અર્જુન પૂછે છે: હે મહાબાહો, સંન્યાસનું તત્ત્વ અને ત્યાગનું તત્ત્વ, સ્પષ્ટ રીતે, નોખાં નોખાં કરીને હું જાણવા માગું છું. આના ઉત્તરમાં શ્રી ભગવાન બોલ્યા: એ તો એક જ વસ્તુ બે રીતે વિચારાઈ છે. કર્મોના કામ્ય અને નિષ્કામ એવા બે ભાગ પાડીને કામ્ય કર્મો બિલકુલ ન કરવાં, સદંતર છોડી દેવાં, આ થયો સંન્યાસનો માર્ગ. જ્યારે એવો ભેદ કરવાની તરખડમાં ન પડતાં, જે કાંઈ કર્મો કરવાં ઉચિત હોય, તે બધાં જ કર્મો કરવાં, પણ તેમનાં ફળો વિશે તટસ્થ રહેવું, તેમનાં ફળોનો ત્યાગ કરવો, એને તત્ત્વજ્ઞ લોકો ત્યાગ કહે છે.

આ ત્યાગની બાબતમાં કેટલાક લોકોનું વલણ એવું હોય છે કે કર્મમાત્ર સદોષ હોઈ, તે બધાનો જ ત્યાગ કરવો જોઈએ, જ્યારે બીજાઓ કહે છે કે સમાજ-ધર્મને આવશ્યક એવું યજ્ઞ, દાન અને તપરૂપી કર્મ છોડાય નહીં; એનો ત્યાગ અનુચિત છે, બાકીનું ભલે ત્યજાય.

[કોઈ પણ પ્રશ્નનો જવાબ આપતાં ભગવાન હા કે ના એમ તરત કહેવાને બદલે પ્રથમ પોતાની ત્રિગુણવ્યવસ્થા તરફ ધ્યાન ખેંચે છે, કેમ કે એ ગુણ પ્રમાણે એક જ વસ્તુ ગ્રાહ્ય પણ થઈ શકે છે અને ત્યાજ્ય પણ થઈ શકે છે.

ભગવાનનો તો સ્પષ્ટ અભિપ્રાય છે કે યજ્ઞ, દાન અને તપ એ કરવાં જ જોઈએ, કેમ કે વ્યક્તિ માટે એનાથી ચિત્તશુદ્ધિ સધાય છે અને એ ત્રણે વગર સમાજધારણા થઈ જ ન શકે. પણ એ કર્મો અનાસક્ત થઈને જ કરવાં જોઈએ. ભગવાન આટલું સહેજે કહી શકતા હતા. પણ ત્યાગ ત્રણ પ્રકારનો હોય છે એટલે એનાં ફળો તો અલગ અલગ જ રહેવાનાં. તેનો જ વિસ્તાર અહીં કર્યો છે.]

ભગવાન કહે છે: હે ભરતશ્રેષ્ઠ અર્જુન, ત્યાગની બાબતમાં મારો નિશ્ચિત અભિપ્રાય સાંભળજે. ત્યાગ ત્રણ પ્રકારનો હોય છે. હું તો માનું જ છું કે યજ્ઞ, દાન અને તપ, એ ત્રણે કર્મો છોડાય નહીં, એ કરવાં જ જોઈએ. લોકો કહે છે કે કર્મમાત્ર સદોષ છે, પણ હું કહુ છું કે વિચારપૂર્વક ચાલનારને માટે યજ્ઞ, દાન અને તપ, આ ત્રણ કર્મો ચિત્તને પવિત્ર કરનાર છે. માત્ર આ કર્મો પણ આસક્તિ છોડીને અને ફળપ્રાપ્તિ વિશે બેદરકાર રહીને, કેવળ કર્તવ્યબુદ્ધિથી કરવાં જોઈએ એવો મારો દૃઢ અભિપ્રાય છે. જે કર્મો સમાજધારણાની દૃષ્ટિએ નિયત એટલે કે



કા.ગ્રં. ૧૨–૬

નિશ્ચિત અને વિહિત છે તે કર્મો છોડી ન જ દેવાય. મોહમાં આવીને જે માણસ એમને બધી રીતે છોડી દે, તો એ ત્યાગ તામસી ત્યાગ કહેવાય.

કેટલાક લોકો કર્મો કરવાની કડાકૂટ જોઈ કાયર બને છે, અને કર્મો દુઃખકારક છે એમ ઠરાવી, તકલીફથી ડરીને કર્મો છોડી દે છે. એવો ત્યાગ રજોગુણી હોઈ, એવા ત્યાગનું કશું ફળ માણસને મળતું નથી.

[રજોગુણી માણસ અદૂરદર્શી હોય છે, લોભી હોય છે, એટલે અનાવશ્યક દોડધામ કરીને, જાતજાતનાં કર્મો ઊભાં કરે છે, એમ ગીતાએ અનેક વાર કહ્યું છે. પણ અહીં તો 'શરીરને તકલીફ થશે,' એવી બીકથી દેહરખો માણસ આરામમાં રહેવા માટે ત્યાગ કરે છે, એના ત્યાગને 'રાજસ' કહ્યો છે, એ જરા આશ્ચર્ય ઉપજાવે એમ છે.

ગુણસંખ્યાન યોગમા તો સ્પષ્ટ કહ્યું છે .

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुन. ।.
क्रियते बहुलायास तद्राजसमुदाहृतम् ।।

ફલાશાની ઇચ્છા રાખીને, યા તો અહંકારથી પ્રેરાઈને, ઘણી કડાકૂટવાળુ કામ જે કરાય છે તે રજોગુણી છે.

હવે એમ બને છે કે જે રજોગુણી વૃત્તિ ફળની આશાથી બધી કડાકૂટ કર છે તેને જ જ્યારે ફળનો ત્યાગ કરવાનો વારો આવે ત્યારે ફલાશાની પ્રેરણાને અભાવે કડાકૂટનો બોજો એને ભારે જણાય છે. તત્ત્વનિષ્ઠ અને સમાજનિષ્ઠ માણસ જ એવે વખતે કર્તવ્ય સમજીને ફળ-ત્યાગ કરતાં છતાં કર્મને વળગવા તૈયાર થાય.]

ભગવાન આગળ ચલાવે છે: સમાજકલ્યાણને અંગે જે કાંઈ કર્મ પોતાને ભાગે આવ્યું હોય તે પોતાનું કર્તવ્ય સમજીને જ્યારે માણસ આસક્તિ છોડીને કરે છે, અને એ કર્મમાંથી ઊપજતા ફળોનો લોભ રાખતો નથી ત્યારે એનો એ ત્યાગ સાત્ત્વિક હોય છે. એવો ત્યાગી, વિચારવાન માણસ મનમાં કશો સંશય ન રહેવાથી, સત્ત્વગુણમા સ્થિર રહે છે, અને પછી પોતાને ભાગે આવતુ કામ સુકર હોય, સહેલુ હોય, કરતાં ફાવે એમ હોય, તોપણ તેને જ વળગવા માગતો નથી, અને તે જો અટપટું હોય, કઠણ હોય અથવા અણગમતુ હોય, તોયે તેને છોડવાનુ મન કરતો નથી.

કેમ કે એ જાણે છે કે જેણે દેહ ધારણ કર્યો છે તે તમામ કર્મોનો અશેષ ત્યાગ તો ન જ કરી શકે. ત્યાગ શકય હોય તો તે કર્મફળનો જ છે. જેણે કર્મફળ છોડયા, આસક્તિ છોડી, તે જ ત્યાગી કહેવાય.

દરેક કર્મમાં અનિષ્ટ, ઇષ્ટ અને મિશ્ર, એવાં ત્રણ ફળો હોવાના જ. અને તે, જેમણે ફળત્યાગ કર્યો નથી તેમને આ ભવ છોડી જાય તોપણ રીતસર વળગવાનાં જ. સંન્યાસીઓને, એટલે કે ફળત્યાગ કરનારાઓને એની બીક નથી.

[ભગવાનની દૃષ્ટિ લોકસંગ્રહની, એટલે કે સર્વભૂતહિતની હોઈ, યજ્ઞ, દાન

અને તપનું ચક્ર બંધ પડે એમ તેઓ ઇચ્છતા નથી. નિરગ્નિ અને અક્રિય એવો આશ્રમોક્ત સંન્યાસ ભગવાનને માન્ય નથી. એટલે ત્યાગ અને સંન્યાસ બન્ને શબ્દનો અર્થ સ્પષ્ટ કર્યા છતાં, ભગવાનની ભૂમિકા પ્રમાણે એ ભેદનો કશો અર્થ નથી. દરેક સ્થિતિમાં સકામવૃત્તિ છોડવી જ જોઈએ, ફલેચ્છા ત્યજવી જ જોઈએ, અને 'યદ્‌ભૂતહિતં અત્યંતં' તેવું કર્મ કરવું જ જોઈએ, એ ભગવાનની ભૂમિકા સ્પષ્ટ જ છે. એ ભૂમિકાને જ ભગવાન નૈષ્કર્મ્યસિદ્ધિ કહે છે.]

## અધ્યાય ૫૨

### નૈષ્કર્મ્યસિદ્ધિયોગ

[ફલાશા છોડવા માટે આસક્તિ છોડવી જ જોઈએ. એ છોડવા માટેનો એક સરસ નુસખો ભગવાન આપણને આપે છે.

માણસ જ્યારે કર્મ કરે છે, ત્યારે એને સહેજે થાય છે કે 'આ કર્મનો કર્તા હું છું, એટલે એનું ફળ મને મળવું જોઈએ.' પણ જો માણસ વિચાર કરે, તો દરેક કર્મમાં એના કર્તૃત્વનો ભાગ બહુ બહુ તો એક પંચમાંશ જ હોય છે. દાખલા તરીકે, દસ જણની મદદથી કોઈ કામ થયું હોય તો એનું ફળ દસ જણની માલિકીનું જ ગણાય, એટલે કે એ સમાજને જ પહોંચવું જોઈએ. ત્યાં માણસ જો અસંસ્કારી બુદ્ધિને લીધે બધું પોતાનું જ ગણવા બેસે તો તે અયોગ્ય જ કહેવાય.]

ભગવાન બોલ્યા : કોઈ પણ કામ સિદ્ધ થાય છે ત્યારે સાંખ્ય સિદ્ધાંત પ્રમાણે એનાં પાંચ કારણો ગણાવેલાં છે તે મારી પાસેથી જાણજે. અધિષ્ઠાન, એટલે કે શરીર, કર્તા, ઇન્દ્રિય આદિ જુદાં જુદાં સાધનો, જુદી જુદી ક્રિયાઓ અને આ ચારમાં જે ન આવી શકે, અને જેની ગણતરી પણ કરી ન શકાય તે પાંચમું; તેને દૈવ અથવા અદૃષ્ટ કહી શકાય. શરીરથી, વાણીથી અથવા મનના સંકલ્પથી માણસ જે કાંઈ કર્મ કરે છે તેનાં આ પાંચ કારણો હોય જ છે. પછી એ કર્મ શુભ હો કે અશુભ, ન્યાયયુક્ત હો કે અન્યાયી, સદાચરણ હો કે દુરાચરણ. સ્થિતિ આમ હોવા છતાં જે માણસ બુદ્ધિ અસંસ્કારી હોવાને કારણે પોતાને જ એકલાને કર્તા ગણે છે તે મંદમતિ કશું સમજતો નથી.

[હવે જ્યાં આમ પાંચ કારણો છે ત્યાં કર્તા તરીકે માણસ જો અહંકાર વિના, શુદ્ધ કલ્યાણબુદ્ધિથી, અલિપ્ત ભાવે, કર્મ કરે, તો એનું શુભ કે અશુભ ફળ એને વળગતું નથી. કર્તાપણું જ જ્યાં પરિમિત હોય છે અને તેટલું પણ અહંકાર અને આસક્તિ છોડયાથી જતું કરેલું હોય છે, ત્યાં કર્મનું બંધન શી રીતે થાય? અનાસક્ત માણસ એટલો તો નિર્લિપ્ત રહે છે કે એને હાથે ત્રણે લોકનો સંહાર થાય તોયે એણે હત્યા કરી ન કહેવાય અને એ હત્યાનું બંધન પણ એને નહીં વળગે.

જેણે અહંકારનો ત્યાગ કર્યો, ફલાશા છોડી દીધી અને જ્ઞાની થઈ બુદ્ધિ નિર્મળ રાખી, તે કોઈ કાળે ત્રણ લોકોની તો શું પણ કોઈ તુચ્છ પ્રાણીની પણ હત્યા કરવા પ્રવૃત્ત ન થાય એ તો સ્પષ્ટ છે, પણ કર્તૃત્વ છૂટી ગયા પછી માણસ કેટલો નિર્લિપ્ત રહે છે એ બતાવવા માટે એક અંતિમ કોટીનો દાખલો લઈ ભગવાને કહ્યું છે કે એવા માણસને હાથે, માની લો કે ત્રણે લોકોનો સંહાર થયો, તોયે તે અલિપ્ત જ રહેવાનો.

જો કોઈ માણસ હત્યા કરવાને પ્રવૃત્ત થાય અને પોતાનો હેતુ શુભ છે એમ કહી પોતાને જ પ્રમાણપત્ર આપે કે પોતાનામાં જરાય અહંકાર નથી, અને બુદ્ધિમાં કશો લેપ નથી, તો તેટલાથી એ હત્યાની જવાબદારીમાંથી, નૈતિક દૃષ્ટિએ કે આધ્યાત્મિક દૃષ્ટિએ એ મુક્ત થવાનો નથી.

ભગવાન કહે છે: જેનો અહંકાર રહ્યો નથી, અને જેની બુદ્ધિ નિર્લિપ્ત છે, તે આ બધા લોકોની હત્યા કરે તોયે એણે હત્યા કરી ન કહેવાય અને એને બંધન પણ ન થાય.

જે માણસની બુદ્ધિ કોઈ પણ ઠેકાણે આસક્ત નથી રહી, જેણે બધી વાસના અને સ્પૃહા છોડી દીધી છે અને જેણે આત્મજય સાધ્યો છે, તે પોતાના સંન્યાસ વડે શ્રેષ્ઠ નૈષ્કર્મ્યસિદ્ધિ મેળવે છે.

## અધ્યાય ૫૩

### બ્રહ્મસિદ્ધિયોગ

[ અત્યાર સુધીના પર અધ્યાયોમાં શ્રી ભગવાને જે કહ્યું તેનો જ નિચોડ હવે અહીં ૧૬-૧૭ શ્લોકોમાં ભગવાન આપી દે છે. ગીતાની ખૂબી એ છે કે એ જીવનનો સંપૂર્ણ રીતે વિચાર કરી, બધી રીતે કૃતાર્થ થવાય એવી ફિલસૂફીનો નિચોડ પણ બિલકુલ સાદા શબ્દોમાં અને સહેજે સમજાય એવા રૂપમાં આપણને અહીં આપે છે.

આર્યોની દાર્શનિક તપસ્યાનો નિચોડ ઉપનિષદોમાં આવ્યો છે. એ ઉપનિષદોનો નિચોડ તે ભગવદ્ગીતા. એનો નિચોડ આ ૧૬ શ્લોકોમાં આવ્યો છે. અને પછી એ ૧૬ શ્લોકોનું સારભૂત તત્ત્વ એક શ્લોકમાં મૂકીને ભગવાને ગીતોપદેશ પૂરો કર્યો છે. એ જ શ્લોક સહેજસાજ ફેરફાર સાથે અર્ધે રસ્તે, એટલે કે નવમા અધ્યાયને અંતે આવેલો છે. અને એ જ શ્લોકોનું જાણે રૂપાંતર કરતા હોય તેમ 'સર્વં ધર્માન્ પરિત્યજ્ય'વાળો શ્લોક ઉમેરી એકાગ્ર ભક્તિની સાધના બતાવી નિશ્ચિત ઉદ્ધારનું આશ્વાસન ભગવાને આપ્યું છે.

નૈષ્કર્મ્યસિદ્ધિ-પછી બ્રહ્મપ્રાપ્તિ આવે છે. વ્યક્તિનું સ્વાતંત્ર્ય જાળવી માણસને સમાજપરાયણ કેમ બનાવવો, સર્વ-ભૂત-હિતે-રત કેમ કરવો, એ તો ગીતા જ જાણે છે. કર્તવ્ય સમજી તમામ કર્મો કરવાં અને ફલાશા જતી કરવી, તેમાંય જે કર્મો કરવાં તે મનુષ્યના કલ્યાણનું શાસ્ત્ર મંજૂર રાખે તેવાં જ કર્મો કરવાં અને એમાં પોતાનો કશો અર્થ-વ્યપાશ્રય રાખવો નહીં, એટલી કળા કેળવી એટલે માણસને નૈષ્કર્મ્યસિદ્ધિ મળી ગઈ.

એ સ્થિતિ પ્રાપ્ત થયા પછી માણસ જે કાંઈ જીવન કેળવે છે, તેને ગીતા પરાકાષ્ઠાની જ્ઞાનનિષ્ઠા કહે છે. એમાંથી જ માણસને બ્રહ્મપ્રાપ્તિ થાય છે.

'બ્રહ્મ' શબ્દ બૃહત્ ઉપરથી આવ્યો છે. જે સૌથી મોટું, સૌથી વિશાળ, સૌથી ઊંડું, સૌથી સ્થિર અને સૌથી સમર્થ છે તે બ્રહ્મ છે. સાચું સુખ એમાં જ છે. સાચી શાન્તિ અને કૃતાર્થતા એમાં જ છે. માણસ જ્યાં સુધી અલ્પ છે, ત્યાં સુધી એને સુખ નથી—એના જીવનનું સાર્થક્ય નથી. જેટલે દરજ્જે એ ભૂમા સાથે, બ્રહ્મ સાથે, એકરૂપ થઈ જાય, તેટલે દરજ્જે જ એનું જીવન કૃતાર્થ થવાનું. એ બ્રહ્મસિદ્ધિ પ્રાપ્ત કરવા માટે પ્રથમ એણે પોતાનું ચિત્ત અને હૃદય, બુદ્ધિ અને ભાવના શુદ્ધ કરવાં રહ્યાં. સાથે સાથે એણે ભગવાનનું રૂપ પણ સમજી લેવાનું. ભગવાનને ઓળખીને, એ સામાજિક જીવનમાં કેમ વ્યક્ત થયો છે એ સમજીને એની શરતે, એને અનુકૂળ થાય એવી રીતે, પોતાનું જીવન માણસે ઘડવું રહ્યું. ભગવાનનું વિશ્વકાર્ય સમજવું સહેલું નથી. જેમ વિચાર કરવા બેસીએ તેમ વધારે વિમાસણમાં પડી જવાય છે. માટે આખા વિશ્વના અનંત વ્યાપારને બાથ ભીડવા કરતાં આ વિશ્વવ્યાપારનો જે સ્વામી છે તેને જ શરણ જવું, તેની ઇચ્છાને અપનાવવી, અને તેની પ્રેરણાથી જે કાંઈ કાર્ય પોતાને ભાગે આવે તે પોતાનો ગમો-અણગમો કોરે મૂકી, લાભહાનિનો વિચાર છોડી દઈ, પ્રસન્નપણે ઉત્સાહપૂર્વક કર્યા કરવું એ જ માણસનો એકમાત્ર ધર્મ છે. એની આગળ બાકીના બધા ધર્મો ગૌણ એટલે કે અર્થ વગરના છે.

આ વિશ્વ આંધળું નથી, પ્રયોજન વગરનું નથી, આનો એક પરમ અધ્યક્ષ છે. એ બધું જાણે છે, ગોઠવે છે. એના હાથમાં પોતાની જાતને સોંપી દઈ, પોતાને ભાગે જે કામ આવે તે નિર્દેશ સમજી પાર પાડવું અને ભક્તિ દ્વારા એ પરબ્રહ્મ સાથે અભેદ સાધવો, એ જ માણસ માટેની સર્વોચ્ચ સ્થિતિ છે, જેને સ્થિતપ્રજ્ઞ-યોગમાં ભગવંતે બ્રાહ્મી સ્થિતિનું નામ આપ્યું છે. એ સ્થિતિએ પહોંચ્યા પછી કર્માકર્મની મૂંઝવણ રહેતી નથી. બંધમોક્ષની પણ કડાકૂટ રહેતી નથી. જ્યાં ભગવાને જ બધો બોજો પોતાને માથે લીધો, ત્યાં બાકી શું રહ્યું? પછી તો સંતુષ્ટ થઈને એનું કીર્તન કરવાપણું જ રહે છે.]

શ્રી ભગવાન બોલ્યા: આવી રીતે ફલાશા છોડીને અને પોતાની જાતને કેળવી-ને નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી સાધકને જ્ઞાનની પરમકોટીની નિષ્ઠારૂપ જે બ્રહ્મ તે કઈ રીતે પ્રાપ્ત થાય છે, તે ટૂંકામાં મારી પાસેથી સમજી લેજે.

જે માણસે પોતાની બુદ્ધિ નિર્મળ કરી છે, સમાજ-ધારણા-શક્તિને જોરે પોતાની જાતને જેણે કાબૂમાં આણી છે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધાદિ ઇન્દ્રિયોના વિષયોની આસક્તિ છોડીને, અને રાગદ્વેષ દૂર કરીને પોતાને અનુકૂળ એવે એકાંત સ્થળે રહી, મિતાહાર કરી, કાયા, વાચા અને મન કાબૂમાં રાખી ધ્યાનયોગની ટેવ પાડી છે, અને અખંડ વૈરાગ્ય કેળવ્યો છે, તેમ જ અહંકાર, શિરજોરી, અભિમાન, કામ, ક્રોધ અને પરિગ્રહ બધું છોડી દઈને જે નિર્મળ, નિરહંકાર થઈને શાન્ત થયો છે તે જ બ્રહ્મભાવ પ્રાપ્ત કરવાને લાયક થાય છે.

આવી રીતે બ્રહ્મભાવ સુધી જે પહોંચ્યો છે તે સતત પ્રસન્ન રહે છે, કશાની આકાંક્ષા રાખતો નથી અને કશાનો દ્વેષ પણ કરતો નથી. બધાં ભૂતો પ્રત્યે સમતા કેળવ્યાને કારણે જ એ મારી ભક્તિ કેળવી શકે છે. [જે માણસના મનમાં કોઈના વિશે ખાસ અનુરાગ છે અને કોઈના વિશે ખાસ દ્વેષ છે તે, તે તે માણસનું સવળું કે અવળું ચિંતન કરવાનો. પછી ભગવદ્‌ભક્તિને અવકાશ જ ક્યાં રહ્યો? ચિત્તમાંથી દુન્યવી પ્રેમમૂર્તિ તથા દ્વેષમૂર્તિ હઠાવ્યા પછી જ ભગવાનને માટે એ પોતાના હૃદયમાં સ્થાન આપી શકે છે.] આવી અનન્ય ભક્તિ માણસ કેળવે ત્યારે જ ભગવાનનું એટલે કે મારું સાચું સ્વરૂપ અને મારી વ્યાપકતાનું તાત્ત્વિક જ્ઞાન એને થઈ શકે છે. અને આવું જ્ઞાન થવાથી જ એ મારામાં પ્રવેશ કરી શકે છે એટલે કે આ વિશ્વની સમષ્ટિ સાથે ચૈતન્યરૂપે એક થઈ શકે છે.

આમ મારો જ આશ્રય કરીને જે સર્વ કર્મો કરે છે, તે કર્મ કરતો છતો મારી કૃપાથી, શાશ્વત અને અવ્યય એવું સ્થાન પ્રાપ્ત કરે છે એટલે કે આ વિશ્વ-વ્યાપારના કેન્દ્રમાં એ પહોંચી જાય છે.

[આમ બ્રહ્મનિષ્ઠ કેમ થવાય છે તે બતાવી, એ સ્થિતિએ પહોંચવા માટે ભગવાન અર્જુનને શિખામણ આપે છે.]

"મનથી અને હૃદયથી તારાં બધાં કર્મો મને અર્પણ કરી મને જ જીવનનું કેન્દ્ર બનાવી, બુદ્ધિયોગની મદદથી, મારું અખંડ ચિંતન કર. આવી રીતે તારું ચિત્ત મારામાં રાખવાથી મારી કૃપા વડે સર્વ સંકટો તું તરી જઈશ. તારા હિત માટે આ બધું જે મેં તને કહ્યું છે તે જો અહંકારને લીધે તું નહીં સાંભળે તો તારો નાશ જ થવાનો છે.

[જે મુદ્દો લઈને આ ગીતોક્ત સંવાદ શરૂ થયો તે મુદ્દા પર પાછા આવતાં ભગવાન ટૂંકામાં કહે છે.]

"હમણાં કહ્યું તેમ જો તું અહંકારને વશ થઈ, 'હું નથી લડવાનો' એમ માનતો હોઈશ તો તારો એ નિશ્ચય ફોકટ છે. તારો સ્વભાવ જ તને આ લડાઈ તરફ ઘસડીને લઈ જશે. હે અર્જુન, ક્ષણિક મોહને કારણે જે યુદ્ધકર્મ કરવા તું ઇચ્છતો નથી, તે જ તારા સ્વભાવજન્ય કર્મથી બદ્ધ થઈને લાચારીથી તારે કરવું પડવાનું છે.'

[યુદ્ધ કરવું યોગ્ય છે કે નથી એનો નિર્ણય કરવાનો અહીં સવાલ જ નથી.

સ્વજનોની અનુકંપાને કારણે જ અર્જુન લડવાની ના પાડતો હતો. એનો એ સ્મશાનવૈરાગ્ય ટકવાનો નથી, એ ભગવાન પૂરેપૂરું જાણતા હતા. કયું કામ કરવું અને કયું કામ ન કરવું એ તો ધર્મશાસ્ત્ર કે સમાજશાસ્ત્ર નક્કી કરી આપે. પણ કેવી નિષ્ઠાથી તે કરવું, કઈ વૃત્તિથી કરવું કે જેથી વ્યક્તિના ધર્મજીવનમાં બાધા ન આવે અને સમાજહિતને પણ પોષક થાય, એ બતાવવાનો જ ગીતાનો ઉદ્દેશ છે. કેવળ લાચારીનો જ પ્રશ્ન હોય તો માણસ મોહને વશ થાય કે પ્રકૃતિ-સ્વભાવને વશ થાય, પરિણામમાં કેટલો ફેર પડવાનો હતો? મોહ ટાળી શકાય. પ્રકૃતિ-સ્વભાવ ટળાતો નથી પણ એની નિષ્ઠામાં સુધારો કરી શકાય.]

આ વિશ્વચક્ર ચાલે છે તે ઈશ્વરની યોજના પ્રમાણે ચાલે છે. કોઈ કર્તવ્ય-બુદ્ધિથી કામ કરે, કોઈ મોહથી કરે, કોઈ તમોગુણને લીધે કશું ન પણ કરે છતાં આ વિશ્વની યાત્રા તો ઈશ્વરની યોજના પ્રમાણે જ ચાલવાની. ઈશ્વરને બધાં જ સાધનો વાપરતાં આવડે છે. એ સમજાવતાં ભગવાન કહે છે:

હે અર્જુન, ઈશ્વર તમામ ભૂતોનાં હૃદયોમાં વાસ કરી, પ્રાણીમાત્રને પોતાની માયાને બળે, ચાક ઉપર ચડેલા ઘડાની જેમ મરજીમાં આવે તેમ ફેરવે છે. એટલે જો તારે મુક્ત થવું હોય તો તારે સર્વ ભાવથી એ ઈશ્વરને જ શરણ જવું ઘટે. એના પ્રસાદથી, એના અનુગ્રહથી, તને શાશ્વત સ્થાન મળશે અને તું પરમ શાંતિ ભોગવીશ.

અન્તે ઉપસંહાર કરતાં ભગવાન કહે છે: આ રીતે ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન મેં તને કહ્યું છે. આનો પૂરો વિચાર કરી જેમ તને ઠીક લાગે તેમ કરજે.

મારી વાત નહીં માને તો તારો નાશ થશે. બધી ચિંતા છોડીને મારે જ શરણે જા, ધર્માધર્મનો વિચાર ન કરતાં મારી જ વાત માન, મારું કહ્યું નહીં માને તોયે તારો સ્વભાવ જ તને એ તરફ ઘસડી જશે, તારી જીદ કશા કામની નથી—વગેરે કહ્યા પછી, અને કહ્યા છતાં, નિર્ણયાત્મક વચન તરીકે ભગવાન કહે છે કે આ બધાંનો વિચાર કરી અંતે તને ઠીક લાગે તેમ જ કરજે. શ્રી ભગવાનનો આ નિરા-ગ્રહી આગ્રહ ધ્યાનમાં લેવાલાયક છે. સાચો કેળવણીકાર સલાહ આપતી વખતે તટસ્થતા જાળવતો નથી. વૈદ્ય કે વકીલની પેઠે એ પણ સ્પષ્ટ શબ્દોમાં, પૂરો ભાર દઈને, પોતાનો અભિપ્રાય પોતાના પ્રિય શિષ્યના મન ઉપર ઠસાવવા માગે છે; પણ તે ગુરુ તરીકે જ, પ્રભુ તરીકે નહીં. શિષ્ય આટલું સાંભળ્યા છતાં જો એ શિખામણ ન માની શકે તો ગુરુ એનો ત્યાગ કરવાનો નથી, એને સજા કરવાનો નથી, એની હાંસી પણ કરવાનો નથી. એ કહેશે કે તું સ્વતંત્ર છે, તારા વ્યક્તિત્વ પ્રત્યે મને આદર છે, તું પોતાનું બગાડીશ તો તેમ કરવાનો તને હક છે, તારી ભૂલ તારા ધ્યાનમાં આવશે ત્યારે જ્યાંથી સુધારવું હોય ત્યાંથી તને સુધારવામાં હું ફરી મદદ કરીશ, ઈશ્વરની દુનિયામાં જેમ કોઈનો આત્યંતિક નાશ નથી, તેમ મારા હૃદયમાં કોઈને વિશે નિરાશા નથી, હું પણ ક્યાં ફળની આસક્તિ

રાખું છું? દુનિયાનું સુધરે કે બગડે, મારે શું? મારે તો વ્યક્તિની ઉન્નતિની જ પડી છે. અને ત્યાં હું હારવાનો નથી. આ જ વૃત્તિ ગીતામાં શરૂથી આખર સુધી ભગવાને રાખેલી દેખાશે.

આમ કર્મ-પરતંત્ર માણસને એના ઇચ્છાસ્વાતંત્ર્યનું આશ્વાસન આપ્યા પછી ભગવાન અર્જુનને ફરી વાર અપનાવી સમજાવે છે:

તું મને અત્યંત પ્રિય છે. મારો એ પ્રેમ દૃઢ છે એટલે તારા હિતની ગૂઢમાં ગૂઢ એવી વાત ફરી કહું છું તે સાંભળ.

મારે ઠેકાણે તારું મન પરોવ, મારો જ ભક્ત થા, મારે અર્થે જ યજ્ઞ કર, મને નમસ્કાર કર, એટલે અંતે તું મને જ આવી મળીશ. તું મારો પ્રિય ભક્ત છે એટલે હું તને પ્રતિજ્ઞાપૂર્વક સાચું કહું છું કે અંતે તું મને જ પામીશ.

તારે કશી વિમાસણમાં પડવાની જરૂર નથી. કુલધર્મ, જાતિધર્મ, વર્ણધર્મ આદિ બધા ધર્મોને છોડી દઈ દેશધર્મ, વયોધર્મ, શરીરધર્મ, કાલધર્મ, આપદ્‌ધર્મ ઇત્યાદિ નાના ધર્મોને કોરે મૂકી, એક મારું જ શરણ લે. હું તને બધાં પાપોથી મુક્ત કરીશ. કશી બીક કે કશો શોક રાખીશ મા. તું મારે શરણે આવ્યો એટલે હું તારા હૃદયમાં વસી જવાનો, પછી તને ચિંતા કે બીક શાનાં? તું નિશ્ચિત અને નિર્ભય થજે.

'सर्वधर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज ।' આ વચનનો કેટલાક આજકાલના વક્તાઓ વિચિત્ર અને સ્થૂળ અર્થ કરે છે. 'હિંદુ ધર્મ, મુસલમાની ધર્મ, ખ્રિસ્તી કે પારસી ધર્મ, એવા બધા ધર્મો છોડી દઈ ફક્ત શ્રીકૃષ્ણ ભગવાનને જ તમારે શરણ જવું,' એવો અર્થ કેટલાક લોકો કરે છે એ જ લોકો 'श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात्'નો અર્થ કરતી વખતે પણ કહે છે કે, "પોતાનો હિંદુ ધર્મ વિગુણ એટલે કે ખરાબ હોય અને પરધર્મ એટલે કે ખ્રિસ્તી ધર્મ જેવો કોઈ ધર્મ આચરણ માટે સારો કે સહેલો હોય તોયે પોતાનો ધર્મ જ પાળવો સારો. स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः। પોતાના ધર્મમાં ડૂબી મરવું સારું. પારકો ધર્મ ભયંકર હોય છે.'

ગીતાની શિખામણનો આવો અર્થ થવાનો છે એમ વ્યાસજીને ખબર હોત તો ૭૦૦ને ઠેકાણે ૮૦૦ શ્લોકો લખી એમણે એ આપત્તિ ટાળી હોત. સ્વધર્મ-પરધર્મનો અર્થ યોગ્ય ઠેકાણે કર્યો જ છે. સ્વધર્મ એટલે સનાતન ધર્મ, ઇસ્લામ કે ખ્રિસ્તી ધર્મ એવો અર્થ લેવાનો નથી. પણ ગીતામાં જ જે જાતિધર્મ અને કુલધર્મનો ઉલ્લેખ કર્યો છે અથવા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રોનાં સ્વકર્મ સમજાવતાં જે વર્ણધર્મ સમજાવ્યો છે, તેનો જ અહીં ઉલ્લેખ છે, એ સ્પષ્ટ છે. ગીતામાં ભિન્ન ભિન્ન વર્ણોનું સ્વકર્મ શું છે એ બતાવ્યું છે. અને ત્યાં કહ્યું છે કે આવું પોતાનું સહજ કર્મ સદોષ હોય તોપણ એનો ત્યાગ ન કરતાં કેવળ આસક્તિનો અને ફલાશાનો ત્યાગ કરવો જોઈએ. એટલાથી પણ જો ન પતે તો

એ બધી કડાકૂટ છોડીને ઈશ્વરને જ શરણ જવું. એટલે એ સ્વકર્મ-ધર્મ ભગવાન પોતે સંભાળી લેશે.

સર્વધર્મત્યાગનો વિચાર કરતાં પરાશરસ્મૃતિની માધવટીકાના નીચેના શ્લોકો ધ્યાનમાં લેવા લાયક છે:

धर्मा बहुविधा लोके श्रुतिभेदमुखोद्‌भवाः
देश-धर्माश्च दृश्यंते कुल-धर्मास्तथैव च
जाति-धर्मा वयो-धर्मा गुण-धर्माश्च शोभने !
शरीर-काल-धर्माश्च आपद्-धर्मास्तथैव च
एतत् धर्मस्य नानात्वं क्रियते लोकवासिभिः

## અધ્યાય ૫૪

### પ્રસાદયોગ

[સંસ્કૃત ગ્રંથોમાં પરંપરાથી ચાલતી આવેલી એક પદ્ધતિ હોય છે, તે પ્રમાણે પ્રસંગ, ઉદ્દેશ, પૂર્વપીઠિકા, પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ, અનુબંધ, ફલશ્રુતિ વગેરે બધું ગ્રંથ સાથે જ આપવાનું રહે છે. ઉપક્રમ, ઉપસંહાર તો હોવાના જ. દરેક વિદ્યાનું જીવનમાં ક્યું સ્થાન છે, બીજી વિદ્યાઓ સાથે એ વિદ્યાનો શો સંબંધ છે, એ વિદ્યા ગ્રહણ કરવાના અધિકારી કોણ, વિદ્યાના સેવનથી અંતે ફળ શું મળવાનું છે, એ સેવનમાં કઈ કઈ કરી પાળવાની હોય છે – વગેરે બતાવેલું હોય છે.

ગ્રંથોક્તવિદ્યાની પરંપરા ધ્યાનમાં રહે એ માટે એ વિદ્યા ક્યાંથી પ્રવૃત્ત થઈ, પછી એ કોણે કોને આપી તેનો વંશ પણ આપેલો હોય છે.

ભગવદ્‌ગીતા જેવા ક્રાંતિકારી ગ્રંથે પણ એ પરંપરાગત પદ્ધતિની મર્યાદા આ સંવાદમાં જાળવી છે એ ધ્યાન ખેંચે એવી વાત છે.

અર્જુનનો વિષાદ દૂર કરી એને પ્રસાદ અર્પણ કર્યા પછી ભગવાન પોતાના આ અદ્‌ભુત ધર્મ્ય સંવાદ વિશે ઉપસંહારમાં ફલશ્રુતિ તરીકે અનેક વસ્તુઓ કહે છે.]

શ્રી ભગવાન બોલ્યા: જેઓ તપસ્વી નથી, ભક્ત નથી, જેમનામાં શુશ્રૂષા નથી અને જેમનામાં મારા પ્રત્યે શ્રદ્ધાને બદલે અસૂયા છે, એવાઓને મારું આ જ્ઞાન તારે કહેવું નહીં. આ કેવળ સાંભળવાની વાત નથી. જેમનું જીવન તપસ્યા-પૂત છે, તેઓ જ આ જ્ઞાન ગ્રહણ કરી શકશે. જેઓ ભક્ત છે, તેઓ જ આ જ્ઞાન જીરવવાની શક્તિ બતાવી શકશે. જેઓ શુશ્રૂષુ છે તે જ આની સાધના કરી શકશે અને જેઓ અસૂયાથી મુક્ત છે તેઓ જ આ જ્ઞાનનો અવળો અર્થ નહીં

કરે એની ખાતરી રખાય. માટે આટલી મર્યાદા તો જાળવવી જ જોઈએ. જે કોઈ માણસ આ પરમ ગુહ્ય જ્ઞાન મારા ભક્તોને સંભળાવશે, તેની મારા પ્રત્યેની ભક્તિ દૃઢ થવાથી એ નિઃસંશય મને જ આવીને મળશે. અને એના કરતાં મારું વધારે પ્રિય કરનાર મનુષ્યજાતિમાં બીજો કોઈ હોઈ ન શકે, તેમ જ આ દુનિયામાં મને એના કરતાં વિશેષ પ્રિય બીજો ન હોય.

આપણા બન્ને વચ્ચેના આ ધર્મ્ય સંવાદનું જે કોઈ અધ્યયન કરશે એણે જ્ઞાનયજ્ઞ દ્વારા મારું પૂજન કર્યું એમ જ હું માનીશ. અવળી દૃષ્ટિ ન રાખતાં, શ્રદ્ધાથી જે કોઈ આપણો આ સંવાદ સાંભળશે તે પણ પાપમુક્ત થઈ, પુણ્યવાન માણસો જે લોક સુધી પહોંચે છે, તે શુભ લોકને પહોંચશે.

[આમ ગીતોપદેશ પૂરો કરી ભગવાન પોતાના મનની ખાતરી કરી લેવા માટે અર્જુનને છેલ્લો પ્રશ્ન પૂછે છે કે, હે પાર્થ, તેં આ બધું એકાગ્ર ચિત્તે સાંભળ્યું ને? તારો અજ્ઞાનરૂપી મોહ હવે સાવ નષ્ટ થયો ને?

પ્રસન્ન અને સંતુષ્ટ થયેલા અર્જુને કૃતજ્ઞતાપૂર્વક ગદ્ગદ થઈને જવાબ વાળ્યો: હે ભગવંત, આપના કૃપાપ્રસાદથી મારો મોહ નષ્ટ થઈ ગયો છે. હવે મને મારા કર્તવ્યનું, મારા ધર્મનું ભાન થયું છે. હવે હું નિઃસંદેહ થઈ તૈયાર થયો છું. હવે તમારી આજ્ઞાનું પાલન કરીશ.

## ઉપસંહાર

શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદ પ્રજ્ઞાચક્ષુ રાજા ધૃતરાષ્ટ્રને સંભળાવનાર દિવ્યચક્ષુ સંજય કહે છે: હે રાજા, આવી રીતે ભગવાન વાસુદેવ અને મહાત્મા અર્જુન વચ્ચેનો આ અદ્ભુત અને રોમહર્ષણ સંવાદ મેં સાંભળ્યો. મહામુનિ વ્યાસના અનુગ્રહને લીધે આ પરમગુહ્ય યોગવિદ્યા સાક્ષાત્ યોગેશ્વર શ્રીકૃષ્ણ પોતે અર્જુનને કહેતા હતા તે હું સાંભળી શક્યો. હે ધૃતરાષ્ટ્ર, કેશવ અને અર્જુન વચ્ચેના આ અદ્ભુત અને પુણ્યપ્રદ સંવાદનું ફરી ફરી સ્મરણ કરીને મને હર્ષના ઉમળકા આવે છે અને શ્રીહરિનું એ અત્યદ્ભુત વિશ્વરૂપ કલ્પનામાં લાવતાં મને મહાન વિસ્મય થાય છે અને ફરી ફરી મને હર્ષ થાય છે.

એ આખા પ્રસંગનું ધ્યાન કરતાં, અને આખા સંવાદનું ચિંતન કરતાં મારો દૃઢ અભિપ્રાય થઈ ગયો છે કે જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે અને જ્યાં પાર્થ જેવો ધનુર્ધર છે, ત્યાં જ શ્રી, વિજય, શાશ્વત, ઐશ્વર્ય અને નીતિ છે.

આમ શ્રીકૃષ્ણ-અર્જુન વચ્ચેનો અદ્ભુત સંવાદ ધૃતરાષ્ટ્રને સંભળાવી સંજયની વાણી વિરામ પામી. છતાં હજારો વર્ષ થયાં એ દિવ્ય વાણીના ભણકારા હજી સંભળાયા જ કરે છે, અને અસંખ્ય ધર્મજિજ્ઞાસુ હૃદયોને પ્રેરણા આપ્યે જ જાય છે. અર્જુનને આગળ કરી, અને ભારતીય યુદ્ધનો લાભ લઈ, ભગવાન શ્રીકૃષ્ણે આખી

દુનિયા માટે આ સનાતન ઉપદેશ આપ્યો છે. વૈદિક પરંપરાના ઋષિઓએ જે અધ્યાત્મવિદ્યા ઉપનિષદોમાં ખીલવી, તેનું જ શ્રીકૃષ્ણે દોહન કરી જીવન સફળ કરવા માટે તેનો ઉપયોગ કેમ કરવો તે બતાવ્યું. શરણે આવેલા અર્જુનનો ઉદ્ધાર કરી સમસ્ત જગતને ઉદ્ધારનો માર્ગ આપ્યો. તેથી શરણાગતો માટે જે કલ્પદ્રુમ પારિજાત જેવો છે, અને જેણે ગીતામૃત દોહી આપ્યું, તે વસુદેવપુત્ર, જગત્ગુરુ શ્રીકૃષ્ણને હું વંદન કરું છું. શ્રીકૃષ્ણ પરમાત્માને અનંત પ્રણામ હજો!

**શ્રીકૃષ્ણાર્પણમ્ અસ્તુ**

# સામાજિક દૃષ્ટિ

'ઇહલોકના જીવનમાં સાર જેવું કશું નથી. આ લોક છે જ અનિત્ય અને અસુખ, માટે મોક્ષ મેળવી આમાંથી સદાને માટે નીકળી જવું જોઈએ;' એ જાતનો વિચાર આપણા દેશમાં ઘણો ચાલ્યો. આ વિચારનો સર્વાંશે સ્વીકાર જનતાએ કર્યો એમ તો ન કહેવાય. પણ એથી લોકોનો જીવન પ્રત્યેનો ઉત્સાહ ઘણો ઓછો થયો. જીવન પ્રત્યેની આસક્તિ ખૂબ વધે અને છતાં પુરુષાર્થ ઓછો થાય એ સ્થિતિ નીરોગી તો ન જ કહેવાય. જીવન પ્રત્યે ઉદાસીન થઈને કેવળ મોક્ષની જ ચર્ચા કરવાની ટેવ પડવાથી વેદાન્ત વિદ્યા પોતે જ કંઈક અંશે અપ્રતિષ્ઠિત થઈ.

આવા વાતાવરણમાં દ્વૈત સાચું કે અદ્વૈત સાચું, એની ચર્ચા તો વાદવિવાદ મંડળની નવરી મથામણ બની ગઈ. અદ્વૈત સિદ્ધ થયું તો શું અને દ્વૈત સિદ્ધ થયું તો શું? રોજના જીવનમાં કશો ફેર પડવાનો નથી; એવો અનુભવ થયા પછીએ ચર્ચામાં જીવનરસ કેટલો રહેવાનો?

ગીતામાં નિવૃત્તિ ઉપદેશેલી છે કે પ્રવૃત્તિ? ગીતાકારને જ્ઞાન સાથે કર્મ માન્ય છે કે એકલું જ્ઞાન જ માન્ય છે? ગીતા સરવાળે દ્વૈતને, અદ્વૈતને કે વિશિષ્ટ અદ્વૈતને વધારે અનુકૂળ છે?—એ જાતના સવાલો લઈને જ ગીતા ઉપર જાતજાતનાં ભાષ્યો લખાયાં છે. ગીતામાંથી પોતાનો અર્થ ઘટાવવા પૂરતો જ એ ભાષ્યમાં વિસ્તાર કરેલો હોય છે. ગીતાની શિખામણ લોકોના મન પર ઠસાવવા માટે એની દરેક વાત વિસ્તારપૂર્વક સમજાવવાનું કામ 'જ્ઞાનેશ્વરી'એ અથવા વામન પંડિતની 'યથાર્થદીપિકા'એ જેમ કર્યું છે તેવું તો કોઈ જૂના ગ્રંથે કર્યું નથી. શાન્તિદેવાચાર્યના 'બોધિચર્યાવતાર'માં અથવા 'શિક્ષાસમુચ્ચય'માં જે જાતનાં પ્રવચનો મળે છે તેવાં આ ભાષ્યોમાં મળતાં નથી. યોગવાસિષ્ઠ જેવા ગ્રંથોમાં વેદાન્તવિદ્યા ચિત્ત પર ઠસાવનારાં સુદર સુંદર પ્રકરણો વાંચવાને મળે છે, પણ તે બધાંમાં જે જાતના જીવનનો આદર્શ આપણી આગળ મૂક્યો છે તેટલાથી આપણને સંતોષ થતો નથી.

અને આજનો જમાનો તો વ્યક્તિગત વિકાસ સાથે સામાજિક ઉત્કર્ષની પણ ઝંખના રાખે છે તેથી ધર્મની ચર્ચા કરનારા ગ્રંથોમાંથી વ્યક્તિગત તેમ જ સામાજિક જીવનના વિકાસનો આદર્શ આપણે શોધીએ છીએ. એ શોધ કરતાં ગીતામાંથી જે બોધ જડયો તે યથામતિ નોંધવાનો અહીં પ્રયત્ન કર્યો છે.

જીવનવિકાસ એટલે જીવનશુદ્ધિ અને જીવનસમૃદ્ધિ સાધ્ય કરવા માટે કરેલા પ્રયાગોની પરંપરા. એને અંતે મોક્ષ જરૂર મળશે પણ મોક્ષ મળે ત્યાં સુધી જે

જીવન આપણે જીવીએ છીએ તે પણ સારરૂપ છે, ગૌરવપૂર્ણ છે, આનંદમય છે અને કલ્યાણકારી છે એવો અનુભવ પણ સતત મળવો જોઈએ. માંદો માણસ અમુક મુદત સુધી કડવી દવાઓ લે, કસાણું મોં કરી કરીઓ પાળે અને અંતે રોગમુક્ત થયા પછી, 'હાશ' કહીને સમાધાન મેળવે, એ જાતની મોક્ષસાધના ન હોઈ શકે. પણ બાળક જેમ જીવનનો આનંદ મેળવતાં મેળવતાં શિશુકાલ વટાવી બાલ્યકાલ માણી, કુમારજીવનનું પરાક્રમ કેળવી, પ્રૌઢાવસ્થાએ પહોંચે છે અને સમાજમાં પોતાનું પ્રતિષ્ઠિત સ્થાન મેળવી, સમાધાનની સર્વોચ્ચ કોટીએ પહોંચે છે, તેવી જ જાતની મોક્ષસાધના હોવી જોઈએ. એવી સાધના જો યોગ્ય રીતે સાધવી હોય તો વ્યક્તિગત જીવન અને સામાજિક જીવન પરસ્પર ઓતપ્રોત થવાં જોઈએ. સાધક પોતાની સાધનામાં ઓછોવત્તો ભાગ લેવા સમાજને નોતરે અને બની શકે એટલી એની મદદ લે. એ જ પ્રમાણે આખો સમાજ પણ પોતાનો આદર્શ નક્કી કરી, એ પ્રમાણેનું સામાજિક જીવન ખીલવવા માટે વ્યક્તિઓને સમજાવે અને પ્રોત્સાહન આપે. અને એ જાતનો સહકાર જે ન આપે એના પ્રત્યે પોતાનો અણગમો જાહેર કરે અને જરૂર પડ્યે અસહકાર પણ કરે.

ગીતામાં જે જીવનધર્મ બતાવ્યો છે તે મુખ્યત્વે વ્યાપક સમાજધર્મ છે. અને તેથી તે વ્યક્તિને પણ લાગુ પડે છે એવું મનમાં ઠસી ગયા પછી જ્યાં જ્યાં શમદમાદિ અને યજ્ઞદાનતપાદિ સાધનારૂપ કર્તવ્યોનો ઉલ્લેખ આવે છે એ સ્થાનોનો નવેસર વિચાર કર્યો, અને ખાતરી થઈ કે ગીતાની શિખામણ સમાજના ઉત્કર્ષને માટે પૂર્ણપણે ઉપયોગી છે.

એ દૃષ્ટિએ ગીતાની આખી દૈવીસંપત વિશે લખવાનું શરૂ કર્યું. બીજા પણ એવા જ નિબંધો લખ્યા. તેનો આ સંગ્રહ છે. આજે લખવા બેસત તો બીજી રીતે લખત. પણ જેવી રીતે છે તે સમાજને ઉપયોગી છે એમ અનેક વાચકોએ ભારપૂર્વક કહ્યું અને 'ગીતાધર્મ'ની નવી આવૃત્તિ માટે આગ્રહ કર્યો તેથી એની આ નવી આવૃત્તિ પ્રકાશિત કરાય છે. વાચકો આ ચોપડી સાથે 'જીવનપ્રદીપ' પણ વાંચે તો સમાજહિતની દૃષ્ટિએ ગીતામાંથી શી પ્રેરણા મળે છે તેનો એમને ખ્યાલ આવશે.

૨

ભારતીય ધર્મગ્રંથોમાં સત્ત્વ, રજ, તમ, એવી ત્રિગુણાત્મક વ્યવસ્થાની જબરદસ્ત છાપ દેખાય છે. જૂનાં પ્રધાન ઉપનિષદોમાં ત્રિગુણ વ્યવસ્થાનો ઉલ્લેખ નથી એ ખરું. પણ ત્યાં શુક્લ, કૃષ્ણ અને લોહિત, એવો ત્રણ વર્ણનો સફેદ, લાલ અને કાળા રંગનો જે ઉલ્લેખ આવે છે તેમાં ગુણત્રયીનો પ્રારંભ જોઈ શકાય છે.

હું માનું છું કે ગુણત્રયવિભાગનો સૌથી પહેલો ઉલ્લેખ, વિસ્તાર સાથે ગીતામાં જ થયો છે. અને ગીતાએ જે ઢબે અને જે ઉત્સાહથી એ ત્રિગુણ

વ્યવસ્થા જીવનનાં અનેક ક્ષેત્રોમાં ઘટાવી છે તેવી બીજે ક્યાંય મળતી નથી. ગીતા તો દૃઢતાપૂર્વક કહે છે—

न तद् अस्ति पृथिव्याम् वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर् मुक्तम् यत् अेभिः स्यात् त्रिभिर् गुणैः ।।

ત્રણે લોકમાં એવું કશું જ નથી કે જે પ્રકૃતિની આ ત્રિગુણ રચનાથી મુક્ત હોય.

અસલી સમાજ ત્રૈવર્ણિક હતો. ઋષિઓ પોતાનો અનુભવ આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક એમ ત્રણ ક્ષેત્રમાં ઘટાવી જોતા. ગીતાએ પણ દૈવી, આસુરી અને રાક્ષસી એવી ત્રણ પ્રકૃતિઓનો ઉલ્લેખ કરી એમાંથી સમાજ-માં દેખાતી મુખ્ય બે પ્રકૃતિનો જ આગળ જતાં, સંપતને નામે, વિસ્તાર કર્યો છે. સામાન્ય સમાજ આસુરી સંપતમાં રચ્યોપચ્યો રહે છે. ઊર્ધ્વગામી, મોક્ષપરાયણ સમાજ દૈવી સંપતને અનુસરે છે એમ બતાવી બન્નેનું વિગતવાર વર્ણન ગીતાએ કર્યું છે.

એ જ જીવનદૃષ્ટિને આધારે ગીતાએ ચાર વર્ણના ગુણો અને કર્મો બતાવ્યાં છે. ગીતાનો સમાજધર્મ આ ચાર વર્ણને આશ્રયે ખીલેલો છે. એ વર્ણોના ગુણ, કર્મ અને આદર્શ બતાવ્યા પછી ગીતાએ આખા માનવસમાજ માટે પોતાનો આદર્શ સ્થિતપ્રજ્ઞ, જ્ઞાની, ભક્ત, ગુણાતીત, યોગી, પંડિત એવાં એવાં અનેક નામો સાથે રજૂ કર્યો છે. આ બધું મળીને ગીતાનો સમાજધર્મ પ્રગટ થાય છે.

હું માનું છું કે વાચકોને આમાં સામાજિક દૃષ્ટિએ ગીતાનો વિચાર કરવાનું ક્ષેત્ર જડશે. અને તેથી ગીતાની જીવનપરાયણતા સમાજના મન ઉપર ઠસી શકશે.

આ પ્રકરણો મોટે ભાગે સિંધ હૈદરાબાદની જેલમાં, મૂળ મરાઠીમાં લખાયેલાં. એ જેલમાં સામાન્ય રીતે રાજદ્વારી કેદીઓમાં સિંધીઓ જ હોય. પણ મારા સદ્-ભાગ્યે સામ્યવાદી પક્ષના નેતા શ્રી ડાંગે એ જ જેલમાં તે વખતે હતા. જાતે લખવાની બાબતની મારી મૂંઝવણ સમજી લઈ એમણે હું કહું તે લખી આપવાની તૈયારી બતાવી. તેથી એમને હાથે આ ગીતાધર્મ લખાયો છે! એ જેલનિવાસ દરમિયાન ભાઈ ડાંગેના સ્વભાવની મીઠાશનો, એમના ઉમદા ચારિત્ર્યનો અને એની અંદર રહેલી ઊંડી પ્રેમાળ વૃત્તિનો અનુભવ થયો. એમના સહવાસમાં ગાળેલા દિવસોની ખુશબો હજી પણ પોતાની અસર બતાવે છે.

કાકા કાલેલકર

# ૧. ગીતાનું લોકશાસ્ત્ર

## પ્રાસ્તાવિક

ગીતાના ૧૬મા અધ્યાયમાં ભૂતસર્ગ અને સંપત્ એ બે શબ્દો આવે છે. તેમનો સીધોસાદો અર્થ સ્પષ્ટ છે. ભૂતસર્ગ એટલે પ્રાણીઓની ઉત્પત્તિ, તેમની સૃષ્ટિ. પણ એ શબ્દ વપરાયો છે ત્યાં તેનો અર્થ જીવનના પ્રકાર અથવા સંસ્કૃતિના જુદા જુદા નમૂના કે ઘાટ એ કરવો જોઈએ. સંપત્ શબ્દનો સામાન્ય અર્થ સંપત્તિ છે. પણ અહીં એ શબ્દનો જીવનવૈભવ, જીવનસમૃદ્ધિ એવો જ અર્થ કરવો જોઈએ. જીવનસમૃદ્ધિના અથવા સંસ્કૃતિના બે વિભાગ પાડવામાં આવેલા છે.

નવમા અધ્યાયમાં (શ્લોક ૧૨–૧૩) દૈવી, આસુરી અને રાક્ષસી એમ ત્રણ જાતની પ્રકૃતિઓ કહેલી છે. લાંબા કાળથી નિરંતર લોકસમાજમાં દેખાતા લોક-સ્વભાવના ત્રણ ભિન્ન ભિન્ન પ્રકારો જ અહીં દર્શાવેલા છે. આ પ્રકૃતિઓનો સંસ્કાર કરી તેમનો 'મોક્ષ' કરવો તેનું જ નામ ધર્મ છે. આ ગીતાધર્મ એ જ આપણું સમાજશાસ્ત્ર.

ગીતામાં નિર્દેશેલી દૈવી સંપત આર્યોના સમાજશાસ્ત્રનો અથવા લોકશાસ્ત્રનો પાયો છે. સમાજના બધા ઘટકો સહીસલામતીથી અને સુખથી રહીને પોતપોતાનો ઉત્કર્ષ સાધી શકે તે માટે કેવી સમાજવ્યવસ્થા હોવી જોઈએ તે વિશેની મીમાંસા-નું નામ સમાજશાસ્ત્ર છે. પરસ્પર અવલંબીને રહેતાં અને એકબીજાના હિતની કાળજી રાખનારાં માત્ર મનુષ્યપ્રાણીઓનો સમાજશાસ્ત્રની વિચારણામાં સમાવેશ થાય છે. આજકાલનું સમાજશાસ્ત્ર મનુષ્યેતર પ્રાણીઓ વિશેની માનવીની નૈતિક જવાબદારીના વિચારને છેડતું નથી. મનુષ્યની પાછલી, ચાલુ અને આવતી પેઢી પૂરતો વિચાર કરવાની સમાજશાસ્ત્ર પોતાની જવાબદારી માને છે. પરંતુ લોક-શાસ્ત્રની કલ્પના આથીયે વ્યાપક છે. વિશ્વમાં બધું ચૈતન્યમય છે એટલે તે સર્વને અંગે આપણી જવાબદારી નિર્માણ થયેલી છે. બેશક, હૃદયનો અને જીવનનો જેટલા પ્રમાણમાં વિકાસ થયો હોય તેટલા જ પ્રમાણમાં એ જવાબદારીનું ભાન થાય. પણ શાસ્ત્ર રચવા બેઠા તો પછી દીર્ઘદર્શી લોકોની નજર જ્યાં સુધી પહોંચે ત્યાં લગીનો વિચાર કરીને નિયમો ઘડવા જોઈએ.

લોકશાસ્ત્રની સામાન્ય ક્ષેત્રમર્યાદામાં મનુષ્ય અને તેનાં આશ્રિત પશુપક્ષી વગેરેનો સમાવેશ થાય છે. એથીયે વિશેષ વ્યાપક કલ્પના કરીએ તો તેમાં માત્ર પંચમહાભૂતો અને તેમાંથી પેદા થતી વનસ્પતિસૃષ્ટિ, કીટસૃષ્ટિ અને માછલાં વગેરે જળચર તથા પશુપક્ષી ઇત્યાદિ ભૂચર તેમ જ ખેચર પ્રાણીઓનો જ નહીં,

પ્રેતયોનિ, ભૂતયોનિ, યક્ષગંધર્વ, અનેક કોટિના દેવો વગેરે અદૃષ્ટ, કાલ્પનિક અથવા રૂપકાત્મક કોટિઓનો પણ સમાવેશ થાય છે. અને તે ઉપરાંત એ સર્વેનો અધિષ્ઠાતા, અધ્યક્ષ, લોકભૃત્, લોકનાયક જે ભગવાન છે તેની પણ તેમાં ગણતરી થવી જોઈએ.

તિર્યગ્યોનિ વિશેનું આપણું કર્તવ્ય આજે યોગ્ય રીતે સ્વીકારવામાં આવતું નથી, અને પ્રેતયોનિ વગેરેના તો અસ્તિત્વ વિશે પણ સર્વત્ર નાસ્તિકતાનું વાતાવરણ છે. એ સ્થિતિમાં ગીતાનું લોકશાસ્ત્ર ઘટાવતી વખતે આ સર્વ કલ્પનાઓની ઉપપત્તિ આપણે કયા કયા અર્થમાં સમજીએ છીએ તેમ જ એ સર્વ કલ્પનાઓથી આપણને શો બોધ થાય છે તે જણાવવું જોઈએ. વળી સમાજશાસ્ત્રની દૃષ્ટિથી મરણોત્તર જીવન શું છે તે પણ સ્પષ્ટ કરવું જોઈએ. મરણોત્તર જીવનની કલ્પના સ્પષ્ટ થાય એટલે પુનર્જન્મની કલ્પના પર નવો પ્રકાશ પડે છે. ઈસ્લામીઓની બર્ઝક્ની, બૌદ્ધોની અનાત્મવાદી પુનર્જન્મની, મહાભારતમાં વર્ણવેલી મરેલાંઓને માટે અલગ અલગ કાઢી રાખેલા ભિન્ન ભિન્ન લોકની, અને વેદાંતીઓની આત્મૈક્યની, એ બધી કલ્પનાઓની દૃષ્ટિથી સાંપરાય અથવા પારલૌકિક જીવનની કલ્પના બીજે ઠેકાણે વિસ્તારથી સમજાવી છે એટલે અહીં તેની પુનરુક્તિ ન કરતાં આગળ ચાલીએ.

ગોરક્ષા વિશેના નિબંધમાં તિર્યગ્યોનિ વિશેનું આપણું શું કર્તવ્ય છે તેનો કંઈક ખ્યાલ આપેલો છે તેથી તે પ્રશ્ન પણ અહીં શરૂઆતમાં ન વિચારતાં જે સામાજિક રીતિઓના આધારથી લોકજીવન સિદ્ધ થાય છે તેમનો પ્રથમ વિચાર કરીએ.

ગીતામાં દૈવી સંપત્તિનાં છવ્વીસ લક્ષણો કહેલાં છે. આજ લગીના ગીતાના ટીકાકારો કેવળ અધ્યાત્મની દૃષ્ટિથી વિચારતા આવેલા હોવાથી મોક્ષનો અધિકાર મેળવવાને જે જે ગુણો જરૂરી છે તે બધા અહીં ગણાવેલા છે એટલું કહીને તરત આગળ ચાલે છે. યતિધર્મની વિસ્તારપૂર્વક વ્યાખ્યા કરનારા કેટલાક ગ્રંથોમાં અને પ્રકરણોમાં આ છવ્વીસમાંના એક એક ગુણની ફોડ પાડીને સમજ આપવામાં આવેલી છે. તે ઘણી માર્મિક છે. પરંતુ સમાજની ઐહિક સુસ્થિતિ ને ઉત્કર્ષનો વિચાર ન કરતાં સંસારની જંજાળથી ભડકીને સમાજમાંથી અલગ થઈ જનારા સંન્યાસીઓની દૃષ્ટિથી એ બધું વિવેચન થયેલું છે. એ બધું ગણતરીમાં રાખીએ તોપણ દૈવી સંપત્તિનો આપણે નવેસરથી જ વિચાર કરવો જોઈશે.

## ૨. અભય

સર્વ સમાજજીવનનો અથવા લોકજીવનનો પાયો અભય પર મંડાયેલો હોવો જોઈએ. જેના ઘટકોને પરસ્પર અવિશ્વાસ અથવા એકબીજાની બીક રહેતી હોય તેને સાચી રીતે સમાજ નામ હરગિજ આપી ન શકાય. જે વ્યક્તિઓમાં પરસ્પર વિશ્વાસ અને અભય હોય તેટલી જ વ્યક્તિઓનો એક સમાજ થાય. એ બધી વ્યક્તિઓ પોતાના અંદરઅંદરના હિતસંબંધો પરસ્પર વિરોધી છે કે નથી એવી શંકા સરખી પોતપોતાના મનમાં રાખતી નથી, કેમ કે સર્વનું જે હિત છે તે જ પોતાનું હિત છે એવો તેમને જ્ઞાત કે અજ્ઞાત વિશ્વાસ હોય છે, અને પરસ્પરના હિતને કાજે પોતાના સંકુચિત હિતનો વિચાર ન કરવામાં તેઓ આનંદ તેમ જ ધન્યતા અનુભવે છે.

અભય બે પ્રકારનું છે. એક, હું કોઈથી ન બીઉં, અને બીજું, મારાથી કોઈ બીએ એવું મારું આચરણ ન હોય. આ બે વસ્તુઓની સિદ્ધિ થાય ત્યારે મારે વિશે અભયની પ્રતિષ્ઠા થયેલી કહેવાય.

કોઈ કોઈ ઉપનિષદમાં, મનુસ્મૃતિમાં અને બીજે કેટલેક ઠેકાણે એમ કહેવામાં આવ્યું છે કે ભય એ જ સામાજિક જીવનનો આધાર છે. બાહ્ય શાસનના બળથી લોકોને હાંકવાની ટેવ સમાજમાં દાખલ થઈ તે પછીની એટલે કે બગડેલા જમાનાની આ માન્યતા છે.

'એના બ્રહ્મના ભયથી અગ્નિ તપે છે, સૂર્ય પ્રકાશે છે; ઇંદ્ર તેમ જ વાયુ એના જ ભયથી પોતપોતાનાં કાર્યો નિયમિતપણે પાર પાડે છે. વળી, પાંચમો દેવ મૃત્યુ પણ એના જ ભયનો માર્યો સર્વનો કોળિયો કરવાને દોડે છે,' એવું ઉપનિષદોમાં કહ્યું છે. અહીં 'ભયથી' એ પદનો બ્રહ્મની સત્તા માન્ય કરીને અથવા સ્વીકારીને એવો અર્થ કરવો જોઈએ. લૌકિક રૂઢિ પ્રમાણે અર્થ કરવા જઈશું તો હાથ નીચેનો અમલદાર ઉપરીની બીકથી જેમ પોતાને સોંપેલાં કામો બરાબર કરે છે, તેવો આ કંઈક કિસ્સો થાય છે એમ કહેવાનું થાય.

કેવળ દંડના એટલે શિક્ષાના ભયથી સમાજ સુસ્થિત રહે છે અને સરળતાથી ચાલે છે એમ ઠસાવવાનો મનુસ્મૃતિમાં પણ ભારોભાર પ્રયત્ન થયો છે. શાસનવ્યવસ્થા ન હોત તો સર્વત્ર માત્સ્ય ન્યાય ફેલાઈ જાત એવો ભય એ સ્મૃતિએ દેખાડેલો છે. જળચરોમાં માત્સ્ય ન્યાય કેટલા પ્રમાણમાં પ્રવર્તે છે તે જોવાને કોઈ ગયું નથી. નાની નાની માછલીઓનાં રાણ્રેનાં રાણ્રો જળાશયોમાં કલ્લોલ કરે છે. ત્યાં તેમનું કોણ રક્ષણ કરે છે તે પણ કોઈએ જોયું નથી! છતાં મનુસ્મૃતિ કહે છે કે, दंडस्य हि भयात् सर्वं जगद् भोगाय कल्पते !

ખુદ વર્ણવ્યવસ્થા પણ માત્ર શિક્ષાને જોરે નભી શકે છે એમ કહીને તો મનુસ્મૃતિએ પોતાની વર્ણવ્યવસ્થાની કેવળ કૃત્રિમતા પુરવાર કરી છે. સાચે જ, બાહ્ય નિયમનને જોરે એટલે કે શિક્ષાના ભયથી વર્ણવ્યવસ્થા ટકે છે એમ માનીએ તો તે વ્યવસ્થાની વાસ્તવિકતા અથવા ઉપયોગિતા ઝાઝી રહેતી નથી. અને એ વ્યવસ્થા ગમે તેટલી સુંદર હોય તોપણ તેને ટકાવી રાખવાને માટે બાહ્ય નિયમન સ્વીકારવું પડે છે એ તેને માટે ઘણી ગેરવાજબી કિંમત આપવા જેવું થાય છે એમ કહેવું જોઈએ.

જ્યાં ભયભીત સ્થિતિમાં રહેવું પડે છે ત્યાં સાચો ઉત્કર્ષ અથવા વિકાસ સંભવતો નથી. ચૌદમા રતનમાં કંઈ ગુણ નથી એમ તો કેમ કહેવાય? પરંતુ શિક્ષા, દંડ અથવા ચૌદમા રતનનો ઉપાય આશુફળદાયી એટલે કે ઝટપટ ફળ દેખાડનારો છે. તુરતાતુરત અને ગમે તેવું કંઈક પરિણામ લાવી નાખવું હોય તો દંડ એટલે શિક્ષા રામબાણ ઉપાય છે એ સાચું. પરંતુ સમાજશાસ્ત્ર દીર્ઘદૃષ્ટિનું શાસ્ત્ર છે. ચૌદમા રતનના લાભ કરતાં તેનાથી થતું નુકસાન અગણિતગણું વધારે હોય છે. આવો અનુભવ થવાથી ડાહ્યા સમાજશાસ્ત્રીઓએ દંડનું સાધન મલિન છે અને તેથી ત્યાજ્ય છે એવો નિર્ણય આપેલો છે. એક શાહુકારને ઉડાડી મૂકવાને માટે બીજાને ત્યાંથી દેવું કરવું અને બીજાનું પતાવવાને વળી ત્રીજાને ઘેર જવું, એ રીતે થોડા દહાડા કદાચ આપણો વહેવાર નફાકારક અને હિસાબે ચોખ્ખો દેખાય ખરો. પણ તેથી દેવું કંઈ ફીટતું નથી અને કરજે પૈસા લેવાની આદત કાયમની પડી જાય છે તે નફામાં! ભોજનમાંના મરીમસાલાના જેવો સોટીનો વિદ્યાર્થીઓમાં ચમચમાટ લાવનારો ઉપયોગ જોઈને શિક્ષકોએ કેળવણીમાં પણ કેટલાયે શતકો સુધી તે ઉપાય અજમાવી પોતાની કળાને બટ્ટો લગાડયો છે.

નિર્ભયતા વિના કોઈ પણ સામાજિક અથવા આધ્યાત્મિક સદ્‌ગુણ જોમદાર નથી થતો એવો અનુભવ હવે થવા માંડયો છે. ન્યાયનિષ્ઠા, પરોપકાર, સ્વાર્થ-ત્યાગ, આગ્રહથી પ્રતિકાર કરવાની ધગશ અને પ્રસંગ પડયે આત્મબલિદાનની તૈયારી એ બધા ગુણો કેવળ નિર્ભયતા વડે હાડમાં ઊતરે છે. કોઈ પણ વ્યક્તિને વિશે આપણા મનમાં શંકા, ભય કે મત્સર હોય તો તેની સાથેના વહેવારમાં આપણાથી સ્વાભાવિકતા કદી નહીં રાખી શકાય, હૃદયનો વિકાસ નહીં થાય અને સંકોચ જ વધ્યા કરશે. મનમાં દ્વેષ, ભીતિ કે ચોરી રાખીને ઉપરઉપરથી મીઠાશ રાખવાનો દેખાવ કરવા કરતાં એક વખત સામસામા પડીને લડી લેવું બહેતર છે. એ રીતે આપણી ખામીઓ આપણને જણાઈ આવશે, આપણા જીવનશાસ્ત્રનું અનુભવે શોધન થતું જશે અને પ્રયોગપરાયણતાની ટેવ પડવાથી દરેકેદરેક બાબત-નો ઝટ નિકાલ આવતો જશે.

પણ માણસમાં નિર્મમતા હોય, તેમ જ લોભવૃત્તિનો અભાવ હોય તો જ તેની પ્રકૃતિમાં સાચી નિર્ભયતા જડ ઘાલશે. જાન અથવા માલને વિશે મનમાં ફિકર રાખવાની એક વાર આદત પડી પછી સર્વ પ્રકારની હીનતા, ભીરુતા અને

27184

બુદ્ધિનો ભ્રંશ એ બધાં ભેળાં થઈને જીવનમાં સડો ઘાલી દે છે. તેથી વીરને માટે નિસ્પૃહા એ ગુણ પ્રથમ ગણાવેલો છે. વૈરાગીનું જીવનવિમુખ વૈરાગ્ય જુદું છે અને પરિણામ વિશેની બેદરકારીથી કેળવાતું વીરનું વૈરાગ્ય જુદું છે. સમાજને વીરની નિસ્પૃહતાની હમેશ જરૂર હોય છે.

(ઐતિહાસિક દૃષ્ટિએ વિચારીએ તો વીરે જાન અને માલનું જોખમ હમેશ ખેડતા રહેવું જરૂરી મનાતું તેથી અસલના લોકોએ ક્ષત્રિયોનાં બે વ્યસનો તેમને માટે ભૂષણરૂપ ગણેલાં છે. યુદ્ધને માટે અગર દ્યૂત રમવાને કોઈ પણ આહ્વાન કરે તો ક્ષત્રિયથી ના ન પડાય, કેમ કે યુદ્ધમાં જાન અને દ્યૂતમાં માલને તુચ્છ ગણવાના હોય છે. પ્રાચીન કાળની નીતિવ્યવસ્થા સ્થૂળ હતી. આજે તે કેટલીયે સુધરી ગઈ છે. 'ચાલ આવી જા' એમ કોઈએ હાકોટો કર્યો કે તરત જ કોઈ બહાદુર આજે તલવાર ખેંચીને લડવા તૈયાર થઈ જાય તો આપણે તેને ગાંડામાં કાઢી નાખીશું. એવું જ દ્યૂતનું પણ સમજવું. પણ પ્રાચીનકાળમાં આવો દંડક શા માટે હતો એ ઐતિહાસિક દૃષ્ટિએ જોવું ઉપયોગી છે ખરું.)

સમાજના હિતને માટે અભયનું વાતાવરણ બધે ફેલાવવું હોય તો જાતપૂરતા નિર્ભય બની પોતાની ફરતે પોતાને વિશે ધાક બેસાડી દેવાનું કદી ઇષ્ટ નહીં ગણાય. સાચી રીતે મૂળમાં જાતે નિર્ભય રહીને તેની સાથે પોતાને વિશે સર્વને અભયદાન આપવું તેમ જ સર્વમાં અભયરૂપી ચારિત્ર્યતેજ પેદા કરવું એ કર્તવ્ય છે. એ ત્રિવિધ કર્તવ્ય બજાવીએ તો આપણે સમાજનો પાયો દૃઢ કર્યો કહેવાય.

જ્યાં જ્યાં આપણી રહેણીકરણીથી આસપાસ મત્સરનું વાતાવરણ પેદા થાય છે, દબાઈને ચાલનારા ગુલામોનું વાતાવરણ ઉત્પન્ન થાય છે ત્યાં ત્યાં આપણે હાથે સમાજજીવનનો નાશ થાય છે એમ સમજીને આપણું બધું વર્તન હોવું જોઈએ. પાયામાં આટલું સમજાયા પછી બીજા સદ્‌ગુણોનો સામાજિક ઉપયોગ શો અને તેનો તે ઉપયોગ કેવી રીતે થાય તે સહેલાઈથી સમજાશે.

## ૩. સત્ત્વસંશુદ્ધિ

સમાજ એટલે સંગઠન. એ સંગઠન પરસ્પર આત્મીયતાની ભાવના પર રચાય છે. 'આપણે બધા એક છીએ અને એમ એક રહેવું આવશ્યક અને હિતકારક છે' એમ જેટલા લોકોને લાગે છે તેટલા લોકોનું સંગઠન સ્વાભાવિક થાય. પ્રેમનો અને પરસ્પર સેવાનો જેટલો વિસ્તાર હોય તેટલું જ સંગઠન જામી શકે. જે બધા મારા પર પ્રેમ રાખે છે અને જે બધાનો પ્રેમ હું સંપાદન કરી શકું છું, તેવી રીતે હું જેમને વિશે પ્રેમ રાખી શકું તે બધાં મને પોતીકાં લાગ્યા વગર ન રહે. સેવાનું પણ એવું જ સમજવું જોઈએ. જે લોકોની સેવા સ્વાભાવિકપણે અને

સ્વેચ્છાથી હું કરી શકું અથવા જેમની સેવા હું પ્રેમાદરપૂર્વક લઈ શકું તે બધાં આપોઆપ મારાં આત્મીય બને છે.

આવી જાતનું સંગઠન ખૂબ વ્યાપક થાય એ ગમે તેટલુ ઇષ્ટ હોય તોપણ તેની સ્વાભાવિક મર્યાદા દેશ, કાળ અને પરિસ્થિતિથી નક્કી થાય છે. મારું હૃદય જેટલું વ્યાપક હશે તેટલું સંગઠન મને પચે અથવા સદે. જેમનો અને મારો વહેવાર શુદ્ધ, સાત્ત્વિક અને બંને પક્ષને કલ્યાણકારક હોય તેમની સાથે મારું સંગઠન શોભે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે હૃદયનો વિકાસ, હૃદયની શુદ્ધિ તેમ જ જીવનની સમૃદ્ધિ પર સંગઠન અને તેની ક્ષેત્રમર્યાદા અવલંબે છે. જે જમાનામાં જગતની પરિસ્થિતિ અનુસાર જેટલું અને જેવું સંગઠન અપરિહાર્ય હોય તેનાથી સંકુચિત સંગઠન કર્યે નહીં ચાલે, અને તેનાથી વધારે વ્યાપક સંગઠન કરવાનું પણ નહીં બને. સંગઠનને જાણીબૂઝીને સંકુચિત રાખવું એ મોટો સમાજદ્રોહ છે. તેવી જ રીતે અતિ વ્યાપક સંગઠનને પાપમૂલક ન કહી શકાય તોપણ તે નકામું નીવડયા વગર રહેતું નથી.

પરશુરામના જમાનામાં બ્રાહ્મણ સંગઠન કદાચ ઇષ્ટ હશે. વેદકાળમાં આર્ય સંગઠન બહુ જોરમાં ચાલતું હતું. પરંતુ શ્રીરામચંદ્રના જમાનામાં વસિષ્ઠે કેવળ બ્રાહ્મણ સંગઠનનો પુરસ્કાર નહોતો કર્યો અને વિશ્વામિત્રે એકલા આર્ય સંગઠનનો આગ્રહ નહોતો રાખ્યો. શ્રીરામચંદ્રે, ગુહક, ભીલ, વાનર, રીંછ વગેરે બધી જ ભારતીય જાતિઓનું સંગઠન કર્યું હતું. શિવાજીએ હિંદુ સંગઠન કર્યું તેથી આજે આપણે તેટલું જ કરવા નીકળીએ તો તે કાળાનુકૂળ નહીં થાય, અને આજે આપણે સમસ્ત એશિયાનું સંગઠન કરવા નીકળીશું તો તે ફોકટ નીવડશે. કાળ તેને માટે હજી પાકયો નથી.

જમાને જમાને પરિસ્થિતિ જેટલું વ્યાપક સંગઠન માગે તેટલું વ્યાપક સંગઠન કરવું એ ધર્મ છે. સંકુચિત સંગઠન કરવામાં અધર્મ તેમ જ કાળદ્રોહ છે, અને હૃદયનો વિકાસ તેનાથી અટકી જતો હોવાથી તે આત્મઘાતક પણ નીવડે છે.

આપણે ઉપર જોયું કે હૃદયની શુદ્ધિ પર, તેના વિકાસ પર, ઉદારતા અથવા આર્યત્વ પર સંગઠન અવલંબે છે. સમાજના હૃદયના આ સંસ્કારને ગીતાએ સત્ત્વસંશુદ્ધિ નામ આપેલું છે. સત્ત્વ એટલે ચારિત્ર્ય, સત્ત્વ એટલે હૃદય, સત્ત્વ એટલે વિચાર, ભાવના, આકાંક્ષા, કલ્પના અને જીવનસર્વસ્વ. એ સત્ત્વ જે પ્રમાણમાં શુદ્ધ તે પ્રમાણમાં સામાજિક જીવનની બાંધણી થઈ શકે.

સો-સવાસો વર્ષથી સમાજશાસ્ત્રજ્ઞ લોકોમાં વ્યષ્ટિ અને સમષ્ટિના હિતવિરોધનો કોયડો મોટી ચર્ચાનો વિષય થઈ પડયો છે. પ્રાધાન્ય કોનું? વ્યક્તિનું કે સમાજનું? વ્યક્તિનું મહત્ત્વ વધારીએ છીએ તો સામાજિક અતંત્રતા નીપજ્યા વિના રહેતી નથી. સમાજને સર્વોપરી ગણીએ છીએ તો વ્યક્તિની સ્વતંત્રતા જરાયે જળવાતી

નથી અને બધોયે આધ્યાત્મિક વિકાસ અટકી જાય છે. આ પરસ્પર વિરોધી પરિણામોમાંથી, આ સનાતન ગજગ્રાહમાંથી ઉન્નતિનો રસ્તો કેવી રીતે કાઢવો? આ એક જ પ્રશ્નનો ઉકેલ કાઢવામાં આગળ વધેલા જનસમૂહોએ સામાજિક જીવનનાં બસોથી ત્રણસો વર્ષો ખરચી નાખ્યાં છે. બાહ્ય નિયંત્રણની વ્યવસ્થા ફાવે તેમ બદલ્યા કરવાથી આ પ્રશ્નનો ઉકેલ આવવાનો નથી. જીવનને સંશુદ્ધ, સુસંસ્કારી કરીશું, અને વ્યષ્ટિ તથા સમષ્ટિ, વ્યક્તિ તથા જાતિ, એ દ્વંદ્વોમાં રહેલો વિરોધ હૃદયપરિવર્તન વડે મૂળમાંથી કાઢી નાખીશું તો સમન્વયનો રસ્તો જડશે.

મનુષ્યની મનોરચના મોટે ભાગે સામાજિક રચના પર અવલંબે છે. તેથી બાહ્ય નિયમનથી લાંબા કાળ સુધી એક તંત્રની ટેવ બંધાઈ જતાં મનને પણ તે રુચિ જાય છે અને તે સામાજિક રચનાને અનુકૂળ મનોરચના આપમેળે ખીલે છે. આ વાત સાચી હોવા છતાં મનની તૈયારી થાય તે પહેલાં જબરદસ્તીથી લાદવામાં આવેલી સમાજરચના ટકાવી રાખવાને માટે સમાજના હાડમાં નથી હોતી એવી બાહ્ય શક્તિ વાપરવી પડે છે. અને બાહ્ય શક્તિના એવા ઉપયોગથી સમાજના ચારિત્ર્યમાં એક જાતની દુર્બળતા, કૃત્રિમતા, પરાવલંબન અને એક પ્રકારનો ધૂંધવાતો વિરોધ, એ બધાં ઘર કરી બેસે છે. એમ કહેવું જોઈએ કે સમાજના ચારિત્ર્યને આ એક કીડો લાગી જાય છે. તેથી નવી સામાજિક રચના અમલમાં મૂકતાં પહેલાં અથવા તે અમલમાં હોય તે દરમિયાન નવા આદર્શોનો જબરદસ્ત પ્રચાર લોકશિક્ષણ દ્વારા થવો જોઈએ. એ પ્રચાર જેટલા પ્રમાણમાં જનતાને પચતો જાય તેટલા પ્રમાણમાં આગળ પગલાં ભરવાં જોઈએ. 'જરા ધીરેથી ઉતાવળ કરો' એવી જે વિખ્યાત શિખામણ છે તેમાં સામાજિક હિતનાં અને પ્રગતિનાં તત્ત્વો ભારોભાર ભરેલાં છે.

કેટલીક કુટુંબદ્રોહી વ્યક્તિઓ કેવળ સ્વાર્થનો વિચાર કરીને કુટુંબને નુકસાન કરે છે અને આખરે કુટુંબમાં આવતી ક્ષીણતાને લીધે પોતાનું પણ નુકસાન વહોરી લે છે. આવા લોકોની સત્ત્વસંશુદ્ધિ લગભગ નહીં જેવી હોય છે એમ કહીએ તો ચાલે. આવા લોકો પોતાની વાસનાઓથી એવા ઘેરાયેલા હોય છે કે સ્વહિત શું કે પરહિત શું તે જરાયે ઓળખી શકતા નથી. 'આઈ કેન રેઝિસ્ટ એનિથિંગ બટ ટેમ્પ્ટેશન' એ અંગ્રેજ ગ્રંથકાર ઑસ્કર વાઈલ્ડનું વચન આ જાતની બધી વ્યક્તિઓના બચાવ તરીકે સ્વીકારવાને જરાયે વાંધો નથી. મનુષ્યપ્રવૃત્તિનો સરેરાશ અંદાજ કાઢીએ તો એમ કહી શકાય કે કુટુંબવિરોધી માણસોની સંખ્યા બહુ થોડી હોય છે. જ્યારથી એવી શોધ થઈ કે કુટુંબસંસ્થા એ કોઈ ત્રિકાલાબાધિત, સનાતન અને ચરમ સંસ્થા નથી ત્યારથી કૌટુંબિક સદ્ગુણોથી જુદા સદ્ગુણોનો વિકાસ થવા લાગ્યો. આપણે ત્યાંની જ્ઞાતિસંસ્થા ઘણે અંશે કુટુંબસંસ્થાની સુધારેલીવધારેલી આવૃત્તિ છે. જે જે લોકોની રહેણી, કરણી તેમ જ વિચારસરણી સમાન હોય, જેમનો સામાજિક આદર્શ અને વ્યવસાય સમાન અથવા પરસ્પરાનુકૂળ હોય, અને

જેમની જેમની વચ્ચે કૌટુંબિક એટલે કે લગ્નસંબંધ થઈ શકે છે તેવા લોકોની એક જ્ઞાતિ બને છે.

કુટુંબસંસ્થાનો નાશ કરી તેનાથી જુદે ધોરણે પોતાની એક સ્વતંત્ર જમાત ઉત્પન્ન કરવાનો પ્રયત્ન સંન્યાસીઓએ અને બ્રહ્મચારીઓએ પ્રાચીન કાળમાં કરેલો જાણવામાં છે. પણ આજીવિકા તેમ જ નવી ભરતીને માટે તેમને કુટુંબસંસ્થા અને જ્ઞાતિસંસ્થા એટલે કે ગૃહસ્થાશ્રમ પર આધાર રાખવો પડ્યો એટલે દરેક સંન્યાસધર્મને ઘણે અંશે સૌમ્ય થઈને સંન્યાસી અને ગૃહસ્થાશ્રમી, શ્રમણ અને શ્રાવક એવા ભેદોને માન્ય કરવા પડ્યા. પણ આટલી છૂટ મૂકી એટલે સંન્યાસીઓનો મોક્ષધર્મ થોડેઘણે ગૌણ થયા વિના રહે નહીં.

આજીવિકાને માટે જેઓ શ્રમ કરતા નથી તેમનામાં રોગ, જડતા અને પાપનો પ્રવેશ ન થાય તો અધ્યાત્મશાસ્ત્ર ખોટું છે એમ કહેવું જોઈએ. 'ઉદ્યોગધંધો કરવાથી પૈસા સાથે સંબંધ બાંધવો પડે છે. દ્રવ્યને અડો એટલે લોભ વધે છે, લોભથી દ્રોહ ને મત્સર પેદા પડે છે અને બધાં પાપોને માટે દરવાજા ખૂલી જાય છે, માટે ઉદ્યોગધંધા સાથે જ છૂટાછેડા કરો અને કેવળ ભિક્ષા પર રહો' એવો બાયલો રસ્તો બૌદ્ધોએ, જૈનોએ, સનાતનીઓએ, રોમન કૅથલિકોએ અને ઇસ્લામી ઓલિયાઓએ લીધો. એ બધા પ્રયોગોનો ઇતિહાસ શાસ્ત્રીય દૃષ્ટિથી લખવામાં આવે તો આપણું આજ સુધીનું સમાજશાસ્ત્ર ઘણું બદલી નાખવું પડે. સત્ત્વસંશુદ્ધિ તરફ આપણે જોઈએ તેટલું ધ્યાન આપ્યું નથી.

કુટુંબસંસ્થાને તોડીને આખા સમાજનું એક વ્યાપક કુટુંબ રચવાનો પ્રયત્ન દુનિયામાં અનેક ઠેકાણે હમણાં હમણાં શરૂ થયો છે. નગરસભા મારફતે અથવા ગ્રામસભા દ્વારા સર્વની ખાવાપીવાની વ્યવસ્થા થાય, સુસંસ્કૃત બરાકોમાં રહેવાની જોગવાઈ થાય, સાર્વજનિક છાત્રાલયોમાં કેળવણીની સગવડ ઊભી કરીએ, સમાજની માલકીનાં કારખાનાંઓમાં બધા ઉદ્યોગધંધાઓ ચાલે, વિવાહસંસ્થાનું સ્વરૂપ બદલી નાખીએ અને દરેકેદરેક જણની બાહ્ય સંસ્કૃતિ અને આચાર એક નમૂનાના અને સરખા દરજ્જાના બનાવી દઈએ તો કુટુંબસંસ્થાની જરૂર નહીં રહે. અને આધ્યાત્મિક દૃષ્ટિથી આ નવી રચના કુટુંબરચનાથી ઊતરતી થશે એમ માની લેવાને કંઈ કારણ નથી. પરંતુ એને માટે સત્ત્વસંશુદ્ધિની માત્રા અથવા તેનું પ્રમાણ ખૂબ વધારવું જોઈએ.

સારસ વગેરે કેટલાંક પ્રાણીઓ એકલાં રહી શકતાં નથી. તેમની જોડીમાંથી એકને મારી નાખો અને બીજાને ગમે તેટલા સુખમાં રાખો તોપણ તેનું જીવિત અશક્ય થઈ જાય છે. મધમાખીના પૂડામાંથી પાંચ-છ માખીઓને જુદી પાડી તેમને વધારવાનો પ્રયાસ કરીએ તો ગમે તેવા પ્રયત્ન છતાં તે જીવતી નથી. મધમાખીઓને સામાજિક જીવન વિના જીવવું અશક્ય બને છે. ઊધઈ, કીડી વગેરે બીજાં પ્રાણીઓનું પણ એવું જ દેખાય છે. મનુષ્યપ્રાણી એકાકી રહી શકે કે

કેમ એ પણ શંકાભરેલું છે. પણ સમાજમાં રહીને, સમાજજીવનનો બધો લાભ લેવા છતાં તે જ સમાજનો દ્રોહ કરવાનું તેને ઠીક આવડી ગયું છે. માનવી જીવનમાં પણ દરેકેદરેક જણ એવી નાગાઈ માંડી બેસે તો સામાજિક જીવન શું, વ્યક્તિનું જીવન પણ અશક્ય થઈ જાય. પરંતુ એટલું ખરું કે મનુષ્યજીવનનો સર્વોચ્ચ ઉત્કર્ષ સામાજિક જીવનમાં રહેલો છે. એકાંતવાસ, નિર્જન જીવન વગેરે સ્થિતિનું કોઈ કોઈ સાધકોએ ગમે તેટલું રોચક વર્ણન કર્યું હોય અને ગેંડાની માફક એકાકી રહેવું એવું ખુદ બુદ્ધ ભગવાને કહ્યું છે તોપણ મનુષ્યને માટે વિશિષ્ટ પરિસ્થિતિ પૂરતી જ એ સાધના હોય. એકાંતવાસનો સામાન્ય નિયમ કરવાથી જીવન સુકાઈ જાય. જીવનને ચીમળાવી નાખી અથવા તેને સૂકવી નાખી સદ્‌ગુણોની માવજત તે શી થવાની હતી અને દુર્ગુણોનું નિર્મૂલન તે શું થવાનું હતું? મનુષ્યનો બધો વિકાસ સામાજિક જીવનમાં રહેલો છે. એટલું સાચું ખરું કે એ સામાજિક જીવન માનવીને માટે સહજસિદ્ધ નથી. મોટે ભાગે તેને તે કેળવવું પડે છે. એ કેળવણીની સાધનાને અર્થે થોડા સમયને માટે એકાકી અલગ રહેવાનું કોઈ કોઈ વખત જરૂરી થઈ પડે છે. પરંતુ એ કાયમનો સર્વસામાન્ય નિયમ ન થઈ શકે.

(મનુષ્યપ્રાણીના આત્યંતિક વિકાસનો વિચાર કરનારા મહાત્માઓએ અને ધર્મકારોએ એવું અનુભવ્યું છે કે સામાજિક જીવનની પરિસીમાએ પહોંચ્યા પછી, ભરપૂર લોકસેવા કરી લીધા પછી, તેમાંથી મુક્ત થવું માણસને માટે ઘણી વાર જરૂરનું હોય છે. આ જાતનો માણસ બીજાઓ સાથેનો સહવાસ છોડીને જાતે દેખીતી સેવા નહીં કરે; તે સમાજનાં સામાન્ય બંધનોથી તદ્દન મુક્ત થઈ જશે; તેમ છતાં તેની સમાજ વિશેની સૂક્ષ્મ જવાબદારી મટી જતી નથી. એ જવાબદારીનું તેને પોતાને જ ભાન હોય છે. બીજા કોઈએ તેની પાસે એ જવાબદારીનો અમલ કરાવવાનો હોતો નથી. આવી રીતે પોતાને જ એ જવાબદારીનું ઉત્તમ પ્રકારે ભાન હોવાથી તેનું પાલન તેને કષ્ટદાયક અથવા પ્રયત્નસાધ્ય નથી હોતું. આપમેળે જ તેને હાથે તે જવાબદારીનું પાલન થતું રહે છે. વળી એ જાતના માણસની સમાજ પ્રત્યેની જવાબદારી પણ મટી જતી નથી.

એવા લોકોનો યોગક્ષેમ ચલાવવાની અને તેમના અભિપ્રાયની કદર કરવાની સમાજની પ્રથમ ફરજ છે. આ દ્વિવિધ કર્તવ્યને જ આપણી ભાષામાં શુશ્રૂષા નામ આપેલું છે. આવા સમાજવૃદ્ધોનું કહેલું સાંભળવાની તત્પરતા એ જ આપણા ભાગ્યોદયનું પ્રથમ લક્ષણ છે.)

મનુષ્ય સામાજિક પ્રાણી છે. માટે તે પોતાની અસામાજિક વૃત્તિઓ કેવળ ઉપર ઉપરથી છેદી નાખે એટલું બસ નથી. તેણે તે મૂળમાંથી ઉખેડી નાખવી જોઈએ. માત્ર દબાવી દઈને અથવા એ વૃત્તિઓને ઉપર ઉપરથી 'કલમ કર્યે' કામ નહીં સરે. એથી ઊલટું, જે સામાજિક વૃત્તિઓ મનુષ્યની પ્રકૃતિમાં માત્ર

બીજ રૂપે જ રહેલા છે તેમનો પૂરતો વિકાસ કરવા પણ તેણે પ્રયત્ન કરવો જોઈએ. આ બેવડી સાધનાને જ ગીતામાં સત્ત્વસંશુદ્ધિનું નામ આપેલું છે. સત્ત્વસંશુદ્ધિ થઈ કે માણસમાં પૂરેપૂરી સામાજિકતા આવી ગણાય.

સામાજિક જીવનને વિઘાતક નીવડનારી વૃત્તિઓને મનુષ્યજાતિના શત્રુ કહેલા છે. એમની સંખ્યા એકંદરે છ હોવાથી તેમને ષડ્‌રિપુ સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, પારુષ્ય અને અજ્ઞાન, એ નામોથી ગીતાએ તેમની પરિગણના કરી છે. કોક વાર 'અભિમાન'ને ઠેકાણે 'અતિમાન' શબ્દ વપરાય છે. યોગ્ય પ્રમાણમાં સ્વાભિમાન હોવું જોઈએ. અતિમાન ખોટું છે એ ભાવ હોય છે. એ ષડ્‌રિપુઓનો નાશ કરવો એટલે જ સત્ત્વસંશુદ્ધિનો વિકાસ કરવો. સમાજ-વિરોધી વૃત્તિ હૃદયમાં જાગે જ નહીં અથવા ઊગે જ નહીં એવી હૃદયની સ્થિતિ કરી દેવી, તેનું જ નામ સત્ત્વસંશુદ્ધિની સિદ્ધિ. વિકારોને દબાવી દેવા એ જુદું; વિકારો ઉત્પન્ન થયા પછી તેમનો ઇલાજ કરવો એ પણ જુદું; પરંતુ વિકારોને જગ્યા જ ન મળે એવી હૃદયની ભોંય કરી દેવી એ તેથીયે જુદું અને શ્રેષ્ઠ છે. આ આદર્શને પહોંચવું તે જ સત્ત્વની સંશુદ્ધિ અથવા સંપૂર્ણ શુદ્ધિ.

સાચું જોતાં સત્ત્વશુદ્ધિ અને મોક્ષ એ બે વચ્ચે કશો ફેર નથી. ષડ્‌રિપુના બંધનમાંથી કાયમનો છુટકારો મેળવવો, મુક્તિ મેળવવી એ જ મોક્ષનો અર્થ છે. તદ્દન મટી જવું અને કોઈ રીતે શેષ ન રહેવું એવો મોક્ષનો અર્થ છે જ નહીં. મોક્ષ પણ એક સાધન જ છે. તેનું અંતિમ સાધ્ય છે વિશ્વાત્મૈક્ય. એ જ લોક-જીવનનો પરમ અને ચરમ આદર્શ છે.

એ આદર્શની મીમાંસા બીજા કોઈ પ્રકરણમાં કરવી ઇષ્ટ થશે.

## ૪. ધૃતિ

દૈવી સંપત્તિનું એક મોટું લક્ષણ છે ધૃતિ. ધૃતિનો સામાન્ય અર્થ ધૈર્ય થાય છે. યુદ્ધ વિશેનો ઉત્સાહ, તેમ જ યુદ્ધમાં ટકવાની તૈયારી આવા આવા ધૃતિના અર્થો કરવામાં આવે છે. પરંતુ આ કેવળ લાક્ષણિક અર્થો થયા. ધૃતિ એટલે ધૈર્ય અથવા ગભરાઈ ન જવું તે. આ મૂળ અર્થમાંથી લક્ષણાથી ઉપરના અર્થો નીકળ્યા છે. ધૃતિ શબ્દ ધૃ ધાતુ ઉપરથી આવેલો છે. ધૃ એટલે એકત્ર ધારણ કરવું. યુદ્ધમાં લશ્કર જ્યારે હાર પામે છે ત્યારે સિપાહીઓ પોતપોતાનું સ્થાન છોડી વ્યૂહરચના જાળવી રાખવાની ફરજનો વિચાર ન કરતાં, સૂઝે તે રસ્તે, ફાવે તેમ નાસવા માંડે છે. આવે પ્રસંગે સેનાપતિમાં સાચી ધૃતિ હોય તો તે સિપાહીઓને પાછા ભેગા કરીને યોગ્ય સ્થળે ગોઠવી, તેમના સમૂહમાં એકતા અને ચેતના પાછી સ્થાપન કરે છે.

શાસ્ત્રીય પરિભાષા વાપરીએ તો એમ કહેવાય કે સૂક્ષ્મ કર્મોને એકત્ર [illegible]

રાખીને તેમનો એક ગાંગડો બનાવનારી જે રાસાયણિક શક્તિ તે ધૃતિ છે. ફટકડી, સાકર, ગુંદર અથવા મોરથૂથુંને તપાવવાથી તેમના ગાંગડાઓમાંથી ધૃતિનું પાણી ઊડી જાય છે અને તેમની ભૂકી થઈ જાય છે. આપણે તે ભૂકીને લાહી કહીએ છીએ. આ સૂક્ષ્મ કણોને જે 'પાણી' એકત્ર પકડી રાખે છે તેને અંગ્રેજીમાં વૉટર ઑફ ક્રિસ્ટેલિઝેશન કહે છે. કાચમાં, ચકમકમાં અને હીરામાં પણ તે જ પાણી હોય છે. સમાજમાં જે ગુણ વડે આવી એકતા આવે છે અને ટકે છે તેને ધૃતિ કહે છે. ધરતીકંપ, મોટી રેલ, રોગચાળો, પરચક્ર (એટલે પરદેશીઓની ચડાઈ) વગેરે પ્રસંગોમાં લોકોમાં જો ધૃતિ ટકી રહી તો તે સમાજ મતિમાન, સમર્થ અને સુસંસ્કૃત છે એમ માનવાને હરકત નથી. શંકરાચાર્યે પણ ધૃતિનો આવો જ અર્થ કરેલો છે. તેમણે કહ્યું છે કે દેહ અને ઇંદ્રિયો તદ્દન ગળી જવાની અણી પર આવી જાય છે ત્યારે અંતઃકરણની જે વૃત્તિથી તે બધાં ગાત્રો ઉત્સાહિત રહે છે અને દેહ કાર્યક્ષમ બને છે તેને ધૃતિ નામે ઓળખવી.

બધી વ્યક્તિઓમાં આ ધૃતિનું પ્રમાણ એકસરખું નથી હોતું. કોઈ કોઈ તો પહેલી સલામી લેતાં જ ઢળી પડે છે. સંકટનું દૂરથી દર્શન થતાં જ હિંમત હારીને નાસીપાસ થાય છે. એથી ઊલટું કેટલાક વળી હિંમતની કમાલ કરે છે અને જૂના ગ્રંથોમાં વર્ણન આવે છે તે પ્રમાણે શિરકમળ ઊડી ગયા પછી પણ તેના ધડની ધૃતિ કાયમ રહે છે અને તે ઝૂઝતું રહે છે. સમાજમાં જેટલા પ્રમાણમાં ધૃતિની માત્રા વિશેષ તેટલા પ્રમાણમાં જ પુરુષાર્થની સિદ્ધિ થાય છે.

આપણે હમેશ જોઈએ છીએ કે લાડુમાં જો ઘી પૂરતા પ્રમાણમાં હોય તો જ લાડુ બરાબર બંધાય છે અને એકાએક ભાંગી નથી જતો. ઘી જ્યારે નામનું જ હોય છે ત્યારે આંગળી લાગતાં જ તેનો ભૂકો થઈ જાય છે. જે સમાજમાં પરસ્પર સ્નેહ, વિશ્વાસ અને પ્રેમાદર દૃઢ હોય છે તે સમાજને કોઈ છિન્નભિન્ન કરી શકતું નથી. ઊલટું એવી સ્નેહની ધૃતિ ન હોય ત્યારે તે સમાજની રેવડી વેરાઈ જવાને ગમે તે કારણ પૂરતું થાય છે.

સામાજિક જીવનમાં ભિન્ન ભિન્ન વર્ગો, જ્ઞાતિઓ, ધંધાઓ અને વર્ણોમાં જો મેળ હોય તો જ તે સમાજ કાર્યક્ષમ બને છે. દરેક ધંધાના લોકોના જીવનનો આદર્શ નિશ્ચિત હોય અને દરેકના વિકાસને માટે પૂરતો અવકાશ હોય તો સમાજમાં શાંતિ જળવાય છે, અને દરેક વ્યક્તિ પોતપોતાની ઉમેદ પ્રમાણે અધિકાધિક પુરુ-પાર્થ કરી બતાવે છે. વ્યક્તિ-સ્વાતંત્ર્યને નામે યુરોપે સામાજિક અવ્યવસ્થા શરૂ કરી. દરેક વ્યક્તિએ પોતાનો સ્વાર્થ સાધવો એટલે સર્વનો સ્વાર્થ આપમેળે જ સધાશે એવી ભ્રામક દલીલ કરીને તેણે સમાજદ્રોહી સ્પર્ધા-પ્રતિસ્પર્ધા સર્વમાન્ય કરી અને 'બળિયાના બે ભાગ'વાળો ન્યાય શાંતિના કાળમાં પણ પ્રચલિત કર્યો. પૂર્વકાળની સંસ્કૃતિને પ્રતાપે લોકોમાં જે ધૃતિ સિદ્ધ થઈ હતી તે પુણ્યની મૂડીને આધારે આ સ્વાર્થી અંધેર સો-બસો વર્ષ નભ્યું. પરંતુ ત્યાર પછી હવે જ્યારે યુરોપનો જ

એ કિસ્સો દબાયેલા અસંતુષ્ટ લોકોએ કરવા માંડયો છે ત્યારે તેણે અબ્રહ્મણ્યમ્, અબ્રહ્મણ્યમ્‌નો એકસામટો હાહાકાર શરૂ કરી દીધો છે.

સામાજિક જીવનનું સ્વરૂપ જ એવું છે કે સમાજહિતના એકાદ તત્ત્વને એકાદી પેઢી સમૂળગું છોડી દે તોપણ તે દ્રોહનું પરિણામ તુરતાતુરત પ્રત્યક્ષ થતું નથી. કેમ કે જે જૂનું પુણ્ય સમાજને પચેલું હોય છે તેના જોર પર થોડો વખત કામ ચાલતું રહે છે. એક પેઢીનાં કેટલાંક પાપો બીજી કે ત્રીજી પેઢી પછી જ લોકોને ભોગવવાં પડે છે. આજનો વિચાર આજે કરવો, કાલની સવાર કોણે દીઠી છે, એવી જાતની ટૂંકી દૃષ્ટિથી વિચાર કરનારા લોકો સમાજની બધી મૂડી વેડફી નાખે છે. ધૃતિ એ સમાજની સૌથી મોટી મૂડી છે. અંદરથી ઊપજેલા રોગથી અથવા પરસ્પરના કલહથી તે વેડફાઈ ન જાય તેની ખૂબ સંભાળ રાખવી જોઈએ.

મનુષ્યેતર સૃષ્ટિમાં એટલે કે જળચર, ભૂચર, ખેચર વગેરે પ્રાણીઓમાં દૂરદૃષ્ટિ નથી હોતી એમ કહેવાય છે. પરંતુ આડાઅવળા પ્રયોગો કરવાની અવળચંડાઈ પણ તેમનામાં નથી હોતી. વળી તેમને વિશિષ્ટ આદર્શ સુધી પહોંચવાની મહત્ત્વાકાંક્ષા પણ નથી હોતી. મનુષ્યને જ એ સ્વતંત્રતા મળેલી છે. પોતાની પરિસ્થિતિ તેમ જ પોતાના સ્વભાવમાં હમેશ નવા નવા ફેરફારો કરવા અને જેટલું અનુકૂળ નીવડ્યું તેટલું જ સંઘરીને બાકીની બાબતોમાં પ્રયોગ કરતા રહેવું એ માનવીનો સ્વભાવ છે. એટલે મનુષ્યની પ્રગતિ કેવળ કુદરત પર આધાર નથી રાખતી પણ માનવી પ્રકૃતિ અથવા માનવી કુદરત પ્રમાણે તેને ચાલવું પડે છે. ઇતર પ્રાણીઓ પોતપોતાની સ્થાયી પ્રકૃતિ અનુસાર જ ચાલે છે. તેઓ નવા નવા પ્રકારો અજમાવતાં નથી. મનુષ્યને ભાગે એક કાયમી પ્રકૃતિ નથી. તેની પ્રકૃતિ કેટલેક અંશે તેના પોતાને આધીન હોવાથી વિકૃતિ અને સંસ્કૃતિ બંનેનો તેને ફરી ફરીને અનુભવ કરવો પડે છે.

એટલે જ પોતાના સર્વ પ્રયોગોમાં માણસે ધૃતિનું વ્યાકરણ જાળવવું જોઈએ.

જેમ વ્યક્તિને તેમ માનવસમાજને પણ કૌમાર, યૌવન અને જરા એવી ત્રણ અવસ્થાઓ હોય છે. એ ત્રણે પૈકી યૌવન કેટલી પેઢી ટકે એ તે તે સમાજની ધૃતિ ઉપર આધાર રાખે છે. યહૂદી, હિંદી વગેરે કેટલાક સમાજોમાં વિશિષ્ટ વ્યક્તિઓનું અસાધારણ તેજ જોવામાં આવે છે. તેમ છતાં જોમદાર ધૃતિના અભાવને કારણે એવી વ્યક્તિઓનો અભિમાન સાથે જયજયકાર પોકારવા ઉપરાંત સમાજથી તેમના તેજનો જોઈએ તેવો લાભ ઉઠાવી શકાતો નથી. મધ્યયુગની મત્સરી મહત્ત્વાકાંક્ષાએ ઠરાવ્યું કે एकाकी पौरुषं कुर्यात् । એ જ કાળની નીતિએ પોકારીને કહ્યું કે 'હે ભાઈઓ, સમાજની આગેવાની કરશો નહીં. તમે ગમે તેટલી તન તોડીને મહેનત કરશો તોપણ ફળની વહેંચણી વખતે બધાની સાથે સરખે ભાગે તમને જે મળશે તેનાથી જ તમારે સંતોષ માનવાનો રહેશે. અને બાજી જો અવળી પડી તો જે આગેવાની કરવા ગયા હશે તેટલાને જ ઓળ લાગી જશે. मुखरस्तत्र हन्यते । માટે હે ભાઈઓ 'न गणस्याग्रतो गच्छेत ।' આજે આપણી સામાજિક સ્થિતિ

નરક જેવી બની ગઈ છે તેનું મૂળ આ પ્રકારના ઉપદેશમાં જ રહેલું છે. રવીન્દ્રનાથ ઠાકુરે પોતાને ત્યાંનો એક દાખલો આપ્યો છે. એક જણે ગામના હિતાર્થે કૂવો ખોદાવવાની શરૂઆત કરી. કામ વધ્યું અને તેના પોતાના પૈસા પહોંચ્યા નહીં એટલે તેણે બીજા લોકો પાસે કામ આગળ ચલાવવાને માટે ફાળો માગ્યો. પણ કોઈએ તેને મદદ ન કરી. 'કૂવો બાંધવાનું પુણ્ય તો તને મળવાનું; મદદ કરવાથી અમને શો લાભ થવાનો હતો ભાઈ?' આમ લોકો તેને પૂછવા લાગ્યા!

આજકાલ ધર્મનો વિરોધ કરનારા લોકોમાં જે અધાર્મિકતા દેખાય છે તેના કરતાં જે લોકો ધર્મનું અભિમાન ધરાવે છે અને ધર્મને નામે પ્રવૃત્તિ કરે છે તે લોકોમાં કદાચ સાચી અધાર્મિક વૃત્તિ વધારે હશે. પોતાની સલામતીને ખાતર કેટલીક વાર અધર્મ ધર્મના જ ઘરમાં, અરે તેના પેટમાં જ અડ્ડો જમાવીને લપાઈ જાય છે.

ધૃતિ એ જ સમાજધર્મનો પાયો છે.

## ૫. શમ-દમ

વ્યક્તિમાં સામાજિક વૃત્તિનો ઉદય થાય તે માટે પ્રથમ શમ-દમની ભૂમિકા તૈયાર કરવી પડે છે. સર્વના હિતનું જે બાધક છે તે પોતે ન કરવું એ વાત સમજવાને માટે, પોતાનો સંબંધ શો છે, સમાજના હિતમાં જ પોતાનું હિત કેવી રીતે સમાયેલું છે એ બધું માણસોને સમજાવું જોઈએ. પોતાનું જીવન પોતાના દેહ કરતાં, પોતાની મનોવૃત્તિઓ કરતાં અને પોતાના આયુષ્યથીયે વિશેષ વ્યાપક છે એ વાત જ્યારે માણસને સમજાય છે ત્યારે જ તેનામાં જેને વ્યાપક સ્વાર્થ કહી શકાય તે દીર્ઘદૃષ્ટિ ખૂલે છે. મનુષ્યના મરણ પછી તેના જીવાત્માનું શું થાય છે, તેને કયો નવો જન્મ મળે છે, વગેરે સવાલો સાથે આપણને અહીં કશો સંબંધ નથી. માણસનું શરીર નાશ પામ્યા પછી પણ સમાજમાં રહીને જીવતાં તેણે જે સેવા અથવા કુસેવા કરી હશે, જે કંઈ પુરુષાર્થની પ્રેરણા શરૂ કરી હશે તે બધું મળીને તે માણસનું મરણોત્તર જીવન બને છે. આયુષ્યનાં સો-સવાસો વર્ષના ગાળા કરતાં માણસનું આ મરણોત્તર જીવન વધારે મોટું, વધારે પરિણામકારક અને તેથી જ વધારે મહત્ત્વનું હોય છે. સમાજ પર આ મરણોત્તર જીવનની જે છાયા પડે છે તેને જ કવિઓએ યશ:કાય કહેલી છે. સામાન્ય લોકોને આ મરણોત્તર સામાજિક જીવનનો યથાર્થ ખ્યાલ આવતો નથી એટલે જ તેમને સ્વર્ગ-નરક, ચંદ્રલોક, ઇંદ્રલોક વગેરે સ્થળોનાં ઇતિહાસ અને ભૂગોળ બનાવી આપવામાં આવ્યાં હશે. મનુષ્યનું મરણ થયા પછી પણ તેને સમાજ તરફથી આહાર તો મળવો જ જોઈએ. તે ન મળે તો તેનું મરણોત્તર જીવન ક્ષીણ થવાથી તે કાયમનો મટી .. તેણે બજાવેલી સેવાની અને પુરુષાર્થની પરંપરા ચાલુ રાખવી એ જ તે

આહાર છે. તેણે જે પ્રેરણા ચાલુ કરેલી હોય તેનું સીંચન કરવું, સંસ્કરણ કરવું, તેમાં પરિવર્તન કરવું અને તેની પરિવૃદ્ધિ કરવી અને એ રીતે તેનું સામાજિક જીવન વધારતા રહેવું એ જ તેને સમાજ તરફથી મળતો આહાર છે, અને એ જ તેનું સાચું શ્રાદ્ધ છે. કોઈ શૂર પુરુષના મરણ પછી તેને વાઘનો જન્મ મળે તો તે વાઘને વિશે આપણી કશી ફરજ ઊભી થતી નથી. તે શૂર પુરુષનું શ્રાદ્ધ કરવાના હેતુથી પેલા વાઘને માંસ ધરવું એ કંઈ તેનું શ્રાદ્ધ નથી. જે શૂર લડતાં લડતાં મરણને પામ્યો તેણે પોતાનું શૌર્ય અને પોતાની સેવાવૃત્તિ સમાજમાં વાવી. એ શૌર્યના અને સેવાવૃત્તિના તેના મરણોત્તર વ્યક્તિત્વને માવજત કરીને વધારવું એ જ આપણું સામાજિક કર્તવ્ય છે અને એ જ તેનું સાચું શ્રાદ્ધ છે.

મરણોત્તર જીવનનો યથાર્થ ખ્યાલ આપવાને ખાતર અહીં સુધી વિષયાંતર કરીને પણ થોડોક વિસ્તાર કર્યો છે. આપણા દેહગત જીવનના કરતાં આપણું સમાજગત જીવન જ વ્યાપક, દીર્ઘકાલીન તેમ જ અર્થપૂર્ણ હોય છે. અને તેથી આપણી દેહગત વાસનાઓને રોકીને આપણું સામાજિક જીવન શુદ્ધ તેમ જ નિષ્પાપ કરવું એ આવશ્યક હોય છે. દેહગત વાસનાઓને કાબૂમાં આણવા માટે જે આત્મિક શક્તિનો આપણે ઉપયોગ કરીએ છીએ તેને જ શમ-દમ નામ આપેલું છે. આ બે પૈકી શમનું કાર્ય અંતઃસ્થ વૃત્તિઓને કેળવીને તેમને સામાજિક જીવનને પૂર્ણપણે અનુકૂળ એટલે કે શુભ કરવાનું છે. તે પહેલાં બાહ્ય ઇંદ્રિયોને નાથ ઘાલીને તેમને સુવિનીત કરવાનું કાર્ય દમનું છે. દમથી સામાજિક જીવન કંઈ નહીં તો બહારથી સરળ બને છે. તેથી શરૂઆત દમથી કરવાની રહે છે.

શમ, ઉપશમ અથવા શાંતિ એટલે કે અંતસ્થ વૃત્તિઓનુ બંડખોરપણું કાઢી નાખી તેમને સર્વ રીતે આદર્શ જીવનને અનુકૂળ કરી લેવી તે, અને દમ એટલે ફક્ત બાહ્ય આચરણને કાબૂમાં લઈ યોગ્ય ટેવો પાડી સામાજિક જીવનને હાડમાં ઉતારવું તે.

આ બે પૈકી પહેલું કયું સાધવું એ વિશેની તાત્ત્વિક ચર્ચા કરવી નકામી છે. બાહ્ય ટેવો બદલવાથી સ્વભાવ આપોઆપ બદલાય છે એ સાચું. અને એ વાત પણ ખરી છે કે સ્વભાવમાં ફેરફાર થવાથી ટેવોને નવું વલણ મળ્યા વિના રહેતું નથી. એટલે સાધકોએ અને સમાજના આગેવાનોએ બંને બાજુથી શરૂઆત કરવી જોઈએ. જે લોકોની બુદ્ધિ તીક્ષ્ણ છે એટલું જ નહીં પણ જોમદાર છે, તેમ જ જેમનું સંકલ્પ–સામર્થ્ય કસાયેલું છે તેમને એક વાત ગળે ઊતરી એટલે કામ પત્યું જાણવું. જે જાણ્યું તેના અમલને રસ્તે વળવું એ તેમનો સ્વભાવ છે. પણ સામાન્ય જનસમુદાય હજી પોતાની જડતા છોડી શક્યો નથી. તેની બુદ્ધિને એકાદ વાતની પ્રતીતિ થઈ કે ન થઈ એ ઘણુંખરું સરખું જ હોય છે. માણસ પોતાની ટેવોનો દાસ હોય છે. આગ્રહથી અને બાહ્ય નિયમનથી વારંવાર રોકતા રહેવાથી અને કેટલીક વાર જબરદસ્તીથી ટેવો બદલી નાખવાથી આગળ ઉપર માણસને તે

ટેવો ગમતી થાય છે, અને વાસ્તવિક પણ લાગવા માંડે છે. માણસને જે ખરેખર સહેલું હોય છે, સાદું હોય છે કે પાસેનું હોય છે તે જ ગમે છે એમ ન કહી શકાય. પોતાની સ્થિતિ ગમે તેવી મુશ્કેલીભરેલી અથવા ગૂંચવણભરેલી હોવા છતાં સાધારણપણે માણસને જ વળગી રહેવા જેટલો સ્વભાવથી યથાસ્થિતિકર (કન્ઝર્વેટિવ) હોય છે. એટલે સમાજના નેતાઓએ હંમેશાં જ ચર્ચાનો માર્ગ ન લેતાં ગમે તે રસ્તે લોકોની ટેવો બદલવી અને તે જેમ જેમ બદલાતી જાય તેમ તેમ ક્રમશઃ કારણોની ફોડ પાડતા જવું. આ રીતે નાહકની ફોકટ ચર્ચાઓ વધતી નથી. જૂની કહેવત છે કે 'ન કરવું તેને બુદ્ધિ ઘણી.' કોઈ એક નવી વાત સ્વીકારવાની તસ્દી લેવા કરતાં તેની વિરુદ્ધ જે કોઈ મુદ્દા ઉઠાવી શકાય તે ઉઠાવવાની તેની પ્રવૃત્તિ હોય છે. આવી જાતનો કૃત્રિમ વિરોધ આગળથી જ ટાળેલો સારો. પચતું જાય તેમ તેમ આપતા જવું એ જ સામાજિક પ્રગતિનો ધોરી રસ્તો છે.

આ તત્ત્વ પ્રમાણે પહેલાં દમ અને પછી શમ એવો કાર્યક્રમ નક્કી થાય છે. પણ એ જ ક્રમનો આગ્રહ હમેશ રાખ્યે નહીં ચાલે. આપણે ફોકટ શંકા ન ઉઠાવીએ તે સારું. પરંતુ ગમે તે કારણે એક વાર શંકાઓ ઊઠીને સામે આવીને ઊભી જ, તો તો તેમનો આમૂલાગ્ર નિકાલ કરીને જ આગળ વધવું સારું. કોઈકે કહ્યું છે કે મારા હૃદયમાં બંદૂકની ગોળી પેસીને રહે તો ભલે, તે હું સહી શકીશ. પણ હૃદયમાં શંકા ઘર કરે તે ન સહેવાય. દમનો કાર્યક્રમ ગળે ઊતર્યા પછી પણ તેનો અમલ કરાવવાનું કઠણ હોય છે, તો પછી તે ગળે જ ન ઊતર્યો હોય ત્યારે તેનો અમલ કરાવવાની કેટલી આશા રાખવી?

એટલા ખાતર શમ અને દમ બંનેનું પહેલેથી યથાપ્રમાણ અનુશીલન કરવું જોઈએ.

મનુષ્યનો સ્વભાવ અને તેનું આજનું સામાજિક જીવન ઘણે અંશે કાચું હોવાથી, અને કેટલેક અંશે જીવનમાં અને જીવનની દૃષ્ટિમાં વિકૃતિ પેસી ગયેલી હોવાથી પણ સામાજિક જીવનની સાધના કષ્ટસાધ્ય બની ગઈ છે. એટલે સમાજને ઘડવાનું કામ ધીરજથી નિરલસપણે અને કુશળતાથી કરવું જોઈએ. એક રીત અસરકારક જણાય અથવા લોકોને વાસી લાગવા માંડે તો બીજી રીત આગળ કરીને ઘડતર આગળ ચલાવવું જોઈએ.

'છોકરાંઓને એકની એક વાત વીસ વીસ વખત કહેતાં તમને કંટાળો નથી આવતો?' એવો સવાલ એક શિક્ષકને કોઈએ કર્યો. તેણે જવાબ આપ્યો કે, 'ઓગણીસ વખતનું કહેલું નકામું ન જાય એટલા માટે વીસમી વખત કહું છું.' કેળવણી એ એક લડત છે. શિક્ષકોનો પક્ષ હારી બેસશે તો જગતની સંસ્કૃતિ નામશેષ થઈ જશે. અમારી પાસે એક જ રસ્તો છે અને એક જ શાસ્ત્ર છે: 'ફરી ફરી સમજાવો, ફરી ફરી જાગ્રત કરો અને અક્ષય્ય ધીરજ ધરો.'

કાચા મનુષ્યસ્વભાવને કેળવતાં અને શિરજોર વૃત્તિઓને કાબૂમાં લેતાં બીજી ઘણી નિર્બળ પણ શુભ એવી વૃત્તિઓને ઉત્તેજન આપીને ઉછેરવી પડે છે. એટ।

માટે એક બાજુથી શમ વધારવો જોઈએ અને બીજી બાજુથી તેજ વધારવું જોઈએ. કેવળ શમથી તો જીવન બધું જ શાંત પડી જાય. (આ તેજનું વિવરણ આગળ કરીશું.)

લોકોમાં શમનો વિકાસ કરવાને આજે જે કંઈ વિશેષ પ્રયત્ન થતો હશે તે કદાચ કેળવણીની સંસ્થાઓમાં થતો હશે. સામાજિક ચર્ચા અને લોકમતનું ઘડતર વગેરે બાબતો પણ કેળવણીમાં જ આવી જાય છે. પૂર્વે જ્યારે સંકુચિત હોવા છતાં સામાજિક આદર્શ નિશ્ચિત હતો અને સમાજ ઘણે અંશે એકરૂપ હતો તે વખતે શમનો પ્રસાર કરવાનું કાર્ય જુદા જુદા ધર્મોએ સંભાળેલું. આ ધર્મોમાં કુલધર્મ, જાતિધર્મ, દેશધર્મ અને વર્ણધર્મ વગેરે આચરણ-પ્રધાન ધર્મો મુખ્ય હતા. સિદ્ધાંત-પ્રધાન ધર્મોએ પણ પોતપોતાની સાધના વિસ્તૃત કરીને તેનો અમલ કરાવવાને ભારે પ્રયત્ન કર્યો હતો. આજે માણસજાતની પાસે જે કંઈ નૈતિક મૂડી દેખાય છે તે બધી આ જૂના પ્રયત્નોના ફળનો અવશેષ જ છે.

(આપણે ત્યાં લોકો કાયદાથી બીને વર્તે છે ખરા, પણ રાજાના કે સરકારના કાયદાને વિશે હાર્દિક ઉત્સાહ અથવા આદર પહેલાંના વખતથી બહુ દેખાતો નથી. એ બધી નિષ્ઠા ધર્મને અર્પણ થઈ હતી. ધર્મનું નામ લેતાં જ આપણે ત્યાંનો માણસ જેટલો ભક્તિનમ્ર બને છે તેટલો કાયદાકાનૂનના નામથી નથી બનતો.

મહાન આત્મવીર સુક્રતુએ (સૉક્રેટિસે) કારાવાસમાં પોતાનું છેવટનું પ્રવચન જ્યારે આપવા માંડયું ત્યારે તેના શિષ્યોએ તેમ જ મિત્રોએ મૃત્યુની સજા ટાળવા માટે તેને નાસી જવાની સલાહ આપેલી અને તે માટે તેમણે કરેલી બધી વ્યવસ્થા પણ તેને જણાવેલી. તેના જવાબમાં તેણે તેમના મન પર આત્માનું અમરત્વ ફરી એક વાર ઠસાવ્યું. તે જ પ્રસંગે સ્વદેશના કાયદાઓનું સ્વરૂપ અને તેમની પવિત્રતા તેણે લોકો આગળ રજૂ કરી. સમાજના કાયદા એ જ સમાજનો એક સનાતન વડો પુરુષ છે, અને તેની સમક્ષ સર્વેને પોતપોતાનો જવાબ આપવાનો છે એમ તેણે સ્પષ્ટ કરીને સમજાવ્યું છે.)

એટલે ધર્મ કહો, કાયદો કહો કે કેળવણી કહો—તે સર્વેએ સામાજિક શમ પ્રસ્થાપિત કરવાની એક મોટી સાધના ચલાવવાની છે.

જે માણસ શમદમાન્વિત થયો છે તે જ ખરેખર સામાજિક મનુષ્ય છે.

## ૬. તેજ

બીજાના પ્રભાવ તળે દબાઈ ન જવું અને પોતાનો પ્રભાવ બીજા પર પાડવો એનું નામ તેજ. આ ગુણની પાછળ મત્સર, અસૂયા વગેરે અસામાજિક વૃત્તિઓ લપાઈ રહે એવો સંભવ ઘણો છે. બે તેજસ્વી પુરુષો ભેગા થાય અને બંનેનું કાર્યક્ષેત્ર પણ એક જ હોય તો તણખા ઝરવાના જ. આપણાં જૂનાં સુભાષિતોમાં

વર્ણવેલી તેજસ્વિતાની કલ્પના આવી જ છે. તેજસ્વિતાનું સામાજિક સ્વરૂપ જો ન સમજાય તો માણસમાં રહેલા ઉત્કૃષ્ટ સદ્‌ગુણો અને અલૌકિક શક્તિઓનો દુરુપયોગ થાય અને પરિણામે સમાજનો નાશ જ થઈ જાય.

જૂની અપેક્ષા એવી હતી કે તેજ એ ગુણ મુખ્યત્વે ક્ષત્રિયોમાં જ હોય. ક્ષત્રિયનો આદર્શ પણ આખરે સમાજના હિતને માટે છે એ વાત વિસારે પડવાથી ભારતીય ક્ષત્રિયોએ આર્યસંસ્કૃતિનો લગભગ ઉચ્છેદ જ કરી નાખ્યો. મહાભારતમાં ક્ષાત્રધર્મનું વિવરણ કર્યા પછી કૃષ્ણ, ભીષ્મ, વિદુર, સંજય વગેરે શાણા લોકો કહે છે કે, 'ધિક્કાર હજો આ ક્ષત્રિયધર્મને. ક્ષાત્રધર્મ પાપમૂલક જ છે.' એમાંની દરેક વ્યક્તિના મોંમાં આવાં વચનો નથી મૂકેલાં. કોઈ કોઈએ જ એવું સ્પષ્ટ કહ્યું છે. પણ દરેકનો અભિપ્રાય એવો જ છે.

ભારતીય યુદ્ધ પૂરું થયા પછી, આવડો મોટો અભૂતપૂર્વ માનવસંહાર પોતાને હાથે થયો તેનો ધર્મરાજાને પશ્ચાત્તાપ થાય છે. અને એ પાપના પ્રક્ષાલનના ઉપાય માટે તેનું અસ્વસ્થ હૃદય તલસે છે. આવે વખતે તેને સૂચવવામાં આવ્યો તે ઉપાય 'કાદવથી કાદવને ધોવાના' પ્રયોગ જેવો જ હતો. 'નવા યજ્ઞો કરો અને બ્રાહ્મણોને દાન આપો. આ યજ્ઞોને અને દાનને માટે જે પૈસા જોઈએ તે પાછી એક વાર દિગ્વિજય કરીને મેળવો.' એવી ધર્મરાજને સલાહ મળી અને તે તેમણે પાળીયે ખરી. ધર્મરાજે પોતે જોકે હૃદયધર્મને ઓળખીને પોતાના ભાઈઓને આજ્ઞા કરી કે 'હવે રાજવંશી રાજપુત્રોનો સંહાર ન કરશો. રાજાઓને જીતીને તેમના જ વંશમાં તેમની ગાદી ચાલુ રાખજો.' છતાં બંને બાજુના સામાન્ય સૈનિકોનો જે સંહાર થયો હશે તેનો હિસાબ તો ક્યાંથી મળવાનો હતો?

આ જાતના વાતાવરણમાં તેજની સામાજિક બાજુ લોકો આગળ રજૂ થઈ જ નથી. બીજાનો પ્રભાવ સહન ન કરવો એ કંઈ સાર્વત્રિક સદ્‌ગુણ તો ન જ હોઈ શકે. દરેક જણને સ્વધર્મ તો હોય છે જ. તેને સંભાળવા માટે અને બીજા કોઈના ભોગ ન થઈ પડાય તે માટે તેજસ્વિતાની જરૂર હોય છે. સંસ્કૃત ભાષામાં એ ગુણનું નામ અમર્ષ પણ છે. એને અભાવે સમાજ જે કોઈ હાંકે તેનાથી હંકાતા ઢોર કે ગાડરના ટોળા જેવો બની જાય છે.

પરિસ્થિતિનું અને પોતાના સામર્થ્યનું સમગ્રપણે એકીસાથે ભાન થાય તે માટે અને તે તે પરિસ્થિતિમાં પોતે વધારેમાં વધારે શું કરી શકે તેમ જ શું કરવું ઇષ્ટ છે એ સમજવાને માટે બુદ્ધિની જે પ્રગલ્ભતા જોઈએ છે તેનો પણ તેજમાં જ સમાવેશ થાય છે. બીજા કોઈનો દમામ જોઈને જ અથવા કોઈક દમ ભિડાવે તેની સાથે જ પોતાની શક્તિ હોય છતાં તેનું સ્મરણ ન રહેવાથી દબાઈ જવાય એ તેજોહીનતાનું લક્ષણ છે. વ્યક્તિમાં જેટલી તેજની આવશ્યકતા છે તેથીયે વિશેષ તેની આવશ્યકતા સમાજને છે. સમાજ તેજસ્વી હોય તો તેને હાથે ગમે તેટલી ભૂલો થવા છતાં પરિસ્થિતિ સંભાળી લઈ તે આગળ જઈ શકે છે.

સમાજમાં અને વ્યક્તિઓમાં હંમેશ એક જ ધંધો ચાલે છે—પ્રતિસ્પર્ધીનો તેજોવધ કરવાનો. ધીમે ધીમે વધીને પછી તો એનો રોગચાળા જેવો ચાળો જ ફેલાઈ જાય છે. ડાહ્યા લોકોએ એવે ટાણે બીજાનો તેજોવધ કરવાનો મોહ દબાવીને પોતાનું તેજ જ સંભાળવું, અને બીજાઓની સાથે આદરભાવ રાખી તેમને અભય-દાન આપવું જોઈએ.

## ૭. યજ્ઞ, દાન અને તપ

ગીતામાં યજ્ઞ, દાન અને તપ એ ત્રણ વસ્તુઓને બહુ મહત્ત્વ આપેલું છે. સામાજિક જીવનનો પાયો એ ત્રણ પર જ મંડાયેલો છે. એ ત્રણ કર્તવ્યો ઉત્તમ રીતે પાર પાડતાં આવડ્યાં એટલે યોગ અથવા જીવનકલા સાધ્ય થઈ કહેવાય. યજ્ઞ, દાન અને તપ એ ત્રણે તત્ત્વોના વ્યાપક અર્થ કરવા જોઈએ. આ ત્રણ પૈકી યજ્ઞને તો પ્રથમથી જ એક સામાજિક વિધિ ગણેલો છે. તેનું વિવરણ યથા-સ્થાને થશે.

દાન તો ગમે તે સંજોગોમાં સામાજિક જ હોઈ શકે. તેનો વહેવાર સ્વભાવે જ બે પક્ષો પર આધાર રાખે છે. દાન વડે સમાજમાંની ઘણી વિષમતા તુરતા-તુરત ટાળી શકાય છે.

તપ પણ ઉપરનાં બેના જેટલું જ સામાજિક તત્ત્વ છે. તપનો લોકોમાં રૂઢ થયેલો ખ્યાલ ઘણે અંશે ફેંકી દેવા જેવો છે. ગમે તેમ કરીને શરીરની દુર્દશા કરવી અને શરીરની ઇંદ્રિયો પર વેર લેવું, તે વડે કર્માધ્યક્ષને ચકિત કરી નાખવા મથવું અથવા તેને ખરેખર ચકિત કરી નાખવો, એવો તપનો લૌકિક અર્થ થઈ ગયો છે. સાચું જોતાં એકાદ મહાન કાર્ય હાથમાં લઈ તે પાર પાડવાને માટે પ્રથમ વિચારણા કરવી, સાધન અને સહાય ભેગાં કરવાં, કામની યોજના ગોઠવીને તેનો અમલ કરવો અને એ બધું કરતાં કરતાં ભૂખ, તરસ, થાક, મહેનત, કષ્ટ બધું વીસરી જઈને એકાગ્રતાથી કામની પાછળ મંડવું એ સમગ્ર વહેવાર તપ નામથી ઓળખાય છે. બંગાળના નિર્જળ પ્રદેશમાં પાણી જ પાણી કરી દઈને કરોડો લોકોને માટે અનંત કાળ સુધી આજીવિકાની વ્યવસ્થા કરી આપવાનો વિચાર એક ભારતીય રાજાએ કર્યો. હિમાલય પરના બરફના પ્રચંડ સંગ્રહને જોઈને એ સર્વ વારિરાશિનો ઓઘ મધ્ય દેશમાંથી અંગબંગ તરફ કઈ રીતે લઈ જઈ શકાય તેની એક એંજિ-નિયરિંગ સ્કીમ તેણે ઘડી કાઢી. આ રાજવંશની ત્રણ પેઢીઓએ આ પ્રકારનું તપ હિમાલયમાં રહીને આદર્યું અને આગળથી આંકી રાખેલે રસ્તે ગંગાને લઈ જઈ સુંદરવન સુધીનો મુલક આર્યવંશને માટે તેમણે ફળદ્રુપ બનાવ્યો. ગંગા આપમેળે પર્વત પરથી વહી આવેલી નદી નથી, પણ આર્યોએ તપથી આણેલી છે. તપ-શ્ચર્યાનું આ એક ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. પાણિનિ વગેરે ઋષિઓએ ભાષા, તેના

શબ્દો અને તેમની વ્યુત્પત્તિ એ બધાંનો બરાબર અભ્યાસ કરી શબ્દશાસ્ત્રાત્મક વ્યાકરણ રચ્યું એ તપશ્ચર્યાનો બીજો ઉત્તમ દાખલો છે.

ભારતવર્ષના ધર્મમૂલક તત્ત્વજ્ઞાન સાથે ધાર્મિક જીવનની વિચારણા કરી સમસ્ત આર્યજીવનની રહેણી, કરણી અને વિચારસરણીને નવું વલણ આપવાનું કાર્ય જનક, શ્રીકૃષ્ણ, બુદ્ધ, શંકરાચાર્ય વગેરે વિભૂતિઓએ કર્યું છે. એ ચારે જેટલા પ્રમાણમાં વિચારવીર હતા તેથીયે વિશેષ પ્રમાણમાં કર્મવીર હતા. તેમનાં જીવન પર વિરાટ તપશ્ચર્યાના ઉત્તમ નમૂના છે.

यद् दुस्तर यद् दुराप यद् दुर्गं यच्च दुष्करम् ।
तत् सर्वं तपसा साध्य तपो हि दुरतिक्रमम् ॥
(મનુ૦ અ૦ ૧૧ શ્લોક ૨૩૮)

તપશ્ચર્યાને અસાધ્ય એવુ કશું જ નથી, એવો પૌરુષયુક્ત તેમ જ ઉત્સાહી, ઉપદેશ આપણા ધર્મકારોએ કરેલો છે. ધનદોલત અને રાજ્ય જતાં રહ્યાં હોય, તેજ નાશ પામ્યું હોય, બુદ્ધિ ક્ષીણ થઈ ગઈ હોય, અને છતાં અલૌકિક પુરુષાર્થ આદરવો હોય તો માણસે તપ કરવું જોઈએ, મનુષ્યસમાજે પણ તપસ્વી થવું જોઈએ, એવા એવાં વચનો આપણા ધાર્મિક અને ઐતિહાસિક સાહિત્યમાં ડગલે ને પગલે મળી આવે છે.

આપણે હમેશ જોઈએ છીએ કે ઉપભોગથી તેમ જ વિલાસથી પ્રાકૃતિક શક્તિઓનો અને સાધનોનો ક્ષય થાય છે. આ ક્ષયને કારણે જ સમાજ નિરુત્સાહી, બુદ્ધિમંદ, નિર્વીર્ય અને શત્રુઓને આનંદ ઉપજાવનારો થાય છે. સમાજે આનંદ કરવાનું અને ભોગ ભોગવવાનું તદ્દન છોડી દેવું ઇષ્ટ છે એમ ન કહી શકાય. જીવનનો અનુભવ લેવાને માટે, વૃત્તિઓને તૃપ્ત કરવાને માટે અને પુરુષાર્થનાં નવાં નવાં ક્ષેત્રો ખોલવાને માટે સામાજિક જીવનમાં ઉપભોગને સ્થાન છે અને રહેવાનું જ. પરંતુ એ ઉપભોગને કારણે સમાજ ક્ષીણ ન થાય તેટલા સારુ દરેક સમાજે ઉપભોગની માત્રા અથવા તેનું પ્રમાણ, ગમે તે રીતે, તપશ્ચર્યાના પ્રમાણથી ઓછું જ રહે એવી વ્યવસ્થા ગોઠવવી જોઈએ.

ઉપભોગોમાં પણ શુભ ફળ આપનારા સંસ્કારી ઉપભોગો અને ક્ષયકારી અનિષ્ટ ફળ આપનારા હીન ઉપભોગો જુદા હોય છે. એમાંના જે ઉપભોગો સામાજિક સામર્થ્યને હણે છે તેમનો પહેલેથી ત્યાગ કરવો જોઈએ. ત્યાંથી જ તપનો આરંભ થાય છે.

આ પછી શુભ ફળ આપનારા અને વિહિત ઉપભોગોનો પણ વિચાર કરવો જોઈએ. તેમને લીધે થનારો શક્તિક્ષય ટાળવાને સર્વ સમાજે અને વિશેષે કરીને તેના આગેવાનોએ અખંડ તપ કરતા રહેવું જોઈએ. સર્વ સુખો તપ ઉપર અવલંબે છે. તપથી સામર્થ્ય અને તેજ વધે છે. સામર્થ્ય અને તેજ હોય તો જ ઉપભોગો સદે છે.

તપ પછી આવે છે યજ્ઞ. પોતાનો સ્વાર્થ રહ્યો હોય કે ન હોય, પોતે અથવા બીજાઓએ કરેલો બગાડ દૂર કરવાને માટે, ભોગને લીધે નીપજેલી ખોટ ભરી કાઢવાને માટે, કેવળ સામાજિક કલ્યાણની દૃષ્ટિથી જે કર્મ કરવાનું હોય છે તે યજ્ઞ કહેવાય છે. આપણે એકબે સામાન્ય દાખલાઓ લઈએ. હાથથી પંપ ચલાવીને કૂવામાંનું પાણી ઉપલા માળ ઉપરની ટાંકીમાં લઈ જવું એ થયું તપ. ઉપર આવેલી ટાંકીની સગવડને લીધે ઘરમાં જ્યાં જોઈએ ત્યાં જોઈએ તેટલું પાણી વાપરવું અને ફુવારાઓ ઉડાવવા એ થયો ભોગ. આમ ઉપરથી નીચે આવેલા પાણીને ફરીથી શુદ્ધ કરી તેને પાછું પંપ વડે ટાંકી સુધી ચડાવવું અથવા પહોંચાડવું એ થયો યજ્ઞ. પોતાનો યજ્ઞ પોતે જ કરવો એ થયો ઉત્તમ પક્ષ. જાતે યજ્ઞ ન કરીએ અને બીજો તે કરી લે તો તે બીજાનું તપ થાય છે, યજ્ઞ નહીં થાય.

હિમાલયના અમારા પ્રવાસ દરમિયાન અમે જે દુકાનદાર પાસેથી સીધું ખરીદતા તે જ અમને રસોઈને માટે વાસણ પણ પૂરાં પાડતો. એ ત્યાંનો રિવાજ છે. તે વાસણો ઘણુંખરું અમારી આગળ ગયેલા યાત્રાળુઓએ અજવાળીને પાછાં આપેલાં ન હોવાથી અમને એઠાં જ મળતાં. મારું કામ એ એઠાં વાસણોને અજવાળવાનું રહેતું. ભોજનને માટે રસોઈ કરવાના હેતુથી એ મહેનત હું કરતો એટલે એ મારું તપ થતું. પછી રસોઈ થઈ જાય તે જમીને જો વાસણો જેવાં તેવાં વીછળીને દુકાનદારને અમે પાછાં આપતા હોત તો ચાલત. પણ તેમ કરવાથી હું અયજ્ઞ ઠરત. એટલે તે વાસણો હું કાળજીથી અજવાળીને બરાબર ચકચકતાં કરીને જ પાછાં આપતો. આથી દુકાનદારો બહુ આનંદ પામતા.

કોઈ કહેશે કે 'બીજાનો ભાર પોતાને માથે ખેંચી લેવાથી સમાજને શો ફાયદો?' મેં ત્યાં જોયું કે મોટે ભાગે યાત્રાળુઓ વાસણ ઠીક અજવાળીને દુકાનદારને પાછાં નહોતા આપતા. એટલે પોતાને થતા આવા કડવા અનુભવને લીધે દુકાનદારો યાત્રાળુઓને વાસણ આપવાને રાજી રહેતા નહોતા. તેથી સહેજે જ્યાં ત્યાં વાસણો મળી રહે એ રિવાજ એટલે કે એક ઉપયોગી સામાજિક સંસ્થા પડી ભાંગવાની અણી પર આવી ગઈ હતી.

આથી પણ વધારે બંધબેસતું ઉદાહરણ આપી શકાય એમ છે. શૌચક્રિયા પૂરી કર્યા પછી તરત જ પૂરતી કોરી માટી મળ ઉપર નાખી તેને ઢાંકી દેવાની જરૂરિયાત લોકોને હમણાં હમણાં વસવા માંડી છે. આ બાબતમાં બે જાતની વ્યવસ્થા કરી શકાય : એક તો દરેક જણે જાજરૂમાં જતાંની સાથે આગળ બેસીને ગયેલા માણસે કરેલી ગંદકી પર પોતાની ગરજે માટી નાખીને પોતાનું કામ થઈ જાય એટલે મળ જેમનો તેમ ખુલ્લો પડી રહેવા દઈ ચાલતા થવું. આપણી પાછળ જે કોઈ આવે તેને ચોખ્ખાઈની સૂંઘી હશે તો તે માટી નાખી લેશે.

એથી ઊલટું બીજી વ્યવસ્થા એ છે કે જાજરે જનારો દરેક જણ જો યજ્ઞ-રહસ્યને ઓળખતો હશે તો તે પોતે કરેલી ગંદકી માટીથી પોતે જ ઢાંકી દીધા

પછી જાજરૂ છોડશે. બંને વ્યવસ્થામાં જાજરૂ વાપરનાર દરેક જાજરૂના મકાન સરખી જ પડે છે. માટી આગળથી નાખવી કે પાછળથી એટલો જ ફરક પડે છે. પરંતુ બીજી યજ્ઞીય પદ્ધતિમાં કેટલું બધું સામાજિક કલ્યાણ રહેલું છે! પહેલી અયજ્ઞ પદ્ધતિમાં એક માણસ ગંદકી મૂકી જાય પછી બીજો આવે ત્યાં સુધી વચગાળામાં આખો વખત મળ ખુલ્લો પડી રહે છે અને હવાને બગાડે છે. માખીઓ એ ગંદકી પર બેસી પછી તે જ પગ લઈને ખાવાના પદાર્થો ઉપર પણ બેસે છે. આ બધી આફત ટાળવાને પોતાનો વ્યક્તિ પૂરતો તાત્કાલિક સ્વાર્થ ન હોવા છતાં ઊઠી જતી વખતે જ માટી નાખવાનું યજ્ઞકર્મ દરેક જણે કરવું જોઈએ. એક જણ યજ્ઞ નથી કરતો તો બીજાને વધારે તપ કરવું પડે છે અને એમ તપ કરવા છતાં અયજ્ઞ વ્યક્તિની બેદરકારીને લીધે સમાજનું જે અકલ્યાણ થાય છે તે તો થાય છે જ.

આસુરી વૃત્તિના લોકો તપ કરે છે, પ્રસંગ પડયે ભરપૂર તપ કરે છે પણ તેઓ યજ્ઞ નથી કરતા. કેમ કે તે લોકો અદૂરદર્શી હોય છે. દેવો અથવા સુધરેલા લોકો યજ્ઞ કરવાનું ચૂકતા નથી.

જે સમાજ યજ્ઞ કરવામાં દક્ષ હોય છે તેને ક્ષીણ થવાનો ભય નથી, તેની સંસ્કૃતિ ઢીલી પડવાને કશું કારણ નથી. વપરાયેલી શક્તિની ખોટ જૂજ મહેનતથી વખતસર ભરી લઈને સમાજ દિવસાનુદિવસ વધારે ને વધારે તપ કરવાને સમર્થ બને છે, સામર્થ્યપૂર્વક સુખ ભોગવે છે અને સુખનો ઉપભોગ કરવા છતાં ક્ષીણ થતો નથી, પડતો નથી. યજ્ઞવૃત્તિ સામાજિક જવાબદારીની દ્યોતક છે.

### દાન

તપ અને યજ્ઞ એ બે જે પ્રમાણે સમાજની સુસ્થિતિને માટે જરૂરનાં છે તે જ પ્રમાણે દાન પણ જરૂરનું છે. દાન વિના સમાજમાં એકસરખો સમાન સંતોષ નહીં રહે. માગનારના કટકટારમાંથી બચી જવાને સારુ કંઈક આપી છૂટવું, અથવા શાસ્ત્રમાં કહેલું પુણ્ય આપણે ખાતે સ્વર્ગની પેઢીમાં જમા લખાય એ લોભથી બ્રાહ્મણો વગેરેને ઉત્તમ પર્વો જોઈને દ્રવ્ય વગેરે આપવું, કિંવા પોતાની આબરૂ ગવાય તેટલા ખાતર લોકો અંજાઈ જાય એવાં કંઈક દેખીતાં કામો કરવાં એને આપણે સામાન્યપણે દાન કહીએ છીએ. દાન કરવું એ પુણ્યકારક છે પણ દાન કરવાની કોઈ આવશ્યક ફરજ નથી એવી પણ લોકોની સમજ છે. દાનની સાચી કલ્પના એવી નથી.

મહેનત કરીને તપશ્ચર્યા વડે આપણે જે કંઈ મેળવીએ છીએ તેના પર સાચું જોતાં આપણા એકલાનો જ હક નથી. જેટલા લોકોના સહકારથી સંપત્તિ અથવા સગવડ પ્રાપ્ત થઈ હોય તે બધા વચ્ચે તેની ફલપ્રાપ્તિની ન્યાયસર વહેંચણી થવી જોઈએ. સંપત્તિની આ પ્રકારની ધર્મ્ય વહેંચણી કરવાના નિયમો ગમે તેટલા પ્રયત્નથી અને ગમે તેટલી ચીવટ અથવા કડકાઈથી પાળવામાં આવે તોપણ દરેક

જણની મહેનત કેટલી, તેનો હક કેટલો, તેની જરૂરિયાત કેટલી હદ સુધી સ્વીકારવી જોઈએ, એ બધું નક્કી કરવાનું કામ અઘરું છે. અને કેવળ હકના તત્ત્વનો આધાર લઈને જેનો જનો ભાગ તેને તેને આપી દેવાથીયે આપણું સામાજિક હૃદય સંતોષ અનુભવી શકતું નથી. કોઈ પણ માણસની ગરજ આપણને પ્રત્યક્ષ દેખાય અને તેની ખોડ ભાંગવાનું સામર્થ્ય આપણામાં છે એવું સૂઝતાંની સાથે જ તે ગરજવાન આપણો ભાઈ છે, સહકારી છે, આપણી મદદનો હકદાર છે એવી ભાવનાથી, અંતરની ઊર્મિથી અને કુદરતી ઉમળકાથી નાગડતોજ તેને મદદ કરવાને પ્રવૃત્ત થવું એ કુદરતી તેમ જ જરૂરનું છે. એને જ દાન કહે છે.

દાન કરતી વખતે દાન લેનારો માણસ હીન છે, આશ્રિત છે, આપણે તેના પર ઉપકાર કરીએ છીએ એવી વૃત્તિ મનમાં ન ઊઠવી જોઈએ. દાન લેનારને વિશે આપણને આદર હોવો જોઈએ. આપીને આપણે માત્ર આપણું કર્તવ્ય જ બજાવીએ છીએ એમ આપણને લાગવું જોઈએ. दातव्यं इति यद् दीयते । અને તેથી જ પ્રાચીન ધર્મકારોએ દાનનો અર્થ सर्वशः સંવિભાગ એવો જ કરેલો છે. દાન સાચી રીતે જોતાં એક સામાજિક કર્તવ્ય છે. છતાં તેને માણસની, દાતાની સ્વેચ્છા પર આધાર રાખતું દર્શાવીને તેમાં બંધુત્વની પ્રેમાળ વૃત્તિની સુવાસ કાયમ રાખી છે. એટલે આ સદ્ગુણના વિકાસને માટે સામાજિક સંસ્કૃતિની એક વિશિષ્ટ પાયરી નભાવવી જરૂરની માનેલી છે. પરંતુ એ વાતનો વિચાર અહીં કરવાની જરૂર નથી.

બીજી પણ એક દૃષ્ટિથી દાનની મીમાંસા કરવામાં આવી છે. 'મારું જીવન કેવળ વિરાટ સમાજની સેવાને અર્થે છે. આ સેવા ઉપરાંત જે કંઈ અલ્પ માત્ર વાસના મારામાં બાકી રહેવા દઈશ તે મને બાધા કર્યા વિના રહેવાની નથી.' સામાજિક કર્તવ્ય પાર પાડ્યા પછી જે કંઈ પુરુષાર્થનું ફળ શેષ રહે છે તે ભોગવવાનો હક શાસ્ત્રે વ્યક્તિને આપેલો છે. 'યજ્ઞ કર્યા પછી જે કાંઈ વધે તે અમૃત છે, તેનો ખુશીથી ઉપભોગ કરો,' એમ શાસ્ત્રકારોએ કહ્યું છે. પરંતુ એ થયો સામાન્ય કોટિનો ધર્મ.' 'મારે આ અમૃત ભોજનનો લોભ પણ ન રાખવો જોઈએ. મારે ભાગે તો ત્યાગ એ જ એક ધર્મ અવશિષ્ટ રહે છે.' એવું જેના મનમાં વસી ગયું છે તે પોતાની પાસે પોતાનું એવું કરીને કશું રાખશે નહીં. પોતાની પાસે રહેલું કાઢી જ નાખવાનું છે તો સમાજહિતની દૃષ્ટિથી જ્યાં તે આપવું જરૂરનું હોય ત્યાં જ તે આપવું જોઈએ. આવા પ્રકારની બુદ્ધિથી અથવા એવી ભાવનાથી જે અપાય છે તે દાન છે. બોધિચર્યાવતાર ગ્રંથમાં શાંતિદેવાચાર્યે આ દૃષ્ટિ વિશદતાથી સમજાવેલી છે.

જીવનનો ઉદ્દેશ વ્યક્તિ તેમ જ સમાજનો વિકાસ, સામર્થ્ય, સમૃદ્ધિ અને શાંતિ છે એમ દરેક જણને લાગે છે. એથીયે આગળ વધીને કેટલાક લોકો વિશ્વાત્મૈક્ય અનુભવવું – સર્વનું આપણી પોતાની સાથે અને આપણું પોતાનું સર્વની

સાથે સાત્મ્ય કરવું એને અંતિમ આદર્શ માને છે. આના કરતાં શ્રેષ્ઠ આદર્શ બીજો નથી એ વાત સર્વને કબૂલ છે. પરંતુ આ આદર્શ અશક્ય કોટિનો છે, કંઈ નહીં તો માણસની નજર આજે પહોંચે છે તે હદથી બહારનો છે એમ કેટલાક લોકો કહે છે.

વિશ્વાત્મૈક્યનો આ આદર્શ વહેવારુ ગણીને પોતાની સમક્ષ રાખવો કે નહીં એ એક જ સવાલના જવાબ ઉપરથી માનવી સંસ્કૃતિના મોટા ભેદ પડી જાય છે.

'મારી સર્વ વાસનાઓ તૃપ્ત થાય તે સારુ સર્વ સાધનસંપત્તિ મારી પાસે ભેગી થાય, હું બધે વિજયી થાઉં, મારી સર્વ શક્તિનો સર્વ બાજુથી વિકાસ કરવાની મને તક મળે,' એમ દરેક માણસ ઇચ્છે છે. જગતમાં અનેક રાજ્યો હોય અગર તે બધાંનો મળીને એક સંઘ થાય, પણ જ્યાં સુધી ઉપર જણાવેલી વાસના છે ત્યાં સુધી માણસ માણસ વચ્ચેનો વિગ્રહ ટળવાનો નથી. સાધનસંપત્તિ ગમે તેટલા ઝપાટાથી વધે તોપણ માનવીની લાલસા, ભોગવાસના, ઐશ્વર્યતૃષ્ણા અને આશા એ બધાં તેનાથી વધારે ને વધારે પ્રમાણમાં વધતાં રહેવાનાં જ. એટલે આખરે માણસ દરિદ્રીનો દરિદ્રી જ રહેવાનો. स तु भवति दरिद्रो यस्य तृष्णा विशाला।

એવો પણ અનુભવ થયો છે કે જે પ્રમાણમાં ભૂખ વધારે, માણસનો લોભ અને ઐશ્વર્યમદ વધારે તેટલા જ પ્રમાણમાં તેને સર્વની સાથે ઐક્ય અનુભવવાનું મુશ્કેલ થાય છે. સંપત્તિ માટેના પ્રેમનું અને મનુષ્યજાતિ માટેના નિષ્કામ પ્રેમનું પ્રમાણ હમેશ વ્યસ્ત રહે છે. સંપત્તિને વિશે મમતા ન હોય અને સંપત્તિ આપણને ઈશ્વરે સોંપેલી એક થાપણ છે એવી બુદ્ધિ હોય તો જ સંપત્તિ મનુષ્યને બાધા કરતી નથી. બાકી બીજી રીતે ખાનગી મિલકત અથવા સંપત્તિ બાધા કર્યા વિના રહેતી જ નથી. તેથી જેને આત્મવિકાસ સાધવો છે તેણે સંપત્તિનો ત્યાગ જ કરવો સારો. સંપત્તિ મારફતે પુષ્કળ ધર્મ કરીશું એવી ઇચ્છા રાખનારાઓને ધર્મકારોએ ઉત્તર આપી રાખ્યો છે કે

धर्मार्थं यस्य वित्तेहा, वरं तस्य निरीहता ।
प्रक्षालनाद् हि पंकस्य दूराद् अस्पर्शनं वरम् ।।

સંપત્તિ આ પ્રમાણે આદર્શસિદ્ધિની આડે આવતી હોવાથી તેનો ત્યાગ કરવો એ જ ઉત્તમ ઉપાય છે. સંપત્તિ જેટલી એકત્રિત થાય છે, એકઠી થાય છે, પૂંજીભૂત થાય છે તેટલી નુકસાનકારક અને ભયાનક બને છે. એટલે જ કાં તો તેને અનેક લોકોમાં વહેંચી કાઢવી અથવા યોગ્ય વ્યવસ્થા થતી હોય તો સાર્વજનિક કરી નાખવી. એ પણ એક વહેંચી કાઢવાનો જ રસ્તો છે. કોઈ એક કુટુંબને મદદ કરવાની હોય ત્યારે તેની દરેક વ્યક્તિના હાથમાં તેનો તેનો ભાગ આપણે નથી મૂકતા. કેમ કે કુટુંબ એ જ એક ઘટક છે, અને અવિભાજ્ય સંઘ છે. પરસ્પર શુદ્ધ અને સંપૂર્ણ સહકારને લીધે કુટુંબીઓમાં આત્મિક ઐક્ય સધાયેલું હોય છે. એવા પ્રકારનું ઐક્ય જેવડા સમાજમાં પેદા થઈ શકે તેટલાને એક વ્યાપક

કુટુંબ ગણી લેવાને લરકત નથી. વિશ્વકુટુંબત્વ એ આપણો અંતિમ આદર્શ છે. જ્યારે હૃદય વિશાળ થશે અને યોજનાશક્તિ તથા જીવનતંત્ર સુસંગઠિત થશે ત્યારે એ આદર્શ સિદ્ધ થયો કહેવાશે.

આ આદર્શ સિદ્ધ કરવામાં વ્યક્તિગત સંપત્તિ વિઘ્નરૂપ છે તેથી તેને છોડી દેવાની ટેવ માણસે પાડવી જોઈએ. તો જ સામાજિક વિકાસ થઈ શકશે. સામાજિક વિકાસને માટે કેવળ દાનથી કામ નહીં ચાલે. એ કામ તો ત્યાગનું જ છે. દાનથી પ્રેમભાવ વધે છે, સમાધાન વધે છે પરંતુ હૃદયનો પૂર્ણ વિકાસ તેમ જ આત્મિક સામર્થ્ય તો ત્યાગથી જ આવે છે. ત્યાગની અવેજીમાં દાન એ પર્યાય ધર્મ છે. જેનાથી પૂર્ણ ત્યાગ કરાતો નથી તેણે દાનથી ચલાવી લેવું એટલો જ એનો અર્થ છે.

એક ફ્રેન્ચ લેખકે એક ઠેકાણે કહ્યું છે કે, 'ધી લેસ આઈ હેવ, ધી મોર આઈ એમ.' જે પ્રમાણમાં માયા ઓછી તે જ પ્રમાણમાં આત્મા પરિપુષ્ટ થાય છે. ત્યાગશક્તિ જેમ જેમ વધતી જશે તેમ તેમ વિશ્વબંધુત્વનો અનુભવ થતો જશે. એ માટે બીજો રસ્તો નથી. ઉપનિષદમાં તો એટલે સુધી કહ્યું છે કે એવા માણસને વિશ્વ સમસ્ત એ નાનકડા માળા જેવું લાગે છે. यत्र विश्वं भवति अेकनीडम् ।

માણસની મદાર બાહ્ય સાધનો અને અંતઃસ્થ શક્તિ એ બંને પર હોય છે. એ બંને પાસાંઓ પરસ્પર પોષક પણ હોય છે. પણ જ્યાં ઊંચો કૂદકો મારવો છે, મહાન આદર્શ સિદ્ધ કરવો છે ત્યાં એ વસ્તુઓ પરસ્પર મારક નીવડે છે. બાહ્ય સાધનો જેમ જેમ વધારીએ તેમ તેમ અંતઃસ્થ શક્તિઓ બૂઠી અને ક્ષીણવીર્ય થતી જાય છે.

આજે જગતમાં અનુભવો લેવાની, જ્ઞાન વિકસાવવાની પ્રયોગપદ્ધતિ સારી પેઠે વિસ્તાર પામી છે. તેને લીધે એનાથી વિશેષી અને એનાથી વધારે સમર્થ યોગપદ્ધતિ પરનો વિશ્વાસ ઊડી ગયો છે. ભેદ કાયમ રાખીને મેળવેલું બાહ્ય જ્ઞાન જુદું અને ભેદ મિટાવી દઈને અંદરથી મેળવેલું જ્ઞાન જુદું. પહેલું બહારનું હોય છે, બીજું અંતરનું હોય છે. એ અનિર્વચનીય હોય તોપણ સંવેદ્ય તો છે જ. અને તેનું સામર્થ્ય કેટલું છે તેની મર્યાદા કોણ બાંધશે? યોગપદ્ધતિનું એવું સામર્થ્ય પ્રાપ્ત કરવાને માટે ત્યાગની આવશ્યકતા છે. આ યોગસંસ્કૃતિ પર જેમને ભરોસો નથી તેમને પણ સમાજસેવા કરતાં પોતાના જીવનમાં ત્યાગશક્તિ જ કેળવી બતાવવી પડે છે. એવા સમાજસેવકનું લોકોમાં જે કંઈ સામર્થ્ય દેખાશે તે મુખ્યપણે બુદ્ધિવૈભવનું નહીં હોય, ત્યાગમૂલક આત્મૌપમ્યમાં જ તે રહેલું છે. દુનિયામાં ત્યાગના જેવો સેવાનો બીજો કીમિયો નથી.

# ૮. ક્ષમા

આત્મૌપમ્યનો અનુભવ ક્ષમાવૃત્તિ કેળવ્યા વિના થાય જ નહીં. પોતાના બધા દોષ માણસ ઘણુંખરું ઢાંકતો રહે છે. કંઈ નહીં તો પોતાને ક્ષમા તો ને હમેશ કરે છે. પોતાના દોષો તીવ્રપણે જોઈને પોતાની જરાયે દયા ન ખાતાં તે બધા અતિશયોક્તિપૂર્વક ખુલ્લા પાડ્યા છતાં ઊંડે ઊંડે એવી આશા તો ને રાખે જ છે કે હવે પછી હું સુધરીશ. આગળ ઉપર પોતે સુધરવાનો છે એ આશા પર જ માણસ પોતાને સહન કરી લે છે, પોતાની જાતને નભાવી લે છે અને પોતાને એક નવી તક આપે છે. આ જ સહનશીલતા, આ જ પ્રેમ અને એ જ વિશ્વાસ સર્વને વિશે જે રાખી શકે તે માણસે ક્ષમાવૃત્તિ સિદ્ધ કરી છે એમ સમજવું. જે જે ગુનો કરે તેને તેને ઠાર કરવો એવું જો નક્કી થાય તો દુનિયામાં બેત્રણ માણસો પણ બચે કે કેમ એની શંકા જ છે. માનવી દોષોનું પૂતળું, દોષોનું સંગ્રહસ્થાન છે.

स्खलितः स्खलितो वध्यः इति चेन् निश्चितं भवेत् ।
द्वित्रा यद्येव शिष्येरन्; बहुदोषा हि मानवाः ॥

દુનિયામાં વિવિધતા તો હમેશ રહેવાની જ. એટલે માણસોના ગમાઅણગમા, મનોરચના, આદર્શો અને આગ્રહોમાં ભેદભાવ રહેવાનો જ. સામાજિક જીવન શક્ય થાય તે માટે અમુક જાતનું એકસરખાપણું સર્વસાધારણ હોવું જોઈએ એ સાચું પણ એ સરખાપણું જેટલું સર્વમાન્ય થાય તેટલું જ પથ્યકર થાય. જબરદસ્તીથી લાદેલી એકરૂપતા થોડા વખતને માટે સામર્થ્ય આપનારી થાય છે ખરી; પરંતુ આખરે તેનાથી સમાજમાં વિકૃતિ ઉત્પન્ન થતી હોવાથી ને મૂળ ઉદ્દેશને જ મારી નાખે છે. ભૂતકાળના સર્વ ધાર્મિક, સાંસ્કૃતિક અને રાજકીય પ્રયોગોનું સાર્વત્રિક પરિણામ નજર આગળ હોવા છતાં નવા પ્રયોગો કરનાર લોકો ધરાર તે જ ભૂલ કર્યે જાય છે!

ક્ષમામાં દોષ એક જ છે એમ મહાભારતમાં કહેલું છે. ક્ષમાવાન મનુષ્ય દુર્બળ દેખાય છે. આજે હવે એ જ દોષની બીજી બાજુ પણ ઓળખીને ધ્યાનમાં લેવી જોઈએ. પ્રતિકાર કરવાની શક્તિ જેમનામાં નથી હોતી તે લોકો ક્ષમાનો ઓઢો ઓઢીને પોતાની જાતની તેમ જ ક્ષમાના ગુણની ઠેકડી કરાવે છે.

બીજાનો અપરાધ ખુલ્લો જણાય તોપણ તેને ક્ષમા આપવી જોઈએ. પણ ઘણી વખત તો બીજાનો જે અપરાધ દેખાય છે તે કેવળ મતભેદ જ હોય છે. એવે પ્રસંગે ક્ષમા કરવી એનો અર્થ પોતાની જાતને બીજા પર અત્યાચાર કરવામાંથી ઉગારી લેવી એટલો જ થાય છે. બાઇબલમાં ઈશ્વરે કહ્યું છે કે, 'વેર લેવાનો ઇજારો મારો છે.' સાચું જોતાં આ વચનનો વ્યાપક અર્થ કરીને આપણે સમજવું જોઈએ કે ઇન્સાફ કરવાનો એકમાત્ર અધિકાર એટલે કે ઇજારો કેવળ એક સર્વજ્ઞ,

સર્વસમર્થ પરમેશ્વરનો જ છે. વિરોધી પક્ષને સજા કરવાનો હેતુ ન રાખતાં કેવળ જે આપણને અન્યાય જેવું લાગે તેને વશ ન થવું, અન્યાયની આગળ માથું ન નમાવવું એટલો જ આપણો ધર્મ છે.

આ પ્રકારે પ્રતિકાર કરવાનો ધર્મ જતો કરી અન્યાય ખમી લેવો એ કંઈ ક્ષમા નથી. એ તો બાયલાપણું થયું.

## ૯. માર્દવ

ક્ષમાવૃત્તિના મૂળમાં મનનું એક જાતનું માર્દવ હોય છે, પોતાના દોષની બાબતમાં વધારેમાં વધારે કડક થવું અને બીજાઓની બાબતમાં અત્યંત સૌમ્ય થવું એ આ માર્દવનું મુખ્ય લક્ષણ છે. અસંસ્કારી મનુષ્યનો સ્વભાવ આથી તદ્દન ઊલટો હોય છે. તેને બીજાના દોષો તદ્દન અસહ્ય લાગે છે અને પોતાના દોષ દોષ જેવા લાગે તોપણ તે નજીવા અને ઘણી વાર તો કૌતુક કરવા જેવા લાગે છે. આવી વૃત્તિ અસામાજિક છે. એ વૃત્તિ છે ત્યાં સુધી સમાજમાં ચાલતો વિગ્રહ કદી અટકવાનો નથી.

દરેક જણની પરિસ્થિતિની આપણને જાણ નથી હોતી, તેના પૂર્વસંસ્કારો વિશે પણ આપણે કશું જ જાણતા નથી હોતા. અને અમુક એક વિશિષ્ટ પરિસ્થિતિમાં ખરેખર વધારેમાં વધારે હિત શામાં રહેલું છે એ પણ આપણે હમેશ ઓળખી જ શકીએ છીએ એવું કેમ કહેવાય? એટલા ખાતર સર્વની સાથે અત્યંત નરમાશથી વર્તવું, લોકોને માટે સહેલો આદર્શ કલ્પી તે મુજબ બીજાની સાથે વર્તવું એ મૃદુતાનું લક્ષણ છે. જે બધાંને તલવારની ધાર પર રાખે છે તેના બીજા ગુણો ગમે તેટલા ઉજ્જ્વળ હોય તોપણ તેનો સહવાસ લોકો ટાળે છે અને તેની પાસેથી તેઓ કશો જ બોધ લઈ શકતા નથી. જે પોતાની સાથે કડકાઈથી વર્તે છે અને બીજાઓની સાથે નરમાશ રાખે છે તેના શીતળ સહવાસથી લલચાઈને પુષ્કળ લોકો તેની આસપાસ ભેગા થાય છે, તેના આગ્રહી જીવનમાંથી પોતપોતાની શક્તિ મુજબ ધડો લે છે અને મોટાં કાર્યો પાર પાડવાને સમર્થ બને છે. આ જ કારણે માર્દવનું સામાજિક મહત્ત્વ બહુ મોટું છે. જેનામાં માર્દવ છે તે જ ક્ષમાના પ્રસંગો કયા અને તે માટેનાં સ્થાનો કયાં તે ઓળખી શકે છે.

## ૧૦. આર્જવ

માર્દવની સાથે સરખાવી શકાય તેવો અને તેના જેટલા જ મહત્ત્વનો ગુણ આર્જવ છે. મરાઠી અને બીજી પ્રાંતીય ભાષાઓમાં એ શબ્દનો અનર્થ થઈ ગયો

છે. કોઈને વારંવાર વિનવણી કરવી અને તેની આગળ લાચાર દીન થઈને જવું એને મરાઠી વગેરે ભાષાઓમાં આર્જવ કહે છે. મૂળ શબ્દ આથી તદ્દન જુદો જ છે. ઋજુ એટલે સરળ; તેમાંથી ભાવવાચક નામ નીકળ્યું છે આર્જવ. (ઋજુમાંથી જ મરાઠીમાં ઉજુ, ઉજવા એ શબ્દો નીકળેલા છે.) આર્જવ એટલે સર્વની સાથે સરળપણે, નિષ્કપટપણે વર્તવું તે. પોતાનો એવો કશો સ્વાર્થ જે માણસને સાધવાનો નથી, જે અજાતશત્રુ, વિશ્વમિત્ર છે, તેનું વર્તન અલબત્ત સરળ જ હોય, જ્યાં મલિન સ્વાર્થ પાર પાડવાનો હોય ત્યાં જ છક્કાપંજા રમવાની બુદ્ધિ થાય. કુટિલતા તમામ સામાજિક વ્યવહારને કલુષિત કરી નાખે છે. અને દીર્ઘકાળ ટકી શકે એવો વ્યાપક સહકાર કે જે વિશ્વાસના પાયા પર જ નભી અને ચાલી શકે, તેને અશક્ય બનાવી દે છે.

(અહીં થોડુંક વિષયાંતર કરીને પણ આપણા સમાજને વિશે બે શબ્દ લખી નાખવાનો મોહ રોકી શકાય એમ નથી. આપણે ત્યાં સામાન્યપણે જો પોતાની કોઈ એક ખામી વિશે માણસને વધારેમાં વધારે શરમ લાગતી હોય તો તે છેતરાઈ અથવા ફસાઈ જવા વિશેની હોય છે. કોઈ આપણને દુષ્ટ કહે તે ચાલે, લુચ્ચો અથવા બાયલો, બીકણ કહે તોયે વાંધો નહીં પણ 'પેલો ભોળોભટાક ફસાઈ ગયો, છેતરાઈ ગયો, બની ગયો' એમ જો કોઈ આપણે વિશે કહે તો મરવા જેવું દુઃખ લાગે છે. આનો અર્થ એ નથી કે આપણા લોકો કદી ફસાતા નથી અથવા છેતરાતા જ નથી. આપણા લોકોએ દીર્ઘદૃષ્ટિ વિશેની આબરૂ હજી કમાવી બાકી છે. પણ દરેક વહેવારમાં 'સામો મને છેતરી તો નથી જતો' એવી બીક તેને હમેશ રહે છે. સમાજની પ્રાથમિક દશાનું આ લક્ષણ છે. આને લીધે વ્યાપક સહકાર કઠણ અને મુશ્કેલ બની જાય છે. સમાજકારણ, રાજકારણ અને ધર્મકારણ એ બધા ધૂર્તપણાના કોઈ ઊંડા ખેલ છે એવી બાળકબુદ્ધિથી માણસ જ્યાં ને ત્યાં બીતો બીતો પગલું માંડે છે. એ બીકને લીધે મોટાં કાર્યો પાર પાડી જ શકાતાં નથી.)

આર્જવનો ગુણ, સમાજમાં પરસ્પર વિશ્વાસને માટે જેટલો આવશ્યક છે તેટલો જ બુદ્ધિની નિર્મળતાને માટે પણ જરૂરનો છે. આર્જવથી યુક્ત થયેલી બુદ્ધિ આપોઆપ ભેદક બને છે અને પ્રત્યુત્પન્ન એટલે કે નૈસર્ગિક સૂઝવાળી થાય છે.

જે સમાજમાં અનેક ન્યાતો, અનેક જમાતો અને અનેક પંથો છે અને જ્યાં પરસ્પર વિશ્વાસ દિવસ જાય છે તેમ દુર્લભ થતો જાય છે ત્યાં તો આર્જવ વિના સમાજનું સંગઠન અશક્ય જ દેખાય છે. આર્જવ સામાજિક સદ્‌ગુણોનો રાજા છે, કેમ કે તેની સ્થાપના અને વ્યવસ્થાથી સામાજિક શક્તિનો અપવ્યય ટાળીને એક જ પેઢીના ગાળામાં વધારે ને વધારે પુરુષાર્થ સમાવી શકાય છે.

# ૧૧. અદ્રોહ

સમભાવને અથવા સામાજિક વૃત્તિને જો અહિંસા એ નામથી ઓળખીએ તો અસામાજિક વૃત્તિને દ્રોહ નામ આપવું જોઈએ. આપણે હાથે કોઈનો પણ દ્રોહ ન થાય, કોઈનું નુકસાન ન થાય, કોઈનું પણ નુકસાન કરવાની બુદ્ધિ હૃદયમાં ઊઠે નહીં એવી જે ઉત્કટ વૃત્તિ તેને અદ્રોહ કહે છે.

દુનિયામાં આજે કેટલીય જાતનાં સામાજિક તત્ત્વજ્ઞાનો સાર્વભૌમત્વની ઉમેદવારી કરે છે. તે બધાંની કસોટી આ એક જ તત્ત્વ પર કસીને થઈ શકે છે. જે તત્ત્વજ્ઞાનમાં સંપૂર્ણપણે અદ્રોહ છે તે જ મનુષ્યજાતિને વધારેમાં વધારે હિતકર થશે. દ્રોહને તેમાં જેટલા પ્રમાણમાં સ્થાન હશે તેટલા પ્રમાણમાં પરિણામે તે ઘાતક નીવડશે. સાધ્ય અને સાધન બંનેને આ કસોટી પર કસવાં જોઈએ. સાધ્ય કરતાંયે સાધનને એ કસોટી લગાડવાની વિશેષ જરૂર છે કેમ કે માણસનો જીવન-સંબંધ, જીવતો સંબંધ સાધ્ય કરતાં સાધન સાથે વધારે થાય છે.

મહાભારતમાં અદ્રોહનું મહત્ત્વ સ્વીકાર્યા પછી, તેનું સંપૂર્ણપણે પાલન કરવું મુશ્કેલ છે એ વાત પણ સ્વીકારેલી છે, અને કહ્યું છે કે વૃત્તિ, ઉપજીવિકા અથવા રોજી મેળવવી તે માણસે અદ્રોહથી મેળવવી જોઈએ. તેમ કરવું અશક્ય હોય તો अल्प द्रोहेण वा पुनः એવી છૂટ પણ મૂકી છે. આવી જાતની છૂટ-છાટો અપરિહાર્ય હોય તોપણ તેમને ધર્મસિદ્ધાંતોનું સ્થાન ન આપી શકાય, એ વાત અહીં ધ્યાનમાં રાખીને એ છૂટછાટનો લાભ લેવાનું બને તેટલું ટાળવું જોઈએ.

પતંજલિએ યોગસૂત્રમાં સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ એ પાંચ યમોને વિશે કહ્યું છે કે આ મહાવ્રતોને દેશ, કાળ, જાતિ અથવા અવસ્થાનો કોઈ પણ અપવાદ નથી. પણ પ્રત્યક્ષ અનુભવમાં તો આપણે જોઈએ છીએ કે જાણે ડગલે ને પગલે અપવાદ કરવાનું જ આપણને સૂઝે છે. અપવાદો અપરિહાર્ય છે એમ તીવ્રપણે લોકોને લાગતું જોઈને જ પતંજલિએ કહ્યું છે કે, 'આ મહાવ્રતોને કોઈ જાતનો અપવાદ ન હોય.'

તે તે જમાનાની અપૂર્ણતાઓને લીધે નિયમના અપવાદો ઉત્પન્ન થાય છે. અપૂર્ણતા કદી કાયમી અથવા સ્થાયી નથી હોતી અને તેથી જ તેના પાયા પર રચાયેલા અપવાદો ધર્મસિદ્ધાંત બની ન શકે. માણસનો પુરુષાર્થ એ જ વાતમાં રહેલો છે કે તેણે આદર્શને આગળ ને આગળ ખેંચતા રહીને અપવાદના ક્ષેત્રનો વધારે ને વધારે સંકોચ કરતા જવું.

માણસને દેહ છે ત્યાં સુધી તેનાથી અહિંસા અને અદ્રોહનું સંપૂર્ણ પાલન નહીં થઈ શકે. એટલે કંઈ નહીં તો આ બાબતમાં અપવાદ રાખવા જોઈએ એમ કેટલાક લોકો કહે છે. પણ એક વખત અપવાદનો સ્વીકાર થયો એટલે તેનું ક્ષેત્ર

વધારવા પર જ માણસની વૃત્તિ દોડે છે. એક અપવાદને જગ્યા આપી તો બીજાને કેમ નહીં? લોકો એ વિચાર કરતા નથી કે ધર્મ કંઈ હિંસા અને દ્રોહની સગવડ સાચવવાને પ્રવૃત્ત થયેલો નથી. હિંસા અને દ્રોહ એ બંને સ્વસંસ્કારી જીવોની સ્વાભાવિક પ્રવૃત્તિઓ જ છે. निवृत्तिस्तु महाफला ।

બધા જ અહિંસક થઈ જાય તો ખાવું શું એ અતિપ્રશ્નનો ઉત્તર તો અતિવાદથી જ અપાય. બધા જ અહિંસક બની જશે ત્યારે શરીર-રચનામાં ફેર પડી જશે. તે સૂક્ષ્માતિસૂક્ષ્મ, વધારે કાર્યક્ષમ અને વધારે અનુભવક્ષમ થશે. પછી તે સીધું જ સૂર્યકિરણોમાંથી ગરમી બારોબાર ખેંચી લઈને પોતાનું રક્ષણ અને પોષણ કરવાને સમર્થ થશે. માણસનું અન્ન સૂક્ષ્મ બને અને તેથી હવે જરૂરનાં નથી એવાં તેના પેટમાંનાં આંતરડાં અને વખતે ફેફસાં પણ નામશેષ થઈ જાય તો તેથી બગડી શું જવાનું હતું? ગીતામાં પિતરોને 'ઉષ્મપા:' કહ્યા છે. પિતૃલોકમાં વસતા પિતરો સૂક્ષ્મરૂપે ગરમી પીને જીવે છે એવી એ કલ્પના લાગે છે. ભલે આ કેવળ કલ્પના હોય. પણ ભવિષ્યકાળની પ્રગતિની દિશા કદાચ આ કલ્પનામાં જ ભરાયેલી પડી હશે. માણસને ગેંડાના જેવી ખાલ નથી, હાથીના જેવું લાંબું ઉપયોગી નાક નથી, જિરાફના જેવું ગળું નથી અને હરણના જેવા ચપળ પગ નથી. આ બધું જોઈએ તેવું નથી તેનો આપણે શોક કરતા નથી તો આજના જેવાં હાડકાં, માંસ, ફેફસાં, આંતરડાં, કાળજું વગેરે જતાં રહે ને માણસનો દેહ તદ્દન ફૂલ જેવો હલકો થઈ જઈ અનેક બંધનોમાંથી અને બાહ્ય આધાર રાખવો પડે એવી બાબતોમાંથી છૂટી જાય તો તેનું ઐશ્વર્ય ઊલટું વધ્યું છે એમ ગણવું જોઈએ. પરંતુ આવી જાતના અતિવાદમાં પડીને આપણને અત્યારે આ વાતને લગતો કશો ફાયદો નથી.

અદ્રોહનો સામાજિક આદર્શ મહત્ત્વનો છે. અદ્રોહ અને અહિંસા એટલે જ સામાજિક જીવન એમ કહેવાને કશી હરકત નથી.

(ગીતામાં બ્રહ્મચર્યનો પુરસ્કાર અનેક ઠેકાણે કરેલો છે પરંતુ દૈવી સંપત્તિનો ગુણસમુચ્ચય સામાજિક જીવનને અંગે હોવાથી જ બ્રહ્મચર્યને તેમાં ગણાવ્યું નથી એ ધ્યાનમાં રાખવા જેવું છે.

છાંદોગ્યોપનિષદમાં એવો ઉલ્લેખ છે કે ઘોર આંગિરસે દેવકીપુત્ર કૃષ્ણને યજ્ઞ-જીવનની દીક્ષા આપી. ત્યાં પણ સામાજિક સદ્‌ગુણોની જ પરિગણના કરેલી હોવાથી તેમાં બ્રહ્મચર્યનો સમાવેશ કર્યો નથી. સામાજિક જીવનમાં દાંપત્યનિષ્ઠા અને સંયમ એ જ મુખ્ય છે.)

અદ્રોહના મૂળમાં આત્મૌપમ્ય ભારોભાર ભરેલું છે. જેમ આપણો પ્રાણ આપણને વહાલો છે તેવી રીતે બીજાને પણ તેનો પ્રાણ તેટલો જ વહાલો છે. જે પ્રમાણે દુ:ખને ટાળીને સુખ મેળવવું એ આપણને ગમે છે તેવું જ બીજાને પણ ગમે છે. અને સાચું જોવા જઈએ તો સર્વનો આત્મા એક જ છે એટલે કોઈ

પણ જીવનો દ્રોહ આપણે હાથે ન થાય એવી ભાવના થાય, એવી ફિકર રહે, એ જ હૃદયનો સાચો વિકાસ છે.

એક રીતે જોઈએ તો આધ્યાત્મિક દૃષ્ટિથી સુખદુઃખ આપણને મહત્ત્વનાં લાગવાં ન જોઈએ. જીવનમાં તેમની નૈતિક કિંમત કશી નથી. તેથી નિસ્પૃહતાથી સુખને વિશે ઉદાસીન રહેવું અને શાંતિથી તેમ જ ધીરજથી દુઃખ સહન કરવું એ જ યથાયોગ્ય છે. પરંતુ પ્રાકૃત એટલે સામાન્ય જીવને સુખની લાલસા હોય છે અને દુઃખમાંથી બચવાની ઉત્કટ ઇચ્છા હોય છે. તેથી ધર્મનો રસ્તો એ છે કે બીજાને સુખ મળે અને તેનું દુઃખ ઓછું થાય એવો જ આપણો પ્રયત્ન રહે.

જેમ કેટલાક લોકોને આહારમાં ચમચમાટ ન થાય અને બાળે એવા મસાલા-વાળું કંઈ મળે નહીં ત્યાં સુધી ખાવાનું સમાધાન જ થતું નથી, તેવી જ રીતે કોઈને વિશે ઘોર વિદ્વેષ મનમાં સંઘરવાને મળે નહીં ત્યાં સુધી કેટલાક લોકોને ચેન જ પડતું નથી. કોઈ નહીં ને કોઈ આપણો દ્રોહ કરે છે અને તેની સામે આપણે ઉપાય કરવો જ જોઈએ એવી ભાવના જાગતી રાખવાનું નથી બનતું ત્યારે કેટલાક લોકોને જીવન છેક નીરસ અને અલૂણું અથવા ફીકું લાગે છે. માણસને જીવનમાં વિકાસને અર્થે જેમ એકાદ ધ્યાનમૂર્તિની જરૂર રહે છે તે જ પ્રમાણે રજોગુણી પ્રાકૃત માણસને એકાદી દ્વેષમૂર્તિ પણ જોઈએ છે. આ 'જરૂરિયાત' જ્યાં સુધી મટી નથી ત્યાં સુધી અદ્રોહ પૂર્ણપણે સિદ્ધ શી રીતે થાય?

## ૧૨. અપૈશુનમ્

આની પૂર્વ આર્જવનું જે વિવેચન કર્યું છે તેમાં જ અપૈશુન આવી જાય છે. પિશુન એટલે ચાડિયો, ચાડીખોર. કોઈની પીઠ પાછળ તેની નિંદા કરી તેને નુકસાન કરવાની કુટિલ અને બાયલી વૃત્તિવાળો તે પિશુન છે.

શરીર ઉપર ચામડીનું અસ્તર છે એટલે જ આપણે એકબીજાનો સ્પર્શ ખમી શકીએ છીએ. ચામડી ન હોય તો કોઈ કોઈને પાસેયે ન આવવા દે. માનસિક વૃત્તિઓનું પણ એવું જ છે. મનુષ્ય પ્રાણીની બાંધણી જ એવી છે કે તેના જીવનનો કેટલોક અંશ અત્યંત નાજુક અને આળો હોય છે. મનુષ્ય સદોષ હોવાથી, અનેક ખામીઓથી ભરેલો હોવાથી તેનાં મર્મસ્થાનો અનેક હોય છે. એ ઉઘાડાં ન પડી જાય તેની તે ઘણી કાળજી રાખે છે. માણસના અંતરની આ ઊંડી ભાવનાને જાણીને તે મર્મ ઉપર જ સીધો ઘા કરવો અને તે પણ બને ત્યાં સુધી તેની પીઠ પાછળ, એ વૃત્તિ ખરેખર અસામાજિક અને ભૂંડી અનાર્ય છે. ધૂર્ત બેકને એવો ઉપદેશ લખી રાખ્યો છે કે, 'પોતાનો મિત્ર કોઈક વખતે દુશ્મન બની જાય એ સંભવને ઓળખીને જ તેની સાથે મિત્રાચારી રાખ. શત્રુ બની ગયા પછી તે તારાં છિદ્રો ઉઘાડાં ન પાડે એટલી સાવચેતી પહેલેથી જ રાખજે. એ જ પ્રમાણે

શત્રુ સાથેના વર્તનમાં પણ એ ન ભૂલી જા કે ક્યારે ને ક્યારે પાછું તે તારો મિત્ર બનવાનો પણ સંભવ છે. એટલે તેની સાથે પણ એકદમ બગાડીશ નહીં.' આ ઉપદેશના મૂળમાં દુરદર્શી સ્વાર્થની ભાવના રહેલી છે એ સાચું. પણ એનો પાછળનો અર્ધો ભાગ આર્ય વૃત્તિનો છે. દુશ્મન સાથે સમાધાન કરવાનો વારો આવે તે વખતે આપણું પહેલાંનું એક પણ કૃત્ય એવું ન હોય કે જેના ઉલ્લેખથી દુશ્મનની સામે આપણું શરમથી નીચું જોઈ જવાનો વારો આવે. દુનિયાના બધા લોકોને આપણે વિશે એવો ભરોસો હોવો જોઈએ કે તેમની આબરૂ, ઇજ્જત આપણા હાથમાં સલામત છે. મર્મ ઉપર ઘા થાય એવું કશું જ આપણે કોઈની ગેરહાજરીમાં, પીઠ પાછળ બોલવાના નથી એવો ભરોસો પણ બધાને હોવો જોઈએ.

આ જાતનો ભરોસો રાખવો કે ન રાખવો એ જેના તેના સ્વભાવધર્મ પર આધાર રાખે છે એ વાત સાચી. પણ આપણું આચરણ તો એ માપે જ હોવું જોઈએ.

પ્રાચીનકાળમાં ગુરુની પાસે રહીને કેવળ એકાદ એક વિદ્યા જ મેળવીને બેસી ન રહેતાં ગુરુની જીવનદૃષ્ટિ અને જીવનકલા પોતાની કરવાનો પણ શિષ્યનો આશય રહેતો. ગુરુ જે વિષયનો ઉસ્તાદ, તજ્જ્ઞ, કે તદ્વિદ હોય તે વિષયને વિશે તે કેવી રીતે વર્તે છે, પોતાની આરાધ્ય વિદ્યાની ઉપાસના તે કઈ રીતે કરે છે, એ બધી બાબતોનું અખંડ, સતત, સૂક્ષ્મ અને જાગૃતિથી નિરીક્ષણ કરવું – તે પણ તટસ્થ રહીને નહીં પણ એક મદદનીશ સાથીદારની જેમ, એ શિષ્યનું મુખ્ય કર્તવ્ય ગણાતું. એ જ તેને માટેની અમોલી તક ગણાતી. ગુરુના બધા કામમાં ભાગ લઈ તેની મહેનત, તેની મુશ્કેલીઓ, તેની વિમાસણ, તેની વિચારણા, તેનો આનંદ, તેનો વિકાસ, તેના ઉદ્‌ગાર, તેનું કાર્યક્ષેત્ર, તેના સહાધ્યાયીઓ અને તેની પરંપરા, એ બધાં સાથે સમરસ થવાનો શિષ્યોનો ધર્મ હતો. તેથી જ ગુરુએ કહેલું સાંભળવું, તે દોરી આપે તે જીવનક્રમને વળગી રહેવું, અને તે ક્રમની અજમાયશ કરતા રહેવું, દરેક પ્રસંગે તેની મદદમાં રહીને તેની પ્રસન્નતા અને કૃપા સંપાદન કરવી એ શિષ્યનો સર્વશ્રેષ્ઠ શુશ્રૂષાધર્મ ગણાતો હતો. અને તેથી જ શિષ્ય ગુરુના અંતેવાસી તરીકે ઓળખાતો.

આવી રીતે ગુરુનું બધું જ હસ્તગત કરનારો વિદ્યાર્થી આંધળો અથવા જડ તો શેનો જ હોય? ગુરુને અંગેની કોઈ પણ બાબત તેનાથી છૂપી તો કેમ રહે? ગુરુના ઉપદેશને કારણે જો વિદ્યાર્થી સાવ દબાઈ જાય, તેનું વ્યક્તિત્વ જો નષ્ટ થઈ જાય તો ગુરુનો પરાજય જ થયો ગણાય. કેળવણી મારફતે કંઈ ગુલામો અથવા જડ યંત્રો ઘડવાનાં નથી હોતાં. શિષ્યનું વ્યક્તિત્વ સોળે કળાએ ખીલે એની ચિંતા અને કાળજી ગુરુ રાખે જ. વળી શિષ્યનું વ્યક્તિત્વ કચડાઈ જાય એ ભયથી ગુરુ જો પોતાનું વ્યક્તિત્વ ચોરી રાખે તો ગુરુના અધ્યાત્મનો શિષ્યને પૂરતો લાભ ન જ મળે. ગુરુએ પોતાના ગમાઅણગમા, આગ્રહનિગ્રહ બધું જ પૂરેપૂરા જોમથી

શિષ્યની આગળ પ્રગટ કરવું જોઈએ, અને ગુરુના આવા જેમદાર સંસર્ગથી જ શિષ્ય પણ તાકાતવાળો થાય છે એ બધાએ સમજવું જોઈએ.

આવી જાતની જવાબદારી સાથે કોઈ પણ વિદ્યાર્થીને અંતેવાસી તરીકે લેવો એ કંઈ ગુરુની જેવીતેવી કૃપા અથવા નાનોસૂનો અનુગ્રહ નથી. એ કારણે શિષ્યમા પણ એક પ્રકારની નિષ્ઠા, નમ્રતા, ભક્તિ અને આર્યતા હોવી જોઈએ. ગુરુના દોષો અથવા ખામીઓ પર ઢાંકણ રાખવાનો શિષ્યનો સ્વભાવ જ બની જવો જોઈએ. આ તો થઈ ગુરુની સામાન્ય ખામીઓની વાત. ગુરુનો કોઈ ગંભીર દોષ દેખાય તો તે પોતાનો જ છે એમ ગણીને તે દોષને ચૌટે ટાંગવાને બદલે પોતાની ભક્તિ અને તેજસ્વિતાથી તેને દૂર કરવાનો તનતોડ પ્રયત્ન કરવાનું પણ શિષ્યનું કર્તવ્ય છે. ગોરખનાથ આ જાતના શિષ્યનો ઉત્તમ દાખલો છે. તેથી જ ગુરુનું દોષોમાંથી રક્ષણ કરનારો આ અંતેવાસી છાત્ર નામથી ઓળખાયો છે. छत्रात् त्रायते इति छात्रः ।

અહીં છાત્રનો જે આ આદર્શ દર્શાવ્યો છે તેમાં જ પરિસ્થિતિ પ્રમાણે ફેર-ફાર કરીને તેને વ્યાપક કરીએ તો તેને અપૈશુન નામ આપી શકાય.

દુનિયામાં ચાર માણસો એકઠા થાય છે ત્યારે તેઓ શી શી વાતો કરે છે એ જો બરાબર તપાસીએ તો માનવસમાજ આટલો ખખડી ગયેલો અને દુ:ખી કેમ છે તેનું કારણ આપોઆપ સમજાઈ જશે. બીજાની નિંદા કે કૂથલી કરવાની ન મળે તો માણસને ઘણી વખત એમ થઈ જાય છે કે આપણું કશું જ વ્યક્તિત્વ રહ્યું નથી, જીવન છેક અલૂણું ને ફીકું થઈ ગયું છે. જગતમાં વધારે ને વધારે લોકો કાળે કરીને સજ્જન થતા જશે એ આદર્શ આપણને અશક્ય લાગે છે. અને તે શક્ય છે એવું પુરવાર થાય તો માણસને હરખ જ થશે એવી ખાતરી આપી નહીં શકાય. બીજો કોઈ અજ્ઞાન નહીં રહે તો પછી મારા જ્ઞાનની બડાઈ મારે કોની આગળ મારવી? દુનિયામાં દુર્જનતા જ ન રહે તો મારામાં રહેલી દુર્જનતા સમાધાન ક્યાંથી મેળવશે? અને ઘણા લોકો કરતાં તો હું સારો છું એવું આડ-કતરી રીતે જાતે જ જાહેર કરવાની તક મને બીજી કેવી રીતે મળવાની હતી? બીજા કોઈની પેટ ભરીને નિંદા કરવી એ પોતાને જ મોઢે પોતાનાં વખાણ ગાવાની એક સફાઈદાર અને ચાલાકીભરી તરકીબ છે. પૈશુન એ વાતચીતમાં ભેળવવાનો એક તમતમતો મસાલો છે. એવી નિંદાથી આપણે સામાજિક નીતિમત્તાનું રક્ષણ કરીએ છીએ એમ ઘણી વાર કહેવાય છે. એ સાચું હોય તો આ એક મોટો પરોપ-કાર જ ગણવો જોઈએ! આવડું મોટું સામાજિક કાર્ય પાર પાડવાને માટે શું આપણે આપણી પોતાની જ નીતિમત્તાનો ભોગ નથી આપતા?

દુનિયાની દરેક ભાષામાં, જુદી જુદી નાનીમોટી ન્યાત અને ધંધા વિશે જન-સમુદાયના અભિપ્રાય ચટકદાર કહેવતોમાં ભરેલા હોય છે. 'સોની, દરજી, કુળકર્ણી-આપ્પા (પટેલ-તલાટી) ત્રણની સંગત ન કરશો બાપા' જેવી કેટલીયે કહેવતો સમાજમાં

બધે પ્રચલિત છે. આ બધી કહેવતોમાં ઘણુંખરું ચીડથી ભરેલો એકાંગી અનુભવ સંઘરાયેલો હોય છે. કોઈના ગુણ કરતાં ખામીઓ જ એ કહેવતોમાં વધારે બતાવવામાં આવે છે.

આ કહેવતોનો પ્રચાર જેમ જેમ વધતો જાય છે તેમ તેમ સામાજિક સદ્ભાવ ઓછો થતો જાય છે. શંકા, અવિશ્વાસ, અનાદર, સ્વાર્થ અને ધૂર્તપણાનું જ વાતાવરણ ફેલાઈ જાય છે, સમાજમાં પરસ્પર સદ્ભાવ નામશેષ થઈ જાય છે અને આખરે સમાજ છિન્નભિન્ન થઈ જાય છે. આ કહેવતોની વ્યાપ્તિને ખોટી પાડતા અપવાદો દેખાય કે જડી આવે તો કહેવત જૂઠી ઠેરવીને નકામી ગણવાને બદલે મૂળ સિદ્ધાંત જ પાકો થાય છે એવી વિચારસરણી ચલાવીને આપણે અનુદારતાના વાતાવરણને પોષીને તેને મજબૂત બનાવીએ છીએ. ફલાણો અંગ્રેજ છે પણ સજ્જન છે, ઢીકણો મારવાડી છે તોયે ઉદાર છે, ત્રીજો વળી મહારાષ્ટ્રી છે છતાં નિર્વ્યાજ અથવા સરળ છે, એવા એવા અનેક ઉદ્ગારો આપણને હમેશાં સાંભળવાને મળે છે. આ બધા સામાજિક પૈશુન્યના જુદા જુદા પ્રકારો છે. સામે મોઢે ઊભો રહીને કોઈ એક વાર તલવારનો ઘા કરી જાય તો ચાલે; તે જખમ તો રુઝાઈને ભરાઈ જશે. પરંતુ પિશુને કરેલી પીઠ પાછળની નિંદા તો કોઈનેયે અસહ્ય જ થાય.

આપણામાં જ્યાં સુધી પૈશુન્ય બાકી છે ત્યાં સુધી સામાજિક વૃત્તિ વિકસેલી છે એમ કહી ન શકાય.

## ૧૩. હ્રી

### (લાજ-શરમ)

જે કંઈ કરતાં અથવા કર્યા પછી માણસને શરમ ઊપજે તે અનાર્ય આચરણ છે. ક્યાં શરમાવું અને શા કારણે શરમ ઊપજવી જોઈએ એનું વ્યાખ્યાશુદ્ધ શાસ્ત્ર થઈ શકતું નથી. માણસમાં આર્યભાવ હોય તો તેને અંદરથી આપોઆપ જ ઊગી આવે છે કે ગમે તેટલું નુકસાન થાઓ, પ્રાણ પણ જાઓ પણ અમુક વાત તો આપણે હાથે નહીં જ બને, બનવી જ ન જોઈએ. આર્યવૃત્તિમૂલક આ લાજ અથવા શરમને હ્રી નામ આપેલું છે. આ હ્રી જેનામાં નથી તે નિર્લજ્જ, દાંડ અથવા નાગો કહેવાય છે.

આ હ્રીનાં યોગ્ય સ્થાનો ક્યાં તે નિયમ બાંધીને ગણાવી નહીં શકાય અને છતાં એની વિરુદ્ધ જે ગુના કે દોષ થાય છે તેને સમાજમાં ઓછામાં ઓછા નભાવી લેવાય છે. કેટલાક સદ્ગુણોનો અભાવ બહુ દોષપાત્ર ગણાતો નથી પણ બીજા કેટલાક અપરાધ તો થવા જ ન જોઈએ, થાય જ નહીં એવો સર્વનો એક-સરખો આગ્રહ હોય છે. હ્રીના ગુણની સામે થયેલા ગુનાને સારુ કાયદાની અથવા

સમાજ તરફથી ઠરાવેલી અમુક ચોક્કસ સજા થતી નથી. પરંતુ સમાજ કોઈક એવી વિલક્ષણ રીતે પોતાનો તિરસ્કાર દર્શાવે છે કે તેથી લગભગ નફ્ટ, નાગા માણસને પણ મરવા જેવું લાગે છે. સમાજ તરફથી કોઈ પણ જાતની ભૌતિક સજા થતી નથી તે જ કારણે તેણે કરેલી નૈતિક સજા વધારે ને વધારે સાલે છે.

(એ વાત બધે જ સાચી છે કે નૈતિક સજાનો જો પૂરેપૂરો પ્રભાવ પાડવો હોય તો બાકીની એટલે કે ભૌતિક સજાઓ સંપૂર્ણપણે ટાળવી જોઈએ. નૈતિક શિક્ષા જેટલી રામબાણ હોય છે તેટલી જ નાજુક પણ હોય છે. તેની મદદે કોઈ પણ ભૌતિક શિક્ષા આવી જાય તો તે શરમાઈને પાછી હઠી જઈ નિષ્પ્રાણ, નિસ્તેજ અથવા નિષ્પ્રભ થઈ જાય છે).

એ જ હ્રીની બીજી બાજુ આબરૂને નામે ઓળખાય છે. આબરૂ અથવા શાખ ગુમાવવા કરતાં માણસ પ્રાણ ગુમાવવાનું બહેતર ગણે છે. કેમ કે બીજી શિક્ષાઓની તેને બીક લાગતી નથી પણ સામાજિક પ્રતિષ્ઠા ગુમાવવાનું તેને પોસાતું જ નથી. સામાજિક તિરસ્કાર એ જીવતાં મરવા સરખું છે. આબરૂ અને હ્રી કદાચ સરખા પ્રમાણમાં સામાજિક વૃત્તિઓ નહીં હોય. હ્રીમાં અંતરનો ભાવ વધારે હશે પણ અહીં એટલા બધા ઊંડા પાણીમાં ઊતરવાની જરૂર નથી. દરેક માણસમાં રહેલી હ્રી અને આબરૂ વિશેની લાગણી જ સમાજની આખરી મૂડી છે.

આ આખરી મૂડીની કલ્પના જરા અહીં વધારે સ્પષ્ટ કરી લઈએ. કોઈ એક છોકરો કે યુવક વડીલોના ભયથી અવળે રસ્તે ચઢતો અટકી રહે છે. પાછળથી આ ઉપરનો ધાક જતો રહે અને કોઈને પૂછવાનું કે કોઈથી બીવાનું કારણ ન રહે, અને બધી મિલકત પરનો કાબૂ તેના હાથમાં આવે ત્યારે તેને બહારની કોઈ જ આડખીલી રહેતી નથી એટલે તે સ્વૈરપણે વર્તવા માંડે છે. પણ ઘણી વાર તેનો આ સ્વચ્છંદ ઝાઝો વખત ટકતો નથી. એનું અંતર એને ખટકે છે. માણસનો સ્વભાવ અથવા પ્રકૃતિ જ એવાં છે કે તેમાં સ્વચ્છંદ અથવા સ્વૈરપણું લાંબો કાળ નભી શકતું નથી. માનવીનો આ સ્વયંભૂ, આંતરિક સ્વભાવ અથવા પ્રકૃતિ એ જ તેની આખરી એટલે કે સાચી નૈતિક મૂડી છે. એને જ અંગ્રેજીમાં કૉન્સ્ટિટ્યૂશન કહે છે. તાત્ત્વિક રીતે જોઈએ તો કૉન્સ્ટિટ્યૂશન કોઈએ કોઈને આપવાનું નથી હોતું. તેને શબ્દબદ્ધ કરવાનું કામ કોઈ પણ વ્યક્તિ, સભા અથવા સંસ્થા ભલે કરે. પણ સાચું કૉન્સ્ટિટ્યૂશન તો સ્વભાવમાં જ જડાયેલું હોય છે, અને તેની વિરુદ્ધ કોઈથી લાંબા વખત સુધી જઈ શકાતું નથી. જે જાનવરો પાસેથી આપણે વેઠ અથવા મહેનત કરાવતા નથી તે તેમના પર વિશેષ ઉપકાર કરવા ખાતર નહીં પણ ગુલામ બનીને માણસની વેઠ ઉઠાવવાનું તેના સ્વભાવના મૂળમાં જ હોતું નથી, તેથી. ગમે તે ઉપાય કરો તોપણ વેઠ તેના સ્વભાવમાં ઉતારી શકાતી નથી. તે પ્રાણી મરી જશે તોયે વેઠ નહીં કરે અને એટલી ખાતરી થઈ ગયા પછી મનુષ્યપ્રાણી પણ તેને છેડતો નથી.

કુદરતમાં ગમે તેટલું તોફાન ઊઠે છે તોયે આખરે શાંતિની સ્થાપના થાય છે, કેમ કે પ્રકૃતિના સ્વભાવમાં સ્થાયી રૂપમાં શાંતિ જ રહેલી છે. પ્રકૃતિનું એ કૉન્સ્ટિટ્યૂશન છે. લોકોમાં લૂંટમાર, ખૂન, મારામારી ન થાય તે હેતુથી સરકારોની સ્થાપના કરવામાં આવે છે. પણ જે વખતે વિપ્લવને પરિણામે રાજ્યસંસ્થા જ નાશ પામે છે તે વખતે શાંતિ તેમ જ વ્યવસ્થાનું સ્થાપન કોણ કરે છે? એ શાંતિ અને વ્યવસ્થા જે આંતરિક સત્તા વડે ફરી વાર સ્થાપિત થાય છે તે માણસનો સ્વભાવ અથવા પ્રકૃતિ જ છે. લોકોને જ એમ થઈ જાય છે કે ગમે તે થાય પણ હવે શાંતિ સ્થાપિત થવી જ જોઈએ, અને એ ભાવના કેન્દ્રીભૂત થઈને એમાંથી નવું તંત્ર ઉત્પન્ન થાય છે.

આમ જ સમાજમાં કોઈક વ્યવસ્થા થાય તો તેમાં અમુક જાતની ખામીઓ ન હોય એવું દરેક જણને અંતરથી લાગે છે. આ જે અસ્પષ્ટ, અવ્યક્ત કલ્યાણેચ્છા દરેક હૃદયમાં રહેલી છે તે જ સમાજની આખરી મૂડી છે, અને તે જ મૂડી લાજ, શરમ, લજ્જા અને આબરૂને નામે પણ ઓળખાય છે.

દરેક સમાજમાં આ હ્રીનું પ્રમાણ એકસરખું દેખાતું નથી. જેનામાં આ હ્રીનો ઉદય થયો નથી તેને આપણે અનાર્ય કહીએ છીએ અને જેનામાં હ્રીનું તેજ જોરાવર હોય છે તેને આર્ય કહીએ છીએ.

(આધુનિક ઇતિહાસકારોએ આર્ય અને અનાર્ય શબ્દોનો જાતિવાચક અર્થ કરી નાખ્યો છે! મૂળ શબ્દ નીતિવાચક અને સંસ્કૃતિવાચક હતો.)

## ૧૪. શૌચ

દૈવી સંપત્તિના સામાજિક સદ્‌ગુણો પૈકી હવે આપણે શૌચનો ગુણ લઈએ. આ ગુણનું એક સ્વરૂપ સામાજિક છે અને બીજું કેવળ વ્યક્તિગત છે. પરંતુ તે બે સ્વરૂપો પરસ્પર વિરોધી નથી, ઊલટું એકબીજાને પોષક છે. માણસ તદ્દન એકલો જંગલમાં હશે તોપણ તેને સ્વચ્છતા તો ગમે જ છે. સમાજમાં હોય છે ત્યારે એ રુચિ એકદમ વધી જાય છે. પોતાનું શરીર, પોતાનો આહાર, વાપરવાની વસ્તુઓ, નજર આગળનો દેખાવ એ બધું સ્વચ્છ, વ્યવસ્થિત અને શ્રીયુક્ત હોય તે માણસને ગમે છે. આ સ્વચ્છતાની સમાજમાં પણ કિંમત થતી હોવાથી દરેક વ્યક્તિ પોતાની સ્વચ્છતા અને સુઘડતા બની શકે તેટલી વધારે રાખવાનો પ્રયાસ કરે છે. આનો જ અતિરેક થાય છે ત્યારે તે નખરાં અને વરણાગીની વૃત્તિરૂપે દેખાય છે.

પણ આટલે સુધી તો એ વ્યક્તિગત અને સ્વાર્થી વૃત્તિ થઈ. મારા અવ્યવસ્થિતપણાથી અથવા ફૂવડપણાથી બીજાને નુકસાન ન થાય, બીજાને અપ્રસન્નતા

ન ઊપજે, બીજાના કાર્યમાં વિઘ્ન ન આવે, ઊલટું મારી નિર્મળતાથી બને તો મદદ જ થાય, એવી એક સામાજિક વૃત્તિ વધતાઓછા પ્રમાણમાં દરેક માણસમાં હોય છે. એક ઘરમાં ઉત્તમ પ્રકારની સ્વચ્છતા હોય અને પડોશમાં દુર્ગંધ એકઠી થઈ હોય તો પરિણામે સ્વચ્છ ઘરમાં પણ રોગનો પ્રવેશ થવાનો. આવી સ્થિતિ હોવાથી સ્વચ્છતા જાળવવી એ બહુ મહત્ત્વનું સામાજિક કર્તવ્ય બની જાય છે.

એકાદ ઘરમાં ખૂબ ગંદકી ભેગી થઈ હોય તે કોઈની નજરે ન પડવા દઈએ તોપણ તેમાંથી રોગનો ફેલાવો થવાનો જ. આ વાત જેટલી સાચી છે તેટલું જ એ પણ સાચું છે કે કોઈક એક જણની ચિત્તવૃત્તિ મલિન હોય તો, આખા સમાજ પર તે પોતાનો પ્રભાવ પાડ્યા વિના રહેશે નહીં. એથી ઊલટું એકાદ જણની ચિત્તવૃત્તિ પવિત્ર, ઉદાત્ત અને આર્દ્ર હશે તો તેની અસર પણ સમાજ પર પહોંચવાની જ. એટલે જ તુકારામે કહ્યું છે કે

देव होणी तरी आणिकां करीशी ।
सदेह येवीशी चरणीं न लगों ।।

અને આપણે રાક્ષસ હોઈએ તો તેનો ચેપ પણ બીજાને લાગશે જ એ વિશે શંકા નથી.

સ્વચ્છતા બે જાતની ગણાવી છે, શારીરિક અને માનસિક. પાણી અને માટીના ઉપયોગથી શરીરની જે સ્વચ્છતા સધાય છે તે બહારની છે. મનને પવિત્ર કરવું એ આંતરિક શૌચ છે. ઘણી વાર માણસને લાગે છે કે લોક જોતા હોય ત્યારે સારી રીતે વર્તીએ, અને એકલા હોઈએ ત્યારે ગમે તેમ વર્તીએ તો ચાલે. બીજા કેટલાક વળી કહે છે કે એ બરાબર નથી. આચરણ એકાંતમાં હો કે લોકાંતમાં હો, સ્વચ્છ જ હોવું જોઈએ. આચરણમાં ગરબડગોટાળો ન ચાલી શકે. પણ મન કંઈ કોઈના તાબામાં આવેલું નથી હોતું માટે કેટલાક લોકો ભારે ઉત્સાહથી કબીર-ના એક દોહાનો હવાલો આપી કહે છે:

मन गया तो जाने दो मत जाने दो शरीर ।

ધનુષ્યની દોરી જ્યાં સુધી ખેંચી પકડી છે ત્યાં સુધી તીરનું શું ચાલવાનું છે?

અનુભવ એવો છે કે કલ્પના, વાસના, વૃત્તિ અને અંદરના ઉમળકાઓ અથવા તાલાવેલી એ બાબનો પણ બાહ્ય પદાર્થો જેટલી જ વાસ્તવિક અને અસર ઉપ-જાવનારી છે. એ વિશે બેદરકાર ન જ રહેવાય. 'થૉટ્સ આર થિંગ્ઝ.'

કોઈકે કહ્યું છે કે બાળકને જન્મ મળ્યા પછી, માબાપથી સ્વતંત્ર એવું એક તેનું પોતાનું જીવન ઉત્પન્ન થાય છે, અને બાળકો સ્વતંત્રપણે જીવતાં રહીને પોતપોતાના પુરુષાર્થનો વિસ્તાર કરતાં રહે છે. તેવું જ આપણા વિચારોનું પણ સમજવું જોઈએ. એકાદ વિચારને ચિદાકાશમાં છૂટો મૂકી દીધો એટલે તેને પોતાની પાંખ ફૂટે છે. ત્યાર પછીનો બાકીનો પોતાનો બધો વિહાર તે પોતાના જન્મ-દાતાને પૂછીને અથવા તેની ઇચ્છા પ્રમાણે જ કરશે એવું કંઈ નથી. વળી દેહધારી

આપત્યો અને વિચારરૂપી આપત્યો વચ્ચે એક ફેર છે. ધારીએ તો દેહધારી આપત્યને ગળું દાબીને ઠાર કરી શકાય. પરંતુ વિચારરૂપી આપત્યની બાબતમાં એ પણ બની શકતું નથી!

એટલે વિચારોની બાબતમાં ખૂબ જ સાવધાન રહેવું જોઈએ. બાહ્ય આચરણમાં આંગળી ચીંધી શકાય એવું કશું ન હોય તોપણ માણસ કેવળ પોતાના મલિન વિચારથી જ સમાજને નુકસાન પહોંચાડી શકે છે. એટલા ખાતર આંતરિક શૌચ એટલે કે મનનું નિર્મળપણું એ આપણું જેટલું આધ્યાત્મિક કર્તવ્ય છે તેટલું જ સામાજિક કર્તવ્ય પણ છે. એ ગુણનો અમલ સમાજ પાસે બાહ્ય નિયંત્રણથી ન જ કરાવી શકાય. એક વ્યક્તિના પવિત્ર અથવા શુચિ આચરણથી બીજી વ્યક્તિ પર અસર પડે જ છે એટલે આ ગુણનો પ્રચાર ધડો બેસાડીને જ થઈ શકે.

## ૧૫. અલોલુપ્ત્વમ્

બહારના અને અંદરના શૌચની જો કોઈ વિરોધી વૃત્તિ હોય તો તે લોલુપતા છે. શારીરિક અને માનસિક સ્વચ્છતા કેટલે હદ સુધી રાખવી જોઈએ એનું જ્ઞાન જો ન હોય અથવા એનો ચોક્કસ આદર્શ ન હોય તો માણસ અસ્વચ્છ જ રહેવાનો. ઘણી વાર નોકરોને કપડાં ધોવાનું કહીએ છીએ ત્યારે તેઓ કહે છે કે આ કપડું તો ચોખ્ખું જ છે. આમ જવાબ દેનારા નોકરોને મહેનત કરવાનો કંટાળો જ હોય છે એવું નથી. દસગણી મહેનત કરવાની પૂરેપૂરી ખુશી હોવા છતાં આદર્શને અભાવે તેમનું કામ સ્વચ્છ થતું નથી. આ જ વાત નૈતિક જીવનને વિશે પણ સાચી છે. સમાજે એકાદ નૈતિક આદર્શને સ્વીકારી લીધો કે તે પછી તેને જ વળગી રહેવાની—તેને જ ટકાવી રાખવાની વૃત્તિ લોકોમાં જોર પકડે છે. બીજો વધારે ઉચ્ચ આદર્શ જે કોઈ સૂચવે અથવા સાધવો શક્ય છે એવું પ્રતિપાદન કરે તો તેની મોટે ભાગે ઠેકડી જ થાય છે, તેને અવહેવારુ ગણી કાઢવામાં આવે છે. આદર્શ બદલવાનું કામ, સમાજની બેસી ગયેલી ગાડીને ઉકેલવા જેવું છે. એ કરવા જઈએ એટલે જૂની વ્યવસ્થા જેમને ફાવી ગઈ છે તે લોકો નવી વ્યવસ્થામાં પોતાનું ઉચ્ચ સ્થાન ટકશે કે કેમ એવી ખાતરી ન રહેવાથી અસ્વસ્થ થઈ જાય છે. અને તેથી કોઈ પણ સામાજિક આદર્શ ઊંચો ચઢે એ તેમને ફાવતું નથી. આ એક પ્રકારની અધિકારલોલુપતા છે; કહો કે સ્વાર્થલોલુપતા છે. લોલુપતાનો તદ્દન સામાન્ય અર્થ લઈએ તોપણ તેને કારણે સ્વચ્છતાનો આદર્શ ટકી શકતો નથી. ગમે તે સ્વાદિષ્ટ પદાર્થ વાસી અથવા એઠો હોય તોપણ લોલુપ માણસ તેને છોડતો નથી. લગ્નજીવનમાં પણ લોલુપ માણસના વિકાર પ્રબળ થાય છે એટલે નિષ્ઠા આપોઆપ ઢીલી પડે છે. છિનાળ લોકો લગ્નજીવનની નિર્મળ નિષ્ઠાના આનંદથી સંતોષાતા નથી, એનું કારણ લોલુપતા જ છે. રસ્તા પરનો ભિખારી

ઢીંગલીનું દર્શન પણ ન થવા દેવું એવો બ્રહ્મચર્યનો જૂનો આદર્શ પણ આ જ પ્રકારનો છે.

જેનું મન તેમ જ શરીર છેક વિકૃત થઈ ગયાં છે તેને ઉપચારની ખાતર આવો નિયમ પાળવાનું કહેવામાં આવે એ ભલે જરૂરનું હોય પરંતુ સામાજિક વહેવારને માટે આવા સાર્વત્રિક નિયમ ઠોકી બેસાડવા એ ન ચાલે. એકાંતમાં કે લોકાંતમાં સ્ત્રીઓ સાથે વાત જ ન કરવી એવો નિયમ કરવો એ કંઈ આધ્યાત્મિક સાધના કે સામાજિક આદર્શ ન હોઈ શકે. સમાજમાં રહીને જ અલોલુપ્ત્વની સાધના કરવી જોઈએ. સમાજમાં રહેનારથી એ વસ્તુ સિદ્ધ ન જ થાય એમ માનનારા લોકો માણસની પ્રગતિની બાબતમાં નાસ્તિક છે એમ જ કહેવું જોઈએ.

## ૧૬. અચાપલમ્

અલોલુપ્ત્વમ્‌ના સામાજિક સદ્‌ગુણની જોડનો જ બીજો ગુણ અચાપલમ્ છે. જેનામાં સ્થિરતા નથી, વિચારનું ઊંડાણ નથી, ધીરજ નથી અને માત્ર રજોગુણ જ છે તેનામાં એક જાતનું ચાપલ્ય, એક જાતની ચપળતા અથવા ચંચળતા પેસી જાય છે. હાથમાં લીધેલાં સાધનોની શક્તિ અજમાવી જોઈ ન હોય એટલે વધારે પડતી ફિકર કરીને બિનજરૂરી દોડાદોડ કરી મૂકવી એ ચાપલ્યનું લક્ષણ છે. જેને તરતાં આવડતું નથી તેવા માણસને તરવાનું શીખવવાને પાણીમાં છોડવામાં આવે એટલે એકદમ નકામા હાથ હલાવી હલાવીને તે પોતાની જાતને થકવી નાખે છે. તેને એમ લાગે છે કે આવો અમૂલો મારો જીવ તેને તારવાને જેટલા હાથપગ હલાવીએ તેટલા થોડા જ! 'ઍંગ્ઝાઈટી કૉમ્પ્લેક્સ'નું, ચિંતાબદ્ધતાનું આ પરિણામ છે. અપરિમેય ચિંતા કરવાની ટેવ એક વાર વળગી એટલે એમ જ થાય. ચાપલ્યનો ભાવ 'ફસી' એ અંગ્રેજી શબ્દથી બરાબર વ્યક્ત થાય છે.

જ્યાં સૌમ્ય શબ્દથી ચાલે ત્યાં કડક, આકરા શબ્દો વાપરવા અને ગાળો કાઢવી, જ્યાં શિખામણની બે વાતથી કામ સરે ત્યાં સજા કરતા ચાલ્યા જવું, જ્યાં દુશ્મનાવટ નથી ત્યાં છે એમ માની લઈ ડૉન કિવક્‌ઝૉટની માફક ચઢાઈ લઈ જવી એ બધાં રજોગુણી ચાપલ્યનાં જ લક્ષણો છે. સત્ત્વગુણમાં કસ હોય છે એટલે પ્રગતિ થાય છે, રજોગુણમાં ધાંધલ અથવા દોડાદોડ કરીનેયે પ્રગતિ જેવું બહુ થોડું નીપજે છે. તેથી જ ગીતાએ કહ્યું છે કે

ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।

આજની દુનિયામાં જે કંઈ બધી ચળવળ, દોડાદોડી અને 'પ્રગતિ' ચાલે છે તેમાંથી જરૂરની અને પરિણામકારી કેટલી અને વ્યર્થ અથવા ફોકટની કેટલી એનો હિસાબ કાઢવાથી નવાઈ નિપજાવે એવા આંકડાઓ જડશે.

# ૧૭. નાતિમાનિતા

ઉપરનાં વિવેચનોમાં જ્યાં તેજનાં લક્ષણો ગણાવ્યાં છે તે જ ઠેકાણે નાતિમાનિતા પણ લઈ લેવી જોઈતી હતી. તેરમા અધ્યાયમાં જ્ઞાનનાં લક્ષણો ગણાવતી વખતે અમાનિત્વમ્ એ શબ્દ વાપરેલો છે અને અહીં નાતિમાનિતા એવા મર્યાદિત સ્વરૂપની રજૂઆત કરી છે. આ ભેદ ઈરાદાપૂર્વક ન પણ કર્યો હોય. પરંતુ અમારા અભિપ્રાય પ્રમાણે એ બેમાં મહત્ત્વનો ફરક છે. જ્ઞાનપ્રાપ્તિની બાબતમાં બૌદ્ધિક નમ્રતાની જરૂર છે. મારું જ કહેલું સાચું છે એવો અહંકાર ન હોવો જોઈએ, અને મારું કહેલું ખરું જ છે એવું મમત પણ ન હોવું જોઈએ, કેમ કે જ્ઞાન એકાંગી અને કલુષિત હોવાનો સંભવ હોય છે. મન વિકારી હોય છે ત્યારે જ્ઞાન પણ કલુષિત થાય છે અને માણસમાત્રનો અનુભવ મર્યાદિત તેમ જ એકાંગી હોય જ છે એટલે તેનું ઘણુંખરું જ્ઞાન એકાંગી જ રહેવાનું. એટલા ખાતર અનુભવની માટીમાંથી જ્ઞાનની મૂર્તિ ઘડતી વખતે તે સુકાઈને તરત જ કડક કે કઠણ ન બની જાય તેની ખબરદારી માણસે રાખવી જોઈએ. અમાનિત્વનું પાણી વારંવાર છાંટીને ચીકણી માટીને જો નરમ રાખીએ તો જ જ્ઞાનની કાચી મૂર્તિનો ઘાટ સુધારી શકાય અને તેનું ઘડતર વધારે ને વધારે સર્વાંગસુંદર કરી શકાય.

અહીં દૈવી સંપત્તિમાં નાતિમાનિતાનો ઉલ્લેખ છે. માણસને માન, સ્વમાન તો હોવું જોઈએ પણ તેનો અતિરેક તે ન કરે. માન અસલમાં અહંકારમૂલક છે. સમાજનો વિચાર કરતી વખતે અથવા સમાજસેવાની યોજના નક્કી કરતી વખતે માણસ જો પોતે સમાજહિતને અર્થે છે એ વાત ભૂલી જાય અને પોતાને જ મધ્યબિંદુ માની લઈને બધી ઘટના પોતાની ફરતે જ ફરતી રહે એવો આગ્રહ લઈ બેસે તો તે અભિમાન થયું; એથી સમાજનું અકલ્યાણ થાય. દળવાની ઘંટીનો હાથો જો કહે કે હું ફરફર કરું તેને બદલે ઘંટીના આખા પડિયાએ જ મારી ફરતે ફરવું જોઈએ તો તે હાથાએ આખી ઘંટીના ભારને જકડવાનો રહેશે, અને દળવાની ક્રિયા જરાયે નહીં થાય તે નફામાં! હું પોતે જ પૂજ્ય છું, હું કેન્દ્રસ્થ છું એવી વધારે પડતી મૂર્ખાઈભરેલી ભાવનાથી માણસની તેજસ્વિતા પોષાતી નથી ઊલટું તેની સેવાશક્તિ જ ઘટે છે. તેજસ્વિતા હોવી જોઈએ, પોતાપણાનું અભિમાન પણ હોવું જોઈએ પણ તેનો અતિરેક કરીને સમાજહિતને સ્વત્વથી ઊતરતું ગણવું ન જોઈએ. આવો અર્થ નાતિમાનિતા શબ્દથી વ્યક્ત થાય છે.

નાતિમાનિતાનો બીજી એક બાજુથી પણ વિચાર કરવો જોઈએ. જીવનમાં જીવનસાફલ્યનાં સર્વોત્તમ તત્ત્વો સિદ્ધ કરવાનાં હોય છે એટલે તેમને વિશે ગરબડગોટાળો થવો ન જોઈએ, તડજોડ અથવા સમાધાનને નામે સિદ્ધાંતને ડુબાવવો ન જોઈએ એ સાચું. પરંતુ જેને દુનિયાનો વહેવાર કહે છે તે આપણો પોતાનો

પુરુષાર્થ અને આપણી આજુબાજુની પરિસ્થિતિ એ બેની વચ્ચે ચાલતો સનાતન વિગ્રહ હોય છે. મારી યોજના આગળ પરિસ્થિતિએ નમવું જ જોઈએ, મારે જોઈશે તેવી પરિસ્થિતિ હું પેદા કરી લઈશ, અને એમ પેદા કરેલી પરિસ્થિતિ પર હું કાબૂ રાખીશ એવો આગ્રહ અથવા એવી ટેક માણસે રાખવી જ જોઈએ. પરંતુ કોઈ કોઈ વખતે પરિસ્થિતિ સામે નમી જવાની પણ જરૂર હોય છે. પરિસ્થિતિ એ કોઈ કાયમી અથવા સ્થાયી વસ્તુ નથી. પ્રતિકૂળ પરિસ્થિતિ આવે છે ત્યારે મોટાં મોજાંઓના જોરથી આવે છે. એવે પ્રસંગે તેની સામે ગરદન અક્કડ રાખીને ભાંગી જવાથી કશો અર્થ સરતો નથી. તેની આગળ જરૂર પ્રમાણે નમી જઈને પાછું માથું ઉપર કાઢવું જોઈએ. સિદ્ધાંતને બાધ ન આવે એ રીતે ક્યાં ધીરજ પકડવી, ક્યાં છાપો મારવાના આશયથી લપાઈને રહેવું અને અનુકૂળ પરિસ્થિતિની વાટ જોવી એ બધાંનું ભાન જાગ્રત રહે તે માટે વૃત્તિની નમ્રતાની આવશ્યકતા હોય છે. એને જ 'નાતિમાનિતા'નું નામ આપેલું છે. સિદ્ધાંતનો વિજય એટલે કે ધર્મનો વિજય તો થવાનો જ. વિજય ઈશ્વરના હાથમાં હોય છે એટલે સલામત જ છે. આપણે પોતે સર્વ અહંકાર છોડી આપણે ભાગે ક્ષણિક યશ આવે કે ન આવે, સાર્વત્રિક કલ્યાણના વિચારને વળગી રહી સર્વહિતની દૃષ્ટિથી જે સમયે જે કરવું યોગ્ય લાગે તે સમયે તે કરવાને તૈયાર રહેવું એ ભક્તહૃદયનું લક્ષણ છે. ભક્તને માન કે અપમાનની પરવા નથી હોતી તેથી જ તેને હાથે ઉત્તમ પ્રકારની સેવા થાય છે અને કુસેવા કે ગ્રાસેવા કદી થતી નથી. આપણે જે કંઈ કરીએ છીએ તે પોતાની પ્રતિષ્ઠાને અર્થે નથી કરતા, બધાંના કલ્યાણને માટે કરીએ છીએ. પોતાનું કર્તવ્ય બજાવી તત્ત્વને બાધ ન આવે એવી રીતે જે વખતે જે સેવા કરવાનું બની શકતું હોય તે કરી છૂટવું એટલો જ આપણો ધર્મ છે.

## ૧૮. અક્રોધ

નાતિમાનિતા સિદ્ધ કરવાને માટે જેમ અહંકાર ન હોય એ જરૂરનું છે, તે જ પ્રમાણે સાથીદાર અને વિરોધી એ બંને જાતના અનુકૂળ-પ્રતિકૂળ લોકો પર ગુસ્સે ન થવાની વૃત્તિ પણ હોવી જોઈએ. ગુસ્સો અથવા ક્રોધ એ દારૂના જેવો છે. દારૂથી જેમ જેમ વધતું નથી પણ શરીરમાં શક્તિ વધ્યાનો કે નવી આવ્યાનો એક ભાસમાત્ર થાય છે, તેવી જ રીતે ક્રોધ જાણે કે કોઈ એક જબરદસ્ત લડાયક શક્તિ હોય એવું ઘણા લોકોને ભાસે છે. પરંતુ વસ્તુસ્થિતિ એવી નથી હોતી. દારૂ પીને માણસ જેમ આંધળો થઈ જાય છે, તેવી રીતે ક્રોધથી પણ તે આંધળો બની જાય છે. એ અંધાપામાં તે પોતાનું નુકસાન પણ કરી બેસે છે. સ્વહિતને ડુબાવનારા જે કોઈ દોષો હોય તો ક્રોધ, લોભ અને કામ છે, અને તેથી જ એ ત્રણ નરકનાં દ્વાર છે એમ ગીતામાં કહેલું છે.

(આ ત્રણ પૈકી કામ અને ક્રોધ સ્વહિતનો નાશ કરનારા છે એ સહેજે સમજાય એવું છે. પરંતુ લોભ તો હમેશ સ્વહિતની જ કાળજી કરનારો રહ્યો એવું ઉપલક નજરે લાગે છે. સારું જોતાં એ વાત ખરી નથી એમ માલૂમ પડી આવશે. લોભ અને તેજસ્વિતાને બારમો ચંદ્રમા હોય છે. અને જ્યાં તેજસ્વિતા નથી ત્યાં સ્વહિત તો શું સંભાળી શકાવાનું હતું?)

શત્રુ જ્યારે આંધળો હોય છે ત્યારે તેની કેટલીયે ભૂલો કે વલણ આપણને લાભ કરનારી થઈ પડે છે. પણ આપણો લાભ ઓળખી શકીએ તે માટે આપણું ચિત્ત શાંત હોવું જોઈએ. ઘણી વાર શત્રુનો નાશ કરવા જતા આપણે માણસ-જાતની ભયંકર અસેવા કરી બેસીએ છીએ. શત્રુને પણ અન્યાય ન કરવો, તેનું પણ પતન ધર્મથી કોઈ જાતનું ન થવા દેવું એવી ટેક રાખીએ તો જ આપણને થોડી મહેનતે અને ઝટ વિજય પ્રાપ્ત થાય છે, અને શત્રુની દુશ્મનાવટ પણ નરમ થાય એવો સંભવ રહે છે. શત્રુ આપણા સહવાસમાં આવે, આપણી સાથે લડે અને એ બધું કરવા છતાં તે પહેલાંના જેટલો જ દુષ્ટ અને દ્વેષી રહે તો તેમાં આપણી બહાદુરી શી ગણાય? આપણે જો તેની સાથે સજ્જનતાથી વર્તીએ તો તેના પર આપણને આપોઆપ બેવડો વિજય મળી રહેશે. આ બધુ પાર પાડવાને અક્રોધવૃત્તિ અત્યંત જરૂરની છે. ઘણી વાર તો સાથીદારો પર ગુસ્સો કરીને જ આપણે આપણું કામ બગાડીએ છીએ. સાથીદારોને હાથે કશી ભૂલ ન થઈ હોય અને પરિસ્થિતિને લીધે જ કામ બગડયું હોય એવો સંભવ રહે છે. કંઈક બગડયું કે કંઈક ભૂલ થઈ કે કોઈના પર ગુસ્સો કરી પાડવો એવી ટેવ પડી ગઈ હોય ત્યાં જયાપજયની મીમાંસા કરવાની વૃત્તિ જ રહેતી નથી, પછી તેમ કરવાની શક્તિ તો ક્યાંથી જ આવે? આ દૃષ્ટિથી પણ સામાજિક કલ્યાણને માટે અક્રોધ જરૂરનો છે. ધ્યાનમાં માત્ર એટલું રાખવું જોઈએ કે ઢીલાપણું અથવા પોચાપણું, અન્યાયને વશ થવાની કાયરતા એ કંઈ અક્રોધ નથી.

## ૧૯. જ્ઞાનયોગ વ્યવસ્થિતિ

સર્વ જાતના ગુણોનો ઉત્કર્ષ કરવાને માટે અને આદર્શમાં વિકૃતિ કે બાધાઈ ન પેસી જાય તે સારુ સમગ્ર જીવન અખંડ વિચારમય તેમ જ આચારપરાયણ હોવું જોઈએ. વિચાર જોઈએ તેટલો જાગ્રત નથી હોતો ત્યારે અબુદ્ધિ, જડતા અને આંધળાપણું એ બધાં ઝપાટાબંધ જોર પર ચઢી જાય છે. જીવનતત્ત્વો સના-તન છે ખરાં, અને સ્થાયી અથવા કાયમી છે એ વાત પણ સાચી; પરંતુ પરિ-સ્થિતિ હમેશ બદલાયા કરે છે અને તે પ્રમાણે જીવનનો અને જીવનના આદર્શોનો એકધારો વિકાસ થતો રહે છે. એટલે તત્ત્વોના આકલનમાં તેમ જ પરિપાલનમાં હમેશ ફેર પડયા કરે છે અથવા કહો કે કરવો પડે છે. આ પરિવર્તન ઇષ્ટ દિશા

થાય, તેમાં કૃત્રિમતા, જડતા અથવા વિકૃતિ પેસી ન જાય તેટલા સારુ અખંડ વિચારણા અથવા વિચારની એકધારી કસણી ચાલુ રહેવી જોઈએ. જ્ઞાન એટલે જ પરમેશ્વર. તેનો આવિષ્કાર આપણા હૃદયમાં આપણી સાધનાના પ્રમાણમાં ક્રમે ક્રમે થતો રહે છે. એટલે જ ક્રમમુક્તિની કલ્પના બંધબેસતી લાગે છે. જ્ઞાનથી જ્ઞાન વધે છે અને તેની સાથે સાથે જ આપણી શક્તિ અને જવાબદારી બંને વધે છે.

આ વાત સાચી હોવા છતાં કેવળ વિચાર કે કેવળ તર્ક સલામત નથી. વિચાર-શક્તિની સાથે જ માણસને ઈશ્વરે કલ્પનાની શક્તિ પણ આપેલી છે. વિચારની ગતિ જ્યાં થંભી જાય છે ત્યાંથી કલ્પનાએ કૂદકો મારવાનો હોય છે. પરંતુ ઘણી વાર વિચારશક્તિનો પૂરતો ઉપયોગ કર્યા વિના જ માણસ કલ્પનાની પાંખ પર સવાર થઈ જાય છે અને એ રીતે કલ્પનાની શક્તિનો દુરુપયોગ કરી તેને નિ:સત્ત્વ કે અપ્રમાણ અથવા પ્રમાણ બહારની કરી મૂકે છે.

જીવનરથને ખેંચવાને ખરી રીતે વિચારની સાથે આચારની જોડ જોતરવી જોઈએ. વિચાર અને કલ્પનાનો જીવનની દૃષ્ટિએ તાળો મેળવવો પડે છે. તેથી આચાર એટલે કે પ્રત્યક્ષ ક્રિયા, પ્રયોગ, નિરીક્ષણ, પરીક્ષણ અને અનુભવ એ બધાંની આવશ્યકતા હોય છે. વિચારને પહેલાં તર્કબુદ્ધિથી તપાસી લેવો, પછી પ્રયોગના પ્રત્યક્ષ અનુભવની ભઠ્ઠીમાં તેને ઓગાળીને તાવી જોવો અને વળી પાછું તેનું ઉગ્રપણે ધ્યાન ધરવું આ છે શુદ્ધ જ્ઞાનોપાસના.

આમ કરતા રહીએ તો જ જ્ઞાનનો વિસ્તાર વધે છે, તે ઊંડું તેમ જ તેજસ્વી બને છે અને અખંડ ક્રિયામાં દિવસો જતા હોવાથી જીવન પણ શુદ્ધ અને સમૃદ્ધ થાય છે. બુદ્ધિની અંદર માહિતી અને વ્યવસ્થાનો જે નિત્ય વિકસતો ઘાટ ઘડાય છે, અને તેને લગતી જ્ઞાનેંદ્રિયમાં જે કુશળતા પેદા થાય છે તેને જ જ્ઞાન કહે છે.

આવા જ્ઞાનનો જીવનમાં ઉપયોગ કરી જોવો અને તેમ કરતાં કરતાં જીવનનું સામર્થ્ય વધારતા રહેવું એને જ યોગ કહે છે. જ્ઞાન અને યોગ એ બંનેનો યથાર્થ ખ્યાલ હોય, બંનેની એકસરખી સિદ્ધિ હોય, બંનેનું યોગ્ય પ્રમાણ જળવાય અને પરિણામે જીવન એકાંગી થતાં બચે એને જ ગીતાએ જ્ઞાનયોગ-વ્યવસ્થિતિ નામ રાખેલું છે. પ્રજાકીય પુરુષાર્થનો તેમ જ કેળવણીનો અંતિમ આદર્શ એ જ છે. જ્ઞાનશક્તિના ક્રિયાશક્તિની સાથે આવો મેળ બેસી ગયા પછી બંનેની બધી તરફથી વૃદ્ધિ થવી જોઈએ. આ બે પૈકી એકનો પ્રમાણબહારનો વિકાસ થાય અને બીજાની કુંઠિત થાય ત્યારે સમાજશરીરને અર્ધાંગવાયુ અથવા લકવાની અસર થયાનાં લક્ષણો દેખાવા માંડે છે. એટલે જ સમાજમાં બુદ્ધિવૈભવ અને કર્મકૌશલ્ય એ બંને પર બરાબર નજર રાખવી પડે છે. આવી સર્વાંગી કેળવણી માત્ર નિશાળોમાં મેળવવાની નથી હોતી. આમાંની ઘણીખરી કેળવણી નિશાળો કે વિદ્યાલયો જેવી સંસ્થાઓની બહાર જ મળે છે પણ ક્ષેત્ર તો એ કેળવણીનું જ ગણાય.

જેમ અગ્નિ ટાઢો અથવા મંદ પડી ન જાય તે સારુ ભઠ્ઠી સળગતી રાખવી પડે છે તે જ રીતે સમાજમાં કેળવણીની વ્યવસ્થા ઉત્તમપણે ચાલુ રહેવી જોઈએ. આ સર્વાંગીણ કેળવણીની અનેક સંસ્થાઓ સમાજમાં ચાલવી જોઈએ. જુદી જુદી પ્રયોગશાળાઓએ નવા નવા પુરુષાર્થ ખેડતા રહેવું જોઈએ. જીવન-સમસ્તને જ્ઞાન, સામર્થ્ય અને સંસ્કારિતા વધારવા તરફ જ વાળવું જોઈએ.

## ૨૦. સ્વાધ્યાય

સામાન્યપણે જીવનવ્યાપી શિક્ષણ પચાવ્યા પછી સામાન્ય સામાજિક વહેવારમાં જો આપણો બધો વખત રોકાઈ જાય તો જ્ઞાન અને કૌશલ્ય બંને બૂઠાં થઈ જવાની બીક રહે છે. હમેશના વહેવારની તો ટેવ પડી હોય એટલે કર્મની કુશળતા કદાચ નિસ્તેજ ન થાય, તેને કાટ ન ચડે. પણ જ્ઞાન તો જોતજોતામાં કટાઈ જાય છે. તેવો કાટ ન ચડે માટે જ્ઞાનનો જેમાં સર્વાંગીણ ઊહાપોહ કરવામાં આવ્યો હોય અને જેના સિદ્ધાંતો આપણને બરાબર ગળે ઊતરી ગયા હોય તેવા ગ્રંથોનું વારંવાર પારાયણ કરવું જોઈએ. આને જ સ્વાધ્યાય કહે છે. પોતાનું જ્ઞાન જાગતું રાખવું, હમેશ હાજર રાખવું, અનુભવોથી આપણે અમુક સિદ્ધાંતોએ પહોંચ્યા હોઈએ તે વીસરાઈ ન જાય માટે તેના પ્રામાણિક ગ્રંથોનું બુદ્ધિપૂર્વક, એકાગ્ર મનથી મનનપૂર્વક પારાયણ કરવું એ જરૂરનું છે. આ જાતનો સ્વાધ્યાય એ મોટું તપ છે, મોટું બળ છે એમ અનુભવે માલૂમ પડયું છે.

આ સ્વાધ્યાયના પ્રકાર બે છે. જેમને ગ્રંથો વાંચવાની ટેવ પડી છે તેમને માટે ઉપર બતાવ્યું છે તેવું પારાયણ. પણ બહુજનસમાજમાં એટલી શક્તિ કે ઉત્સાહ હોતાં નથી અને એટલી ફુરસદ પણ તેને હોતી નથી, તેથી તેને માટે સત્સંગ, એટલે કે જ્ઞાની પુરુષોના સહવાસમાં હમેશ થોડો વખત ગાળવાનો ઉપાય બતાવેલો છે. મનુ અને બુદ્ધ બંનેએ બહુ આગ્રહપૂર્વક જણાવ્યું છે કે શ્રમણ બ્રાહ્મણનું દર્શન હમેશ કરતા ન રહેનાર માણસને મૃત્યુ ખાઈ જાય છે, તેનું જીવન નષ્ટ થઈ જાય છે. માટે સ્વાધ્યાયની કંઈક સ્થાયી વ્યવસ્થા કરવી જરૂરી છે. ભજન, કીર્તન, પુરાણશ્રવણ, પુસ્તકાલયોનો સહવાસ, વર્તમાનપત્રો અને માસિકોનું વાચન, ઉપરાંત પ્રવાસો કરવા, જુદા જુદા પ્રયોગો કરવા, ચર્ચાઓ અને વાદ-વિવાદોમાં ભાગ લેવો અને એકાંતમાં બેસીને મનન કરવું એ બધાય સ્વાધ્યાયના પ્રકારો અમલમાં આણવા જેવા છે.

# ૨૧. દયા

માર્દવ, ક્ષમા, અક્રોધ, અદ્રોહ, દાન વગેરે સામાજિક સદ્‌ગુણોનું મહત્ત્વ અને તેમના પરસ્પર સંબંધનો આપણે વિચાર કર્યો. એ બધામાં પ્રાણીમાત્ર વિશેની દયા એ જ મુખ્ય ભાવ હોવો જોઈએ. જેનો ને આપણો સંબંધ થયો તેમ જ જેમનું અને આપણું જીવન હમેશ માટે ઓતપ્રોત થયું તેમનાં સુખદુ:ખનો ખ્યાલ આપણને હોય એ કુદરતી છે. તેમના સુખથી આપણને આનંદ થાય છે, તેમના દુ:ખથી આપણે અકળાઈએ છીએ. સ્નેહનું આ વર્તુળ બધા લોકોનું સરખું નથી હોતું. જેના હૃદયનો જેટલો વિકાસ થયો હોય તે પ્રમાણમાં જ તેના પ્રેમનો પરિઘ (ઘેરાવો) નાનો અથવા મોટો રહેવાનો. અત્યંત સ્વાર્થી માણસને કોઈને જ માટે મમતાની લાગણી નથી હોતી. એથી ઊલટું અત્યંત હિંસ્ર પશુઓમાં પણ પોતાનાં અપત્યોને માટે માણસેયે ધડો લેવા જેટલો ઉત્કટ પ્રેમ હોય છે. પક્ષીઓએ શકુંતલાને પોષીને મોટી કરી, વરુની એક માદાએ રોમ શહેરના આદ્ય સંસ્થાપક રોમ્યુ અને રિમુ એ બે ભાઈઓને પોતાનું દૂધ ધવડાવીને ઉછાર્યા વગેરે કાલ્પનિક વાર્તાઓમાંયે પશુપક્ષીઓમાં પણ પ્રેમભાવનો વિકાસ થઈ શકે છે એ જ તત્ત્વ ગૂંથેલું છે. ઘોડો, કૂતરો, ગાય, ભેંસ, હાથી વગેરે જનાવરો કેટલું પ્રેમાળપણું બતાવી શકે છે એનો આપણે હમેશ અનુભવ કરીએ છીએ. ઘણી વાર ભડકી ગયેલાં અથવા ચિડાઈ ગયેલાં પ્રાણીઓ પણ તેમના પર સવારી કરનારને પ્રેમથી સંભાળીને પોતાના પગ નીચે પોંદાઈ જવા દેતા નથી એવું આપણે જોયું છે. પ્રેમની આવી મમતા જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં બધી જાતનો વિકાસ થઈ શકે છે.

પશુઓને આત્મા હોય છે કે નહીં એ વિશે એક ખ્રિસ્તી મિત્ર સાથે થયેલી ચર્ચા વખતે તેમની આગળ રજૂ કરેલી વિચારસરણી ફરીથી એક વખત આ સ્થળે આપી દઉં છું.

આપણે કહીએ છીએ કે ઈશ્વર પ્રેમાળ છે એટલું જ નહીં પણ તે પ્રેમસ્વરૂપ છે. પ્રેમ એટલે જ પરમેશ્વર. આ જો માત્ર એક મધુરું કાવ્ય જ ન હોય પણ તમારો જીવનસિદ્ધાંત હોય, તમારી શ્રદ્ધાનું નિધાન હોય તો આત્મા અથવા દૈવી તત્ત્વ સર્વ પ્રેમવાળાં પ્રાણીમાં જોતાં આપણને આવડે જ, આપણે તે બધામાં તેને જોઈ શકીએ જ. પ્રેમનું સ્વાભાવિક લક્ષણ અને તેની ઉત્તમ કસોટી એ છે કે પોતાના સુખને માટે અથવા જીવને માટે બેપરવાઈ અને સ્વાર્થત્યાગ. હરેક મનુષ્યેતર પ્રાણીમાં આપણે ઉત્કટ અપત્યવત્સલતા જોઈએ છીએ. પશુ, પક્ષી વગેરે બધાં જ પ્રાણીઓ પોતાનાં બચ્ચાંને બચાવવા માટે પોતાની કુદરતી બીક છોડીને ઘણી વાર જીવ પણ આપી દે છે. જીવ જાય એવું સંકટ આવ્યું હોય કે ભૂખે મરવું પડે તોપણ પોતાનાં બચ્ચાંનો તે નાશ કરતાં નથી અથવા થવા દેતાં નથી.

આવું જ્યાં આપણે જોઈએ છીએ ત્યાં તે પ્રાણીઓને આત્મા નથી એમ કહેવું એનો અર્થ તો એટલો જ કે આપણી લૂલીના સ્વાદને પોષવા ખાતર સર્વત્ર નજરે પડતા સત્ય તરફ આપણે આંખ મીંચી જઈએ છીએ. માણસના સહવાસમાં આવેલાં તિર્યગ્યોનિનાં પ્રાણીઓ માણસને માટે કેટલી બધી કોમળ લાગણી બતાવે છે! તે છતાં એ પ્રાણીઓને વિશે કઠોર થઈને તેમને આત્મા નથી એવું કારણ બતાવી તેમનો વધ કરવાને તૈયાર થવું એ માણસને માટે ખરેખર વિચિત્ર જ કહેવાય. માણસાઈ એ પશુપણા કરતાં કંઈક ઉચ્ચતર વસ્તુ તો હોવી જ જોઈએ. પશુઓ માણસોને માટે પ્રેમ રાખે, અને માણસ પોતાના પેટમાં પધરાવવા પૂરતી જ તેમના પર માયા બતાવે એ સ્થિતિ ક્યારેયે બદલવી જ પડવાની છે.

શિકાર કરનારા લોકો પણ પરસ્પર પ્રેમને વિશે પ્રખ્યાત એવાં સારસનાં જોડાંને મારતા નથી. ઘણા માંસાહારી લોકો પણ પોતાને ત્યાં પાળેલાં પ્રાણીનું માંસ ખાતા નથી. ગોવામાં ઘણાએક લોકો ઘરની નાળિયેરીનાં કુમળાં નારિયેળ ખાવામાં ભ્રૂણ-હત્યા રહેલી છે એવા ખ્યાલથી એવાં નારિયેળ ખાતા નથી. આ બધી બાબતોના પાયામાં પ્રેમધર્મના સ્વીકારની વાત જ રહેલી છે.

માણસની બુદ્ધિ એ એક અદ્‌ભુત વસ્તુ છે. તેનું સામર્થ્ય અમાપ છે. તેના ક્રોધ તેમ જ લોભ આગળ દુનિયાનું એક પણ પ્રાણી નિર્ભયતાથી રહી શકતું નથી. એ કારણે અને બહારનો કોઈ સજા કરનારો દેખાતો નથી એ યાદ રાખીને માણસે પોતે થઈને જ બીજાં પ્રાણીઓને અભયદાન આપવું જોઈએ. બીજાં સર્વ પ્રાણીઓને માણસના સહવાસથી સુખ થવું જોઈએ. જેમ માણસ ખેતી કરવા લાગ્યો ત્યારથી પક્ષીઓને સોસવો પડતો દુકાળ બહુ ઓછો થઈ ગયો અને તે માનવવસ્તીને આશરે વસવા લાગ્યાં તે જ પ્રમાણે બની શકે તે પ્રમાણમાં બધાં પ્રાણીઓની સગવડ આપણે કરીએ, અને માનવીના કુટુંબમાં એકલા માણસોને જ ન ગણતાં કંઈ નહીં તો બધાં નિરુપદ્રવી પ્રાણીઓને સમાવી લેવામાં આવે એ ઇષ્ટ છે.

'दया भूतेषु'માં કેવળ એકલા માનવી જ નહીં પણ સર્વ પ્રાણીઓ પ્રત્યે પ્રેમ, કરુણા અને આત્મીયતાની અપેક્ષા રાખવામાં આવી છે. કેટલાક લોકો પશુપક્ષી વગેરે પ્રાણી ઉપર દયા રાખી શકે છે, પણ માણસ ઉપર પ્રેમ રાખવાનું તેમનાથી બનતું જ નથી. માણસ દીઠું કે તેની પાસેથી પોતાનો કંઈક ફાયદો ઉઠાવવો જ જોઈએ અને તે જો અનુકૂળ ન થાય તો તેની સામે દુશ્મનાવટ કે વેર બાંધવું જ જોઈએ એવી વૃત્તિ એકદમ જાગી ઊઠે છે. તેથી એ પણ સ્પષ્ટ કરવું જોઈએ કે 'दया भूतेषु' એ સામાજિક સદ્‌ગુણમાં મનુષ્ય અને મનુષ્યેતર એ બંનેનો સમાવેશ થઈ જાય છે. કોઈ પણ માણસની બૂરી અવસ્થા થયેલી જોઈને તેની તે સ્થિતિનો ફાયદો ઉઠાવવો, તેની તેવી સ્થિતિ હોય તે દરમિયાન તેને બને તેટલો નિચોવી લેવો એને અંગ્રેજીમાં 'એક્સ્પ્લોઈટેશન' કહે છે

'એક્સ્પ્લોઈટેશન' એ માનવી કુટુંબને કોરી ખાનારો એક રોગ જ છે. આજકાલ એ રોગ દુનિયાભરમાં ફેલાયેલો છે. ધર્મબુદ્ધિનો વિકાસ થાય તે પહેલાં જ બુદ્ધિશક્તિ, વ્યવસ્થાશક્તિ અને લોભવૃત્તિનો ભયાનક વધારો અથવા વિકાસ થઈ ગયો છે અને હવે તો લોકો છડેચોક કહેવા લાગ્યા છે કે, 'મળી જાય તેને નિચોવી લેવો એ માણસનો દુર્ગુણ નથી પણ સ્વભાવ જ છે. 'દરેક જણે પોતાનું સંભાળીને રહેવું, જોખમ સામે ખબરદાર રહેવું એ જેનીતેની પોતાની ફરજ છે.' પણ આ તત્ત્વજ્ઞાનથી સમાજ કદી ટકી શકવાનો નથી.

માણસમાં સ્વાર્થી વૃત્તિ છે અને એ સ્વાર્થવૃત્તિ જબરદસ્ત છે એ વિશે કશી શંકા નથી. પરંતુ છે તેટલા માટે જ તેને સમાજમાં અપ્રતિહત રહેવા દેવી, રોકથી બેફામ ફરવા દેવી એ કદી પણ યોગ્ય નહીં થાય. દયાવૃત્તિ એ પણ સ્વાર્થવૃત્તિ જેટલી જ સ્વાભાવિક વૃત્તિ છે, અને તેના જેટલી જ વ્યાપક નહીં હોય તોપણ વિશિષ્ટ પ્રસંગોએ સ્વાર્થની અને લોભની વૃત્તિઓ કરતાં વધારે જોરાવર થઈ શકે છે, અને તે બંને પર વિજય મેળવી શકે છે. લોભ અને સ્વાર્થને સાર્વત્રિક, અબાધિત નિયમ તરીકે સ્વીકારી લેવા અને દયાવૃત્તિને અપવાદમાં ગણી કાઢી નાખવી એ કદી પણ યોગ્ય નહીં લેખાય. પરસ્પર વિરોધી એવી આ બંને વૃત્તિઓ માણસના સ્વભાવમાં જ રહેલી હોવાથી બંનેને જ સ્વાભાવિક ગણીને ચાલવું જોઈએ, મા અને બાળક બેમાંથી એકને જ પહોંચી શકે એટલો જ એક રોટલો હોય તો તે મા ખાઈ નથી જતી પણ પોતે ન ખાતાં, આનંદથી ભૂખી રહીને બચ્ચાને પેટ ભરીને ખાવા દે છે. કેવળ સ્વાર્થનો જ વિચાર કરીએ તો આવે વખતે માનો અને બાળકનો સ્વાર્થ પરસ્પર વિરોધી હોય છે. એક પક્ષ ખાય એટલે બીજાએ ભૂખે જ રહેવું પડે. માબચ્ચાનો સંબંધ એવો કંઈ લોકવિલક્ષણ અથવા અલૌકિક નથી કે એમના દાખલાનો ઉપયોગ બીજે કોઈ ઠેકાણે કદી થઈ જ ન શકે. મા અને બાળક વચ્ચે જે મમતાનો પ્રેમસંબંધ છે તેના જેવો જ સંબંધ ઘણે અંશે સમાજની બધી વ્યક્તિઓનો એકબીજાની સાથે હોવો જોઈએ, એ ઉત્તમ આદર્શ સમાજની આગળ રાખવામાં અયોગ્ય અથવા અવહેવારુ એવું કશું જ નથી. વિશિષ્ટ પ્રસંગોમાં આ સામાજિક વૃત્તિ અનેક સમાજોમાં વ્યક્ત થયેલી જણાઈ છે. સમાજના આગેવાનો જો આ આદર્શ સિદ્ધ કરવા પૂરી શક્તિ લગાડે, અને એ આદર્શ કેટલો કુદરતી છે તે પોતાના આચરણથી બતાવી આપે તો એ બાબતમાં સમાજને અનુકૂળ કરી લેવો એ કંઈ કઠણ કામ નથી. આજે જે સામાજિક સદ્ગુણો સમાજના હાડમાં પચી ગયેલા દેખાય છે તે એકાદ જમાનાના જબરદસ્ત પ્રચારને લીધે જ લોકસહજ થયેલા છે એ વાત આપણે ભૂલી ન જઈએ. માંસાહારનો ત્યાગ, ભાઈબહેનનાં લગ્નનો અભાવ, અતિથિ-સત્કાર, વહેવારમાં જળવાતું ઘણુંખરું પ્રામાણિકપણું એ બધા સમાજે કેળવણી અને પ્રયત્નથી સિદ્ધ કરેલા સદ્ગુણો છે. ગમે તે એક મોટા શહેરમાં રીતસરની તપાસ કરીએ અને જોઈએ

કે કેટલા બધા સદ્‌ગુણો લોકોના હાડમાં પચેલા છે તો આપણને આશ્ચર્ય જ થાય, મોટી મોટી ઇમારતો અને ચાલીઓની પાસેથી રસ્તા પર રહીને જતાં, ચાલીના અનેક મજલાઓમાં રહેનારા અનેક લોકોના સજ્જનપણાને લીધે જ આપણે રસ્તા પરથી સહીસલામત પસાર થઈ શકીએ છીએ, એ વાતનો વિચાર કરીએ તો દુનિયામાં અંગ્રેજીમાં જેને પૅસિવ વરચ્યુ કહે છે તે સામાન્ય સદ્‌ગુણ કેટલો બધો ભરેલો છે તેનું આપણને અચરજ થશે. માણસે માણસની સાથે ભાઈચારાથી વર્તવું, કોઈએ કોઈનો ગેરફાયદો ન ઉઠાવવો, એ કંઈ એવો અસાધારણ, અદ્વિતીય સદ્‌ગુણ નથી કે તે વિશે લોકોએ નાસ્તિક થવું ઘટે.

માણસનો માણસ પ્રત્યેનો તથા બીજાં પ્રાણીઓ પ્રત્યેનો સંબંધ પ્રેમ, સદ્‌ભાવ, દયા એ વૃત્તિઓથી વ્યક્ત થતો અથવા એ વૃત્તિઓથી ભરેલો હોવો જોઈએ. આ બધી વૃત્તિઓ સાત્ત્વિક અને સામાજિક છે. માટે એ કેળવવાથી સમાજ પોચો પડી જશે એમ માની લેવું ભૂલભરેલું છે.

## ૨૨. અહિંસા

હવે આપણે જીવનશાસ્ત્રનું સારસર્વસ્વ, સર્વ ગુણોમાં ગુણતમ અને આધ્યાત્મિક સાધનોનો શિરોમણિ એવી અહિંસાનો વિચાર કરીએ. સમાજનું અસ્તિત્વ છે, તેનો નાશ થયો નથી, એટલું જ નહીં પણ સમાજમાં અનેક પ્રકારની વિવિધતા વધતી રહે છે એ ઉપરથી એમ પુરવાર થાય છે કે અહિંસા એ મનુષ્યજીવનનો પ્રધાન ધર્મ છે. મૃત્યુનું રાજ્ય જોકે સર્વત્ર છે, અને જોકે દ્વેષ, મત્સર, ઈર્ષા, અસૂયા વગેરે દોષો સમાજમાં જામીને પડેલા છે તોપણ એ બધાને પહોંચી વળીનેયે શેષ રહેનારી અહિંસા સર્વત્ર, એકેએક હૃદયમાં રમે છે અને પોતાનું પ્રેમનું સામ્રાજ્ય ફેલાવ્યે જાય છે. એટલે જ તો સમાજ ટકેલો છે અને અનેક પ્રકારની પ્રગતિ કરી રહ્યો છે.

એક રીતે જોઈએ તો પોતે જીવવું એટલે જ બીજાને મારવું. જેને જેને ભૂખતરસ છે તેને જીવવું હોય તો બીજાને માર્યા વિના છૂટકો જ નથી. એમ જો તે ન કરે તો તેણે જાતે જ મરવું રહ્યું. એટલે જ ઉપનિષદમાં કહ્યું છે કે અશનાયા અને પિપાસા એ જ મૃત્યુ છે.

આથીયે ઊંડા ઊતરીએ તો એમ પણ કહી શકાય કે નવા જીવને જન્માવવો અને કોકનો જીવ લેવો એ બંને તત્ત્વતઃ એક જ વસ્તુ છે. એકાદ પ્રાણીને જન્મ આપવો, તેને ઉત્પન્ન કરવું એ તેને મૃત્યુના ખોરાક માટે તૈયાર કરવા સરખું છે.

બીજાને મારી નાખ્યા સિવાય જીવી ન શકાય એ પ્રાકૃતિક એટલે કે કુદરતનો નિયમ થયો. એ નિયમને ઓળખીને એને વધારે ને વધારે મર્યાદિત કરવો, એને

કાબૂમાં લાવવો એ જીવનધર્મ છે. પોતાની પરિસ્થિતિ પ્રમાણે પોતાને યોગ્ય એવો પોતાનો જીવનધર્મ માણસે શોધી કાઢવાનો છે.

[એક વખત ફ્રેન્ચ લેખક પૉલ રિશાર સાથે તેનું 'સ્કર્જ ઑફ્ ક્રાઈસ્ટ' હું વાંચતો હતો. બાઈબલમાંનાં વાક્યો અને પ્રસંગો લઈને તેમના પર અનેક શબ્દ અને અર્થની રમતો કરીને તેણે પોતાનું તત્ત્વજ્ઞાન મોહક રીતે રજૂ કર્યું છે. એ લેખક વિદ્વાન તેમ જ ચતુર છે એટલે દરેક બાબતમાં તે ચમત્કૃતિ લાવી શકે છે. વાંચતાં વાંચતાં એક એવું વાક્ય આવ્યું કે, 'લિવિંગ ઈઝ કિલિંગ' (જીવવું એટલે મારવું.) મેં તરત જ તેને કહ્યું, 'ધીસ ઈઝ હાફ ધી ટ્રુથ; બિકૉઝ ઈટ ઈઝ એ મિયર સ્ટેટમેંટ ઑફ્ એ યુનિવર્સલ ફૅક્ટ. ધી ફૅક્ટ ઑફ્ લાઈફ ડઝ નૉટ મેક એ યુનિવર્સલ લૉ ઑફ્ લાઈફ. યુ મસ્ટ ધૅરફૉર ઍડ હિયર 'કિલિંગ ધી લીસ્ટ ઈઝ લિવિંગ ધી બેસ્ટ.' (આ તો અર્ધું જ સત્ય થયું, કેમ કે એક સાર્વત્રિક હકીકતનું એ માત્ર વિધાન છે. જીવનની કેવળ હકીકતમાંથી જીવનનો સાર્વત્રિક ધર્મ તારવી ન શકાય. તેથી તમારે અહીં આટલું ઉમેરવું જોઈએ કે ઓછામાં ઓછું મારવું એ જ છે ઉત્તમમાં ઉત્તમ પ્રકારે જીવવું.) પૉલ મહાશયે આ સુધારો તરત સ્વીકારી લીધો અને તેનું ફ્રેન્ચ કરીને તે પોતાના પુસ્તકમાં લખી લીધું, અને કહ્યું, હવે પછીની આવૃત્તિમાં આ સુધારો જરૂર દાખલ કરીશ.]

'જીવવું એટલે મારવું' એ પ્રકૃતિનો નિયમ છે ખરો, પણ માનવજીવનનો ધર્મ એ ન હોઈ શકે. જીવનધર્મ કહે છે કે 'ઓછામાં ઓછું મારવું' એ ઉત્તમમાં ઉત્તમ રીતે જીવ્યા બરાબર છે. ન મારવા તરફ, બધાને બચાવવા તરફ, સર્વેને અભયદાન આપવા તરફ હૃદયને ઉત્કટતાથી વાળવું એ જ ઉત્કૃષ્ટ જીવનની કૃતાર્થતા છે. શરીરને વિશાળ અને બળવાન બનાવવાને માટે તેમ જ આવરદા અતિ લાંબી કરવાને માટે કંઈ આપણે જીવતા નથી. આપણે તો હૃદય ઉત્કટ અને વિશાળ કરવાને અર્થે જીવીએ છીએ. આપણું જીવવું તેમ જ આપણું મરવું, એ બંને હૃદયના વિકાસને અર્થે જ છે. જીવનનો બીજો કોઈ હેતુ નથી, હોઈ શકે નહીં. જીવવાનું તે જીવન કૃતાર્થ કરવાને માટે. પ્રેમના વિસ્તારથી જ, તેની વિશાળતાથી જ, આત્મૌપમ્યથી જ તે સિદ્ધ થઈ શકે. સર્વત્ર હું જ છું એ વાત જે સમજ્યો છે તે કેમ અને કોને મારશે? એક સંન્યાસીને વાઘે ફાડી ખાધો ત્યારે વાઘની ભૂખ શાંત થવાથી તેને જે તૃપ્તિ થઈ તે પોતે અનુભવીને તેણે सोऽहं એટલો જ ઉચ્ચાર કર્યો. સંન્યાસ લેતી વખતે જે મંત્ર બોલવાનો હોય છે અથવા જે પ્રૈષ આપવાનો હોય છે તેમાં આવાં બે વચનો હોય છે: 'अभयं सर्वभूतेभ्यः । मत्तः सर्वं प्रवर्तते ।' ઉપર જેનો દાખલો આપ્યો છે તે સંન્યાસીએ પોતાનો પ્રૈષ સાચો કરી બતાવ્યો. કબીરે પણ વિશ્વાત્મૈક્ય અનુભવીને જ કહ્યું છે –

घट घटमें वह सांई रमता कटुक वचन मत बोल रे ।

બીજા એક સંતકવિએ ગાયું છે —

अब हौं कासों बैर करौं ?
कहत पुकारत प्रभु निज मुख तें
'घट घट हौं विहरौं'
आपु समान सबैं जग लेखौं
नित निर्भय विचरौं ॥

બધા ધર્મોમાં આ અહિંસાનો જ ઉપદેશ વધતા-ઓછા પ્રમાણમાં કરેલો છે. જે ધર્મમાં અહિંસાને પ્રધાનપદ આપેલું નથી તે ધર્મ જ નથી એમ કહી શકાય. આ અહિંસાનું મૂળ શામાં રહેલું છે તે હિંદુ ધર્મમાં વિશેષ સ્પષ્ટ કરીને બતાવેલું છે. ગીતામાં સ્પષ્ટ કહ્યું છે કે,

सम पश्यन् हि सर्वत्र समवस्थितम् ईश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानम् ततो याति परा गतिं ॥ १३.२८

ઈશ્વરને બધે જ સરખી રીતે વ્યાપેલો જોઈને, ભરેલો જોઈને જ્ઞાની પુરુષ હિંસાની પ્રવૃત્તિ કરતો નથી. હિંસા કરવી એ પોતે જ પોતાનો ઘાત કર્યા બરાબર છે એ તે જાણે છે અને એ રીતે હૃદય શુદ્ધ અને પૂર્ણપણે વિકસિત થવાથી તે ઉત્તમ ગતિને પામે છે; એટલે કે તેને આ વિશ્વનું બૃહત્તમ તત્ત્વ જે બ્રહ્મ તેની પ્રાપ્તિ થાય છે. આત્માને ઓળખવાની એકમાત્ર સાધના અહિંસા જ છે અને તેથી જ તેને અમૃત એવું નામ આપેલું છે. બીજી બધી સાધનાઓ આ એક જ મોટી સાધનાની મદદને માટે છે.

અહિંસા પૂરેપૂરી પચી જાય અને માણસ આત્મૈક્ય સુધી પહોંચે એટલે કામ-વિકાર પણ આપોઆપ શમી જ જવો જોઈએ. જેને બ્રહ્મચર્યની વાત ગળે ઊતરી નથી તેને અહિંસાની પૂરેપૂરી પ્રતીતિ થઈ નથી એમ દેખાઈ આવે છે. એથી ઊલટું જેને અહિંસાની સર્વવ્યાપી તાલાવેલી લાગી નથી તેને બ્રહ્મચર્યનું રહસ્ય ન સમજાયું હોવાથી સ્થૂળ બ્રહ્મચર્યનું પાલન પણ તેને માટે બહુ મુશ્કેલ બને છે.

વિકારને કાબૂમાં લેવાને બદલે, વૃત્તિ પર સંયમ રાખવાને બદલે સંતતિનિયમન કરવાનો પ્રયાસ કરવાથી સમાજનું હિત સધાતું નથી એ વાતનો વિચાર ઉપર બતાવેલી દૃષ્ટિથી કરવો જોઈએ. જનસંખ્યા અથવા મનુષ્યવસ્તી મર્યાદિત કરવા પૂરતો જ સામાજિક આદર્શ ન હોઈ શકે. સાચું જોતાં કામુકતા એ એક જાતની હિંસા જ છે એટલે તેનું નિયમન કરવામાં સમાજહિત સમાયેલું છે. પરંતુ કદાચ આ વિચાર જ આજની આધુનિક પેઢીને વિચિત્ર લાગશે. કાળ પાક્યા પહેલાં જ એકાદો વિચાર લોકો આગળ રજૂ કરવા જતાં તેનું આકલન ન થવાથી કેવળ ગેરસમજ પેદા થાય છે. પણ એકાદ માણસના મગજમાં એકાદ સારો વિચાર ઊઠે અને તે જો સત્ય હોય તો તેના ઊહાપોહનો એટલે કે તેની ચર્ચાનો કાળ આવી લાગ્યો છે એમ શા માટે ન માનવું?

દરેકેદરેક સમાજમાં પોતાનાં ને પારકાં એવો ભેદ કરવામાં આવે છે.

પોતાનાંની સાથે વર્તવાનો નિયમ જુદો અને પારકાંની સાથે વર્તવાનો નિયમ જુદો. દયા, ક્ષમા, સત્ય, સ્વાર્થત્યાગ, જ્ઞાન-દાન વગેરે બધા સુંદર સદ્‌ગુણો પોતીકાં પ્રત્યે જ પાળવાના. પારકાં પ્રત્યે પણ તે પાળવાનો ધર્મ પ્રાપ્ત નથી થતો એવું દુનિયાની બધી જ જમાતોનું વહેવારશાસ્ત્ર કહે છે. ટૂંકમાં કહીએ તો પોતાનાંને માટે અહિંસાધર્મ અને પારકાંને માટે યુદ્ધધર્મ એવો ભેદ કરવામાં આવે છે. જો એક વિશ્વવ્યાપી સમાજ ઘડવો હોય – એવો સમાજ ન ઘડવાને કશું જ કારણ નથી – તો પોતીકાં અને પારકાં એવો ભેદ ભૂંસી નાખવો જોઈએ.

કેટલાક કહે છે કે, 'પારકાંને પહેલાં પોતીકાં બનવા દો પછી તેમની સાથે અમે અહિંસાથી વર્તીશું.' આમ કહેવામાં અહિંસાવૃત્તિનો દ્રોહ રહેલો છે. વડીલ માણસોએ નાનપણમાં આપણને એમ નહોતું કહ્યું કે પહેલાં તું સ્વચ્છ રહેતાં શીખ પછી અમે તને પાસે લઈશું. (આવું આજે કેટલાક સનાતનીઓ હરિજનોને કહે છે ખરા!) માએ પણ પોતાનાં બચ્ચાંને કદી કહ્યું જાણ્યામાં નથી કે 'તું મારા પર પ્રેમ રાખશે તો જ હું તારા પર પ્રેમ રાખીશ.' પ્રેમધર્મ કે અહિંસાધર્મ એ કાંઈ રાજકારણમાં જે પ્રતિ-સહકારને નામે ઓળખાયો છે તેવો માર્ગ નથી. તે તો નિરપેક્ષ છે. અને તેથી જ તે આખરે વિજયી નીવડે છે.

આ સાંભળી દુનિયાનો વહેવાર ધર્મ મનમાં ને મનમાં હસે છે ને ગંભીરતાથી માથું હલાવીને કહે છે કે, 'વાત તો ખરી. પણ घोडा घासके साथ यारी (દોસ્તી) करेगा तो खायेगा क्या? સાધારણ લોકો હમેશ પૂછે છે કે, 'ઉંદરે બિલાડી સાથે અહિંસાધર્મથી વર્તવું એટલે શું કરવું? જાતે જઈને તેના પેટમાં બેસી જવું એમ જ કે બીજું કંઈ?' મોટા મોટા તત્ત્વનિષ્ઠ માણસોને માટે પણ આ બે સવાલોનો સમાધાનકારક ઉત્તર આપવો મુશ્કેલ છે. અહિંસાધર્મનો વિકાસ ક્રમશઃ થાય છે. એક નાનાસરખા ફણગામાંથી આગળ ઉપર મોટો દવ કેવી રીતે ફેલાય છે એ શરૂઆતથી જ કહેવું મુશ્કેલ હોય છે. મામૂલી વેપારીઓની કોઠીમાંથી વધતાં વધતાં જો આખરે મોટું સામ્રાજ્ય બની શકે તો દુનિયામાં અશક્ય શું છે?

આજનો પ્રસ્તુત પ્રશ્ન તો ઘોડો અને ઘાસ અથવા ઉંદર અને બિલાડીનો નથી, પરંતુ માણસ માણસ વચ્ચેનો છે.

માંસાહારી લોકો પણ જે પ્રાણીઓ હિંસ્ર પણ નથી અને ખાવા જેવાં પણ નથી તેમનો વધ કરવો બરાબર નથી એવો પ્રચાર કરે છે. આ પ્રચારમાં પણ શુદ્ધ અને વ્યાપક અહિંસાનું મૂળ રહેલું છે.

કંઈ નહીં તો માણસ માણસ વચ્ચે અહિંસાનો નિયમ સ્વીકારવામાં આવે તોયે આજનો માનવી-સ્વભાવ ઘણે અંશે બદલાઈ જશે.

આમ મનુષ્ય-સ્વભાવ બદલી શકાય છે એવી કેટલાક લોકોની શ્રદ્ધા છે. બીજા કેટલાકને એમ લાગે છે કે એ વાત તદ્દન અશક્ય છે. આજ સુધી દુનિયા જેમ ચાલતી આવી છે તેવી જ તે આખર સુધી રહેશે. પોતાને સૂઝે તે મુજબ દુનિયામાં

છે. ભરપેટની આવી એકાંગી શાંતિમાં કોઈ તકરારની વાત ઊભી કરે છે તો તે ઊલટો કચખોર ગણાય છે. મોળીલા લોકોની અહિંસા તો એક જાતનું નાદાનપણું છે. તે સાચી અહિંસા નથી. સાચી અહિંસા વીરવૃત્તિની હોય છે, આપભોગી હોય છે. તેણે બીજાનાં દુ:ખ દૂર કરવાનું વ્રત લીધેલું હોય છે. બેઠેલી ગડી ખોળાઈ જશે એવો ધાક તેને નથી હોતો. બધાંનું સુખ, સર્વનો ઉદય એ જ અહિંસાનો અંતિમ આદર્શ છે.

કોઈએ પણ બીજા કોઈની ખાંધ પર ચડી બેસીને ઊંચા થવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. બધાએ જ સમાનપણે જમીન પર ઊભા રહેવું અને પોતાની કરામત કે તાકાતથી પોતાનું માથું જોઈએ તેટલું ઊંચું કરવું. પગની સમતા રહે એટલે થયું. માથાં ઓછાંવત્તાં ઊંચાંનીચાં રહે એનું દુ:ખ નથી.

દુનિયાને સુધારવી હોય તો પહેલાં આપણે જાતે શુદ્ધ થવું જોઈએ એ અહિંસા-ની સર્વથી મોટો સિદ્ધાંત છે. સજ્જનતા અને દુર્જનતા એ બંને તત્ત્વો એક-સરખાં ચેપી હોય છે. જો કંઈ ફેર હોય તો સજ્જનતાની વધારાની તાકાતનો છે. સજ્જનતા દેખાય છે સૌમ્ય પણ તેનું પરિણામ પ્રખર હોય છે, એ જાતનો ભરોસો અહિંસાને હોય છે અને તેથી જ અહિંસાની કાર્યપદ્ધતિ અથવા યુદ્ધનીતિ અલૌકિક એટલે કે લોકવિલક્ષણ હોય છે. જે ઠેકાણે ઊંચી ઇમારત ઉઠાવવાની હોય છે ત્યાં પહેલાં આપણે જમીન ખોદવા માંડીએ છીએ. કોઈકને એ અવળો ધંધો લાગશે; પણ પાયો મજબૂત કરો તો જ ઉત્તમ પ્રકારની મજબૂત ઇમારત ઉઠાવી શકાય. આ વાત જેમ સાચી છે તેવી જ રીતે સામાજિક મનોરચના બદલવાથી જ સર્વોદયકારી સમાજવ્યવસ્થા સ્થાપી શકાય એ વાત પણ સાચી છે. કાલે ખૂબ અનાજ ઊગશે ને પાકશે એ વિશ્વાસથી જેમ ખેડૂત આજે હાથમાંનું ધાન્ય ખેતરની માટીમાં નાખે છે અને તેને કાદવમાં કોહવા દે છે તેવા જ વિશ્વાસથી અહિંસા પણ દરેક જાતના સ્વાર્થનો ત્યાગ કરે છે. ખેડૂત જે બીજ વાવે છે તે પૂર્વે થયેલા અનુભવને વિશ્વાસે વાવે છે. અહિંસાના પ્રયોગો આજ સુધી મોટા પાયા પર વ્યાપક પ્રમાણમાં થયા નથી તેથી તેમનું પરિણામ આગળથી કહી ન શકાય. અને તેથી તેમને વિશે ઘણી વાર ભરોસો પણ પડતો નથી.

પ્રસિદ્ધ વિજ્ઞાનવેત્તા ફૅરેડેને વિશે કહેવાય છે કે જ્યારે એણે શોધ કરી કે વિદ્યુત પદાર્થના બહારના પૃષ્ઠ ભાગ ઉપર જ હોય છે ત્યારે તેણે તાંબાની એક નાની ઓરડી કરાવી, પોતે તેમાં જઈને બેઠો અને બહારથી તે ઓરડીને વીજળીથી ભરી દેવાને કહ્યું. શોધી કાઢેલા સિદ્ધાંત પર તેનો એવો દૃઢ ભરોસો હતો કે પોતાનો જીવ જોખમમાં નાખતાં તેને કશી ફિકર ન થઈ.

પરંતુ આ બાબતમાં તો ફૅરેડેને અંતરમાંથી ભરોસો હતો કે જીવને જોખમ નથી. પરંતુ કેટલાક નૈતિક સિદ્ધાંતો તો જીવને જોખમમાં નાખીને અને પ્રસંગ પડયે જીવ ખોઈને સિદ્ધ કરવા પડે છે. એ કાર્યને માટે જે નિષ્ઠાની જરૂર હોય

છે તેને જ આત્માનું અમરત્વ કહે છે. અંગીકાર કરેલી વસ્તુની સિદ્ધિને અર્થે જે પ્રાણ અર્પણ કરે છે તે આત્મનિષ્ઠ જ ગણાય. આત્મા વિશે અથવા તેના અમરત્વ વિશે પછી તે બૌદ્ધિક વિશ્વાસ ધરાવતો હોય કે નયે ધરાવતો હોય. એથી ઊલટું જે માણસ આત્માથી વ્યતિરિક્ત બીજું કશું જ નથી અને આત્મા અજરામર છે, અવિકારી છે એમ હમેશ પ્રતિપાદન કરે છે અને બલિદાનના પ્રસંગે પાછો પડે છે તે આત્મનિષ્ઠ નથી, નાસ્તિક છે.

અહિંસા અને આત્મનિષ્ઠા એ બેનો પરસ્પર સંબંધ સ્વાભાવિક છે. આત્મનિષ્ઠા, અહિંસા અને બ્રહ્મચર્ય એ ત્રણે એક જ વસ્તુની જુદી જુદી બાજુઓ છે, એક જ રત્ન પર પાડેલા પાસા છે, અને તે રત્ન તે મનુષ્યજીવનનો ચિંતામણિ છે.

## ૨૩. સત્ય

બાળક જન્મે છે ત્યારે મા સાથે સંબંધ બાંધીને જ અવતરે છે. તેને માની ઓળખાણ કરાવવાની નથી હોતી. બાકીની દુનિયાની પિછાન તેને પછીથી ધીરે ધીરે થાય છે. તે જ પ્રમાણે સત્ય માણસને સહજ છે. બાકીના સિદ્ધાંતો તેણે કેળવણીથી સાધવાના રહે છે. દાખલા તરીકે અહિંસાને માણસે પ્રયત્નથી સાધવી રહી. ક્રોધને પ્રયત્નથી મારવાનો રહે છે. પરંતુ સત્ય જોવાની રુચિ અને સત્ય બોલવાનો સ્વભાવ એ તેને કુદરતી અથવા તો સ્વાભાવિક જ હોય છે. જૂઠાણાનું ધૂર્તપણું જ તેને કેળવવું પડે છે. નાનાં છોકરાંઓ પોતાના અથવા ઘરના સ્વાર્થને ન ઓળખતાં જ્યારે સાચું બોલે છે ત્યારે આસપાસનાં મોટેરાં ડાહ્યાં માણસો તેમને હસે છે. સમાજનું હાસ્ય માણસને મરણથીયે વધારે દુઃખ આપનારું થાય છે. તે હાસ્યની બીકથી તે સત્યનો દ્રોહ કરતાં શીખે છે અને પછી ધીરે ધીરે બધાં જ કપટ તેનામાં ઘૂસી જાય છે.

માણસ જો એવો નિશ્ચય કરે કે બધા પ્રસંગોમાં હું સાચું જ બોલીશ અને સાચથી જ વર્તીશ તો કેટલાયે અપરાધોમાંથી અને કેટલાંયે અધઃપતનોમાંથી તે આપોઆપ બચી જશે.

આપણે દૈવી સંપત્તિનો વિચાર અભયથી શરૂ કરેલો, તે અભય અને આ સત્ય વસ્તુતઃ એક જ છે. મહાભારતમાં વ્યાસમુનિએ સત્યના તેર આકારો અથવા ઘાટ ગણાવ્યા છે: સમતા, દમ, અમાત્સર્ય, ક્ષમા, હ્રી (શરમ), તિતિક્ષા, અનસૂયા, ત્યાગ, ધ્યાન, આર્યતા, ધૃતિ (લોકકલ્યાણેચ્છા), દયા અને અહિંસા. પ્રાચીનકાળના લોકોને વ્યાપક દૃષ્ટિથી વિચાર કરવાની ટેવ હતી અને વ્યાપક સિદ્ધાંતો બાંધવાનો શોખ હતો. તેથી એક શબ્દના જેટલા અર્થ થઈ શકે તેટલા અર્થો એકસામટા ધ્યાનમાં લઈને શબ્દોનો ઉપયોગ કરવાનું તેઓ પસંદ કરતા. જે માણસમાં સત્ય

પૂર્ણપણે પચી ગયું છે તેનામાં ઉપર ગણાવેલા તેર ગુણો ન હોય એમ બને જ નહીં, એવું તેમણે જોઈ લીધું. અને તેથી જ એ ગુણોને સત્યના આકાર ગણાવ્યા. જેનામાં સત્ય છે તેનામાં ઉદારતાથી વર્તવાની આર્જતા હોય જ. મન સંકુચિત રાખીને માણસ જો સત્યથી ચાલવા માંડે તો ડગલે ને પગલે ગોટાળા પેદા થયા વિના રહે જ નહીં. આર્જતા અને સત્ય એ બંને એકબીજાની સહાયથી જ શોભી શકે.

સત્યમાં સમાજહિતની પરમ શક્તિ ભરેલી હોવાથી સત્ય અને ધૃતિ પણ પરસ્પર પોષક જ બને છે. કયે પ્રસંગે કેમ ન વર્તવું તે આપોઆપ સમજાવી દેનારું તત્ત્વ હ્રી જ છે. એક બાજુથી હ્રી અને બીજી બાજુથી ધ્યાન એવી સાધના અમલમાં હોય એટલે સત્યનું આચરણ તદ્દન સ્વાભાવિક બની જાય છે. દમ વિના સત્ય શકય નથી એ હવે વિસ્તારથી પુરવાર કરવાની જરૂર નથી. દમને લીધે વાસનાઓનો ક્ષય થાય છે અને આત્મા સ્વાભાવિક રીતે જ વિકાસ પામે છે, અને તેથી જેણે દમ કેળવ્યો છે તેને જ સત્યનું સ્વરૂપ સમજાય છે અને તેનામાં જ સત્યનું પાલન કરવા જેટલું ધૈર્ય આવે છે. સમતા, અમાત્સર્ય, ક્ષમા, દયા, અનસૂયા એ બધા જ સામાજિક સદ્‌ગુણો છે.

સત્ય વિના સમાજ એક ક્ષણને માટે પણ ટકી નહીં શકે. દુનિયામાં જ્યાં જઈએ ત્યાં અસત્યનો અનુભવ થયા કરે છે એટલે આપણે ચિડાઈએ છીએ. પણ આ આપણે જો બરાબર ધ્યાનથી જોઈશું તો જણાશે કે આપણી આ દુનિયામાં પણ અસત્ય કરતાં સત્યનું જ પ્રમાણ વધારે છે. સત્યથી જ પૃથ્વી ધારણ થાય છે. સત્યથી જ વહેવાર ચાલે છે. જે લોકોને આપણે છેક લુચ્ચામાં કાઢી નાખીએ છીએ તેમને પણ ઘણી વખત સાચને જ અનુસરીને વર્તવું પડે છે. સત્યની ઢાલ પાછળ જ તેમને પોતાનું અસત્ય સંતાડવું પડે છે. જે માણસ જૂઠું બોલે છે તે બધા જ ગુના એકીસાથે કરે છે એવો મનુસ્મૃતિનો પણ અભિપ્રાય છે.

ઉપનિષદોમાં પ્રાણ અને ઇંદ્રિયો વચ્ચે अहं श्रेयस् એટલે કોણ મોટું એનો ઝઘડો જાગ્યો તેનું વર્ણન છે. બધી ઇંદ્રિયોએ વારાફરતી શરીરનો ત્યાગ કરી જોયો, પણ શરીરનો નાશ તો ન થયો. પ્રાણે જવાની કેવળ તૈયારી કરી એટલે જ શરીર અને એની બધી ઇંદ્રિયો આકુળવ્યાકુળ થઈ ગયાં; ને તેમણે પ્રાણનું જ્યેષ્ઠત્વ તેમ જ શ્રેષ્ઠત્વ સ્વીકાર્યું. એ જ ન્યાયે સર્વ સદ્‌ગુણોમાં સત્ય એ પ્રાણને સ્થાને છે. એક સત્ય જો ટકશે તો બાકીના બધા સદ્‌ગુણો ગમે ત્યાં ચરવા નીકળી ગયા હશે તોયે પાછા ફરશે જ. પણ જો એક સત્ય ગયું તો બાકીના બધા સદ્‌ગુણો નિષ્પ્રાણ થઈ ગયા સમજવા.

આવું આ સમ્રાટ સત્ય પાંગળું નથી. તેને કોઈ બીજા વિજાતીય તત્ત્વની મદદ ખપતી નથી. સત્યની મદદે હિંસા દોડી આવે તો સત્ય દુર્બળ અને અપમાનિત થાય છે. સત્ય જેમ સ્વયંભૂ છે તેવું જ સર્વસમર્થ છે, અને સ્વ-વીર્ય-ગુપ્ત એટલે કે સ્વ-વીર્ય-રક્ષિત છે.

સત્ય એ અદ્ભુત શક્તિ છે એ વાત જ્યાં સુધી માણસને ગળે ઊતરી નથી ત્યાં સુધી માણસની સત્યનિષ્ઠા અનન્ય તેમ જ અખંડ થાય એ બહુ મુશ્કેલ છે. સ્વભાવે જ માણસ શક્તિનો ઉપાસક છે. દુનિયાના બધા વહેવાર શક્તિના જોર પર ચાલે છે એમ તેણે અનુભવેલું છે; એટલે શક્તિને શરણે જવું, તેની ઉપાસના કરવી, ગમે તે રસ્તે, યેનકેન પ્રકારેણ શક્તિ મેળવવી, ટકાવવી અને વધારવી એ જ માણસને જીવન-સર્વસ્વ લાગે છે.

પરંતુ માણસની આ શક્તિની ઉપાસના ઘણે અંશે આંધળી હોય છે. શક્તિની ઉપાસના કરતાં પહેલાં શક્તિનું સાચું સ્વરૂપ ઓળખવું જોઈએ. શક્તિ શક્તિમાં પણ માયાવી શક્તિ અને સાચી શક્તિ એવો ભેદ છે. આહારમાં જેમ સુપાચ્ય, પૌષ્ટિક, ઉત્તેજક અને માદક એવા પ્રકારભેદ હોય છે તેવા જ શક્તિમાં પણ છે. સાચી શક્તિ સત્યની જ છે એ સમજાયું નથી ત્યાં સુધી માણસની શક્તિની ઉપાસના અવળે રસ્તે જાય છે. સત્ય દેખાવમાં તદ્દન સાદું હોય છે, પણ તેના જેટલી શક્તિ દુનિયામાં અથવા દુનિયા બહાર કોઈની જ નથી. સૂક્ષ્મ રીતે વિચારીએ તો સત્ય અને આત્મા એ બે વચ્ચે કશો જ ફેર નથી. જીવન અને મરણનો જ વિચાર કરનાર પ્રાકૃત અથવા સામાન્ય માણસને પોતાનો પ્રાણ તે જ આત્મા છે એમ લાગે છે. પણ તે સાચું નથી. જીવ અથવા પ્રાણ એ માનસિક શક્તિઓના જેટલો જ જડ છે. આત્મા તો સનાતન, વિભુ અને અબાધિત એવું સત્ય છે.

આટલા ખાતર આપણે સત્યનું સ્વરૂપ બરાબર સમજી લેવું જોઈએ.

* * *

આપણે જેવું જોયું હોય તેવું જ સરળતાથી સીધેસીધું કહી દેવું એટલે કે યથાર્થકથન તે જ સત્ય એવો સત્યનો સામાન્ય અર્થ થાય છે. એ પ્રાથમિક સત્ય છે. આપણી જેવી પ્રામાણિક સમજ હોય તે પ્રમાણે જ બોલવું, કહેવું અને બરાબર તેવી જ બીજાનાં પર છાપ પડવા દેવી એ સત્યનો મુખ્ય પ્રકાર છે. યથાર્થકથન એ એક પગથિયું થયું. આપણે જે જોયું, જે સાંભળ્યું, જે અનુભવ્યું અથવા વિચાર્યું તેમાં ભૂલ કે દોષ નહીં હોય, તે નિર્ભ્રાંત જ હશે એવું કોઈનાથીયે ખાતરીપૂર્વક કહી નહીં શકાય. પરંતુ આપણો જ્યાં સુધી તેના પર વિશ્વાસ છે, આપણને તે સાચું લાગે છે ત્યાં સુધી તેને આધારે ચાલવું અને તે મુજબ નિવેદન કરવું અને તે અનુસાર વર્તવું એ સત્યનિષ્ઠાનું આવશ્યક અંગ છે. બધી જ બાબતો વિશે પેટમાં શંકા રાખીને માણસ જો ચાલવા જાય તો તે નાસ્તિક બની જાય, તેનું જીવન સુકાઈને વેરાન બની જાય. માણસને જેવું અને જેટલું સત્યનું દર્શન થયું હોય તે સત્યને વળગી રહેવું અને તે પ્રમાણે ચાલવું એ જ તેની સાચી ઉપાસના છે.

સત્ય સ્થિતિમાન નથી પણ ગતિમાન છે. જે કોઈ થોભી જાય છે, ઊભો રહે છે તેને સત્યની પ્રાપ્તિ થતી નથી. જે ચાલે છે, ગતિમાન છે, પ્રયોગશીલ છે તેને માટે જ સત્ય છે. હાથમાં ફાનસનો દીવો લઈને જો રાત્રે ઊભા હોઈએ તો

બધું જગત આપણી નજરે પડતું નથી. પણ તે દીવો હાથમાં પકડીને આપણે ચાલવા માંડીએ એટલે જેટલાં પગલાં ચાલીએ તેટલો આગળનો પ્રદેશ આપણને દેખાવા માંડે છે, અને એ રીતે બધા ભૂમિભાગનો અનુભવ આપણને થઈ શકે છે. સત્ય ચાલનારને માટે છે, થોભી જનાર કે ઊભા રહેનારને માટે નથી.

જે માણસ સ્વાર્થના કાંપમાં ખૂંતી જાય છે અથવા જેને પક્ષાભિમાનનો પક્ષાઘાત થયો છે તેનાથી સત્ય દૂર ગયું, તેને ને સત્યને અંતર પડી ગયું સમજવું. સત્ય નિસ્પૃહી માટે છે.

કેટલાક લોકોને એમ લાગે છે કે દુનિયામાં કશાની જ પરવા ન રાખવી, કશું જ કરવું નહીં અને બધા જ વહેવાર છોડી દેવા એ બધાં નિઃસ્પૃહતાનાં લક્ષણ છે. પરંતુ એ વાત સાચી નથી. જીવનનો જ ત્યાગ કરો તો જીવન કૃતાર્થ કેમ થાય? જીવન શુદ્ધ, સમૃદ્ધ અને પારમાર્થિક કરવું એ જ તેને કૃતાર્થ કરવાનો ઉપાય છે.

દુનિયાના બધા વહેવાર તપાસી તે જેવા છે તેવા જ રૂપમાં તેનું દર્શન કરવાની શરૂઆત કરતાંની સાથે જ દુનિયા વસ્તુતઃ કેવી છે એ સમજી લેવાની જિજ્ઞાસા અને જવાબદારી પેદા થાય છે, કેમ કે દુનિયામાં ઘણી વાર એવો અનુભવ થાય છે કે જે જેવું નજરે પડે છે તેવું તે નથી હોતું. બધી જ બાબતોનું જવાબદારીપૂર્વક નિવેદન કરવાની ટેવ પડ્યા પછી સૂક્ષ્મ નિરીક્ષણ કર્યા વિના છૂટકો જ રહેતો નથી. આવા પ્રકારનું નિરીક્ષણ કરવા લાગીએ કે તરત જ એવું દેખાઈ આવે છે કે ઘટનામાત્રમાં કોઈક એક સાર્વત્રિક નિયમ હોય છે; અને બધી ઘટનાઓ એ નિયમના અંશાવતાર જેવી હોય છે. આ વાતની ઉત્તરોત્તર પ્રતીતિ થતાં થતાં નિવેદન કરવાના કાર્યની સાથે જ નિરીક્ષણની સાધના શરૂ થાય છે. નિરીક્ષણ-પરીક્ષણ શરૂ થયું તેની પાછળ આપોઆપ જ પ્રયોગ શરૂ થાય છે. નિરીક્ષણ અને પરીક્ષણ એ બે વૃત્તિઓમાં પરિસ્થિતિ જેવી હોય તેવી જ સ્વીકારી લેવામાં આવે છે. પ્રયોગમાં વિશિષ્ટ પરિસ્થિતિ ઉપજાવીને સૃષ્ટિનો નિયમ શો છે, સત્ય પોતાનો વહેવાર કઈ રીતે ચલાવે છે અથવા નભાવે છે તે જોવાની આવડત આવતી થાય છે. અને યથાર્થકથનની સાથે જ નિયમ-શોધન પણ સત્યની ઉપાસનાનું આવશ્યક અંગ બની જાય છે.

વેદોમાં સત્યમ્ અને ઋતમ્ એ બે શબ્દો એકીસાથે આવે છે. બંનેના અર્થ જુદા, છતાં ભાવ એક જ છે. સત્ એટલે હોવું. જે ત્રિકાલાબાધિત છે તે સત્ય. જે ચિરકાળ ટકે છે, જેનો વિરોધ ટકી શકતો નથી અને જે વિકાર પામતું નથી, વિકારને દાદ દેતું નથી તે સત્ય. ઋતનો અર્થ જરા જુદો છે. ઋ એટલે જવું, ચાલવું, નિયમપૂર્વક આવવું અને જવું. ઋતુ શબ્દ આ ઉપરથી નીકળેલો છે. ઋતમ્ એટલે આ સર્વ વિશ્વમાં અનુસ્યૂત થયેલો સાર્વભૌમ નિયમ. દુનિયાની બધી ઘટનાઓ પરિવર્તનશીલ છે અને આ પરિવર્તનો અથવા આવર્તનો એક વિશિષ્ટ

નિયમ મુજબ ફરી ફરીને આવે છે અથવા થાય છે. આ હકીકત માણસને દેખાવા લાગી તેની સાથે જ તેને સત્યના વ્યાપક સ્વરૂપનું અલપઝલપ દર્શન થયું. ઋતમ્‌નું ધ્યાન ધરતાં ધરતાં આખરે સત્ય પ્રકાશિત થયું.

[મારી એક કલ્પના અહીં નોંધી રાખું. કેટલાક લોકોની ઋતમ્ વિશેની ઉપાસના એટલી ઉત્કટ નીવડી કે તેમણે ઋતમ્‌ને જ सा काष्ठा सा परागतिः । એ શબ્દમાં વર્ણવ્યું. ઋતમ્‌ની આગળ બીજું કશું જ નથી. ઋતમ્ એ જ અવધિ છે એમ તેઓ કહેવા લાગ્યા. પરંતુ ઋતાર્થી ઋષિઓએ (ઋષિ શબ્દ પણ ઋ ધાતુમાંથી જ નીકળેલો છે. જે જાય છે, ઉત્કટતાથી જીવન જીવીને તેનો પાર કાઢે છે અને બીજાઓને માટે જીવનશાસ્ત્ર રચી આપે છે તે ઋષિ છે. આ ઋષિઓનો પરમ આદર્શ સૂર્ય છે. તે જ અખંડ, સતત ચાલે છે, સર્વને પ્રકાશ આપે છે, અન્ન આપે છે, પ્રેરણા આપે છે અને પોષે છે. તેને જ એકર્ષિ કહ્યો છે. प्राणः प्रजानाम् उदय येष सूर्यः ।) ઋતમ્‌ને ઓળખી પોતાનું જીવન ઋતનિષ્ઠ બનાવ્યું ત્યારે તેમને ઋતમ્‌નો પણ આધાર જે સત્ય તે સાંપડયું. આજે જગતમાં સત્યનિષ્ઠાની વાત બધે થાય છે. પરંતુ તત્ત્વતઃ ઊંડો વિચાર કરીને તત્ત્વજ્ઞાન નિશ્ચિત કરનારા લોકોમાં ઋતવાદીઓનો એક પક્ષ અને સત્યવાદી એવો બીજો પક્ષ હશે. ઋતવાદી લોકો સત્યવાદીઓને અતિવાદી (એટલે કે 'મિસ્ટીક') કહે છે, કોક વાર એમનો નિષેધ પણ કરે છે. ઉપનિષદોમાં કહ્યું છે કે અતિવાદીએ પોતે અતિવાદી છે એ વાતને છુપાવવી નહીં. કોઈ એને કહે કે તું અતિવાદી છે તો તેણે પોતે નિખાલસપણે સ્પષ્ટતાથી કબૂલ કરવું કે હા, સાચે જ હું અતિવાદી છું.]

યથાર્થકથન અને નિયમશોધન એ બે વાતો સિદ્ધ થયા પછી એમાંથી નિયમ-પાલન આપોઆપ નીપજે છે. જીવનનું બધું સામર્થ્ય અને બધું સમાધાન જીવન-સિદ્ધાંતોને, જીવનશાસ્ત્રને અનુસરવાથી જ પ્રાપ્ત થાય છે. 'તેઓ ઋતુઓનો દ્રોહ કરતા નથી' એવું એક વચન વેદોમાંની સ્તુતિઓમાં આવે છે તે ખરેખર જ વિચારવા લાયક છે. ઋતુ જેમ જેમ બદલાય તે મુજબ આપણી રહેણી બદલતા રહીએ તો આપણે નીરોગી અને દીર્ઘાયુ થઈએ છીએ. નિયમને ઓળખીને અથવા સમજીને તેને અનુરૂપ પરિવર્તન જીવનમાં કરવું એ જ સનાતન જીવનની ગુરુ-ચાવી છે. સનાતન એટલે નિત્યનૂતન, અખંડ તાજા રહેવાની કળા. એ જ સાચું યૌવન છે.

લગ્નમાં જે સાત પ્રતિજ્ઞાઓ કરવાની હોય છે તેમાંની છઠ્ઠી પ્રતિજ્ઞા 'ઋતુભ્યઃ' છે. સ્ત્રીપુરુષ લગ્નથી એકજીવ થતી વખતે પરસ્પર નિશ્ચય કરે છે કે આપણે બંને એકઠાં મળીને પ્રવાસ કરીએ, પરાક્રમ કરીએ, ધનધાન્ય, સંપત્તિ મેળવીએ, પશુ-પક્ષી પાળીએ, એકબીજાને આનંદદાયક થઈએ, પ્રજાને વધારીને તેની સેવા કરીએ. વિવાહિત જીવનના આદર્શને અનુરૂપ આવી પ્રતિજ્ઞાઓ કર્યા પછી છઠ્ઠી પ્રતિજ્ઞા 'ઋતુભ્યઃ' એવી છે. તેનો સાચો અર્થ એવો છે કે વિવાહની પ્રતિજ્ઞા જીવનભરને

માટે છે; જીવન એ જીવન છે એટલે તે પરિવર્તનશીલ તો હોય જ. આજના નિયમો આવતી કાલે બાધક થાય અને આજની પ્રેમદોરી કાલે ફાંસીની દોરી બની જાય. આવું ન બને તેટલા ખાતર બંને જ એકબીજાના જીવનમાં અને આદર્શમાં જેવા જેવા સ્વાભાવિક અને સંસ્કારજન્ય ફેરફારો થાય તે પ્રમાણે એકબીજાને અનુકૂળ થવું જોઈએ. ઋતુ બદલાય તેની સાથે જ જીવનનો બધો ઘાટ જ બદલાઈ જવો જોઈએ. પરસ્પર અનુકૂળ રહીને બદલાતા રહેવાની આ પ્રતિજ્ઞા 'ઋતુભ્યઃ'માં આવી જાય છે.

(અહીં પ્રસ્તુત ન હોવા છતાં આની પછીની સાતમી પ્રતિજ્ઞા વિચારીએ તો તે અનિષ્ટ નહીં થાય. 'सखा सप्तपदी भव' એ તે પ્રતિજ્ઞા છે. સ્ત્રીપુરુષ વચ્ચે માલિક અને અધીનનો ભાવ ન હોવો જોઈએ. સખ્યનો સામાન્ય ભાવ હોવો જોઈએ એ આ પ્રતિજ્ઞાથી સ્પષ્ટ કરેલું છે. લક્ષ્મીનારાયણ, સીતારામ, શિવશક્તિ વગેરે નામો જેમ આપણે એકસાથે લઈએ છીએ, એમને છૂટાં કદી ન પાડી શકાય એમ આપણે માનીએ છીએ તે જ પ્રમાણે જે બે જણની વૃત્તિ અને પ્રવૃત્તિ સહ અને સમાન છે તેમનું સખ્ય થયું એમ કહી શકાય. આવો સમાનતાનો અને કદીયે ન તૂટનારો એકચનો સંબંધ તે સખ્યસંબંધ છે. સ્ત્રીપુરુષનો સંબંધ આવો હોવો જોઈએ અને લગ્ન કરવાનું હોય તો તે એ પ્રતિજ્ઞાથી જ કરવાનું હોય.)

આટલો વિસ્તાર કર્યા પછી ઋતની કલ્પના સ્પષ્ટ થઈ જવી જોઈએ. એ ઋતને જેણે ઓળખ્યું તે ઋતનિષ્ઠ થવાનો જ. એટલે ઋતનિષ્ઠા એ સત્યપાલનનું એક રૂપ છે એટલું સિદ્ધ થયું.

જે પ્રમાણે જીવનના નિયમોને બરાબર વળગી રહેવું જોઈએ તે જ પ્રમાણે આપણે જાતે જે કોઈ નિયમ કર્યો હોય, વચન આપ્યું હોય, પ્રતિજ્ઞા કરી હોય, વ્રત લીધું હોય તો પ્રાણ જાય તોપણ તે બાબતોમાં છેતરપિંડી ન થાય એવી નિષ્ઠા અને આગ્રહ હોવાં એ પણ સત્યપાલનનું જ મહત્ત્વનું અંગ છે. યથાર્થ-કથન, નિયમશોધન, નિયમપાલન, નિયમાનુકૂલ પરિવર્તન, એ બધાંની સાથે વ્રત-પાલન, વચનપાલન, એ બાબતોનો પણ સત્યમાં સમાવેશ થાય છે. આવા સત્યનું પાલન જેણે કર્યું છે તેનામાં બે પ્રકારનાં સામર્થ્યો ઉત્પન્ન થાય છે. એક તો તેની વાણીમાં તેજ આવે છે, તેના બોલવાનો સર્વત્ર પ્રભાવ પડે છે, અને બીજું વસ્તુ-જાતનું રહસ્ય તેને ધીમે ધીમે આપોઆપ સમજાવા માંડે છે. આ જ્ઞાનને લીધે તે વધારે ને વધારે જવાબદાર તેમ જ વધારે ને વધારે ક્ષમાવાન બને છે. ઘરના કર્તાહર્તા પુરુષની જે જાતની જવાબદારી હોય છે તે જ આખા સમાજની બાબતમાં તેની પાસે આપોઆપ આવે છે. સાચું ગણનાયકત્વ આ જ છે. એ માગેલું મળતું નથી કે છોડેલું છૂટતું નથી.

દીર્ઘકાળની આવી સત્યનિષ્ઠાથી અને સત્યપરાયણ સેવાથી માણસનું હૃદય

વ્યાપક થતું જાય છે, સર્વને વિશે પ્રેમભાવ વધે છે, કોઈની સાથે વેર રહેતું નથી અને આત્માનો વિકાસ થવાથી સ્વાભાવિક રીતે જ સર્વનું હિત કરવાનું બની શકે છે, સત્ય સર્વસમર્થ છે એવો વિશ્વાસ વધતો જાય છે અને વ્યાપક અર્થમાં સત્યનું પાલન કરવું એ જ સર્વોત્તમ સમાજસેવા છે એવું નક્કી થાય છે.

ઇંદ્રિયજન્ય સુખ અને સામર્થ્યજન્ય સત્તા એ બે સાથે સત્યનો બારમો ચંદ્રમા હોય છે. સત્ય અને સત્તા બે એક ઠેકાણે રહીને ખીલી શકતાં નથી, કેમ કે સત્યની પોતાની એવી સત્તા બાહ્ય સત્તાથી મલિન થાય છે. સત્યના સાક્ષાત્કારનું સમાધાન અને ઇન્દ્રિયો દ્વારા મળતું સુખ એનો કદી મેળ બેસે એમ નથી. સાચા સત્યમાં તપસ્વિતા આપોઆપ આવે છે અને પ્રસન્નતા પણ હોય છે. પ્રસન્નતાવાળી તપસ્વિતા એ જીવનમાં સત્યનું સહેજે દેખાઈ આવતું બાહ્ય લક્ષણ છે.

આટલે સુધી જે પહોંચ્યો તેને પછીથી બાહ્ય નિયમનની જરૂર રહેતી નથી. તે પોતે જ નિગમનમય બની જાય છે. નિગમ એટલે જ ધર્મ. ધર્મ કંઈ યાંત્રિક નથી હોતો, જડ નથી હોતો. કોઈ પણ કવિને, કળાધરને; તત્ત્વજ્ઞાનીને અથવા સમાજનેતાને જેમ અંતરથી સ્ફુરણા થાય છે તેમ જ ધર્મ પણ એક અંતરની સ્ફુરણા છે. ધર્મ એ કોઈએ ઠોકી બેસાડેલો નિયમ નથી પણ તે ચૈતન્યની, સુપ્રીમ પરસનાલિટીનો આવિષ્કાર છે અને તેથી જ તેને પરમેશ્વરના નામથી ઓળખવામાં આવે છે. સત્યથી જુદો એવો કોઈ ધર્મ નથી અને ધર્મથી જુદો પરમેશ્વર નથી. જે સત્યને માને છે તે ધર્મનિષ્ઠ છે અને જે ધર્મનિષ્ઠ છે તે ઈશ્વરનિષ્ઠ તો છે જ છે. લોક જેને ઈશ્વર કહીને ઓળખે છે તે તો કાલ્પનિક છે. લોકોની શક્તિને પચે એવા રૂપમાં ધર્મનો સુલભ અવતાર બનાવીને તેને લોકોની આગળ ઈશ્વર તરીકે રજૂ કરવામાં આવેલો હોય છે.

આ વિશ્વમાં ક્યાંયે કોઈ જાતનો ખંડ નથી. આખું વિશ્વ પરસ્પર સંબંધથી સંકળાયેલું છે, એક છે; તેમાં ભિન્નતાને સ્થાન નથી. એ 'સર્વ' તે જ સમાજ અને એ સમાજનું જે પરમ સ્વરૂપ તે જ સત્ય છે. સર્વની સાથે એકતાની પ્રતીતિ થયા પછી દ્વેષ, મત્સર, સ્વાર્થ, ભીતિ, અનાર્યતા કશું બાકી રહેતું નથી. અભય અને સત્ય એક સ્થળે જ હોવાનાં. અભય એટલે જ બ્રહ્મ એવું યાજ્ઞવલ્ક્યે મોટી ગર્જના કરીને કહ્યું છે.

સત્યનું આમ જે વ્યાપક સ્વરૂપ ઠરાવ્યું છે તે સ્વીકાર્યા પછી સત્ય એ જ માણસના જીવનનું સાધન તેમ જ સાધ્ય બને છે. જે કંઈ જાણવા જેવું છે તે બધું સત્ય શબ્દમાં સમાઈ જાય છે. જે કંઈ મેળવવાનું છે, કેળવવાનું કે કમાવાનું છે તે બધું કેવળ સત્ય જ છે. આ સત્ય સર્વાત્મક અને એકરૂપ જ હોઈ શકે એટલે એમ પણ કહી શકાય કે સત્યની સાધનાથી એકત્વ મેળવવાનું છે. અને તેથી જ સર્વાત્મૈક્ય એ જ વિશ્વનો પરમ આદર્શ છે એમ નિશ્ચય થાય છે.

સાચી રીતે જોતાં આ આદર્શ નવો પેદા કરવાનો અથવા નવો પ્રસ્થાપિત

કરવાનો નથી પરંતુ કેવળ અનુભવવાનો છે. એ અનુભવ જે પ્રમાણમાં થાય તે પ્રમાણમાં સંઘર્ષ ઓગળી જાય છે અને સામંજસ્ય સ્થપાય છે.

## ૨૪. શાંતિ

જગતમાં વિવિધતા અને એકતા બંને દેખાય છે. વિવિધતામાં જ ઐક્ય ભરેલું છે એ વાતનો સાક્ષાત્કાર જ્યાં સુધી થયો નથી ત્યાં સુધી જુદાં જુદાં તત્ત્વોનો ગજગ્રાહ એકસરખો ચાલુ જ રહે છે. વિવિધતાનો આ ખેલ ચાલે છે ત્યાં સુધી જ દુનિયા છે એમ કેટલાક લોકો માને છે. વિવિધતા અસ્તિત્વમાં છે ત્યાં સુધી એકતા અપ્રતિષ્ઠિત છે એમ માનવું એ સાચી રીતે જોતાં એક ભૂલ છે. બહુ તો એમ કહેવાય. વિવિધતા અસ્તિત્વમાં છે, જુદાં જુદાં તત્ત્વોનો ગજગ્રાહ ચાલે છે ત્યાં સુધી એકતા સાક્ષાત્ થઈ નથી, સિદ્ધ થઈ નથી. સંગીતમાં જુદા જુદા સ્વર અથવા સૂર એકીવખતે અથવા એક પછી એક આવતા હોવાથી રાગનો અનુભવ થાય છે. સંગીતમાં આવતી સૂરોની આ વિવિધતા પરસ્પર મારક નથી પરંતુ એકબીજાને પોષક જ છે. જુદા જુદા સ્વરોમાં રહેલો પરસ્પરનો જે મેળ અથવા સંગતિ તે જ સંગીત છે.

એવી સંગતિ અથવા એવું સંગીત સમાજમાં કેવી રીતે ઉત્પન્ન કરવું તે અહીં સુધી કહ્યું. અત્યાર સુધી ચર્ચેલાં પચીસ સાધનોથી જ એ બની શકે. પરંતુ તેને માટે પરસ્પર સંગતિ, પરસ્પર અનુકૂળતા અને વિગ્રહનો અભાવ એટલે કે શાંતિનો છવ્વીસમો આદર્શ નજર આગળ સ્પષ્ટ હોવો જોઈએ. એ આદર્શની વિરુદ્ધ એવું કશું સમાજમાં દાખલ ન થાય તેની ખબરદારી રાખવી જોઈએ. એ જ કારણે શાંતિને સામાજિક ઉન્નતિનું સાધન ગણેલી છે. અહિંસા જો સામાજિક આદર્શ હોય તો હિંસાથી તેને સિદ્ધ કરવાનો પ્રયત્ન ભૂલભરેલો થાય. માણસની અધીરાઈને લીધે અને નબળી અથવા ઢીલી શ્રદ્ધાને કારણે હિંસા વચ્ચે વચ્ચે આવી ચડે એ વાત જુદી છે પણ સાધન-સમુચ્ચયમાં તેને સ્થાન ન મળવું જોઈએ. એ જ પ્રમાણે શાંતિ અને સંગતિ એ જ જ્યાં પરમ આદર્શ છે ત્યાં વિગ્રહ અથવા વિરોધને કોઈ પણ ભૂમિકાએ, ઉન્નતિની કોઈ પણ કક્ષાએ માન્યતા ન મળવી જોઈએ. જગતમાં જ્યાં સુધી એકતાનો અનુભવ નથી ત્યાં સુધી વર્ગવિગ્રહ અને ખેંચતાણ ચાલશે જ. પરંતુ જેમને અંતિમ આદર્શ દેખાય છે, વર્ગભેદ અને એકાંગીપણું જેમને આખરે દૂર કરવું છે તેમણે બહુ તો વર્ગવિગ્રહના અસ્તિત્વને સહી લેવું પણ તેનું વિધાન તો ન જ કરવું. સાધન કદી સાધ્યથી વિપરીત હોય એ ન ચાલે.

વિવિધતા જ્યાં સુધી રહેશે — અને તે અખંડ રહેવાની નથી એમ માનવાને

કેવડાં મોટાં મહાભારત કાર્યો પાર પાડી શકે! અને જેની કલ્પના પણ આપણને આજ લગી નથી આવી એવી અલૌકિક સંસ્કૃતિ આપણે નિપજાવી શકીએ.

આજની સ્થિતિવાળા માણસને જો માણસ કહીએ તો ભાવિ સંસ્કૃતિના માણસ-ને દેવ કહેવો જોઈશે અને તેથી જ આ છવ્વીસ સાધનો વડે સંપન્ન એવી સંસ્કૃતિને દૈવી સંપત* એવું નામ આપેલું છે. આ દૈવી સંપત્તિ જ લોકજીવનનો અંતિમ આદર્શ છે. એ આદર્શ સિદ્ધ કરવાને માટે સમાજની રચના કેવી હોવી જોઈએ તે હવે જોવાનું છે.

## ૨૫. ચાતુર્વર્ણ્ય

જીવનસહકારથી પરસ્પર સંકળાયેલી વ્યક્તિઓનો સમુદાય તે સમાજ. આ જીવનસહકાર જેટલો સુભગ અને વ્યાપક તેટલો તે સમાજ બળવાન હોય છે. સહકાર જો સંકુચિત અથવા એકાંગી હશે તો તે સમાજ ક્ષીણવીર્ય અને રોગી હશે. સહકારને વ્યાપક બનાવવાને માટે સહકારી ઘટકોમાં એક વિશેષ લાયકાત જરૂરની હોય છે. સમાજના કેટલાક લોકો જો ચારિત્ર્યદુર્બળ થઈ જાય તો તેમના ઉદ્ધારને ખાતર બાકીના લોકોએ પોતાનું બલિદાન આપવું પડે છે. આ બલિદાનને માટે જે આગ્રહ વપરાય છે તે સામાજિક જીવનના સત્યને અનુસરીને હોય છે. તેથી જ તેને સત્યનો આગ્રહ કહ્યો છે. આવા પ્રકારનો આગ્રહ જ્યાં નથી ત્યાં ગ્રેશામનો નિયમ આપોઆપ લાગુ થઈ જાય છે. કેટલાક લોકો ચારિત્ર્યભ્રષ્ટ થાય એટલે બાકીનાને ટકી રહેવાને માટે તેમના જ પ્રવાહમાં વહેતા થઈને પોતે પણ ભ્રષ્ટ થવું પડે છે. ગ્રેશામના આ નિયમથી બચવાને માટે જેમને સંસ્કૃતિના આધાર-સ્તંભ કહી શકાય એવા ગુણોની માવજત બહુ જ ખબરદારીથી કરવી પડે છે અને તેથી જ એ ગુણોને સમાજની દૈવી સંપત્તિનું નામ મળેલું છે.

ચાતુર્વર્ણ્યની કલ્પના ઋગ્વેદમાં જ છે. તેથી તે આપણા સમાજના છેક મૂળમાં જ છે એમ કહી શકાય. પરંતુ વેદમંત્રનો કાળક્રમ બેસાડવાનો પ્રયત્ન કરનારા કેટલાક આધુનિક લોકો કહે છે કે ચાતુર્વર્ણ્યની કલ્પના દશમા મંડળમાંનાં

* દૈવી સંપત્તિ વિશેના ગીતાના શ્લોકો નીચે આપ્યા છે:

अभयं सत्त्व-संशुद्धिर् ज्ञान-योग-व्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश् च स्वाध्यायस् तप आर्जवम् ।। १६-१
अहिंसा सत्यम् अक्रोधस् त्यागः शान्तिर् अपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वम् मार्दवं ह्रीर् अचापलम् ।। १६-२
तेजः क्षमा धृतिः शौचम् अद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीम् अभिजातस्य भारत ! ।। १६-३

પુરુષસૂક્તમાં પ્રથમ આવે છે અને એ મંડળ ઋગ્વેદના મંત્રોમાં છેક છેવટનું છે એટલે કાળક્રમની દૃષ્ટિથી જોતાં પ્રમાણમાં અર્વાચીન છે.

મહાભારતમાં કહ્યું છે કે અસલમાં જ્યારે સમાજ શુદ્ધ અવસ્થામાં હતો ત્યારે એક જ દેવ, એક જ વેદ અને એક જ વર્ણ હતો. અને આ વર્ણ તે બ્રાહ્મણ વર્ણ. પાછળથી સમાજનો જેમ જેમ હ્રાસ થતો ગયો તેમ તેમ વર્ણો વધ્યા અને તેમની સંખ્યા ત્રણ અને ચાર સુધી પહોંચી. આ કલ્પનામાં ઘણું તથ્ય છે.

મૂળ કલ્પના પ્રમાણે સામાજિક જવાબદારી સંપૂર્ણપણે સમજનારો અને સમાજ-સેવાનું પોતાનું કર્તવ્ય પાર પાડવાવાળો જે માનવપ્રાણી તે બ્રાહ્મણ છે. તે પછી સામાજિક જવાબદારીની બાબતમાં શિથિલ અથવા મંદ અને પોતાના જ સંકુચિત સાધ્યને વિશે અત્યંત ઉત્સુક એવો જે બહુજનસમાજ રહ્યો તેનું નામ વૈશ્ય પડ્યું. વૈશ્ય શબ્દનો મૂળ અર્થ સમાજ જ છે. આ વૈશ્ય અથવા સામાન્ય માનવસમાજ ધન આપીને તેના બદલામાં બીજાઓની પાસેથી સામાજિક કામો કરાવી લેવા લાગ્યો. તેથી જ બ્રાહ્મણ અને વૈશ્ય એવો ભેદ ઉત્પન્ન થયો.

ઉપનિષદોમાં બ્રાહ્મણ અને કૃપણ એવા ભેદ પાડેલા છે. બ્રહ્મ એટલે અત્યંત વ્યાપક અને વિરાટ એવું સમાજનું સનાતન સ્વરૂપ એવો અર્થ જો કરીએ તો બ્રહ્મપરાયણ તે બ્રાહ્મણ અને એ ઉચ્ચ આદર્શ જેનાથી ઝિલાતો નથી અને તેથી જે કૃપાને પાત્ર છે તે કૃપણ એવો ભેદ પેદા થાય છે.

મહાભારતમાં કહ્યું છે કે ક્ષત્રિયો બ્રાહ્મણમાંથી ઉત્પન્ન થયા અને તેથી ક્ષત્રિયો-નું વીર્ય ગમે તેટલું અમોઘ હોય તોપણ તે બ્રાહ્મણની સામે ઓલવાઈ જાય છે. स्वयोनौ उपशाम्यति ।

સમાજની સેવા કરવી એટલે મુખ્યત્વે કરીને સમાજને તેના આદર્શો ઓળ-ખાવીને દરેક જણને પોતપોતાના કર્તવ્ય મુજબ ચાલવાની પ્રેરણા કરવી તે. એ કામ બ્રાહ્મણનું છે. સમાજવ્યવસ્થા એટલે કે ધર્મ બ્રાહ્મણના હાથમાં સલામત હોય છે. બ્રાહ્મણ એ ધર્મને ખાતર જ ઉત્પન્ન થયો છે. स तु धर्मार्थमुत्पन्नः । ब्राह्मणस्य तु देहोऽयम् क्षुद्रकामाय नेष्यते । બ્રાહ્મણનો દેહ કંઈ ક્ષુદ્ર વિષયતૃપ્તિને અર્થે નથી. ભોગ અને ઐશ્વર્યની પાછળ જે પડવાનું તે કૃપણે પડવાનું. બ્રાહ્મણે તો દેહ પહોંચે ત્યાં સુધી ઘસારો વેઠી દેહ પડે પછી પણ પોતાની સેવાને જોરે તપશ્ચર્યાના ફળ લેખે સમાજજીવનમાં જ અનંતકાળ સુધી એકજીવ થઈ જવું જોઈએ. સમાજનું સુખ તે જ તેનું સુખ.

બ્રાહ્મણના આ આદર્શ પ્રમાણે બ્રાહ્મણે પોતાની સેવાથી અને સ્વાર્થત્યાગથી સમાજને શુદ્ધ અને તેજસ્વી રાખવો જોઈએ. એટલી શ્રદ્ધા ન હોય, એટલી ધીરજ રાખી ન શકાય તો માણસ પોતાના સામર્થ્યનો ઉપયોગ કરીને બીજાઓને દાબમાં રાખવાનો પ્રયાસ કરવાનો જ. બ્રાહ્મણમાંથી ક્ષત્રિય પેદા થયો છે એમ જે કહેવાય છે તે આ જ અર્થમાં. સત્યનો આગ્રહ છૂટી જાય અને સત્તાનો,

હત્યાનો દોર શરૂ થાય એટલે સમાજ ક્ષત્રિયપ્રધાન થયા વિના રહે જ નહીં.

આમ થાય તોપણ 'બ્રાહ્મણ અને ક્ષત્રિય મળીને સમાજનેતાઓનો એક વર્ગ અને બાકી જે રહે તે વિરાટ 'વૈશ્યસમાજ' એ પ્રકારની સમાજવ્યવસ્થા લાંબા વખત સુધી ચાલે એ તદ્દન કુદરતી છે. આ ત્રૈવર્ણિક સમાજ કહેવાયો. એ પછી જ્યારે સમાજમાં બ્રાહ્મણક્ષત્રિયોની ખામીઓ કે દોષોને લીધે અસંસ્કારી અથવા સંસ્કાર પામવાની જેની શક્તિ નથી એવો વર્ગ ધીરે ધીરે જામતો જાય છે ત્યારે તેને શું કામ સોંપવું એવો સવાલ ઊભો થાય જ છે. કહેલું અથવા બતાવેલું કરનાર આવા પામર વર્ગ પાસેથી કોઈ પણ આખરે પરિચર્યાનું કામ જ કરાવશે. મરાઠીમાં એક જૂની કહેવત છે કે 'કરણારા ભેટલા મ્હણુજે કરુન ઘેણારા ભેટતો ચ' (કરનારો મળે એટલે કરાવનારો મળવાનો જ.) ઘોડો દીઠો કે માણસના ટાંટિયા આપોઆપ ઢીલા થઈ જાય છે. અને માણસ અશ્વારોહી બને છે. અને પછી ઘોડો ન મળે એટલે પાલખી બનાવવાની બુદ્ધિ સૂઝે છે. પરિચર્યા કરનારો વર્ગ તે જ શુદ્ર વર્ગ છે. આ વર્ગ પોતે જાતે કમનસીબ હોય છે અને સમાજને પણ કમનસીબ બનાવી દે છે. આવો વર્ગ સમાજમાં ન હોય ત્યાં સુધી સારું.

બધા જ શ્રમજીવી એટલે શારીરિક મહેનતથી ગુજરાન કરનારા લોકોને શૂદ્રમાં ગણી કાઢવાનો રિવાજ હમણાં હમણાં પડી ગયો છે. પણ તે બરાબર નથી. નાના-મોટા ધંધા અથવા મહેનતમજૂરી કરનારા લોકો શૂદ્ર નથી પણ વૈશ્ય છે. અંગ્રેજીમાં જેને 'મિનિયલ સર્વિસ' કહે છે તે કરનારા લોકો તે જ સાચું જોતાં શૂદ્ર છે. દાખલા તરીકે શરીરની ચંપી કરનારા, ભોઈનું કામ કરનારા એટલે કે પાલખી ઊંચકનારા, પગાર લઈને મંદિરોમાં પૂજા કરવાને રહેનારા, વાસણો માંજનારા, કપડાં ધોનારા, ચંદન ઘસનારા, વાળઝૂડ કરનારા વગેરે જે લોકો છે તે શૂદ્ર છે. કાપડ તૈયાર કરીને, લાકડાંની પેટીઓ બનાવીને, ફૂલોની માળા તૈયાર કરીને, પુસ્તકો લખી આપીને, જોડા સીવીને અને એવાં જ બીજાં કામો કરીને ગુજરાન કરનારા લોકો તે વૈશ્ય છે.

જે કામો સાચું જોતાં પોતાને માટે પોતાની જાતે જ કરી લેવાં જોઈએ તે કામો બીજાને માટે કરીને જે આજીવિકા મેળવે છે તે પરિચારક છે. આવાં કામો કરી આપીને તે માણસ સામાજિક શ્રમવિભાગ કરતો નથી પણ લોકોના એદી-પણાને ઉત્તેજન આપે છે અને પોતે સમાજને આધીન એવો કિંકર, (શું કરું? એમ પૂછનારો) અથવા નોકર બને છે. એદી માણસ પરિચારકો અથવા ચાકરો પર અવલંબીને રહેવાની ટેવથી પોતે પણ એક જાતનો આશ્રિત જ બને છે એ વાત પણ આ બાબતમાં ધ્યાનમાં રાખવા જેવી છે.

કોઈ પણ સમાજમાં શૂદ્ર વર્ણ વધારે પ્રમાણમાં હોય એ ભયસ્થાન છે. અહીં શૂદ્ર એટલે સંસ્કારશૂન્ય. શૂદ્ર વધારે પ્રમાણમાં હોય એ હકીકત બ્રાહ્મણની નાલાયકી પુરવાર કરે છે. આંધળા, બહેરા, મૂંગા, જડબુદ્ધિ વિદ્યાર્થી વગેરે લોકો, જેમને

કેળવવાનું કામ અથવા જેમને શિક્ષણ આપવાનું મુશ્કેલ હોય છે તેમને શિક્ષણ આપવાની અનેક તરકીબો અને પદ્ધતિઓ શોધી કાઢી યુરોપના શિક્ષણશાસ્ત્રીઓ એટલે કે બ્રાહ્મણો પોતાના વર્ણધર્મને કૃતાર્થ કરી રહ્યા છે. જેમને વિદ્યાનો 'અધિકાર' નહોતો તેમને આ રીતે તે અધિકાર મેળવી આપીને સમાજ ઉપરનો અ-સંસ્કારી લોકોનો બોજો તેમણે બહુ અંશે ઓછો કર્યો છે. એથી ઊલટી જ રીતે આપણે ત્યાંના બ્રાહ્મણો વિદ્યાની ભૂખવાળા લોકોને પણ 'તમને વિદ્યા મેળવવાનો અધિકાર જ નથી' એમ કહીને પોતાની નાલાયકી અને કર્તવ્યભ્રષ્ટતાને જ જગ-જાહેર કરી રહ્યા છે.

ચાતુર્વર્ણ્યનો આ દૃષ્ટિથી વિચાર કરીએ તો એક બાજુએ સમાજસેવક બ્રાહ્મણ-ક્ષત્રિય વર્ગ અને બીજી બાજુએ સમાજના પરિચારકો થઈને રહેનારો વર્ગ, અને એ બે છેડાને બાદ કરતાં બાકી જે વિરાટ વિભાગ રહે છે તે વૈશ્ય વર્ગ એવી વ્યવસ્થા બંધબેસતી આવે છે. આ વૈશ્યોમાં બધી જાતના ધંધાના લોકોનો સમાવેશ થાય છે. વર્ણની દૃષ્ટિએ વિચારીએ તો બધા ધંધા સરખા છે. જુદા જુદા ધંધાને અનુ-સરનારી અલગ અલગ ન્યાતો બને તેને વૈશ્ય વર્ણના પેટા વિભાગો ગણવા જોઈએ. આ બધા જુદા જુદા ધંધાના લોકોની રહેણી, કરણી અને વિચારસરણી વૈશ્ય પદ્ધતિની હોવાથી તેમની અંદર અંદરનાં લગ્નો શાસ્ત્રોક્ત જ ગણાય. તોપણ સામાજિક જીવનની સગવડની દૃષ્ટિથી દરેક ધંધાના લોકો પોતાની જ ન્યાતની કન્યા પસંદ કરે એ તદ્દન કુદરતી છે. એને ખાતર શાસ્ત્રની આજ્ઞા જરૂરી નથી.

વર્ણ એટલે આજીવિકા માટેનો ધંધો તેમ જ એમાંથી ઊપજતી અમુક સગવડ કે ખાસિયતવાળી રહેણી અને વર્ણવ્યવસ્થા એટલે દરેકે પોતપોતાનો વંશપરંપરાથી ઊતરી આવેલો ધંધો જ ચાલુ રાખવો અને લોભને કારણે અથવા કંટાળીને તેને છોડી ન દેવો એવો નિયમ. ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા પાછળ એક સર્વમાન્ય સમાજ-જીવનનો આદર્શ લેઈ એમાંના ચારે વર્ણ વચ્ચે એકરસતા અને સુમેળ સહયોગ સધાય છે.

એ જોકે સાચું છે કે વર્ણવ્યવસ્થાના મૂળમાં આજીવિકાનો વંશપરંપરાગત ધંધો એ જ વસ્તુ રહેલી છે તોપણ તેટલા જ ખાતર આટલો બધો આગ્રહ રાખ્યો છે અથવા આટલો વિસ્તાર કર્યો છે એમ નથી. સમાજમાં હરીફાઈનું તત્ત્વ હોવું જોઈએ એમ કહેનારા કેટલાક લોકો છે. હરીફાઈ બિલકુલ ન જ હોય એમ તો કોઈ કહેતું નથી. એક જ ધંધામાં પડેલા લોકો અંદર અંદર હરીફાઈ કરે જ છે. પણ જેને જેમ ફાવે તેમ ગમે તે ધંધો લઈ બેસવાની અથવા બદલવાની છૂટ ન હોવી જોઈએ. દરેક જણ જેમ ફાવે તેમ પોતાનો સ્વાર્થ શોધી લે, અને દરેકેદરેક માણસ એ રીતે ખબરદાર રહે એટલે પરિણામે આખા સમાજનું કલ્યાણ અકલ્પિત રીતે આપોઆપ જ સધાશે એવું કહેનારો જે પક્ષ છે તેને હરીફાઈનો પક્ષ કહે છે. આવા પ્રકારની હરીફાઈ સમાજદ્રોહી છે. સંસ્કૃતિની વિરોધી છે એ પુરવાર કરવાનું કામ બહુ મુશ્કેલ નથી. કોઈ પણ વ્યક્તિ કોઈ પણ ધંધો કરે તે

તેણે સમાજહિતને નજર આગળ રાખીને અને સમાજહિત સધાય એવી રીતે જ કરવો જોઈએ. તેમ કરતાં કરતાં પોતાને તદ્દન જરૂરની તેટલી જ આજીવિકા, જરૂરી તેટલી જ નિરાંત અને જરૂરની હોય તેટલી જ નવરાશ એ ત્રણ વસ્તુઓ મળે એટલે બસ થયું એવી વૃત્તિ દરેકે રાખવી જોઈએ. પરિસ્થિતિનો ગેરલાભ લઈ એટલે કે બીજા લોકોની અવદશા અને અજ્ઞાનતાનો લાભ ઉઠાવી તેમાંથી મળે તેટલો વધારે નફો ખેંચી લેવો એ હલાલ છે એવો ખ્યાલ અસલમાં નહોતો. વચગાળામાં એ વૃત્તિ બેફામ બની અને તેથી અનેક સામાજિક રોગો પેદા થયા. આ નફાનો ખ્યાલ નિર્મૂળ કરીને સમાજસેવાને અર્થે ધંધો કરવાની કલ્પના પહેલાંની માફક રૂઢ કરીશું એટલે વર્ણવ્યવસ્થા ફરી સ્થાપિત થઈ એમ કહી શકાશે.

એક જ ધંધો કરનારાં જુદાં જુદાં કુટુંબો ઉત્તમ પ્રકારની સેવા કરવાની બાબતમાં અને પોતાનો પેદા કરેલો માલ સુધારવાની બાબતમાં જરૂર એકબીજાની હરીફાઈ કરે. ધંધાના મહાજને નક્કી કરેલા ધંધાના નૈતિક આદર્શને તો દરેક જણે પોતાનું સત સમજીને અનુસરવું જોઈએ અને આખા સમાજે જે આજીવિકા બાંધી આપી હોય તેમાં જ સંતોષ માનવો જોઈએ. આ પ્રમાણે આજીવિકા ચલાવ્યા પછી શરીરની કે બુદ્ધિની જે શક્તિ વિશેષપણે પોતાની પાસે બચે તેનો ઉપયોગ નિષ્કામપણે સમાજસેવાને અર્થે દરેક જણે કરવો જોઈએ. વર્ણવ્યવસ્થાનો એ આદર્શ છે. કોઈ એક જણ ધંધે દરજી છે તેથી તેણે કોઈને ઉપદેશ આપવો નહીં, હિતની ચાર વાત કરવી નહીં અથવા પ્રસંગ પડચે સ્વજનોનું રક્ષણ કરવાને તેણે લડવું નહીં જ, એવો કંઈ વર્ણવ્યવસ્થાનો અર્થ નથી. બીજા ધંધામાં પેસી જઈ તે ધંધાના લોકોના પેટ પર પગ દેવાનું કામ માત્ર કોઈએ ન કરવું જોઈએ.

જે લોકોનો ધંધો એક જ છે અથવા સમાન છે તે લોકોમાં જીવનસહકાર વિશેષ પ્રમાણમાં હોય એ કુદરતી છે. દિલના ઉમળકાથી એકબીજાને ભેટમાં સારી સારી વસ્તુઓ આપવી-લેવી, સુખદુઃખની વાતો સાંભળવી અને કહેવી, એકબીજાને જમવાને બોલાવવું અથવા જવું એ બધાં જીવનસહકારનાં લક્ષણો છે. એકબીજાને ઘેર જમવું, ધંધાને અંગે એકબીજાને મદદ કરવી, સલાહ પૂછવી અને આપવી, દીકરી આપીને અને લઈને શરીર સંબંધથી બંધાવું એ બધો જીવનસહકાર છે. જે જે લોકોની રહેણીકરણી અને વિચારસરણી સમાન છે તેમની વચ્ચે આવો સહકાર થયા વિના રહે જ નહીં.

> ददाति प्रतिगृह्णाति गुह्यम् आख्याति पृच्छति ।
> भुंक्ते भोजयते चैव षड्विधं प्रीति लक्षणम् ॥

પોતાના જ વર્ણની કન્યા સાથે લગ્ન કરવાથી છોકરીને અનુકૂળ એવી રહેણીકરણી પહેલેથી જ મળી જાય છે, તેથી ઘરમાં તેમ જ ધંધામાં કુદરતી રીતે જ તેની સેવા કુટુંબને વધારે પ્રમાણમાં મળે છે, પરસ્પર પ્રેમ રાખવાનું સહેલું બને છે. અને તેથી તે વિશેષ ઉત્કટ રહે છે, અને એવાં દંપતીથી સંતતિને અત્યંત

ઈષ્ટ કૌટુંબિક વાતાવરણ મળી રહે છે. એટલે કે ધંધાની, જીવનની, પ્રેમની, અપત્ય-ની અને સમાજની બધી જ દૃષ્ટિથી સવર્ણ લગ્નો જ ઈષ્ટ છે, પણ એનો અર્થ એ નથી કે આ બધા લાભો જતા કરીને કોઈક વર્ણની બહાર લગ્ન કરે તો તે પાપ અથવા અનાચાર થઈ જાય છે. પૌષ્ટિક આહાર છોડીને કોઈ સત્ત્વ વગરનો આહાર કરે તો તે પોતાને નુકસાન કરે છે એમ કહી શકાય. પણ તેણે મહાપાતક કર્યું છે અથવા ધર્મ ડુબાવ્યો છે એમ સમાજ નહીં કહી શકે. તેવી જ રીતે વર્ણ બહાર લગ્ન કરવાથી વર્ણવ્યવસ્થા ખોળાઈ જાય છે એવું તો નથી જ. જ્યાં સુધી લગ્ન થયા પછી સ્ત્રી પોતાના ધણીના કુટુંબમાં પ્રવેશ કરે એવી વ્યવસ્થા છે, અને પતિની આજીવિકામાં ભાગ મેળવે છે ત્યા સુધી પતિનો વર્ણ તે જ પત્નીનો વર્ણ થાય છે એ સહજસિદ્ધ વાત છે. પછી તેના માબાપનો વર્ણ બીજો ગમે તે હોય તેથી શું થયુ? આજે જેને અસવર્ણ વિવાહ કહી શકાય એવાં કેટ-લાંયે લગ્નોનું બયાન મહાભારતમાં આવેલ છે અને તેવાં લગ્નોનું અભિનંદન પણ કરેલું છે.

વર્ણ ચાર જ શા માટે? વધારે અથવા ઓછા કેમ નહીં? આ સવાલ મહત્ત્વનો છે. ગીતાના જમાનામાં આ ચર્ચા ઊઠી ન હતી. એક વર્ણના બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય એવા ત્રણ વર્ણ થયા, પછી શૂદ્રોને ભેળવીને તે ચાર થયા. વર્ણ ચાર જ છે પાંચમો નથી એવું કહેવાનો વખત પણ આવ્યો. વર્ણબાહ્ય એવા વ્રાત્ય લોકોની શી વ્યવસ્થા કરવી એ પણ એક સવાલ આવી પડયો, અને જેમને વર્ણવ્યવસ્થાનું ભાન જ નથી એવા પરમધર્મીઓ અને પરદેશીઓ સાથે કેવો વહેવાર રાખવો એવા એવા સવાલો પાછળથી ઊભા થયા પણ ખરા.*પરંતુ એ સવાલો ઊઠયા ત્યારે સમાજ પાસે રેતીમાં માથું ઘાલી દઈને પોતાને સલામત માની લેનારા શાહમૃગનું જ ડહાપણ બાકી રહ્યું હતું અને તેથી તે વખતે જે આંધળી વ્યવસ્થા કરવામાં આવી અથવા જે વ્યવસ્થાનો ઉપદેશ થયો તે પરિણામે આખા સમાજને પ્રગતિ-વિરોધી અને ઘાતક નીવડયો.

## ૨૬. આશ્રમવ્યવસ્થા

ગીતામાં ચાર વર્ણોનો ઉલ્લેખ કરેલો છે. પણ ચાર આશ્રમોનો સ્પષ્ટ કે અસ્પષ્ટ ઉલ્લેખ કોઈ ઠેકાણે નથી.

એ ખરું છું કે બ્રહ્મચર્યનો ઉલ્લેખ અનેક ઠેકાણે આવે છે. અને સંન્યાસ તો ગીતામાં બધે જ ભરેલો છે. પરંતુ ત્યાં એ બંનેનો આશ્રમવ્યવસ્થા સાથે કશો સંબંધ નથી. મહાભારતમાં આશ્રમવ્યવસ્થા સર્વત્ર ભરેલી હોવા છતાં ગીતામાં તે નથી એ વાત વિચારવા જેવી છે. એ ગીતા મહાભારતમાં પાછળથી ઉમેરેલું એક

સ્વતંત્ર પ્રકરણ છે એ વાતને આ હકીકતથી પુષ્ટિ મળે છે. ગીતામાં કહેલો સંન્યાસ સર્વ માણસોએ સર્વ કાળે પાળવાનો જીવનક્રમ અથવા જીવનવૃત્તિ છે, અને ગીતાનું બ્રહ્મચર્ય મોક્ષસાધનાની એક બાજુ અથવા શારીરિક તપ તરીકે આવે છે. ગુરુને ઘેર રહીને અભ્યાસ કરવાની વાત તેમાં નથી. શ્રીકૃષ્ણે ગુરુ સાંદીપનિને ઘેર રહીને સેવા કરી હતી પણ ગીતામાં ગુરુકુળનો ઉલ્લેખ નથી. જોકે પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવા એ બધાંનું મહત્ત્વ સારી પેઠે દર્શાવેલું છે. નિરગ્નિ: એ શબ્દ ગીતામાં જે ઠેકાણે આવ્યો છે ત્યાં તે સંન્યાસ આશ્રમનો સૂચક છે એમ બહુ બહુ તો કહી શકાય.

ગીતામાં આશ્રમવ્યવસ્થા નથી છતાં હિંદુ ધર્મની સમાજવ્યવસ્થામાં આશ્રમ-ધર્મનું મહત્ત્વ બહુ મોટું છે. એટલે તેનો વિચાર અહીં કરીએ તો તે અપ્રસ્તુત નહીં ગણાય. આશ્રમવ્યવસ્થા બધી સ્મૃતિઓમાં એક જ સરખી છે અને તે ત્રણે વર્ણોને લાગુ પાડેલી છે, છતાં બ્રાહ્મણ અને ક્ષત્રિયોએ જ તેને ટકાવી રાખી છે એમ પણ કહી શકાય.

હમણાં હમણાં રાષ્ટ્રીય કેળવણીનો વિચાર બહુ ચાલે છે અને ગુરુકુળ જેવી સંસ્થાઓ પણ સ્થપાઈ છે એટલે બ્રહ્મચર્ય આશ્રમનો વિચાર બહુ ચાલ્યો છે. તે છતાં નવી દૃષ્ટિથી તેનો ફરીથી તત્ત્વત: વિચાર કરી લેવો ઇષ્ટ છે.

ગૃહસ્થાશ્રમ એટલે પ્રગતિમય અખિલ કૌટુંબિક જીવન એમ હમેશ મનાયું છે. તેનો ઐતિહાસિક વિકાસ કેમ થતો ગયો એ પણ જોવું જોઈશે.

સંન્યાસાશ્રમ એ એક રીતે પૂર્ણત્વને પહોંચેલી માનવતાનો આશ્રમ છે. પણ ઘણી વાર પૂર્ણત્વ ભૂલું પડીને શૂન્યત્વ તરફ જ જાય છે. કેમ કે એ બંનેમાં એક જાતનું સરખાપણું છે. ગીતાનો સંન્યાસ અને સ્મૃતિઓમાં કહેલો સંન્યાસાશ્રમ એ બંને એકબીજાથી અત્યંત દૂર એવા બે છેડાઓ છે. તેથી સંન્યાસાશ્રમ કૃતાર્થ કેમ થાય એનો પણ વિચાર કરવો રહે છે.

તે કરતાં પહેલાં નાટકમાંના વિષ્કંભકની માફક વચગાળે આવતો વાનપ્રસ્થાશ્રમ શું છે તે અહીં પ્રથમ જોઈ લઈએ. આજકાલ સંસ્કારી લોકોના મનમાં જ્ઞાતિસંસ્થા વિશે જ્યાંત્યાં અશ્રદ્ધા જણાય છે. વર્ણવ્યવસ્થા વિશે શ્રદ્ધા હશે તોપણ તે વ્યવસ્થા ફરી પાછી સ્થાપન થઈ શકશે કે કેમ એ વિશે ભરોસો બેસતો નથી. પણ આશ્રમવ્યવસ્થા તો બધાને જ સુંદર લાગે છે. વર્ણવ્યવસ્થામાં વર્ગવિગ્રહનું તત્ત્વ ઘૂસી શકે છે. આશ્રમવ્યવસ્થા વિશે એવો ભય નથી કેમ કે એક જ જીવનના ક્રમશ: આવતા એ વિભાગો છે અને તેથી તેનો એક જણ પણ પોતા પૂરતો અમલ કરી શકે. તેમ હોવા છતાં આજે તો આશ્રમવ્યવસ્થા પણ સમાજમાંથી નીકળી ગઈ છે એમ દેખાય છે.

આજકાલ કેટલાક લોકો પેન્શનર લોકોને વાનપ્રસ્થ કહેવા લાગ્યા છે. રિટાયર્ડ હજૂર ડેપ્યુટી કલેક્ટર એમ કોઈના નામ આગળ લખવાને બદલે વાનપ્રસ્થ હજૂર

ડેપ્યુટી કલેક્ટર લખવાનો નુસખો થોડો વખત ચાલ્યો હતો. હિંદુ યુનિવર્સિટીની તાજી કલ્પના લોકોને સમજાવતાં પંડિત મદનમોહન માલવીય કહેતા કે, 'વિદ્વાન સરકારી નોકરોને નોકરી છોડીને વાનપ્રસ્થ સ્વીકારવાને કહેવું અને તેમની મદદથી આ વિશ્વવિદ્યાલય ચલાવવું એવો અમારો વિચાર છે.' પરિપક્વ બુદ્ધિની અને અનુભવની ઓછા ખર્ચવાળી સગવડ થઈ શકશે એવી તેમને આશા હતી. સરકારી નોકરો નોકરીમાં પેઠા પછી થોડા જ વખતમાં કટાઈ જાય છે અને પેન્શન લીધા પછી તો તેમનો ઓછો ખર્ચ પણ કામની દૃષ્ટિએ મોંઘો પડી જાય છે એ પંડિત માલવીયને તે વખતે સૂઝ્યું નહીં હોય.

મૂળ સ્મૃતિઓમાં વાનપ્રસ્થાશ્રમ સમાજસેવાની દૃષ્ટિથી કલ્પેલો જણાતો નથી. કેટલેક અંશે એ આશ્રમ સંન્યાસની પૂર્વતૈયારીનો હોય એમ લાગે છે. જે પ્રમાણે બાર વર્ષ સુધીની તૈયારી કરતો કરતો બ્રહ્મચારી ગૃહસ્થાશ્રમી બનતો; અથવા સીધો સંન્યાસ ધારણ કરતો તે જ પ્રમાણે વાનપ્રસ્થ આશ્રમ ગૃહસ્થાશ્રમનું નાજુકપણું અને એદીપણું દેહદમનથી કાઢી નાખીને સંન્યાસની તૈયારી કરાવતો અથવા મરણને તદ્દન સહેલું બનાવતો.

વાનપ્રસ્થને અંતે બધાએ જ સંન્યાસ લેવો એવો આગ્રહ જણાતો નથી. ઘર છોડીને વનમાં જતી વખતે પત્નીને જોઈએ તો દીકરાના તાબામાં સોંપી જવી અથવા તેને સાથે લઈ જવી એમ કહેલું છે. ઘણું કરીને પત્નીને ઘેર છોડી જવાનો રિવાજ જ વધારે રૂઢ હતો એમ લાગે છે કારણ કે વાનપ્રસ્થ પતિએ સંન્યાસ લીધા પછી પત્નીનું શું કરવું એનો કોઈ ઠેકાણે ઉલ્લેખ નથી. વાનપ્રસ્થ પતિપત્નીએ છેવટ સુધી તેના તે જ આશ્રમમાં રહીને વનમાં જ દેહત્યાગ કર્યાના દાખલાઓ છે.

હિંદુ સમાજવ્યવસ્થામાં બીજી એક બાબત સૂક્ષ્મપણે સર્વત્ર પ્રસરેલી દેખાઈ આવે છે. સર્વ જાતની પ્રગતિ અથવા પ્રવૃત્તિ મોટા ઉત્સાહથી કરતા રહેવા છતાં પણ મનના એક ખૂણામાં એક ભાવ કાયમ રહે જ છે કે 'પ્રવૃત્તિ માત્ર એક રીતે અધઃપાત છે, અસલની શુદ્ધ સ્થિતિમાંથી દૂર દૂર જવાપણું છે.'

અને આ વૃત્તિ માણસમાં બધે જણાય છે. બળદગાડીઓ જ્યારે વપરાશમાં હતી ત્યારે પગે મુસાફરી કરવામાં વધારે કાવ્ય અને વધારે પુણ્ય બધાને જ લાગતું. આગગાડીઓ અને મોટરો થયા પછી, બળદગાડીનો મજલ-દર-મજલ થતો પ્રવાસ, રસ્તામાં ઝરણાંઓને કાંઠે જાતે રસોઈ કરીને કરેલાં વનભોજનો અને સવારના પહોરમાં બળદના ગળામાંની ઘંટડીઓ અને ઘૂઘરમાળોનો ઘુંઘુર અવાજ એ બધામાં હવે કાવ્યનો અનુભવ થવા લાગ્યો છે. આ જ સ્થિતિ યજ્ઞ વિશે પણ દેખાઈ આવે છે. યજ્ઞ માટેનાં વાસણો, સોમવલ્લી ભરી લાવવાની ગાડી, અગ્નિ તૈયાર કરવાની રીત, એ બધાં છેક જૂની પદ્ધતિનાં હોવાં જોઈએ. દીવાસળીની પેટીથી દેવતા ન સળગાવતાં અરણીમંથનથી જ દેવતા પાડવો જોઈએ એવો યજ્ઞવિધિનો આગ્રહ છે. ધાતુનાં વાસણો મળતાં હોય તોપણ યજ્ઞને માટે કાષ્ઠપાત્રો

જ પવિત્ર ગણાય છે. વનભોજનને માટે જવું હોય તો બધી રસોઈ જાતે હાથે જ કરવી જોઈએ, અને પ્રાથમિક મુશ્કેલીઓના અનુભવમાંથી જ આનંદ માણવો એવો આગ્રહ હોય છે. એના જેવો જ આ કિસ્સો થયો. પ્રિમિટિવ, આદિમ જીવન સ્વાવલંબી હોય છે અને તે જ કારણે વિશેષ નિષ્પાપ હોય છે. પરસ્પરાવલંબન એ પ્રગતિને ગમે તેટલું પોષક હોય તોપણ તેમાં અસલનું સ્વાતંત્ર્ય ઓછું થાય છે એવો દરેક જણનો ગ્રહ બંધાઈ ગયેલો હોય છે. એટલે ગૃહસ્થાશ્રમની પ્રવૃત્તિનો કંટાળો આવવા લાગે, તે પ્રવૃત્તિ ભારરૂપ છે એમ લાગવા માંડે, તે કેવળ એક ઉપાધિ છે એવો આગ્રહ દૃઢ થાય એટલે પાછા વળીને મૂળ પદે જવાની વૃત્તિ જાગે છે જ. પાછા ફરવું એટલે આત્માની વધારે નજીક જવું એવી સમજ પણ સર્વત્ર રૂઢ થયેલી છે. ઉપાધિ ઓછી થાય એટલે આપોઆપ જ આત્મચિંતનને માટે જરૂરની એવી ફુરસદ મળી રહે છે. તદ્દન થોડી એવી પ્રાથમિક જરૂરિયાતો અસલ પદ્ધતિથી પૂરી પાડવાની હોય એટલે બધો જ વખત તેમની પાછળ ગાળવાનું થાય એ વાત સાચી, તોપણ તેની ટેવ પડી જવાથી તેની અંદર બહુ ધ્યાન રોકવાનું રહેતું નથી. જે પ્રમાણે હાથમાં માળા ફર્યા કરે છે તે મુજબ દિવસનો કાર્યક્રમ ચક્રગતિથી ઊકલી જાય છે અને ઈશ્વરચિંતનને માટે મન અખંડપણે રોકાણ વગરનું રહે છે.

ગૃહસ્થાશ્રમને દોષ રહિત કરવાનો ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ તેમાં ડગલે ને પગલે પાપ અને દ્રોહ દેખાઈ આવે છે. જૂના વખતમાં બધા જ લોકો ઘણુંખરું માંસાહાર કરતા. પરંતુ એ આહાર કરવામાં પોતે પાપ કરે છે એમ પણ તેમને લાગતું. એ પાપમાંથી બચવાને માટે વાનપ્રસ્થાશ્રમ તરફ તેમને કુદરતી રીતે રુચિ થતી. ગૃહસ્થાશ્રમમાં દાસ-દાસીઓની સેવા લઈને માણસ એશઆરામમાં પડી જતો પરંતુ એમાં પણ પોતે કંઈક પાપ કરે છે એવી બુદ્ધિ વચ્ચે વચ્ચે ડોકિયું કરતી જ. મનનો આ ચણચણાટ દૂર કરવાને માટે વાનપ્રસ્થાશ્રમને સારુ સ્વાવલંબનનો આગ્રહ રખાયેલો છે.

બધા જ સુધારાનો આધાર ખેતી પર રહેલો છે. ખેતીને લીધે અનાજ તેમ જ ખાધાખોરાકીની બીજી ચીજોનો સંઘરો ભરપૂર થવા લાગ્યો. અનાજ બેત્રણ વર્ષ સુધી બગડતું ન હોવાથી જીવનમાં સલામતી આવી. ખેડ કરવાની અને ખાતર નાખવાની કળાઓ આવડી ગઈ એટલે વસ્તીને સ્થાયી કરવાનું બની શક્યું. આને લીધે ગામો અને શહેરો વસ્યાં. આ અને આવા અનેક સુધારાઓ ગણાવી શકાય. પણ ખેતીના પાયામાં જનાવરોને પકડીને તેમને ગુલામ બનાવી તેમની પાસેથી માર મારીને કામ લેવાનું પાપ વસેલું છે. બળદની મહેનતનું જે કંઈ આપણે ખાઈએ છીએ તે અસ્વર્ગ્ય છે એવી ભાવના ગમે તે કરવા છતાં દૂર નહોતી થઈ શકતી. ઋષિમુનિઓએ પોતાના હાથથી જમીનને જેવીતેવી કોતરીને અથવા નીવાર જેવાં હલકાં ધાન્યો હાથથી વાવીને તેના પર પોતાનો ગુજારો કરવા માંડ્યો.

સ્ત્રીઓ વગેરેએ આ આદર્શની સ્મૃતિ કાયમ રાખવાને માટે એક દિવસ ઋષિપંચમી પાળવાનું રાખ્યું. વાનપ્રસ્થોએ પોતાની આગળ આ જ આદર્શ રાખ્યો. ઘંટી, ખાંડણિયા વગેરે સુધારાઓ ફેંકી દઈ અનાજ પથ્થરથી કૂટીને કે વાટીને જ ખાવું અથવા દાંત મજબૂત હોય તો જેમનું તેમ ચાવી ખાવું એવું વાનપ્રસ્થ આશ્રમ માટે નક્કી થયું.

ધાન્ય અને સાધનસંપત્તિનો સંગ્રહ કર્યા વિના સામર્થ્ય વધતું નથી, પ્રગતિ થતી નથી એવું જોઈ ગૃહસ્થાશ્રમે એટલે કે સમાજે ખેતી કરીને ધનધાન્યનો સંગ્રહ બને તેટલો વધાર્યો. પરંતુ સંગ્રહ પાપમૂલક છે એવું પહેલેથી લાગતું હતું. જૂના વખતમાં મૂડી વધે એટલે મોટા વેપારીઓ નાના વેપારીઓની જડ કાઢી બધો વેપાર એકહથ્થુ કરવાનો પ્રયત્ન કરતા. આ રીતે થતા વેપારના બહોળા પસારાને જોઈને તેમની જ આંખો અંજાઈ જતી. વેપારીઓની આગળ મોટા મોટા રાજાઓ પણ છેક ઝાંખા પડવા લાગ્યા. (ડભોઈ પાસે એક વેપારી એક મોટું મંદિર બંધાવતો હતો. તેની ભક્તિ અને કીર્તિ વિશે સાંભળીને આવા પુણ્યના કામમાં પોતાનો પણ ભાગ ભરાય એવી ઇચ્છા થવાથી એક રાજા તેની પાસે ગયો. અને આ દેવળ બાંધવામાં મારી પણ થોડી મદદ લો એવી તેણે વેપારીને વિનંતી કરી. પોતાના રાજાની શરમ છંડાય નહીં એટલે તેણે રાજાને કહ્યું: બહુ સારી વાત છે. દેવળને માટે પથ્થર, છો વગેરે સામાન જે ગાડાંઓમાં આવે છે એ ગાડાંઓ ઊંગવાનું તેલ પૂરું પાડવાની જવાબદારી તમે રાખો. પહેલાં તો રાજાને લાગ્યું કે આ વેપારી મારી ઠેકડી કરે છે, મને નીચો પાડવાનો પ્રયાસ કરે છે. પણ પછી તેને અનુભવ થયો કે એટલી જવાબદારી પાર પાડવામાં પણ તેનો દમ નીકળી જાય એમ છે.) એવા મોટા વેપારીઓને અંદરથી લાગતું કે આપણે જે મોટા પાયા પર વેપાર કરીએ છીએ તેમાં સમાજદ્રોહ રહેલો છે. અને પછી તેઓ વ્રત લેતા કે એક હજાર ગાડાંથી વધારે ગાડાં વાપરવાં નથી, અમુક મૂડીથી વધારે મૂડી વેપારમાં રોકવી નથી. આ રીતે એક હાથમાં દ્રવ્યબળ વધી ન જાય, મોટો સંગ્રહ ન થઈ જાય એવો ધાર્મિક વૃત્તિનો આગ્રહ રહેતો. સંન્યાસીઓએ પાસે કશું જ રાખવું નહીં. સાચા બ્રાહ્મણે અયાચિત વૃત્તિથી રહેવું વગેરે નિયમોમાં આ જ ધાર્મિક આદર્શ નજરે પડે છે. અશોક જેવા સમ્રાટનું અર્થશાસ્ત્ર પણ આ વૃત્તિને અનુસરીને જ હતું. તેણે પોતાના શિલાલેખોમાં કોતરી રાખ્યું છે કે, 'અલ્પ ભાંડતા સાધુ, અલ્પ વ્યય: સાધુ.' સ્વલ્પ સંગ્રહ સારો: સ્વલ્પ વ્યય (ખર્ચો) સારો. વાનપ્રસ્થોને માટે એવી સૂચના છે કે, 'અશ્વિની નક્ષત્ર બેસે એટલે પાસે હોય તેટલું નીવાર જેવું નીરસ નિકસ ધાન્ય પણ બધું કાઢી નાખવું, નવે વર્ષે પાછી પહેલેથી નવી સગવડ શોધી લેવી. આથીયે કડકપણે વર્તવું હોય તો છ મહિનાનો જ સંગ્રહ રાખવો, અથવા ત્રણ જ મહિનાનો રાખવો. આમ કડક થતાં થતાં છેવટે રોજ સાંજ પડે એટલે જે કંઈ હોય તે બધું આપી દઈને સાફ કરી નાખવું.

આવા વાનપ્રસ્થને સદ્યઃપ્રક્ષાલક એવું નામ આપેલું છે. રોજના રોજ પરિગ્રહણને ધોઈ નાખનારો એવો એ શબ્દનો અર્થ છે.

ઉનાળામાં પંચાગ્નિ સાધન કરવું, શિયાળામાં ભીનાં કપડાંમાં રહેવું વગેરે તપના પ્રકારો જોઈને એમ લાગે છે કે વાનપ્રસ્થે પોતાના શરીર પર વેર જ લેવાનું હોય છે. આમાંથી શરીર ટકી નીકળે તો તે સંન્યાસ લેવાને લાયક બને. કેટલાક અસાધ્ય રોગ થાય ત્યારે કેવળ પાણી અને પવન પર જ રહીને શરીર પડે ત્યાં સુધી ઈશાન્ય દિશા તરફ ચાલવા માંડવું એમ પણ કહેલું છે. (ઈશાન્ય દિશા જ કેમ પસંદ કરવામાં આવેલી છે તે શોધવું જોઈએ.)

ઘડપણમાં જ્યારે પોતાનાથી હવે સમાજની કંઈ પણ સંગીન સેવા ન થઈ શકે એવી સ્થિતિ થઈ જાય તે પછી સમાજને ભારરૂપ થઈને રહેવામાં અર્થ નથી એવું દરેક જણને લાગવું જોઈએ. સમાજે એવા વૃદ્ધોને કૃતજ્ઞતાપૂર્વક પાળવા જોઈએ એ ધર્મ સમાજનો થયો. ઘરડા નોકરોને આજે પેન્શન મળે છે, ઘરડા નાગરિકોને આજકાલ ‘ઓલ્ડ એજ પેન્શન’ આપવાનો રિવાજ શરૂ થયો છે. આપણે ત્યાં તો મરી ગયા પછી પણ શ્રાદ્ધ મારફતે પિંડપ્રદાન મળતું રહે છે. એક તરફથી આવો કૃતજ્ઞતા ધર્મ ધર્મકારોએ ચલાવ્યો છે અને બીજી તરફથી સમાજ ઉપરનો પોતાનો ભાર જીવતાં જીવતાં જ બને તો કાઢી નાખવાનો ધર્મ વૃદ્ધોને સૂચવેલો છે. દાન આપવું એ પરમ ધર્મ છે એવું એક તરફથી સૂચવીને બીજી તરફથી દાન લેવાથી પુણ્યક્ષય થાય છે, સત્ત્વહાનિ થાય છે, તેનો વધ થાય છે, એમ કહેલું છે. આ બેવડા ઉપદેશથી જ સમાજધર્મ સંપૂર્ણ થાય છે.

વાનપ્રસ્થમાં ગૃહસ્થના ઉપભોગ બધા છોડી દેવાના હોય છે પરંતુ અગ્નિહોત્રના જેવું કર્મકાંડ માત્ર જોરથી ચાલુ રાખવાનું છે. પછી શરીર છેક જ થાકી જાય એટલે વેદાંત યાદ કરીને આ સર્વ યજ્ઞોનો પોતાની જાતમાં જ સમાવેશ કરવાનો હોય છે.

સ્ત્રીને સાથે રાખીને વનમાં રહેતાં બંનેએ બ્રહ્મચર્યપૂર્વક જ રહેવાનું હોય છે; પણ ભૂલ થઈ જ ગઈ, અને બાળક થયું જ તો – તો એવા બાળકને ચંડાળ સમજવું એવું સ્મૃતિઓએ કહી નાખ્યું છે! મહાભારતમાંના પાંડુ અને કુંતી-માદ્રીનો વાનપ્રસ્થાશ્રમ અને બીજી બાજુથી વિદુરનો વાનપ્રસ્થાશ્રમ એ બંને અભ્યાસ કરવા જેવા છે.

આજે જો વાનપ્રસ્થાશ્રમ ફરી ચાલુ કરવો હોય તો ઉપર વર્ણવેલો આદર્શ ફરી તપાસી લેવો જોઈએ. મરીએ નહીં ત્યાં સુધી ઘરને, ધંધાને અને ધનસંપત્તિને ચોંટી રહેવું એ શરમ ભરેલું છે. પુત્રપૌત્રોને તેમની ઉમેદના અને પરાક્રમના દિવસોમાં સર્વ પ્રકારની મોકળાશ અથવા છૂટ આપવી જોઈએ. વકીલ, દાક્તર, સરકારી નોકરો વગેરે જો પોતપોતાના ધંધાઓમાંથી વખતસર નિવૃત્ત ન થાય તો તેમની પાછળ આવતા યુવાનોને તે કાંટા જેવા સાલે છે. જે કોઈ હોય તે બધા

જ તેમનું બધું સંચાલન થઈ જાય છે. ધર્મબુદ્ધિવાળી દયાનો અધિકારનો આગ્રહ પણ ઘડપણમાં રાખવો ન જોઈએ, નહીં તો મુક્તિફોજના વડાની જે દશા થઈ તેવી જ દશા બુઢ્ઢાઓની પણ થાય. માટે તેમનાં અધિકારનો આગ્રહ તો કદીયે ન હોવો જોઈએ.

ખરું જોઈએ તો વાનપ્રસ્થાશ્રમ એટલે કેટલેક અંશે આપણી જીવનને સમેટી લઈને સાર્વજનિક સેવા કરવાનો વખત છે. માણસે લગ્ન પચીસ-ત્રીસ વર્ષની ઉંમરની આસપાસ કરવું સારું. વીસની ઉંમરે પહેલાં કરવું ખરાબ છે. પાંત્રીસ પછી કરવું એ પણ બરાબર નથી. પોતાની શક્તિ ક્ષીણ થાય તે પહેલાં જ વડો દીકરો ઘરમાં કર્તાપુરુષ થાય અને ઘરનો ધંધો પોતાનો કરીને ચલાવી કુટુંબનો ભાર ઉપાડી લેવાને સમર્થ થાય એવી રીતે માણસે લગ્ન કરવું જોઈએ. લગ્ન કર્યા પછી ગૃહસ્થાશ્રમનું સુખ માણસે બહુ તો પંદર વર્ષ સુધી ભોગવવું. તેટલા ગાળામાં જે કંઈ સંતતિ થવાની હોય, આજીવિકા કમાવી હોય, સગાંવહાલાં અને મિત્રોનું કલ્યાણ સાધવું હોય તે બધું કરી લેવું. અને બધી શક્તિઓ પૂરા જોશમાં હોય ત્યારે જ વાનપ્રસ્થાશ્રમ સ્વીકારવો. સ્મૃતિઓમાં કહ્યું છે કે પુત્રને ઘેર પુત્ર થાય એટલે માણસે ઘર છોડી દેવું. આ નિયમ એક રીતે બહુ સારો છે. જોકે સોળમે અથવા સત્તરમે વર્ષે છોકરાને જન્મ આપ્યા અને છોકરો પણ આપની માફક જ લગ્ન કરી લેવાની ઉતાવળ કરે તો પાંત્રીસ વર્ષની અંદર જ ઘર છોડવાની નોટિસ મળે એવો વખત આવે ખરો!'

સંતિકતાની દૃષ્ટિએ વિચારતાં પણ ગૃહસ્થાશ્રમનું સુખ પંદર વર્ષ ભોગવાય તો બહુ થયું. શરીર છેક નિર્વીર્ય થઈ જાય ત્યાં સુધી વિષયની પાછળ લાગી રહેવું એ પોતાની સાથે વિષયને પણ હાસ્યાસ્પદ કરી દેવા સરખું છે. આધુનિક શાસ્ત્રજ્ઞો-નો એવો મત છે કે બાળકને જે કેળવણી મા પાસેથી મેળવવાની હોય છે તે બરાબર મળે તે માટે માતામાં યૌવનનો અંશ રહે એ જરૂરનું છે. ઘરડી માતાઓ પોતાનાં બાળકોને સર્વાંગી સંસ્કાર આપી શકતી નથી.

અહીં રૂસોના એક વિચારની યાદ આવે છે. કોઈ એક માણસ વિદ્વાન છે એટલા ખાતર જ તેને કેળવણીનું કામ ન સોંપવું જોઈએ. વિદ્વાન તરુણે પહેલાં સમાજસેવામાં પડવું; રાજકીય, સામાજિક, ધાર્મિક વગેરે ક્ષેત્રોમાં પોતાનું પરાક્રમ બતાવી પ્રજાનો વિશ્વાસ મેળવવો અને પછી જ તેણે કેળવણીના કાર્યમાં પડવું જોઈએ. જેણે સમાજની સેવા ઉત્તમ રીતે કરી છે તેને તે સેવાના ઇનામ તરીકે કેળવણીનું કામ સોંપવું.

એથી ઊલટી રીતે વિચારતાં એમ પણ સમજવું જોઈએ કે કેળવણી એ પણ એક સમાજસેવા છે. બાળકોને અને યુવાનોને સાવ ઘરડો શિક્ષક આપવો એ ઇષ્ટ નથી. સર્વાંગી કેળવણી ઉત્સાહી શિક્ષક પાસેથી જ મળી શકે છે. કેટલાક શિક્ષકો વયમાં ઘરડા હોય તોપણ ઉત્સાહે જુવાન હોય છે તે વાત જુદી.

એટલે વાનપ્રસ્થની કલ્પના તદ્દન બદલી નાખવી જોઈશે. ખાનગી જીવનનો સંકોચ કરી લઈ પુત્રોત્પત્તિ અને ધનોત્પત્તિ એ બે વ્યવસાયો છોડી, કુટુંબસેવાના સંકુચિત ક્ષેત્રમાંથી બહાર નીકળી સમાજસેવાને અર્થે જીવિત અર્પણ કરવું એવો નવીન અર્થ કરીને નવો આદર્શ હવે ઘડવો જોઈએ.

ત્યાર પછી જ્યારે પ્રત્યક્ષ કાર્ય કરવાનો ઉત્સાહ રહે નહીં, તટસ્થપણે રહીને માત્ર સલાહ આપવા જેટલી જ લાયકાત બાકી રહી જાય ત્યારે સંન્યાસ આશ્રમમાં શરૂઆત થાય એમ ગણવું જોઈએ. સંન્યાસ આશ્રમમાં પૂર્ણ નિરાગ્રહી વૃત્તિ, સર્વના કલ્યાણની દૃષ્ટિથી નિ:સ્પૃહપણે સલાહ આપવાની શક્તિ અને ભવિષ્યકાળને ઓળખી જૂનાનો આગ્રહ કર્યા છોડી દેવો તે સમજવાની દૃષ્ટિ, એ ત્રણ વસ્તુઓ અત્યંત જરૂરી છે.

અહિંસાપ્રધાન હિંદુ ધર્મમાં સર્વભૂતાનુકંપા, અદ્રોહ, મૈત્રી અને બધા પ્રત્યે સમાનભાવ એ જીવનતત્ત્વોનું મહત્ત્વ સૌથી વધારે છે. પણ જીવન સર્વ બાજુથી હિંસામૂલક જ હોવાથી એ હિંસા કેમ ઓછી કરતા જવું એનો જ અખંડ પ્રયત્ન હિંદુ ધર્મે કરેલો છે. ક્ષત્રિયોને હિંસા કરવી જ પડે છે, એટલે કંઈ નહીં તો બ્રાહ્મણોને હિંસાથી મુક્ત રાખવા એવો પ્રયત્ન થયો. અને સમાજધર્મનાં બાહ્ય બંધનોથી વધારેમાં વધારે મુક્ત એવા વાનપ્રસ્થ અને સંન્યાસીઓએ તો પૂર્ણપણે અહિંસક રહેવું, નિર્વૈર થવું, નિષ્પક્ષ રહેવું એવો આગ્રહ સર્વત્ર રખાય છે. વિષયલોલુપતાને મારી કાઢવી, જીવનમાં ખડતલપણું લાવવું અને બધી જાતના દ્રોહ છોડી દેવા એ વાનપ્રસ્થોનો મુખ્ય ધર્મ છે. પરસ્પરાવલંબન છોડી દઈ સ્વાવલંબનને સ્વીકારવાને આ આશ્રમમાં સ્વાભાવિક રીતે જ વિશેષ મહત્ત્વ છે.

* * *

બ્રહ્મચારી, ગૃહસ્થાશ્રમી, વાનપ્રસ્થ, સંન્યાસી, યતિ, શિકારશોખીન રાજા, વિવાહેચ્છુ તરુણ, વેપાર માટે જંગલોમાં મુસાફરી ખેડતો વણિક વગેરે લોકોના સંબંધમાં આપણા ધર્મશાસ્ત્રોમાં જે નિયમો કહેલા છે તેમાંની એક વૃત્તિ જોઈને મનને ગ્લાનિ થયા વિના રહેતી નથી. જીવ સાચવવો, સંકટ ટાળવું, આશરો શોધવો એવી એવી શીખ અનેક ઠેકાણે આપેલી નજરે પડે છે.

કહે છે કે બ્રહ્મચારીએ ઝાડ પર ચડવું નહીં, જળાશયમાં તરવું નહીં. જે શૂરો ગણાય તેને દીકરીના બાપે પોતાની દીકરી આપવી નહીં એમ પણ ધર્મશાસ્ત્રમાં કહેલું છે. જબરો માણસ સામો મળી જાય તો જૂઠું બોલવામાં પાપ નથી. કઠણ કાળમાં ધર્માંતર કરો તોપણ આપણાં ધર્મશાસ્ત્રો તમારા પર ગુસ્સે નહીં થાય. વાનપ્રસ્થોએ તો સર્વ પ્રકારનું મોળાપણું અને નરમપણું છોડી દઈ વ્રતો પાળવાને માટે જોઈતું કઠણપણું કેળવવાનું હોય છે. અને એટલા માટે તો તેણે વનમાં જઈને રહેવાનું છે. પણ સ્મૃતિઓ ધીરે રહીને કહે છે કે હવે કળિયુગ બેઠો છે, હવે જંગલોમાં મ્લેચ્છ લોકોનો ભેટો થવાનો, ત્યાં રાજાઓ કંઈ આપણું રક્ષણ કરી

શકવાના નથી એટલે ગામની આજુબાજુમાં એકાદ બગીચાને જંગલ કલ્પી લઈ ત્યાં આરામથી રહેવું અને સગાંવહાલાંઓ પાસેથી ભિક્ષા માગી લાવવી.

સંન્યાસી તો નિર્ભયતાની મૂર્તિ. તેણે તો ધર્મપ્રચારને અર્થે બધે જ અકુતોભય થઈને વિચરવું જોઈએ. થૉમસ પેને કહ્યું છે કે જ્યાં સ્વાધીનતા નથી તે જ મારો સ્વદેશ. 'માઈ હોમ ઇઝ વ્હેર લિબર્ટી ઇઝ નોટ.' સંન્યાસીની વૃત્તિ આ પ્રકારની હોવી જોઈએ. સંન્યાસી એટલે પાપ, અનાચાર, આળસ, પ્રજાપીડન, અનાસ્થા વગેરે માનવશત્રુઓની સામે પોતાના દેહની પરવા રાખ્યા વિના કેવળ તપ અને આત્મશક્તિથી ઝઘડનારો લડવૈયો. એવાને સ્મૃતિ શિખામણ આપે છે કે જ્યાંના લોકો નાસ્તિક છે, નાગા છે, ભિક્ષા આપવાના નથી એવા દેશમાં રહેવું નહીં—અરે ત્યાં જવું પણ નહીં. જ્યાં લડાઈ ચાલતી હોય, મારામારી થતી હોય, દુકાળ પડ્યો હોય ત્યાંથી સંન્યાસીએ ચાર ડગલાં દૂર જ રહેવું. આવી જાતનું સલામતીની શોધનું ડહાપણ શીખવવાને શાસ્ત્રની શી જરૂર હતી?

રાજાએ શિકારને માટે જવાનું તે સાચું જોતાં આરણ્ય અને ગ્રામ્ય પશુઓથી પ્રજાનું અને તેની ખેતીનું રક્ષણ કરવાને માટે. પણ ઉપરનું ડહાપણ રાજાને શીખવે છે કે શિકારે જાઓ તો જ્યાં રવ ઊછળી ન જાય એવી સપાટ ભોંય જોઈને અથવા ન હોય તો કરાવીને મધુર મૃગયાવ્યાયામ કરવો. છોકરાં ન થયાં હોય તો લડાઈમાં જવું નહીં એવી એવી કેટલીયે વાતો નોંધી રાખેલી છે. જીવની પરવા ન કરતાં, ભય છોડીને ચાલવાનો જે પરમ રાજધર્મ હતો તેનો આવી શિખામણોથી લોપ થયો.

## ૨૭. બ્રહ્મચર્ય

ગીતામાં કહેલાં દૈવી સંપત્તિનાં છવ્વીસ તત્ત્વોમાં બ્રહ્મચર્યનો સમાવેશ કર્યો નથી, એ વાતનો ઇશારો આ પહેલાં કર્યો છે. હવે બ્રહ્મચર્યને વિશે વિશેષ ચર્ચા કરવાની જરૂર છે કેમ કે ગીતામાં બ્રહ્મચર્યની આવશ્યકતા અનેક ઠેકાણે સ્વીકારેલી છે. એક ઠેકાણે બ્રહ્મચર્યને શારીરિક તપ તરીકે ઓળખાવ્યું છે. બીજે ઠેકાણે યોગના સાધન તરીકે બ્રહ્મચારી વ્રતનો ઉલ્લેખ આવે છે. ત્રીજે ઠેકાણે કઠોપનિષદમાંથી ઉતારો લઈ પ્રણવરૂપી પરબ્રહ્મની પ્રાપ્તિને માટે સાધક લોકો બ્રહ્મચર્યનું અવલંબન કરે છે એમ કહ્યું છે. એટલે બ્રહ્મચર્યની કલ્પના શી છે તે તપાસવું જોઈએ.

બ્રહ્મ એટલે વેદ. તે વેદની પ્રાપ્તિને માટે, વિદ્યાર્થીદશામાં વેદના અધ્યયન માટે જીવનની જે તપસ્વિતા અથવા કર્કશતા જરૂરી છે તેને બ્રહ્મચર્ય એવું નામ આપેલું છે. જે પ્રમાણે લશ્કરના માણસનું જીવન ખડતલ હોવું જોઈએ તે જ

પ્રમાણે વિદ્યાર્થીનું જીવન પણ ખડતલ હોવું જોઈએ. જે માણસ સુખમાં અથવા વિલાસમાં લલચાઈને પડ્યો તેને હાથે વિદ્યાની ઉપાસના નહીં થાય. (આજકાલની શિક્ષણસંસ્થાઓમાં જે જાતની વિદ્યા શીખવવામાં આવે છે અને જે ઢબે તે અપાય છે તેનો વિચાર કરતાં તેને વિદ્યાની ઉપાસના કહી ન શકાય.) વિદ્યાની સાચી ઉપાસના કરવી હોય તો તે અનન્ય નિષ્ઠાથી કરવી જોઈએ. જીવન આખું તેમાં રંગાઈ જવું જોઈએ. તદાકાર થવાની શક્તિ હોય તો જ વિદ્યાનું ગ્રહણ થાય અને વિદ્યાનો વિસ્તાર થઈ શકે. તદાકાર થવાને માટે શરીરમાંનો સર્વ જીવનરસ વિદ્યાની ઉપાસનાને અર્થે વાપરવો જોઈએ. તેથી, વીર્યના રક્ષણ વિના વિદ્યોપાસના બરાબર ન થઈ શકે એમ બધા દેશોના મોટા લોકો કહેતા આવ્યા છે. બ્રહ્મચર્યનો મૂળ અર્થ એવી આદર્શ વિદ્યોપાસના હતો. તેને સંકુચિત કરી વીર્યરક્ષણ અને તપસ્વી જીવન એવો તેનો અર્થ પાછળથી થયો.

સાહિત્ય, સંગીત અને કળા જેવી લલિત પ્રવૃત્તિઓની બાબતમાં પણ અનુભવ એવો છે કે તેમાં વિલાસિતા દાખલ થતાંની સાથે જ કળાનો ઘાત થાય છે. કળાના સમર્થ મીમાંસકો કહે છે કે કળામાં 'ઑસ્ટ્રેરિટી' અને 'રિસ્ટ્રેઈન્ટ' એ બે તત્ત્વો જરૂરનાં છે. અને ઑસ્ટ્રેરિટી અને સેલ્ફ રિસ્ટ્રેઈન્ટ અથવા તપ અને સંયમ એટલે જ બ્રહ્મચર્ય.

આ વસ્તુ ધ્યાનમાં રાખી રાજયોગી અને હઠયોગી લોકોએ બ્રહ્મચર્યના, એટલે કે વીર્યરક્ષણના શા શા ફાયદા થાય છે તે જણાવ્યા છે. मरणं बिंदुपातेन जीवनं बिंदुधारणात् ।આહીં મરણનો અર્થ તત્કાળ દેહત્યાગ એવો કરવાનો નથી. મરણ એટલે ક્ષીણતા નિર્વીર્યતા (ડિસીપેશન). બ્રહ્મચર્ય પ્રતિષ્ઠિત થાય છે એટલે વીર્યલાભ થાય છે એમ પંતજલિએ કહ્યું છે. વીર્યલાભ એટલે અનેક જાતનાં પરાક્રમો કરવાની શક્તિ – વિશેષે કરીને પોતાની વાસના ઉપર અને ઇંદ્રિયો ઉપર પૂર્ણ કાબૂ મેળવવાની શક્તિ. શરીરમાં મસ્ક્યુલર અને નર્વસ એવી બે જુદી જુદી શક્તિઓ છે. પૌષ્ટિક આહાર, યોગ્ય વ્યાયામ વગેરેના યોગથી મસ્ક્યુલર શક્તિ વધારી અને ટકાવી શકાય છે. નર્વસ શક્તિનો આધાર માનસિક સમાધાન, પ્રસન્નતા અને બ્રહ્મચર્ય પર છે. જો શરીર પાસે નિયમિતપણે ઉદ્યોગ કરાવવામાં ન આવે તો તેથીયે નર્વસ શક્તિનો ક્ષય થાય છે. વીર્યરક્ષણ, અખંડ ઉદ્યોગ અને સંયમ તેમ જ અનાસક્તિમૂલક માનસિક પ્રસન્નતા એ ત્રણે એકત્ર હોવાં જોઈએ.

વીર્યરક્ષણ એટલે કામવિકાર પર વિજય મેળવવો તે. અહીં એ યાદ રાખવું જોઈએ કે કામવાસના કંઈ એકાદ એક જ ઇંદ્રિય સાથે જોડાયેલી છે એવું નથી. આંખ, કાન, નાક, ત્વચા એ બધી જ ઇંદ્રિયોમાં કામવિકાર સુપ્ત રૂપે લપાઈ રહેલો હોય છે. આમાંથી કોઈ પણ ઇંદ્રિય મારફતે બ્રહ્મચર્યનો નાશ થઈ શકે છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે પખાલનું ગમે તે એક છિદ્ર ઢીલું પડે તોયે બધું પાણી બહાર વહી જાય છે. માટે એક ઇંદ્રિયને રોકીને બાકીની ઇન્દ્રિયોને મોકળી છોડી

દેવાથી બ્રહ્મચર્ય સિદ્ધ થતું નથી. આ રીતે એકાદ ઇંદ્રિયને જ રૂંધી મારવાથી શરીરમાં અને મનમાં જાતજાતની વિકૃતિ પેદા થાય છે. અને આખરે ફજેતી થયા વિના રહેતી નથી. કામવિકારનું સ્વરૂપ આટલું વ્યાપક છે એ ઘણા લોકોને બહુ મોડું સમજાય છે. અને ત્યાં સુધીમાં તો ઘણું નુકસાન થઈ ચૂકેલું હોય છે.

કેટલાક લોકો બાહ્ય આચરણ પર પૂરેપૂરો કાબૂ મેળવી લે છે પણ મનને માત્ર તાબામાં રાખી શકતા નથી, અથવા એવો કાબૂ મેળવવામાં માનતા જ નથી આ જાતના લોકોમાંથી કેટલાક દંભથી આવું કરે છે તો કેટલાક લોકો શક્તિ અને અશક્તિના વિકૃત મિશ્રણથી એવી સ્થિતિમાં આવી જાય છે. આવા લોકોને ગીતામાં મિથ્યાચારી કહ્યા છે. મિથ્યાચારી એટલે જેમનો આચાર અથવા આચરણ મિથ્યા એટલે કે નિષ્ફળ છે તે લોકો. આવા લોકો જે સંયમ પાળે છે, તે વ્યર્થ હોય છે એટલું જ નહીં પણ ઘાતક પણ હોય છે. આવા સંયમના મૂળમાં અબુદ્ધિ અને આત્મવંચના બન્ને હોય છે. આત્મવંચકની ઇચ્છા હો કે ન હો પણ છેવટે તે સમાજવંચક થયા વિના રહેતો નથી. હી હુ ડિઝાયર્સ બટ ડઝ નોટ એક્ટ બ્રીડ્ઝ પેસ્ટિલન્સ. જે મનથી વાસનાને વશ થાય છે પણ બાહ્યકૃતિ ને આચરણને રોકે છે તે રોગ પેદા કરે છે અને તે રોગ ચેપી હોય છે. મિથ્યાચારી લોકોને વિશે આ વાત કહેવાયેલી છે. આવા લોકો સમાજમાં એક જાતનો ભયાનક સામાજિક રોગ ફેલાવે છે.

બ્રહ્મચર્યનો આથી તદ્દન જુદી દૃષ્ટિથી પણ વિચાર કરવો જરૂરી છે.

બ્રહ્મ એટલે જીવન સમસ્ત અથવા આ અખિલ વિશ્વનું સ્થાયી તત્ત્વ એવો અર્થ આપણે કરેલો છે. માણસના તાત્કાલિક કર્તવ્યની દૃષ્ટિથી જોતાં બ્રહ્મનો અર્થ ગીતામાં કહેલો વ્યાપક સમાજ છે. એ સમાજની ધર્મને અનુસરીને સેવા કરવાનું વ્રત જે લે છે તે બ્રહ્મચારી છે. બ્રહ્મચારી એટલે સમાજની સેવાને અર્થે પોતાની સર્વ શક્તિ, પોતાનું સર્વ જીવન જેણે અર્પણ કર્યું છે તે મનુષ્ય. આવા માણસનું ખાનગી જીવન તેનાં સગાંવહાલાંને પોષક ન બનતાં ઘણે ભાગે વિઘ્નરૂપ જ બને છે. એટલે એવા એકનિષ્ઠ સમાજસેવકે પોતાના કૌટુંબિક જીવનનું વિસર્જન કરવું એ જ યોગ્ય થાય.

જો તેનું પહેલેથી જ લગ્ન થઈ ગયેલું હોય તો તે સેવાધર્મને પ્રધાન કરીને બીજા સર્વ ધર્મોને સેવાધર્મમાં વિલીન કરે એ જ યોગ્ય થાય. ધણી અને ધણિયાણી બે જ જણ કુટુંબથી અલગ થઈને ચકલાચકલીની જેમ પોતાનો જુદો માળો બાંધી રહે તો જે રીતે એકબીજા પર પ્રેમ કરી શકે છે તેવો પ્રેમ અવિભક્ત એવા મોટા કુટુંબમાં તેમનાથી ન થઈ શકે. મોટા કુટુંબમાં પતિપત્નીના લગ્નને અંગેના ખાસ સંબંધો પર અંકુશ રાખવો પડે છે. તેમ કરવાથી જ પતિપત્નીનું જીવન ઉન્નત અને સ્પૃહણીય થાય છે. પરંતુ અવિભક્ત કુટુંબપદ્ધતિને માટે જરૂરના સામાજિક સદ્‌ગુણોનો આપણે નાશ થવા દીધો, તેથી તે વ્યવસ્થા પણ વિકૃત

થઈ લગભગ નાશ પામી છે. હવે આપણે અવિભક્ત કુટુંબ કરતાં પણ વ્યાપક એવું સમાજજીવન ઘડવાનું છે. એ વ્યાપક જીવનમાં કર્તા પુરુષોએ પોતાના વૈયક્તિક જીવનનો અને કૌટુંબિક જીવનનો પણ હોમ કરવો પડશે. તો જ સામાજિક આત્મા જાગ્રત થાય અને સિદ્ધ થાય. સમાજ સાથે સંપૂર્ણપણે તદાકાર થયા પછી માણસથી વ્યક્તિગત અથવા વૈવાહિક જીવન ચલાવી નહીં શકાય. એટલો સ્વાર્થત્યાગ કર્યા વિના વિશાળ સંઘોમાં કૌટુંબિકભાવ – આત્મીયભાવ પેદા નહીં થાય.

કુટુંબસંસ્થાથી વધારે વ્યાપક સંસ્થા નિર્માણ કરવાનો વખત આવી લાગ્યો છે. પણ એ નવી વ્યાપક સંસ્થા કુટુંબસંસ્થા કરતાં ઊતરતા દરજ્જાની હોય તે ન ચાલે. કૌટુંબિક જીવનના કરતાં એ નવું સામાજિક જીવન વિશેષ ઉન્નત હોવું જોઈએ. એ ઉન્નતિની કિંમત ચૂકવ્યા વિના તે પ્રાપ્ત નહીં થાય. ખાનગી માલમિલકતનો ત્યાગ અને બ્રહ્મચર્ય સુધી જનારો સંયમ એ બે મૂલ્યના જોર પર જ નવું જીવન સિદ્ધ થઈ શકશે. આ બંને શરતો આખા સમાજ પર તો લાદી નહીં શકાય. પરંતુ સમાજના આગેવાનોએ, સમાજના આદર્શ સેવકોએ આ બંને બાબતોમાં ચારિત્ર્યની ભવ્યતા બતાવવી જ જોઈએ.

## ૨૮. કર્મવાદની પૂર્વપીઠિકા

ગીતામાં કર્મમીમાંસા અનેક રીતે કરવામાં આવી છે. કર્મ કરવાથી માણસ બંધનમાં પડે છે. જેને મોક્ષ જોઈએ છે તેણે બને ત્યાં સુધી કર્મોથી અલગ રહેવું અને કેવળ જ્ઞાનનો અને ધ્યાનનો આનંદ માણવો એવું કહેનારા લોકો ગીતાના જમાનામાં હતા. એથી ઊલટું કર્મ એટલે જ ધર્મ એમ કહેનારો બીજો પક્ષ બહુ પ્રાચીન કાળથી મજબૂતપણે હસ્તી ધરાવતો હતો. આ બે પક્ષનો ઝઘડો આંધળા લોકો એકબીજાની વિરુદ્ધ – હવામાં – હાથો વીંઝે તેના જેવો હતો. ગીતાએ એ બેમાંથી એકે પક્ષને ન દૂભવતાં વચલો રસ્તો કાઢ્યો.

કર્મ કરવું કે ન કરવું એ ઝઘડો જ્યારે શરૂ થયો ત્યારે લોકવહેવારનાં કૃષિ, ગોરક્ષા, વાણિજ્ય વગેરે કર્મોને વિશે કોઈની જ તકરાર નહોતી. કારણ કે એના વિના તો પેટ કેમ ભરાય? શરીરયાત્રા કેમ ચાલે? પેટ બરાબર ભરાય પછી જ બીજાં તત્ત્વોની ચર્ચા શરૂ થાય છે. सुस्थे चित्ते बुद्धयः संभवन्ति । ભૂખ્યા માણસોને તો અન્ન એ જ બ્રહ્મ છે. તકરાર હતી તે વૈદિક કર્મને વિશે – स्वर्गकामः यजेत् । જેને સ્વર્ગ જોઈતું હોય તેણે યજ્ઞ કરવો. જ્યાં સુધી લોકોને સ્વર્ગની લાલસા હતી ત્યાં સુધી તો બધું બરાબર હતું. પણ પછીથી સ્વર્ગ રસ વગરનું અલૂણું લાગવા માંડ્યું. સ્વર્ગ સ્વર્ગ કરીને આખરે તે હતું શું? પૃથ્વી પર જે સુખની માણસ કલ્પના કરે છે અને જે નિર્ભેળ સુખ તેને અહીં મળતું નથી તે

આગળ ઉપર ગમે ત્યારે મળશે એવી જાતની આશા અને અપેક્ષા તેનો અર્થ જ સ્વર્ગ. પૃથ્વી પરના વિલાસોની સુધારેલી-વધારેલી આવૃત્તિ તે સ્વર્ગ. પૃથ્વી પરના વિલાસો ભોગવતાં થાક ચડે છે, રોગ થાય છે, ઘડપણ આવે છે, ગાત્રો નિર્વીર્ય થઈ જાય છે, એટલે એવી કોઈક જગ્યાની કલ્પના કરવી જોઈએ કે જ્યાં બધી જાતના ભોગ ભોગવવાના તો મળે જ, પણ તેનાં દુષ્પરિણામો ભોગવવામાંથી બચી જવાય. આવી ઉત્કટ આશામાંથી કવિઓએ સ્વર્ગની કલ્પના ઉપજાવી.

સ્વર્ગમાં જાતજાતનાં પીણાં ભરપૂર મળે છે. ત્યાં ઘડપણ નથી, મરણ નથી. ત્યાંની વારાંગનાઓ ચીરંજીવી અને અખંડ યૌવનસંપન્ન હોય છે. એટલે ત્યાં ભરપૂર ખાવું, પીવું અને અપ્સરાઓના નાચ જોવા, એવી જાતની વિષયી વિલાસની મજા ઉડાવવાની મળે એનું સ્વર્ગ છે એમ લોકોએ માની લીધું. અને પછી તેના લોભથી આકરાં કષ્ટો સહન કરવાં, બ્રહ્મચર્યથી રહેવું, અસંખ્ય પશુઓને મારીને યજ્ઞ કરવા અને દેવોની બેંકમાં પુણ્યરૂપી પુષ્કળ સિલક જમા કરાવવી એવો તેઓ ક્રમ લઈ બેઠા.

રોજ ગળ્યું ગળ્યું ખાઈને ઓચાઈ ગયેલા માણસને કંઈક તીખું તમતમતું જોઈએ છે. સ્વર્ગમાં એવા તીખા ખાવાની કશી સગવડ દેખાતી નથી પણ ત્યાં જે જાય તે દરેક જણ પોતાના પુણ્યના જોરે જ જઈ શકે. દરેકનું પુણ્ય અલબત્ત સરખું તો ન જ હોય, એટલે પછી જેના તેના પુણ્યના પ્રમાણમાં તેને એ, બી કે સી ક્લાસ મળે. એટલે દરેક જણને પોતાનાથી ઊતરતા ક્લાસવાળાને જોઈને તેમના તરફ તુચ્છતાથી હસવાની અને પોતાનાથી ઉપરનાને જોઈને અદેખાઈથી બળવાની ઝમઝમાટવાળી ગરમાગરમ સગવડ ત્યાં જરૂર હશે ખરી. સ્વર્ગમાં સરખાપણું તો ક્યાંથી હોય? પુણ્યની પૂંજી પર સ્વર્ગસુખનો આધાર હોવાથી તે પૂંજી પૂરી થાય એટલે પાછા નીચે અફળાવાની કલ્પના એની મેળે જ આવી ગઈ. સ્વર્ગસુખ ગમે તેટલું દીર્ઘકાળનું હોય તોપણ આખરે નાશવંત છે. क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।

આ પ્રમાણે સ્વર્ગ અસ્થિર ઠર્યું એટલે મોક્ષ અથવા નિર્વાણપરમા શાંતિનો આદર્શ લોકોને દેખાવા માંડ્યો. પરંતુ મોક્ષ મેળવવાને તો મન નિષ્કામ થવું જોઈએ. લોભ અને મોક્ષ તો એકબીજાના મારક રહ્યા એટલે એ જોઈને કામ્યકર્મો—સ્વર્ગના લોભથી કરેલાં કર્મો—બંધન કરનારાં છે એ વાત વિશેષ સ્પષ્ટ થઈ અને મુમુક્ષુએ કર્મથી અળગા રહેવું એવું કહેનારો વર્ગ જોર પર ચડ્યો.

અસલના વખતમાં કર્મ કહ્યું એટલે તેનાથી કર્મકાંડમાંના વૈદિક ક્રિયાઓના સમૂહનો જ બોધ થતો. ગીતાએ એ પરિસ્થિતિ બદલી. કર્મ એટલે यच्च यावत् કર્મ. સૃષ્ટિમાં થનારી બધી હાલચાલ અને ભાંગફોડ તે જ કર્મ એવી ગીતાની કર્મની વ્યાખ્યા છે. भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः । આટલી ઉચ્ચ ભૂમિકાએ કર્મને લઈ ગયા પછી વૈદિક અને કામ્ય એવું કર્મકાંડ બાજુએ રહી

ગયું. અને સર્વ ભૂતોને ઉપયોગી, સર્વનો સંગ્રહ કરનારો એટલે કે બધાંને લેખામાં લેનારો એવો કર્મયોગ આગળ આવ્યો; અને કર્મયોગ એ મોક્ષનું ઉત્તમ સાધન છે એ વાતનો સ્વીકાર થયો.

ગીતામાં કર્મની ગતિ ગહન છે એવું કહેલું છે. એ પ્રમાણે કહીને કર્મની મીમાંસા ગીતાએ ગૂઢ બનાવી છે. કર્મ, અકર્મ અને વિકર્મ એ ત્રણેનો ઉલ્લેખ ગીતામાં થયેલો છે. પણ તેમની ચર્ચા કોઈ ઠેકાણે લંબાવી નથી. સકામ કર્મ અને નિષ્કામ કર્મ એ ભેદ તરફ જ ગીતાએ વધારે ધ્યાન આપેલું છે. આ નિષ્કામતાનો ખૂબ ઊંડાણથી વિચાર કરવો રહ્યો.

ગીતામાં સ્વધર્મ અને સ્વકર્મની મહત્તા પણ ગાઈ છે. અને છેવટે નિયત કર્મ અને કાર્યકર્મ એ બંનેનું સ્વરૂપ અને મહત્ત્વ અનેક રીતે સમજાવ્યું છે. એની મીમાંસા હવે પછી આવશે.

## ૨૯. कर्मण्येवाधिकारस्ते ।

ગીતામાં કહ્યું છે કે कर्मणि एव अधिकारस् ते मा फलेषु कदाचन । અનાસક્તિનો આ મૂળભૂત સિદ્ધાંત છે.

કર્મ કરતી વખતે તેનું ફળ શું આવશે એનો દરેક જણ વિચાર કરે જ છે, ન કર્યે ચાલે જ નહીં. કર્મ એ કંઈ અર્થ વગરની ક્રિયા નથી અથવા કોઈ ગાંડાના ચાળા નથી. જે કોઈ બાગમાંનાં ફૂલઝાડોને પાણી સીંચે છે તે તે ઝાડો ખીલે અને તેને ફૂલ બેસે તે માટે જ તેમને પાણી પાય છે. જે કોઈ આંબાવાડી અથવા ફળબાગ બનાવે છે તેના અંતરની ઇચ્છા એવી હોય છે કે ઝાડ બરાબર જોર પર ચડે અને તેને ઉત્તમ પ્રકારનાં રસાળ ફળો આવે. એટલા માટે તે ઝાડોને ઉત્તમ ખાતર પૂરે છે, વધારાનાં ડાંખળાં કાપી નાખે છે, ઝાડને પાણી કેટલું આપવું તેનું પ્રમાણ નક્કી કરે છે અને ચારે તરફથી ઝાડોની જાળવણી કરે છે. રસ સુકાઈ જાય ત્યાં સુધી તે શેરડીને ઊભી રહેવા દેતો નથી. બરાબર વખતસર શેરડીને કાપી લઈ તેમાંથી રસ પીલીને કાઢી લે છે.

ફૂલનો, ફળનો અથવા રસનો વિચાર કર્યા વિના આ બધી ક્રિયાઓ કોઈ નહીં કરે. કરે જ તો તેને મુક્ત પુરુષ સમજવાને બદલે ગાંડામાં કાઢી નાખવો પડે. તો પછી कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचनનો અર્થ શો? આ ધાર્મિક બોધનું રહસ્ય શું?

માણસ કર્મ એક કરે છે પણ તેનાં ફળ અનેક હોય છે. જગતનું ઘટનાયંત્ર એવું તો પરસ્પર સંકળાયેલું છે કે એક જ ક્રિયાનાં પરિણામો એક બાજુથી શરૂ થઈ દુનિયાની બધી ઘટનાઓ સુધી પહોંચી જાય છે. આવી સ્થિતિમાં માણસ બધાં ફળોને વિશે જવાબદાર શી રીતે હોઈ શકે? અને બધાં ફળો પર તેનો કાબૂ

શી રીતે કહેવાનો હતો? એટલે મા ફલેષુ કદાચન એ કોઈ મોટો ધર્મસિદ્ધાંત નથી પણ કેવળ ભૌતિક પરિસ્થિતિનું નિરૂપણ જ છે એમ કહેવું જોઈશે. કવિ કવિતા તો કરે છે પણ તેમાંનો અર્થ વધતોઓછો સમજવાનો આધાર સાંભળનાર અથવા વાંચનારની સંસ્કારિતા પર રહે તેમાં કવિનું શું ચાલવાનું હતું? આ દુનિયાના ગૂંચવાઈ રહેલા વહેવારમાં અત્યંત સદ્‌બુદ્ધિથી અને બધી બાજુથી વિચાર કરી કરીને પૂરી કુશળતાથી કર્મ કરવું એ આપણા હાથની વાત છે; પણ એક વાર કર્મને જન્મ આપ્યા પછી તે દરેક કર્મનું સ્વતંત્ર જીવન શરૂ થાય છે. પછી તે કેવાં કેવાં પરાક્રમ કરશે તે કોણ કહી શકશે? આપણે જેમને જન્મ આપીએ છીએ તે બાળકો જે પ્રમાણે જન્મભર આપણી મરજી પ્રમાણે જ ચાલે એમ બનતું નથી, તે બધાં સ્વતંત્રપણે જીવનનો ખેલ ખેલે છે તેવું જ આપણાં કર્મોનું પણ છે. ફેર એટલો જ છે કે બાળકો દેહધારી હોવાથી તેમને તો કદાચ મારી નાખી શકાય, પણ આપણાં કરેલાં કર્મો પર આપણી એટલીયે સત્તા નથી. અને દરેક કર્મનું ફળ, તેનું પ્રતિ-ફળ અને તે પછીનું પ્રતિ-પ્રતિ-ફળ એ પરંપરાની આગળ આપણું શું ચાલવાનું હતું? તેથી આપણી હકૂમત ક્યાં સુધી છે તે બરાબર ઓળખીને વિચારપૂર્વક કર્મ કરવું, અને કર્મ કર્યા પછી નિરાગ્રહી વૃત્તિથી અને સમાધાનથી રહેવું એ જ ડહાપણનો રસ્તો છે.

પણ ગીતાને જે કહેવાનું છે તે આટલું જ નથી. સામાન્ય માણસ જ્યારે કર્મ કરે છે ત્યારે તેમાં તેનો કંઈ ને કંઈ સ્વાર્થ હોય છે. જગતના વહેવારમાં સ્વાર્થ વગર કર્મ થતું નથી એવું અનુભવનું વચન ભગવાન મનુ પણ કહે છે:

कामात्मता न प्रशस्ता न च अेव त्रिह अस्ति अकामता

ગીતા કહે છે કે આ પોતાની સ્વાર્થદૃષ્ટિને લીધે માણસની વૃત્તિ અને તેનું કર્મ કલુષિત થાય છે. સદ્‌બુદ્ધિથી, સહુના કલ્યાણની દૃષ્ટિથી કુશળ કર્મ કરતા રહેવું. સમાજ એ એટલી બધી વ્યાપક વસ્તુ છે કે પોતાના કર્મનું ફળ ક્યાં કેટલું પહોંચ્યું એ આપણાથી સમજી શકાતું નથી. ઉપરઉપરથી જોતાં જે કર્મથી ભારે નુકસાન થયેલું આપણને દેખાય છે તે જ કર્મ અજ્ઞાત રીતે શુભ પરિણામી પણ હોઈ શકે. એટલા માટે શુભ વૃત્તિથી, સર્વના કલ્યાણની દૃષ્ટિથી, કુશળતાપૂર્વક કર્મ કરવું અને તેના પરિણામનો હિસાબ કાઢ્યા ન કરવો એ જ ડહાપણનો માર્ગ છે. કુરાનશરીફમાં ખીજરની જે વાર્તા છે તેનો બોધ પણ આવો જ છે. એ વાર્તામાં ખીજરને સર્વજ્ઞ માનેલો છે, પણ સામાન્ય માણસ તો અલ્પજ્ઞ જ હોય. તેણે ઊંડા પાણીમાં ઊતરવાનો પ્રયત્ન જ ન કરવો જોઈએ. શુભ કર્મનું ફળ શુભ જ હોય એ નિષ્ઠાથી તેણે સમાધાન માનીને રહેવું જોઈએ.

શુભ કર્મનું ફળ શુભ જ હોય એવા દૃઢ વિશ્વાસને અથવા શ્રદ્ધાને વળગીને કર્મ કરતા રહેવું. પોતાની પ્રવૃત્તિનું પરિણામ કેવું આવશે, કર્યું કર્મ કેવી રીતે કરવું જોઈએ વગેરે બાબતો ધ્યાનમાં રાખીને કામ કરવાની જેટલી આવશ્યકતા

છે તેટલું જ તે નિઃસ્વાર્થ બુદ્ધિથી કરવાની પણ જરૂર છે. જે માણસ પૂર્ણપણે નિઃસ્વાર્થ થયો છે તેની બુદ્ધિ આપમેળે જ નિર્મળ થાય છે અને તેને અમુક પ્રસંગે યોગ્ય શું અને અયોગ્ય શું તે અચૂક સમજાય છે. તટસ્થ પંચ ન્યાય ક્યાં અને શામાં રહેલો છે તે જેમ અચૂક ઓળખી લે છે તે જ પ્રમાણે નિઃસ્વાર્થી માણસ પણ કુશળ શામાં રહેલું છે તે વગર મુશ્કેલીએ સમજતો થાય છે. જેનું હૃદય શુદ્ધ થયું છે તેને બુદ્ધિયોગ પ્રાપ્ત થવાનો જ.

સર્વનું હિત સાધતાં સાધતાં પોતાનું હિત આપમેળે જ સધાય છે અને એ રીતે પ્રાપ્ત થયેલું હિત જ પોતાની લાયકાતના પ્રમાણમાં થયું છે એમ સમજવું જોઈએ. આ રીતે પ્રાપ્ત થયેલા હિત-ભાગને જ ધર્મશાસ્ત્રકારોએ વિઘસ્ અને અમૃત એવાં નામ આપેલાં છે. આ જ વાત ભર્તૃહરિની એક પંક્તિમાં સુંદર રીતે સ્પષ્ટ થયેલી છે:

स्वार्थान् सपादयन्तो वितत-पृथुतरारंभ-यत्नाः परार्थे।

મોટા માણસો પોતાનો સ્વાર્થ સંપાદન કરવાનો જુદો પ્રયત્ન કરતા જ નથી; પણ પરોપકારને અર્થે અનેક મોટાં કામો કરતાં કરતાં આપમેળે જ તેનું સંપાદન થઈ રહે છે.

સ્વાર્થથી પ્રેરાઈને કરેલાં કર્મથી સમાજનો કંઈક અંશે લાભ થાય છે એ વાત ખરી, પણ તે લાભ કલુષિત હોય છે. તેમાં સમાજને નુકસાન પણ પહોંચે. શુદ્ધ સામાજિક દૃષ્ટિ રાખવાથી બંને પક્ષે કલ્યાણ જ થાય છે. આને જ નિષ્કામ-વૃત્તિ કહી છે.

કર્મ વિશે તારો અધિકાર છે, ફળ-સમુદાય વિશે નથી એ વચનનો એક નવી દૃષ્ટિથી પણ વિચાર કરવાનો રહે છે. જે પ્રમાણે 'બ્રહ્મ સત્યં જગન્મિથ્યા' એમ કહેવાય છે તે જ પ્રમાણે 'કર્મ એ સત્ય છે અને કર્મનાં ફળો એ માયા છે' એમ કહી શકાય. અક્ષરનો મરોડ બેસાડવાને માટે આપણે દોષિસ્તાં ચીતરીએ છીએ, અને અનેક કૉપીબુકો ભરી કાઢીએ છીએ. ત્યારે અક્ષર કાઢતી વખતે અને લખતી વખતે આપણે કેટલી બધી સંભાળ રાખીએ છીએ! પણ એક વખત લખાણ થઈ ગયા પછી આપણને તેની કશી કિંમત રહેતી નથી. અમુક એક વખતે આપણા અક્ષર કેવા હતા એ જોવાને અથવા બીજાને બતાવવાને તે લખાણનું મહત્ત્વ હોય ખરું પણ એ મહત્ત્વ ગૌણ ગણાય. તેને મ્યુઝિયમ વૅલ્યુ (જાહેરાતી મહત્ત્વ) કહી શકાય. તેનો વિચાર આપણે અહીં કરતા નથી. કૉપી લખતી વખતે મહત્ત્વનો જે ભાગ છે તે લખવાની ક્રિયા છે. લખેલું લખાણ એટલે કે લખવાના કર્મનું જે ફળ તેનું એટલું બધું મહત્ત્વ નથી. આધ્યાત્મિક દૃષ્ટિએ જોઈએ તો જીવનની કિંમત જીવન જીવવાની પદ્ધતિમાં રહેલી છે, જીવતાં મેળવેલી સંપત્તિમાં નથી. તેથી ગીતાએ માણસને કહ્યું છે કે તારા જીવનનો મહત્ત્વનો ભાગ તારું કર્મ છે. સાચું પરાક્રમ, સાચો પુરુષાર્થ, સાચું આર્યત્વ તે કર્મમાં છે. રસ્તા પરથી ગાડું

જાય છે ત્યારે તેની વાછડી જેમ ગીલો પડે છે તેમ કર્મની પાછળ તેનું ફળ ચાલતું આવે છે. ને ફળની તે કિંમત કેટલી? એ ફળનો લોભ કરનારા લોકોને સારુ જ પામર હોવા જોઈએ. कृपणाः फलहेतवः ।

આનો નિષ્કર્ષ એ થયો કે સ્થાયી મહત્ત્વનો ભાગ તે કર્મ; અને તેમાંથી નીપજતો આધ્યાત્મિક દૃષ્ટિએ ગૌણ એવો ભાગ તે ફળ-પરંપરા એટલું જેને સમજાયું છે તે વીર પુરુષ છે, તે મહાવીર છે; કેમ કે તે કર્મવીર છે.

## ૩૦. બ્રહ્મ એટલે શું?

ગીતા બ્રહ્મપરાયણ છે. એ બ્રહ્મ એટલે શું તે ખુલ્લા દિલથી એક વખત જોઈ લેવું જોઈએ. બ્રહ્મની વ્યાખ્યા, તેનું વર્ણન અને બ્રહ્મપ્રાપ્તિની સાધનચર્ચા એટલી બધી રીતે થતી આવી છે કે સામાન્ય લોકમાનસમાં બ્રહ્મ શબ્દ ગોટાળાના વિશેષણ તરીકે જ 'બ્રહ્મગોટાળો' શબ્દમાં મરાઠીમાં વપરાય છે. ગૌડ અને બંગાળ દેશ જેમ જાદુ-ચેટકના પર્યાયવાચી બન્યા છે તે જ પ્રમાણે વેદાંત અને બ્રહ્મ એ તર્કના જેટલા જ અપ્રતિષ્ઠિત થઈ ગયા છે. આવી સ્થિતિમાં બ્રહ્મની ચિકિત્સા જો વળી એક વાર શરૂ કરીએ તો આજ સુધી જામેલા ગોટાળામાં વળી એક ઉમેરો થયો એવું ઘણાખરાને લાગશે.

આમ હોવા છતાં ગીતાધર્મ સમજવાને માટે બ્રહ્મ શું છે તે સમજવું, બ્રહ્મની કલ્પના શી છે તેનું બરાબર આકલન થાય એ જરૂરનું છે.

બ્રહ્મ શબ્દ બૃહમાંથી આવેલો છે. બૃહદ્ એટલે મોટું, જે સર્વથી મોટું, સર્વથી વ્યાપકતમ એટલે કે વ્યાપકમાં વ્યાપક, સર્વની બાદબાકી કર્યા પછી પણ બાકી રહેનાર, જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ, ભૂમાસ્વરૂપ છે તે બ્રહ્મ. 'બ્રહ્મ' અને 'સર્વ' એ બંને શબ્દો એક જ અર્થના છે. વ્યાપક સમાજશાસ્ત્ર એટલે કે લોકશાસ્ત્રની દૃષ્ટિથી વિચાર કરતાં તમામ માણસો જ નહીં પરંતુ માણસ, પશુ, પક્ષી, સરીસૃપ કીટ-પતંગ, ખેચર, જલચર, વૃક્ષ, વનસ્પતિ, સ્થાવર, જંગમ વગેરે બધું જે કંઈ છે તે મળીને જે બને છે તે બ્રહ્મ છે. આ વિશ્વમાંની એક પણ વસ્તુને બાદ ન રાખતાં સકળપણે સર્વની જે સમસ્ત કલ્પના થાય તે પરબ્રહ્મ છે. सर्वं खल्विदं ब्रह्म ।

પણ આ સર્વ વિશ્વ મળીને જે કંઈ બને છે તેને આપણે પ્રકૃતિ પણ કહીએ છીએ, અવ્યક્ત અને મહત્ એ નામો પણ તેને આપવામાં આવેલાં છે. બ્રહ્મ શબ્દમાં એ બાબતોનો પણ સમાવેશ થાય છે જ. બ્રહ્મ એટલે પ્રકૃતિ એવો અર્થ ગીતામાં કરેલો છે. પરંતુ આ વિશ્વ તરફ જોવાની દૃષ્ટિ એક જ નથી. અનેક બાજુથી એને નીરખી શકાય છે. બિલાડી જ્યારે કબૂતર પર ઝડપ મારે છે ત્યારે બિલાડીની ક્રૂરતા આપણી નજરે પડે છે. પણ કબૂતરને મારીને પોતાનાં બચ્ચાંને માટે આહાર મેળવવાનો બિલાડીનો ઉદ્દેશ ધ્યાનમાં લઈએ તો તેની ક્રૂરતા

કરતાં તેનું આપ્તવાત્સલ્ય આપણને વિશેષ દેખાય છે. સર્વત્ર જેવી દૃષ્ટિ ધારણ કરીએ તેવી સૃષ્ટિ નજરે પડે છે.

જગતની બધી વસ્તુઓમાં એક બાજુથી ભેદ ભરપૂર દેખાય છે. બીજી બાજુથી જોઈએ તો અભેદ ભરેલો છે. એ બંનેની સૂક્ષ્મપણે મીમાંસા કર્યા પછી એવું જણાય છે કે ભેદનાં બધાં તત્ત્વો સ્થૂળ છે, અસ્થાયી છે, છીછરાં છે. એથી ઊલટું અભેદ તત્ત્વ સ્થાયી, ગૂઢ અને વધારે મહત્ત્વનું છે. વસ્તુજાતનું સાચું રહસ્ય ભેદમાં નહીં પણ અભેદમાં જ છે.

આ પ્રમાણે વિશ્વની અનેક બાજુએથી નિરીક્ષા કર્યા પછી સ્થાયી રહસ્યપૂર્ણ દૃષ્ટિથી વિશ્વને જોઈને જ્ઞાતાઓએ બ્રહ્મની કલ્પના કરી. સર્વ સમાજને વ્યાપીને રહેલું જે સ્થાયી ચેતન્ય તત્ત્વ તે જ બ્રહ્મ છે. એ બ્રહ્મ એકે વસ્તુનું, કોઈનુંયે 'નિરાકરણ' કરતું નથી, એમાં કોઈનોયે ત્યાગ કે વિરોધ નથી. એવું આ સર્વ-મંગળકારી બ્રહ્મતત્ત્વ સર્વત્ર વ્યાપીને રહેલું છે તેથી સર્વના કલ્યાણને અર્થે નિઃસ્વાર્થ બુદ્ધિથી અને નિર્મળ દૃષ્ટિથી સતત મથતા રહેવું તે જ બ્રહ્મની ઉપાસના છે. આ ઉપાસના પણ અહિંસામૂલક જ હોઈ શકે એ હવે ફરીથી સ્પષ્ટ કરવાની જરૂર નથી. ગીતાનો આદર્શ, તેનો આદર્શ પુરુષ, ગીતાની સાધનપદ્ધતિ અને તેની કલ્યાણવિષયક કલ્પના બધું જ અહિંસા-મૂલક છે. યુદ્ધની સાથે અહિંસાનો મેળ કેમ બેસે? એવો સવાલ ઉઠાવવાને બદલે અહિંસા-પ્રધાન જીવનશાસ્ત્રમાં ગાયેલું યુદ્ધ કેવા પ્રકારનું હોઈ શકે એનો જ વિચાર કરવાનું યોગ્ય ગણાશે.

## ૩૧. शिष्टाः प्रमाणम् ।

ગ્રંથપ્રામાણ્ય, શાસ્ત્રપ્રામાણ્ય, શિષ્ટોનું પ્રામાણ્ય અને આપ્તવાક્યનું પ્રામાણ્ય એવાં અનેક પ્રામાણ્યો વિશે આપણે સાંભળીએ છીએ. તર્કશાસ્ત્રના પ્રામાણ્યવાદ વિશે સામાન્ય લોકોએ બહુ સાંભળેલું નથી હોતું. અને આપણને પણ તેને વિશે અહીં કશું કરવાપણું નથી.

સાચું પ્રામાણ્ય જો હોય તો તે પોતાના અનુભવનું જ. પણ એક વ્યક્તિ પોતાની પરિમિત શક્તિ અને સંસ્કારિતાને જોરે ટૂંકી આવરદામાં કેટલોક અનુભવ લઈ શકે? અને બીજાનો અનુભવ સ્વીકારવો એટલે તો પ્રામાણ્યવાદના ઠેઠ મૂળમાં જ ઊતરવું રહ્યું. દુનિયાનું ઘણુંખરું જ્ઞાન ઇતિહાસના પાયા પર રચાયેલું છે. આ પાયો સ્થિર અને પૂર્ણપણે ગ્રહણ કરી લેવા જેવો છે એમ તો કોઈ કહી ન શકે. તોપણ બીજી રીતે જે વાતો વિશે ખાતરી થાય તે ઐતિહાસિક પુરવાની મદદથી સાબિત થાય અથવા મજબૂત બને તો આપણને તે ગમે છે. પરંતુ ઇતિહાસનું પ્રમાણ કદી પ્રથમ પંક્તિનું ગણાતું નથી.

આ તો થઈ વહેવારની વાત. ધર્મની બાબતમાં અને ગૂઢ સામાજિક વસ્તુઓની બાબતમાં સમસ્ત મનુષ્યજાતિના એકત્ર પિંડીકૃત અનુભવને પણ પૂરું પ્રામાણ્ય આપવામાં આવતું નથી. અનુભવ બહુ બહુ તો આજ સુધીમાં શું શું બન્યું તે કહી શકે. જે વસ્તુઓ બની ગઈ છે તેમના જ જોર પર કાર્યકારણભાવ રચીને ભવિષ્યકાળમાં શું થવાનું છે એ વિશે વધતાઓછા પ્રમાણમાં ચોકસ અનુમાન તારવવું એ અનુભવથી બની શકે. પણ ધર્મ તો સામાન્ય અનુભવની પણ પેલી પાર જઈને કેટલીક બાબતોમાં શ્રદ્ધાને જોરે વિશ્વાસ રાખે છે અને એવી વાતોનું પ્રામાણ્ય પણ સ્વીકારે છે. જેને કાટ ચડ્યો નથી એવો ઉજ્જ્વળ ધર્મ બની શકે ત્યાં સુધી બુદ્ધિને પકડીને ચાલે છે. બુદ્ધિએ તપાસીને જે વસ્તુ પોકળ ઠરાવી, જે વસ્તુ બુદ્ધિની સાદી કસોટી ઉપર પણ ટકી ન શકી તેને ફેંકી જ દેવી જોઈએ એ વાત ધર્મે સ્વીકારેલી છે. પરંતુ ઘણી વાર કેટલીક વસ્તુઓ બુદ્ધિની કસોટી પર કસવામાં આવે છે ત્યારે હીણકસ નથી ઠરતી એટલું જ નહીં પણ ઊલટું બુદ્ધિ જ તેમના પર કસાય છે, બુદ્ધિની જ કસોટી થઈ જાય છે, અને તે હારીને પાછી ફરે છે. આવી જાતની વસ્તુઓ પછી શ્રદ્ધાને જોરે જ માનવાની રહે છે. તેમનું પ્રામાણ્ય શ્રદ્ધા અથવા અંતઃકરણની પ્રવૃત્તિ પર જ આધાર રાખે છે. જ્ઞાનવાન, સદાચારી, અનુભવી, નિસ્પૃહ અને કારુણ્યયુક્ત સમાજહિતેચ્છુ તટસ્થ લોકોની અંતઃકરણ-પ્રવૃત્તિ કુદરતી રીતે જ પ્રમાણરૂપ હોય છે. એવા લોકો 'આપ્ત' નામથી ઓળખાય છે. કોઈ પણ જાતના એકાંગીપણાને, પક્ષાભિમાનને, વિકારને અથવા સ્વાર્થને વશ ન થઈ જવા જેટલો પોતાનો સ્વભાવ તેમણે કેળવેલો હોય છે. તેથી જ તેમનો નિર્ણય પ્રમાણભૂત ગણાય છે. આવા આપ્ત અથવા શિષ્ટ લોકોનો જે નિશ્ચિત અભિપ્રાય તેનું જ નામ શાસ્ત્રપ્રામાણ્ય છે.

જે તે જમાનાની પ્રત્યક્ષ પરિસ્થિતિના સાંગોપાંગ જ્ઞાન વિના શિષ્ટ લોક પણ પોતાનો અભિપ્રાય કેવી રીતે આપી શકવાના હતા? એટલા માટે શિષ્ટ લોકોએ જીવંત, સમકાલીન અને પરિસ્થિતિની બાબતમાં ખબરદાર હોવું જોઈએ. ગ્રંથપ્રામાણ્યમાં આ શરતો પૂરી પડતી નથી. અત્યંત પ્રમાણભૂત એવી શ્રેષ્ઠ વિભૂતિઓએ રચેલો ગ્રંથ પણ આખરે કાળગ્રસ્ત થઈ જાય છે. એક જમાનાનું વચન બીજા જમાનામાં તંતોતંત લાગુ પડતું નથી. ગ્રંથકાર ગમે તેટલો કાબેલ હોય તોપણ ગ્રંથ અને ગ્રંથવચનો શબ્દાર્થની દૃષ્ટિથી જડ જ રહે છે અને તેથી ગ્રંથપ્રામાણ્ય પર બધો આધાર રાખી ન શકાય એવું આપણે ત્યાં ઠરાવવામાં આવેલું છે. પ્રાચીન વ્યક્તિઓમાંથી એકને સર્વજ્ઞ ગણીએ અને બીજાને અલ્પજ્ઞ ગણી કાઢીએ તે પણ કેમ ચાલે? कपिलो यदि सर्वज्ञः कणादो न भिति का प्रमा ?

ગ્રંથો કદી બધા જમાનાનો અને સર્વ પ્રસંગોનો વિચાર ન કરી શકે. અને ત્રિકાળજ્ઞાની તરીકે ઓળખાતા ઋષિમુનિઓનું જ્ઞાન પણ દેશકાળ તેમ જ પરિસ્થિતિની સીમાઓથી મર્યાદિત થયેલું હોય જ. તેથી આપણે માટે સાચું પ્રામાણ્ય

જો કોઈનું હોય તો તે આજના જમાનામાં આપણી વચ્ચે હરતી ફરતા અને પરિસ્થિતિની જેમને બરાબર ઓળખ છે એવા ઇતિહાસચક્ષુ જીવંત લોકોના અભિપ્રાયનું છે. એવા લોકોનાં વચનો તે જ સાચું શાસ્ત્ર. यास्तेषां स्वैरकथाः ता एव (अपि) भवन्ति शास्त्राणि।

આમ જ જો હોય તો પછી ગ્રંથોની પાછળ આપણે શા માટે પડીએ છીએ? તેમના પર આટલો બધો આધાર શા માટે રાખીએ છીએ?

ગ્રંથપ્રામાણ્ય ઐતિહાસિક પ્રામાણ્યના જેટલું જ ઉપયોગી છે. અમુક વિશિષ્ટ વખતે અમુક વિશિષ્ટ વિભૂતિઓએ શું કહ્યું અને શું કર્યું તે જાણવું ઉપયોગી છે કેમ કે માણસનું જ્ઞાન મોટે ભાગે સામાજિક હોય છે. દરેક પેઢીએ વધતાઓછા પ્રમાણમાં આપેલા ફાળાને પરિણામે જ સમસ્ત જ્ઞાનનો રાશિ સંઘરાયો છે. તે જ્ઞાનનો વિકાસક્રમ પણ જાણવાની અત્યંત આવશ્યકતા છે અને એ વિકાસક્રમ સમજવામાં સૌથી શ્રેષ્ઠ વ્યક્તિઓના ગ્રંથોનો ઘણો ઉપયોગ હોય છે. કેટલાક લોકોને મોઢાના બોલ કરતાં ગ્રંથવચન વધારે મહત્ત્વનું લાગે છે. એનું કારણ આ જ વસ્તુમાં રહેલું છે. પરંતુ છેવટનો નિર્ણય ગ્રંથવચનો પર કદી છોડવો ન જોઈએ. જીવતાં ચેતનવાળાં માણસોના જીવનવહેવારનો નિર્ણય આખરે કાળ-ગ્રસ્ત એટલે કે જડ એવા ગ્રંથોને સોંપવો એ તો મનુષ્યજીવનની હાંસી જ થઈ.

ગીતામાં ધીર શબ્દ અનેક ઠેકાણે આવે છે. એનો અર્થ મરાઠીમાં અને ગુજ-રાતીમાં સાધારણ રીતે ધૈર્યવાન એવો કરવામાં આવે છે, અથવા 'જે ઉતાવળો નથી, જે વાટ જોઈ શકે છે તેવો માણસ,' એમ પણ થાય છે. 'તેણે ધીર ન ધરી,' એ વાક્યમાં અથવા 'તેની ધીરજ ખૂટી ગઈ,' એ વાક્યમાં ગુજરાતી અર્થ સ્પષ્ટ છે. સંસ્કૃતમાં ધીર શબ્દનો મૂળ અર્થ જેને ધી એટલે કે બુદ્ધિ છે તે એટલે કે બુદ્ધિમાન, સમજદાર એવો થાય છે.

જે બુદ્ધિ આપે છે, અચૂક ફેંકે છે અથવા પ્રેરે છે તે ધીર છે. આ ઉપરથી સંસ્કૃતમાં પણ ધીર એટલે ધીરજવાળો, સમંજસ, ધૈર્યવાન એવો અર્થ પાછળથી થયો છે. મૂળ અર્થમાંથી આ લાક્ષણિક અર્થ કેવી રીતે નીકળે છે તે સમજવું અઘરું નથી. બુદ્ધિ જો ઠેકાણે હોય તો માણસ ગભરાઈ જતો નથી અને છેવટ સુધી પોતાની હિંમત ટકાવી રાખે છે.

મૂળનું જે અજ્ઞાન હોય છે તે દૂર કરવાને માટે જ્ઞાન મેળવવું જોઈએ, તે માટે બુદ્ધિને તીક્ષ્ણ કરવી જોઈએ, અનુભવ વધારવો જોઈએ, અનુમાનશક્તિ ચારે તરફથી અચૂક કામ આપી શકે એવી બધી બાજુની કેળવણી લેવી જોઈએ. પરંતુ જ્ઞાન હોવા છતાં જરૂર હોય છે ત્યારે જ તે કામ આવતું નથી એવો ઘણી વાર અનુભવ થાય છે. જે સ્વભાવથી જ બીકણ છે, જે કારણ વિના પણ બેબાકળો બની જાય છે, તેનું ચિત્ત ઠેકાણે રહેતું નથી, તેને બુદ્ધિ સંભવતી જ નથી, પછી પોતાના જ્ઞાનનો તેને ભાર લાગે છે અને નસીબમાં જે થવાનું લખેલું હશે તે

ભલે થાય એવો નામર્દાઈભર્યો નિયતિવાદ આગળ કરીને હાથમાં ઉપાય હોવા છતાં તે અકર્મણ્ય બને છે. એનો ઉપાય શો?

ઉપાય શોધીએ તે પહેલાં આમ કેમ બને છે તેનું કારણ જોવું જોઈએ. બીકણપણાના મૂળમાં શરીર અને શરીર વિશેની આસક્તિ જ આખરે જણાય છે. જે માણસ સુખથી લોભાયો છે, દુઃખ સામે જે હારી બેઠો છે, જેને મરણની હમેશ બીક લાગવા માંડી છે તે પરાક્રમનું કોઈ પણ કામ નહીં કરી શકે. જીવવું અથવા મરવું એ માણસના હાથની વાત નથી. ભવિષ્યકાળ પણ કંઈ માણસનો બંધાયેલો નથી. જે કંઈ બની શકે એવું હોય છે તો તે પુરુષાર્થ અને પરાક્રમથી જ બની શકે છે. તો પછી ભવિષ્યકાળની ચિંતા શાને કરવી? પણ બીકણ માણસ ભવિષ્યકાળની ચિંતામાં આવતી કાલનું મરણ આજે જ વહોરી લે છે. બીકણ માણસ એટલા બધા પરિણામ-ભીરુ હોય છે કે જોખમનું કોઈ પણ કામ તેનાથી શરૂ જ થઈ શકતું નથી. એવો માણસ જીવતો છતાં મરેલો જ છે. એથી ઊલટું જે માણસ બુદ્ધિમાન છે, જેને 'ધીરજ' છે અને તેથી જ જેની ધીરજ આખર સુધી ટકી રહે છે, જેને સુખદુઃખની પરવા નથી, જય અને અપજયને જે રમતના દાવ જેવા જ સમજે છે તે માણસ મરેલો હોય તોપણ અમર જ છે. એ વાત સમજાવવાને કંઈ બહુ ઊંડા ઊતરવાની જરૂર નથી. દેહને વિશે બેપરવા રહેવું, જે કાર્યને જીવન સમર્પિત કર્યું હોય તેની સાથે તદ્રૂપ થઈ જવું અને જે સમાજની સેવાને અર્થે આપણી હસ્તી છે તે સમાજના જીવનને જ પોતાનું જીવન સમજવું, તે જ અમૃતત્વ છે.

ન્યાયશાસ્ત્રમાં કહેલું છે કે વ્યક્તિ અનિત્ય છે અને જાતિ એ નિત્ય છે. આ વચનનો છેક સાદો અર્થ કરીને એટલું ધ્યાનમાં રાખીએ કે સમાજમાં વ્યક્તિ જેટલી નશ્વર છે તેટલો સમાજ નશ્વર નથી. સમાજ તો વધતો જ રહે છે. અસંખ્ય વ્યક્તિઓનો નાશ થવા છતાં સમાજનો નાશ થતો નથી અને તેથી સમાજની સાથે જે એકરૂપ થયો છે, સમાજના કલ્યાણથી જુદું એવું પોતાનું હિત અથવા સુખદુઃખ જેણે માન્યું નથી તે અમર થયો છે એમ કહેવાને વાંધો નથી.

શરીર હોય ત્યાં સુધી તો શરીર દ્વારા સેવા કરવાની છે જ. પરંતુ શરીર પડ્યું એટલે સેવા પણ અટકી એવું નથી. ઊલટું શરીરની હસ્તી દરમિયાન કરેલી સેવા, મૃત્યુ પછી પણ વધતી જ રહે છે. આ શરીરની હસ્તી મટી ગયા પછી જે સેવા વધતી રહે છે તે ઉત્તમોત્તમ થાય એ દૃષ્ટિથી જ હાલનું દેહધારી જીવન આપણે ચલાવવું જોઈએ. સમાજની સાથે ઓતપ્રોત થવામાં જો કંઈ પણ આડે આવતું હોય તો તે દેહની ફિકર અને તેને વિશેની આસક્તિ એ બે જ વસ્તુઓ છે. એ બે દૂર થઈ એટલે વ્યક્તિ અને સમાજ વચ્ચેનો વિરોધ મટ્યો સમજવો. આધ્યાત્મિક સાધનાનો બીજો કશો અર્થ નથી પરંતુ એટલો જ છે કે સામાજિક જીવનની આડે આવનાર વ્યક્તિગત જીવનમાંનો કલુષિત ભાગ કાપી નાખવો.

પણ સામાજિક જીવનનો અર્થ અત્યંત વ્યાપક અને ધર્મ્ય કરવો જોઈએ. જેનો સ્વાર્થ જતો રહે છે, જે નિષ્કામ થયો છે તેને જ 'સમાજ' શબ્દનો વ્યાપક અર્થ સહેજે સૂઝશે અને માન્ય થશે.

એટલા માટે જ ગીતાએ અનાસક્તિ, નિષ્કામતા, સ્થિતપ્રજ્ઞતા વગેરે બાબતોનો આગ્રહપૂર્વક પુરસ્કાર કર્યો છે. અને એ વસ્તુઓ જેણે સિદ્ધ કરી છે તેને અમૃતત્વ મળ્યું છે એવી પોતાની સાક્ષી પૂરી છે.

समदुःखसुखोधीरः स अमृतत्त्वाय कल्पते ।

## ૩૨. ગીતામાં હિંસા કે અહિંસા?

ગીતામાં હિંસા છે કે અહિંસા? આ સવાલ વચગાળામાં ઠીકઠીક ચર્ચાયો હતો. હું લડવાનો નથી એવો નિશ્ચય કરીને બેઠેલા અર્જુનને શ્રીકૃષ્ણે અનેક રીતે સમજાવ્યો અને છેવટે યુદ્ધ કરવાને પ્રેર્યો તથા તૈયાર પણ કર્યો. આ પ્રસંગે જે ઉપદેશ અર્જુનને અપાયો તે જ વ્યાસે આપણી આગળ રજૂ કર્યો છે. એ ગ્રંથ અહિંસા શીખવવાને માટે છે એમ કહેવું એ સાહસની પરાકાષ્ઠા છે એમ કોઈને પણ લાગ્યા વિના ન રહે. ગાંધીજીએ ગીતાનો અનુવાદ કરીને તેની પ્રસ્તાવનામાં છેવટનું કહી નાખ્યું છે કે અહિંસાનો ઉપદેશ કરવાના ઉદ્દેશથી જ ગીતા રચવામાં આવી છે એવું કોઈ જ કહેતું નથી. અર્જુનને સ્વજનોની દયાનો મોહ થયો અને તે કર્તવ્યભ્રષ્ટ થવાની અણી પર હતો. શું શું કરવાથી માણસનું આચરણ ધર્માનુકૂળ થાય અને મોક્ષને બાધક ન થાય તેની દલીલો ગીતામાં શ્રીકૃષ્ણે કરી અને સ્વધર્મનું પાલન અનાસક્ત બુદ્ધિથી કરવાનો પરમ ધર્મ સમજાવ્યો. આ પરમ ધર્મની– શાશ્વત ધર્મની શીખ ગમે તેમ તોયે અહિંસાપરાયણ જ હોઈ શકે. ગીતામાં કરેલો ઉપદેશ હિંસાને પોષક નથી પણ અહિંસાને પોષક છે. ગીતારત્નને જે બેઠકમાં બેસાડેલું છે તે મહાભારતનો અંતિમ બોધ પણ હિંસાની વ્યર્થતા જ બતાવે છે વગેરે બાબતો તેમણે પોતાના પુસ્તકમાં સ્પષ્ટ કરી છે. અને છેવટે અનુમાન તારવ્યું છે કે ગીતામાં વર્ણવેલું યુદ્ધ બાહ્ય નથી પણ દરેકેદરેક હૃદયમાં અખંડપણે ચાલતું સદ્‌વૃત્તિ અને અસદ્‌વૃત્તિ વચ્ચેનું સનાતન યુદ્ધ છે.

કૌરવ અને પાંડવ એ બે પક્ષો ઐતિહાસિક હશે ખરા, અને શ્રીકૃષ્ણ પણ ઐતિહાસિક વ્યક્તિ હશે. તેણે અર્જુનને હાથે માણસોનો પ્રત્યક્ષ સંહાર કરાવ્યો હશે એ વાત પણ સાચી. આત્મરક્ષણને માટે અને સાચા પક્ષને ન્યાય મેળવી આપવાને માણસોનો સંહાર કરાવવો એ અહિંસાધર્મથી વિરુદ્ધ નથી એમ તે જમાનાના શ્રીકૃષ્ણને લાગ્યું હશે પણ ખરું. ઐતિહાસિક વ્યક્તિઓ કોઈ પણ સંજોગોમાં

અપૂર્ણ જ હોય અને તેમને થયેલુ અહિંસાદિ ધર્મનુ દર્શન પણ અધૂરુ જ હોય તે સમયે બની ગયેલી ઘટનાઓ વિશે આપણે કશુ કહેવાનુ હોય નહીં

પણ જે ક્ષણે ગીતાગ્રથનો આપણે ધર્મશાસ્ત્ર તરીકે સ્વીકાર કર્યો ત્યારથી ગીતાના શ્રીકૃષ્ણને આપણે સર્વસંપૂર્ણ પરમ પુરુષ અને મૂર્તિમંત જ્ઞાન તરીકે સ્વીકાર્યા છે અને તેની સાથે જ ગીતામા ઉપદેશેલુ યુદ્ધ ઉપર કહ્યા પ્રમાણે આતરિક, અને સનાતન યુદ્ધના અર્થમા જ સ્વીકારવામા આવ્યુ છે ગીતાગ્રથની પ્રવૃત્તિ જ મૂળથી આ જાતની છે એમ લાગે છે ઐતિહાસિક ઉપદેશ દેશ, કાળ, વિશિષ્ટ વ્યક્તિ અને પરિસ્થિતિ પૂરતો જ હોઈ શકે છે ધર્મગ્રથનો રજૂઆત સાર્વભૌમ અને વિશ્વજનીન હોય છે આ દૃષ્ટિથી જ ગીતાનો અર્થ કરવો જોઈએ

ગીતામા હિંસાનો ઉપદેશ છે કે નથી એ પ્રશ્નની ચર્ચા ૧૯૦૪ની સાલમા મારી નજરે પડેલી તે વખતે હુ હિંસાવાદી હતો ફરગ્યૂસન કૉલેજમા હુ ત્રીજા નબરની ક્લબમા જમતો હતો અમારુ એક હસ્તલિખિત સાપ્તાહિક નીકળતુ હતુ અમારી પડોશમા આવેલી ચોથા નબરની ક્લબમા એવુ જ સાપ્તાહિક ચાલતુ તેમા એક લેખકે દેશભક્તિથી અને સ્વાતંત્ર્યલાલસાથી ભારોભાર ભરેલો એક લેખ લખ્યો હતો અને તે માટે ભગવદ્‌ગીતાની મદદ લીધી હતી તે લેખ વાચ્યા પછી મે ભગવદ્‌ગીતા ફરીથી આખી વાચી જોઈ અને મારો એવો નિશ્ચય થયો કે અમારે જે યુદ્ધધર્મ અથવા હિંસાધર્મ જોઈતો હતો તે ગીતામાથી નથી મળતો 'એના માટે તુ લડ' એ જાતના વચનો પાચસાત ઠકાણે આવે છે ખરા અને શ્રીકૃષ્ણનો બધો ઉપદેશ પૂરો સાભળ્યા પછી, 'હવે હુ લડવાને તૈયાર છુ' એમ અર્જુને કહ્યુ છે એ પણ ખરુ, તોપણ ગીતામા કરવામા આવેલો ઉપદેશ યુદ્ધને માટે જરૂરી દ્વેષ, ઝેર અને ઝનૂન વગેરે કશુ જ પેદા કરી શકતો નથી શત્રુ અને મિત્ર સાથે સમાનભાવે વર્તન રાખ, જય કે અપજયનો વિચાર ન કર, સુખદુઃખ જે કઈ આવી પડે તે સહન કર, પ્રાણીમાત્રના હિતને સારુ કાળજી રાખ એવી જાતનો *નમાલી સાધુવૃત્તિ શીખવનારો ગ્રથ આપણા કામનો નથી એવુ તે વખતે મારા* મનમા થયુ હતુ અમારા મિત્રમડળમા તે સમયે મોટી ચર્ચા ઊપડી હતી ત્યાર પછી શ્રવણ અને મનન અનેક દિશાએથી વધવાથી મારા વિચારોમા બહુ ફરફાર થયો છે તોપણ તે જ વખતથી મારો એવો ઠામ મત થયેલો છે - ગીતા હિંસાની પોષક તો નથી જ

ત્યાર પછી ૧૯૦૭ની સાલમા મે જ્યારે સાભળ્યુ કે 'यस्य नाहङ्कृता भावा' એ શ્લોક હિંસાના સમર્થનમા વપરાય છે ત્યારે વળી પાછી ગીતા એક વાર વાચી કાઢી ત્યારે ફરીથી મારી ખાતરી થઈ કે એ શ્લોકમા પણ હિંસાનુ વિધાન નથી અહકાર પૂર્ણપણે નષ્ટ થયા પછી અને બુદ્ધિ નિર્મળ થયા પછી માણસ નિષ્પાપપણાની કઈ કક્ષાએ પહોચે છે એ દર્શાવવાને જ આ એક આત્યતિક કક્ષાનુ વિધાન કરેલુ છે પાછળથી ઉપનિષદોનો અભ્યાસ કરતા એ જ શ્લોક એક ગૌણ

આવા પરસ્પર ભિન્ન ધર્મો હોવા છતાં કોઈક અકલ્પિત રીતે એ બંનેનું કાયમનું લગ્ન થયેલું છે, અને આ કજોડાનો કઢોડો સંસાર અખંડ ચાલવાનો છે. આ બંને તત્ત્વોનું સાચું સ્વરૂપ ઓળખ્યા પછી એ બેમાંથી પ્રધાન કોને ગણવું એ નક્કી કરવાનું રહે છે. એ નક્કી કરવામાં જ જે કંઈ મહત્ત્વની બાબતો છે તે બધી આવી જાય છે. જીવન આત્મપરાયણ છે એમ નક્કી કરીએ તો પછી શરીરનો ઉપયોગ શો, સાધન તરીકે તેને કેટલી હદ સુધી નભાવવું અને તેનો કેટલો ઉપયોગ કરવો, અને વિશેષ પ્રસંગે તેને કેમ ફેંકી દેવું, એ બધું કરાવી શકાય. એથી ઊલટું જો જડ તત્ત્વને પ્રાધાન્ય આપીએ તો પછી આત્માનો શો અર્થ થાય, જીવનશાસ્ત્રમાં તેનું સ્થાન શું એ જુદી રીતે નક્કી કરવાનું રહે છે. સુખ મેળવવું, દુઃખ ટાળવું, કોઈ પણ ઉપાયે પોતાની જાતને બચાવવી અને પોતાનો સ્વાર્થ જ્યારે કહે ત્યારે અન્યની હિંસા કરવી એ બધું પછી એ જીવનશાસ્ત્રની દૃષ્ટિથી ધર્મ્ય ઠરે છે. ચિત્તપરાયણ જીવન-શાસ્ત્રમાં આ બધી બાબતોને ભ્રમ, મોહ અથવા માયાનો ભાસ છે એવું માનવામાં આવે છે. અહિંસાધર્મ આત્માનું અસ્તિત્વ અને સર્વોપરિત્વ સ્વીકારીને જ પ્રવૃત્ત થાય છે. અને તેથી અહિંસાધર્મની શરૂઆત આત્માનાત્મ-વિવેકથી જ કરવી પડે છે. અનાત્માને આત્મા માનવો, તેને આત્માનું સ્થાન આપવું એ સર્વથી મોટો શિર્ક* નામનો ગુનો થાય છે. શરીરની ઉપાસના, શરીરનું પ્રાધાન્ય જેમને સત્ય લાગે છે તે જ ખરા મુશરિક* છે.

સગાંવહાલાં વિશેનો મોહ પણ દેહાત્મબુદ્ધિમાંથી જ પેદા થયેલો હોય છે. સ્વધર્મ, સ્વકર્મ, સ્વદેશી વગેરે બાબતોમાં સ્વ શબ્દ પરિસ્થિતિમૂલક કે મર્યાદા-મૂલક છે તેથી તેમાં અધર્મ ઉત્પન્ન થતો નથી. ત્યાં સ્વ અને પર એવો વિરોધ નથી. સ્વધર્મ કંઈ એકાંગી ધર્મ નથી પણ એક વિશેષ નિશ્ચિત કેન્દ્રવાળો વિશ્વધર્મ છે. પરંતુ એ વાતનું વિવેચન સ્વતંત્ર રીતે કરવું જોઈએ.

ગીતાના આદર્શમાં અહિંસાને જ પ્રાધાન્ય છે એ સ્પષ્ટ સમજવાને માટે ગીતાના આદર્શ પુરુષનાં લક્ષણો એકઠાં કરવાં જોઈએ. સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત, યોગી, પંડિત, ભક્ત, યોગારૂઢ, જ્ઞાની, બુધ, પંડિત વગેરે નામોથી ગીતામાં જેને ઓળખવા-માં આવ્યો છે તે ગીતાનો આદર્શ પુરુષ છે. આ બધાનાં લક્ષણો તપાસતાં એ સર્વ વિશેષણો એક જ વ્યક્તિ સૂચવે છે. આમાંનાં ઘણાંખરાં લક્ષણો સામાજિક સ્વરૂપનાં છે. અદ્વેષ્ટા સર્વભૂતાનાં, સર્વભૂતહિતેરતઃ, કલ્યાણકૃત્, ક્ષમી, ધર્માત્મા, મૈત્ર, કરુણ વગેરે સામાજિક સદ્‌ગુણોથી યુક્ત એવો જ તે આદર્શ પુરુષ કલ્પેલો છે. તેને સ્વ-પર-ભાવ નથી. તે કોઈનાથી કંટાળતો નથી. અને તેને કારણે કોઈનેયે

---

* ઈશ્વર એક અને અદ્વિતીય છે એ શુદ્ધ સત્ય ભૂલી જઈ ઈશ્વર એક કરતાં વધારે છે એમ માનવું અથવા જે ઈશ્વર નથી એવા તત્ત્વને ઈશ્વર સાથે ભેળવવું – 'શરીક કરવું' એ સૌથી મોટો ગુનો છે, ઈશ્વરનું અપમાન છે એમ ઇસ્લામમાં કહ્યું છે. આવો શિર્કનો ગુનો જે કરે છે તેને મુશરિક કહે છે. આપણે કહીએ છીએ કે 'અનાત્મા'ને 'આત્મા' ગણવો એ ભારેમાં ભારે અવિવેક છે, અને અધઃપાતનું મૂળ કારણ છે.

ઉદ્વેગ પામવાપણું નથી. આવા પુરુષનું જીવન અહિંસામય જ હશે. ગીતાને જે સાધનસંપત્તિ ઇષ્ટ છે તેમાં અહિંસાનો પ્રત્યક્ષ ઉલ્લેખ અનેક ઠેકાણે આવે જ છે, પરંતુ એ જ વાત પર ભાર દેવાની જરૂર નથી. ગીતાની આખીયે સામાજિક કલ્પના અને જીવનરચના સર્વસંગ્રાહક, સર્વોદયકારી અને તેથી જ અહિંસક છે.

## ૩૩. ગીતામાંનું રૂપકાત્મક યુદ્ધ

ગીતા ગ્રંથ ભારતીય યુદ્ધ પછી, અને હાલનું મહાભારત લખાયું તે પૂર્વે એક સ્વતંત્ર પ્રકરણ તરીકે કોઈ સમર્થ પુરુષે લખ્યો હોય એમ લાગે છે. મહાભારત જેવા ભવ્ય ગ્રંથમાં ઠેકઠેકાણે ધર્મસંવાદો વેરાયેલા પડયા છે. અને તેમની યોગ્યતા પણ કંઈ સામાન્ય નથી. પણ એ બધા સંવાદોમાં કૃષ્ણાર્જુનનો ગીતામાં ગોઠવેલો સંવાદ તદ્દન જુદો જ પડી જાય છે. એની વિવેચનની શૈલી અને વિચારની ભૂમિકા એટલી ઉચ્ચ છે કે હિમાલયનાં ઊંચાં ઊંચાં શિખરોમાં જેમ ગૌરીશંકર શોભી રહે છે તેમ મહાભારતમાં ગીતાનો સંવાદ શોભી રહે છે.

ભારતીય યુદ્ધ ઐતિહાસિક હો કે કાલ્પનિક હો, તેમાંની ઘટનાઓ અને અસંખ્ય સંવાદો મુખ્યપણે ઐતિહાસિક હો યા ન હો, ભગવદ્ગીતાનો સંવાદ માત્ર કલ્પનિક અથવા રૂપકાત્મક જ છે એમ લાગે છે. મહાભારતમાં બીજાં સ્થળોએ શ્રીકૃષ્ણ પરમાત્મા બોલે છે તેનાથી જુદી જ ભૂમિકા પરથી ગીતામાં બોલે છે તેનું કારણ અત્યંત યોગયુક્ત સ્થિતિમાં રહીને તે બોલ્યા છે એવું મહાભારતની અનુ-ગીતામાં જણાવેલું છે. પરંતુ ગીતાનો અર્જુન પણ મહાભારતમાં બીજે બધે ઠેકાણે દેખાતા ધનંજય અર્જુનથી કોઈ જુદી જ કોટિનો દેખાય છે. ભારતનો સામાન્ય અર્જુન ગુરુભક્ત, પાપભીરુ, સાત્ત્વિક અને મોટે અંશે દૈવી સંપત્તિથી યુક્ત છે એ વિશે શંકા નથી. પરંતુ ગીતામાં દેખાતી તેની આખી મનોભૂમિકા, તેની તાલા-વેલી, તેનો આદર્શ, અને તેના પ્રશ્નો બધું જ સવાઈ અર્જુનના જેવું છે. અને તેથી જૂની શાસ્ત્રોની ભાષામાં કહીએ તો ગીતાગ્રંથ 'વિધાસ્તુત્યર્થ' સ્વતંત્ર પ્રકરણ તરીકે લખાયો છે અને તે રત્નને મહાભારતની બેઠકમાં અત્યંત યોગ્ય સ્થાને બેસાડેલું છે.

તેમ છતાં ગીતાધર્મ એટલો અતિ કોટિનો છે, અતિભૂમિનો છે કે ભારતમાંના યુદ્ધપ્રસંગની આ અદ્ભુત બેઠક પણ તેને અડચણ કરનારી નીવડી હોય એમ લાગે છે. જીવનના બધા અતિ ઉત્કટ પ્રસંગો યુદ્ધના સ્વરૂપના જ હોય છે. ધાર્મિક જીવન એ હંમેશનું જ વીરજીવન છે. ધર્મને અનુસરવું એટલે શિરકમળ હાથમાં ધારણ કરીને એક ભીષણ રમત રમવા જેવું છે એ વિશે શંકા નથી, અને તેથી જ જીવનગીતાને યુદ્ધગીતા બનાવી છે એ તદ્દન અનુરૂપ થયું છે. અને તેમાંયે

સ્વધર્મને સ્વજનમોહના ગૂંચવાડામાંથી બહાર કાઢવાનું કાર્ય ગીતાએ ભારે કુશળતાથી પાર પાડ્યું છે, એ તેની વિશેષતા છે. મૂળ સંવાદ ઐતિહાસિક તરીકે જ લખાયો હોવો જોઈએ. મૂળ લેખકને આ અદ્ભુત તેમ જ ધર્મ્ય સંવાદનું મહત્ત્વ એ લખતી વખતે જ સમજાયું હોવું જોઈએ પણ ગીતા સંવાદ હિંદુ ધર્મના બધા પંથો અને બધા વાદોને માન્ય થશે એવું તો તેને પણ નહીં લાગ્યું હોય. જે દિવસે ગીતાગ્રંથ સર્વ ઉપનિષદોનો સાર, બ્રહ્મવિદ્યાનો શિરોમણિ અને યોગશાસ્ત્રના પ્રમાણગ્રંથ તરીકે સ્વીકારાયો, તે દિવસે ગીતાના જીવનમાં મોટું યુગાંતર થયું એમ કહેવું જોઈએ. ગોકુળનો શ્રીકૃષ્ણ જેમ પૂર્ણાવતાર હતો અને મથુરા પહોંચ્યા પછી તે જ શ્રીકૃષ્ણ જેમ યુગાવતાર બન્યો તે જ પ્રમાણે ગીતા-ગ્રંથ એક આધ્યાત્મિક રૂપકાત્મક સંવાદ હતો; જે દિવસે તેને, ઉપર પ્રમાણે પ્રસ્થાનત્રયીમાંનું શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત થયું તે દિવસથી તેનું કાર્ય બદલાયું. તે પછી તે ધર્મગ્રંથ બન્યો.

## ૩૪. ગીતાગ્રંથનું જીવતપણું

કોઈ એક ગ્રંથ ધર્મગ્રંથ તરીકે સ્વીકારાયો, એટલે એની સ્થિતિ કાંઈક અંશે કૃત્રિમ બની જાય છે. વાલ્મીકિ રામાયણમાં રામ અને સીતા તદ્દન સ્વાભાવિકપણે બોલે છે અને વર્તે છે. પણ તુલસી રામાયણમાં રામ તે જ પરબ્રહ્મ અને સીતા એટલે આદિ શક્તિ એમ માનીને રચના થઈ છે તેથી ત્યાંનું આખું રામચરિત્ર તદ્દન કૃત્રિમ બની ગયું છે. રામચરિતમાનસમાં ભક્તિરસનો ઉત્કર્ષ થયો છે ખરો, પરંતુ મૂળનો સ્વાભાવિક જીવનરસ બચી શક્યો નથી. એમ તો તુલસી રામાયણમાં જીવનરસ ઠેકઠેકાણે ભરપૂરપણે છે પણ તે કાવ્ય તરીકે આવેલો છે. રામના જીવનમાં તેને સ્વાભાવિક સ્થાન નથી. રામનો સીતા માટેનો વિલાપ જ જ્યાં સાચો ગણવામાં આવ્યો નથી ત્યાં રામકથામાં સ્વાભાવિકપણું ક્યાંથી દેખાય?

કોઈ પણ મહાપુરુષને ત્રિકાળજ્ઞાની ઠરાવીને તેને ગુરુસ્થાને કલ્પી લેવામાં આવ્યો એટલે તેની સાથે થનારો સંબંધ જરા વિચિત્ર થઈ જાય છે. તે જ પ્રમાણે ગીતા જેવો ગ્રંથ ધર્મશાસ્ત્ર ઠર્યો એટલે એ નવો ભાર ઊંચકીને જ તેને ચાલવું પડે છે. સીતાની સાથે વર્તતાં પણ પોતે પ્રજાસેવક રાજા છે એ વાત રામ જેમ ભૂલી શકતા નહોતા તેવું જ ગીતાનું થયું છે. સમસ્ત માનવજાતિના જીવનપ્રવાહના સર્વકાલીન અને સાર્વભૌમ પ્રશ્નો ઉકેલવાની જવાબદારી ગીતા ઉપર આવી પડી પછી ગીતાના દરેક શબ્દનો અર્થ એ નવી દૃષ્ટિથી કરવો પડે છે. ગીતા લખાઈ ત્યારે જ તે રૂપક તરીકે લખાઈ હોવાથી તેમાં ઐતિહાસિક સ્વાભાવિકતા શોધ્યા કરવી એ અયોગ્ય થશે. રૂપક તરીકે લખાયા પછી ધર્મગ્રંથ તરીકે વર્તવાનું

તેના નસીબમાં આવે એ અપરિહાર્ય હતું અને એ નવી ભૂમિકા પ્રાપ્ત થયા પછી આજ સુધી ગીતાએ એ કાર્ય ઉત્તમ રીતે પાર પાડયું છે. એમ થઈ શક્યું તેનું કારણ તેનું રૂપકાત્મક સ્વરૂપ જ છે.

કોઈ પણ ધર્મગ્રંથ જીવનના જેટલો જ ગૂઢ અને વિકાસક્ષમ હોય છે. માણસનું શરીર તેનું તે જ હોવા છતાં અને એકનું એક જ દેખાતું હોવા છતાં જેમ અખંડ વધતું અને બદલતું રહે છે તેવું જ માણસના મનનું પણ છે. છેક બાળપણથી તે મરણની ઘડી સુધી મન એક જ, તેનું તે જ છે એમ આપણને લાગે છે. પરંતુ માનસશાસ્ત્રીઓ સમજે છે કે એક જ શરીરમાં એકીવખતે પણ એક કરતાં વધારે મનોનો વાસ હોય છે અને તે બધાં એકબીજા સાથે લડીને અથવા મેળ બેસાડીને વારાફરતી જીવન ઉપર પ્રભુત્વ ચલાવે છે. વળી જીવનના પ્રવાહનો વિચાર કરીએ તો એ બધાં મન આપણી સંસ્થાઓના પ્રમુખોની માફક અથવા રાજાના પ્રધાનોની માફક વારંવાર બદલાતાં રહે છે. મન બદલાય એટલે શરીર પણ બદલાવું જોઈએ એવી કોઈની મમત નથી. અને ક્ષણે ક્ષણે શરીર બદલાય છે તેની તો કોઈને ખબર પણ પડતી નથી. જીવનની લીલા જ એવી વિચિત્ર છે. અને વિચિત્ર હોવા છતાં તે યોગ્ય છે એમ જ આપણને હંમેશ લાગે છે. જ્યારે એક જ જીવનપ્રવાહનાં નિત્યનવીન પરિવર્તનો શરીરથી ખમાતાં નથી અને તે સાવ જીર્ણ થઈ જાય છે ત્યારે તેને ફેંકી દઈને નવું લીધા સિવાય છૂટકો નથી. કેટલાક ધર્મગ્રંથો એવા નીરોગી, વીર્યવાન અને નિત્ય વધતા શરીરના જેવા હોય છે કે પેઢી-દર-પેઢી સેવા આપતા રહેવા છતાં તે જરાજીર્ણ થતા નથી.

જે ધર્મગ્રંથોને એમની મૂળ પ્રેરણા જીવનમાંની કેન્દ્રસ્થ વસ્તુમાંથી મળેલી હોય છે તેના વિકાસનો સહેજે અટકાવ થઈ શકતો નથી. મનુષ્યજાતિનું જીવન જેમ જેમ સમૃદ્ધ થતું જાય છે તેમ તેમ ગીતાનાં વચનોનો અર્થ પણ વ્યાપક, ગૂઢ અને સમૃદ્ધ થતો ગયો છે. આવી સ્થિતિ અનંત કાળ સુધી ટકશે એમ તો કોણ કહી શકશે? પણ એટલું તો જરૂર કહી શકાશે કે ગીતાગ્રંથને હજી ઘડપણ આવ્યાનાં ચિહ્નો દેખાતાં નથી. તે જ્યારે આવશે ત્યારે વૈદિક સંહિતાઓની માફક ગીતાને પણ આદરથી બાજુએ રાખી દેવાનું પ્રાપ્ત થશે. વૈદિક પ્રેરણામાંથી જ જેમ વેદાંત ઉત્પન્ન થયા અને તેમના દોહનમાંથી જેમ આપણને ગીતાનું જીવનામૃત મળ્યું, તે જ પ્રમાણે ગીતાની કામગીરીમાંથી જ હવે પછીની પ્રેરણા નવે નવે રૂપે વ્યક્ત થશે એ વિશે શંકા રાખવાને કશું કારણ નથી. એ પ્રેરણા ગ્રંથનું જ સ્વરૂપ લેશે એમ પણ કહી નહીં શકાય. કદાચ કોઈ એક અદ્ભુત અને દૈવી વાતાવરણના રૂપમાં તે જગતમાં ફેલાશે.

ગીતા ઉપર ભાષ્ય લખનારા, પૂર્વના આચાર્યો આજના કરતાં ગીતા અને ગીતાના જમાનાની નજીક હતા. તેમના જમાનામાં આપણી ધાર્મિક પરંપરા વિશેષ ઉજ્જવળ અને જીવંત હતી. અને તેથી તેમણે કરેલા અર્થોથી દૂર જવાનો આપણને અધિકાર નથી એવી એક વિચારસરણી છે.

એથી ઊલટું એમ પણ કહી શકાય કે ગીતા લખાઈ તે પછી ભારતીય લોકોનું જે જીવન આજ સુધી વિકાસ પામ્યું છે તે બધું એક રીતે ગીતા પરનું એક ભાષ્ય જ છે. આ વહેતા આવેલા વિરાટ ભાષ્યની દૃષ્ટિથી આજે ગીતાને સમજવી જોઈએ. કોઈ એક કુશળ કળાધરે લખેલા નાટકના પહેલા અંકનું પૂરું રહસ્ય એનો માત્ર પહેલો જ અંક વાંચનારને ઉત્તમ રીતે સમજાશે કે ઉત્તરોત્તરના અંકો વાંચી અથવા જોઈને એ બધા અંકોની દૃષ્ટિથી પહેલા અંકનો વિચાર કરનારને વધારે સમજાશે?

ગીતાના લેખકને જીવનધર્મનું જેટલું રહસ્ય સમજાયું હતું તેટલું જ ગીતાના શબ્દોમાં છે એમ માની લેવામાં ભૂલ છે. *ગીતાગ્રંથ એ એક જીવંત વ્યક્તિ છે.* તેનું જીવન ગીતાના લેખકથી અલગ, સ્વતંત્ર અને વર્ધમાન છે, એટલું સ્વીકાર્યા પછી ગીતાના મૂળ ઉપદેશને વળગી રહીને નવી દૃષ્ટિથી નવા અર્થો તેમાં જોવા એમાં સત્યનો કોઈ દ્રોહ નથી, પણ બંનેની કૃતાર્થતા જ છે. ગીતાના મુખ્ય ઉપદેશથી વિસદૃશ એવું કંઈ ગીતામાંથી કોઈ કાઢવા મથે તો માત્ર તેણે ગીતાનો દ્રોહ કર્યો કહેવાય. ગીતાનું દુગ્ધામૃત પી પીને જેની મનોભૂમિકા બની છે અને પોષાઈ છે તેને ગીતાના જેટલો જ વ્યાપક સંદેશો સમજાવીને કહેવાનો અધિકાર છે. વડીલો તરફથી મળેલા વારસાની સંપત્તિ વાપરીને વધારવી એ વંશજોનું કર્તવ્ય છે. ધર્મગ્રંથોનો કેવળ શબ્દાર્થ જોઈને તેને જ ચોંટી રહેવું એ તો તેનું ખૂન કરીને તેના 'મમી'ની પૂજા કરવા જેવું છે. આ જાતની મુડદાપરસ્તી બરાબર નથી. જીવન-પરસ્ત આત્મ-પરાયણ અનુભવી લોકો જ ગીતાનો તે તે યુગ માટેનો સંદેશો સમજી અને સમજાવી શકશે.

# જીવનપ્રદીપ

[ ગીતાવિષયક લેખો ]

गीताज्ञानम् उपाश्रित्य त्रीन् लोकान् पालयाम्यहम् । श्रीविष्णोः

ચિ. પ્રભુદાસ,

આપણે વિસાપુર જેલમાં હતા ત્યાં [illegible] તમે મને ગીતા વિષે પ્રશ્નો પૂછતા. ત્યાર પછી આપણે સાથે બહુ રહી શક્યા નથી. એટલે ગીતા જ્ઞાનની ચર્ચા કરતી આ ચોપડીઓ તમને આપી દઉં છું.

અક્ષયતૃતીયા

૧૩-૫-૫૬

કાકાના

સપ્રેમ શુભાશીર્વાદ.

# ગીતાની દીક્ષા

૧

ગીતાએ મને જીવનદૃષ્ટિ આપી. એ દૃષ્ટિ મળી ત્યારથી એ દૃષ્ટિથી જ ગીતાને હું જોતો થયો છું. પરિણામે ગીતા વિશે હું જે લખું તેને ગીતા-રહસ્ય કહેવા કરતાં મને મળેલી દૃષ્ટિએ ગીતાની શિખામણ એમ જ મારે કહેવું પડે. હું જીવનધર્મી છું, જીવનોપાસક છું, જીવનપરાયણ છું. મારે મન મૃત્યુ પણ જીવનના હાથનું એક મહત્ત્વનું સાધન જ છે. મૃત્યુમાં પણ જીવનનો જ વિજય મને દેખાય છે. એ જીવનદૃષ્ટિ જેમ જેમ કેળવતો ગયો તેમ તેમ ગીતાની શિખામણ મારી આગળ એની મેળે પ્રગટ થતી ગઈ.

ગીતા એ મારે મન કોઈ ગ્રંથ નથી પણ જીવતી વ્યક્તિ છે. તટસ્થ વ્યક્તિ પણ નથી-પણ મારો કબજો લઈ મને દોરનાર, અને છતાં મને બધી રીતે સ્વતંત્ર રાખનાર મંગલમૂર્તિ વ્યક્તિ છે. ગીતા વિશે લખું છું ત્યારે કોઈક કોઈક વાર થાય છે કે પૂજ્ય ગાંધીજીની વાત જ હું કહું છું. ગીતા અને ગાંધી વચ્ચે કોઈક કોઈક વાર સધાતો અભેદ મને ક્ષણ વાર ચકિત કરે છે, અને કયારેક કયારેક એ વસ્તુ મને એટલી તો સ્વાભાવિક લાગે છે કે એના પ્રવાહમાં તણાઈ જતાં મને કશી જ મુશ્કેલી નડતી નથી અને છતાં એક ભાવ મનમાં રહે જ છે કે ગીતા વિશે જે કાંઈ કહું છું એ અંતે મારું પોતાનું જ ગીતાદર્શન છે. બાળકો માને છે કે તેઓ પોતાનાં માતાપિતાને ઓળખે છે, પણ જેમ જેમ એમની ઉંમર વધતી જાય છે તેમ તેમ એમને ખબર પડે છે કે તેમનું એ જાણવું સાવ છીછરું હતું. આ અધૂરું અને છીછરું જ્ઞાન માબાપોને અકળાવતું નથી કેમ કે તેઓ સ્નેહની નજરે જ બાળકો તરફ જુએ છે. ઈશ્વર પણ માણસ પ્રત્યે એ જ નજર રાખતો હોવાથી માણસના ગાંડાઘેલા બધા જ વિચારો અને એની ભાવનાઓ ભગવાન प्रयतात्मनः સ્વીકારે છે. ગીતામાતાનું પણ એમ જ છે.

નાનપણમાં ગીતા મરાઠી ભાષાંતરમાં વાંચી તે પહેલાં જ ગીતા વિશે ઘણું સાંભળ્યું હતું. એક વખતે એક ધાર્મિક શિક્ષણના વર્ગની પરીક્ષામાં સારી રીતે ઉત્તીર્ણ થયો માટે મને એક નાનકડી ગીતા પુરસ્કાર તરીકે મળી. તે વખતે હું સંસ્કૃત જાણતો ન હતો. ગીતાના શ્લોકો પણ મેં મોઢે કર્યા ન હતા. (જનોઈ મળી તેની સાથે જમતી વખતે બોલવા માટે ગીતાનો એક શ્લોક મોઢે કરવો પડયો હતો: अहं वैश्वानरो भूत्वा ઇત્યાદિ, તેટલો જ એક અપવાદ.) ઘરમાં ગીતાનું પ્રચલન ન હતું. મારા મોટાભાઈ જ્ઞાનેશ્વરી વાંચતા. એ ગીતા પરની ટીકા છે એટલું પણ હું જાણતો ન હતો. મારી માતા કોઈક કોઈક વાર પોતાના પિતાની પાસે જઈ

શુકન જોવડાવતી ત્યારે મારા આજા તરત હાથપગ ધોઈ, ધાબળી પહેરી, ગીતાની એક હસ્તલિખિત પોથી એમની પાસે હતી તે ઉઘાડી જે શ્લોક નજર આગળ આવે એ વાંચતા; અને એ વાંચીને એમના મન પર જે કાંઈ અસર પડતી તે પ્રમાણે શુકન સંભળાવતા. તેમને સંસ્કૃત જરાયે આવડતું ન હતું. શ્લોકો એવી રીતે વાંચતા કે જાણે બાળપોથી વાંચનાર છોકરાનું વાચન. ગીતાનો અર્થ પણ લેતા હશે એવી શંકા એમની આખી ઉંમરમાં એમને આવી હશે કે કેમ એની મને શંકા છે.

અમારા ઘરમાં ગીતાએ પ્રવેશ કર્યો તે સ્વામી વિવેકાનંદનાં વ્યાખ્યાનો સાથે. ત્યાર પછી અમે છયે ભાઈઓ જેમ જેમ ગીતાલાયક ઉંમરના થયા તેમ તેમ ગીતા વાંચતા-સમજતા અને મોઢે કરતા થયા. ગીતાએ અમારા કૌટુંબિક વાતાવરણમાં ભારે ક્રાન્તિ કરી. પહેલાં અમે કર્મકાંડી, સકામભક્તિ કરનાર, અનાધ્યાત્મિક પણ આસ્તિક બ્રાહ્મણો હતા. ગીતાએ વેદાંતની દૃષ્ટિ આપી, ધર્મની મહત્તા સમજાવી, સકામભક્તિની પામરતા મન પર ઠસાવી અને જીવનનું ઊંડાણ તપાસવાની હિંમત આપી. આજે જ્યારે આખી જિંદગીનો વિચાર કરું છું ત્યારે મનમાં સ્પષ્ટ થાય છે કે ગીતાએ જો મારી જિંદગીમાં પ્રવેશ ન કર્યો હોત તો જીવ્યો અને ન જીવ્યો એમાં કશો જ ફેર ન પડત. કશી અતિશયોક્તિ કર્યા વગર આજે કહી શકું કે પહેલાં હું એક બુદ્ધિ અને લાગણીવાળું પ્રાણી હતો, ગીતાએ એ બન્ને ઉપર ઓપ ચડાવી મને માણસ બનાવ્યો. ગીતા એટલી તો લાંબા કાળની જીવનસાથી છે કે ગીતાએ કરેલી આ આવડી મોટી જીવનક્રાન્તિનો પૂરતો ખ્યાલ આ લખવા બેઠો છું ત્યારે જ તે દિવસનાં સ્મરણો સાથે આવે છે.

ગીતાનું જે પહેલવહેલું મરાઠી ભાષાંતર મને વાંચવાને મળ્યું તે સદ્‌ભાગ્યે બહુ જ સુંદર અને સાદી મરાઠીનું હતું. ભાષાંતરકાર ગુંજીકરે એનું નામ સુબોધ-ચંદ્રિકા અથવા એવું જ કાંઈક રાખ્યું હતું. આખું ભાષાંતર વાંચી ગયો પણ તે વખતે ઉંમર ગીતા સમજવા જેટલી ન હોવાથી મને ગીતાની શિખામણ વિશે મોટે ભાગે નિરાશા જ થઈ. પહેલો અધ્યાય તો મોટે ભાગે પૌરાણિક હતો. અગિયારમો અધ્યાય અદ્‌ભુત વર્ણનવાળો લાગ્યો. છેવટના અધ્યાયમાં અર્જુને करिष्ये वचनं तव વાળો એકરાર કર્યો છે એ તો નિશાળના કોઈ કહ્યાગરા વિદ્યાર્થીના વચન જેવો લાગ્યો. અમારાં પાઠ્યપુસ્તકોમાં એ જાતના અનેક પાઠો આવતા. બાકીનો બધો ઉપદેશ મગજમાં ઠસ્યો જ નહીં. મનમાં પહેલવહેલો વિચાર આવ્યો તે એ કે જેનાં આટલાં વખાણો સાંભળ્યાં હતાં તે શું આ જ ગીતા! આમાં છે શું કે એની પાછળ માણસ આટલો વારી જતો હશે! સદ્‌ભાગ્યે મનમાં નમ્રતાનું પૂરતું ભાથું હતું. એક વિચાર સહેજ આવી ગયો કે આપણે જાણ્યો એના કરતાં ઊંડો અર્થ ગીતામાં હશે.

જેમ જેમ સ્વામી વિવેકાનંદ વાંચતો ગયો તેમ તેમ ગીતાની ભવ્યતા મન

ઉપર ઠસતી ગઈ. પછી જ્ઞાનેશ્વરી પણ ઓછીવત્તી વાચી કાઢી. અંગ્રેજી વાંચતો થયો અને એની બેસંટની, બાબુ ભગવાનદાસની, સ્વામી સ્વરૂપાનંદની અને એફ. ટી. બ્રૂકસવાળી ગીતા વાંચી કાઢી. સ્વામી રામતીર્થનાં લખાણો પણ વાંચ્યાં. મરાઠી-માં જે વાતો સાહજિક અને સાદી લાગતી તે જ વસ્તુઓ અંગ્રેજીમાં વાંચતાં વધારે ઊંડાણવાળી અને રહસ્યવાળી જણાવા લાગી. સ્વભાષાના અતિ-પરિચયને કારણે કોઈક કોઈક વાર સારામાં સારી વસ્તુઓ પણ ધ્યાન ખેંચી શકતી નથી એનો જ આ એક દાખલો હતો.

આના પછી ગીતા તરફ મારું ધ્યાન એકાએક દોડ્યું તે ફરગ્યૂસન કૉલેજના દિવસોમાં. શ્રી સાવરકર અમારી પડોશની ક્લબમાં જમતા હતા. ક્લબના વિદ્યાર્થી-ઓના લાભાર્થે તેઓ એક હસ્તલિખિત સાપ્તાહિક ચલાવતા. એમાં એમણે પોતાની ક્રાંતિકારી રાષ્ટ્રીયતાના સમર્થનમાં ગીતાના કેટલાક શ્લોકો ટાંક્યા હતા. હું પણ જાણતો હતો કે, 'હું લડીશ નહીં' એમ કહેનાર અર્જુનને સમજાવી પટાવી યુદ્ધ માટે પ્રવૃત્ત કરવાના ઉદ્દેશથી શ્રીકૃષ્ણે ગીતાનો ઉપદેશ કર્યો હતો. તે વખતે હું પણ ક્રાંતિવાદથી પરિપૂર્ણ ભરેલો હતો. પણ ગીતા એ રાજકીય ક્રાંતિવાદની પોષક છે એમ મન કેમે કરીને માનતું ન હતું. મેં એક લેખ લખીને ક્રાંતિની દૃષ્ટિએ ગીતાની અનુપયોગિતા મારી સમજણ પ્રમાણે સિદ્ધ કરી. समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः એ શિખામણથી કયો માણસ ક્રાંતિકારી થવાનો છે વગેરે દલીલો એમાં મૂકી હતી. ગીતાનો આદર્શ વિશ્વપ્રેમનો છે, રાગદ્વેષનો નથી. ગીતામાંથી માણસ તેજસ્વિતા કેળવી શકે પણ શત્રુને ફના કરવાનું ઝનૂન તેમાંથી કોઈ કેળવી ન શકે એ તે વખતનો મારો અભિપ્રાય હતો. તે વખતે મેં ગાંધીજીનું નામ પણ સાંભળ્યું નહીં હોય. પણ ગીતા વિશે મેં સ્વતંત્ર અભિપ્રાય બાંધ્યો કે કોઈ માણસ ગીતા વાંચીને કડવો ક્રાંતિકારી થવાનો નથી. આજે પણ મારો એ અભિપ્રાય કાયમ છે. પણ એ અભિપ્રાયમાં હવે ઊંડાણ આવ્યું છે અને જુદા જ અર્થમાં ગીતાને હું પરમ ક્રાંતિકારક ગ્રંથ ગણું છું.

બંગાળના ક્રાંતિકારીઓ પોતાની ગુપ્ત મંડળીમાં શિક્ષા અને દીક્ષા માટે ભગ-વદ્‌ગીતા વાપરતા હતા. હિંસાનું સમર્થન કરતો એક શ્લોક એમણે પસંદ કરેલો:

यस्य नाहंकृतो भावो बुद्धिर् यस्य न लिप्यते।
हत्वाऽपि स इमांल्लोकान् न हन्ति न निबध्यते ॥

મને થતું કે હિંસા માટે ગીતામાંથી સમર્થન શોધવાની જરૂર જ શી? અને આ શ્લોકમાં મળતા સમર્થનની કિંમત કેટલી? ત્યાર પછી એ જ શ્લોક ઉપ-નિષદમાં જડ્યો ત્યાં એની બીજી લીટી હતી:

"यः समः सर्वभूतेषु जीवितं तस्य शोभते।"

કોણ જાણે શાથી પણ ગીતામાંથી જે લીટીની મારા ઉપર પહેલવહેલી અને ઊંડી અસર થઈ તે આ: न हि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात ! गच्छति ।

આ લીટીઓ મને જે દીક્ષા આપી તેનો કેફ મહિનાઓ સુધી રહ્યો હતો. એ લીટીની અસર આજે પણ તાજી ને તાજી જ છે.

પિતાશ્રીને સંસ્કૃત આવડતું ન હતું. અમને બધાંને ગીતાની ચર્ચા કરતા સાંભળી એમને જિજ્ઞાસા થઈ કે આપણે ગીતા સમજીએ. હું એમના સૌથી નાનો દીકરો, પણ કશા સંકોચ વગર બિલકુલ સ્વાભાવિકતાથી એક દિવસ એમણે મને કહ્યું, 'દત્તુ, મારે ગીતા શીખવી છે, મારી સાથે વાંચીશ?' મેં પણ એટલી જ સ્વાભાવિકતાથી હા પાડી અને મોટા ટાઈપવાળી એક પોથી એમને આણી આપી.

ગીતાના સહવાસમાં અમે કેટલાયે દિવસો આનંદમાં ગાળ્યા. ગીતાની આ સંનિધિને કારણે અમે વધુ ને વધુ નિકટ આવવા લાગ્યા. એ વાચન દરમિયાન પિતાશ્રી જે સવાલો પૂછતા તેની ખૂબી એ હતી કે તેઓ ગીતાનો શબ્દાર્થ સમજવા માગતા ન હતા પણ ગીતાની મદદથી તેઓ જીવનનું રહસ્ય ઉકેલવા માગતા હતા. એમના સવાલો જીવન પરત્વે અને બિલકુલ વ્યવહારુ તેમ જ ઊંડા હતા. હું એમને ગીતાનો અર્થ સમજાવતો હતો અને તેઓ મને પોતાના પ્રશ્નો દ્વારા ગીતા પાસેથી શું મેળવવું એની, એટલે કે જીવનદૃષ્ટિની દીક્ષા આપતા હતા. ભણતર, વિદ્વત્તા અને તર્કજાળની કૃત્રિમતા નથી હોતી અને સદાચાર, ઈશ્વરનિષ્ઠા અને સદ્‌બુદ્ધિનું સ્વાભાવિક વાતાવરણ હોય છે ત્યારે એની મેળે જીવનદૃષ્ટિ કેળવાય છે એ હું પિતાશ્રી સાથેના તે સહવાસમાં જોઈ શક્યો.

ત્યાર પછી કૉલેજની કેળવણી અને મનોમંથનની ગડમથલ પૂરી કરી પિતાશ્રી પાસે જ્યારે હું આવીને રહ્યો ત્યારે એમની છેલ્લી માંદગીમાં બનતી સેવા કરવાનું ભાગ્ય મને મળ્યું. આખરે જ્યારે જોયું કે અંતિમ ઘડી આવી પહોંચી છે ત્યારે એમની પથારી ઉપર બેસી મેં અત્યંત કરુણભાવે આખી ગીતાનું એકસામટું પારાયણ કર્યું. શ્લોકોનો અવાજ પિતાશ્રીને કાને પડતો હતો. એના અર્થનું ચિંતન કરવા જેટલું ભાન તેમને તે વખતે હતું કે નહીં એ સમજવા માટે મારી પાસે કશું સાધન ન હતું, પણ ગીતાના શ્લોકો તે ગંભીર ઘડીએ મારા હૃદય પર તેજાબ જેવી અસર કરતા હતા. તે દિવસે આખી ગીતા એકસામટી એકાગ્રતાથી વાંચતાં મને ગીતાનો 'બોધ' થયો અને જે ક્ષણે પિતાશ્રીનું કૃપાછત્ર મારા માથા પરથી ખસ્યું તે જ ક્ષણે ગીતાનું એ બોધછત્ર મારા જીવન ઉપર ફેલાયું.

હું માનું છું કે તર્ક, ન્યાય,. તત્ત્વજ્ઞાન અને દર્શનશાસ્ત્ર કરતાં માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર મને વધારે અપીલ કરે છે. ગીતાના અનેક અનુવાદો મેં વાંચ્યા, પણ કોઈની ટીકા કે ભાષ્ય મેં અધ્યયનપૂર્વક સળંગસૂત્ર વાંચ્યું નથી. અર્થ કરતો જાઉં અને પોતાના માનસિક, બૌદ્ધિક અને હાર્દિક ઘડતર પ્રમાણે એનો બોધ લેતો જાઉં. આ રીતે ગીતાનો પરિચય થયા પછી જ મેં ભાષ્યો અને ટીકાગ્રંથો હાથમાં લીધા અને તેમાં પણ કામપૂરતા જ ભાગો વાંચી કાઢ્યા. એફ. ટી.

ગુરુદેવના નિબંધો, અરવિંદ ઘોષના નિબંધો, લોકમાન્યનું ગીતારહસ્ય, યુરોપિયન લોકોની ટીકાઓ વગેરે બધું ત્યાર પછી આવ્યું. એટલે એમની મદદથી ગીતાને વધારે સમજ્યો ખરો હું મારી પોતીકી જીવનદૃષ્ટિ બરાબર જાળવી શક્યો. મરાઠીમાં જેને 'બાળબોધ' કહે છે તે સીધી, સરળ અને ઠાવકી દૃષ્ટિ રાખીને જ ગીતા સમજવાનો મેં પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્નમાં સાધકની દૃષ્ટિ અને સમાજસંગઠનની વૃત્તિ ગીતા સાથે વણાયેલી છે એમ મેં જોયું છે.

કૉલેજમાંની નોકરી અને મને બિપિન પાલ તથા અરવિંદ ઘોષની રાષ્ટ્રીયતા વળગી. કમાણી કરીને ગૃહસ્થાશ્રમ ચલાવવાની ઇચ્છાનો મનમાં પરિપાક થાય તે પહેલાં જ રાષ્ટ્રસેવાનો સંકલ્પ, રાજકીય ક્રાંતિનો ઉન્માદ અને રાષ્ટ્રીય કેળવણીનું ચિંતન મને વળગ્યાં. એટલે ગીતા મારે માટે કેવળ એક દાર્શનિક ગ્રંથ ન રહેતાં જીવન કેળવનાર એક પ્રેરણારૂપ ગુરુ-ગ્રંથ જેવી બની.

મારામાં વ્યવહારની ચતુરાઈ ઝાઝી નહીં, બાઘાઈનું સહેજસાજ પ્રમાણ ખરું, અને લોકો જે દૃષ્ટિએ વિચાર કરે છે તે દૃષ્ટિએ વિચાર કરતાં આવડે નહીં. એટલું જ નહીં પણ એનું મહત્ત્વ પણ હું માન્ય રાખું નહીં, અને શિષ્ટાચારની દોસ્તી જરાયે નહીં કેળવેલી હોવાથી જ્યાંત્યાં અણધારી મુશ્કેલીઓ ઊભી થતી. ગેરસમજના શિકાર થવાથી મૂંઝવણો અનેકગણી વધતી. એવે વખતે એકમાત્ર આશરો અને આશ્વાસન ગીતા પાસેથી જ મળે. રોજ ગીતાના છ અધ્યાય વાંચવાનો નિયમ લાંબા વખત સુધી ચાલ્યો હતો. દીકરી જેમ માના ખોળામાં માથું મૂકી ડૂસકે ડૂસકે છૂટથી રડી શકે છે તેમ આખા દિવસની મૂંઝવણ ગીતાપાઠ વખતે હું ગીતામાતાના કાનમાં રેડતો અને આશ્વાસન મેળવી, હળવો થઈ, બીજા દિવસને માટે તૈયાર થતો.

સમાજની આખી ગડી બદલાવી નવો જ સમાજ તૈયાર કરવાની ઘેલછા જ્યારે મારી કલ્પના પર સવાર થઈ અને આદર્શ સમાજ કેવો હોય, એના ઘટકોનું માનસ કેવી રીતે ઘડાય એનાં દિવાસ્વપ્નો જ્યારે હું રચતો ત્યારે પણ ફરી ફરી ગીતા પાસે જવાનું મન થતું. એમાંથી મેં મારું ગીતાનું સમાજશાસ્ત્ર ખોળી કાઢ્યું, તેનું વિવેચન વાચકોને આ ગ્રંથમાં ડગલે ને પગલે વર્ણવેલું જડશે.

જીવનની દિશા નક્કી કરવામાં મૂંઝવણ રહે નહીં, ઇષ્ટ શું અને અનિષ્ટ શું એના નિર્ણયમાં અનિશ્ચય રહે નહીં અને જેમ મન સાથે નક્કી કર્યું હોય તે જ રીતે જીવન ઘડતાં આવડ્યું તો માણસ જીત્યા કહેવાય. આમાંની છેલ્લી કસોટી સૌથી આકરી છે અને એમાં જ ગીતાની મહત્તા સમાયેલી છે. બધી રીતે શિખામણ આપતાં છતાં, વખતોવખત જાગ્રત કરતાં છતાં, ગીતા કોઈનું સ્વાતંત્ર્ય હણતી નથી. ગીતા કહે છે કે, સંસિદ્ધિ અનેક જન્મને પરિણામે મળે તોયે શું? કાળ નિરવધિ છે અને બધા અનુભવમાંથી પસાર થતાં જીવન સમૃદ્ધ જ થાય છે. ઉતાવળે ઉતાવળે કૂદીને છેલ્લે પગથિયે બેસવામાં આનંદ ભલે હોય, પણ તેથી જીવન અને એનો અનુભવ નક્કર થતાં નથી.

મારી પ્રગતિ જો ઉતાવળે ન થાય, સામાન્ય માણસ વચ્ચે સામાન્ય માણસ જેવો જ થઈને રહું અને એની અંદર જીવનતત્ત્વનું આકલન પરિણામકારી થઈ શકે તો હું સંતોષ માનીશ. બાકી એક વાર જ્ઞાનનું બીજ વવાયું એટલે કેટલી વાર આપણે નાસીપાસ થઈએ છીએ તેથીયે વધારે વાર આપણને ફરી ઊઠવાની અને દોડવાની હિંમત ગળવાની જ. ગીતાનું અનુશીલન કર્યા છતાં જીવનનું અનુશીલન જો કાચું હોય તો એ ગીતાનો વાંક નથી. જેમ ગીતાનો અર્થ સમજવામાં ઉંમર પરત્વે ક્રમ બંધાયો, તેવી જ રીતે ગીતાની શિખામણ અમલમાં મૂકવામાં પણ પ્રયત્નની ઉત્કટતા પ્રમાણે ક્રમ બંધાય છે. જે ગીતા વાંચીને શંકરાચાર્ય જગદ્‌ગુરુ થયા અને ગાંધીજી મહાત્મા થયા તે જ ગીતા આપણે સૌ કોઈ વાંચીએ છીએ. ગીતાની શિખામણ વધુ ને વધુ ઊંડાણમાં જઈને સમજવી એ એક વસ્તુ છે અને એ ઊંડી દૃષ્ટિ કેળવ્યા પછી પણ તે પ્રમાણે તરત જીવન ઘડવાની ધગશ ધરાવવી એ જુદી વસ્તુ છે. દરેકનો વેગ પણ જુદો.

આ જીવનશક્તિ કેળવવા માટે કેવળ ગીતાનું અધ્યયન, મનન અને ચિંતન બસ નથી. એમાં તો આપ-પ્રયત્ન અને પ્રભુ-કૃપા બન્નેની આવશ્યકતા છે. આપ-પ્રયત્ન હશે તો પ્રભુ-કૃપા થશે જ એમ ક્યાંય કહેલું નથી, પણ આપ-પ્રયત્ન ન હોય તો પ્રભુ-કૃપા થવાની જ નથી એટલું દરેક સાધકે ઠોકીઠોકીને કહ્યું છે. પ્રયત્ન-શિથિલ અને મંદોત્સાહ માણસ માટે આધ્યાત્મિક સિદ્ધિ નથી એ ચોક્કસ છે.

જ્યારથી ગીતાપાઠ શરૂ કર્યો ત્યારથી દરેક અધ્યાયને અંતે શબ્દો વાંચતો આવ્યો છું : इति श्रीमद्‌भगवद्‌गीतासु उपनिषत्सु, ब्रह्मविद्यायां, योगशास्त्रे, श्रीकृष्णार्जुन-संवादे, અમુક નામનો અમુકમો અધ્યાય પૂરો થાય છે. એનો અર્થ કરવા જતાં પ્રથમ ખબર પડી કે ગીતા એ એક ઉપનિષદ છે, ગીતા એ નામ નથી પણ ઉપનિષદનું વિશેષણ છે. શ્રીમદ્ ભગવાને ગાયેલી ઉપનિષદ એ એનું નામ. (उपनिषद् શબ્દ સ્ત્રીલિંગી છે.) ગીતા આધ્યાત્મિક વિદ્યા પણ છે અને જીવનયોગનું શાસ્ત્ર પણ છે. વિદ્યા તરીકે એનું નામ છે 'બ્રહ્મવિદ્યા' અને શાસ્ત્ર તરીકે એ કહેવાય છે 'યોગશાસ્ત્ર'.

ગીતા એ ઉપનિષદ છે એમ જાણવામાં આવવાથી ઉપનિષદ શી વસ્તુ છે એની શોધ મનમાં જાગી. ગીતામાહાત્મ્યમાં એક રસાળ શ્લોક છે, જે કહે છે કે તમામ ઉપનિષદો એ ગાયો છે, શ્રીકૃષ્ણ એમને દોહનાર ગોવાળિયા છે, પાર્થ જેવા વાછરડાને જોઈને એ ગાયોને પોતાનો પાસવો છોડવાનું મન થયું, એમનું દૂધ તે ગીતામૃત અને એ પીવા માટે ભેગા થયેલા એ બધા સુધી એટલે સદ્‌બુદ્ધિવાળા ભક્તજનો. કવિની ભાષામાં એટલું જ સૂચવાયું છે કે ગીતા એ ઉપનિષદોનો નિચોડ છે.

આટલું જાણ્યા પછી ઉપનિષદોનો પરિચય મેળવવાની ઇચ્છા પેદા થવી સ્વાભાવિક હતી. મેં એક એક કરીને બધાં ઉપનિષદો વાંચી કાઢ્યાં. એમની અસર તો મારા ઉપર ગીતા કરતાંયે વધારે થઈ. ઉપનિષદોના વાચનથી ગીતાનું આધ્યાત્મિક

વાતાવરણ વિશેષ સ્પષ્ટપણે સમજાયું. પ્રાચીન કાળના મારા પૂર્વજો કઈ શોધમાં હતા, એમનાં જીવનની ભવ્યતા કેટલી હતી એનો ખ્યાલ ઉપનિષદ વાંચીને જ આવ્યો. યુરોપિયન લોકને માટે અફલાતૂનના સંવાદો જે કાર્ય કરે છે તે જ કાર્ય આપણા લોકો માટે ઔપનિષદ વાણી કરે છે. સ્વામી વિવેકાનંદ, કવીન્દ્ર રવિબાબુ, અમના પિતાશ્રી મહર્ષિ દેવેન્દ્રનાથ, કવિના મોટાભાઈ દ્વિજેન્દ્રનાથ, બધા જ ઉપનિષદ ઉપર કેમ વારી જાય છે એ સમજતાં એક ક્ષણની પણ વાર ન લાગી. (દુઃખની વાત છે કે અંગ્રેજીમાં જેમ પ્લેટોના સંવાદોના ઉત્કૃષ્ટ અનુવાદો મળે છે તેમ આપણી ભાષામાં પ્રધાન તેર ઉપનિષદોના પણ નિર્દોષ અને ગુણાઢ્ય સંવાદો હજી તૈયાર થયા નથી. આપણા લોકોએ અંગ્રેજીમાં ઉત્તમોત્તમ અનુવાદો કર્યા છે ખરા, પણ દુનિયાના આ સર્વશ્રેષ્ઠ સાહિત્યના આદર્શ અને સંતોષકારક અનુવાદ આપણી દેશી ભાષાઓમાં થયા નથી એ ઊણપ હજીયે દૂર થઈ નથી.)

માણસ જો ગીતા પ્રથમ વાંચી લે તો ઉપનિષદનું અધ્યયન કરવાની ઉત્તમ પૂર્વતૈયારી થઈ ગણાય. પણ બીજી રીતે ઉપનિષદનું અધ્યયન કર્યા પછી જ ગીતાના વિચારપદ્ધતિનું સાચું આકલન થઈ શકે છે. ઉપનિષદ માટે ગીતા અને ગીતા માટે ઉપનિષદ એવું અધ્યયન ફરી ફરી થવું જોઈએ. આ બે ગ્રંથો પરસ્પર ભાવયન્તઃનો યજ્ઞધર્મ બરાબર જાણે છે અને પાળે છે.

ઉપનિષદ એ જેમ ગીતાની આધ્યાત્મિક ભૂમિકા છે તેમ જ મહાભારત અ ભગવદ્‌ગીતાની ઐતિહાસિક ધરતી (back ground) છે. આ ધરતી પણ જાણેલી — તપાસેલી હોય તો ગીતાનું કાવ્ય અને ગીતાનો ઉદ્દેશ સમજવામાં ઘણી મદદ થાય છે. મહાભારત વાંચ્યા પછી જ ગીતાના પહેલા અધ્યાયમાં આવેલા ભારતકાવ્યની પ્રધાન વ્યક્તિનાં નામો જીવતાં થાય છે. ગીતા વાંચતાં આપણને એટલી જ ખબર પડે છે કે સાત્યકિ અપરાજિત હતો પણ જ્યારે મહાભારત અથથી ઇતિ સુધી વાંચીએ છીએ ત્યારે સાત્યકિનુ આખું વ્યક્તિત્વ અને એનો સ્વતંત્ર મિજાજ અને પ્રસંગે સળગી ઊઠતો એનો પુણ્યપ્રકોપ નજર આગળ પ્રત્યક્ષ થાય છે, પણ એટલું કહેવું જોઈશે કે જેમ ઉપનિષદો વાંચવાથી ગીતા ઉપર પ્રકાશ પડે છે તેમ મહાભારત વાંચવાને કારણે ગીતા ઉપર વિશેષ પ્રકાશ પડતો નથી, પણ ઊલટું ગીતાના અધ્ય-યનથી મહાભારતના આખા સંવિધાન ઉપર અને એના વિરાટ, વિશાળ અને વિપુલ વાતાવરણ ઉપર સર્ચલાઈટ જેવો ભેદક પ્રકાશ પડે છે. વ્યાસના મહાભારતમાં ગીતા એ એ ગ્રંથની આંખ છે અથવા માહાત્મ્યકારની ભાષામાં કહીએ તો ભારતીય જીવનનું તેલ મહાભારત છે અને એ તેલ લઈને સળગાવેલો જ્ઞાનપ્રદીપ તે ભગવદ્‌ગીતા છે.

જ્યારે મહાભારતનું અધ્યયન કર્યું ત્યારે ગીતાનું પરિશીલન સંપૂર્ણ થયું એવો સંતોષ થયો.

ગીતા પરનાં તમામ ભાષ્યો અને દેશી તથા પરદેશી વિદ્વાનોએ ગીતાની કરેલી

મીમાંસા એ બધાંનું ઊંડું અધ્યયન કરવાની જરૂર છે. એ બધી વસ્તુઓ સહેજસાજ જોવાથી પણ વિસ્મય થાય છે કે સાતસો શ્લોકના આ નાનકડા સંવાદે દુનિયા ઉપર કેટલી અદ્‌ભુત અને ચમત્કારી અસર કરી છે! અને હજીયે એ ગ્રંથ શીળુ કે પરડો થતો નથી. એની નવી નવી અસર પુરાણપુરુષની અચિન્ત્ય અસરની પેઠે વધતી જ જાય છે.

ખરેખર ગીતા એ એક જગદ્‌ગુરુની જીવતી વાણી છે.

૨

પ્રસ્તાવનાનો આ બીજો ભાગ લખતાં મને ઘણો સંકોચ થાય છે. ભિન્ન ભિન્ન વખતે અને ભિન્ન ભિન્ન કારણે લખેલા મારા લેખોનો સંગ્રહ છપાવતી વખતે એમાં કાટછાટ કરીને પુનરુક્તિ ટાળવાનો મારો ધર્મ હતો. તેનું પાલન કરવા જેટલી નવરાશ મને નથી. અને છતાં એ સંગ્રહ છપાવવા જેટલો ઉત્સાહ છે. પરિણામે વાચકોને આવશ્યકતા કરતાં થોડાં વધારે પાનાં ખરીદવાં પડશે. અને મને બીક છે કે એકની એક વસ્તુ બે-બે – ત્રણ-ત્રણ વાર વાંચવાનો કંટાળો વહોરવો પડશે. સમાલોચકો આ પુનરુક્તિ માટે મારી અને મારા પ્રકાશકોની ઝાટકણી કાઢી શકે છે. પણ અમે બન્ને પ્રથમથી જ એ દોષનો એકરાર કરીએ છીએ તેથી અને નવજીવન પ્રત્યે તેમ જ મારી પ્રત્યે વાચકોની તેમ જ સમાલોચકોની અમીદૃષ્ટિ હોવાને કારણે તેઓ આ દોષનો સહેજસાજ ઉલ્લેખ કરી અમને છોડી દે છે. ત્યારે શું આ વખતે પણ એમની એ ભલમનસાઈનો જ લાભ લેવો! મારે કહેવું પડે છે કે ઇચ્છા ન હોવા છતાં એ લાભ લેવો પડ્યો છે. કેટલાક મિત્રો અને પ્રેમીઓ મને આશ્વાસન આપે છે કે, ‘એક જ વસ્તુ જો ભિન્ન ભિન્ન પ્રસંગે જુદી જુદી ગોઠવણમાં નવા નવા શબ્દોમાં મૂકેલી હોય તો એમાં કંટાળો આવવાને બદલે એક નવો જ રસ છૂટે છે. અને અધ્યયન માટે આવશ્યક પુનરાવર્તન કંટાળાભર્યું ન થતાં એક મોટી સગવડ જ પ્રાપ્ત થાય છે. તમારી પાસેથી અમે સળંગસૂત્ર ચોપડીની આશા રાખી જ નથી. તમે ગ્રંથકાર નથી, શાસ્ત્રલેખક નથી. તમે વિવેચક છો, અધ્યાપક છો. તમારો એક લેખ એટલે ચાળીસ મિનિટનું એક વ્યાખ્યાન. એક જ વસ્તુ એ ને એ જ શબ્દોમાં ફરી ફરી વાંચ્યા વગર અધ્યયન પૂરું થતું નથી અને તે ને તે જ શબ્દો અનેક વાર વાંચતાં કંટાળો આવે છે એ મૂંઝવણ તમે ટાળી છે એટલે તો તમારો ઉપકાર માનવો જોઈએ.’

મારા બચાવમાં મળેલી આ દલીલો મને નથી ગમતી એમ નથી છતાં એવો બચાવ કરવાની મારી હિંમત નથી.

આશા રાખી હતી કે આ મારી ગ્રંથમાળાના દરેક વિભાગની પહેલી આવૃત્તિ જેમ તેમ કાઢીને બીજી આવૃત્તિ વખતે કાટછાંટ કરીશ. વિવેચનના ફકરાઓ એક વિશિષ્ટ અનુક્રમ પ્રમાણે ગોઠવીશ અને વાચકોની મહેનત બચાવીશ. પણ હવે જોઉં છું કે કામો વધે છે અને તેના પ્રમાણમાં શારીરિક શક્તિ વધતી નથી, ઊલટી ઘટે

છે. હજી વાંચવાનું ઘણું છે. વિચારવાનું એથીયે વધારે છે. ફલાણું લખીશ, ઢીકણું લખીશ એવા કરેલા સંકલ્પોનો ઢગલો પણ ઊંચો થતો જાય છે. એટલે આ જૂનું સમારવાનું અને સુધારવાનું કામ હું કરી શકીશ એની આશા ઓછી થતી જાય છે. આ લખાણોમા કાંઈક ગ્રાહ્યાંશ હશે તો એનું દોહન કરનાર કોઈક તો નીકળશે જ.

ગીતા ઉપરના મારા નિબંધોનો આ સંગ્રહ કરતી વખતે પ્રથમ ધારેલું કે 'ગીતાનું સમાજશાસ્ત્ર' કરીને જે લેખમાળા આ પહેલાં પ્રકાશિત થઈ છે તે સુધારીને આમાં દાખલ કરવી. પણ એ આખું વિવેચન ફરી વાર સુધારવા જેટલો અવકાશ ન હતો અને તેને માટે બાકીના લેખો પ્રકાશિત ન થાય એ સ્થિતિ માન્ય રાખવા જેવી ન હતી, અને નવજીવનની પણ સલાહ પડી કે એક મોટી ચોપડી કરવા કરતાં બે ચોપડીઓ હોય તો વાચકોને સહેલું પડે છે. એટલે 'ગીતાનું સમાજ શાસ્ત્ર' એ ચોપડી આજે દુષ્પ્રાપ્ય હોવા છતા આમાં દાખલ નથી કરી. ઉમેદ છે કે વખત મેળવીને એની બીજી આવૃત્તિ થોડા સમયમાં વાચકોને આપી શકીશ.*

ખરું જોતાં મારે સિત્તેર વર્ષ પૂરા થતાંવેંત તમામ પ્રવૃત્તિમાંથી મુક્ત થઈ ગીતા ઉપર એક સળંગસૂત્ર નવી જ ચોપડી આપવી જોઈતી હતી. પણ એવું કશું તુરત થઈ શકે એમ નથી. માટે પ્રસ્તુત સંગ્રહ જેવો છે તેવો પ્રકાશિત કરવાનું નક્કી કર્યું.

આ લેખો પણ જ્યાં જ્યાં જડયા ત્યાંથી ભેગા કરીને ગોઠવવાનુ કામ શ્રી જેઠાલાલ ગાંધીએ ન કર્યું હોત તો અને ગમે તેટલી અગવડ વેઠીને આ સંગ્રહને સુંદર રૂપમાં પ્રકાશિત કરવાનો ઉત્સાહ જીવણજીભાઈએ બતાવ્યો ન હોત તો આ 'જીવનપ્રદીપ' પ્રકાશમા આવત જ નહીં.

ગુજરાતના સમાલોચકોએ મારી ગ્રંથમાળાને જે પ્રેમપૂર્વક આવકાર આપ્યો છે તેને માટે તેમનો આભાર માનવો જોઈએ. તેમના પ્રોત્સાહક વચનોથી આનંદિત ન થવા જેટલો હું અનાસક્ત થયો નથી, થવા માગતો નથી.

જે ગીતાએ માર માટે જીવનપ્રદીપનું કામ કર્યું તે જ ગીતા મારા વાચકોને પણ જીવનપથ ઉજાળનાર પ્રેમળ જ્યોતિનું કામ કરો.

મુંબઈ

કાકા કાલેલકર

---

* જુઓ, આ ગ્રંથમા પૂર્વે પ્રગટ કરેલ 'ગીતાધર્મ.' (સં.)

# ૧. ગીતાનું મહત્વ

ભગવદ્‌ગીતા એ આપણો સંક્ષિપ્ત પણ સંપૂર્ણ ધર્મગ્રંથ છે. મહાભારત યુદ્ધની શરૂઆતમાં અર્જુન અને શ્રીકૃષ્ણ વચ્ચે થયેલો સંવાદ સંજયે વ્યાસજીની કૃપાથી ઘરબેઠે સાંભળ્યો અને આંધળા રાજા ધૃતરાષ્ટ્રને કહ્યો તે જ ઉપદેશ શ્રી વેદવ્યાસે મહાભારતમાં ગણપતિને હાથે લખાવ્યો એવી આ ગ્રંથ વિશે માન્યતા છે. ભગવદ્‌ગીતાના સાતસો જેટલા શ્લોકો નાનામોટા અઢાર અધ્યાયમાં વહેંચાયેલા છે.

સગાંવહાલાં અને ગુરુઓ સામે લડવામાં પાપ છે માટે હું ન લડું એવા અર્જુનના વિષાદથી ગીતા-સંવાદની શરૂઆત થાય છે. અને 'હવે મારો મોહ રહ્યો નથી, તારું વચન હવે હું કરીશ.' એમ કહી અર્જુન કર્તવ્યપાલન માટે તૈયાર થાય છે ત્યાં એ સંવાદ પૂરો થાય છે. વચમાં માણસોનું કર્તવ્ય શું છે, જીવનની સફળતા શમાં રહેલી છે એ બધું આપેલું છે.

એ સંવાદ વચ્ચે એક મોટી અદ્‌ભુત ઘટના થઈ. અર્જુને શ્રીકૃષ્ણને વિનંતી કરી કે, તારી વિભૂતિઓનું – તારા વિશ્વરૂપનું – દર્શન જો શકય હોય તો તે કરવા હું માગું છું. ભગવાને એને દિવ્યદૃષ્ટિ આપી, પોતે સર્વત્ર, સર્વદા કેવો સંહાર ચલાવી રહ્યો છે એ બતાવ્યું અને પોતે કોણ છે તે સ્પષ્ટ કહી અર્જુનને નિમિત્ત-માત્ર થવાની સલાહ આપી. આ વિશ્વદર્શન એક અદ્‌ભુત અને રોમહર્ષણ સંવાદ વચ્ચે આવવાથી ગીતાના બે વિભાગ સહેજે પડે છે. પહેલા દસ અધ્યાયનો એક અને અગિયાર પછીના છેલ્લા સાત અધ્યાયનો બીજો વિભાગ.

તત્ત્વજ્ઞાનની ધર્મચર્ચા વિસ્તારપૂર્વક ગ્રંથે ત્યાં મળી શકે પણ અણીને પ્રસંગે કેમ વર્તવું એની ગૂંઝવણ આવી પડે ત્યારે ધર્મરહસ્ય નિચોવીને એનો સાર કાઢી આપવાથી જ માણસને માટે આચરણનો રસ્તો ખુલ્લો થઈ જાય છે. એ કામ ગીતાએ કરી આપ્યું છે માટે ગીતાની આટલી મહતી.

ગીતામાં જ્ઞાન, ભક્તિ, કર્મ આદિ અનેક વિષયોની ચર્ચા આવી છે. પણ મુખ્ય વાત એ છે કે કર્મનું કૌશલ્ય મેળવવા માટે માણસે ચિત્તનું સમત્વ કેળવવું જોઈએ. સામાન્ય માણસો અથવા લગભગ બધા જ માણસો કર્મની કસોટી સુખ-દુઃખથી કરે છે. જે કર્મથી સુખ મળે તે કરવા તરફ માણસ પ્રેરાય છે, અને જેનાથી દુઃખ જણાય છે તેનાથી ભાગે છે. એ ભૂલને લીધે માણસ દુનિયામાં બરાબર વર્તી શકતો નથી. એને ધર્મનું જ્ઞાન થતું નથી. માણસ જો એટલું સમજી જાય કે કોઈ પણ કર્મનું સુખથી સારાપણું સિદ્ધ થતું નથી, અને દુઃખથી નરસાપણું સિદ્ધ થતું નથી, તો સુખદુઃખની એના આચરણ પર અસર થશે નહીં. પછી એને સહેજે ધર્મ સમજાશે અને સુખદુઃખના આઘાત થતાં છતાં એ વિચલિત થશે નહીં.

ટૂંકામાં ગીતા કહે છે કે સુખદુ:ખની નૈતિક દૃષ્ટિએ કશી કિંમત નથી.

આટલું જે નિશ્ચયપૂર્વક જાણે તે માણસને મૂંઝવણ ન રહે — વ્યથા ન રહે. એ બધાનું ભલું કરવામાં મશગૂલ રહેશે અને અખંડ શાંતિ મેળવશે.

૧૯૩૧

## ૨. ભગવદ્ગીતા

કુરુક્ષેત્રની રણભૂમિ ઉપર બંને સૈન્યો લડવા સજ્જ થયાં છે, હજી પણ કોઈને ન્યાયને ખાતર પોતાનો પક્ષ છોડી સામા પક્ષમાં ભળવું હોય તો તે ભળી શકે છે એવી છૂટ આપનાર ઘોષણા યુધિષ્ઠિરે પોતે બંને સૈન્ય વચ્ચે ઊભા રહીને કરી છે, એવે પ્રસંગે પાંડવ પક્ષના વીર અર્જુનને શંકા થઈ કે આપણે લડીએ છીએ એ ઠીક છે ખરું? લડવામાં પુણ્ય છે કે પાપ? સગાંવહાલાંને મારીને રાજ્ય કરવું એ યોગ્ય છે કે રાજ્યનો ત્યાગ કરી સંન્યાસ લઈએ એ યોગ્ય છે? શ્રીકૃષ્ણ પોતે અર્જુનના સારથિ તરીકે રથમાં બેઠા હતા. અર્જુન તેમને શરણ ગયો. કેટલો વિચિત્ર, કેટલો બારીક અને તે છતાં કેટલો સ્વાભાવિક પ્રસંગ! જેના ઉપર આખી લડાઈનો મદાર તે જ જો છેલ્લી ઘડીએ આમ શસ્ત્ર ફેંકીને 'હું નથી લડનો' એમ કહીને ઊભો રહે તો માણસ કરે શું? ઉત્સાહના ચાર શબ્દથી અર્જુનને શૂરાતન ચડે એમ નથી એવો અનુભવ થયો. તેથી શ્રીકૃષ્ણે અર્જુનને ધર્મનું રહસ્ય સમજાવી તેણે શું કરવું જોઈએ તે બતાવી દીધું. હિંદુ ધર્મનાં બધાં તત્ત્વો એની અંદર બરાબર આવી જાય છે અને આ દુનિયામાં માણસે કેવી રીતે વર્તવું તેનું ભાન માણસને તેના ઉપરથી ઉત્તમ રીતે થાય છે, તેથી ભગવદ્ગીતા હિન્દુ માત્રનું મોટું ધર્મ પુસ્તક બની ગયું છે. બધા જ પંથવાળા લોકો ભગવદ્ગીતા વિશે આદર રાખે છે. ગીતાજીનું ભાષાંતર દુનિયાની બધી ભાષાઓમાં થયું છે અને દરેક દેશના લોકો તેનાં વખાણ કરે છે. હિંદુસ્તાનમાં તો ભગવદ્ગીતાનો અર્થ કરવાને એટલા બધા ગ્રંથ લખાયા છે કે તે બધા ભેગા કરીએ તો એક પુસ્તકાલય બને.

રાષ્ટ્રના જીવન ઉપર જેની ભારેમાં ભારે અસર થઈ હોય, પછી તે કોઈ રાષ્ટ્રીય પુરુષ હોય, રાષ્ટ્રીય ઘટના હોય કે રાષ્ટ્રીય ગ્રંથ હોય, ઇતિહાસે તેની નોંધ લેવી જ જોઈએ. મહાભારતના વિસ્તીર્ણ મહાસાગરમાં ગીતા એક એવું રત્ન છે કે જેની અસર હિંદુ સમાજ ઉપર જ નહીં પણ હિંદુસ્તાન સાથે જે જે પ્રજાનો સંબંધ થયો છે તે તે પ્રજા ઉપર થતી આવી છે અને હજી પણ થશે એ ગ્રંથ હજી ઘરડો થતો જ નથી.

માણસનું કર્તવ્ય શું છે, ધર્મસંકટમાં માણસે કયો રસ્તો લેવો, શું કરવાથી માણસ કર્મ કરતો છતો તેથી નિરાળો રહી શકે તેની ચર્ચા આ ગ્રંથમાં છે. વ્યક્તિ અને સમાજના જીવનનું રહસ્ય આધ્યાત્મિક દૃષ્ટિએ આમાં ચર્ચેલું છે. આપ

શાસ્ત્રોમાં ભગવદ્ગીતાને શ્રીકૃષ્ણે દોહેલું ઉપનિષદોનું દૂધ કહેલું છે. જ્ઞાન, કર્મ, ભક્તિ, યોગ વગેરે બધા માર્ગોનાં મૂળતત્ત્વોની વ્યાવહારિક ચર્ચા કરી અર્જુન જેવા ક્ષત્રિયનું કર્તવ્ય શું છે એ તેને શ્રીકૃષ્ણે બતાવ્યું છે.

અર્જુનની ખાતરી કરવા માટે શ્રીકૃષ્ણે પોતાનું કાળ સ્વરૂપ અથવા વિશ્વરૂપ અર્જુન આગળ પ્રગટ કર્યું. આ વિશ્વરૂપ એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન, ત્રણે કાળની એકત્ર કરેલી ઇતિહાસની મૂર્તિ. જેને આપણે ભાવિ, અદૃષ્ટ કહીએ છીએ તે ઈશ્વરની દૃષ્ટિએ વર્તમાન અને જ્ઞાત છે એમ ભગવાને આર્હી અર્જુનને બતાવી દીધું અને તેમ છતાં તારી ઇચ્છા હોય તો લડ એમ કહી એને એના સ્વાતંત્ર્યનું ભાન પણ કરાવી દીધું.

ભારતીય યુદ્ધમાં શ્રીકૃષ્ણ અર્જુનને પ્રેરી શક્યા તેથી આપણને શું ? વેદવ્યાસે કૃષ્ણાર્જુનનો દિવ્ય સંવાદ દુનિયા આગળ ઇતિહાસ તરીકે નથી મૂકયો પણ મનુષ્યમાત્રના હૃદયમાં વસતા વાસનારૂપી પ્રબળ શત્રુ સામે (कामरूपं दुरासदम्) જે સનાતન યુદ્ધ ચાલે છે તેમાં માણસે નિરહંકાર થઈ કેવી રીતે લડવું (युध्यस्व विगतज्वर:) તે ધર્મરહસ્ય બતાવેલું છે; તેથી હૃદયમાં કે સમાજમાં જે દુર્વૃત્તિ હોય તેની સામે લડનાર દરેક યોદ્ધાને માટે ભગવદ્ગીતા એ ગુરુ-ઉપદેશ થઈ પડી છે.

## ૩. આપણો નિત્યનૂતન ગ્રંથ

કોઈ એક રત્નને જેટલા પાસા હોય છે તેટલી જ બાજુઓથી તેની ખૂબી અને શોભા આપણે જોઈ શકીએ છીએ. ગીતા અનન્ત પાસાવાળું રત્ન છે. હજારો વર્ષોથી લોકોને તેમાંથી પ્રેરણા મળતી આવી છે. હજુ પણ તેના નવા નવા પાસા સદૈવ જણાતા રહે છે. અને કોણ જાણે ક્યાં સુધી તેના નવા નવા અવતાર પ્રકટ થતા રહેશે.

હિંદુ સમાજ ઉપર આજે જેટલી આફત આવી પડી છે તેટલી કદાચ આના પહેલાં કદીયે નહીં આવી હોય. બાહ્ય આફત સામે ઝૂઝવા સમાજમાં આંતરિક શક્તિની જરૂર હોય છે. જો સમાજમાં આ શક્તિ હોય તો તે ગમે તેટલી બાહ્ય આફતોનો સામનો કરી શકે છે. આથી ઊલટું જો આંતરિક દોષો અને અશક્તિ દૂર કરવાં હોય તો બાહ્ય પરિસ્થિતિ અનુકૂળ હોવી જોઈએ. જો બાહ્ય કોઈ ભય ન હોય તો સમાજ નિશ્ચિત થઈ અંત:શુદ્ધિ કરી શકે છે. પણ દુર્ભાગ્યે જે સમયે આંતરિક દોષોની હદ આવી ગઈ તે સમયે જ બાહ્ય આફતો દશે દિશાએથી જો વરસી પડે તો સમાજનો આધાર શો હોઈ શકે?

આજે દેશની આવી જ ભયગ્રસ્ત સ્થિતિ છે. પહેલાંના ઇતિહાસમાં ભાગ્યે જ આવી સ્થિતિ મળી રહે. ભારતવર્ષનો સ્વભાવ છે કે જ્યારે કોઈ ભારે સંકટ આવી પડે છે ત્યારે તે ગીતામાતા સમીપ દોડે છે. ગીતા ચિંતામણિની મદદથી ઉપાય શોધે છે. આજે આપણે ગીતાને આપણું સમાજશાસ્ત્ર પૂછીએ છીએ. ગીતાએ

જ્યારથી નરશ્રેષ્ઠ અર્જુનને યુદ્ધનો ઉપદેશ આપ્યો ત્યારથી દરેક મનુષ્યને આંતરિક યુદ્ધનો માર્ગ જડી ચૂક્યો છે. એક યુગ હતો કે જ્યારે ભારતવર્ષને દાર્શનિક સંદેશાની જરૂર હતી, તે યુગના મહાન આચાર્યોએ ગીતા પાસેથી દાર્શનિક બોધ પ્રાપ્ત કર્યો. આજે આપણને તે બોધ ભિન્નરૂપે જોઈએ છે. આજે આપણે સમાજ-શાસ્ત્રને જ પ્રધાન શાસ્ત્ર માની બેઠા છીએ. ગીતાએ હવે પોતાનું સમાજશાસ્ત્ર પ્રકટ કરવું જોઈએ.

વ્યક્તિના જીવનમાં જેમ બાલ્યકાળ, યૌવન, પ્રૌઢાવસ્થા વગેરે અવસ્થાઓ હોય છે તે જ પ્રમાણે માનવજાતિના જીવનમાં પણ યૌવન વગેરે અવસ્થાઓ જણાય છે. 'ઉપનિષદ અને બ્રાહ્મણનો કાળ' મનુષ્યજાતિના કૌમાર્યનો કાળ છે. તે સમયે સમાજ ઉપનિષદના શબ્દોમાં અધ્યાપક હતો, આશિષ્ઠ, દ્રઢિષ્ઠ, બલિષ્ઠ હતો. તેમાં અંતઃપ્રેરણા વડે સત્યનો 'વેધ' કરવાની શક્તિ હતી. તે સમયે સમગ્ર દુનિયામાં ઠેકઠેકાણે આ જ સ્થિતિ હતી. બધે આ જ યુગ હતો. ઈ. સ. પૂર્વે લગભગ ૬૦૦ વર્ષની આસપાસના સમયમાં માનવજાતિમાં તર્ક-બુદ્ધિનો વિશેષ ઉદય અને વિકાસ થતો દેખાય છે.

યુનાનમાં કે ઈરાનમાં કે હિંદુસ્તાનમાં બુદ્ધિપ્રધાન દાર્શનિક પ્રણાલીનો ઉદય આ જ જમાનામાં થયો. આ યુગે એક બાજુએ માનસશાસ્ત્ર, બીજી બાજુએ દર્શનશાસ્ત્ર અને ત્રીજી બાજુએ સમાજશાસ્ત્રની ગૂંચો સારી રીતે ઉકેલવાનું શરૂ કર્યું. કદાચ ભાષાશાસ્ત્ર પણ આ યુગમાં જ જાગ્રત થયું. તે કાળ જ મંથનકાળ હતો. તે યુગના મંથનનું જે નવનીત છે તે જ ગોપાલકૃષ્ણની આ ભગવદ્‌ગીતા છે.

ભગવદ્‌ગીતામાં આદર્શ પુરુષનાં લક્ષણો ત્રણ-ચાર ઠેકાણે ત્રણ-ચાર નામે આપવામાં આવ્યાં છે. તે બધાં સમાજના સર્વોચ્ચ આદર્શને સામે રાખી આપવામાં આવ્યાં છે એમ સમજતાં કદાચ મુશ્કેલી પડશે, પણ ગીતામાં 'દૈવી સંપદ્' અને 'આસુરી સંપદ્'નું જે વર્ણન કરવામાં આવ્યું છે તે સામાજિક આદર્શને ધ્યાનમાં રાખીને જ કરવામાં આવ્યું છે એ સ્પષ્ટ દેખાય છે. આજનો પાશ્ચાત્ય જન-સમુદાય ભોગૈશ્વર્યપ્રધાન સમાજરચનાની પાછળ પડયો છે. જેટલો ભોગ પ્રાપ્ત થઈ શકે તેટલો પ્રાપ્ત કરવા પૃથ્વીની સાધનસંપત્તિ અને પોતાની બુદ્ધિસંપત્તિ ખર્ચ કરવાની કોશિશ આજે થઈ રહી છે. અને તે માટે જ પૃથ્વીના બધા દેશો પર અધિકાર જમાવી ઐશ્વર્યને સિદ્ધ કરવાની કોશિશ કરવામાં આવે છે. ગીતાએ ઘણા અસરકારક શબ્દોમાં આનું વર્ણન કરી વર્તમાનયુગનું આબેહૂબ શબ્દચિત્ર આપણી સમક્ષ રજૂ કર્યું છે.

આ થઈ 'આસુરી સંપત્તિ.' આની વિરુદ્ધ જે 'દૈવી સંપત્તિ' છે તેના અનુ-યાયીઓ 'सर्वभूतहिते रताः' હોય છે. ગીતામાં 'દૈવી સંપદ્'નાં જે છવ્વીસ લક્ષણો આપવામાં આવ્યાં છે તેમનું અધ્યયન-મનન સામાજિક સ્વાસ્થ્ય, સ્થૈર્ય, ઉત્કર્ષ અને સામર્થ્યની દૃષ્ટિએ હજુ સુધી થયું નથી. તે કરવાનો આ સમય છે.

ગીતાનું કર્મયોગશાસ્ત્ર, ગીતાની યજ્ઞમીમાંસા, ગીતાનો વર્ણાશ્રમ આદર્શ વગેરે પ્રત્યેક વિવેચનમાં સમાજનો દૈવી અથવા આર્ય આદર્શ જ બતાવવામાં આવ્યો છે અને તે બધા આદર્શોની સિદ્ધિ માટે દૈવી સંપત્તિનું વર્ણન સૂક્ષ્મતાથી કરવામાં આવ્યું છે. ગીતાના ગૂંથેલા એ સમાજશાસ્ત્રનો આવિષ્કાર કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે. ગીતાના સામાજિક દૃષ્ટિબિંદુનું આપણે જેટલું નિરીક્ષણ કરીશું તેટલી જ આપણને વર્તમાન ગૂંચો ઉકેલવામાં આ ગ્રંથરાજની મદદ મળશે. ગીતા ગ્રંથ હજુ સમાપ્ત થયો નથી. તે સનાતન છે કારણ કે તે નિત્યનૂતન છે.

૧૯૩૧

## ૪. ભગવદ્‌ગીતાનું પ્રામાણ્ય

વેદાંત તત્ત્વજ્ઞાનમાં પ્રસ્થાનત્રયીનું પ્રામાણ્ય મનાય છે. પ્રાચીન ઉપનિષદો, બાદરાયણનાં બ્રહ્મસૂત્રો અને ભગવદ્‌ગીતા એ ત્રણેમાં આખું વેદાંતશાસ્ત્ર આવી ગયું છે. આ ત્રણેની એકવાક્યતા કરી બતાવે તે આચાર્ય, એમ પહેલેથી લોકો સ્વીકારતા આવ્યા છે. આ ગ્રંથોમાંનું એક પણ વચન પોતાના પ્રતિપાદનને પ્રતિકૂલ નથી, એવો અવિરોધ સિદ્ધ કરી આપ્યા સિવાય કોઈ પણ સિદ્ધાન્ત વેદાંત તરીકે સ્વીકારાતો નથી. દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત ઇત્યાદિ સર્વ વાદ આ પ્રસ્થાનત્રયીમાંથી જ નીકળ્યા છે એવું બતાવી દેવાયું છે. એટલે જ આ સર્વે વાદો 'વેદાંત' એ નામના સરખા જ અધિકારી છે. મૂળ ત્રણે ગ્રંથોમાં એકવાક્યતા છે જ એ ગૃહીત માનેલું હોઈ એ એકવાક્યતા કેવી છે તે પ્રત્યેક આચાર્યે બતાવી આપવાનું હોય છે.

હવે પ્રશ્ન એ ઊઠે છે કે, આપણા અસંખ્ય ધર્મગ્રંથોમાંથી આ ત્રણનો જ પ્રમાણગ્રંથ તરીકે કેમ સ્વીકાર થયો છે?

કોઈ કહેશે કે, 'ગીતા' તો પ્રત્યક્ષ ભગવાનનું વચન છે, એટલે એ ગ્રંથ પ્રમાણ મનાયો છે. પણ મહાભારત, ભાગવત, વિષ્ણુપુરાણ, હરિવંશ ઇત્યાદિ અન્ય ગ્રંથોમાં ભગવાનનાં વચનો કાંઈ ઓછાં નથી. ત્યારે ભગવદ્‌ગીતાને ભગવાનનું વચન કરીને જુદી કેમ તારવી?

વસ્તુસ્થિતિ એવી છે કે બાદરાયણનાં બ્રહ્મસૂત્રો અને ભગવાનની ગીતા એ સ્વતંત્ર ગ્રંથો નથી. પણ બંને ગ્રંથો ઉપનિષદના તત્ત્વજ્ઞાનનું જ ઉપબૃંહણ કરે છે. જેમ જુદા જુદા દેશોના કાયદાઓનો અભ્યાસ કરી 'કાયદાશાસ્ત્ર' (jurisprudence) તૈયાર થયું, તે જ પ્રમાણે ઉપનિષદોનાં નિરનિરાળાં વચનોનો તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરી બાદરાયણે તેમાંથી બ્રહ્મસૂત્રો નિર્માણ કર્યાં. બ્રહ્મસૂત્રોને ઉપનિષદોનું શાસ્ત્રીકરણ કહી શકાય. તર્કપ્રણાલીનું અવલંબન કરી બાદરાયણે ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન સૂત્રરૂપે આપણી આગળ રજૂ કર્યું છે.

ઉપનિષદોમાંથી બ્રહ્મસૂત્રો તારવતી વખતે બાદરાયણે જેમ વ્યવસ્થાપદ્ધતિનો—વ્યાસવૃત્તિનો—ઉપયોગ કર્યો તે પ્રમાણે ગોપાલકૃષ્ણે જીવનદૃષ્ટિ અને સમન્વયવૃત્તિનો ઉપયોગ કરી તે જ ઉપનિષદોનું દોહન કર્યું. બ્રહ્મસૂત્રોમાં જીવનતત્ત્વજ્ઞાન આવ્યું, ભગવદ્‌ગીતામાં જીવનયોગ અથવા જીવનકલા આવી. ગીતામાં સર્વ ઉપનિષદોનું દોહન છે, એ જ ગીતાપ્રામાણ્યનું બલવત્તર કારણ છે. અને આ દોહનમાં સમન્વય-દૃષ્ટિ હોવાથી તેને વધારે મહત્ત્વ મળ્યું છે.

આનો અર્થ એ થયો કે મૂળ પ્રમાણભૂત ગ્રંથ તો ઉપનિષદો જ છે. આ ઉપનિષદોનો અર્થ જ્યારે શાસ્ત્રીય તત્ત્વજ્ઞાન અને યૌગિક કલા, એ બંને માન્ય પદ્ધતિથી કરીએ ત્યારે તે અર્થ સાચો ગણાય.

હવે ઉપનિષદોને આ પ્રામાણ્યની યોગ્યતા શાથી મળી? ઉપનિષદો એટલે વૈદિક પરંપરાના ઋષિઓના સ્વતંત્ર, સ્વયંભૂ, મૂલભૂત ધર્માનુભવ; અને તેમને યોગયુક્ત સ્થિતિમાં હમેશાં થયેલું જ્ઞાનસ્ફુરણ. ધર્મ-પ્રામાણ્ય હમેશાં ધર્માનુભવનું જ હોવાનું; પછી તે ધર્માનુભવ પ્રાચીન હોય કે અર્વાચીન; સ્વકીય હોય કે પરકીય.

પણ આપણે એમ માનતા આવ્યા છીએ કે વૈદિક પરંપરાના ઋષિઓનાં હૃદયો નિર્મળ અને પ્રસન્ન હોવાને લીધે અને એમનામાં પૂર્વગ્રહ ઓછામાં ઓછો હોવાને કારણે ઈશ્વરી કૃપાનાં તે અધિકાધિક અધિકારી હતાં, અને આ યોગ્યતાને કારણે જ તેમને સત્યજ્ઞાનનું સ્ફુરણ સહજ થયું.

પાછળથી લોકોએ આનો અર્થ એવો કર્યો કે, ઉપનિષદોનાં વચનોમાં ભૂલ, ભ્રાંતિ કે પરસ્પર વિરોધીપણું મુદ્દલ નથી. કારણ, શુદ્ધ અનુભવ ગમે ત્યાં એક જ હોવાનો, આ દૃષ્ટિ તર્કશુદ્ધ હશે; પરસ્પર વિરોધ દેખાય છે તે ઉપર ઉપરનો છે, સિદ્ધાંતભેદ દેખાય છે તેનું કારણ ભૂમિકાભેદ છે એમ જે કહેવામાં આવે છે તે ખરું હશે; પણ ઉપનિષદોમાં ખોટી કલ્પના, વ્યભિચાર અને વિસંગતિ ક્યાંક ક્યાંક દેખાય તોપણ શું થયું? ખાણમાંથી કાઢેલી સોનાની માટીમાં કચરો પણ હોય. ઉપનિષદોમાંનાં વચનોનો આપણે આંધળા થઈને સ્વીકાર કરવાનો નથી હોતો. ટૂંકામાં, ઉપનિષદોનાં વચનો એ અંધારામાં પ્રવાસ કરનારા મુસાફરના હાથમાંની વીજળીની બત્તી છે. વિચારને જાગ્રત કરી ભિન્ન ભિન્ન દિશામાં દૂર કેવું દેખાય છે તે સુઝાડવાનું કામ ઉપનિષદોનું છે. જે દિશા મનમાં વસે તે દિશાએ જાતે ચાલી જોવાનું હોય છે. ઉદાહરણ તરીકે, ગણિતનો એકાદ અઘરો દાખલો કેમ ગણવો એ બતાવતી વખતે શિક્ષક એના પર હલ્લો કરવાની બેચાર દિશા વિદ્યાર્થીઓને બતાવી આઘો રહી જાય છે. એ બધી જ દિશાએ જતાં ઉત્તર મેળવી શકાય એવું કંઈ નથી. કોઈક પ્રયત્ન નકામો જાય, કોઈક પ્રયત્ન લાગુ થઈ જાય. પણ એ બધી દિશાએ જવાના પ્રયત્નથી ગણિતબુદ્ધિ તો તાજી થવાની જ. કારણ, લાગુ ન પડનારી દિશા પણ સમર્થ ગણિતશાસ્ત્રીએ સુઝાડી છે, એ વાત વીસરવી ન જોઈએ. વિશિષ્ટ ઉદાહરણમાં એ દૃષ્ટિ અથવા રીત ઉપયોગી ભલે ન હો,

તોપણ ગણિતમાં મગજ કેમ ચાલવું જોઈએ તે તો તે ઉપરથી આપણને ઉત્તમ રીતે જાણવાને મળે જ છે.

કોઈ પણ શાસ્ત્રીય અથવા તાત્ત્વિક શોધ કર્યા પછી બીજાને તે સમજાવવાની પદ્ધતિ તાર્કિક હોય છે, યુક્તિલડી હોય છે, પરસ્મૈપદી હોય છે. પણ જાતે શોધ કરતી વખતે માણસ તેનું અવલંબન નથી કરતો. શાસ્ત્રજ્ઞ અથવા તત્ત્વજ્ઞ પોતે જ શોધ કરવાને નીકળે ત્યારે તે કવિ હોય છે, તેની પદ્ધતિ આત્મનેપદી હોય છે. 'લૉજિકલ' અને 'સાઈકૉલૉજિકલ' એના જેવો જ આ ભેદ છે. ઉપનિષદોમાં કેવળ અંતિમ તત્ત્વજ્ઞાન નથી પણ તત્ત્વજિજ્ઞાસુ વિચારવીરની તે વાસરી (diary) છે, નિત્યનોંધ છે. પોતે ક્યાં ક્યાં કેવી કેવી ડૂબકી મારી હતી અને ક્યાં કેવો પત્તો લાગ્યો તેની તે નોંધપોથી છે. એટલા માટે જ ઉપનિષદોને આટલું પ્રામાણ્ય મળ્યું છે.

ઉપનિષદોમાં જેમ અતીંદ્રિય જ્ઞાન છે તેમ બુદ્ધિની મર્યાદા વટાવીને મોટી કલ્પનાના કૂદકા પણ એમાં છે. પ્રાચીન ઉપનિષદોમાં તત્ત્વજ્ઞાનનાં પડીકાં બાંધીને નથી રાખેલાં પણ તત્ત્વાન્વેષી બુદ્ધિની કસરતના કૂદકા બતાવેલા છે.

હૃદયે જેઓ શુદ્ધ છે, જેમણે મનોવિજય, વાસનાવિજય કરેલો છે અને જેમનામાં તત્ત્વજિજ્ઞાસાની અકુતોભય હિંમત છે, એવા લોકો જ આપ્ત એટલે કે વિશ્વાસપાત્ર ગણાય. એમણે કહેલી વાત મનુષ્યજાતે શ્રદ્ધાથી, આસ્તિકતાથી, પારમાર્થિકતાથી સ્વીકારીને, પછી તેને સ્વતંત્રપણે તપાસી જોવી જોઈએ. તપાસ નાસ્તિક પણ હોઈ શકે છે, અને આસ્તિક પણ હોઈ શકે છે. તપાસના મૂળમાં જે આસ્તિકતા હોય છે તે જ શ્રદ્ધા. એવી શ્રદ્ધાએ એકાદ વચન તરફ જોવું એનું જ નામ તેનું પ્રામાણ્ય સ્વીકારવું. શ્રદ્ધા અથવા પ્રામાણ્ય એટલે પોતા તરફથી અનુભવ લેવાની આવશ્યકતા ટાળનાર આળસ, એદીપણું કે આંધળાપણું નહીં.

શ્રદ્ધા એટલે એકાદ વસ્તુ આસ્તિકપણે તપાસવાની તૈયારી. આવી તૈયારી વિના તપાસની કડાકૂટ પણ કોણ કરવાનો હતો? ઉપનિષદવચન શ્રદ્ધાથી સ્વીકારીને એ અનુસાર ધર્માનુભવ લેતાં પહેલાં બ્રહ્મસૂત્ર પ્રમાણે તેમની બૌદ્ધિક છણણી કરવી જોઈએ, પછી ગીતાની સમન્વય દૃષ્ટિએ જીવનમાં આ વચનો કેમ લાગુ કરવાં એની કલા હસ્તગત કરવી જોઈએ અને છેવટે પ્રાચીનોનો ધર્માનુભવ માર્ગદર્શન માટે વાપરીને પોતાના અનુભવથી કૃતાર્થ થવું જોઈએ. મોક્ષનો માર્ગ સમજી લઈને તેને અજમાવવાનું જે સાધન તે જ પ્રસ્થાનત્રયી. આ ત્રણેમાં મૂળ આધાર જોકે ઉપનિષદોનો છે તોપણ એ ઉપનિષદોને ભગવદ્ગીતાએ તદ્દન નવીન રૂપ આપ્યું છે, એટલે જ ગાય-વાછરડાંનું રૂપક વાપરીને ગીતામાહાત્મ્યમાં કહેલું છે:

सर्वोपनिषदो गावो, दोग्धा गोपालनंदनः।
पार्थो वत्स सुधीर्भोक्ताः दुग्धं गीतामृतं महत्॥

ડિસેમ્બર, ૧૯૩૫

# ૫. યુદ્ધગીતાની જયંતી

ધર્મયુદ્ધની અખંડ પ્રેરણા દેનાર ભગવદ્‌ગીતાની જયંતી આજે છે. ગીતા કેવળ ગ્રંથ નથી પણ રાષ્ટ્રમાતા છે. એનો સંદેશો ભારત મારફતે આખી દુનિયા માટે છે. ગીતા જ્યારે પ્રથમ ગવાઈ ત્યારે વર્ષની શરૂઆત માર્ગશીર્ષ મહિનાથી થતી. માર્ગશીર્ષને વૈદિક લોકો અગ્રહાયણ એટલે કે પહેલો માસ કહેતા; આજે પણ ગામડાનાં લોકો એને અગહણ કહે છે. ગીતામાં ભગવાન કહે છે, મહિનાઓમાં હું શ્રેષ્ઠ મહિનો માર્ગશીર્ષ છું. એટલે એ મહિનામાં મોક્ષદા એકાદશીને દિવસે ગીતામાતાનું વિશેષ સ્મરણ થવું સ્વાભાવિક છે. ગીતાનું સ્મરણ થયું કે ગીતાએ હૃદયમાં જન્મ લીધો. ત્યાં જ એનું મંદિર બાંધવા માટે આપણે ગીતા-જયંતી ઊજવીએ. ગીતામાતા માટે ઈંટચૂનાનું મંદિર બાંધવાપણું ન હોય. ગીતાની સ્થાપના હૃદયમંદિરમાં જ કરી શકાય. ગીતાની પૂજા ચોખા, પાંદડાં કે ફૂલથી ન થાય. ગીતાને તો આખું જીવન અર્પણ કરીએ તો જ એ સંતોષાય.

ગીતા કહે છે, સુખદુ:ખથી સહેજે દબાઈ જાઓ એવા પોચા ન બનો, જય-પરાજયની પણ તમા તમને ન હોય. જેઓ ટેકીલા છે, આગ્રહી છે, હઠીલા છે તેઓ અંતે ધાર્યું મેળવે જ છે. માટે નિર્ભય બનો, વીર બનો; લાંબી યાત્રાએ નીકળેલા લોકોને રસ્તામાં ટાઢ સહન કરવી પડે અને તડકો પણ સહન કરવો પડે; રસ્તામાં દિવસે ઊગે અને રાતે પડે. યાત્રા તો ચાલવી જ જોઈએ. કોઈ પણ સમગ્ર જાતિની આવી જીવનયાત્રા વ્યક્તિગત સ્વાર્થ માટે ન હોય, ટૂંકા સ્વાર્થ માટે ન હોય. આ યાત્રાએ નીકળેલા લોકો सर्वभूतहिते रता: હોવા જોઈએ. એમના મનમાં કોઈને વિશે દ્વેષભાવ તો હોય જ નહીં. ગીતાધર્મી લોકો કેવળ ઈશ્વરને જ ઓળખે છે, બધાં પ્રાણીઓ ઈશ્વરનાં જ બાળકો હોવાથી તેઓ કોઈનો દ્વેષ નથી કરતા. એમની ઝુંબેશ કેવળ પાપ, અનાચાર અને અત્યાચાર સામે અખંડ ચાલવાની, કામરૂપી, વાસનારૂપી, દુરાસદ એવા શત્રુને અસંગ — અસહકારના દૃઢ શસ્ત્રથી છેદીને તેઓ અવિચળ પદ મેળવવાના. આ યુદ્ધની દીક્ષા જેઓ લે છે તેમને માટે ગીતાજયંતી છે. ધર્મયુદ્ધના આમંત્રણનો ઇન્કાર ન કરાય. ઇન્કાર કરવાથી સ્વધર્મ અને કીર્તિ બન્નેનો નાશ થાય છે અને પલ્લામા કેવળ પાપ અને ફજેતી જ આવીને પડે છે. ધર્મયુદ્ધમાં ખોવાપણું તો કશું છે જ નહીં. જીત્યા તોય ધર્મનો વિજય છે; હણાયા તોય ધર્મનો જ વિજય છે.

ગીતા કહે છે, આપણે મૂઠીભર છીએ એની ચિંતા કોઈ કાળે ન કરવી. આપણે આપણું હૃદય ઉન્નત કરીએ — આપણે શ્રેષ્ઠ થઈ જઈએ. લોકો તો એની મેળે આપણી પાછળ આવે છે. શ્રેષ્ઠ માણસોએ જે પ્રયાણ કર્યું એની પાછળ લોકો

આવવાના જ. આપણે આળસુ થયા, આપણે ગોભ્યા તો પ્રજાનો નાશ કર્યાનું પાપ આપણે માથે છે.

ધર્મવીરની કેળવણી કેવી હોય એ પણ ગીતાએ આપણને કહ્યું છે. ધર્મવીર ઇંદ્રિયોની લાલચમાં ફસાય નહીં, સુખદુ:ખથી તણાય નહીં, લાભહાનિથી લલચાય કે દબાય નહીં. એ તો વીર. શૂદ્ર કામોમાં એ પોતાનું જીવન વેડફી ન નાખે. એ ઈશ્વરનો સૈનિક છે. જ્યારે તે ધર્મની ગ્લાનિ જુએ, અધર્મનું અભ્યુત્થાન જુએ ત્યારે ભગવાન પોતે આવવાના છે એવો વિશ્વાસ રાખી ભગવાનનો ધર્મ-સંસ્થાપનાનો સંદેશો સાંભળવા એ તૈયાર રહે છે; જેમનાં કૃત્યો દુષ્ટ છે એમની પડખે એ ન રહે. સાધુઓના રક્ષણ માટે એ હમેશાં કટિબદ્ધ રહે છે. કર્મ પાછળ કષ્ટ છે એ વિચારે કે બીકે એ કર્મ તજે નહીં. ટાઢતડકા ભૂલી જઈ, લાભ-હાનિનો કશો વિચાર રાખ્યા વગર, મનમાં કોઈ પણ જાતનો મત્સર આવવા દીધા વિના, યદૃચ્છાએ જે મળે તેટલામાં સંતોપ માની એ લડતો જ રહેશે. મોટો યજ્ઞ આરંભ્યા પછી જે કાંઈ એ કરે તે યજ્ઞ માટે જ. યજ્ઞ કરતાં જે બચે તેટલું જ ખાવાનો પોતાને અધિકાર છે એમ જાણીને જ એ લેવાનો. મહાપ્રબળ શત્રુને છેદતાં પહેલાં એ પોતાના હૃદયમાં રહેલી દુર્બળતા અને સંશયવૃત્તિને છેદે છે. સંશયવૃત્તિ ગઈ, અણવિશ્વાસ ગયો એટલે સહજ શ્રદ્ધાને લીધે એ વજ્રકાય થવાનો. ઈશ્વરનું કાર્ય કરવામાં સંશય શાનો? ચિંતા શાની? ધર્મવીર કહે છે, હું તો કશું કરતો જ નથી, અંતરાત્મા જેમ પ્રેરે છે તેમ કરું છું.

અને આમાં મરી ગયો તોયે શું? એક જન્મ પછી બીજો જન્મ આવવાનો જ. આ ભવે સારું કામ કર્યું હોય અને વીરનું મરણ મેળવ્યું હોય તો નવો જન્મ આજના કરતાં ખરાબ તો નહીં જ મળે, કંઈક સારો હશે જ. ઈશ્વરનું સ્મરણ કાયમ રાખીને લડવાનું છે. ઈશ્વરનું ધ્યાન કાયમ હશે તો અન્તે ઈશ્વર પાસે જ જવાશે.

ગીતા કહે છે કે લોકોનું જીવન-મરણ, કલ્યાણ-અકલ્યાણ કાળપુરુષ પરમાત્માના હાથમાં છે. એને જેમ કરવું હશે તેમ થશે. આપણે એના હાથમાં નિમિત્તમાત્ર રમકડાં છીએ. ભૂતમાત્રનું કલ્યાણ મનમાં રાખી, કશો રાગદ્વેષ મનમાં આણ્યા વગર આપણે પ્રભુનું વચન પાળીએ. નિર્વૈર રહ્યા તો જ પ્રભુ પાસે પહોંચવાના છીએ. આપણે એનું ધ્યાન ધરીએ, એ આપણો ઉદ્ધાર કરશે.

તમામ દુનિયાની સત્તા અને સગવડો પોતાને જ મળે એવા આગ્રહથી પ્રવૃત્તિ કરનારા રાક્ષસો કેટલાયે હોય છે. તેઓ મોજમજામાં જ માને છે. એને અર્થે, અન્યાયનો કશો વિચાર કર્યા વગર, દુનિયાનું ધન ઢસડી લાવે છે. તેઓ મનમાં મહેલ રચે છે કે "જુઓ આટલું આજે મળ્યું, આ મારો મનોરથ હમણાં તૃપ્ત થશે, આટલું ધન તો મારી પાસે છે જ, આટલું મળી રહેશે, આટલા શત્રુઓને મેં માર્યા, બીજાને પણ મારીશ. હું દુનિયાનો સ્વામી છું. ભોગ ભોગવતા મને જ

આવડે છે. સુખસામર્થ્ય મારાં જ છે. મારી જાતિ સૌથી શ્રેષ્ઠ. મારા જેવો કોઈ નથી. દુનિયાનું ભલું હું જ કરીશ. હું દુનિયાનો આગેવાન છું." 'આવા આવા મનોરથો સેવનાર, દંભથી દુનિયાને છેતરનાર' દીનોના દેહમાં વસતા ઈશ્વરનું અપમાન કરનાર કેટલાય ફાટ્યા છે.

શેતાન આ દુનિયા પચાવી બેઠો છે. એને ઠેકાણે ઈશ્વરનું રાજ્ય સ્થાપન કરીએ એટલે આપણું કામ પૂરું. આ અનિત્ય અને દુ:ખપૂર્ણ દુનિયામાં મહાલવા કોણ બેસે? ઈશ્વરની આ સેવા મળી છે એટલે જ જીવનમાં રસ રેડાયો છે.

૨૦-૧૨-'૩૧

# ૬. જગદ્‌ગુરુ ગીતા

## ૧. ગીતાજયંતી

પિતામહ હિમાલય, ભારતમાતા જાહ્નવી અને બધાં તીર્થોનું જ્યાં સંમેલન થાય છે એવો સરિત્પતિ સાગર, આ ત્રણેની ભવ્યતા અને પ્રસાદ આપણે ભગવદ્‌ગીતામાં જોઈએ છીએ. મનુષ્યજીવનની સાધના વિશ્વરૂપદર્શનયોગમાં છે. આ જ સર્વોચ્ચ ધર્મ છે. આ જ સનાતન સાધના છે. આનો જ સાક્ષાત્કાર કરવા માટે ભગવદ્‌ગીતાનો આવિર્ભાવ થયો છે. ફળફૂલો માટે જ જેમ વૃક્ષની સમૃદ્ધિ હોય છે તેમ ભગવદ્‌ગીતાનો સંદેશો આપવા માટે જ મહાભારતનો વિસ્તાર થયો છે. માનવજાતિના પ્રતિનિધિ અર્જુને પોતાની અશક્તિ, પોતાનું કાર્પણ્ય અને પોતાનો વિષાદ પૂર્ણપુરુષ પુરુષોત્તમના ચરણે ધર્યાં. પોતાની અશક્તિ જ એક એવી વસ્તુ છે કે જેને માણસ પોતાની વસ્તુ કહી પ્રભુનાં ચરણોમાં અર્પણ કરી શકે છે. શુદ્ધ ભાવે નૈવેદ્ય અર્પણ કરવાથી નૈવેદ્યનું જ રૂપાંતર પ્રસાદમાં થઈ જાય છે. અર્જુન-વિષાદનું રૂપાંતર થઈને ભગવત્‌પ્રસાદરૂપે ભગવદ્‌ગીતા માનવજાતિને પ્રાપ્ત થઈ છે.

ભગવદ્‌ગીતા પ્રારંભથી માંડી સમાપ્તિ સુધી એક અખંડ મહાનુભૂતિયોગ છે. અહીં પરમાત્મા પોતે નરપતિની, જગત્પતિની અથવા જગદેકસમ્રાટની ભાષા નથી બોલતો પણ જગતપિતાના કારુણ્યથી આશ્વાસન આપે છે.

દુન્યવી આશ્વાસન દુ:ખીઓને દિલાસો આપે છે પણ દૃષ્ટિ નથી આપતું.

પણ ગીતાના કેવળ વાચન અને મનનથી તેનું જ્ઞાન આપણે આપણામાં નથી ઉતારી શકતા. ગીતા આપણને જીવનદૃષ્ટિ આપે છે; જ્યારે આપણે તે જીવન-દૃષ્ટિને જ જીવનનો સારથિ બનાવી આપણી જીવનસાધના વધારીશું ત્યારે ગીતાજ્ઞાન પોતે જ આપણી જીવનનિષ્ઠા બની જશે. માટે કેવળ ગીતાના અધ્યયનમાં મગ્ન ન રહેતાં દરેક ગીતાપારાયણ પછી (અથવા સાથે) જીવનસંગ્રામમાં તેનું અનુશીલન કરતા પણ રહેવું જોઈએ.

આખા વર્ષના આવા દ્વિવિધ અનુષ્ઠાન પછી પોતાની જીવનનિષ્ઠાને ફરીથી જોઈ જવા અને જીવન ઉપર જામેલી રાખ ખંખેરી નાખવા ગીતાજયંતીની તિથિ આવે છે.

'मासानं मार्गशीर्षोऽहम्' કહી ગીતાએ જ પોતાનો મહિનો આપણને નક્કી કરી આપ્યો છે. આ જ મહિનામાં આવનાર, મોક્ષદા એકાદશી — સાધકને વિશ્વ-વ્યાપક બ્રહ્મલોકમાં લઈ જનાર મોક્ષદા એકાદશી — આ બ્રહ્મવિદ્યાની અને યોગ-શાસ્ત્રની જયંતીરૂપે ઊજવવામાં આવે છે. ગીતાજયંતી માગશર સુદ એકાદશીએ ગણવામાં આવી છે.

જયંતી ઊજવવાની સૌથી સારી રીત કઈ હોઈ શકે?

જે લોકોને પોતાની દૈનિક વાસરી (ડાયરી) રાખવાની ટેવ છે અને જે લોકો તેમાં માત્ર વ્યવહારની વાતોનું જ વર્ણન નથી લખતા પણ પોતાનાં મન, હૃદય અને આત્માની વાતો લખે છે, તેઓ તે દિવસે સવારે ઊઠતાં જ એક વર્ષના આધ્યાત્મિક આવકખર્ચનો હિસાબ તારવી લેશે. જેની પાસે આવો આત્મનેપદી ચોપડો નથી તેમણે એકાન્તમાં શાંતિથી બેસી આખા વર્ષની વાતો યાદ કરવી જોઈએ અને બની શકે તો લખી નાખવી જોઈએ. જીવનનો અર્થ જ છે હૃદય-વિકાસ, જ્ઞાનનો વિસ્તાર અને કૌશલ્યની પરિસીમા. જો આ ત્રણે બાબતોમાં આપણી ઉત્કૃષ્ટતા વધે તો આપણે આગળ વધ્યા છીએ. નહીંતર આપણો વેપાર નકામો ગયો. જીવનમાં પાર્થિવ પદાર્થોનો નફોતોટો દૈવાધીન છે. અને આપણું વાસ્તવિક સુખદુઃખ — એ નફોતોટો તેને આધીન નથી. આપણે કેટલાં હૃદયોમાં પ્રવેશી શકયા, અને કેટલી વ્યક્તિઓની સાથે આત્મૈક્ય કે અભેદ સ્થાપી શકયા એ જ ખરું જોવાનું છે. અને આ પણ કેટલેક અંશે દૈવાધીન છે. ખરું જોવાનું છે તે હૃદય-શુદ્ધિ અને હૃદયસમૃદ્ધિ. શુદ્ધિ અને સમૃદ્ધિ એકબીજાનાં માત્ર પૂરક જ નથી પણ એકબીજાની કસોટી પણ છે.

દિવસના પ્રારંભમાં જ અંતર્મુખ થઈ, સ્મરણમુકુરમાં પોતાનું વર્ષભરનું જીવન તપાસી, શૌચ-સ્નાન કરી ગીતાપાઠ કરવો જોઈએ. ખેડયા પછી જ જેમ પૃથ્વી બીજગ્રહણ કરી શકે છે તેમ આત્મનિરીક્ષણ અને અન્તર્મુખ પરીક્ષણ પછી જ ગીતાબોધ હૃદયમાં દૃઢ થાય છે.

ગીતાના શ્લોકની એવી જ કંઈ ખૂબી છે કે ભિન્ન ભિન્ન પ્રસંગે જુદા જુદા શ્લોકો સર્વોપરી બની હૃદયમાં પ્રવેશે છે. મનુષ્યો, દાનવો અને દેવો ત્રણેયને પ્રજાપતિએ એક જ એકાક્ષરી આદેશ આપ્યો — 'द'. વિલાસી દેવોએ અન્તર્મુખ થઈ બોધ ગ્રહણ કર્યો કે 'द'નું તાત્પર્ય છે 'दमन.' ઇન્દ્રિયદમન અને આત્મ-સંયમ કરવો એ જ પ્રધાન ધર્મ છે. નિર્દય દાનવોએ અન્તર્મુખ થઈ બોધ ગ્રહણ કર્યો કે 'दया' — ભૂતદયા એ જ સર્વશ્રેષ્ઠ કર્તવ્ય છે. લોભી અને કૃપણ મનુષ્યોએ 'द' અક્ષરનો બોધ ગ્રહણ કર્યો કે 'दान'થી જ જીવન કૃતાર્થ થાય છે. 'संविभागश्च

સર્વશઃ' આ જ જીવનધર્મ છે. જે કંઈ સંપત્તિ છે તેનો બધાંમાં વહેંચીને જ ઉપભોગ કરવો જોઈએ. બરાબર આ જ પ્રમાણે ગીતામાંથી પણ જેવો માણસ અને જેવો પ્રસંગ તેવો જ બોધ મળે છે. ગીતામાં જીવનની બધી બાજુઓનો વિચાર છે. દરેક પાસો એક પછી એક માણસની સામે આવે છે, અને જીવનને પરિપૂર્ણ બનાવે છે. તેથી ગીતાને પૂર્ણયોગ કહ્યો છે. ચિત્ત જ્યારે કોઈ પણ વસ્તુમાં આસક્ત બને છે ત્યારે જીવન એકાંગી, વિકલાંગ અને પામર બની જાય છે. જ્યારે બધી બાબતોથી ચિત્ત અનાસક્ત થાય છે, કર્તવ્યભૂમિ ઉપર આરૂઢ થાય છે, ત્યારે જ તેનામાં બધી વિભૂતિઓ પ્રગટ થઈ શકે છે. ત્યાર પછી જ બધી સિદ્ધિઓ તેની સેવામાં હાજર થાય છે, અને આત્મૈક્યનો અનુભવ થતાં મનુષ્ય શાંતિ અને સામર્થ્ય પ્રાપ્ત કરે છે.

દર વર્ષે ગીતાજયંતીને દિવસે આપણે જીવનયાત્રાની કોઈ ને કોઈ મંજિલે પહોંચીશું?

## ૨. આજનો ગીતાબોધ

ભગવદ્‌ગીતા માત્ર એક તત્ત્વબોધક શાસ્ત્રીય ગ્રંથ જ નથી, તે એક ઉચ્ચ કોટિની કલાકૃતિ પણ છે. આ દિવ્ય ગીત એવે વખતે ગવાયું કે જે વખતે ધનુષ-ટંકારો અને રણવાદ્યોના ગંભીર ધ્વનિથી સમગ્ર સમરભૂમિ પુલકિત થઈ રહી હતી. રણક્ષેત્રની પ્રક્ષુબ્ધ પરિસ્થિતિમાં પણ પોતાના ચિત્તની સ્થિરતા અને બુદ્ધિની વિચારશક્તિને કાયમ રાખવાની યોગ્યતા જે અલૌકિક, દાર્શનિક અને કલાકારમાં હતી, તે જ પુરુષોત્તમ એક તરફ અર્જુનના ઘોડાઓને સંભાળતાં છતાં મૌલિક તત્ત્વજ્ઞાન અને આશ્વાસનથી પરિપૂર્ણ સંગીત ગાઈ શક્યો હતો. ગીતાનો ઉપદેશ કોઈ પર્વતની અંધારી ગુફામાં અથવા ગુરુની પર્ણકુટિના એકાંતમાં અપાયેલો નથી. તે તો રણભૂમિમાં અપાયેલો તત્ત્વબોધ છે. આમાં જ તેની વિશેષતા છે. પણ તેની અપૂર્વતા તો એમાં છે કે તેને કોઈ યુદ્ધગીતોમાં ગણતું નથી. તે હિંદુ ધર્મનો અજોડ ધર્મગ્રંથ ગણાયો છે. ભગવદ્‌ગીતા આત્મજ્ઞાન અને નીતિનો એક અનેરો ગ્રંથ મનાય છે. ગીતાકારે સમરાંગણમાં બંધુત્વના સિદ્ધાંતનો, નિર્વૈર વૃત્તિનો, પોતાનું અને પારકું ભૂલી જવાનો, પ્રાણીમાત્ર પ્રત્યે આત્મીયતાનો સંબંધ સ્થાપિત કરવાનો ઉપદેશ એક યુયુત્સુ — યુદ્ધઘેલાને આપ્યો. ગીતા જાણે પોતાને વિશે પણ કહે છે —

> यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
> अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ।।

શું અધર્મનું અભ્યુત્થાન પહેલાં કદી આજ કરતાં વધારે થયું હતું? શું ધર્મની ગ્લાનિ આથી વિશેષ કદી થઈ હતી? આજે મોટામાં મોટું રાષ્ટ્ર નરી પાશવી શક્તિની આરાધનામાં માને છે. જે લોકો યુદ્ધથી બચવા માગે છે તેઓ પણ બચી

શકતા નથી 'પાણીનો પ્રવાહ સામે ભેખડ આવતાંવેંત ધોધ બની નીચે પડે છે અને શતધા વિદીર્ણ થઈ જાય છે. આ પ્રવાહના ઉપલાણમાં લાકડું, વાસણ, પશુ અથવા માણસ જે કંઈ તણાય છે, તે પહેલાં તો સમજે છે કે હું સામે કિનારે પહોંચી જઈશ. જ્યાં સુધી મધ્યમાં નથી પહોંચ્યું ત્યાં સુધી ઠીક છે. પણ જેમ જેમ તે મધ્યમાં પહોંચે છે તેમ તેમ પાણીનો વેગ પાપની જેમ વધતો જાય છે અને પછી તો બચવાની જરા પણ આશા બાકી રહેતી નથી. દુનિયાનાં મુખ્ય મુખ્ય રાષ્ટ્રોના આજે આ જ હાલ થઈ રહ્યા છે. મૃત્યુથી પણ વિશેષ ભૂંડી એવી સંભાવિતની અપકીર્તિને ચુપચાપ સ્વીકારી લઈને પણ ઇંગ્લંડ યુદ્ધથી બચવા માગે છે. પરંતુ વિશ્વઘટનાનો પ્રચંડ પ્રવાહ તેને ખેંચી રહ્યો છે. જ્યાં જુઓ ત્યાં યુદ્ધની તૈયારીઓ થઈ રહી છે. બધાં રાષ્ટ્રો ધોળે દિવસે, ઉઘાડી આંખે, વિનાશ પ્રત્યે દોડી રહ્યાં છે. 'लोकक्षयकृत्' કાળની વિકરાળ દાઢોમાં બધા ઘૂસી રહ્યા છે.

'कायक्लेशभयात्' અથવા જાનમાલના રક્ષણ-મોહથી યુદ્ધને ટાળવાની આજની કોશિશ કરતાં ગીતાના અર્જુનનો 'विषादयोग' ક્યાયે ઉદાત્ત હતો. આવે અવસરે શ્રીકૃષ્ણ દ્વારા ગવાયેલુ આ અમર અને દિવ્ય સમરગીત ખરેખર શાંતિગીત છે. તેનુ પારાયણ, તેના સ્વાધ્યાય મુમુક્ષુઓની સાધનાનું અંગ બની ગયું છે. આજે જ્યારે ચારે બાજુએ પરસ્પર દ્વેષ જીવનને કલુષિત કરી રહ્યો છે ત્યારે निर्वैरः सर्वभूतेषु અને आत्मौपम्येन सर्वत्रનો ત્રિકાલાબાધિત સંદેશો આપણી માનવતાની રક્ષા અને ઉત્કર્ષનો સંજીવન મંત્ર છે. જીવન-મરણ જેટલું ગૂઢ છે, તેટલો જ ગૂઢ ગીતાનો સંદેશ પણ છે. જીવનસંગ્રામમાં જીવનસાફલ્ય અને જીવનસંસિદ્ધિ પ્રાપ્ત કરવાનો માર્ગ અથવા યોગ આપણને ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં ગવાયેલા આ આધ્યાત્મિક સંગીતમાં જ મળશે.

૩–૧૨–'૩૮

## ૭. લોકમાન્યનું ગીતારહસ્ય*

૧

આજનો દિવસ વીરપૂજાનો છે. આજને દિવસે જે વીરની આપણે પૂજા કરવા માગીએ છીએ તેના જેવા બનવા માટે તેનું સ્મરણ અને તેના ગુણાનુવાદ કરવા એ સનાતન પ્રથા છે. આજનો દિવસ ગુણદોષનું વિવેચન કરવાનો નથી, પણ પૂજ્ય વ્યક્તિનું ધ્યાન કરવાનો છે. ધ્યાનમાં જેવું યથાર્થ સ્વરૂપ હોય તેવું જ આવે. મહાદેવને આપણે 'કર્પૂરગૌર' કહીએ છીએ અને વિષ્ણુને 'મેઘશ્યામ'

* લોકમાન્યની પ્રથમ સંવત્સરી પ્રસંગે ગૂજરાત મહાવિદ્યાલયમાં આપેલું વ્યાખ્યાન, તા. ૧–૮–૧૯૨૧.

કહીએ છીએ એમાં ગુણદોષ બતાવવાનો હેતુ નથી હોતો. ગણપતિને જ્યારે આપણે 'વક્રતુંડ મહાકાય' કહીએ છીએ ત્યારે તેમાં ભક્તિ નથી હોતી એમ નથી. સાચી ભક્તિ તો યથાર્થ સ્વરૂપનું ધ્યાન કરવામાં જ રહેલી છે. જે લોકમાન્યની પ્રથમ પુણ્યતિથિ આજે આપણે ઊજવીએ છીએ તેમની પાસેથી જ હું શીખ્યો છું કે માણસનું યથાર્થ સ્વરૂપ વર્ણવવું એમાં અવિવેક નથી. આજે ટિળક મહારાજ વિશે હું જે કાંઈ કહેવા માગું છું તે તેમના અનુયાયી તરીકે નહીં પણ તેમના એક ભક્ત તરીકે કહેવાનો છું.

લોકમાન્યે પોતાની આખી જિંદગી એકમાત્ર સ્વરાજ્યની ઉપાસના કરવામાં જ ગાળેલી છે. તેમને જો એમ ન કરવું પડ્યું હોત તો તેમની પ્રતિભા કઈ દિશામાં પ્રકાશત અને તે કેટલું કામ કરત એ તેમણે 'ગીતારહસ્ય' લખી ગીતાશાસ્ત્ર ઉપર જે નવો જ પ્રકાશ પાડ્યો છે તે ઉપરથી આપણે કેટલેક અંશે સમજી શકીએ છીએ. લોકમાન્યે ભગવદ્ગીતાને હિંદુ ધર્મગ્રંથમાનો એક અત્યંત તેજસ્વી હીરો કહેલો છે. એ હીરો કાળની ધૂળને લઈને મેલો દેખાવા લાગ્યો ત્યારે જૂનાં અને નવાં પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય ઓજારો વડે સાફ કરી તેને પાસા પાડેલા કોહિનૂરની પેઠે તેમણે અદ્વિતીય કાન્તિવાળો બનાવ્યો છે.

લાલા હરદયાળનું નામ સૌ કોઈ જાણે છે. તેમની ખ્યાતિ કરતાં તેમની વિદ્વત્તા અને દેશભક્તિ વધારે છે. છતાં પાશ્ચાત્ય વિચારોના મોહમાં સપડાઈ તેમણે એક વાર લખેલું કે 'હિંદુ લોકોએ હવે પોતાનાં જરા-જર્જરિત ધર્મ અને ધર્મશાસ્ત્રો ફેંકી દેવાં એ જ યોગ્ય છે. કાશી, હરદ્વાર કે જગન્નાથ આજનાં તીર્થો નથી; પેરિસ, બેર્ન કે બર્લિન આજનાં તીર્થો છે. લોકમાન્ય ટિળકનાં અમે તે બે વ્યાખ્યાનો આગળ આખી ભગવદ્ગીતા તુચ્છ છે.' લાલા હરદયાળને તે વખતે ખબર ન હતી કે એ જ એમના લોકમાન્ય માંડલેના ચોખૂણિયા કિલ્લામાં બેઠા બેઠા એ જ ભગવદ્ગીતા ઉપર એક મહાભાષ્ય લખવામાં જિંદગીના તેંતાળીસ વર્ષનું સાર્થક્ય થયું માની રહ્યા હતા!

૨

દરેક જમાનામાં એક એક યુગપ્રવર્તક ગ્રંથ પેદા થાય છે. 'ગીતારહસ્ય' એ એવો એક ગ્રંથ છે એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી.

રામાયણ, મહાભારત, ભાગવત, ઉપનિષદો અગર તો ગીતા એ આપણા રાષ્ટ્રીય પ્રાણના સનાતન ખજાના જેવા છે. જ્યારે જ્યારે રાષ્ટ્ર નવો પુરુષાર્થ ખેડવા નીકળે છે ત્યારે ત્યારે રાષ્ટ્રના નેતાઓ આરંભનો માંગલિક આશીર્વાદ મેળવવા આ ગ્રંથો પાસે જાય છે. ભગવદ્ગીતાનો અર્થ કરી તેમાંથી પ્રાણ મેળવવા લાલા લાજપતરાયે પ્રયત્ન કર્યો; પોતાના પંથની પુષ્ટિને અર્થે વિદુષી એની બિસેંટે ગીતાનો ભાવાર્થ લખ્યો; લોકમાન્યે ગીતારહસ્ય લખ્યું; પોંડિચેરીમાં બેસીને યોગાભ્યાસ કરી રહેલા વેદશાસ્ત્રસંપન્ન અરવિંદ ઘોષે ગીતારહસ્ય સમજાવવા એક બૃહદ્ નિબંધમાળા

સાંપ્રદાયિક આગ્રહને લીધે તેઓ એમ કરે છે એવો ટિળક મહારાજનો બધા ટીકાકારો પરનો આક્ષેપ આ દૃષ્ટિએ જોતાં વધારે પડતો છે. જેમ ગીતાનો વિષય વ્યાકરણ કે તર્કનો નથી તેમ તે ઐતિહાસિક પદ્ધતિનો પણ નથી. આધ્યાત્મિક અનુભવની કસોટીએ ગીતાનો અર્થ નક્કી કરવો જોઈએ. રામકૃષ્ણ પરમહંસ કદી વ્યાકરણ, તર્ક કે ઇતિહાસ ભણેલા ન હતા. તેઓ હમેશાં કહેતા, 'મારો પ્રત્યક્ષ અનુભવ આ છે. તમારાં શાસ્ત્રો જો સાચાં શાસ્ત્રો હોય તો તેમાં હું કહું છું એ જ વાત હોવી જોઈએ. તેમ ન હોય તો કાં તો તે શાસ્ત્રો શાસ્ત્રો નથી, અથવા તમે એનો કરેલો અર્થ બરાબર નથી.' શાસ્ત્રો ઉપર જેમની સંપૂર્ણ શ્રદ્ધા છે તેઓ શાસ્ત્રોને તો વખોડે નહીં, પણ પોતાના અનુભવનો અર્થ શાસ્ત્રવચનોમાં જોવાનો પ્રયત્ન કરે. અહિંસા એ જ પરમ ધર્મ છે એમ જેને લાગે છે અને સાથે સાથે એમ પણ માને છે કે, ભગવદ્‌ગીતા ઈશ્વરની વાણી છે તેઓ કેમ માને કે ગીતામાં હિંસાનો પણ પ્રધાનપણે ઉપદેશ છે? અરવિંદબાબુને ધ્યાનસ્થ બેસતાં જે આધ્યાત્મિક અનુભવો થાય તે જ તેઓ ગીતામાં જોઈ શકે.

અનુભવમાત્ર સાચો હોવો જ જોઈએ. જ્યાં જ્યાં અનુભવ સંપૂર્ણ હોય ત્યાં ત્યાં એકવાક્યતા હોય જ. પણ ઘણી વાર અનુભવ એકદેશી હોય છે; તેથી અનુભવ અનુભવ વચ્ચે પણ વિરોધ દેખાય છે. અનેક આંધળાઓએ એક હાથી જોયાની કહાણી પ્રસિદ્ધ છે. તેઓ જેમ હાથીના સ્વરૂપ વિશે આપસમાં લડ્યા તેમ આપણે લડીએ છીએ. અર્થ કરવામાં પણ આપણે પોતાના અધિકાર પ્રમાણે અર્થ કરીએ છીએ અને પોતાના પૂરતો તે સાચો પણ હોય છે.

ઉપનિષદોમાં કથા છે કે દેવ, અસુર અને મનુષ્ય ઋષિ પાસે જઈને બ્રહ્મચર્યથી રહ્યા. તેમની તપશ્ચર્યા પૂરી થયા પછી ઋષિએ તેમને ઉપદેશ આપ્યો: 'દ'. આ એક જ અક્ષરમાં ત્રણે જણે પોતપોતાને અનુકૂળ અર્થ ઘટાવી લીધો. ઋષિએ દેવને પૂછ્યું, 'તમે સમજ્યા?' વિલાસપ્રિય દેવોએ કહ્યું, 'હા જી; ઇંદ્રિયદમન કરવાને આપે કહ્યું છે.' ઋષિએ કહ્યું, 'તમે બરાબર સમજ્યા.' ઋષિએ માણસને પૂછ્યું, 'તમે સમજ્યા?' લોભી માણસોએ કહ્યું 'હા જી; આપે દાન કરવાનું કહ્યું.' ઋષિએ કહ્યું, 'ખરું; તમે બરાબર સમજો છો.' રાક્ષસને પણ એવો જ સવાલ પૂછ્યો. ક્રૂર રાક્ષસોએ 'દ'નો દયા કરવી એ જ અર્થ લીધો. ઋષિએ કહ્યું, 'બરાબર છે.'

જેમ ઈશ્વરની સૃષ્ટિનું સ્વરૂપ અનંત છે તેમ સામાજિક દોષોનું સ્વરૂપ પણ અપરિમેય છે. લોકમાન્યે જોયું કે આપણા લોકોમાં અકર્મણ્યતા ફેલાયેલી છે, અને તેમને ગીતામાં કર્મયોગ જડ્યો. મહાત્માજીને આ નાસ્તિક યુગના લોકસમાજમાં ચોમેર હિંસા જ હિંસા વ્યાપેલી છે એમ જણાયું, તેથી તેમને થયું કે ભગવાન તો ગીતામાં અહિંસાના સાર્વભૌમ મહાવ્રતનો જ ઉપદેશ કરી શકે.

સવાલ એટલો જ છે કે ભગવદ્‌ગીતા ઐતિહાસિક ગ્રંથ છે કે ધર્મગ્રંથ?

ઐતિહાસિક ગ્રંથ હોય તો તે ગમે તેટલો ઉપયુક્ત હોય તોપણ ઈશ્વરની વાણી તરીકે પ્રમાણ નથી; દેશ, કાલ અને સંજોગોની મર્યાદાથી તે મર્યાદિત છે. અને જો તે ધાર્મિક ગ્રંથ હોય તો તો કુરુક્ષેત્ર ઉપર ધર્મક્ષેત્રનું રૂપક કરી દુર્યોધનાદિ કામક્રોધને જીતવા સારુ અહોરાત્ર કરવા પડતાં યુદ્ધનું જ તેમાં વર્ણન હોવું જોઈએ. નહીં તો કયો માનવી દુન્યવી લડતમાં ઊતર્યા પછી વિગતજ્વર બનીને હિંસા કરી શકે?

મને પોતાને તો એમ જ ભાસે છે કે ભગવદ્‌ગીતા એ મૂળે રાષ્ટ્રમાન્ય ઐતિહાસિક ઉપદેશ છે, અને તેમાં શ્રીકૃષ્ણે અર્જુનને પ્રત્યક્ષ યુદ્ધમાં – આ દુન્યવી લડાઈમાં ઊતરવા માટે જ પ્રેરણા કરી છે. પાછળથી ધાર્મિક લોકોએ આંતરયુદ્ધ વર્ણવવા સારુ એ પ્રસંગ સુંદર જોઈ એનો લાભ લીધો અને એમાં ધાર્મિક તત્ત્વો ગૂંથ્યાં. રામાયણ વિશે પણ હું એમ જ માનું છું. ઐતિહાસિક રામની ઐતિહાસિક કથા કેવી હશે એ આજે આપણે જાણતા નથી, પણ વાલ્મીકિથી માંડીને તુલસીદાસ સુધીના દરેક કવિએ પોતાને રુચ્યું તે તાત્પર્ય ઘટાવવા તે કથા સાથે છૂટ લીધી છે.

હવે જે લોકોએ ગીતા ઉપર ટીકાઓ લખેલી છે તેઓ ગીતામાંથી જે અર્થ કાઢે છે તે દરેક ધાર્મિક અર્થ કહેવાય ખરો; પણ હું ટીકાકારોને એટલું મહત્ત્વ નથી આપતો. ભગવદ્‌ગીતા રચાયા પછી જે જે લોકોએ ભગવદ્‌ગીતા વાંચી સંતોષ બતાવેલો છે, જેમણે ભગવદ્‌ગીતાની પ્રતિષ્ઠા સ્થાપવામાં મદદ કરી છે, ભગવદ્‌ગીતાને સાહિત્યના દરબારમાં પોતાના માન્ય પ્રતિનિધિ તરીકે મોકલનાર જેઓ મતદાર હતા, જેઓનો ગીતા પર ગીતાકાર વ્યાસ જેટલો જ અધિકાર ગણાય, તેઓએ ગીતામાં શું જોયું હતું એ જાણવાની જરૂર છે. એ આજે આપણે શા ઉપરથી જાણી શકીએ? તે વખતના અને ત્યાર પછીના ઇતિહાસ ઉપરથી, સાહિત્ય ઉપરથી અને લોકરિવાજ ઉપરથી જ. મહાભારતકાળની જનતાએ ગીતામાં જો અહિંસા જોઈ હોત તો જરૂર એ વખતે લોકોમાં અહિંસાપ્રધાન એક ધર્મપંથ ઉત્પન્ન થયો હોત. ઓછામાં ઓછું મહાભારત પછી તરત જ હિંસાઅહિંસા ઉપર ભારે વાદવિવાદો મચ્યા હોત. અહિંસાનું તત્ત્વ હિંદુ ધર્મમાં નથી એમ નથી. પતંજલિએ દેશ, કાલ, જાતિ, લિંગ વગેરેના અપવાદરહિત એક સાર્વભૌમ મહાવ્રત તરીકે અહિંસાને ઓળખાવી છે. છતાં હિંદુ ધર્મમાં તે વખતે અહિંસાનું સ્વરૂપ મર્યાદિત જ હતું. 'યાગિયા' (યજ્ઞોમાં થતી) પશુહિંસા અને શુદ્ધ ક્ષાત્રયુદ્ધમાં થતી હિંસાનો હિંદુ ધર્મે વિરોધ કર્યો નથી. હિંદુ ધર્મ અહિંસાપ્રધાન હોવાથી તેમાં આજે આપણે અહિંસાને સંપૂર્ણ સ્વરૂપમાં દાખલ કરીએ તો તેમાં હિંદુ ધર્મને બાધ આવે એમ નથી. પણ ગીતાનો જ્યારે અર્થ કરવા બેસીએ છીએ ત્યારે ગીતામાંથી આજની અહિંસા કાઢવાનો પ્રયત્ન શા માટે કરીએ? મહાભારતમાં જે રીતે ગીતા આવેલી છે તે જોતાં લોકમાન્યે ગીતાનું જે રહસ્ય બતાવેલું છે તે વધારે બંધબેસતું છે એમ કહેવું પડે છે. સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે ગીતા એ કાંઈ

પરમાત્માનો છેલ્લો શબ્દ નથી, અથવા તો ગીતાનો જે પંડિતાર્થ છે તેમાં સંપૂર્ણ અધ્યાત્મ આવી જાય છે એમ પણ નથી. પણ જો આધ્યાત્મિક દૃષ્ટિએ ગીતાને લઈએ તો તેમાં મહાત્માજીની સંપૂર્ણ અહિંસા અને અરવિંદબાબુનો પૂર્ણયોગ બન્ને સમાઈ જાય છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં ભગવદ્‌ગીતામાં મુખ્યત્વે કર્મયોગ જ છે એવું સ્પષ્ટ દેખાશે. આજે એમાંથી આપણે કયો અર્થ લઈએ એ તો દરેક જણે, દરેક દેશે, અને દરેક જમાનાએ પોતાની ખામીઓ જોઈ ઋષિઉપદેશના ત્રણ અર્થો પ્રમાણે જ લેવો રહ્યો. પરમાત્માની વાણી તો આકાશની મેઘગર્જનાની પેઠે 'દ દ દ'ની ગર્જના ચલાવ્યાં જ કરે છે.

૩

લોકમાન્યે ગીતાનું રહસ્ય શોધવાનો રસ્તો સરળ અને સુંદર શોધી કાઢ્યો છે. વેદનો અર્થ કરવામાં કુશળ એવા પૂર્વમીમાંસકોએ ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, પ્રયોજન વગેરે કસોટીથી ગ્રંથનો અર્થ કરવો જોઈએ એવી જે પદ્ધતિ નક્કી કરેલી છે, તે દૃષ્ટિ લઈ લોકમાન્યે ગીતાનો ઉપદેશ કરવાનો પ્રસંગ, તે ઉપદેશનું ફળ, ફરી ફરી અનેક વાર પુનરુક્તિ કરીને પણ જે વસ્તુ ઠસાવવા માગી છે તે, બધું તપાસીને એમ સિદ્ધ કરી બતાવ્યું છે કે જીવનના પુરુષાર્થ વિશે સંદેહ ઉત્પન્ન થવાથી લડવાની ના પાડનાર અને કુલક્ષય કરનારા યુદ્ધમાં ભાગ લેવા કરતાં સંન્યાસ લઈ ભિક્ષા ઉપર ગુજરાન ચલાવવું બહેતર ગણનાર અર્જુનને જીવનનું રહસ્ય સમજાવી, નીતિશાસ્ત્રના મૂલભૂત સિદ્ધાંતો સ્પષ્ટ કરી, ચિત્તશુદ્ધિનો માર્ગ બતાવી, જ્ઞાન અને ભક્તિથી નિર્મોહ થવાની યુક્તિ યોજી, ઈશ્વરકર્તૃત્વનું આશ્વાસન આપી, વિશ્વરૂપદર્શનમાં દુનિયાનું ભવિષ્ય દેખાડી, ગુણત્રયનું રહસ્ય ઉકેલી, નિષ્પાપ રહેવા છતાં કર્મ કરવાની કળા બતાવી, દૈવાસુરસંપત્તિનો સનાતન ઝઘડો અર્જુન આગળ ઊભો કરી, આખરે કર્મયોગનું જ પ્રાધાન્ય ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનના મન ઉપર ઠસાવ્યું છે; અને અંતે 'તને યોગ્ય લાગે તે કર' એવી સ્વતંત્રતા આપી છે. જવાબ-માં 'મારો મોહ ગયો, હવે હું લડવા તૈયાર છું.' એવી તેની પાસેથી કબૂલાત કઢાવી છે. એટલે કે જ્ઞાનમૂલક, ભક્તિપ્રધાન, વૈરાગ્યપ્રવણ કર્મયોગશાસ્ત્ર શીખવનાર ગીતાશાસ્ત્ર એ ઉપનિષદ જેવી તાત્ત્વિક વિદ્યાનો જિંદગીમાં વિનિયોગ કેવી રીતે કરવો એ બતાવનારું એક વ્યવહારુ શાસ્ત્ર છે એમ એમણે સિદ્ધ કરેલું છે.

કર્મમાત્ર બંધક છે, માટે મોક્ષ મેળવવાની ઇચ્છા રાખનારે કર્મનો બનતાં સુધી સંન્યાસ કહેતાં ત્યાગ કરવો જોઈએ, એવી જે એ વખતની પ્રચલિત માન્યતા હતી તેનો વિરોધ કરી શ્રીકૃષ્ણે એમ બતાવ્યું છે કે કર્મફળની અભિલાષા રાખ્યા વગર અને કર્મકર્તા હું છું એવો અહંકાર રાખ્યા વગર યદૃચ્છા-પ્રાપ્ત અથવા પ્રવાહપતિત જે કાંઈ કર્મ — વિહિત કર્મ કરવું પડે તે અનાસક્ત બુદ્ધિથી અને કુશળતાથી કરે તો માણસને કર્મબંધ થતો નથી; એટલું જ નહીં પણ આવું કર્મ ચિત્તશુદ્ધિ દ્વારા મોક્ષનું સાધક જ થાય છે. શ્રીકૃષ્ણે આટલું જ બતાવ્યું હોત તો

એવા કઠોપનિષદમાં જરૂર મેળવી શકે છે. કઠોપનિષદમાં આવેલું રથરૂપક સર્વવિખ્યાત છે. આત્મા એ રથમાં બેસનાર રથી છે, શરીર એ એનો રથ છે, બુદ્ધિ સારથિ છે, મન એ ઘોડાની લગામ છે, ઇંદ્રિયો એ રથના ઘોડા છે, અને ઇંદ્રિયોના વિષયો એટલે કે ભોગો એ ઘોડાનું દોડવાનું ક્ષેત્ર છે.

ઘોડા જો કેળવાયેલા હોય તો સારથિના તાબામાં રહે, જો વિજ્ઞાનરૂપી સારથિના હાથમાં મનની લગામ સોંપેલી હોય તો માણસ રસ્તો પાર કરી શકે છે. અને ત્યાં જ વિષ્ણુનું પરમ પદ છે.

આ કલ્પના પરથી જ સારથિ શ્રીકૃષ્ણ અને ધનુર્ધારી મહારથી અર્જુનનો સંબંધ કલ્પાયો હશે. શ્રીકૃષ્ણ પાસેથી અભ્યાસ-વૈરાગ્યની સદ્બુદ્ધિ પ્રાપ્ત કરી મન કાબૂમાં રાખી અર્જુને પોતાનો જીવન-રથ बुद्धिर्बुद्धिमतामस्मि કહેનાર કૃષ્ણને સોંપી દીધો. એ જ તો ભગવદ્ગીતાનો સાર છે.

બીજી રીતે જોતાં જે અનન્ય ભક્તિથી નચિકેતા યમરાજને સવાલો પૂછે છે તે જ પ્રપત્તિ-યોગથી અર્જુન શ્રીકૃષ્ણને કહે છે, शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् । નચિકેતાએ પણ એ જ કહ્યું હતું. वक्ता चास्य त्वादृगन्यो न लभ्यो नान्यं तस्मान्नचिकेता वृणीते । કઠોપનિષદની વાર્તા પણ મૂળ પ્રાચીન બ્રાહ્મણ ગ્રંથમાંથી લીધેલી છે. મૂળ કરતાં કઠોપનિષદની વાર્તામાં ઘણો સુધારો છે. જ્યારે ભગવદ્ગીતામાં એ જ કલ્પના વધારે ભવ્ય બને તો તેમાં આશ્ચર્ય નથી.

ऊर्ध्वमूलमधः शाखा એવા વૃક્ષની કલ્પના બંનેમાં છે. अग्निर्यथैको भुवनं प्रविष्टो એ જ કલ્પનાનો વિકાસ ગીતાના વિભૂતિ-યોગમાં જોઈએ છીએ. બંને ગ્રંથોમાં સાધના લગભગ સમાન છે.

પણ મુખ્ય ફરક તો બંનેમાં પૂછેલા પ્રધાન સવાલમાં છે. કઠોપનિષદનો નાયક નચિકેતા સાચું તત્ત્વ શું છે એ જાણવા માગે છે, જ્યારે ભગવદ્ગીતાનો અર્જુન સાચું કર્તવ્ય શું છે એનો ચુકાદો માગે છે. અને એમાં જ ભગવદ્ગીતાની શ્રેષ્ઠતા રહેલી છે. ભગવદ્ગીતામાં આસુરી સંપત અને દૈવી સંપતનો વિભાગ વર્ણવ્યો છે એ જ કઠોપનિષદમાં બાલ અને ધીરના ભેદથી બતાવ્યો છે. અનેકમાં એક જોવાની દૃષ્ટિ બંને ગ્રંથોમાં સરખી છે. ભગવદ્ગીતા અને કઠોપનિષદમાં કેટલાયે શ્લોકો સમાન છે.

આ અનેક પ્રકારનું સામ્ય જોઈને કેટલાક ગીતાભક્તો એવી પણ શંકા ઉઠાવે છે કે કઠોપનિષદના કેટલાક શ્લોકો પાછળથી ગીતામાં લીધા છે એમ માનવા કરતાં ગીતાના જ કેટલાક ઉત્તમ શ્લોકો કઠોપનિષદમાં પાછળથી કોઈએ ઘુસાડ્યા છે એમ કેમ ન હોય? તે ગમે તેમ હોય. એટલું ખરું કે આદર્શ શ્રેયાર્થી નરવીર અર્જુન અને આદર્શ વિદ્યાર્થી આત્મવીર નચિકેતાના સંવાદના આ બે ગ્રંથો હરેક જમાનામાં વીર યુવાનોને સરખા પ્રિય થઈ પડ્યા છે.

ફેબ્રુઆરી, ૧૯૩૯

# ૯. ગીતાનો સીધો સંદેશો

૧

જેમ ગાંધીજીએ મહાસભાના પ્રમુખ થવાની ના પાડી અને કહ્યું કે 'મારો સાચો અને સંપૂર્ણ ઉપયોગ પ્રમુખ ન હોઉં તો જ કરી શકાય. પ્રમુખપણાના બંધનથી મારી ઘણી ઉપયોગિતા નષ્ટ થશે.' તેમ જ જો ભગવદ્‌ગીતાને પૂછવામાં આવ્યું હોત તો તેણે પણ ધર્મગ્રંથ (Scripture) થવાની ના જ પાડી હોત. ખરેખર ગીતા એ ધર્મગ્રંથ નથી પણ ધર્મગ્રંથ કરતાં વિશેષ છે. જે દિવસથી ગીતાને ધર્મગ્રંથ તરીકેનો ભાગ ભજવવો પડયો છે તે દિવસથી ગીતાએ પોતાનું સ્વાભાવિક ચૈતન્યમય વાતાવરણ ખોયું છે એમ મને હમેશાં લાગ્યા કર્યું છે. સ્વયંભૂ પ્રતિભાવાળા કવિરાજને રાજકવિ (poet laureate) બનાવ્યા પછી જેમ એની પ્રતિભા ઉપર એક જાતનું દબાણ આવી જાય છે, એના વિહારનો અવકાશ કાંઈક સંકુચિત થાય છે તેમ જ ગીતાનું પણ થયું છે. મારા એક મિત્ર કહે છે કે રામાયણે હિન્દુસ્તાનમાં સામાજિક આદર્શ ઘડયો છે તેથી રામ મર્યાદાપુરુષોત્તમ બન્યા, પૂજાના ભાજન બન્યા, અને તેથી એક સુંદર નવલ-કથા તરીકે રામાયણ તરફ જોવાનું કોઈને સૂઝતું જ નથી. રામાયણ જો ફરી વાર કેવળ આધુનિક નવલકથા તરીકે લખ્યું હોય તો અત્યાર સુધી ન જોયેલો એવો નવો જ રસ એમાં પ્રતીત થશે. મારા એ મિત્ર ગીતા વિશેનો મારો ઉપરનો અભિપ્રાય બરાબર સમજી ગયા છે અને એમાં એ સહમત પણ છે.

ગીતા ધર્મપુસ્તક થઈ જવાથી જેને જે વસ્તુ ધર્મનું પરમ રહસ્ય કે ચરમ રહસ્ય જેવી લાગી તે જ ગીતાનો પ્રધાન સૂર છે એમ સિદ્ધ કરવાની જરૂર તેને જણાઈ. તેમાં વળી પ્રસ્થાનત્રયીની એકવાકયતા જે કરી શકે તે જ આચાર્ય, તે જ ધર્મજ્ઞ, એવી પ્રથા પ્રચલિત થવાથી એક બાજુ ઉપનિષદ અને બીજી બાજુ બ્રહ્મસૂત્રની હારમાં ગીતાને ઘસડાઈ જવું પડયું છે. આ ત્રણે ગ્રંથમાં એક જ મસાલો ભરેલો છે, ત્રણેનાં હાડપિંજર એક જ છે, પણ ત્રણેનું વાતાવરણ જુદું છે. ત્રણે ગ્રંથ એકબીજાને પોષક થાય, એકબીજાને ઉદ્દીપિત કરે એ બરાબર છે. પણ એકબીજાની મર્યાદારૂપ થઈ જાય એ તો એક ઋષિ, એક કવિ અને એક શાસ્ત્રી ત્રણે એકસમાન ધૂંસરીમાં, પોતાનું ગળું ભેરવી સાથે દોડે એના જેવું છે. શંકરાચાર્ય, રામાનુજાચાર્ય અને વલ્લભાચાર્ય એ ત્રણેની પ્રતિભા પ્રસ્થાનત્રયીની એકવાકયતા કરવાની પ્રધાની ધૂંસરી તળે આવવાથી એમના પણ બેહાલ જ થાય છે. હવે તો એમ કહેવાનો વારો આવ્યો છે કે ન્યાયશાસ્ત્રને કોરે મૂકી માનસશાસ્ત્રને આધારે આ ત્રણે આચાર્યોના અભિપ્રાયની એકવાકયતા અથવા એકસૂત્રતા જે

કોઈ પ્રગટ કરી બતાવે તે જ જીવનાચાર્ય. જે કોઈ આટલું કરી બતાવશે તે એ ત્રણ ગ્રંથ અને ત્રણ આચાર્યોનો ઉદ્ધાર કરશે. પણ તેમ કરવા માટે એ છયેનું શબ્દપ્રામાણ્ય અને અલૌકિકત્વ કોરે રાખવું જોઈશે. ગ્રંથોનું પ્રામાણ્ય અને વ્યક્તિઓનું સર્વજ્ઞત્વ એમને શ્રેષ્ઠ નથી બનાવતું, પણ મર્યાદિત કરે છે.

૨

ગીતા જીવનગ્રંથ હોઈ એમાં જીવનનાં બધાં જ પાસાં પ્રતિબિંબિત થયાં છે. જ્યાં ગુરુશિષ્યનો સંવાદ છે ત્યાં શ્રદ્ધાભક્તિ તો પ્રધાન હોય જ. સંવાદ એટલે જ જિજ્ઞાસા-તૃપ્તિનો પ્રયત્ન. ત્યાં જ્ઞાનનો જ ઊહાપોહ હોય. જીવન એ વિશાળ કર્તવ્યક્ષેત્ર, કુરુક્ષેત્ર હોવાથી कुरु कर्माणि એ જ એ સંવાદનો સાર હોઈ શકે. કર્મો જ કરવાં હોય તો એ કર્મોનું કૌશલ્ય કેળવવાનો યોગ તે રાજવિદ્યા કઈ રીતે કેળવાય એની યુક્તિ એ સંવાદમા મુખ્યત્વે આવવી જ જોઈએ. ગીતામાં પ્રધાન એવું શું નથી? ગીતાનો સંદેશો એકાંગી હોત તો ગીતાએ એકાદ વસ્તુને જ પ્રાધાન્ય આપ્યું હોત.

એટલે એમ સ્પષ્ટ થયું કે ભક્તિનમ્ર અન્તઃકરણથી જ્ઞાન પાસેથી દિશા મેળવી અને સર્વ શક્તિઓ યથાયોગ્ય કેળવી અનાસક્તિવૃત્તિથી, ઈશ્વરાર્પણબુદ્ધિથી વિહિત કર્મો કરવાં એ ગીતાનો ઉપદેશ છે. પણ એ બધાં કર્મોમાં કયા કર્મને શ્રેષ્ઠ કર્મ ગણ્યું છે, કર્મતમ ગણ્યું છે, એ સવાલનો ઉકેલ આવતો નથી. એમ કહેવું કે એ બાબતમાં ગીતાનો આગ્રહ નથી, સ્વધર્મરૂપ, પ્રવાહપ્રાપ્ત, यदृच्छया चोपपन्न એવું જે કાંઈ હોય તે કરવું, એ ગીતાના મુખ્ય અવાજને ગૂંગળાવી નાખવા સમાન છે.

ગીતા કર્મ કરવા કહે છે એ ખરું. સર્વ કર્મોની પરિસમાપ્તિ ભલે જ્ઞાનમાં હોય, પણ ગીતાના વિશ્વતોમુખ ઉપદેશની પરિસમાપ્તિ कार्यं कर्म समाचरमાં જ થાય છે. અને એ કર્મોમાં પણ ગીતાને પ્રિયતમ કર્મ તો યુદ્ધ જ છે. ગીતા યુદ્ધ વખતે અને યુદ્ધ માટે જ ઉપદેશાયેલી છે, એટલું જ નહીં પણ ગીતા સમગ્ર જીવનને સનાતન સંગ્રામરૂપે જ જુએ છે. ભગવદ્‌ગીતા એ વીરગીત છે, સંગ્રામગીત છે, વિજયગીત છે. એ દૃષ્ટિએ જ ગીતાને ચરણે બેસવું જોઈએ. એ કાને જ ગીતાનો સંદેશ સાંભળવો જોઈએ. એ મને જ એનું મનન કરવું જોઈએ અને એ પ્રેરણાએ જ કર્મ કરવું જોઈએ. उत्तिष्ठ युध्य च ।

૩

ગીતામાં વિજયને એટલે અર્જુનને યુદ્ધ કરવાનો ઉપદેશ સીધો અને પ્રત્યક્ષ છે. એ ભારતીય યુદ્ધ સાથે આજે આપણને સંબંધ નથી, પણ આપણા હૃદયમાં કામરૂપ દુરાસદ એવો જે દુર્યોધન શત્રુ હમેશ રહેલો જ છે એની સાથે અખંડ યુદ્ધ ચલાવવાનું છે. સત્ અને અસત્ બન્નેના મિશ્રણનો માણસ બનેલો હોવાથી એ યુદ્ધ અખંડ ચાલવાનું. અને તેથી જ યુદ્ધ એ અનવરત અને સનાતન વ્યાપાર છે. એ જ પ્રધાન પુરુષાર્થ છે.

પણ ગીતાએ આ એકલા મનોગત યુદ્ધનો જ ઉપદેશ કર્યો નથી. ગીતાનો ઉપદેશ જેટલો મનોગત (psychological) છે, એટલો જ સામાજિક (sociological) પણ છે. સમાજમાં દૈવ અને આસુર એવા બે ભૂતસર્ગ છે. આ બેની પ્રવૃત્તિ પરસ્પરવિરોધી છે. બે વચ્ચે હજારો વર્ષો થયાં રણસંગ્રામ ચાલતો આવ્યો છે. પણ અત્યાર સુધી બે પક્ષ વચ્ચે શસ્ત્રસામ્ય હતું. એક પક્ષ ભલે દૈવી હોય, પણ એનાં શસ્ત્રો અને સાધનો તો આસુરી જ રહેતાં હતાં. શસ્ત્રો અને સાધનોને ન્યાત નથી, વાપરનાર ઉપર બધો આધાર છે, એમ અત્યાર સુધી મનાતું હતું.

હવે આપણને સમજાયું છે કે જેમ ગીતાનું વચન છે કે આ લોકમાં કે પરલોકમાં એકે એવું તત્ત્વ નથી જે ત્રિગુણમાંથી મુક્ત હોય, તેમ જ દુનિયામાં એકે એવી વસ્તુ નથી જે ત્રિગુણવાળી ન્યાત વગરની હોય. અસુરોનો નાશ કરવાથી આસુરી વૃત્તિનો નાશ નથી થતો, ઊલટી તે બેવડાય છે. માટે ધર્મયુદ્ધમાં પણ સાત્ત્વિક ન્યાતનાં શસ્ત્રો જ વાપરી, અસંગરૂપી શસ્ત્ર વાપરી, પાર્થિવ દૃષ્ટિએ પોતાનો નાશ થવા દઈને પણ આસુરી વૃત્તિનો, આસુરી સંપદનો નાશ કરવો રહ્યો. એ જ એક યુદ્ધ છે જેમાં સર્વત્ર અને સંપૂર્ણ વિજય, શ્રી અને ભૂતિ રહેવાની છે. આ સામાજિક યુદ્ધ એ જ આપણે માટે ગીતાનો પ્રધાન ઉપદેશ છે. બે સંસ્કૃતિનું એ યુદ્ધ હોવાથી બન્ને સંસ્કૃતિના ચિતાર ગીતાએ વિસ્તારપૂર્વક આપ્યા છે. આસુરી સંપદનું વર્ણન મોટે ભાગે એક જ ઠેકાણે આપ્યું છે, જ્યારે દૈવી સંપદનો વીર કેવો હોય એનો ચિતાર અનેક ઠેકાણે, અનેક નામે આપ્યો છે. કોક ઠેકાણે સ્થિતપ્રજ્ઞને નામે આવે છે, કોક ઠેકાણે ભક્ત તરીકે વર્ણવાય છે, કોક ઠેકાણે ત્રિગુણાતીત તરીકે એની અસ્પષ્ટ જેવી ઝાંખી થાય છે, તો કોક ઠેકાણે જ્ઞાની તરીકે એ કેળવાયો છે. એ પંડિત છે, એ બુધ છે, એ યોગી છે.

ગીતાનો એ આદર્શ પુરુષ દૈવી સંપત્તિનો સંપૂર્ણ પ્રતિનિધિ છે. એના જેવું જ દરેક માણસે થવું ઘટે છે એમ ગીતા કહે છે. તેમ થવા માટે શુદ્ધમાં શુદ્ધ આધ્યાત્મિક સાધનો વડે આધ્યાત્મિક વૃત્તિથી લડવાની આવશ્યકતા છે.

૬-૪-૧૯૩૦

## ૧૦. मत्त एव यशोऽयशः ।

"યશ અને અપયશ એ બન્ને પ્રાણીઓના ભાવો પણ મારા થકી ઉત્પન્ન થાય છે."

શ્રીમદ્ ભગવદ્‌ગીતાના દશમા અધ્યાયમાં વિભૂતિયોગના પ્રારંભમાં જ ભગવાને પ્રાણીઓના જુદા જુદા ભાવો પોતામાંથી જ કેમ ઉત્પન્ન થાય છે એ બતાવતાં ઉપરની વાત કહી છે.

ગુજરાતીમાં યશ-અપયશના અર્થ સંસ્કૃતના અર્થથી જુદા છે. યશ અથવા જશ એટલે કીર્તિ, શ્રેય, અથવા નામના એવો અર્થ ગુજરાતીમાં થાય છે, જ્યારે સંસ્કૃતમાં યશ એટલે સફળતા અને અયશ અથવા અપયશ એટલે નિષ્ફળતા. મૂળ સંસ્કૃત અર્થમાં જ યશ-અયશ અહીં વાપર્યા છે. એ મૂળ અર્થમાંથી જ લક્ષણાથી ગુજરાતીના રૂઢ અર્થો આવ્યા છે અને પાછળથી એ ગૌણ અર્થો જ પ્રધાન થયા છે.

પામર માણસો સામાન્ય રીતે સુખ મેળવવા મથે છે અને દુ:ખ ટાળવા યતે છે. બહાદુર માણસમાં એવી કાયરતા નથી હોતી. એને સુખદુ:ખ બંને સરખાં જ હોય છે. પોતાનો ધાર્યો સંકલ્પ બર આવતો હોય, ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થતી હોય તો તેને અંગે સુખ ભોગવવું પડે કે દુ:ખનો સામનો કરવો પડે, બહાદુર માણસને માટે બંને સરખાં જ છે. मनस्वी कार्यार्थी न गणयति दुःखम् न च सुखम् । સંકલ્પવીર (મનસ્વી) અને ટેકીલો કાર્યાર્થી સુખ અને દુ:ખ બંનેને ગણકારતો નથી. પણ સુખદુ:ખ પ્રત્યે સમાન રહેનાર માણસ પણ યશ તો ચાહે જ છે. અપયશ હાથે કરીને ચાહનાર ભાગ્યે જ કોઈ મળી શકે. અપયશ આવી પડે તો સહન તો દરેકને કરવું પડે છે. નરમ માણસ અપયશ આગળ ઘેંશ જેવો થઈ જાય છે. આર્યવૃત્તિનો માણસ અપયશ સામે પહાડની પેઠે ટકે છે. પણ અપયશ ચાહીને માગનાર તો કોઈ પેદા થયો નથી.

પાંડવમાતા કુંતીએ ભગવાનની પ્રાર્થના કરી માગી લીધું હતું आपदः सन्तु नः शश्वत् । કુન્તી માતાએ આપત્તિઓ માગી હતી, અપયશ નહીં. અને એ આપત્તિઓ પણ હંમેશ અવારનવાર આવ્યા જ કરે એમ એની માગણી હશે. આપત્તિઓ અખંડ ચાલ્યા જ કરે એમ એણે માગ્યું હશે એમ માન્યામાં નથી આવતું.

ત્યારે શું માણસને લગાતાર યશ મળ્યા જ કરે એ ઇષ્ટ છે?

બાહ્ય પરિણામોને જ વરેલો માણસ કહેશે, 'હાસ્તો. લગાતાર યશ મળે એવું માનવીના ભાગ્યમાં ભલે ન લખાયું હોય પણ એવી એની ઇચ્છા હોય છે ખરી, અને હોવી પણ જોઈએ.'

બાહ્ય પરિણામોની જ જેને પડી છે એ તો હંમેશાં યશ જ ઇચ્છે. અને અપયશ મળે તો એ બહાદુરીપૂર્વક સહન કરે; અપયશથી અભિભૂત ન થાય. હારે નહીં.

પણ જેમ સુખ અને દુ:ખ, જીવન અને મરણ માનવતાના વિકાસને અર્થે, જીવનસમૃદ્ધિ માટે સરખાં જ આવશ્યક છે, તે જ પ્રમાણે યશ અને અપયશ પણ આવશ્યક છે. જેમાં દુ:ખ, મરણ અને અપયશ નથી એવું જીવન સંપૂર્ણ ન જ હોઈ શકે; એ અલૂણું જ કહેવાય. જેને દુ:ખનો સાક્ષાત્કાર થયો નથી, મરણનો ભેટો થયો નથી અને અપયશનું વલોણું જેણે અનુભવ્યું નથી તેનું જીવન સંપૂર્ણ નથી, તેના ઉપર ઈશ્વરની કૃપા પૂરેપૂરી અવતરી નથી.

પ્રાકૃત માણસ માને છે કે સફળતા એ ઈશ્વરની કૃપા છે, અસફળતા એ

ઈશ્વરની અવકૃપા છે. પણ 'એવું શા માટે હોય' એવો ખ્યાલ એને આવતો જ નથી, એવી શંકા એને ઊઠતી જ નથી. ભગવાનની સાચી કૃપા જેના પર થઈ છે તેને એ તાવે છે અને જેને પોતાનાથી દૂર રાખવા જેવા ગણે છે તેમને કોક કોક વાર સફળતાની–યશની–મોહિનીમાં ડુબાડી દે છે.

માણસને જો અખંડ અપજશ જ મળ્યા કરે તો માણસ ચીમળાઈ જાય, એનું નૈતિક જીવન હણાઈ જાય, એ આત્માનો ઇનકાર કરી બેસે અને અંતે નાસ્તિક થઈ વિનાશને વહોરી લે.

એથી ઊલટું જો માણસને હરહંમેશ સફળતા જ પ્રાપ્ત થાય, એના પાસા નિરપવાદ રીતે સવળા જ પડવા માંડે તો એને જીવનનું સાચું દર્શન જ નહીં થાય. એનું માથું જ ફરી જાય. એનું જીવનદર્શન સાવ છીછરું બને અને માલ વગરના વહાણની પેઠે ભટકયા કરે. ગણિતમાં હમેશાં સહેલા જ દાખલાઓ મળે, વૈદને હંમેશ સહેલા અને સાદા રોગવાળા જ દરદીઓ મળે, યુદ્ધમાં હંમેશ પોચા જ પ્રતિસ્પર્ધી મળે તો જેમ એવું જીવન કાચુંપોચું અને નિઃસત્ત્વ થવાનું તેવી જ રીતે સોંઘી કે મોંઘી સફળતા જ હંમેશ મળ્યા કરે તો જીવન અસફળ અને અંતે નીરસ થવાનું. શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સદ્‌ગુણો સંપૂર્ણ પ્રયત્ન કર્યા છતાં અસફળતા મળવાથી જ ખીલેલા છે. માણસને કેવળ સફળતા જ મળે તો એનું જીવન વ્યર્થ થવાનું. કેવળ અસફળતા જ મળ્યા કરે તો એનું જીવન ચીમળાઈ જવાનું. બન્નેની જરૂર છે. ઉનાળો, શિયાળો, વર્ષાકાળ અને દુકાળ એ બધાંની જેમ જરૂર છે તેમ સુખ અને દુઃખ, સ્મૃતિ અને વિસ્મૃતિ, જીવન અને મરણ, સફળતા અને વિફળતા બધાં જ આવશ્યક છે, બધાં જ રસપૂર્ણ છે. એ બધાં મળીને જ જીવન જીવવા લાયક બને છે. સફળતા અને વિફળતા બંને ઈશ્વર તરફથી જ મળેલી બક્ષિસો હોય છે. એટલું જે જાણે અને સ્વીકારે તે જ શ્રદ્ધાધન જીવનવીર.

૨–૯–'૩૯

# ૧૧. ગીતાનું સમાજશાસ્ત્ર

આપણે ત્યાં આપણું સામાજિક નિયમન ધર્મસૂત્રો અને મનુયાજ્ઞવલ્કય આદિ સ્મૃતિઓ મારફતે થતું હતું. એ સૂત્રોમાં અને એ સ્મૃતિઓમાં ઝીણામાં ઝીણી વિગતો આપેલી હોવાથી આપણી સંસ્કૃતિ ચોક્કસ, વ્યાપક અને બળવાન થઈ, પણ એમાં વિકાસનાં તત્ત્વો ઓછાં થયાં. આપણી ફિલસૂફી પ્રમાણમાં સ્વતંત્ર રહેવાથી એણે જેટલી પ્રગતિ કરી તેટલી પ્રગતિ સમાજશાસ્ત્રે ન કરી, અને ફિલસૂફીની અસર પણ સ્મૃતિઓ ઉપર જેટલી પડવી જોઈતી હતી તેટલી ન પડી.

દરેક ફિલસૂફી સાથે એનું પોતાનું ધર્મશાસ્ત્ર અથવા સમાજશાસ્ત્ર હોવું જોઈએ. આપણા સમાજશાસ્ત્રમાં સમાજની વ્યવસ્થા કેવી રીતે કરવી, એ મુદ્દે

કર્યાં તત્ત્વો પર રચાવી જોઈએ, સમાજનો આદર્શ કયો, સામાજિક યાત્રાના અંતિમ મુકામ કયો, અને સમાજની સર્વશ્રેષ્ઠ કલ્પના પ્રમાણે આદર્શ પુરુષ કેવા હોવો જોઈએ, એ બધાંનું વર્ણન અને વિવેચન આવવું જોઈએ. વાલ્મીકિએ રામાયણની શરૂઆતમાં જ આદર્શ રાજાના ગુણ વર્ણવ્યા છે. ભગવદ્ગીતાએ આદર્શ પુરુષનાં લક્ષણોનો ચિતાર જુદાં જુદાં નામ તળે, જુદે જુદે ઠેકાણે આપી દીધો છે. સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત, ભક્ત, પંડિત, બુધ, સંન્યાસી, યોગી અને જ્ઞાની એ બધાનાં ચિત્રો એક જ આદર્શ પુરુષને સૂચવે છે. અને અંતે જાણે એ બધા ઉપર મહોર લગાવવા માટે ભગવાને ઉત્તમ પુરુષ તરીકે પોતાનું સ્વરૂપવર્ણન અને દિવ્ય-જન્મકર્મ પણ આપેલું છે.

એ બધાં લક્ષણ એકત્ર કરી ગીતાના આદર્શ પુરુષ અથવા પુરુષોત્તમનું એક સર્વસામાન્ય ભવ્ય ચિત્ર આલેખી શકાય, અને એ પુરુષ કેવા સમાજમાં શોભે અથવા એ પુરુષની આસપાસ કઈ જાતનો સમાજ બંધાઈ જાય એની કલ્પના પણ કરી શકાય.

ગીતાએ ચાતુર્વર્ણ્યની સ્થૂલ કલ્પના આપી વર્ણ પરત્વે જીવિકાનો ક્રમ અને સેવાની વિશેષતા બાંધી આપી છે. ગીતાના સમાજશાસ્ત્રનો એ પાયો છે.

સમાજમાં જ્ઞાન અને કર્મ એ બે નિષ્ઠા સતત ચાલતી આવી છે એમ કહી એમાં ગીતાએ પોતાનો પક્ષપાત કર્મ તરફ બતાવ્યો એટલે જ એનું સમાજશાસ્ત્ર શક્ય થયું.

સૃષ્ટિમાં તેમ જ મનુષ્યજીવનમાં સર્વત્ર ત્રિગુણનો વિસ્તાર વિસ્તરેલો છે એમ બતાવી મનુષ્યસમાજનો વિકાસક્રમ ગીતાએ આપણને આપ્યો છે. આવી રીતે સાંખ્ય અને યોગની નિષ્ઠા, ત્રિગુણનો વિસ્તાર, યોગની કુનેહ અને વર્ણાશ્રમની વ્યવસ્થા એ ગીતાના સમાજશાસ્ત્રમાં પ્રધાનરૂપે રહેલાં છે. આને આધારે સમાજે કઈ રીતે ચાલવું જોઈએ અને કઈ રીતે ન ચાલવું જોઈએ એ બતાવવા માટે ગીતાએ છેલ્લે છેલ્લે દૈવી સંપત્તિ અને આસુરી સંપત્તિનાં ભિન્ન ભિન્ન લક્ષણો વિગતવાર આપ્યાં છે. આમ ગીતાનું સમાજશાસ્ત્ર દૈવી અને આસુરી સંપતમાં પૂરેપૂરું આવી ગયું છે. અને એ સમાજશાસ્ત્રને છેલ્લો ઓપ આપ્યો છે **सर्वभूतहिते रत** એવી લોકસંગ્રહની પરમકારુણિક કલ્પનાએ.

તેથી આપણે દૈવી સંપત અને આસુરી સંપતના ચિતારો જરા ધ્યાનપૂર્વક તપાસીએ અને ગીતાનું સમાજશાસ્ત્ર સમજી લઈએ.

ગીતામાં જેને ભૂતસર્ગ અથવા સંપત નામ આપ્યું છે એને જ આપણે આજકાલની ભાષામાં સંસ્કૃતિ અથવા 'સિવિલિઝેશન'ને નામે ઓળખીએ છીએ. દુનિયામાં ગ્રીક સંસ્કૃતિ, મિસર દેશની સંસ્કૃતિ, ચીન દેશની સંસ્કૃતિ, રોમન લોકોની સંસ્કૃતિ, આર્ય સંસ્કૃતિ વગેરે પ્રકાર આપણે ઓળખીએ છીએ. ગીતાએ એ બધાંનો નિષ્કર્ષ કાઢી દૈવી સંપત્તિ અને આસુરી સંપત્તિ એવા બે ભેદ પાડ્યા

છે અને એના લક્ષણો આપણને આપી દીધાં છે. એમાંની દૈવી સંપત્તિ મનુષ્ય-જાતિને વિકાસ તરફ લઈ જાય છે, બધી સંકુચિતતામાંથી એને મુક્ત કરે છે, અને માણસને જ્યાંત્યાં ભેદમાં અભેદ, અનેકમાં ઐક્ય અને સર્વત્ર આત્મૌપમ્ય જોતાં શીખવે છે. અને તેથી એ સંસ્કૃતિમાં ઊછરેલો માણસ અચૂક સર્વભૂતહિતે રત થઈ જાય છે.

૯–૧૨–'૩૧

## ૧૨. સમાજજીવનનો પાયો

માણસ પોતાના વ્યક્તિગત સ્વાર્થનાં, અંગત કામનાનાં કામો પાછળ પોતાનું જીવન વેડફી ન નાખે એ સારું છે, પણ જે સમાજમાં એ રહે છે તે સમાજના હિતનાં કામો તો એણે ન જ છોડવાં જોઈએ. એ મતલબની શિખામણ ગીતામાં શરૂથી આખર સુધી છે. આજકાલ જ્યારે આપણે સમાજનું નામ લઈએ છીએ ત્યારે પોતાના ધંધાના લોકો, પોતાની ન્યાતના લોકો અથવા પોતાના દેશના લોકો જ ધ્યાનમાં આવે છે. બહુ વ્યાપક દૃષ્ટિએ વિચાર કરવાનો હોય છે ત્યારે આખી માનવજાતિનો જ એક સમાજ કલ્પાય છે. ગીતાનો ભૂત-સર્ગ અથવા સમાજ એવો સંકુચિત નથી. એમાં (૧) કીટપતંગાદિ સૂક્ષ્મ જંતુઓ, (૨) પશુપક્ષી આદિ આપણાં ભોળાં ભાંડુઓ, (૩) ભૂતપ્રેતાદિ દુર્દૈવી યોનિઓ, (૪) બુદ્ધિપુર:સર કર્મ કરવાના અધિકારી એવા મનુષ્યો, (૫) આપણી કૃતજ્ઞતાના અધિકારી આપણા પિતરો, અને (૬) આપણા સનાતન સહકારી દેવો એ બધાંનો અંતર્ભાવ થાય છે. અને એ બધાંમાં વ્યાપી રહેલો, બધાંને જાણનારો ને દોરનારો, (૭) પરમ અધ્યક્ષ ઈશ્વર એ સમાજની ટોચે છે. આવા વિરાટ સમાજના એક અલ્પ પણ અવિભાજ્ય અંગ તરીકે આપણે માણસો છીએ. આપણે એ વ્યાપક સમાજ પ્રત્યેનું કર્તવ્ય ન જ છોડી શકીએ.

એ સામાજિક જીવનની આપણી ફરજ સ્વીકારી તે અદા કરવા માટે કેવા સદ્‌ગુણો આપણે કેળવવા જોઈએ એ દૈવી સંપત્તિનું વર્ણન કરતાં ભગવાને બતાવ્યું છે. એમાં માનવજાતિના સર્વોચ્ચ આદર્શનું ચિત્ર આવી જાય છે. આ જાતની ગુણસંપત્તિ અથવા સંસ્કૃતિ કેળવીને જે સામાજિક કામો કરવાનાં હોય છે તેને ગીતા કર્તવ્ય અથવા 'કાર્ય કર્મ' કહે છે. ગીતાએ એના ત્રણ વિભાગ કર્યા છે: યજ્ઞ, દાન અને તપ. ગીતાની પરિભાષામાં આ ત્રણનો અર્થ શો થાય છે એ આપણે ખૂબ બારીકાઈથી તપાસવું જોઈએ. એને જ છાંદોગ્ય ઉપનિષદમાં ધર્મની મોટી શાખાઓ તરીકે વર્ણવ્યાં છે. ત્યાં તપને ઠેકાણે અધ્યયન મૂક્યું છે, પણ અધ્યયન એ તપ જ છે એમ સ્પષ્ટ કર્યું છે.

યજ્ઞ, દાન અને તપ એ આપણા સામાજિક ધર્મો હોઈ દરેકનો અર્થ આપણે તપાસવો જોઈએ.

૧

પ્રથમ આપણે દાનનો વિચાર કરીએ. યાચકો બારણે માગવા આવે એટલે એને આપણે રાજીખુશીથી અથવા ત્રાસીને જે કંઈ આપીએ છીએ તેને દાન કહીએ છીએ. ગીતાને એ અર્થ પસંદ નથી. દાન એ કંઈ મરજીની અથવા ઉદારતાની વાત નથી. એ કર્તવ્ય કર્મ છે. દાન ન આપીએ તો પોતાની મહેનતનું ફળ ભોગવવાનો અધિકાર પણ ધર્મ આપણને નથી આપતો.

જે કંઈ મેળવો તે બધા સાથે ભાગ પડાવીને, વહેંચીને ભોગવો એ ધર્મની ખાસ આજ્ઞા છે. **संविभागश्च सर्वशः** એ ધાર્મિક જીવનનું અગત્યનું લક્ષણ છે. નાનોમોટો જે કંઈ પુરુષાર્થ આપણે કરીએ છીએ તેમાં આખી સૃષ્ટિનો સહયોગ છે. બધાના પુરુષાર્થ વગર કશું ફળ પેદા થાય જ નહીં. મહેનતમાં જો શ્રમવિભાગ છે તો ફળમાં પણ સંવિભાગ હોવો જ જોઈએ, એ સામાજિક ન્યાય દુનિયામાં ભલે અમલમાં ન આવતો હોય છતાં એ સ્વીકારાયેલો તો છે જ. આ છેલ્લાં પચાસ વરસમાં આખી દુનિયા અને ખાસ કરીને પશ્ચિમની દુનિયા જો વિશેષ મથતી હોય તો તે સંવિભાગનું કંઈક ધર્મશાસ્ત્ર પેદા કરવા માટે, સંપત્તિની વહેંચણી ન્યાયસર કરવા માટે, એમાંથી જ ભિન્ન ભિન્ન યોજનાવાળો, અનેક રૂપે પ્રગટ થયેલો સમાજસત્તાવાદ જાગ્યો છે.

એટલાથી જ્યારે સંતોષ ન થયો ત્યારે મહેનત કરનારા અને મહેનત ન કરનારા – સમાજસેવક અને સમાજદ્રોહી એવા ભેદોની કલ્પના કરી અંતે સામ્યવાદ સુધી લોકો પહોંચ્યા. અને એ કલ્પના અમલમાં મૂકવા માટે રશિયા જેવા મહાન રાષ્ટ્રે એક જબરદસ્ત પ્રયોગ આરંભ્યો છે.

એ બધા પ્રયોગોને દુનિયામાં સ્થાન છે. સમાજની રચના અમુક રીતે જ થાઓ અને અમુક રીતે ન થાઓ, એવું ફરમાન કોણ કાઢી શકે? પ્રજાને જે રુચ્યું તેનો અખતરો પ્રજા કરવાની જ. પણ અનુભવ એવો થતો જાય છે કે દરેક વ્યવસ્થામાં, દરેક નિયંત્રણમાં કંઈ ને કંઈ ખામી રહી જ જાય છે. એક ખામી ટાળવા જઈએ છીએ ત્યાં બીજી ખામી ઊભી થાય છે. જૂની ખામીથી અકળાયેલો લોકસમાજ એ ખામીઓ ટાળવા માટે નવી ખામીઓ રાજીખુશીથી વહોરી લે છે. નવી ખામીઓ ગમે તેવી ભૂંડી હોય, પણ એનો અનુભવ નથી એટલું તો એની તરફેણમાં જરૂર કહી શકાય.

ગમે તે વ્યવસ્થામાં જે ખામીઓ રહી જાય છે તે દૂર કરવા માટે વ્યવસ્થાથી પર એવો, મનુષ્યની બુદ્ધિ અને મનુષ્યની લાગણીથી અમલમાં આવતો, દરેક વ્યક્તિએ સ્વેચ્છાએ અખત્યાર કરવાનો ઇલાજ તે દાન છે. વ્યવસ્થા તો નિયમબદ્ધ હોઈ ઘણી વાર આંધળી હોય. એને અપવાદોનું પૂરતું ભાન નથી હોતું.

વ્યવસ્થા અને કાયદાને વશ રહેતાં અમુક અન્યાયો રહી જ જવાના એમ મનુષ્ય-હૃદય ઓળખે છે. માટે એ હૃદયને જ કેળવી એને જ એ જવાબદારી સોંપવામાં આવે છે કે સામાજિક હિતનો વિચાર કરી, બધાંના સુખનો, ઉત્કર્ષનો આદર્શ મનમાં રાખી જે કંઈ કરવું ઘટે, પોતાના હકમાંથી કાઢી આપવું ઘટે, તે સ્વેચ્છાએ, સ્વતંત્ર બુદ્ધિથી અમલમાં મૂકવું એ છે દાનધર્મ. સમાજનું સમાધાન, સંતોષ અને પ્રસન્નતા એના ઉપર જ નિર્ભર છે. એ દાન પ્રેમધર્મમાંથી નીતરે છે. કૌટુંબિક ભાવનામાંથી એનો ઉદ્ભવ છે. એની પાછળ ન્યાયના ખ્યાલ કરતાં સર્વોદયનો ખ્યાલ વધારે છે. એટલા માટે જ ગીતાએ ખાસ કહ્યું છે કે તિરસ્કાર કરીને એ ન અપાય; પોતાનો લાભ જોઈને ન આપાય; દાનમાં સાટું ન કરાય; પણ સામાજિક હિત ધ્યાનમાં લઈ દેશ-કાલ-પાત્ર તપાસી, પ્રત્યુપકારની આશા રાખ્યા વગર, જ્યાં પ્રત્યુપકારનો સંભવ પણ ન હોય એવે ઠેકાણે, કેવળ ધર્મબુદ્ધિથી, કર્તવ્ય-બુદ્ધિથી દાન આપવું જોઈએ.

આજકાલના જમાનામાં દરેક ક્રિયા પાછળ સામે લાભ જોયા વગર લોકોને સંતોષ થતો નથી. ધર્મના કામમાં પણ સાટું કરવાની વૃત્તિ હોય છે. હરિજનોને આટલું આપીએ તો એના બદલામાં આપણને શું મળશે એ સવાલ ચર્ચાયા વગર કોઈ પણ સૂચના વ્યવહારુ ગણાતી નથી. કેવળ ધર્મનું પાલન એ તો સાધુપુરુષોનો વિનોદ ગણાય છે, તેમનો વૈભવ ગણાય છે. આ રીતે સામાજિક જીવનનો સર્વોચ્ચ સદ્ગુણ જ માર્યો જાય છે. દાન વગર સમાજ નભી જ ન શકે. એ દાન પણ ઉપર બતાવેલી શુદ્ધ સામાજિક દાનવૃત્તિથી જ થવું જોઈએ.

૨૨–૧૦–'૩૩

૨

યજ્ઞ, દાન અને તપ એ ત્રણ મહાન સામાજિક કર્તવ્યમાંથી દાનનો આપણે વિચાર કર્યો. ગમે તેટલો પ્રયત્ન કરીએ તોયે સમાજમાં સંપત્તિની અમુક અસમાનતા રહી જ જવાની, અને એ અસમાનતા નિયમથી કે વ્યવસાયથી દૂર કરવી પણ મુશ્કેલ છે, અને સાંખી લેવી પણ ન પોસાય. એવી અસમાનતા દૂર કરવા માટે ધનવાન વ્યક્તિએ જાતે જ સ્વેચ્છાએ પ્રયત્ન કરવો જોઈએ. જેની પાસે છે એણે, જેની પાસે નથી એવાને સ્વેચ્છાએ આપવું જોઈએ, અને એ રીતે અન્યાય અને ભેદ બને તેટલા મટાડવા જોઈએ, આનું નામ તે દાન એ આપણે જોયું. હવે તપનો વિચાર કરીએ.

વ્યક્તિની તેમ જ સમાજની દરેક જાતની શક્તિ પેદા કરવા કે વધારવા માટે જે કંઈ શારીરિક અને બીજાં કષ્ટ વેઠીએ છીએ તે તપ છે. તપ સર્જનાત્મક છે. પરમાત્માના તપમાંથી જ આ સૃષ્ટિનો પ્રસવ છે. સમાજમાં જે કંઈ નવાં તત્ત્વો દાખલ થયાં, વિચારનું મંથન થયું, શક્તિનું ચયન થયુ તે બધું તપનું જ ફળ છે. જે કંઈ અઘરું હોય, અશક્ય જેવું લાગતું હોય તે તપથી જરૂર પ્રાપ્ત

થવાનું. તપ આગળ કશી મુશ્કેલી ટકી શકતી નથી. જે કાંઈ મોટાં મોટાં પરાક્રમો થાય છે, શોધો કરાય છે, નવી નવી યોજનાઓ અમલમાં મુકાય છે, પુરુષાર્થો પ્રગટ થાય છે તે બધા તપના જ ભિન્ન ભિન્ન પ્રકારો છે. જ્ઞાનની વૃદ્ધિ થઈ તે તપથી જ. હિમાલયમાંથી બંગાળના ઉપસાગર સુધી ભગીરથે ગંગા આણી તે ત્રણ પેઢીના તપથી જ. દેવો તપ કરે છે, દાનવો તપ કરે છે, માણસો તપ કરે છે, અને રાક્ષસો પણ તપ કરે છે. તપ વગર સામર્થ્ય નથી. ચુપચાપ વરસો સુધી તડકામાં બેસવું એ પણ એક તપ છે, પણ એ અર્થ વગરનું હોઈ શકે છે. યુરોપના મોટા મોટા મુસાફરો આફ્રિકાનાં રણોમાં અને જંગલોમાં શોધખોળ કરવાને રખડી આવ્યા, એ પણ તપ છે. એમાંથી ભારે શક્તિ પેદા થઈ. એ શક્તિનો બેલ્જિયમ જેવા દેશોએ દુરુપયોગ કરી આફ્રિકામાં એવો તો કેર વર્તાવ્યો કે યુરોપની સ્વાર્થી પ્રજાની પણ ધર્મબુદ્ધિ ત્રાસી ઊઠી.

ગીતામાં કહ્યું છે તેમ તપ તામસી પણ હોય છે, રાજસી પણ હોય છે, અને સાત્ત્વિક પણ હોય છે. વગર કારણે આખો જન્મારો જમણો હાથ માથા પર રાખીને સૂકવી નાખવો, અને સૂર્યનારાયણને એ અર્પણ કર્યો છે એમ માનવું એ તામસી તપ છે. કૉંગોની ગરીબ પ્રજાને અમાનુષી રીતે રંજાડી દુનિયાને રબર પૂરું પાડવું એ ભયાનક રાજસી તપ છે. પ્રજાહિતનાં અનેક કામો દરેક જાતનું કષ્ટ વેઠીને પાર પાડવાં એ ઉત્તમ અને સાત્ત્વિક તપ છે.

સમાજમાં પ્રચલિત કોઈ ભ્રામક કલ્પનાને વશ થઈ, વહેમોના દાસ થઈ નકામી અગવડો વેઠ્યા જ કરવી એ તામસી તપ છે. આવા તપને ધર્મનું વિધાન સમજી વળગી રહેવું, અને કોઈ ધર્મપરાયણ ધર્મજ્ઞ વ્યક્તિ તે છોડી દેવાનું સૂચવે ત્યારે ધર્મની મર્યાદા તૂટી જવાની બીક રાખવી એ તામસી જડતા છે. આવા જકકીપણાને ગીતાએ 'મૂઢગ્રાહ' કહ્યો છે. આવા તામસી તપમાં પોતાની પાર વિનાની હેરાનગત થાય છે, અને બીજાઓનો ઘાણ નીકળી જાય છે.

સામાજિક અન્યાયો દૂર કરવા માટે ઝૂઝવું, સામાજિક અગવડો કેમ મટે એની ચિંતા રાખી નવી વ્યવસ્થા દાખલ કરવી, પ્રજાની શક્તિ વધે એ જાતની શોધખોળ કરવી, સમાજહિતાર્થે કારખાનાં ચલાવવાં, સંસ્થાઓ ખોલવી, એ બધું તપ જ છે. જે સમાજમાં તપ ન રહ્યું તે સમાજ ઉપર કોઈ બહારથી આક્રમણ ન કરે તોયે પોતાની જડતાથી જ તે ગતપ્રાણ થવાનો. વગર સમજ્યે લાચારીથી કષ્ટ વેઠવાં એ કંઈ તપ નથી. આવાં કષ્ટો તો આપણા દેશના લોકો પરાપૂર્વથી વેઠતા જ આવ્યા છે. એને ઠેકાણે જો સમજણપૂર્વક અને યોજનાપૂર્વક આપણે એવાં જ કષ્ટો ઉપજાઉ ઢબે વેઠતા થઈશું તો પ્રજાનું કલ્યાણ થશે, સામાજિક શક્તિ વધશે, અને એ કષ્ટો તપની પદવીએ પહોંચશે. જે દેશમાં લોકો ઉત્સાહી, ઉદ્યોગી અને ટેકીલા હોય છે તે જ દેશ તપસ્વી કહેવાય. તપ પાછળ દરેક જાતની સમૃદ્ધિ, દરેક જાતનું સામર્થ્ય અને એ બેને પરિણામે થતો વિકાસ એ બધું

આવવાનું જ. કોઈ પણ માણસથી કે સમાજથી તપ છોડાય જ નહીં. न त्याज्यं कार्यमेव तत् ।

૨૯–૧૦–'૩૩

૩

સામાજિક પુરુષાર્થ વધારવા માટે તપની જરૂર છે. સમાજની આદર્શ રચના કેવી હોવી જોઈએ એ નક્કી કરવા માટે અને સામાજિક જીવનનો અંતિમ આદર્શ પૂરેપૂરો સમજી લઈ ત્યાં સુધી પહોંચવા માટે કઈ કઈ શક્તિઓ મેળવવી જોઈએ, કેવા કેવા પહાડો ઓળંગવા જોઈએ, એ બધાનો વિચાર કરવો એ પણ તપ છે. અને તે પ્રમાણે કષ્ટ વેઠી આવડત કેળવી આગળ વધવું એ પણ તપ છે. દરેક વ્યક્તિનું જીવન સમાજહિતમાં જ વપરાય અને વ્યક્તિને પોતાનો આનંદ એમાં મળે એ રીતે વૃત્તિઓ કેળવાય એનું નામ તે તપ. એ તપનો વિચાર આપણે દાનના વિચાર સાથે કર્યો. ખરું જોતાં પ્રથમ તપ આવે છે. તપને પરિણામે જે સાધનસંપત્તિ ભેગી થાય છે તે અસમાન થઈ શાપરૂપ ન નીવડે એટલા માટે દાન દ્વારા એને સરખી કરવાપણું હોય છે. તપ એ શક્તિની ઉત્પત્તિ છે. દાન એ સંપત્તિની અસમાન વહેંચણી સુધારવા માટેનો ઉપાય છે.

પણ સંપત્તિ — સાધનસંપત્તિ — અંતે તો ઉપભોગ માટે છે. હવે એવા ઉપભોગથી સાધનો અને સામર્થ્યો બંનેનો હમેશ નાશ જ થાય છે. એ નુકસાન ભરી કાઢી સમાજની સ્થિતિ પહેલાંની પેઠે સમર્થ બનાવવી એ હેતુથી જે કંઈ પ્રવૃત્તિ આદરાય છે તે યજ્ઞ કહેવાય. તપમાં વ્યક્તિગત સ્વાર્થને અવકાશ રહે છે. તપ કોઈ કોઈ વાર સમાજદ્રોહી વૃત્તિથી પણ સેવાય છે. દાનમાં સ્વાર્થ, એકાંગીપણું, દંભ, પાખંડ એ બધું આવી શકે છે પરોપકાર મારફતે પોતાનો વ્યાપક સ્વાર્થ સાધવાનો ઉત્કૃષ્ટ પંથ તે યજ્ઞ છે. કુદરત પાસેથી કે સમાજ પાસેથી જેટલું મેળવ્યું અને ભોગવ્યું તેનું વળતર સમાજને અને સૃષ્ટિને પાછું આપવા માટે નિષ્કામ બુદ્ધિથી આવશ્યક એવાં કર્મો કરવાં એ યજ્ઞ છે. યજ્ઞ છે માટે જ સમાજ અને જગત ટકી રહ્યાં છે. યજ્ઞ એ સામાજિક ધર્મનો ઉત્કર્ષ છે. 'જીવન-ચક્ર'* એ લેખમાં યજ્ઞનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે એટલે અહીં એની પુનરુક્તિ કરવાની જરૂર નથી.

તપ, દાન અને યજ્ઞ; યજ્ઞ, દાન અને તપ એ મહાન સામાજિક કર્તવ્ય જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી મનુષ્યસંસ્કૃતિ આગળ વધે છે, ને સર્વત્ર સુખશાંતિ અને સમૃદ્ધિ ફેલાય છે. આ ત્રણે પ્રવૃત્તિઓ સર્વભૂતોના હિતની દૃષ્ટિએ કરવામાં આવે તો સમાજ સુખી થશે અને તેમ કરનાર વ્યક્તિનો ઉદ્ધાર થશે. આ ત્રણ કર્તવ્યો કોઈ પણ નિમિત્તે છોડાય જ નહીં, એમ ભગવાને સ્વમુખે ગીતામાં કહ્યું છે.

૨૪–૧૨–'૩૩

* એ લેખ માટે જુઓ ગ્રંથાવલિ ભાગ ૫, પૃ. ૧૦૦.

# ૧૩. ગીતામાં સામાજિક દષ્ટિ

ગીતાનો આખો સંદેશો સામાજિક છે કેમ કે જે કારણે ગીતાસંવાદ શરૂ થયો તે 'અર્જુનવિષાદ' પાછળ પ્રથમથી જ સમાજહિતની દૃષ્ટિ છે.

*

પ્રથમ ગીતામાહાત્મ્ય તપાસીશું. ખરુ જોતાં ગીતામાહાત્મ્ય ગીતા સાથે પૂરેપૂરું ભળતું નથી. એ તો કોઈ અદ્વૈતવાદીએ કરેલાં ગીતાનાં ભક્તિપૂર્વ વખાણ છે; છતાં એમાં પણ સામાજિક તત્ત્વો છે જ.

*

अद्वैतामृतवर्षिणी । અદ્વૈત શબ્દ અસામાજિક છે એમ ગણાય. પણ વસ્તુતઃ તેમ નથી. જ્યાં દ્વૈતનું સ્પષ્ટ ભાન છે ત્યાં પ્રેમ અથવા અભેદના અદ્‌ભુત કીમિયા દ્વારા કેવળ ઐક્ય અથવા અદ્વૈત જોવું, સિદ્ધ કરવું અથવા અનુભવવું, એનું જ નામ અદ્વૈતના અમૃતનો વર્ષાવ કરનારી ગીતા છે એમ પ્રથમથી કહી દીધું છે. અદ્વૈત એટલે સર્વાત્મૈક્ય.

*

મહાભારત એ ભારતીય સમાજશાસ્ત્રનો, સામાજિક સાહિત્યનો પ્રચંડ ગ્રંથ છે. એમાં ગીતા એ જ્ઞાનપ્રદીપ છે. એટલે જ ગીતા સામાજિક જીવનનું રહસ્ય પ્રગટાવનાર દીવો છે એ વિશે શંકા ન હોઈ શકે. भारत–तैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ।

*

भवद्वेषिणी । ભવ એટલે સંસાર, એનો દ્વેષ કરનારી ગીતા અસામાજિક જ હોઈ શકે એમ કેટલાક કહી શકે. પણ ખરું જોતાં ભવ શબ્દ સૃષ્ટિવાચક છે જ નહીં. ભવ એટલે સાંસારિક દૃષ્ટિ. ભવ શબ્દ subjective છે. એ સંકુચિત સાંસારિક દૃષ્ટિને કારણે જ બધાં સામાજિક દુઃખો ઉત્પન્ન થાય છે. સમાજને ભવદૃષ્ટિએ દોરનાર અને આધ્યાત્મિક દૃષ્ટિએ દોરનાર એમ બે માર્ગ છે. ગીતાના સમાજશાસ્ત્રમાં આપણે એ બે પ્રધાન માર્ગનો જ ઊહાપોહ જોઈશું.

*

નારાયણ શબ્દ પણ ઈશ્વરનું સામાજિક સ્વરૂપ છે. નર એટલે મનુષ્ય. નાર એટલે માનવ્ય – મનુષ્ય કોટિ – એને જ પોતાનું સ્થાન કરીને રહેનાર, માનવ્યને આધારે પ્રગટ થનાર પરમાત્મા, સમાજાત્મા, તે નારાયણ.

*

'ભગવાન' નામ પણ psychological કરતાં sociological વધારે છે:

ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः ।
ज्ञान–वैराग्ययोश्चैव षण्णां भग इतीरणा ॥

બધાં ઉપનિષદોની દૃષ્ટિ સામાજિક છે જ એવું નથી. પણ જનસમાજને અર્થે ઉપનિષદોનું દોહન કરી સમાજહિતનું દૂધ ભેગું કરવાની કળા શ્રીકૃષ્ણની છે. માટે જ એને સમાજ-ગુરુ અથવા જગદ્-ગુરુ તરીકે ઓળખાવ્યા છે. कृष्णं वन्दे जगद्गुरुम् ।

*

ભારતલોકજને 'કલિમલપ્રધ્વંસિ' કહ્યું છે. 'કલિ' એટલે યુદ્ધ, ઝઘડો, મત્સર, અસૂયા આદિ અસામાજિક વૃત્તિઓ. આ વૃત્તિઓનું તાંડવ મહાભારતમાં જેવું વર્ણવ્યું છે તેવું બીજે ક્યાંયે નહીં હોય. આ અસામાજિક વૃત્તિઓની ભીષણતા બતાવી, 'સંકે' એટલે જનસમાજમાં સજ્જનોને બોધ આપવાનું કામ મહાભારતે અને એમાં આવેલી ગીતાએ હંમેશ કર્યું છે.

*

માધવની કૃપા મૂક માણસને પણ વક્તા બનાવે છે, પંગુને દુર્ગયાત્રી બનાવે છે, એ કૃપા સમાજમાં સામર્થ્ય રેડે છે.

*

विष्णुर्वा त्रिपुरान्तको આ શ્લોકમાં અથવા यं शैवा समुपासते એ શ્લોકમાં एकं सद्विप्रा बहुधा वदन्तिનો બોધ જેટલો સ્પષ્ટ છે તેટલો સ્પષ્ટ यं ब्रह्मा वरुणेन्द्रમાં નહીં હોય, પણ છે તો ખરો જ. અને એ બોધ અસ્પષ્ટ રાખવાથી શ્લોકનું માધુર્ય વધ્યું છે. અને આ બધા પંથો સુર માર્ગે કે અસુર માર્ગે જાય તોયે તે પરમ મહાદેવની વિભૂતિને સંપૂર્ણપણે તો ન જ ઓળખે એમ કહી એ માધુર્યમાં અનંતતાની સુવાસ ઉમેરી છે. અનેક લોકો એક ઈશ્વરને અનેક રીતે ઓળખે છે એટલું જ્યારે મનુષ્ય કોટી અનુભવશે ત્યારે વિગ્રહમાત્રનો નાશ થશે અને સામાજિક વિશ્વશાંતિ સ્થપાશે.

'હિંદુ વ્યૂ ઑફ લાઈફ'માંનું ધર્મવિગ્રહવાળું પ્રકરણ અહીં ધ્યાનમાં લેવું જોઈએ.

*

હવે ગીતામાં પ્રવેશ કરીશું. અર્જુન શરૂઆત કરે છે: न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ! (૧.૩૧). અર્જુનની તમામ ચિંતા સામાજિક શ્રેયની છે. ગીતામાં નિઃશ્રેયસનો ઉપદેશ છે. પણ તે ઉત્તમોત્તમ શ્રેયઃસાધક તરીકે જ બતાવેલો છે. જે નિતાન્ત શ્રેયસ્ છે તે જ નિશ્ચયપૂર્વક સમાજશ્રેયને ઘડનારું છે. રાજ્ય-ભોગ અથવા જીવિત, અથવા 'ધી વિલ ટુ લિવ', 'ધી વિલ ટુ ઍન્જોય' અને 'ધી વિલ ટુ વિન (કૉંકર)' એ સ્વાર્થી છે, સંકુચિત છે, અસામાજિક છે. અર્જુનના મનમાં એ અસામાજિક વૃત્તિઓ છે જ નહીં. અર્જુન તો રાજ્ય, ભોગ અને સુખ સ્વજનોને અર્થે જ કાંક્ષે છે. સ્વજન અને ગુરુજન પ્રત્યેનો પ્રેમભાવ, કૃતજ્ઞતાભાવ એને અસ્વસ્થ કરી મૂકે છે. એનું હૃદય સ્વજનોમાં પરોવાયેલું છે. માટે એને કુલક્ષય, મિત્રદ્રોહ, આતતાયીપણું, સંકર ઇત્યાદિ વસ્તુની ભારે બીક છે.

અર્જુનની વૃત્તિ ફેંકી દેવા જેવી જરાયે નથી. અર્જુન જેવો ક્ષત્રિય-વીર યુદ્ધથી થતા દોષો સ્પષ્ટ રીતે જોઈ શકે એ વસ્તુ જ મનુષ્યજાતિનું ભાગ્ય સૂચવે છે.

*

સમ્રાટ અશોકે યુદ્ધમાંથી પ્રસવતો સર્વનાશ જોયો અને એણે બૌદ્ધ ધર્મ દ્વારા શાંતિ મેળવી. યુદ્ધથી થતો નાશ નજર આગળ પ્રત્યક્ષ કરી અર્જુન વિષાદ પામ્યો. એને શાંતિદાયક ગીતાધર્મ મળ્યો. બૌદ્ધ ધર્મ કરતાં ગીતાધર્મમાં જો કંઈ ખાસ વિશેષતા હોય તો તે ગીતાની વ્યાપક સામાજિક દૃષ્ટિ છે. જાતિધર્મ, કુલ-ધર્મ ઇત્યાદિ શાશ્વત ધર્મ જેને આધારે ટકે છે તે લગ્નવ્યવસ્થા યુદ્ધોને લીધે જોખમમાં આવે છે માટે 'હું ન લડું' એવી અર્જુનની દલીલ છે. સામાજિક નીતિનો અધ:પાત એ જ નરક. એ નરકની બીક અર્જુન આગળ પ્રત્યક્ષ છે.

આવી સમાજહિતૈષી નજરવાળા અર્જુનને ભગવાને એમ બતાવવું રહ્યું કે પોતે જે કર્તવ્યમાર્ગ સૂચવે છે તે सर्वभूतहिते रता: એવા લોકસંગ્રહકારી સમાજ-પુરુષોનો, સજ્જનોનો જ માર્ગ છે.

*

દૈવી સંપત્ સર્વકલ્યાણકારી હોય છે, સર્વોદયકારી હોય છે. આસુરી સંપત્ એ એકાંગી, સ્વાર્થી અને ક્ષણિક ઉત્કર્ષકારી હોય છે. રાક્ષસી સંપત્ આંધળી, વિનાશ-કારી અને મનસ્વી હોય છે. જ્યારે આ ત્રણેમાંથી એકે સંપત્માં બેસી ન શકે એવો મનુષ્યદ્રોહી સમાજ વિનાશક નરાધમ તે આતતાયી.

સ્વજનો મરી જશે તો મોટો ઘાત થશે, સમાજનો અંત આવશે એ જાતની બીક મનમાં રાખી અર્જુનનું હૃદય સ્વજનકૃપાળુ બન્યું એમ જોઈ ભગવાન એને સમજાવે છે. 'મરણ એ કંઈ વિનાશક વસ્તુ નથી; મરણમાં સમાજનું અકલ્યાણ છે જ નહીં; મરણ એ એક સનાતન અને આવશ્યક વસ્તુ છે; મરણથી સમાજને ઊલટી તાજગી જ પ્રાપ્ત થાય છે, મરણ ટાળવાથી લોકસંગ્રહ નથી થતો પણ અસામાજિક હીન વૃત્તિઓ ટાળવાથી સમાજ બચી જાય છે, લોકકલ્યાણ થાય છે.'

મરણની બીક એ કેવળ હૃદયદૌર્બલ્યમાંથી ઉત્પન્ન થાય છે. એમાં સૂક્ષ્મ રીતે ક્લૈબ્ય જ રહેલું છે, એમ કહી ભગવાને પ્રથમ પ્રહાર કર્યો. એની સામે અર્જુને ગુરુજનો પ્રત્યેના પોતાના ધર્મની ઢાલ આગળ કરી અને યુદ્ધના મૂળમાં વિજય, રાજ્ય ઇત્યાદિ ક્ષુદ્ર વસ્તુઓ જ છે, એવો દોષ પણ રજૂ કર્યો અને ન લડવાનો પોતાનો નિશ્ચય વધારે દૃઢ કર્યો.

વાત આટલે સુધી પહોંચી ત્યારે ભગવાને મરણનો વિચાર કેવો નાસ્તિક છે, આત્માને ભૂલી જનાર છે, એ વધારે સ્પષ્ટ કરી આપ્યું. શસ્ત્રાસ્ત્રના પ્રહારથી આત્મા હણાતો નથી, પણ ભોગૈશ્વર્યની લાલસાથી — આસક્તિથી — કામકામિત્વથી આત્મા હણાય છે અને સમાજ પડે છે. ભગવાને પ્રારંભમાં જ અર્જુનને એ સમજાવી દીધું છે.

ગીતાએ ઇંદ્રિયારામ અને અંતરારામ એવી બે વૃત્તિઓ વચ્ચેનો ભેદ બતાવીને પોતાનું સમાજશાસ્ત્ર અંતરારામ એવા માણસોના આદર્શ ઉપર રચ્યું છે. ભગવાન પોતે સર્વભૂતાનાં સુહૃદ્ છે, એને સર્વસ્વ અર્પણ કરી પોતાની વાસનાઓ કબજે કરી સર્વભૂતહિતે રત એવા જે લોકો હોય તે જ ગીતાની દૃષ્ટિએ સમાજનાયક છે. તેમને આધારે જ સમાજ ટકવાનો છે, વધવાનો છે.

*

આત્મા અવિનાશી છે, શુદ્ધ છે, નિત્ય છે, એ વસ્તુ જે ઉત્સાહથી ગીતાજીની શરૂઆતમાં કહેલી છે તે ઉત્સાહ બીજા કોઈ પણ વેદાંત ગ્રંથમાં આટલી સ્વાભાવિકતાથી પ્રગટ થતો નથી. આત્મા અવિનાશી છે, જ્યારે દેહ અથવા બાહ્ય જગત નશ્વર છે. આ પરસ્પર વિભિન્નતા ધ્યાનમાં લીધા પછી જ, એ બેનો કકડો સંસાર જે જગત અથવા સમાજ, એનો વિચાર કરી શકાય. આજના વૈજ્ઞાનિકો અને વિચારકો પદાર્થવિજ્ઞાનને આધારે રસાયણ રચે છે, રસાયણને આધારે વનસ્પતિશાસ્ત્ર રચે છે, એને આધારે પ્રાણીશાસ્ત્ર; એની પ્રેરણાથી શરીરશાસ્ત્ર, તથા એને આધારે માનસશાસ્ત્ર તથા સમાજશાસ્ત્ર રચે છે. બીજી બાજુ માણસની ભોગવિલાસ-ની અને સંગ્રહ વધારવાની અસામાજિક વૃત્તિઓ એ જ કુદરતી વૃત્તિઓ છે એમ માની લઈ તેને આધારે કાયદા અથવા વ્યવહારશાસ્ત્ર રચી એમાંથી જ આચારશાસ્ત્ર એટલે કે ધર્મશાસ્ત્ર ઉપજાવી કાઢે છે. અને પછી આગળ વધાતું નથી એમ જોઈ આધ્યાત્મિક શાસ્ત્રનો ઇન્કાર કરે છે. સહેલાથી અઘરું, જ્ઞાતથી અજ્ઞાત, એ વિકાસનો સ્વાભાવિક ક્રમ જોઈ ઉપર વર્ણવેલો વિકાસક્રમ શાસ્ત્રશુદ્ધ છે, એમ પણ તેઓ સિદ્ધ કરવા માગે છે.

પશુજીવન વધારે નૈસર્ગિક છે માટે પશુવૃત્તિઓને અભ્યાસીને એના સિદ્ધાંતો જ મનુષ્યજીવનને લાગુ કરવા એ શાસ્ત્રોક્ત માર્ગ છે એમ કહેનારા પણ કેટલાક નીકળ્યા છે. પશુઓમાં પણ કેટલાંક ઓછાં સામાજિક હોય છે, ઊધઈ, મધમાખ આદિ કેટલાંક તુચ્છ ગણાતાં જંતુઓ સામાજિક વૃત્તિનો વિશેષ ઉત્કર્ષ બતાવે છે, એવો ભેદ જોઈ સામાજિક વૃત્તિવાળાં પ્રાણીઓના જીવનનિયમ ઉપરથી મનુજ-જીવનશાસ્ત્ર રચવાનો પ્રયત્ન હમણાં હમણાં થયો છે. અને તેથી સમાજશાસ્ત્રમાં ઘણી પ્રગતિ પણ થઈ છે. પણ મૂળ દોષ ગણીએ તો એમાં પણ એ છે જ.

ખરું જોતાં જ્યાં જીવન વધારેમાં વધારે વિકસિત હોય અને જે આપણે વધારેમાં વધારે જાણી શકતા હોઈએ, એનો સ્વતંત્ર અભ્યાસ કરી તેને આધારે અર્ધવિકસિત અથવા અર્ધવ્યક્ત, એવા જીવનની ખૂબીઓ તપાસવી એ વધારે સશાસ્ત્ર માર્ગ છે. જીવનશાસ્ત્રમાંથી વનસ્પતિશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્રમાંથી રસાયણ-શાસ્ત્ર ખીલવવા જઈએ તો જગદીશચંદ્ર બસુની શોધો કરતાં પણ વધારે મહત્ત્વ-ની શોધો થવાનો સંભવ છે.

. સ્વતંત્ર માનવસમાજશાસ્ત્ર રચવામાં પણ આંકડાવાળી પદ્ધતિ હાલ દાખલ થઈ છે. હજાર, લાખ કે કરોડો દાખલાઓ લઈને એમાંથી મનુષ્યસ્વભાવ તાર્વી

કાઢી એ ઉપરથી સિદ્ધાંતો બંધાય છે. ઉપર બતાવેલ દોષ આ પદ્ધતિમાં નથી એમ ઉપરટપકે લાગે, પણ ચોરોની કે લૂંટારુઓની વસાહતના આંકડાઓ એકઠા કરીએ તો એક જાતના સિદ્ધાંત નીકળશે અને પારમાર્થિક સાધુઓના મોટા મોટા સંઘો તપાસી ત્યાંના આંકડાઓ કાઢવા જઈએ તો જુદું જ જીવનશાસ્ત્ર દેખાઈ આવશે. બહુજનસમાજનો સ્વભાવ એ મનુષ્યજાતિનો સહજ અથવા શાસ્ત્રગ્રાહ્ય સ્વભાવ ન જ ગણાય.

બાળક ચાલવાનો પ્રથમ પ્રયત્ન કરે છે ત્યારે પચાસ વાર પડે ત્યારે એક વાર માંડ ડગલું ભરી શકે છે. એ ઉપરથી જો આંકડાશાસ્ત્રીઓ અનુમાન કાઢે કે બાળક ચાલતાં શીખે એવો સંભવ સેંકડે બે ટકા જ છે, તો તે શુદ્ધ આંકડાશાસ્ત્ર ગણાય. પણ અનુભવ એવો નથી. નિષ્ફળતા એ નિર્વીર્ય વસ્તુ છે, જ્યારે સફળતા એ વિધાતા જેટલું સમર્થ બીજ છે. એટલે સફળતાના અનુભવને જુદી જ કોટિનો ગણવો જોઈએ. અને એને આધારે સમાજશાસ્ત્ર રચાવું જોઈએ. ગીતાએ એ પ્રમાણે સમાજશાસ્ત્ર રચવાનો અદ્વિતીય પ્રયત્ન કર્યો છે તેથી આધુનિક સમાજશાસ્ત્રીઓનું એ તરફ ધ્યાન ગયું નથી. ગીતાએ સનાતન ઇતિહાસ ધ્યાનમાં લઈ, પ્રગતિશીલ મનુષ્યોની વિકાસની દિશા તારવી, અવિનાશી એવા આત્માનો સ્વભાવ સમજી લઈ, તેને આધારે સમાજના આદર્શ પુરુષના ચાર-પાંચ જુદા જુદા પણ અંતે એકરૂપ એવા ચિતારો આપ્યા છે. એ આદર્શને પહોંચવાની સાધના પણ ગીતાએ ભિન્ન ભિન્ન રીતે બતાવી છે. વિકાસનો ક્રમ પણ પગથિયાં પાડીને બતાવ્યો છે.

વિકાસથી ઊલટો અધ:પાત પણ ગીતાની નજર બહાર નથી. તેથી અધ:પાતની પરંપરા પણ યોગ્ય સ્થળે એણે આપી છે. ગીતાનું માનસશાસ્ત્ર વ્યાપક અને સનાતન છે. અધ્યાત્મશાસ્ત્ર એ સર્વ વિદ્યાને આધારભૂત છે એમ તો ગીતાએ સ્પષ્ટ કહ્યું જ છે. एवी आध्यात्मिक विद्याने आधारे गीताए आपणने समाजशास्त्र आप्यु छे.

*

કૌમાર, યૌવન, જરા આદિ અવસ્થાની સરખામણીમાં દેહ અમર છે. દેહોની સરખામણીમાં આત્મા અમર છે. જીવાત્માઓની સરખામણીમાં પરમાત્માની વિભૂતિ કંઈ ઓર જ છે. એ જ રીતે વ્યક્તિઓના પ્રમાણમાં કુટુંબ સનાતન છે. કુટુંબોના પ્રમાણમાં સમાજ સનાતન છે – અમર છે. સમાજના વિકાસમાં જે સનાતન તત્ત્વ રહેલું છે તે બીજા બધાના પ્રમાણમાં સનાતન અને વિભુ છે. એ જ અધ્યાત્મ છે. એને બરાબર સમજીને જ સમાજશાસ્ત્ર રચી શકાય.

*

મનુષ્યને દોરનાર મોટામાં મોટી બે પ્રેરણાઓ સુખ અને દુ:ખ છે. જીવનનું રક્ષણ અને વર્ધન ગમે તેટલું સમાજોપયોગી હોય તોયે કેવળ એ સાચવવા માણસ

પ્રવૃત્ત નથી થવાનો. એ સ્થિતિને કારણે આહાર, નિદ્રા, ભય, મૈથુન આદિ જીવનવ્યાપાર સાથે વિધાતાએ સુખદુ:ખની જબરદસ્ત ભાવનાઓ બાંધી રાખી છે. છતાં સુખદુ:ખના હાથમાં જીવનનું વ્યાકરણ નથી. સુખદુ:ખની ભાવના આંધળી અને અમર્યાદ છે, વિવેક તો એમાં છે જ નહીં. એટલે સુખદુ:ખને આધારે જીવનશાસ્ત્ર રચી ન શકાય. ઊલટું, સુખદુ:ખની પ્રેરણાથી તદ્દન અસ્પષ્ટ રહેવાની શક્તિ જ કેળવવી રહી. જ્યાં માણસને સુખદુ:ખનો અનુભવ થતો જ નથી એવી જડ, મૂઢ અવસ્થા ઈચ્છવાની નથી પણ સુખદુ:ખ જીવનનાં પ્રેરક તત્ત્વો ન બને, નિર્ણાયક તત્ત્વો ન બને, માણસ સુખદુ:ખથી અભિભૂત ન થાય એ અત્યાવશ્યક છે. ગીતાએ સુખદુ:ખ-વાદનો પ્રારંભમાં જ સખતમાં સખત વિરોધ કર્યો છે. એના ભણકારા આખા ગ્રંથમાં સંભળાયા જ કરે છે, ગાજ્યા જ કરે છે.

સુખદુ:ખની વ્યથા જેણે વટાવી છે, એવાનાં ગીતાએ અનેક રીતે વખાણ કર્યાં છે. તે ધીર એટલે કે બુદ્ધિમાન છે, એણે મરણ ટાળ્યું છે, એ જ્ઞાતા છે, એ યોગી છે, એ કર્મકુશળ છે, એ ત્રિગુણાતીત છે, એ આત્મવાન છે, એ બ્રાહ્મણ છે, એ સ્થિતપ્રજ્ઞ છે, ભક્ત છે. બધું છે.

માણસને સુખ મળ્યું એટલે એનું જીવન સુધર્યું, એની પ્રગતિ થઈ, એ કૃતાર્થ થયો, એવું તો છે જ નહીં. માણસ પર દુ:ખ આવી પડે એમાં એનો ગુનો અથવા એનો પાત છે, દુરાચારની એ સજા છે, એનો અધ:પાત છે, એમ પણ નિશ્ચિત રૂપે કહી શકાતું નથી. ઇન્દ્રિયજન્ય અથવા વાસનાજન્ય સુખદુ:ખને ખરી નૈતિક કિંમત નથી, એટલું ગીતાએ આપણને સ્પષ્ટ કરી આપ્યું છે. અને તેથી મનુષ્યજીવનમાં સુખદુ:ખના વિચારે કશા મહત્ત્વના ફેરફાર ન કરવા જોઈએ એવું એના સમાજશાસ્ત્રે પ્રથમથી જ સૂચવી દીધું છે.

*

મરણ પાછળ જનન, અને જનન પાછળ મરણ આવ્યા જ કરે છે એ જોઈને પણ જીવનની દૃષ્ટિએ કે સમાજની દૃષ્ટિએ મરણનો વિચાર મહત્ત્વનો નથી. ઘાસ સુકાયાનો કોઈ શોક કરતું નથી કેમ કે ચોમાસું આવ્યે એ ફરી ઊગવાનું જ છે. એવી જ રીતે મરણનું છે.

જન્મ પહેલાંની સ્થિતિ અને મરણ પછીની સ્થિતિ આપણે જાણતા નથી. જે વસ્તુ આપણે જાણતા નથી તેને વિશે હર્ષ-શોક મનમાં રાખવાં એમાં ડહાપણ તો નથી જ.

કોઈ પણ વેપારી પોતાની મૂડીનું ક્ષણે ક્ષણે રૂપાંતર થતું જોઈ દુ:ખ પામતો નથી. એ જાણે છે કે યથાકાળે મૂડીનું રૂપાંતર થવું એમાં જ તિજારત રહી છે. રૂપાંતરથી મૂડીનું સત્ત્વ ઘટતું નથી, ઊલટું વધે છે, એટલો એને વિશ્વાસ હોય છે. જીવનનો વેપારી પણ એ જ શ્રદ્ધા સહેજે રાખી શકે છે. જીવનવ્યાપારમાં આત્મા એ 'મૂડીનું સત્ત્વ' છે. એમાં વધવાઘટવાપણું છે જ નહીં. કેવળ રૂપાંતરો

ચાલ્યા કરશે. આપણને જીવનપરત્વે ચિંતા એટલી જ હોવી જોઈએ કે એ રૂપાંતરો ઈષ્ટ દિશામાં થાય. ઓછેવત્તે ઢંકાયેલો આત્મા પ્રગટ થાય. આત્મૌપમ્ય— વિશ્વાત્મૈક્ય—નો સાક્ષાત્કાર વધુ ને વધુ થતો જાય એ રીતે રૂપાંતરો થયા કરે એટલી જ કાળજી રાખવાની રહી.

સામાજિક પ્રગતિની દિશા બીજી રીતે નક્કી ન થાય.

*

યહૂદી સંસ્કૃતિ કર્મકાંડપ્રધાન છે, એમ કહી શકાય. ખ્રિસ્તી અને ઈસ્લામી સંસ્કૃતિ ઉપાસનાપ્રધાન છે. ચીની સંસ્કૃતિ સદાચાર અને પરંપરાપ્રધાન છે, જ્યારે ભારતીય સંસ્કૃતિ સર્વસમન્વયકારી હોવા છતાં જ્ઞાનપ્રધાન છે એમ દેખાય છે. તેથી ગીતાના સમાજશાસ્ત્રમાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણથી જ શરૂઆત થાય છે. જ્ઞાન શુદ્ધ, સર્વવ્યાપી અને સમર્થ હશે તો તમામ સંસ્કૃતિઓને તે તે પ્રસંગે ઈષ્ટ એવું રૂપ તે આપી શકશે. પ્રવૃત્તિ અને નિવૃત્તિના મૂળમાં જ્ઞાન જ છે, અને એને પરિણામે પણ જ્ઞાન જ દૃઢ કરવાનું હોય છે. 'જ્ઞાનમાંથી પ્રવૃત્તિ-નિવૃત્તિરૂપી કર્મ અને એ કર્મોમાંથી અંતે ફરી જ્ઞાન' એ ક્રમ જોયા પછી ગીતાએ જાહેર કર્યું : सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते।

*

ગીતાને એક રીતે 'સ્વધર્મયોગ' પણ કહી શકાય. સ્વધર્મ એટલે સ્વ-કાલિક, સ્વ-દેશિક, સ્વ-ભાવજન્ય એવો વિશિષ્ટ ધર્મ. આવો વિશિષ્ટ ધર્મ સાર્વકાલિક, સાર્વદેશિક, સાર્વભૌમ, सर्वभूतहिते रत એવા પરમ ધર્મનો અવિરોધી અને પોષક જ હોવો જોઈએ. ગીતાની એ મોટી શોધ છે. ચોકઠાનો એક ખૂણો સરખો કર્યો હોય તો બાકીના ત્રણે ખૂણા સરખા થવા જ જોઈએ એ ભાવ ગીતામાં છે. અથવા ઊલટી રીતે એમ પણ કહી શકાય કે, બાકીના ત્રણે ખૂણા જેથી સરખા થાય એ રીતે પોતાનો ખૂણો ગોઠવવો એ જ પોતાના ખૂણાનું સરખાપણું છે. એ જ ગીતાનો સ્વધર્મ છે. સ્વધર્મની કલ્પના સ્વીકાર્યા પછી વર્ણાશ્રમધર્મની તેમ જ યુગધર્મની કલ્પના આવવાની જ.

ગીતાએ આવું સ્વધર્મનું સામાન્ય શાસ્ત્ર આપ્યું છે માટે ગીતા વિશ્વજનીન એટલે કે બધાને માટે અને સાર્વકાલિક છે, જ્યારે ધર્મની વિગતોમાં ઊતરનાર વ્યાપક સ્મૃતિઓ પણ કાલગ્રસ્ત અને તેથી ત્યાજ્ય થાય છે. તેથી જ શંકરાચાર્યે કહ્યું છે : यस्मिन्देशेकालेनिमित्ते च यः धर्म अनुष्ठीयते स एव देशकालनिमित्तान्तरेषु अधर्मो भवति। (शांकर शारीरभाष्य ३-१-२५)

*

*श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठीतात्* આવું વચન અથવા सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् એવું વચન, કેવળ અધ્યાત્મ-શાસ્ત્રી ન જ ઉપદેશે. સમાજશાસ્ત્ર રચવાનો બોજો જેને માથે છે એ જ નિર્ભય

મરણ પછી પ્રેમીજનોનાં હૃદયમાં અને સ્મૃતિમાં આપણે રહીએ છીએ, વધીએ છીએ અને ઘટીએ છીએ, ત્યાં પણ સેવા કે અસેવા કરીએ છીએ, એ બધું આપણું મરણોત્તર જીવન છે. એ જીવનમાં આપણા નવા પુરુષાર્થને અવકાશ નથી. એ આપણે માટે કર્મભૂમિ અથવા કર્મલોક નથી. એ ભોગભૂમિકા છે. કેમ કે જીવતાં કરેલા પુરુષાર્થના પરિપાકને જ એમાં અવકાશ રહે છે. એ જીવનની વ્યવસ્થા આપણા હાથમાં ન હોય તોયે એ જીવન આપણું જ છે અને એ મહત્ત્વનું પણ છે. જીવતાં કરેલા બધા પુરુષાર્થનો એક મુખ્ય ઉદ્દેશ એ છે જ કે સમાજમાં વવાયેલું આપણું મરણોત્તર જીવન શુભ પરિણામી, દીર્ઘપરિણામી, વિવિધ અને કીર્તિકર થાય.

એ જીવન જ આપણું સ્વર્ગ (અથવા નરક) છે. સમાજમાં મહત્ત્વના આદર્શો અને એના ઉચ્ચ નમૂનાઓ વાવીને જવું – જવા કરતાં લોકોનાં હૃદયમાં જ રહ્યા કરવું એ આપણું યશોજીવન છે.

*

ગીતામાં અહિંસાને પ્રાધાન્ય છે ખરું (કેમ કે અહિંસા એ જ સાર્વભૌમ સામાજિક જીવનનો પાયો છે), પણ એ આક્રમણકારી નથી એવા આવી પડેલા યુદ્ધને માન્યતા આપેલી છે. यदृच्छया चापपन्नम् એવું બચાવનું યુદ્ધ સ્વર્ગનાં દ્વારો ખોલી આપે છે. બચાવના યુદ્ધમાં ન ઊતરવું એમાં અધર્મ છે, પાપ છે. અને કીર્તિનો નાશ તો છે જ. અહિંસાનો લોપ કરવા પ્રવૃત્ત થયેલા આતતાયીને સમાજમાં રહેલી અહિંસાવૃત્તિનો લાભ ન આપવો એ જૂની શિખામણ હતી. ગીતાએ એ સ્વીકારી છે. ગીતાની અહિંસાનિષ્ઠા એટલે દરજ્જે મર્યાદિત ગણાય. સમાજની અહિંસાવૃત્તિને લીધે મળતા રક્ષણનો આતતાયી હકદાર ભલે ન હોય પણ આતતાયીને મારવાની વાત કરી ગીતાએ અહિંસાનું સાપવાદપણું સ્વીકાર્યું; એના સાર્વભૌમત્વને ઝાંખપ લગાડી. પણ આ બાબતનો ગીતાનો અભિપ્રાય અર્થવાદ ગણી કોરે મૂકવો જોઈએ. અર્જુન પૂરતો ભગવાનનો લડવાનો આગ્રહ ગમે તેટલો હોય, ગીતાની શિખામણ યુદ્ધની આગ્રહી નથી લાગતી. જેમ ક્ષાત્રધર્મમાં युद्धेचाप्यपलायनम् એ ગુણ વર્ણવ્યો છે, તેમ ગીતાના આદર્શ પુરુષનાં જેટલાં લક્ષણો છે (સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત, ભક્ત, જ્ઞાની, પંડિત, યોગી, સંન્યાસી, સિદ્ધ, બુદ્ધિમાન, સાત્ત્વિક, દૈવી સંપતનો અભિજાત) તેમાં યુદ્ધનો આગ્રહ દૂરતઃ પણ સૂચિત કરેલો નથી. અને ક્ષાત્રધર્મમાં પણ યુદ્ધ વહોરી લેવાની વાત છે જ નહીં. માથે આવી પડે તો 'ત્યાં મુખ પાણી રાખી મરીએ' એટલું જ ગીતાએ સૂચવ્યું છે. ગીતાના સમાજશાસ્ત્રમાં યુદ્ધને સ્થાન દેખાતું નથી. આવી પડેલો યુદ્ધનો પ્રસંગ પાર પાડવા ખાતર અર્જુનને ઉપદેશ કર્યો છે એ વાત સાવ અલગ છે. અર્જુનને કરેલો લડવાનો ઉપદેશ પણ અંતે निमित्तमात्रम्‌ની અને प्रकृतिस्त्वां नियोक्ष्यतिની દલીલ ઉપર જ રચાયેલો છે.

*

આત્મા અમર છે, અને દેહ નશ્વર છે, એ દલીલ ગીતામાં અર્જુનને હિંસા તરફ પ્રવૃત્ત કરવાને વપરાયેલી છે, એમ સ્વાભાવિક રીતે લાગે છે. પણ

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥ (२-२१)

આ શ્લોકમાં હિંસા પ્રત્યે પ્રેરણા નથી; ઊલટું, આત્માને અવિનાશી, અજ અને અવ્યય તરીકે ઓળખનાર સ્વભાવે જ હિંસાવિમુખ હશે એમ ગીતાએ સ્પષ્ટ કર્યું છે. અહીં कथं શબ્દ ધ્યાનમાં રાખવો જોઈએ. એ જાણે છે કે કોઈ આત્મા મરતો જ નથી માટે શી રીતે એ કોઈને મારવા પ્રવૃત્ત થાય? આત્માનું અમરત્વ જેને ગળે ઊતર્યું તે જેમ મરતાં ડરતો નથી તેમ જ કોઈ કાળે મારવાનો ઉત્સાહ પણ ધરાવતો નથી. હિંસા (એટલે કે મારવાની ક્રિયા) નિર્વીર્ય છે, વ્યર્થ છે, નિષ્ફળ છે. કોઈને મારવાથી એનો આત્મા તો હણાતો નથી, એની શુભાશુભ વૃત્તિઓ હાથમાં આવતી નથી, એણે કરેલા સંકલ્પો તોડાતા નથી, એના ઉપર મેળવેલો વિજય કેવળ બાહ્ય અને ક્ષણિક જ હોય છે. અને બાપડું શરીર જેનો ક્ષણનો પણ ભરોસો નથી તે તોડવાનો પુરુષાર્થ શો? આવા વિચારથી હિંસા કરવાની વૃત્તિ જ મરી જાય છે. એ જ વસ્તુ તેરમા અધ્યાયમાં માનસશાસ્ત્રની દૃષ્ટિએ મૂકી છે :

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ॥ (૧૩.૨૮)
यस्य नाहंकृतो भावो बुद्धिर् यस्य न लिप्यते ।
हत्वाऽपि स इमान् लोकान् न हन्ति न निबध्यते ॥ (૧૮.૧૭)

અઢારમા અધ્યાયમાં આવેલો હિંસાવિષયક આ શ્લોક હિંસાવાદીઓ ભાવપૂર્વક ટાંકે છે. અઢારમા અધ્યાયનો એ શ્લોક જે ઢબે અને જે અનુસંધાનમાં આવ્યો છે તે તપાસવું જોઈએ. ત્યાં કર્મત્યાગ અને કર્મફલત્યાગની ચર્ચા ચાલે છે. કર્મમાત્ર બંધક છે માટે એનો જ ત્યાગ કરવો ઘટે છે, એવી એક દલીલ છે. એની સામે ગીતા કહે છે : 'કર્મનો ત્યાગ કરવાની જરૂર નથી અને શકયતાયે નથી. તેથી કર્મના સંગ અને ફળ બંનેનો ત્યાગ કર્યો એટલે પત્યું. સાથે સાથે સંગ અને ફલ પરત્વે કર્મનો કર્તા હું છું એ જાતનો અહંભાવ પણ છોડી દેવો જોઈએ.'

એ અહંભાવ છોડવામાં મદદ થાય એવી એક સાંખ્ય દલીલ ભગવાન રજૂ કરે છે કે હરેક કર્મ માટે પાંચ કારણો હોય છે : અધિષ્ઠાન, કર્તા, કરણ-કલાપ, વિવિધ ચેષ્ટા અને દૈવ. માણસે કરેલા એકેએક સારાનરસા કર્મ માટે આ પાંચ કારણો તો હોય જ છે. આ પાંચમાંથી ચાર એટલાં તો જબરદસ્ત છે કે એમની અનુકૂળતાએ જ પાંચમું કારણ – કર્તા – કામ કરી શકે. પોતાનો હિસ્સો આટલો અલ્પ હોવા છતાં કેવળ પોતાને જ કર્મનો કર્તા જે માને છે તે દુર્મતિ છે,

એની બુદ્ધિ અસરકારી છે, આટલું કહી ગીતા દાર્શનિક સિદ્ધાન્ત પૂરો કરવા ખાતર કહે છે: 'ચાર કારણો ઉપર તો માણસનો કાબૂ છે જ નહીં, એ ચાર કારણોને લીધે માણસના હાથે શારાંતરમાં કર્મ થાય પણ ખરાં. એમાં જો માણસ અહંકાર છોડી દે અને રાગદ્વેષ, વેરઝેર, હિંસાવૃત્તિ ઇત્યાદિનો લેપ બુદ્ધિને થવા ન દે તો એને હાથે પ્રસંગવશાત્ આ બધા લોકોનો નાશ થઈ જાય તોયે એણે એ નાશ કર્યો એમ ન કહેવાય. અને એને એ ક્રિયાનું બંધન ન હોય.' જેમ કોઈ જબરદસ્ત માણસ મને વિવશ કરી બધી રીતે બાંધી દઈ મારો હાથ પકડી એનાથી કોઈ મુરબ્બીને તમાચો મરાવે તો મેં એ મુરબ્બીનું અપમાન કર્યું એમ ન ગણાય, તેમ અહંકારને અભાવે અને વાસના-મલિન બુદ્ધિને અભાવે મારી દ્વારા થયેલા કર્મનું બંધન મને નથી. પછી ભલે તે કર્મ સર્વ લોકોનો એકસામટો નાશ કરવા જેટલું ઘોર પણ હોય. આવી તાત્ત્વિક ચર્ચાનો શ્લોક હિંસાને પ્રેરનારો છે એમ માનવું હાસ્યાસ્પદ છે. હિંસા કરવી છે અને ગીતા પાસેથી બચાવ પણ મેળવવો છે, એટલા ખાતર પોતે જ પોતાને પ્રમાણપત્ર આપવું કે પોતાનામાં અહંકાર છે જ નહીં અને પોતાની બુદ્ધિ તો કમળપત્ર જેવી અલિપ્ત છે, એ હાસ્યાસ્પદ છે; દુર્મતિનું લક્ષણ છે. ગીતા તો એકેએક કર્મમાં કેટલે દરજ્જે હિંસા રહેલી છે એ તપાસી તે ટાળી શકાય તેટલી ટાળવાની ડહાપણભરી સલાહ આપે છે. अनुबंधं क्षयं हिंसां। હિંસાનો હિસાબ જેમાં કરેલો નથી એ કર્મ ગીતાની દૃષ્ટિએ તામસી છે. ગીતાને ઇષ્ટ એવું કર્મ તો अराग-द्वेषत: कृतम् એવું જ હોવું જોઈએ.

આના જ અનુસંધાનમાં એક વસ્તુ સહેજે ધ્યાન ખેંચે છે કે यस्य नाहंकृतो भावो એ શ્લોક સંન્યાસોપનિષદમાં નીચેના પાઠફેર સાથે આવેલો છે:

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते।
यः समः सर्वभूतेषु जीवितं तस्य शोभते।।

૧૯૩૨

## ૧૪. સામ્યવાદ નહીં પણ સામ્યયોગ

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम्।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम्।।

સામ્યવાદ તો હિંદુ ધર્મના મૂળમાં જ છે. સ્મૃતિઓની વર્ણાશ્રમવ્યવસ્થા અને ત્યાર પછીની જ્ઞાતિવ્યવસ્થા એ ધાર્મિક સામ્યવાદને શુદ્ધ રીતે અમલમાં મૂકી શકે એવું હતું જ નહીં તેથી આજની પતિત દશા ને ગુલામી આપણે ભોગવીએ છીએ. સાચો સામ્યવાદ અમલમાં મૂકવા માટે આપણે સ્મૃતિ અને રૂઢિ છોડી મૂળ ધર્મ પાસે જવું જોઈએ. એના બદલામાં રશિયાનું અનુકરણ કરી

ધર્મનો વિરોધ કરવામાં જાણે કંઈ બહાદુરી રહી હોય એમ જ આજે મનાય છે. આજે સમાજમાં જે ધર્મ ચાલે છે તેમાંથી કાઢી નાખવા જેવું ઘણું છે. આજે લોકો ધર્મને નામે અધર્મને વળગી રહ્યા છે. વિચાર-જાગૃતિ ને જીવન-શુદ્ધિથી સામ્યવાદનો ધર્મ સ્થાપન કરી શકાશે.

સામ્યવાદનું સામ્ય કેવળ જમીન, સામાજિક ધંધાઓ અને સંપત્તિ પૂરતું જ ન હોવું જોઈએ. સામાજિક જવાબદારી, પ્રેમ અને સેવામાંયે સામ્ય હોવું જોઈએ. આપણું આજનું કૌટુંબિક જીવન એટલું બધું સંકુચિત અને સ્વાર્થી છે કે ન્યાય અન્યાયની ભાવના પણ બુઠ્ઠી થઈ ગયેલી છે. ન્યાતોનું બંધારણ અને ન્યાતિનિષ્ઠા દહાડે દહાડે શાપરૂપ થવા લાગ્યાં છે. સંપત્તિનું સામ્ય સ્થપાતાં પહેલાં હાર્દિક સામ્ય પ્રથમ સ્થાપવું જોઈએ. પ્રતિષ્ઠામાં તેમ જ બધી રીતે સ્ત્રી-પુરુષ સમાન, બધી ન્યાતો સમાન, બધા વર્ણો સમાન, બધા ધર્મો સમાન, બધા ધંધાઓ સમાન, એ આદર્શો જો આજના યુવકો અમલમાં આણી બતાવશે અને જૂના જમાના સામે, જૂની પ્રથા સામે, કેવળ બળાપા કાઢવાની નબળાઈ છોડી દેશે તો ભારતવર્ષ દુનિયા આગળ એવો તો સામ્યવાદ રજૂ કરશે કે રશિયન લોકો અહીંના યુવકો પાસે શિષ્યભાવે દોડી આવશે.

ગીતામાં સર્વત્ર સામ્યવાદ જ છે. यो यं योगः त्वया प्रोक्तः साम्येन मधुसूदन! પરબ્રહ્મ નિર્દોષ અને સમ છે; ભગવાન માટે બધા જ સમાન છે. સર્વત્ર સમાનતા જુએ તે જ પંડિત છે, य. समः सर्वभूतेषु એ ગીતાનો આદર્શ છે. ગીતાનો યોગ એ સમત્વ કેળવવા માટે જ છે. સામ્યવાદનાં ગુણગાન ગાવા કરતાં ગીતાનો સામ્યયોગ જો આપણે કેળવીએ તો હિંદુસ્તાનની જ શું પણ આખી દુનિયાની પ્રજાને સાચું સ્વરાજ્ય મળશે.

જાન્યુઆરી, ૧૯૩૪

# ૧૫. ગીતામાં હિંદુ ધર્મ

વર્ણાશ્રમવ્યવસ્થા અને ગૌરક્ષા એ હિંદુ ધર્મનું વૈશિષ્ટ્ય છે એમ ગાંધીજીએ કહ્યું છે. પુનર્જન્મ અથવા જન્માંતર ઉપરનો વિશ્વાસ એ પણ આર્ય ધર્મોનું એક વૈશિષ્ટ્ય છે એમ કહેવાય છે. આ ખાસ બાબતોમાં ગીતાને શું કહેવું છે એ જોવું મહત્ત્વનું છે.

(૧) **ગૌરક્ષા** વિશે ગીતામાં ત્રણ જ ઉલ્લેખ આવે છે : ગૌરક્ષા એ (ક્ષત્રિયો-નો નહીં પણ) વૈશ્યોનો ધર્મ છે એમ ગીતા માને છે. પંડિતોનું લક્ષણ બાંધતાં બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો અને કૂતરાંઓનું માંસ ખાનાર ચાંડાલનો ઉલ્લેખ આવે છે. એમાં ગાય પવિત્ર હોવાનો ધ્વનિ છે. 'धेनूनामस्मि कामधुक्।' એ

વચનમાં પણ ગાયો અને કામધેનુને પોતાની વિભૂતિમાં ભગવાને સ્થાન આપ્યું છે. એટલે ગીતામાં ગાય એ પવિત્ર પ્રાણી છે, એનું રક્ષણ કરવું જોઈએ એટલો આગ્રહ દેખાય છે.

(૨) જન્મપરંપરા વિશેની માન્યતા તો ગીતા-શરીરની કરોડ છે. એને વિશે નોખું લખવાની જરૂર નથી.

(૩) મહાભારતકાળના સમાજમાં આશ્રમ-વ્યવસ્થા સાર્વત્રિક હોવા છતાં ગીતામાં ફક્ત બે જ ઠેકાણે એના અસ્પષ્ટ ઉલ્લેખો છે. निरग्निर् न चाक्रियः' એ ઉલ્લેખ સંન્યાસ આશ્રમનો દ્યોતક છે. ગીતાનો સંન્યાસધર્મ આશ્રમ પરત્વે નથી પણ સમસ્ત જીવનવ્યાપી દાર્શનિક દૃષ્ટિ છે. એ સંન્યાસધર્મ ગૃહસ્થાશ્રમમાં વિશેષ રીતે પાળવા જેવો દેખાય છે.

બ્રહ્મચર્યનો ઉલ્લેખ અનેક ઠેકાણે છે. પણ એ મોક્ષની સાધના તરીકે જ. નહીં કે આશ્રમની એક અવધિ તરીકે. 'तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन' सेवया, એ ઉલ્લેખમાં ગુરુસેવાનું વાતાવરણ છે એ ઉપરથી ગુરુગૃહે વાસનું અનુમાન પણ કરાય. અને તેટલાથી એ બ્રહ્મચર્ય આશ્રમનો ઉલ્લેખ છે એમ પણ માનીએ તો વાંધો નથી. પિંડોદકક્રિયાનો ઉલ્લેખ અર્જુનના ભાષણમાં છે. એને ગૃહસ્થાશ્રમનો ઉલ્લેખ માનવાનો પ્રયત્ન કરીએ તો એમાં વાંધો નથી. અર્જુનની દલીલમાં કુળધર્મ અને જાતિધર્મ છે ત્યાં વર્ણધર્મનો ઉલ્લેખ નથી એ આશ્ચર્ય પમાડે છે. અર્જુનના બીજા ભાષણમાં ભિક્ષાન્ન ખાવું શ્રેયસ્કર છે એવો જે ઉલ્લેખ છે એને સંન્યાસ આશ્રમ જોડે જોડી શકાય અથવા બ્રાહ્મણ વર્ણ જોડે જોડી શકાય. પણ આવા ઉલ્લેખો કોઈ પણ પક્ષને પુષ્ટ કરી શકતા નથી. ગીતામાં વર્ણવ્યવસ્થાનો જબરો પુરસ્કાર હોવા છતાં આશ્રમવ્યવસ્થા વિશે ગીતા આટલી ઉદાસીન શા માટે છે તે તપાસવા જેવું છે.

(૪) ગીતામાં વર્ણવ્યવસ્થાનો ઉલ્લેખ છ જગ્યાએ આવે છે. એમાંયે બીજા અધ્યાયમાં ક્ષત્રિયોના ધર્મયુદ્ધનો; નવમા અધ્યાયમાં બ્રાહ્મણોને અને રાજર્ષિઓને વૈશ્યશૂદ્રથી નોખા પાડવાનો, અને અઢારમા અધ્યાયમાં આવેલો વર્ણધર્મનો ઉલ્લેખ સૌથી વિશેષ મહત્ત્વના છે. જ્યારે ચોથા અધ્યાયમાં ચાતુર્વર્ણ્ય ગુણકર્મ વિભાગ પ્રમાણે પોતે તૈયાર કર્યાનો ભગવાનનો એકરાર સૌથી વધારે મહત્ત્વનો છે.

પુણ્ય બ્રાહ્મણ, ભક્ત રાજર્ષિ એ બેને વૈશ્યશૂદ્રથી નોખા પાડવાથી ભગવાનને વર્ણોનું ઉચ્ચનીચપણું માન્ય હોય એમ લાગે છે. પણ એ વિચાર સાથે શંકા થાય છે કે ભગવાને ગીતામાં બેત્રણ ઠેકાણે પોતાની વિભૂતિઓ વર્ણવ્યા છતાં એમાં ક્યાંય 'વર્ણોમાં હું બ્રાહ્મણ છું' અથવા 'આશ્રમોમાં હું સંન્યાસ કે ફલાણો આશ્રમ છું' એવો એકરાર કરેલો જડતો નથી. જ્યાં જે વસ્તુ મહત્ત્વની નથી ત્યાં એ વસ્તુનો અનુલ્લેખ એ નિર્ણયાત્મક પ્રમાણ નથી ગણાતું એ વાત સાચી છે, છતાં ઉપરની શંકા ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી.

હવે ગીતામાં આવેલા વર્ણ પરત્વેના ઉલ્લેખો તપાસીએ : પહેલા અધ્યાયમા વર્ણસંકરનો ઉલ્લેખ છે, જે બતાવે છે કે ગીતાને વર્ણસંકર ભયાનક જેવો લાગે છે. વર્ણાન્તર વિવાહો ગીતાને અમાન્ય છે કે દુષ્ટ સ્ત્રીઓ દ્વારા થતા વ્યભિચારની જ કેવળ સૂગ છે એ કહેવું મુશ્કેલ છે. એ બંને કારણે પિંડોદકક્રિયા લુપ્ત થવાનું કારણ નથી. [પિંડોદક પિતરો સુધી ન પહોંચે એ વાત જુદી]

બીજા અધ્યાયમાં સ્વધર્મની વાત કરતાં ક્ષાત્ર ધર્મનો ઉલ્લેખ આવે છે. એમાં બીજા ઉપર ચડાઈ કરવી એ પાપમૂલક હશે પણ સ્વધર્મપાલનને અંગે જો લડાઈ એની મેળે આવી પડતી હોય તો ક્ષત્રિયો રાજી થાય છે, અને એવા આત્મરક્ષણના યુદ્ધમાં કશુ પાપ નથી એ જાતની દલીલ ભગવાને કરી છે. આત્મરક્ષણને અર્થે ચલાવેલા ધર્મયુદ્ધમાં વિજય અથવા મરણ બન્ને સરખાં જ ઈષ્ટ છે એ પણ માન્યતા આ ઠેકાણે ગીતાએ વ્યક્ત કરી છે.

પાંચમા અધ્યાયમાં વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણ પ્રત્યે આદર છે પણ નવમા અધ્યાયની પેઠે અહીં બ્રાહ્મણથી ભેદ બતાવવા માટે બીજો કોઈ વર્ણ બેસાડયો નથી. અને બ્રાહ્મણ પ્રત્યે જે આદર બતાવ્યો છે તે એના બ્રાહ્મણ હોવાને અંગે છે કે વિદ્યાવિનયસંપન્ન હોવાને કારણે છે તે સ્પષ્ટ નથી થતું. વખતે બન્ને અભિપ્રેત હશે.

છેલ્લા અધ્યાયમાં ચાર વર્ણના સ્વધર્મ બતાવ્યા છે. એ આખો ભાગ એ અધ્યાયમાં ન હોત તોયે કશું બગડત નહીં. ૪૦મા શ્લોક પછી ૪૫મો શ્લોક ક્રમસર સહેલાઈથી આવી શકે છે, જોકે એ ચાર શ્લોક વચમાં આવવાથી સ્વકર્મ અને સ્વધર્મનો અર્થ વર્ણપરક જ લેવો પડે છે.

અહીં બ્રાહ્મણ અને ક્ષત્રિયોને એક એક આખો શ્લોક આપ્યો છે અને સ્વકર્મ ગણાવતાં એ બેના ચારિત્ર્યના વિશેષ સદ્‌ગુણોનો ઉલ્લેખ છે. જ્યારે વૈશ્ય અને શૂદ્રોને મળીને એક જ શ્લોકમાં પતાવ્યા છે. અને બન્નેનાં કર્મો બતાવતા એમનાં ખાસ કર્મો જ બતાવ્યાં છે. સ્વભાવ, ગુણો કે સંસ્કારિતાની વાત એમને માટે નથી !

સ્વકર્મના સિદ્ધાંતો દ્વારા ભગવાને વર્ણગત ઉચ્ચનીચભાવ જાણે ધોઈ કાઢયો હોય એમ લાગે છે. સ્વકર્મ ભલે વિગુણ હોય પણ એના પાલનથી માણસ સંસિદ્ધિ જરૂર પામે છે. સંસિદ્ધિની બાબતમા કોઈ પણ વર્ણને કશી હાડમારી નથી એ સ્પષ્ટ છે.

ગીતાનો વર્ણધર્મ જાતિગત હતો એમ સિદ્ધ કરવાને આપણી પાસે આંતરિક પુરાવો નથી. મહાભારતમાં બન્ને પ્રકારના પુરાવા મળી શકે એમ છે.

સૌથી મહત્ત્વનો ઉલ્લેખ છે ચોથા અધ્યાયમાં ચાતુર્વર્ણ્યના પોતે અકર્તા-કર્તા હોવાનો. વર્ણવ્યવસ્થા વાસુદેવ શ્રીકૃષ્ણે ચલાવી એમ તો મનાય નહીં. વેદોના પુરુષસૂક્તમાં વર્ણવ્યવસ્થા સનાતન હોવાનો ધ્વનિ છે. એટલે ગીતામાં શ્રીકૃષ્ણ

પોતે પરમાત્મા છે એ ભૂમિકા ઉપરથી જ કહે છે કે વર્ણવ્યવસ્થા મારી બનાવેલી છે.

આ અર્થ લેતાં વર્ણવ્યવસ્થા મનુષ્યકૃત નહીં હોવાથી મનુષ્યસ્વભાવમાં જ રહેલી છે એમ માનવું પડે છે. અને પછી તો એ કોઈ ને કોઈ રૂપમાં તમામ મનુષ્યજાતમાં અને સર્વ દેશોમાં, સર્વ કાળે જડવી જોઈએ. પ્રાચીન ઇજિપ્તના ઇતિહાસમાં અને પ્લેટોની સમાજવ્યવસ્થામાં વર્ણવ્યવસ્થા જડે જ છે. એક યા બીજી રીતે મનુષ્યસ્વભાવમાં એનાં સૂક્ષ્મ બીજ હોવાનું પણ ગળે ઊતરે છે. પણ ચાર વર્ણ તો આપણા આર્યોએ જ કલ્પ્યા છે, સ્થાપ્યા છે, અને ઓછેવત્તે અંશે નભાવ્યા છે. ગીતાને વર્ણવ્યવસ્થા માન્ય છે, પ્રિય છે એ વિશે શંકા જ નથી. વર્ણોનો ઉચ્ચનીચભાવ ગીતાને માન્ય હોય કે ન હોય, પણ ગીતાકારમાં એ હતો અને ભગવાને એની સામે બળવો નથી ઉઠાવ્યો એટલું તો સ્પષ્ટ થાય છે.

હવે એક જ સવાલ રહે છે. તે એ કે ગીતામાં વર્ણોનો ઉલ્લેખ આવે છે તે અર્જુનને મહાભારત યુદ્ધમાં ભાગ લઈ લડવાનું કર્તવ્ય સમજાવવા પૂરતો જ છે કે ગીતાધર્મનું, ગીતાની શિખામણનું તે એક આવશ્યક અપરિહાર્ય અંગ છે?

ગીતામાંથી વર્ણ પરત્વેના ઉલ્લેખો જો કાઢી નાખ્યા હોય તો ગીતાધર્મ અને ગીતાની શિખામણ અપૂર્ણ જેવાં બને છે કે કેમ એ આપણે જોવું જોઈએ. આથી સ્પષ્ટ થશે કે ગીતા યુદ્ધના ચોકઠામાં બેસાડી છે એટલા માટે જ ક્ષત્રિયોનો ઉલ્લેખ આવી ગયો છે. ક્ષત્રિયો આવ્યા એટલે ચારે વર્ણ આવ્યા એટલું જ એનું મહત્ત્વ અહીં દેખાય છે.

ગીતાએ જે આખો જીવનધર્મ બતાવ્યો છે તે કોઈ ખાસ વિશેષ વ્યક્તિનો, વર્ગનો કે સમાજ માટેનો ધર્મ નથી. એ તો તમામ માણસજાત માટેનો શાશ્વત ધર્મ છે. એને વર્ણધર્મ સાથે કોઈ ખાસ સંબંધ નથી.

૫–૬–'૪૦

## ૧૬. સંન્યાસાશ્રમ કે સંન્યાસધર્મ?

ગીતામાં ચાર વર્ણોનો સ્પષ્ટ ઉલ્લેખ છે, ચાર આશ્રમોનો નથી. પણ તેથી ગીતાકાળમાં ચાર આશ્રમો નહોતા એમ કહેવાશે નહીં. કૃષ્ણચરિત્રમાં શ્રીકૃષ્ણ ગુરુ-ગૃહે સાંદીપનિ ઋષિના આશ્રમમાં રહ્યાનો ઉલ્લેખ છે. વિદુર, ધૃતરાષ્ટ્ર, ગાંધારી ઇત્યાદિ સ્ત્રીપુરુષોએ વાનપ્રસ્થ લીધાનાં વર્ણનો સવિસ્તર આવે છે. આમ હોવા છતાં ગીતામાં માત્ર ચાર આશ્રમોની વ્યવસ્થા સ્વીકારેલી કેમ નથી? ઈશુએ જે પ્રમાણે યહૂદી ધર્મમાં ફેરફાર કર્યો તે જ પ્રમાણે શ્રીકૃષ્ણે એમના કાળમાં વૈદિક ધર્મમાં સારી પેઠે ફેરફાર કર્યો છે. બુદ્ધદેવે પાછળથી એ જ કામ જુદી રીતે કર્યું.

ત્યારે ભગવાનને આશ્રમવ્યવસ્થા ઇષ્ટ નહોતી એમ સમજવું? तद्विद्धि

प्रणिपातेन परिप्रश्नेन सेवया। આ શ્લોક ઉપરથી બ્રહ્મચર્યાશ્રમ રૂઢ હોઈને ભગવાનને તે માન્ય હોય એમ દેખાય છે. ગીતાની શરૂઆતમાં જ ગૃહસ્થાશ્રમ માંહેનાં શ્રાદ્ધકર્મ, કુલધર્મ અને જાતિધર્મનો ઉલ્લેખ આવે છે. ગૃહસ્થાશ્રમ પરત્વે ભગવાને કશો જ અભિપ્રાય ઉચ્ચાર્યો નથી. યજ્ઞવિધિ પણ એક અર્થમાં ગૃહસ્થધર્મ જ છે. પરંતુ યજ્ઞ, દાન, તપનો ભગવાને વ્યાપક અર્થ કર્યો છે.

વાનપ્રસ્થાશ્રમ એ જીવનરૂપી નાટકમાંના છેલ્લા અંક પહેલાના વિષ્કંભક જેવો છે. એ વિશે ભગવાન વિશેષ શું કહે? વાનપ્રસ્થ એટલે ગૃહસ્થાશ્રમમાંથી સંન્યાસાશ્રમમાં જવા માટે કરી રાખેલું પ્રસ્થાન.

न निरग्निर् न चाक्रियः આ બે વિશેષણોમાંથી સંન્યાસાશ્રમનો જ બોધ થાય છે. જેણે યજ્ઞયાગ અને પાકનિષ્પત્તિ છોડયાં છે અને સર્વ કર્મકાંડોથી મુક્તિ મેળવી છે, તે ચોથા આશ્રમની જ વ્યક્તિ હોય તેમાં શંકા નથી. ભગવાનને આ ચોથા આશ્રમનો વિરોધ કરવો જરૂરી જણાયો હોય તે સ્પષ્ટ છે. હિંદુ ધર્મમાં આ આશ્રમની ઉત્પત્તિ, ચડતીપડતી અને પુનર્જાગૃતિ કઈ કઈ રીતે થતી ગઈ તેનો ઇતિહાસ જોવા જેવો છે. પૂર્વમીમાંસાને સંન્યાસ આશ્રમ માન્ય નથી જ. યજ્ઞયાગથી કંટાળીને વેદાંત જ્ઞાનની ઉપાસના માટે ધનૈષણા, પુત્રૈષણા, અને લોકૈષણાનો ત્યાગ કરી ભિક્ષાચાર ઉપર રહેનાર સંન્યસ્ત માણસની અકર્મણ્યતા જોઈને, અથવા સામાન્ય મનુષ્યના સ્વભાવને અને સમાજવ્યવસ્થાને બંધ ન બેસનાર આ આશ્રમ માંહેની વિકૃતિ જોઈને સંન્યાસાશ્રમને રદ કરવો એવું આપણા પૂર્વજોએ એક વખતે ઠરાવ્યું. આ હિલચાલ કદાચ ભગવાન ગીતાકારે જ શરૂ કરી હશે. એમને એ હિલચાલ માન્ય હતી એમાં શંકા નથી. આખરે ચાર્વાક અને યોગી એ બન્નેને મન પણ સંન્યાસાશ્રમ સરખો જ નિંદ્ય ગણાયો અને નિયોગની પેઠે એ કલિવર્જ્યમાં જઈ પડયો!

આગળ ઉપર જ્યારે ગૌતમ બુદ્ધે નિર્વાણપરાયણ એવા ભિક્ષુસંઘની સ્થાપના કરી ત્યારે સંન્યાસમાર્ગને ફરીથી પ્રતિષ્ઠા મળી. અને ભિક્ષુસંઘની ચડતી જોઈને શંકરાચાર્યે સંન્યાસાશ્રમ ઉપરનો કલિવર્જ્યત્વનો (કલિકાળ માટે નિષિદ્ધ હોવાનો) નિર્બંધ દૂર કરી તેને પુન: ચાલુ કર્યો. ચાલુ કર્યો એટલું જ નહીં, પણ દેશના ચાર ખૂણે પોતાના ચાર મઠો સ્થાપી હિંદુ સમાજનું નિયંત્રણ તેના હાથમાં સોંપ્યું. શંકરાચાર્યનું આ ઘણું મોટું કાર્ય ગણાય.

બુદ્ધદેવે ભિક્ષુ અને ભિક્ષુણીના સંઘો ચાલુ તો કર્યા પણ પાછળથી એની શી દશા થઈ તે આપણે સંસ્કૃત નાટકોમાં અને દશકુમારચરિતાદિ તે કાળની કથાઓમાં જોઈ શકીએ છીએ. આ લોકોમાં તંત્રમાર્ગી વામાચારે અને કીમિયાએ પ્રવેશ કર્યો. કેટલીક પરિવ્રાજિકા ભિક્ષુણી કુટણખાનાં ચલાવવા લાગી; ગાંજો, ભાંગ, અફીણ ઇત્યાદિને આધ્યાત્મિક સાધના સમજનારો વૈરાગીઓનો એક પંથ પણ એની પડખે શરૂ થઈ ગયો અને આખરે, સમાજમાં પુરુષાર્થ છેક જ ક્ષીણ થઈ ગયો.

અજ્ઞાન, આળસ, ભ્રમ અને વિકૃતિ એ ચાર માનવશત્રુને એદી અને હરામખોર એવા પ્રચારકોની સારી મદદ મળી અને સમાજ હતવીર્ય બન્યો.

લોકોત્તર સંન્યાસીઓની અને તેમની અલૌકિક ધર્મસેવાની પરંપરા તૂટી હતી એવું નથી. કેટલાક શ્રેષ્ઠ સંન્યાસીઓ ધર્મસેવા કરતા જ હતા. પણ સંસ્થા તરીકે સંન્યાસાશ્રમ ટકાવી રાખવામાં ખાસ લાભ રહ્યો નહીં. હજી હમણાં જ સ્વામી દયાનંદ સરસ્વતીએ અને સ્વામી વિવેકાનંદે સંન્યાસાશ્રમને ઊંચો આણ્યો છે. જેમ શંકરાચાર્યે સંન્યાસાશ્રમમાં જડમૂળથી ફેરફાર કર્યા તેમ આ આધુનિક સંન્યાસીઓએ આ આશ્રમમાં ઘણું અને મહાન પરિવર્તન કરી સ્વદેશમાં અને પરદેશમાં ધર્મજાગૃતિ અને ધર્મપ્રચાર કરવાની વ્યવસ્થા ઉત્પન્ન કરી. છતાંય સંન્યાસાશ્રમ હવે હિંદુ સમાજમાં વ્યાપક સ્વરૂપે દૃઢમૂલ થશે કે કેમ તેની તો શંકા જ છે.

મહાત્મા ગાંધીએ ચાર આશ્રમની વ્યવસ્થા જગતના કલ્યાણ માટે છે, એવી સંમતિ આપ્યા છતાં સંન્યાસ આશ્રમને બાજુ ઉપર જ સરકાવી દીધો છે. અને ગીતાકાર ભગવાનની વૃત્તિનો સ્વીકાર કરીને ગીતામાં કહેલ જીવનવ્યાપી સંન્યાસ-ધર્મ જાગ્રત કરવાનો પ્રયત્ન કર્યો છે.

ગીતામાંનો સંન્યાસ એ કાંઈ ચોથો આશ્રમ નથી, પણ સર્વ કાળે, સર્વ અવસ્થામાં પાળવાનો, બધાએ આચરવાનો જીવનધર્મ છે. આખી ગીતા, સંન્યાસાશ્રમનો વિરોધ કરીને સંન્યાસધર્મી યોગવિદ્યા, જીવનવિદ્યા, કર્મકૌશલ, ઇત્યાદિનો જ પુરસ્કાર કરવા અર્થે છે. અર્જુનને લાગ્યું હતું કે જીવનપરાઙ્મુખ થઈ, યુદ્ધને ટાળી, અપ્રતિકારી ભિક્ષાચારથી રહેવું. ભગવાને એ માર્ગને નામર્દપણાનો ઠેરવી અર્જુનને યોગી થવાનો ઉપદેશ આપ્યો. અને ખરે જ, હિંદુ ધર્મના વિકાસમાંથી એ જ નિષ્પન્ન થયું છે કે अयं हि परमो धर्मो यद् योगेनात्मदर्शनम्।

નવેમ્બર, ૧૯૩૫

## ૧૭. અભય અને સત્ત્વસંશુદ્ધિ

પોતાના 'મંગળપ્રભાત'માં અભય વિશે લખતાં ગાંધીજી લખે છે: "દૈવી સંપતનું વર્ણન કરતાં ભગવાને અભયની ગણના પહેલી કરી છે. શ્લોક બેસાડવાની સગવડને ખાતર હો કે અભયને પ્રથમ સ્થાન હોવું જોઈએ તેથી હો, મારી મતિ પ્રમાણે અભયને પ્રથમ સ્થાન મળ્યું છે તે યોગ્ય જ છે. અભય વિના બીજી સંપત્તિઓ ન સાંપડે."

અભય અને બીક એ પરસ્પરવિરોધી સાર્વભૌમ જીવનતત્ત્વો છે. માણસ બીએ છે તે જીવવાની અબળખાથી; અને અભય બને છે તે પણ જીવનને કૃતાર્થ કરવા માટે. માણસ બીકને વશ થાય તો એનું આખું જીવન એક રંગ પકડે. અને

બીક ઉપર જો એ વિજય મેળવે તો એનું જીવન બીજો જ રંગ લે છે. બીક અને અભય એ બંને જીવન માટેના બે નોખા નોખા પાયા છે. જે સ્વભાવે નિર્ભય નથી તે અચૂક આસુરી સંપત્તિમાં જઈને પડવાનો, ભોગૈશ્વર્યની ઉપાસના કરવાનો અને ડગલે ને પગલે આત્માનો ઇન્કાર કરવાનો. માણસ ભારે શક્તિશાળી હોય અને છતાં નિર્ભય ન હોય એમ બને. અંગ્રેજો અને જર્મનો શું ઓછા બહાદુર છે? પણ પોતે નિર્ભય નથી એટલે ત્રાસ વર્તાવી સામા પક્ષને ભયભીત દશામાં મૂકવામાં માને છે.

જે સ્વભાવે નિર્ભય છે તે જ બધાને અભયદાન આપી શકે. નિર્ભય માણસ કોઈના ઉપર સહેજે અવિશ્વાસ ન કરે. જ્યારે બીકણ માણસ ભાગ્યે જ કોઈના ઉપર વિશ્વાસ રાખે છે. જે માણસ નિર્ભય છે તેને જીવનમાં ફતેહ મળે જ છે એમ નથી. પણ એનું જીવન ક્ષણેક્ષણે કૃતાર્થ થાય છે. નિર્ભયતાને કારણે એ પીડાય તોયે ધૂપ બળીને સુવાસ ફેલાય એવી રીતે એના જીવનમાંથી સુવાસ ફેલાય છે.

*

દૈવી સંપદનું બીજું લક્ષણ તે સત્ત્વસંશુદ્ધિ. સત્ત્વ એટલે અર્ક. જીવનનો અર્ક કયો? ચારિત્ર્ય એ જ જીવનનો અર્ક છે. ચારિત્ર્ય વિના જીવન ટકે જ નહીં. ચારિત્ર્યશુદ્ધિથી જ માણસ અને સમાજ ચડે છે.

સત્ એટલે સાચું. સત્ત્વ એટલે સાચાપણું. જે છે, જેની હસ્તી વિશે શંકા નથી; જે ટકવાનું છે તે જ સત્ત્વ. માણસ જ્યારે ક્ષીણ થાય છે, નિસ્તેજ થાય છે, ચારિત્ર્યમાં ઊતરી જાય છે ત્યારે આપણે કહીએ છીએ કે એનામાં સત્ત્વ રહ્યું નથી. સત્ત્વ ગયું એટલે બાકી બધો કૂચો જ રહ્યો. જેઠીમધમાંથી શીરો (સત્ત્વ) કાઢી લીધો એટલે પછી કૂચો જ રહેવાનો. ગળોનું કે સિંકોનાનું સત્ત્વ કાઢી લીધું એટલે એમાં એનો કામનો, ઉપયોગી ભાગ આવી ગયો.

આ અંતરનું સત્ત્વ જો બગડી જાય તો બહારના ઉપાયો નિરર્થક છે. શરીરમાં લોહી બગડે ત્યારે ચામડી ઉપર ઇલાજ કર્યે શો પત્તો ખાય? ત્યાં તો કેવળ ગંધક ચોપડવાથી અથવા માટીના પાટા બાંધવાથી કામ સરવાનું નથી. એને માટે તો રેચ લેવો જોઈએ, બસ્તીનો પ્રયોગ કરવો જોઈએ. ઉપવાસ કરી પછી ફળના રસ ઉપર કે દૂધ ઉપર રહેવું જોઈએ. આનું નામ તે સત્ત્વસંશુદ્ધિ.

સમાજશરીર બગડે એટલે એના ચારિત્ર્યમાં સડો પેસી જાય છે. એ દૂર કરવા માટે ચારિત્ર્યને ચડાવનાર તેજસ્વી લોકકેળવણીની સાધના અમલમાં આણવી જોઈએ. આ રીતે સત્ત્વસંશુદ્ધિ થયા પછી જ જ્ઞાન અને યોગનો રસ્તો ખુલ્લો થાય છે.

ફેબ્રુઆરી, ૧૯૩૯

# ૧૮. સમાજવિકાસનાં મૂળભૂત તત્ત્વો

મનુષ્યસમાજના ગીતાએ મુખ્ય બે વિભાગ કલ્પ્યા છે: દૈવી અને આસુરી.

द्वौ भूतसर्गौ लोकेस्मिन् दैव आसुर एव च। (૧૬.૬)

અને વળી કહ્યું છે કે

दैवी सपद् विमोक्षाय निबन्धायासुरी मता। (૧૬.૫)

દૈવી સંપત્તિથી મનુષ્યનો વિકાસ થાય છે અને ધીમે ધીમે સમાજવિનાશક દુર્ગુણોથી એ મુક્ત થાય છે. આસુરી સંપત્તિ સમાજના સ્વાર્થ, અહંકાર, મત્સર ઇત્યાદિ સમાજદ્રોહી દુર્ગુણોને વધુ ને વધુ પોષણ આપે છે. ભોગ ને ઐશ્વર્યની અંદર જ ચિત્ત પરોવી લોકો આંધળા બને છે. સાચું જ્ઞાન તેઓ ખોઈ બેસે છે. અને અંતે અધોગતિએ પહોંચે છે. કામ, ક્રોધ અને લોભ આ ત્રણેને કબૂલ રાખ્યા પછી સમાજની અવનતિ જ થવાની. નરકના દ્વારરૂપી આ ત્રણ દુર્ગુણોનો સતત વિરોધ કરવાથી જ સંસ્કૃતિ ટકી શકે છે.

ફક્ત જીવવાથી જેમ વ્યક્તિનું જીવન કૃતાર્થ નથી થતું, તેમ સમાજનું પણ છે. જીવવું, ભોગવવું, અને ટકવું એટલાથી જ સમાજ કૃતાર્થ ન થઈ શકે. સમાજની મહત્ત્વાકાંક્ષા, સમાજની પ્રવૃત્તિ અથવા પુરુષાર્થ, સમાજનો જ્ઞાનરાશિ કંઈક મહાન ઉદ્દેશ તરફ દોડનાર હોય, જીવન કૃતાર્થ કરનાર હોય, મનુષ્યજાતિનું ચિત્ત એમનું જ ધ્યાન ધરતું હોય, તો જ જીવનમાં કંઈક પ્રવૃત્તિ છે, સફળતા છે, એમ કહેવાય, જે લોકો આગળ એ વસ્તુ નથી એ લોકો આસુરી સંપત્તિના છે. તેઓ,

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः। (૯.૧૨)

છે એમ ગીતાએ કહ્યું છે.

ઉપરનાં વિવેચન ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે ગીતાનું સમાજશાસ્ત્ર દૈવી સંપત અને આસુરી સંપતના વિભાગમાં જ સમાયેલું છે. દૈવી સંપત્તિમાં સમાજના સ્થૈર્ય અને અભિવૃદ્ધિનાં સર્વ લક્ષણો આવી ગયાં છે, જ્યારે આસુરી સંપત્તિમાં વિજય અને ઐશ્વર્યના આભાસથી માણસ આંધળો કેમ બને છે, જીવન-રહસ્ય કેમ ભૂલે છે, અને અંતે એનો નાશ કેમ થાય છે, એ બતાવેલું છે. અધ્યાત્મશાસ્ત્ર અથવા વેદાંતવિદ્યા પરલોક માટે જ છે, ઇહલોકને વિરોધી છે એમ માની આપણે આજકાલ એ તરફ ઘણી ઉદાસીનતા કેળવી છે. પણ ઇહલોક ને પરલોક વચ્ચે આવો વિરોધ હોઈ જ ન શકે એમ ઉપનિષદોએ સ્પષ્ટ કહ્યું છે. ઇહલોકમાં જેઓ નાલાયક નીવડ્યા તેઓ પરલોકમાં અનાયાસે ફાવી જશે એમ ન જ બને. જે અહીં તે જ ત્યાં. જે ત્યાં તે જ અહીં. જેઓ આ બે વચ્ચે વિરોધ જુએ છે તેઓ એક વિનાશમાંથી બીજા વિનાશમાં ઊતરે છે, એમ વિનાશના સ્વામી યમરાજે પોતે જ કહ્યું છે. શ્રી શંકરાચાર્યે પણ ધર્મ વિશે કહેતાં એ જ કહ્યું

છે કે, ધર્મમાં બેવડી શક્તિ છે. ઇહલોકનો અભ્યુદય અને પારલૌકિક કલ્યાણ એ બંને જે સાધી આપે તે જ ધર્મની બાબતમાં 'नाना' એટલે પરસ્પર વિરોધ હોઈ જ ન શકે, એમ માણસે હૃદયમાં વિચારપૂર્વક ઠસાવવું જ જોઈએ.

मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन ।

આપણી માન્યતા એવી છે કે માણસ પૂર્વ-સંસ્કારોને લીધે વિશિષ્ટ જન્મ લે છે અને એ મર્યાદા અથવા બંધનમાં રહીને જ એને પોતાનો વિકાસ સાધવાનો હોય છે. જ્યારે દેહ, કુટુંબ અને સમાજની મર્યાદામાં રહીને એ પુરુષાર્થ કરે છે ત્યારે કાં તો એ જૂનાં બંધનો વધુ ને વધુ દૃઢ કરે છે અને પોતાની શક્તિ ક્ષીણ કરે છે, અથવા કર્મ દ્વારા બધી સંકુચિતતામાંથી ઊગરી જઈ વધારે વ્યાપક જીવન માટે લાયક બને છે. વ્યક્તિની પેઠે સમાજ પણ વિકાસશીલ છે અને બંનેનું ધ્યેય એક જ હોઈ શકે છે.

વ્યક્તિનો આદર્શ જુદો અને સમાજનો આદર્શ જુદો એમ નથી. એટલા જ માટે વ્યક્તિવાદ કે સમાજવાદ એ ઝઘડામાં અર્થ નથી. વ્યક્તિ કે સમાજ પોતાનો વિકાસ સાધીને કઈ દિશામાં જવા માગે છે એ જો પ્રથમથી નક્કી કર્યું હોય, તો યુરોપના સમાજશાસ્ત્રીઓમાં લાંબા વખતથી ચાલતો આવેલો એ ઝઘડો અર્થહીન છે એ સહેજે ધ્યાનમાં આવે એમ છે.

પુરુષાર્થ એટલે વિઘ્નો પર વિજય. માણસના સ્વભાવમાં જીવનસાફલ્ય તરફ જીવનને લઈ જવાની વૃત્તિ પણ છે અને જીવનનો ઉદ્દેશ માર્યો જાય એ જાતની આત્મઘાતી વૃત્તિઓ પણ છે. એમને વિકૃતિ અથવા વિકાર કહેવામાં આવે છે. સ્વાર્થ, સંકુચિતતા, વિરોધ, વેર, દ્રોહ, હિંસા, અભિમાન વગેરે વિકારોથી જીવન-પ્રયોજન હણાય છે અને માણસ વધુ ને વધુ મુશ્કેલીમાં આવી પડે છે.

ગીતાએ સમાજવિકાસનાં મૂળભૂત તત્ત્વો કઈ રીતે વર્ણવ્યાં છે તે હવે આપણે તપાસીએ.

### અભય

સમાજનો વિકાસ બધા સાથે જ્ઞાનયુક્ત ઐક્ય સાધવામાં છે એમ ગીતાનું કહેવું છે. આના કરતાં વ્યાપક, ઉદાત્ત અને વ્યવહારુ આદર્શ દુનિયાની કોઈ પણ ફિલસૂફીએ કે ધર્મે મનુષ્યસમાજ આગળ ધર્યો નથી. બધા સાથેનું સંપૂર્ણ ઐક્ય અનુભવવું એ જ સાચો વિશ્વજિત યજ્ઞ કહેવાય. જ્યાં ભેદ રહ્યો ત્યાં વિજય ન સંભવે. ભેદ છે ત્યાં ભય છે જ. ભેદ કાઢી નાખવો હોય તો પ્રથમ અભય પ્રાપ્ત કરવું જોઈએ. એટલે જ ગીતાએ દૈવી સંપત્તિના ગુણો ગણાવતી વખતે 'અભય'ને પ્રથમ સ્થાન આપ્યું છે. ઉપનિષદ કહે છે કે,

द्वितीयाद् वै भयं भवति । બૃહદ્૦ (૧.૪.૨)

અભય બે પ્રકારનું છે. માણસ પોતાનું જીવન એવી રીતે રચી રાખે કે એ પોતે કોઈનાથી બીએ નહીં અને કોઈને એનાથી બીવાનું કારણ ન આપે. આ

બન્ને જ્યારે સધાય ત્યારે જ અભય પ્રતિષ્ઠિત થયું એમ ગણાય. આ બન્ને બાજુઓ ફકીરી બેફિકરી વગર ખીલવી ન શકાય. હું કોઈનાથી ત્યારે જ નહીં ડરું જ્યારે મારી ખાતરી હોય કે મારું સાચું સર્વસ્વ કોઈ લૂંટી જ ન શકે; અથવા જેને લોકો લૂંટી શકે તેવી વસ્તુઓ મારા જીવનવિકાસમાં મહત્ત્વની છે જ નહીં. 'Who steals my purse steals trash' એમ કહેનાર માણસ આ વાત જરૂર કંઈક અંશે જાણતો હતો. લોકો લૂંટી લૂંટીને શું લૂંટે? સંપત્તિ, કીર્તિ, પ્રતિષ્ઠા, સ્થાન કે સંબંધ અને આ મર્ત્ય શરીર એટલું જ લૂંટી શકે. વીર એ વસ્તુની પરવા નથી રાખતો.

મારાથી કોઈ ન બીએ એ વૃત્તિ કેળવ્યા પછી એટલે કે કોઈનું નુકસાન આપણે હાથે ન થાય એ રીતે જીવન ઘડવાથી સંપૂર્ણ સમાધાન રહે છે. છતાં આપણાથી લોકો ન જ બીએ એમ ન કહેવાય. કેમ કે માણસ વહેમી છે. જ્યાં બીવાપણું ન હોય ત્યાં જ વધારે બીએ છે. પણ જે માણસ કોઈને બીવાનુ કારણ નથી આપતો તે માણસ ધીમે ધીમે સમાજનો અત્યંત હિતકર્તા નીવડે છે

પણ અમુક માણસ આપણું ભૂંડું કરવાનો નથી એવી ખાતરી થયા પછી એનો લાભ લેનાર વિભૂતિઓ દુનિયામાં પડેલી જ હોય છે. એવા લોકો સામે અભયના પહેલો ભાગ, એટલે કે કોઈનાથી ડરવું નહીં કેમ કે કોઈનાથી આપણું સાચું નુકસાન થવાનું જ નથી, એ વૃત્તિ જ કેળવવી રહી.

આત્મરક્ષણની વૃત્તિ વ્યક્તિમાં કે સમાજમાં એટલી બધી વ્યાપેલી છે કે આપભોગના અસંખ્ય પ્રસંગો માણસ જતા જ કરે છે. આપભોગ એ જ વિકાસ-નો ખોરાક છે. એ જોઈએ તેટલા પ્રમાણમાં સમાજને મળતો નથી માટે સમાજનું ચારિત્ર્ય આટલું દુર્બળ છે. આપભોગ જ્યારે સહજ અને સ્વાભાવિક થશે ત્યારે સમાજ જોતજોતામાં ઉન્નત દશાએ પહોંચશે. ડરપોક અને ડરાવનાર બન્ને જાણે છે કે નિર્ભય માણસ એ જ સમાજનું હીર છે – ખમીર છે. કેવળ સખ્યા, સત્તા કે સંસ્કારિતા એટલા પરથી જ કોઈ સમાજ આગળ વધેલો છે એમ ન કહેવાય. જ્યાં અભય હોય ત્યા જ વિકાસ છે, પ્રગતિ છે.

અભયનો અર્થ આપણે ફરી ફરી વિચારવો ઘટે છે. હું કોઈનાથી બીતો નથી, મને કોઈની પરવા નથી એવી માણસ બડાઈ મારે એ અભયનું લક્ષણ નથી. માણસનું જીવન જ એવું હોવું જોઈએ કે એને ભયનું કારણ ન હોય. લોભ, ભોગલાલસા, અદેખાઈ વગેરે માણસમાં હોય ત્યા સુધી એ નિર્ભય નથી. અને જે પોતે નિર્ભય નથી તે બીજાને નિર્ભય શી રીતે કરી શકે? જે તૃપ્ત અથવા વિરક્ત છે તે જ નિર્ભય થઈ શકે છે અને એ જ બીજાને પણ અભયદાન આપી શકે છે; કેમ કે તૃપ્તિ કે વિરક્તિ બંનેમાંથી જ સમાધાનનુ વાતાવરણ આપણે મેળવી શકીએ છીએ.

સમાજની દૃષ્ટિએ – મનુષ્યજાતિની દૃષ્ટિએ – સમાધાન એ જ આજે દુનિયાને મુખ્ય વસ્તુ જોઈએ છે. પોતાની ઉન્નતિ પૂરેપૂરી થઈ નથી, જ્ઞાનના કેટલાય ક્ષેત્રો

હજી અણખેડેલાં જ છે. દ્વેષમાત્સરાદિ શત્રુઓ ઉપર હજી વિજય નથી મળ્યો તે કારણે માણસે અસંતોષ કેળવવો જોઈએ. પણ ભોગૈશ્વર્યની બાબતમાં અતૃપ્તિ કે અસંતોષ કેળવીને દુનિયા કોઈ દિવસ સુખી થવાની નથી. આજે દુનિયાના ભિન્ન ભિન્ન સમાજોનું માનસ તપાસીએ તો તે કાં તો ભયભીત દશામાં છે અથવા બીજાને ભયભીત કરવાની તૈયારીમાં છે. આ પ્રગતિનું લક્ષણ તો ન જ હોઈ શકે. તેથી જ અભય — દ્વિવિધ અભય — સમાજના સ્થૈર્ય અને ઉત્કર્ષને માટે અત્યંત આવશ્યક એવો સામાજિક સદ્ગુણ છે.

## સત્ત્વસંશુદ્ધિ

આજકાલ સૌ કોઈ સ્વીકારે છે કે કેળવણી વગર સમાજ સુવ્યવસ્થિત ન રહી શકે. જેમ વાસણો રોજ ઉટકાવાં જોઈએ, શરીરને રોજ નવરાવવું, ખવરાવવું જોઈએ, તેમ સમાજને અભયની કેળવણી મળવી જ જોઈએ. એ કેળવણીનો આદર્શ સત્ત્વસંશુદ્ધિ અને જ્ઞાનયોગવ્યવસ્થિતિમાં આવી જાય છે. સત્ત્વસંશુદ્ધિ એટલે હૃદય, ઇચ્છાઓ, હેતુઓ, વાસના, આદર્શ — એ બધાંની શુદ્ધતા. એ જેટલે દરજ્જે સચાઈ હોય તેટલે દરજ્જે સમાજ સુધરેલો ગણાય.

સત્ત્વસંશુદ્ધિ માટે જૂના કાળમાં ધર્મોપદેશકો ખૂબ પ્રયત્ન કરતા, આજે વિદ્વાનો અને સમાજસેવકો પ્રયત્ન કરે છે. અને હવે તો એવો એક વર્ગ ઉત્પન્ન થતો જાય છે કે જે ઉપલા બંને વર્ગોની નિષ્ફળતા જોઈ સત્ત્વશુદ્ધિના પ્રયત્નો જ વ્યર્થ છે એમ માનતો અને કહેતો થયો છે. એની મેળે જેટલી સત્ત્વસંશુદ્ધિ થાય એટલી ખરી. સત્ત્વસંશુદ્ધિનો ખાસ પ્રયાસ તો વ્યક્તિઓ ભલે કરે પણ સામાજિક પ્રયાસથી તો તે ન જ થઈ શકે — ન જ થવો જોઈએ, થતો હોય તો એનો વિરોધ કરવો જોઈએ એમ કહેનાર એક પક્ષ છે.

સત્ત્વસંશુદ્ધિ માટે સામાજિક પુરુષાર્થ થઈ શકે છે અને તે થવો જોઈએ. નહીં તો મેળવેલું જ્ઞાન અને કેળવેલી શક્તિ સમાજને જ તોડી પાડવામાં કામ આવશે. એ તરફ લોકોનું લક્ષ જતું નથી. તેથી રાષ્ટ્રો યુદ્ધની તૈયારીઓ વધારતાં જાય છે, વેપારીઓ અને કારખાનદારો જીવલેણ હરીફાઈ ચલાવે છે અને કેળવણીનાં ઝરણાં મૂળમાં જ કલુષિત કરવામાં આવે છે. જૂના ધર્મોપદેશકોએ અને આજના વિદ્વાનોએ સત્ત્વસંશુદ્ધિનો પ્રયત્ન કર્યો એમાં કશું ખોટું ન હતું. અખંડ પ્રયત્ન વગર સંસ્કૃતિ ટકવાની જ નથી. પણ સત્ત્વસંશુદ્ધિનો પ્રયત્ન શબ્દો દ્વારા મુખ્યત: કરવાનો નથી હોતો. શબ્દોની શક્તિ પરિમિત છે. શબ્દ અર્થોનું વહન કરે છે. નિશ્ચય, ચારિત્ર્ય કે સંકલ્પ શબ્દોમાં નથી હોતાં પણ એ વાપરનારના જીવનમાંથી આવે છે. જીવનશક્તિને અભાવે શબ્દો મોળા પડે તો તેટલા ખાતર સત્ત્વસંશુદ્ધિનો પ્રયોગ પણ છોડી દેવો એ બરાબર નથી.

૧૯૩૦

# ૧૯. ॐ નમો નારાયણાય પુરુષોત્તમાય

મનુષ્યસમાજની ધાર્મિક ઉપાસનાની શાસ્ત્રશુદ્ધ, અદ્યતન અને અત્યંત ઉન્નત કક્ષા ઉપરના મંત્રમાં વ્યક્ત થાય છે. નારાયણ એટલે મનુષ્યસમાજના હૃદયમાં વાસ કરતું અંતર્યામી પરમાત્મતત્ત્વ. નર એટલે મનુષ્ય. એમાં સ્ત્રીપુરુષ બધાં આવી જાય છે. એ સર્વના ત્રિકાળવ્યાપી સમૂહ અથવા સમાજને નાર કહે છે. નાર એટલે મનુષ્યકોટિ, માનવ્ય. પાછળ થઈ ગયેલાં, આજે છે તે અને હવે પછી થનાર બધાં મનુષ્યપ્રાણી જેમાં અંતર્ભૂત થાય છે એવી સનાતન એટલે નિત્ય મનુષ્યજાતિ તે નાર. એ નાર જેનું અયન એટલે આશ્રયસ્થાન થયું છે, તે મનુષ્યહૃદયમાં અખંડ વ્યક્ત થનારો પરમાત્મા નારાયણ નામે ઓળખાય છે. આ વિશ્વમાં જે કંઈ જડવત્ ભાસે છે તે બધુ નશ્વર ગણી, નિઃસાર ગણી એને બદલે સારરૂપ, સનાતન શુદ્ધ અને નિત્ય અને તેથી જ અન્વેષ્ટવ્ય, મૃગ્ય અને પ્રાપ્ય નારાયણ તત્ત્વને જ જીવનનું ધ્યેય બનાવવું, એ તત્ત્વને સારુ જ અને તેમાં જ જીવવું એવી દૃઢ નિષ્ઠા રાખનાર બળવાન, યુવાન ભક્ત સત્યાગ્રહી પ્રહ્લાદ નારાયણનો ઉપાસક હોવાથી નારાયણ નામ લેતાં જ સત્યની વીર્યયુક્ત અનન્ય ઉપાસના પણ ધ્યાનમાં આવે છે. પ્રત્યેક નરે એટલે સ્ત્રીપુરુષે જીવનસાધના દ્વારા અંતે નારાયણ-રૂપ થવાનું છે એમ પ્રાચીન તેમ જ અર્વાચીન મહાત્માઓ કહેતા આવ્યા છે. નારાયણનું ધ્યાન એટલે નરજન્મના અંતિમ ઉદ્દિષ્ટ અથવા ધ્યેયને અખંડ લક્ષમાં રાખવું તે.

નરનો અંતિમ અને અનંત વિકાસ તે જ એ નારાયણ તત્ત્વ. એ સ્થિતિ હજી આપણે પ્રાપ્ત કરી નથી. પરંતુ શક્ય તે ઉપાયે, શક્ય તેટલી ત્વરાથી, આ સ્થિતિ પ્રાપ્ત કરવાની છે, એની સ્મૃતિ અને સાધના 'નમઃ' શબ્દથી વ્યક્ત થાય છે. નદી જે પ્રમાણે સાગર તરફ વહે છે તેમ અપૂર્ણ પ્રયત્નપૂર્વક અને સતત પૂર્ણ તરફ વહે તેને જ 'નમસ્કાર' કહે છે.

પુરુષ એટલે નવ દ્વારના આ પુરમાં એટલે કે દેહમાં રહેતો, શયન કરતો, વાસ કરતો આત્મા, સાધનાક્ષમ જીવ. સ્ત્રી અને પુરુષ બંનેનો એમાં સમાવેશ થાય છે.* એવો એ પુરુષ વ્યક્તિરૂપે એક દેહમાં રહે છે; તે જ સમાજરૂપે ત્રિકાળ-વ્યાપી સમુદાયમાં હોય છે; અને વિરાટરૂપે સર્વ વિશ્વમાં વ્યાપેલો છે. વ્યક્તિમાં જે પ્રમાણે એને આપણે પુરુષ રૂપે (personality રૂપે) ઓળખીએ છીએ તે પ્રમાણે

*જે પ્રમાણે 'દિવસ' શબ્દમાં દિવસ અને રાત્રિ બન્નેનો સમાવેશ થાય છે અથવા 'પિતર' શબ્દમા પિતા અને માતા બન્નેનો સમાવેશ થાય છે, તે જ પ્રમાણે 'પુરુષ' શબ્દમાં સ્ત્રી અને પુરુષ ઉભયનો સમાવેશ થાય છે.

સર્વ વિશ્વમાં સૂર્યચંદ્રાદિ ગ્રહ અને નક્ષત્રતારાઓના સમુદાયમાં પણ તેને પુરુષ-રૂપે જ ઓળખવો જોઈએ. મનુષ્યસમાજનો વિચાર કરતાં પણ સમષ્ટિરૂપે તે એક પુરુષ જ છે એ આપણે જાણવું જોઈએ.

पुरुष एवेदं सर्वं यद् भूतं यच्च भव्यम् । વિવિધવર્ણાત્મક મનુષ્યસમાજ એ પણ એક અવિકલ પુરુષ જ છે. એ પુરુષની ક્ષર અને અક્ષર એવી બે બાજુઓ છે. ભૂત રૂપે એ ક્ષર છે એમ દેખાય છે. તેના કૂટસ્થ તત્ત્વનો વિચાર કરતાં તે અક્ષર છે એવું સૂઝે છે. આ ક્ષરાક્ષરની સર્વ સાધના જે આદર્શને સિદ્ધ કરવા મથે છે તે પુરુષતત્ત્વનું 'પુરુષોત્તમ' એવું નામ છે. આજનો મનુષ્ય અપૂર્ણ છે, અસમ છે અને સદોષ છે. એને જ પૂર્ણ, સમ અને નિર્દોષ એટલે જ ભૂમા અને બૃહત્ થવાનું અર્થાત્ 'પુરુષોત્તમ' બનવાનું છે. વિરાટ પુરુષનો આ અંતિમ આદર્શ તે જ પુરુષોત્તમ.

આત્મૌપમ્ય દ્વારા વિશ્વાત્મૈક્યનો સાક્ષાત્કાર કરાય તો જ એ પુરુષોત્તમ પદ પ્રાપ્ત થાય. તેથી જ વિશ્વાત્મૈક્ય એ જ પુરુષનો એકમાત્ર 'પુરુષાર્થ'. મોક્ષ વિશ્વાત્મૈક્યનું માત્ર પ્રાથમિક સાધન છે. ધર્મ, અર્થ અને કામ જેટલા પ્રમાણમાં પુરુષને મોક્ષ તરફ લઈ જાય તેટલા પ્રમાણમાં તેમને પણ ઉપલક્ષણથી પુરુષાર્થ કહેવામાં હરકત નથી. પુરુષોત્તમ સ્થિતિએ પહોંચવા સારુ પુરુષે જે સાધના કરવાની છે, જે પુરુષાર્થ કરવાનો છે, જે નિરલસ, અખંડ અને વર્ધમાન પરાક્રમ કરવાનું છે તે બધું નમઃ શબ્દથી વ્યક્ત કરેલું છે.

આ સર્વનું આદ્ય કારણ, અથવા મૂળ આધાર એવી આસ્તિક્યરૂપી શ્રદ્ધા તેનું જ નામ ૐ છે. ૐ એટલે હા. જ્યાં નકારને, નિષેધને, અભાવને, અશ્રદ્ધાને સ્થાન નથી તે પદવીને, તે વૃત્તિને, તે શ્રદ્ધાને ૐ કહે છે. ૐ એ અજરામર અને અખંડ એવી આસ્તિકતા છે. મારું જીવન સત્યરૂપ છે, તેનો અંતિમ આદર્શ સત્યરૂપ છે, તે આદર્શને પહોંચવું શક્ય છે, એ 'પહોંચવાની' યાત્રા અથવા સાધના કૃતાર્થ થવાને સમર્થ છે એવો જે દૃઢ વિશ્વાસ તે જ આ ૐકાર. સચ્ચિદાનંદ પ્રભુથી તે ભિન્ન નથી. તેથી તેના સ્મરણપૂર્વક જ બધું ધ્યાન ચલાવવું જોઈએ. તેથી એના ધ્યાનપૂર્વક સર્વ સાધના એટલે પરાક્રમ કરવાનું હોય છે. એ સાધના જેમ જેમ સિદ્ધ થતી જાય, ધ્યેયનો જેમ જેમ સાક્ષાત્કાર થતો જાય, તેમ તેમ પ્રાપ્તિનો આનંદ પણ આ મંત્રથી જ વ્યક્ત થાય છે.

આ સર્વ હેતુ મનમાં રાખીને આ મંત્રનો સરહસ્ય જપ કહ્યો છે.

# ૨૦. આત્મૌપમ્યની સમજ

[પ્રશ્નોત્તરી]

પ્ર૦ — સર્વભૂતાત્મતા, આત્મૌપમ્ય, વ્યાપક વગેરે વિશેષણો બુદ્ધિથી સમજાય છે પણ એ સ્પષ્ટપણે કઈ રીતે કળાય એ સવાલ મનમાં ડહોળાયા જ કરે છે.

ઉ૦ — આત્મૌપમ્ય એટલે શું? બધામાં સમભાવ અનુભવવો તે. એ અનુભવ બે રીતે થાય: જ્ઞાનથી અને પ્રેમથી. પ્રેમ એક અમોલ શક્તિ છે જેની પાસે બધા દુર્ગુણો ગળી જાય છે. પ્રેમને દુર્ગુણોની ઊણપની પરખ નથી એમ નથી, પણ ભારેમાં ભારે દોષને પણ પ્રેમ લેખવતો નથી; એ સારી બાજુ જ જુએ છે ને પોષે છે. પ્રેમ વ્યક્તિના નઠારાપણાને પોતાના કરતાં મોટું થવા નથી દેતો. એટલે બધા પ્રત્યે પૂરેપૂરો પ્રેમ વધારવો એ આત્મૌપમ્ય સાધવાનો સીધો ને સરસ ઉપાય છે. પણ એમાં એક બાધ આવે છે. આપાણું જ્ઞાન જાગ્રત ન હોય તો પ્રેમ એક બાજુ ઢળી પડી બીજી બાજુ દ્વેષ ઊભો કરે છે. બાપની ઇચ્છા અને સલાહ વિરુદ્ધ જઈ કોઈ યુવક જ્ઞાતિ બહારની છોકરીને પરણવા જાય ત્યારે જો તમે યુવકની સાથે સહાનુભૂતિ ધરાવવા જાઓ તો તેના બાપને વખોડયા વિના રહી જ ન શકો અને જો બાપ તરફથી મધ્યસ્થી કરતા હો તો યુવક પર ક્રોધે ભરાઈ ઉદ્ધતાઈના, નીચતાના અને એવા કેટલાયે બીજા આક્ષેપો તેના પર મૂકો. એટલે સર્વભૂતાત્માપણું તટસ્થતા વિના ના કેળવાય. બિલાડી પાળી હોય તો તે પોતાનાં બચ્ચાં માટે ઉંદર મારી લાવે ત્યારે બિલાડીની વત્સલતા નજરે ચડે અને ઉંદરના જીવનનો અભ્યાસ કરવા ઉંદર પાળ્યો હોય ત્યારે જો કોઈ બિલાડી આપણા પાળેલા ઉંદરનાં બચ્ચાં પોતાનાં બચ્ચાંને ખવરાવવા લઈ જાય તો બિલાડીની વત્સલતા ધ્યાનમાં ન આવે, બિલાડી ક્રૂર લાગે અને ઉંદર ઉપર દયાનું પૂર આવે. અર્થાત્ પક્ષપાત વિનાની સમભાવી તટસ્થતા પ્રેમના મૂળમાં હોવી જ જોઈએ.

આ જ વસ્તુ જ્ઞાનથી પણ સાધી શકાય. દરેક જણની પરિસ્થિતિ બધી તરફથી વિચારતાં આવડે અને દરેક પ્રત્યે નિરપેક્ષ તટસ્થવૃત્તિ રહે, સર્વત્ર નિર્વૈર બનાય તોયે આત્મૌપમ્ય અનુભવી શકાય.

પ્ર૦ — જે આત્મૌપમ્યની અને સર્વભૂતાત્મતાની આપણે કલ્પના કરીએ છીએ તે કેવળ વૃત્તિ છે કે તત્ત્વ છે? આત્મૌપમ્ય કેળવવું એટલે કોઈ એક ભાવના ભાવવી કે વિશિષ્ટ વસ્તુને પહોંચવું?

ઉ૦ — આત્મા એ કંઈ શૂન્ય વસ્તુ નથી. એટલે સાવ પોલી વૃત્તિ કેળવવાથી આત્મૌપમ્ય નથી મળવાનું. એ નક્કર વસ્તુ છે. તેને શોધી કાઢવું જોઈએ.

પ્ર૦ — પણ એને પૂરેપૂરું પારખી શકાતું જ નથી. એના વ્યાપકતા ને ભિન્નતા

અનંત છે. તે કારણે એનું આકલન નથી થતું. પછી એ તત્ત્વ પ્રાપ્ત કઈ રીતે થઈ શકે?

ઉ૦—અનંત તત્ત્વ પૂરેપૂરું ન સમજાય તેમાં કાંઈ હાનિ નથી. એ અનંત છે તો ભલે તેને વિશેની આપણી કલ્પના કાચી ને અધૂરી રહે. એક વાર આપણી યાત્રા શરૂ થઈ એટલે મુકામે પહોંચવાના જ છીએ. અંતર ફક્ત કાળનું રહેવાનું. યાત્રાએ ઊપડયા અને ચોક્કસ ઇષ્ટ દિશાએ આગળ વધવા લાગ્યા એટલું આપણે માટે બસ છે. કઈ તરફ જવું છે એ એક વાર મનમાં ઠરાવી લીધા પછી અશાંતિ અને અસ્વસ્થતા ટળી જાય છે. પછી સાવધાની એટલી જ રાખવાની કે આડે રસ્તે આપણે ન ઊતરી પડીએ. આજકાલનું આપણું જીવન સીધે માર્ગે જતું જ નથી. જે ગામ ન જવું હોય તે ગામના રસ્તાની પંચાત કરવા આપણે બેસી જઈએ છીએ. જો એ કુટેવ છૂટી જાય તો આપણી ઘણીખરી અકળામણ ટળી જાય.

અને અપૂર્ણતા એ પણ ભારે આશીર્વાદ જ છે. જે વસ્તુ પાકી ગઈ એ સુધરવાની કે વધવાની નથી. ચાક ઉપર કાચો પિંડો હોય તે જ વિકસિત થવાનો છે. આફ્રિકન સમાજ જે સુધારો પેદા કરશે એ તે પહેલાંના બધા સુધારાથી ચડિયાતો હશે. અણઘડ માણસ જે મૌલિકતા દાખવે છે એ ઘડાયેલો પંડિત નથી દાખવી શકતો. બાપુજી જે સિદ્ધાંતો શોધી શકે છે તે તેમનાથી પોતાને ચતુર ગણનારા માણસો નથી શોધી શકતા. જ્યાં સુધી અપૂર્ણતા છે ત્યાં સુધી જ આશાને સ્થાન છે. પૂર્ણતાએ પહોંચ્યા પછી આશા શી રાખવી? એમ કહેવું ખોટું નથી કે બાઘાઈ—વ્યવહારકુશળતાની ઊણપ—પ્રગતિશીલપણાની આવશ્યક શરત છે.

પ્ર૦—મનુષ્યમાત્ર પ્રગતિને પંથે છે. માનવીની કચાશ પૂર્ણતાનું એક પગથિયું છે એ મુદ્દો સમજાય છે, પણ વિશ્વમાં અસંખ્ય પ્રાણીઓ ને પદાર્થો છે અને તેમની ભિન્નતાનોયે અંત નથી. એ સર્વમાં પણ એક જ પૂર્ણ તત્ત્વ પથરાયેલું છે?

ઉ૦—હા, બધું એક જ તત્ત્વ છે. અને દરેકનો વિકાસ થવાનો જ છે. પાપ કે નબળાઈ વિશે એ એક ખૂબીની વાત છે કે પાપ માણસને અનેક રીતે દુર્બળ અને અશક્ત કરી મૂકે છે, છતાં એ આપણને સમભાવ તરફ ખેંચી લઈ જાય છે. જેને હાથે એક વાર પાપ થઈ ગયું તે બીજા પ્રત્યે સહેજે સહિષ્ણુ બને છે. ખરાબમાં ખરાબ વસ્તુ પણ વિકાસનું જ પગલું છે, અને જે વસ્તુ આગળ વધતી અટકે છે, જેમાં વધારે પાકવાપણું નથી એ ભાંગી જાય છે અને નવે સ્વરૂપે ફરી વિકાસ સાધે છે.

૧૯૩૨

# ૨૧. ગીતાની શિખામણ

## સ્વજનવાત્સલ્ય

યુદ્ધની શરૂઆતમાં બન્ને પક્ષમાં મોટે ભાગે પોતાનાં સગાંવહાલાં અને મુરબ્બીઓ જ છે એમ જોઈ અર્જુનનો લડવાનો ઉત્સાહ ભાંગી પડચો. એને થયું, 'શું રાજ્ય મેળવવા માટે આવડો મોટો કુલસંહાર થવા દઈએ? રાજ્ય મેળવીએ તે એટલા જ માટે કે સગાંસંબંધીઓ બધાં સુખે રહી શકે અને પોતાના કુળનો ઉત્કર્ષ થાય. પણ અહીં તો કુલક્ષય થવા બેઠો છે. કૌરવો ભલે લોભથી આંધળા થયા હોય, પણ આપણે તો ધર્મ જાણીએ છીએ. કુળનો નાશ થાય તો કુળધર્મ ડૂબી જાય છે, અધર્મ ફેલાય છે અને બધા નરકમાં પડે છે. આવડું પાપ આપણાથી કેમ થાય? એના કરતાં ભલેને કૌરવો આપણા ઉપર શસ્ત્ર ચલાવી આપણને મારી નાખે! હું તો શસ્ત્ર ઉગામ્યા વગર જ એમના પ્રહાર ખમીશ. એમાં જ મારું ક્ષેમ છે.':

अहो वत महत् पापं कर्तुं व्यवसिता वयम्।
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः॥ (૧.૪૫)

*

## હૃદયદૌર્બલ્ય

અર્જુને આમ ધર્મસંકટનો એક સવાલ ઉઠાવ્યો. જવાબમાં શ્રીકૃષ્ણ કહે છે કે સાચું જોતાં તારી આગળ ધર્મસંકટ છે જ નહીં. તારા મનમાં જે દુવિધા છે તે એક કશ્મલ છે. એમાં હું ક્લૈબ્ય એટલે કે નિર્વીર્યતા જોઉં છું. તું ડહાપણની વાતો કરે છે પણ તે ધર્મ સમજ્યા વગરની છે. તારો ધર્મ સ્પષ્ટ છે.

અર્જુનની શંકા કશ્મલ કઈ રીતે છે, એના સ્વજનવાત્સલ્યમાં ક્લૈબ્ય ક્યાંથી આવ્યું, એની વિગતમાં ભગવાન ઊતર્યા નથી. એમણે એટલું જ કહ્યું કે તારે લડવું છે તે ધર્મની ખાતર. એને અંગે રાજ્યલાભ થાય એ વાત જુદી. રાજ્યલાભ થાય તો તે ભોગવી લે અને મોતનો ભેટો થાય તો તેને પણ વધાવી લે. બંને સંજોગોમાં કલ્યાણ જ છે. ધર્મનો રસ્તો જ એવો છે કે એ રસ્તે જતાં દુર્ગતિ નથી થતી.

આપણે ઘણી વાર દયા ખાઈએ છીએ, પણ શાની દયા ખાઈએ છીએ એ જ તપાસતા નથી. સાચવવા જેવો હોય તો તે એક આત્મા જ છે. તે તો અમર છે. અને આત્મા-વ્યતિરિક્ત જે બીજી વસ્તુઓ પ્રત્યે આપણે દયાભાવ રાખીએ છીએ, મમત્વ રાખીએ છીએ તેમાં જ આપણું બંધન રહેલું છે. આત્મા-વ્યતિરિક્ત જે કંઈ દેખાય છે તેની સામે નિર્દય યુદ્ધ જ કરવાનું છે, વિગતજ્વર

યુદ્ધ જ કરવાનું છે, આ જાતની શિખામણ ભગવાને અર્જુનને આપી છે; અને આ સનાતન યુદ્ધ કેમ લડાય, વિગતજ્વર કેમ થવાય એનો માર્ગ બતાવ્યો છે.

આ શિખામણ ધ્યાનમાં લીધા પછી જ અર્જુનની દલીલમાં ક્લૈબ્ય ક્યાં હતું એની આપણને કલ્પના થાય છે. અર્જુનની દલીલની પાછળ આત્મૌપમ્ય નથી, હૃદયની વિશાળતા નથી. હૃદયદૌર્બલ્ય જ છે. પ્રાકૃત લોકોમાં સગાંવહાલાંઓ પ્રત્યે જે મોહ હોય છે, તેમની ખાતર બધું જતું કરવાની જે ઇન્તેજારી હોય છે તેના કરતાં વધુ કશું નથી. અર્જુનને જેટલી દુનિયા પોતાની લાગતી હતી તે બધી જ રણાંગણ ઉપર ઊભેલી જોઈ તે અસ્વસ્થ થયો છે. એ તો સત્યાનાશ જ જુએ છે. આ સગાં અને મુરબ્બીઓનો નાશ થાય તો પછી જીવનમાં સાર શો રહ્યો એવી એની પ્રાકૃત દલીલ હતી. માટે જ શ્રી ભગવાને કહ્યું :

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्य-जुष्टम्‌अस्वर्ग्यम्‌अकीर्तिकरम्‌अर्जुन ।।
क्लैब्यं मा स्म गमः पार्थ! नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप! ।। (૨.૨–૩)

*

## અર્જુનની પ્રપત્તિ

અર્જુને વાત તો એવી શરૂ કરી હતી કે સ્વજનોને રાજ્યને અર્થે મારવામાં પાપ છે, માટે હું નથી જ લડવાનો. મને શસ્ત્ર વગરનો જ તેઓ ભલે મારે, હું એમને મારવાનો નથી. પણ જ્યારે ભગવાને એની એ વૃત્તિ ધાર્મિક નથી પણ અનાર્ય છે, અસ્વર્ગ્ય છે, એની પાછળ ક્ષુદ્ર હૃદયદૌર્બલ્ય રહેલું છે એમ કહ્યું ત્યારે એનો આગ્રહ મોળો પડયો. ન લડવું એ જ મારો ધર્મ છે એમ કહેનાર અર્જુન ઓળખી ગયો કે પોતે ધર્મ-સંમૂઢ છે, પોતાનામાં કાર્પણ્ય આવી ગયું છે. હવે એટલું સમજીને એ ફરી વાતો કરે છે. સગાંવહાલાંઓને મારીને રાજ મેળવીએ તો બધી ઇંદ્રિયોને શોષી નાખનાર જે દુ:ખ થશે તે કેમ દૂર થાય? એ રીતે એણે પોતાની વાત નવેસર ભગવાન આગળ મૂકી.

કાર્પણ્ય એટલે કંજૂસાઈ નહીં. આર્ય માણસ બીજાની કૃપાનો પાત્ર થતાં શરમાય છે. બીજા પોતાની દયા ખાય એમ જે ઇચ્છે – કૃપાનો ભૂખ્યો રહે, જે રાહત માગે તે કૃપણ. જેનું હૃદય ઉદાર હોય છે, બૃહત્ હોય છે તે બ્રાહ્મણ. અર્જુને બ્રાહ્મણની ભાષામાં વાત શરૂ કરી હતી. પછી એણે જોયું અને કબૂલ કર્યું કે કાર્પણ્યદોષથી પોતાની બુદ્ધિ, પોતાની વૃત્તિ બદલાઈ ગઈ છે. પણ અર્જુન પાસે એક ભારે વસ્તુ હતી, જેથી જ એ તરી ગયો. એનામાં પ્રપત્તિ હતી. પોતાના ગુરુને શરણે જવાની શ્રદ્ધા એનામાં હતી. 'મારા કલ્યાણનો રસ્તો મને બતાવો' એવી એણે શ્રીકૃષ્ણને પ્રાર્થના કરી. એને પરિણામે એને જે ઉપદેશ અને દૃષ્ટિ મળ્યાં તે જ આ વિશ્વમાન્ય ભગવદ્‌ગીતા.

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्॥ (૨.૭)

### જેવી ભાવના તેવી સિદ્ધિ

ગીતા વાંચનારનું ધ્યાન એ તરફ ગયા વગર રહે જ નહીં કે દુર્યોધન અને અર્જુન વચ્ચે કેટલો ભેદ હતો. દુર્યોધન પોતાના ગુરુ પાસે જાય છે પણ એનામાં 'શુશ્રૂષા' નથી. ગુરુનું સાંભળવાને બદલે એ ગુરુને જ સંભળાવે છે. તમને સોંપેલું કામ બરાબર કરજો એમ પણ ઉમેરે છે. ભીષ્મ અને ભીમની સરખામણી કરે છે. એના મનમાં 'મદર્થે' જ રમી રહ્યો છે. આટઆટલા ભડવીરો મારે અર્થે ત્યક્ત-જીવિત છે એમ એ અભિમાનપૂર્વક કહે છે. પરિણામે એનો આચાર્ય કશો જવાબ જ આપતો નથી. આખરે ભીષ્મને દુર્યોધનની વહારે ધાવું પડે છે. ભીષ્મે સિંહનાદ કરી એનામાં હર્ષ જગાવ્યો. કેમ કે પોતે કુરુવૃદ્ધ પિતામહ હતા.

સામા પક્ષમાં અર્જુનને મદર્થ દેખાતો નથી. એ તો જેમને અર્થે બધું મેળવીએ તેઓ જ મરવા તૈયાર થયા છે. એનું દુ:ખ કર્યા કરે છે. એને તો ત્રિલોકીનું રાજ્ય પણ તુચ્છ ભાસે છે, અને એ ગુરુને શરણે જાય છે. એનો ગુરુ એનો બધો ભાર પોતાને માથે લઈ લે છે અને એને ધર્મ્યામૃત પાય છે; અને એનો ઉદ્ધાર કરે છે.

यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी।

### પુનર્જન્મ

આત્મા અમર છે. દેહનો નાશ થાય તોયે આત્માનો નાશ થતો નથી. એક દેહ ગયો તો આત્મા એને ઠેકાણે બીજો દેહ લઈ શકે છે. એને આ રીતે એક પછી એક એવા અનેક જન્મોમાં જાતજાતનો અનુભવ લઈ અંતે તે પરમાત્મામાં લીન થઈ શકે છે એ આપણા ધર્મનો મુખ્ય સિદ્ધાંત છે; આપણા તત્ત્વજ્ઞાનનો પાયો છે. પુનર્જન્મ ઉપર વિશ્વાસ એ આપણા ધર્મની ખાસિયત છે. એ સિદ્ધાંત-થી જ ભગવાને ગીતાના ઉપદેશથી શરૂઆત કરી છે. માણસ જેમ એક અવસ્થા-માંથી બીજી અવસ્થામાં પ્રવેશ કરે છે, બાળપણ છોડી તરુણપણામાં પ્રવેશ કરે છે, જુવાનીમાંથી ઘડપણમાં જાય છે, તેમ જ આ દેહ છોડી બીજા દેહમાં જાય છે. સવાર, બપોર, સાંજ પૂરી કરી સૂરજ આથમી જાય છે તે કંઈ મરી જાય છે? નવો દિવસ ધારણ કરી તે ફરી ઊગે છે. ઉનાળામાં સુકાઈ ગયેલું બીજ બીજા

સ્તનમાંથી દૂધ પૂરું થવા આવે એટલે બાળકને એ બીજા સ્તન તરફ લઈ જાય છે. પણ પહેલા સ્તનથી છૂટા પડતી વખતે બાળક કેટલું બુમરાણ મચાવે છે? અજ્ઞાન બાળકને લાગતું હશે કે મા કઠોર છે. પણ મા તો કારુણ્યની મૂર્તિ જ હોય છે. બાળકના દુઃખનું કારણ એનું અજ્ઞાન જ છે. બાળકને જ્યારે સમજણ આવે છે ત્યારે સ્તનાન્તરની એ ધીરજથી રાહ જુએ છે. ધીર પુરુષ પણ એ જ રીતે દેહાંતરને વધાવી લે છે.

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ।। (२.१३)

*

## સર્વવ્યાપી પરમાત્મા

સાધારણ માણસને એવો જ ખ્યાલ રહે છે કે ઈશ્વર કાં તો ઉપર આકાશમાં રહે છે અથવા મંદિરમાં રહે છે. અને ત્યાંથી બધું જોઈ કે સાંભળી શકે છે. અને જ્યારે માણસ પોતાના જીવની વાત કરે છે ત્યારે તે જાણે પોતાની છાતીમાં કે હૃદયમાં રહ્યો હોય એવી જ રીતે માણસ બોલે છે

આપણો જીવ આપણા શરીરમાં છે એ તો વાત સાચી છે, પણ એ આપણા શરીર જેવડો જ નથી, એ સર્વત્ર છે. સ્વામી વિવેકાનંદે કહ્યું છે કે 'જો રૂપકથી સમજાવી શકાય તો, જીવ અથવા આત્મા એ વિશાળ વર્તુલ છે, જેનું મધ્યબિંદુ આપણા શરીરમાં છે. અને એના પરિઘનો તો અંત જ નથી.' દીવાના પ્રકાશનું પણ એમ જ હોય છે. ફરક એટલો જ કે પ્રકાશ જડ હોવાથી જેમ જેમ આગળ વધે તેમ તેમ તે ઝોળો પડે છે. આત્માને એવી મર્યાદા નથી, પરમાત્મા પણ એવી જ રીતે સર્વવ્યાપી છે. સર્વવ્યાપી હોઈ અવ્યય છે. એમાં ઘટાડો થતો નથી, એનો નાશ પણ થતો નથી, એ બધે તણાયો છે.

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम्।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ।। (२.१७)

*

## અમર ગાન

ગીતા આપણું 'અમૃત ગાન' છે. આપણે સદ્ગીતો ઘણાં સાંભળ્યાં છે. ગીતામાં આત્માના અમૃતત્વનું ગાન છે. જીવવાનો સાચો રસ અને મરવાની સાચી હિંમત આ અમૃતત્વમાંથી જ આવે છે. આત્મા છે એ અખંડ છે, સતત છે, એટલે જેની ખાતરી થઈ ગઈ છે એ શાથી બીએ, શાથી અચકાય? શાનો લોભ રાખે અને કોના પર ક્રોધ કરે? આત્મા અનાદિ અને અનંત છે એટલું ગળે ઊતર્યા પછી માણસ શાંત અને નિર્મોહ થવો જ જોઈએ. જન્મ, મરણ, ભૂત, ભવિષ્ય—એ બધું આત્મા માટે નથી, એ તો શરીર માટે છે. હમેશાં

બદલાતા રહેવું એ દેહધર્મ છે. આત્માનો ધર્મ એથી ઊલટો છે. તેથી બધા વિકારો ચાલતાં છતાં આત્મા તો અલિપ્ત જ રહે છે, એને કોઈ પહોંચી શકતું નથી.

न जायते म्रियते वा कदाचित्
नायं भूत्वा भविता वा न भूयः।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे॥ (२.२०)

## જન્માંતરનું કારણ અને સ્વરૂપ

આપણું શરીર એ એક ખોળિયું છે. જેમ જૂનાં કપડાં છોડી દઈ આપણે બીજાં નવાં કપડાં પહેરીએ છીએ તેમ આત્મા પણ નકામો થયેલો દેહ છોડી બીજામાં પ્રવેશ કરે છે. શરીરમાં જ્યાં સુધી શક્તિ, સ્ફૂર્તિ ને ઉત્સાહ હોય છે ત્યાં સુધી જ એ આત્માને સેવા આપી શકે છે. બધી રીતે ક્ષીણ થયેલું શરીર આત્માને ભારરૂપ જ છે.

બીજી રીતે પણ આત્માને અમુક દેહમાં રહેવું અગવડ રૂપ થઈ જાય છે. જીવન અને જીવનનો અનુભવ એ તત્ત્વપ્રાપ્તિ માટે છે. પણ જ્યારે જિંદગીમાં અનુભવની ભીડ થઈ જાય છે ત્યારે પણ દાખલો ગણતાં ગણતાં જેમ સ્લેટ ભરાઈ જાય છે ને આગળ ગણવા માટે અવકાશ જ રહેતો નથી, તેવી સ્થિતિ થઈ જાય છે. પાટી ભરાઈ એટલે આપણે મુદ્દાના આંકડાઓ અને એવી જ મહત્ત્વની વિગતો બીજી પાટી ઉપર લઈ આ પાટી ભૂંસી નાખીએ છીએ. ઉન્નતિશીલ મનુષ્યજીવનને અનુભવની વિગતોની બાબતમાં એમ જ કરવું પડે છે. એક જન્મના અનુભવનો સાર જન્માન્તરમાં સંસ્કારરૂપે સાથે આવે છે. અને નવું શરીર ગ્રહણ કરવાથી નવો ઉત્સાહ આવે છે અને નવી મોકળાશ મળે છે. ટૂંકમાં આત્માની સગવડ માટે જ દેહમાં ફેરબદલી થાય છે. જ્યારે સત્યસંકલ્પ આત્મા તો સતત છે જ:

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही॥ (२.२२)

## જન્મમરણ અપરિહાર્ય છે

કેટલીક વખતે આપણે સામાન્યપણે વ્યાજ ઉપર નભતા હોઈએ છીએ. પણ એવા કેટલાક પ્રસંગો આવે છે કે જ્યારે આખી મૂડી જ ખર્ચી નાખવી પડે છે. એ જ રીતે કર્તવ્યપાલનનો તેવો જ વખત આવ્યે શરીરનો ભોગ આપીને જ આત્મા કૃતાર્થ થઈ શકે છે, બીજી રીતે નહીં. આવી રીતે શરીર વાપરવાથી કાં તો

જ જાય છે. એ જાણે છે કે લડત સેનાપતિના હાથમાં હોય છે. પોતાના હાથમાં તો ફક્ત કહ્યું હોય તેમ લડવાનું. સૈનિક પોતાના સ્થાન જેટલો જ વિચાર કરે છે – તેટલો જ વિચાર કરી શકે છે. આખું મહાયુદ્ધ સેનાપતિની દૃષ્ટિ આગળ હોય છે.

જિંદગીમાં પણ એ જ રીતે રહેવાનો આપણો ધર્મ છે. આપણો જે ધર્મ હોય તે આપણે પાળી છૂટીએ. પછી એનાં જે અનેકાનેક પરિણામો આવે તે ખરાં. ઈશ્વરે જેટલી બુદ્ધિ કે ડહાપણ આપ્યું હોય તે વાપરીને સદ્‌ભાવપૂર્વક કર્મ કરીએ. પણ એક કર્મનું શું એક જ અને ધાર્યું ફળ આવે છે? જગતમાં કર્મ કરનાર કંઈ આપણે એકલા જ નથી. જડ અને ચેતન દરેક વસ્તુ પોતાનાં કર્મ કર્યે જ જાય છે. અને એ બધી વસ્તુઓ એકબીજા સાથે સંકળાયેલી છે. દરેક કર્મમાંથી જે અસંખ્ય ફળો નીપજે છે. તે કોઈ એક વ્યક્તિના હાથમાં છે જ નહીં. તેથી કર્મનું અમુક જ ફળ મળે એ હેતુથી કર્મ કરીએ એ ખોટું છે. અને અસંખ્ય કર્મનો – ક્રિયાઓનો અને પ્રતિક્રિયાઓનો – દિવ્ય અને અખંડ રાસ જોઈને ‘આમાં મારું શું ચાલવાનું છે?’ એમ કહી બેસી જવું એ પણ યોગ્ય નથી. આપણે ભાગે જે યોગ્યતા આવી હોય તેને અનુસરીને કર્મ કર્યે જ જઈએ. એટલો જ આપણો અધિકાર અને એટલી જ આપણી ફરજ. નિયત સાફ રાખીએ, અક્કલથી કામ કરીએ. બરકત માલેકના હાથમાં છે.

कर्मण्येवाऽधिकारस् ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर् भूः मा ते संगोऽस्त्वकर्मणि ।। (૨.૪૭)

*

## યોગનું સ્વરૂપ

કેટલાક દાક્તરો વાઢકાપમાં બહુ જ હોશિયાર હોય છે. એમની ખ્યાતિ સાંભળી દૂર દૂરના લોકો એમની પાસે આવે છે. જ્યારે પ્રયોગમંચ ઉપર તેઓ પોતાના પ્રયોગો ચલાવે છે ત્યારે પોતાના કામમાં તેઓ એટલા તો એકાગ્ર અને લીન થઈ જાય છે કે એટલા વખત પૂરતા બાકીની બધી દુનિયા ભૂલી જાય છે. પોતાની શસ્ત્રક્રિયાને અંગે જ્યાં જ્યાં ધ્યાન આપવું ઘટે છે તે બધે ઠેકાણે એક જ વખતે તેમનું ધ્યાન જાગ્રત રહે છે. એકાગ્ર છતાં તેઓ સાવધાની હોય છે. મુંબઈના મોટા મોટા રસ્તાઓ પર ગાડી કે મોટર હાંકનાર અને એ વાહનોની વ્યવસ્થા રાખનાર પોલીસ, એ બધા એવી જ એકાગ્રતા કેળવે છે. એ સ્થિતિને સ્થૂળ દૃષ્ટિએ યોગ કહી શકાય.

આ કૌશલ્ય વધ્યું એટલે એ જ દાક્તર અથવા એ જ શૉફર અથવા એ જ સર્જન પોતાનું કર્તવ્ય એટલી જ કુશળતાથી કરતો છતો પોતાનું મન એ ક્રિયામાંથી કંઈક દરજ્જે ખેંચી લઈ શકે છે. નાનાં બાળકો ઊભાં રહેવાનો કે ચાલવાનો પ્રયત્ન કરે ત્યારે એમને પોતાનું બધું અવધાન, પોતાનો તોલ સંભાળવા

તરફ અને ક્યાંય અથડાઈ ન જવાય એ તરફ રાખવું પડે છે. મોટા થયા પછી જરાયે ચૂક્યા વિના આપણે બરાબર ચાલીએ છીએ અને છતાં આખો વખત મુખ્ય ધ્યાન એ તરફ હોતું નથી. એટલું જ નહીં પણ એટલી બધી સરળતાથી ચાલતાં છતાં આપણે એ ક્રિયા કરીએ છીએ એનું ભાન કે સ્મૃતિ પણ રહેતાં નથી. આમ ચાલતાં ચાલતાં માણસ બીજા સાથે રસપૂર્વક વાતો કરી શકે છે અને એમાં એકાગ્ર થઈ શકે છે.

અથવા માણસ કુશળતાથી ગાડી ચલાવતો હોય, લોકો જોડે વિનોદથી વાતો કરતો હોય અને છતાં કોઈ પ્રિય વસ્તુનું કે પ્રિયજનનું ધ્યાન કરતો હોય. આમ અનેકવિધ એકાગ્રતા પણ માણસ કેળવી શકે છે. આ બધો યોગ જ છે.

હવે એ જ ડાક્ટરને પોતાના દીકરા કે દીકરી ઉપર શસ્ત્રક્રિયા કરવાનો પ્રસંગ આવે તો તેનો હાથ ધ્રૂજે છે, અને પોતાના શરીર ઉપર શસ્ત્રક્રિયા કરવી હોય તો એનો હાથ જ નથી ચાલતો. એનું કારણ શું? સાધારણ રીતે આપણે કહીએ છીએ કે માણસ પોતાનું કે પોતીકાનું કામ હોય ત્યારે એ સરસ કરે છે. એ વાત સાચી હોય તો તે સ્થૂળ અર્થમાં જ. મોહ કે મમતા માણસની શક્તિઓને વધારવાને બદલે ઘટાડે છે, ખાસ કરીને બુદ્ધિની તીક્ષ્ણતાને બુઠ્ઠી કરી નાખે છે, દૃષ્ટિને એકપક્ષી કરે છે ને અંતે ભીંત ભુલાવે છે. માણસમાં પક્ષપાત ન હોય; અહંકાર, મોહ, મમતા ન હોય અને એને બદલે પૂરું તાટસ્થ્ય હોય ત્યારે જ એની બધી શક્તિઓ ખીલે છે. એ તાટસ્થ્યને સમત્વ કહે છે અને સમત્વ યોગ છે.

આ બધાં દૃષ્ટાંતો સ્થૂળ વ્યવહારનાં થયાં. આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ એમ જ સમજવાનું છે. માણસ કર્મ કરે તે યોગસ્થ રહીને કરે, સંગ છોડીને કરે, સિદ્ધિ થાય, ન થાય, સમાન વૃત્તિ રાખે એ જ માણસ જીત્યો કહેવાય, કેમ કે समत्वं योग उच्यते; બીજી રીતે કહીએ તો योगः कर्मसु कौशलम्. ફળની મમતા રાખે એ, દયાને પાત્ર છે. कृपणाः फलहेतवः.

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥ (२.४८)

*

## ધર્મની ગતિ

લોણાવળા પાસેના પહાડોમાં ફરતાં મેં એક સ્થાન એવું જોયું છે કે જ્યાં વરસાદનું ટીપું દસ ફૂટ આ બાજુ પડે તો તે પશ્ચિમ સમુદ્રને જઈ મળે છે અને દસ ફૂટ પેલી બાજુ પડે તો તે વહેતું વહેતું છેક મછલીપટ્ટન પાસે જઈ પૂર્વ સમુદ્રને મળે છે. ટીપાં પડતી વખતે આ દસ ફૂટના ફરકનું કંઈ જ મહત્ત્વ નથી. પણ આ દસ ફૂટના ભેદને લીધે જ એમના ભાગ્યમાં લગભગ હજાર માઈલનો ફેર પડે છે.

ધર્મની ગતિ આવી જ છે. ધર્મનો વ્યાપાર બહુ સૂક્ષ્મ હોય છે. દરેક વસ્તુના મૂળ કે ઊગમ સુધી પહોંચી ત્યાં જ ચાવી ફેરવી નાખે છે. અને પછી રાહ જુઓ તો ધીમે ધીમે એક મોટી ક્રાંતિ થઈ જાય છે. દૂધના ઘડામાં છાશનું એક ટીપું દૂધને બગડતું અટકાવી એનું સરસ દહીં કરી નાખે છે. ધર્મ પાસે ધમાલ નથી હોતી, શ્રદ્ધા અને ધીરજથી જ એ પોતાનું કામ પતાવી દે છે તેથી જ હમેશાં એ ફાવે છે.

આજે ચોમેર અધર્મ ફેલાયેલો જોઈ અધર્મની શક્તિ ઉપર આપણી નજર ઠરે છે અને મનમાં શંકા આવે છે કે ધર્મ એ વસ્તુ ગમે તેટલી સારી હોય તોપણ તે નિર્દોષ છે. પણ એ વાત સાચી નથી. અધર્મનો ફટાટોપ ભારે હોય છે. પણ શક્તિ તો ધર્મની જ છે. અને તેથી જ આ દુનિયા ટકી રહી છે. ધર્મમાં જબરદસ્તી નથી હોતી. ધર્મ કહે છે, દસ ફૂટ આમ પડવું કે તેમ પડવું એ તમારી મેળે તમે નક્કી કરો. પછીની વાત મારા હાથમાં છે:

स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्। (૨.૪૦)

*

## મોક્ષાર્થી શું ત્યજે?

વૈદિક યજ્ઞયાગ કરીને સ્વર્ગસુખ મેળવવાની અભિલાષા તરફ ભગવદ્‌ગીતાનો જરા સરખોયે આદર નથી. આપણા સાધુસંતોએ પણ સ્વર્ગની અવહેલના જ કરી છે. સ્વર્ગમાં છે શું? પૃથ્વી પરના જે ભોગ છે એની જ સુધારીવધારી તૈયાર કરેલી કાલ્પનિક આવૃત્તિ. વિષયી માણસ અહીં જે ઇચ્છે છે તે આહારવિહાર જ ત્યાં છે; અને જેનાથી અહીં ડરે છે તે વ્યાધિ, જરા, દુઃખ ત્યાં નથી. સ્વર્ગવાસીઓ અમૃત નામનું પીણું ત્યાં પીએ છે, અપ્સરાઓના નાચ જુએ, અને બધાનું પુણ્ય સરખું નહીં હોવાથી ત્યાંના ભોગૈશ્વર્યમાં જે ભેદ છે, ન્યૂનાધિકતા આવી જાય છે તેને લીધે આખો વખત એકબીજાની અદેખાઈ અથવા તિરસ્કાર કરે છે. આનું નામ તે સ્વર્ગ. અને એ રીતે પણ નિર્ભય તો ન જ રહેવાય. એ થોડું જ ઘર છે? એ મોટી હોટેલ કહેવાય. ગજવાના પૈસા ખૂટ્યા કે ત્યાંથી હાંકી કાઢે : क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति। આવા ભોગૈશ્વર્યની લાલચ રાખનારા, સ્વર્ગની ઝંખના કરનારા લોકોની બુદ્ધિ નિર્મળ ન જ રહી શકે, મોક્ષની તૈયારી તેઓ શી રીતે કરે? બુદ્ધિ સમાન અને ચિત્તવૃત્તિ સ્વસ્થ રહે ત્યારેને? અહંકાર, લોભ, ઈર્ષ્યા, મત્સર, અસૂયા અથવા મદ — એ બધી વસ્તુઓ બુદ્ધિને ભ્રષ્ટ કરનારી છે, સત્યજ્ઞાનને મારક છે. માટે પ્રથમ એનો ત્યાગ કરવો ઘટે છે:

भोगैश्वर्य-प्रसक्तानां तयापहृत-चेतसाम्।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते॥ (૨.૪૪)

*

## ધ્યાન — અનુકરણ માટે આદર્શ મૂર્તિ

ગ્રીક લોકોમાં આરસપહાણમાંથી માણસ જેવડાં મોટાં કદાવર પૂતળાં બનાવવાનો શોખ હતો. કસરત કરીને માણસ પોતાનું શરીર હૃષ્ટપુષ્ટ, કસેલું અને ઘાટદાર કેવું બનાવી શકે છે એનો નમૂનો પ્રજા આગળ કાયમનો રહે એટલા માટે શિલ્પીઓ ઉત્તમોત્તમ પહેલવાનને દર્શને જતા. એમને જાતજાતના પેંતરામાં ઊભા કરતા અને એવા અનેક પહેલવાનને જોઈને આદર્શ પહેલવાનનું પૂતળું તૈયાર કરતા. કસરત કરનાર અને શરીર કેળવવા માગનાર દરેક જુવાન આવી એકાદ મૂર્તિ પોતાની દૃષ્ટિ આગળ રાખીને કસરત કરતો. આપણે ત્યાં પણ અખાડાવાળાઓ રામસેવક, અખંડ બ્રહ્મચારી, વજ્રાંગ-બલીની મૂર્તિ એ જ કારણે રાખે છે. વીતરાગ માણસ કેટલો પ્રસન્ન, શાંત અને નિર્વૈર હોય છે એ આદર્શ રજૂ કરવા માટે બુદ્ધ ભગવાન કે મહાવીર સ્વામીની મૂર્તિઓ પણ ધ્યાનને માટે રાખવામાં આવે છે.

ગીતામંદિરમાં પણ એવી પાંચ-સાત મૂર્તિઓ છે. એક સ્થિતપ્રજ્ઞની, બીજી ભક્તરાજની, ત્રીજી સાચા પંડિતની, ચોથી દૈવી સંપતમાં ઊછરેલાની અને છેલ્લી બ્રહ્મનિષ્ઠની. ગુણાતીતની મૂર્તિ પણ આની સાથે જ ગણાવી જોઈએ. આ બધી અલગ અલગ મૂર્તિઓ છે એમ કહેવા કરતાં એક જ મૂર્તિ ભિન્ન ભિન્ન મુદ્રામાં રજૂ કરી છે એમ કહીએ તો વધારે સાચું ગણાય.

આ બધી મૂર્તિઓનાં વર્ણનો અથવા લક્ષણો એકત્ર કરી એક સમગ્ર મૂર્તિ તૈયાર કરી હોય તો તે ગીતાનો આદર્શ-પુરુષ થઈ જાય. અને જો આપણો ઉત્સાહ હોય તો આપણે શ્રીકૃષ્ણના જીવનમાં એ લક્ષણો ઘટાવી પણ જોવાં જોઈએ.

ગીતાની ખૂબી એ છે કે એણે તર્કને વશ થઈ જીવનના ખાતાવાર કકડા નથી પાડ્યા. ગીતાનો આદર્શ-પુરુષ સંસારવિમુખ આરણ્યક નથી; એ અકર્મણ્ય તત્ત્વજ્ઞાની નથી; કામક્રોધોદ્‌ભવ વેગને વશ થયેલો રાજસી કર્મદાસ નથી; એ જીવનકુશળ, સ્થિતપ્રજ્ઞ ભગવદ્‌ભક્ત છે. એ જ્ઞાની હોવાથી શ્રી ભગવાને એને પોતાનો આત્મા કહીને વર્ણવ્યો છે. એમાંથી સ્થિતપ્રજ્ઞનું ચિત્ર નીચે પ્રમાણે છે.

*

## ગીતામંદિરની પ્રથમ મૂર્તિ

સ્થિતપ્રજ્ઞના વર્ણનમાં મને અર્જુનનો સવાલ જ બહુ ગમ્યો છે. સ્થિતપ્રજ્ઞની વ્યાખ્યા શી, સ્થિતપ્રજ્ઞ થવાથી શું મળે છે, અથવા શું શું કરવાથી સ્થિતપ્રજ્ઞ થવાય છે એ જાતના સવાલો એણે પૂછ્યા જ નથી. સમાધિમાં ઠરેલ થયેલો સ્થિતપ્રજ્ઞ દુનિયામાં કેમ રહે છે, કેમ વિચરે છે અને વર્તે છે એ જ અર્જુનને જાણવું હતું. અને શું આપણને એ જ સવાલ નથી ઊઠતો? એકાંતમાં समं कायशिरोग्रीवं ટટાર બેસી નાકનો ઉપલો કે નીચલો છેડો જોવામાં જ જો બધું સમાપ્ત

થવું હોય તો સમાધિનો રસ કોને લાગે? તત્ત્વજ્ઞાન અને તત્ત્વસાધનાનો લાભ જીવનમાં દેખાવો જોઈએ. આખું જીવન સરલ, સાર્થ અને પ્રસન્ન થવું જોઈએ. પાણીમાં મીઠું પડયું કે જેમ એ સર્વત્ર પ્રસરે છે અને આખા પાણીને ખારું કરી નાખે છે, ખાંડ પાણીમાં મળે કે તરત જ પાણીને ગળ્યું કરી નાખે છે તેમ તત્ત્વજ્ઞાન અને તત્ત્વસાધનાએ પણ જીવનનું કરી નાખવું જોઈએ. એ બધી વસ્તુઓ જીવનમાં તરી આવવી જોઈએ. એ દૃષ્ટિએ જ આપણી વતી અર્જુને સવાલ પૂછયો છે. શ્રી ભગવાનના જવાબના શ્લોકો ઉપર ભાષ્ય કરતાં શ્રીમચ્છંકરાચાર્ય કહે છે, અધ્યાત્મશાસ્ત્રમાં એટલે કે ઉચ્ચ જીવનશાસ્ત્રમાં સાધન અને સાધ્ય એક જ થઈ જાય છે. સ્થિતપ્રજ્ઞનાં જે લક્ષણો એ જ સ્થિતપ્રજ્ઞ થવાનાં સાધનો પણ છે. સ્થિતપ્રજ્ઞની પેઠે રહેવાનો પ્રયત્ન કરીએ એટલે ધીમે ધીમે સ્થિતપ્રજ્ઞ થઈ જવાય છે.

સ્થિતપ્રજ્ઞ માણસ બહાદુર હોય છે. દુ:ખ આવી પડે તો એ એની આગળ દબાય નહીં અને સુખનો ભેટો થાય તો સુખને પોતાના કરતાં મોટું માને નહીં. એ જાણે છે કે દુન્યવી વસ્તુઓ આવે અને જાય છે. એની શી તમા? કોઈ પણ દુન્યવી વસ્તુ ઉપર જીવ રાખવો, કોઈનાથી કે કશાથી ડરવું અથવા ક્રોધ કરવો એ સ્થિતપ્રજ્ઞ માણસની મોટાઈને છાજે નહીં. એ વિચારવાન હોય છે. દરેક વસ્તુનું તારતમ્ય જાણે છે, ને તેથી કામપૂરતું જ બોલે છે. દુ:ખ આવી પડે તો એ શાનો હેબતાઈ જાય? અને સુખને માટે ઝંખના પણ શાનો રાખે? એ જાણે છે કે દરેક જાતની આસક્તિ, બીક અને ગુસ્સો એ માણસને ઉતારી પાડનારી વસ્તુ કહી છે. અને તેથી જ પોતાની પ્રતિષ્ઠામાંથી એ ખસતો નથી. વીરોચિત સ્થૈર્ય એનામાં હોય છે:

> दुःखेषु अनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
> वीतरागभयक्रोधः स्थितधीर् मुनिर् उच्यते ।। (२.५६)

*

માણસ એકાદ ક્ષુદ્ર વસ્તુને વળગેલો હોય તોયે એને એ ઝટ છોડી નથી શકતો. જયારે એની સારી વસ્તુ એના જોવામાં આવે ત્યારે જ ક્ષુદ્ર વસ્તુનું ક્ષુદ્રત્વ તે સમજે છે, અને તેને તે છોડી દે છે. ઇન્દ્રિયો પોતપોતાનો વિષય માગ્યા જ કરે છે. નાકને ફૂલોની સુગંધ લેવાનું મન થાય, કાન સંગીત સાંભળવા માગે, ને જીભને વારાફરતી ષડ્‌રસ જોઈએ જ. આમ પવન નૌકાને ખેંચીને લઈ જાય તેમ ઇન્દ્રિયો માણસને ખેંચીને લઈ જાય છે. માણસ જો શારીરિક સંયમ કરી વિષયોનું સેવન ન કરવાનો નિશ્ચય કરે તો તે વિષયોને દૂર રાખી શકે ખરો, પણ વિષયો પ્રત્યેનો રસ તો રહી જ જાય છે. વિષયોની પ્રીતિ, વિષયોની ઝંખના, વિષયોનું ધ્યાન એ બધું જ રહી જાય છે. અને એક કોક વખતે વધી પણ પડે છે. સર્વ રસોના સ્વામી પરમાત્મા છે. એનું જયારે દર્શન થાય, એની પ્રાપ્તિ થાય ત્યારે જ વિષયરસનો સમૂળગો નાશ થાય.

આનો અર્થ એ નથી કે પરમાત્માનું દર્શન થાય નહીં ત્યાં સુધી વિષયોનો ત્યાગ કરવાની જરૂર નથી અથવા એમાં લાભ નથી. વિષયત્યાગ કર્યા વગર પરમાત્માની પ્રાપ્તિની ઈચ્છા જ જોર પકડતી નથી ઈશ્વરપ્રાપ્તિ યદૃચ્છાપ્રાપ્ય વસ્તુ નથી, પ્રયત્નસાધ્ય છે. માણસ બધુ દુશ્ચરિત છોડે નહીં, વિષયોનો ઉપશમ કરે નહીં, મનને કાબૂમાં રાખે નહીં ત્યા સુધી એકલો વિચાર કરી કરીને તે પરમાત્માને નથી મેળવી શકવાનો. પ્રજ્ઞા ત્યારે જ સ્થિર થવા માડે કે જ્યારે માણસ વિષયોને કંઈક દૂર કરે.

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ।। (૨.૫૯)

*

પ્રયત્ન વગર કશું મળતું નથી. જે સહેલાઈથી મળે છે તે કા તો કશી કિંમત વગરનું હોય છે અથવા સહેજે હાથમાંથી છટકી જાય છે, ટકતુ નથી. એટલા માટે જ પુરુષાર્થની આટલી કદર છે.

માણસનો મોટામાં મોટો શત્રુ એની પોતાની અંદર જ છે. બહારના શત્રુઓને જીતવા પ્રમાણમાં સહેલું છે. ઘણી વાર તેમની ઉપેક્ષા કરવી પોસાય છે. પણ પોતાની અંદરનો શત્રુ, પોતાની જ ઇન્દ્રિયો જ્યારે તોફાને ચડે છે ત્યારે એ મામલો ભારે વિકટ હોય છે. આપણે એ ઇન્દ્રિયોને જેર કરી કાબૂમાં ન રાખીએ તો ઇન્દ્રિયો જ આપણને પોતાના કાબૂમાં લઈ લે છે. એ તો જીવલેણ યુદ્ધ. માડવાળ, સમાધાન કે સુલેહનામાને ત્યાં સ્થાન જ નથી. વિષયો તરફ ખેંચી જનારી આપણી ઇન્દ્રિયો એ એક ભારે જબરદસ્ત અને સંપીલી નોકરશાહી છે. માણસનો પ્રયત્ન પુરજોશમાં ન હોય તો એની (માલિકની) જરાયે દયા ખાધા વગર એ નોકરશાહી આત્માનો પ્રતિનિધિ, વાઈસરૉય જે મન તેને ખેંચીને પોતાનો કરી નાખે છે. ઇન્દ્રિયોનું એ કાવતરું સમજી લઈ એમના ઉપર જે વિજય મેળવે તે શૂર, તે ધુરંધર. મનોબળ અને બુદ્ધિબળનો ઉપયોગ ઇન્દ્રિયો પર કાબૂ મેળવવામાં જે કરી શકે તે જ મહાવીર. कः शूरो ? विजितेन्द्रियः । ઇન્દ્રિયોને જેણે વશ કરી છે તે જ સાચો બુદ્ધિધન, તેની જ પ્રજ્ઞા ઠરેલ કહેવાય.

યોગ — સમત્વ, એ જ એનું સાધન છે. માણસ ઈશ્વરપરાયણ થાય ત્યારે એનામાં સાચી દૃષ્ટિ આવે છે. ત્યારે જ તે દુન્યવી વસ્તુને બરાબર ઓળખી શકે છે, એમનું તારતમ્ય પારખી શકે છે. ત્યારે જ એ યોગ સાધી શકે છે. આવા યોગ વગરનો બાહ્ય પ્રયત્ન ફોક છે.

यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ।।
तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ।। (૨.૬૦–૬૧)

*

## વિનિપાતનો ક્રમ

હરેક વસ્તુની શરૂઆત બહુ જ સૂક્ષ્મ હોય છે. અંગ્રેજો આ દેશમાં આવ્યા ત્યારે કોઈએ નહીં ધાર્યું હોય કે આ દેશના ઉત્કર્ષના તેઓ આટલા બધા વિરોધી નીવડશે. શરીરમાં રોગ પ્રવેશ કરે છે તે પણ ખૂબ જ સૂક્ષ્મ રીતે. નદીમાં વહાણ હંકારતી વખતે પ્રથમ એનો વેગ કંટાળાભરેલો મંદ હોય છે પણ એક વાર એ વચલી ધારમાં પહોંચ્યું કે એ સડસડાટ સમુદ્ર તરફ દોડતું જાય છે. નદી પોતે પણ ઊગમ તરફ કેટલી નાની હોય છે! પણ આગળ જતાં તે મોટમોટાં શહેરોને પણ ડુબાડી દઈ શકે છે. પંચમહાલની કીડી જેવી મહી નદી ખંભાત તરફ એવડી મોટી થાય છે કે એ સાગરનું નામ પામે છે. અને મોટા ઉન્મત્ત હાથીઓ પણ એમાં ઊતરવાની હિંમત નથી કરતા. પાપની પ્રગતિ પણ એવી જ હોય છે. શુદ્ધ આચારવાળા માણસના મનમાં પણ જ્યારે વિષયનો વિચાર આવે છે ત્યારે એને થાય છે કે 'આપણો આચાર તો શુદ્ધ છે! મનમાં એકાદ કલ્પના આડીઅવળી આવી ગઈ તો એમાં શું થયું?' એ ભ્રમમાં રહે છે કે 'આટલાથી કંઈ અધ:પાત થવાનો નથી,' પણ એમાં જ સર્વનાશ છુપાયેલો હોય છે. પીપળા જેવા મહાવૃક્ષનું બીજ કેવડુંક હોય છે?

સાવ તટસ્થ ભાવે વિષયનો જરા સરખો વિચાર માણસ કરે તોયે એમાં ચિત્ત ચોંટી જાય છે. પછી જો ચિત્તમાં અનુકૂળતા ઊપજી તો એનું ફરી ફરી સ્મરણ થવા માંડે છે. એનું ચિંતન આહ્‌લાદક થઈ જાય છે. એ વિષય અનાયાસે પાસે આવે એટલે ચિત્ત પ્રસન્નતા અનુભવે છે. પછી એની પ્રાપ્તિની ઇચ્છા પેદા થાય છે. એના પ્રત્યે પક્ષપાત ઉત્પન્ન થાય છે. એક વાર પક્ષપાત જન્મ્યો એટલે સમત્વ ભ્રષ્ટ થાય છે. પક્ષ સાથે પ્રતિપક્ષ તો હોય જ. પ્રતિપક્ષ તરફ અણગમો, દ્વેષ, ક્રોધ એ તો એની મેળે આવવાના જ. કામ અને ક્રોધ બન્ને માણસને એવો આંધળો કરી મૂકે છે કે વસ્તુના સાચા ગુણ કે અવગુણ તપાસવા-ની કે જાણવાની એની શક્તિ જ નષ્ટ થઈ જાય છે. આસક્તિ અને દ્વેષ કાલ્પનિક ગુણાવગુણનો આરોપ કરતાં શીખે છે. એથી પ્રકૃતિ સાથેનું અનુસંધાન તૂટી જાય છે. પછી માણસને સંમોહ થાય છે. સંમોહ આવ્યો એટલે જાગૃતિ રહેતી નથી. હરેક વસ્તુને યથાર્થ રીતે જાણી અને સત-અસતનો વિવેક કરી ધર્મ અને અધર્મનો નિશ્ચય કરનાર બુદ્ધિ સાવ નષ્ટ થઈ જાય છે. અને 'બુદ્ધિ છે ત્યાં સુધી જ માણસ છે' એ ન્યાયે બુદ્ધિ ખોઈ બેસતાં માણસનો સર્વનાશ થતાં વાર કેટલી? विवेकभ्रष्टाना भवन्ति विनिपात: शतमुख:।

પાપની પ્રગતિ આવી છે.

પાપ જ્યારે પ્રથમ આવે છે ત્યારે ગરીબ ગાય જેવું સુંવાળું થઈને આવે છે પણ એક વાર એનો પગ ઠર્યો એટલે વરુની પેઠે ફાડી ખાધા વિના રહેતું નથી. યમરાજને દયા હોય પણ પાપને દયા ન હોય. માટે પહેલેથી જ એની

## અધ્યાય પહેલો

આંધળા ધૃતરાષ્ટ્રને માટે મહાભારતકારે અતીન્દ્રિયદર્શી સંજય જેવો યુદ્ધનો ખબરપત્રી તૈયાર કરી મજાનો રસ જમાવ્યો છે. એ દરબારમાં બેઠો બેઠો કુરુક્ષેત્ર પર ચાલેલું બધું જોઈ સાંભળી સમજી શકે છે.

અર્જુન અને દુર્યોધનનો સ્વભાવભેદ સ્પષ્ટ દેખાય છે. અર્જુન દૈવી સંપત્તિ માટે જન્મ્યો છે. મન્યુદ્રુમ દુર્યોધન આજ્ઞા કરતાં જ જાણે; એ 'મદર્થે'ની વાતો કરવા લાગ્યો એટલે દ્રોણાચાર્ય તો ઠંડા જ રહ્યા. ભીષ્મ પિતામહ પીઢ અને વફાદાર સેવક; રાજાને જે આપવું જોઈએ તે બધું આપવા તૈયાર; પણ રાજા કંઈ થોડો એનો હૃદયસ્વામી બની શકે? શ્રીકૃષ્ણે ભીષ્મના હૃદયનું સ્વામિત્વ મેળવ્યું હતું અને પાંડવોએ એમના આશીર્વાદ પણ મેળવ્યા હતા. બાકી રહી વફાદાર સેવા અને સલાહ. સેવામાં તો ભીષ્મ કશી મણા રાખે તેવા હતા જ નહીં, અને સલાહની દુર્યોધનને પડી ન હતી. ભીષ્મની સ્થિતિ કેટલી વિચિત્ર!

દુર્યોધનને બંને સેનાના વ્યૂહ, તેમની શક્તિ, જય વિશેની ખાતરી અને વ્યવસ્થાની દૃઢતા ઈત્યાદિની જ પડી હતી. જ્યારે અર્જુનને 'મદર્થે'ને ઠેકાણે 'યેષામ્ અર્થે'ની એટલે કે બાંધવોના ઉત્કર્ષની જ ચિંતા હતી. એને, આ યુદ્ધ ધર્મ્ય છે કે નહીં, સગાંસંબંધીઓને અને ગુરુઓને મારીને લાભ શો, એવા એવા ધર્મસંકટના વિચારો આવતા હતા. નમ્ર થઈ એણે પોતાની મનોવ્યથા પોતાના જીવન-સારથિ આગળ શિષ્યભાવે રજૂ કરી. પાંડવોનો હર્ષ કૌરવોના હૃદયને ચીરી નાખે તેવો હતો; છતાં અર્જુનનો વીરધર્મ સંમૂઢ થઈને શોકાગ્નિથી બળી રહ્યો હતો. નરોત્તમ અર્જુનના ગુરુએ એનો ચિંતાભાર હળવો કર્યો અને એને, અને એની મારફતે દુનિયાને જીવનરહસ્ય આપી દીધું : હૃદયગત તેમ જ સમાજગત સનાતન સંગ્રામનું રહસ્ય એ વાટે દુનિયાને આપી જનતાને કૃતાર્થ કરી.

અર્જુન જેટલો સગાંસંબંધીઓનો વિચાર કરતો હતો તેટલો જ સમાજહિતનો પણ વિચાર કરતો હતો. સમાજનો અધઃપાત ન થાય, કુલધર્મ અને જાતિધર્મ ડૂબી ન જાય એની એને ઈંતેજારી હતી. યુદ્ધવિમુખ કરનાર અને કર્તવ્ય ટાળવાની escapist વૃત્તિથી પણ એ ઘેરાયો. અને અંતે કૃષ્ણ ઉપર બધો ભાર મૂકી ન લડવાનો નિશ્ચય કરી બેઠો. અજ્ઞાની ભલે પાપમાં રાચે, જ્ઞાનીએ ધર્મપાલન કરતાં વિનાશને પણ સ્વીકારવો જોઈએ, અને પોતાના જ્ઞાનને વફાદાર રહી હોમાઈ જવું જોઈએ, એવા વિચારથી એણે શસ્ત્રસંન્યાસ ધારણ કર્યો. સ્વજનનિષ્ઠા આના કરતાં વધારે ક્યાં દેખાય?

આવા સુંદર ઐતિહાસિક પ્રસંગનું ધાર્મિક રૂપક બનાવી મહાભારતકારે આખું વાતાવરણ ફેરવી નાખ્યું છે. પ્રસંગ અદ્વિતીય હતો — અનેરો હતો; રૂપક થતાંવેંત તે સર્વાનુભૂત — સનાતન બન્યો. એની આકર્ષકતા જરૂર ઓછી થઈ પણ વ્યાપકતા વધી. વ્યાસને પહેલા જ અધ્યાયમાં એ અસર પાડવી ન હતી. એણે તો ઐતિહાસિક

અધ્યાય બીજો, શ્લોક પાંચમામાં[1] દલીલ આ પ્રમાણે લઈ એમ લાગે છે, કે મારા ગુરુઓ મહાનુભાવ છે, એમને ન મારતાં ક્ષાત્રધર્મ છોડી સંન્યાસીની પેઠે ભૈક્ષ્ય ભક્ષીને જીવવું સારું એમ માનવામાં પણ દોષ દેખાય છે; અને ગુરુઓ અર્થકામ થયેલા છે માટે ગુરુ મટી ગયા છે એમ સમજીને દયાધર્મ અને શિષ્યધર્મ ભૂલી જઈ લોહીથી ખરડાયેલા ભોગ પોતે ભોગવવા તૈયાર થવું[1] એમાં પણ દોષ દેખાય છે. હવે અહીં ક્યો ધર્મ સેવવો એ મુશ્કેલી છે. બંને રીતે પોતાને હાથે અધર્મ જ થશે એ બીકે અર્જુનમાં કાર્પણ્ય આવી ગયું છે. એને પોતાના ધર્મનો ખ્યાલ નથી આવતો. એટલે એ શ્રીકૃષ્ણના હાથમાં નિર્ણય સોંપી દે છે. પણ શ્રીકૃષ્ણ એને એ નિર્ણય આપતાં છતાં એનો બોજો પોતા પર નથી રાખતા. જે જ્ઞાનને અભાવે અર્જુન નિર્ણય કરવાને અસમર્થ થયો હતો, તે જ્ઞાન જ એને આપી દઈ ભગવાન કહે છે: 'હવે જેમ ઠીક લાગે તેમ કરજે.'

*

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पंडिताः ॥ (२.११)

પંડિતો મૂઆજીવતાનો શોક નથી કરતા એમ કહી ભગવાને અહિંસાધર્મનું સાચું પાસું બતાવ્યું છે. મરણની બીક એ અહિંસાનુ લક્ષણ છે જ નહીં. અહિંસા એટલે 'અવેર', નિર્વૈરવૃત્તિ, સર્વભૂતહિતે રતત્વ. એ આંતરિક વૃત્તિ છે, હૃદયની કોમળતા છે. આત્મૌપમ્યમાંથી એ ઉદ્‌ભવેલી છે. ભૂતમાત્રના વિકાસની ઈંતેજારી એના મૂળમાં છે. એને ઠેકાણે પોતાના કે બીજાના મરણની બીક જો અહિંસાને નામે ફેલાય, તો જ્યાં ત્યાં ક્લૈબ્ય ફેલાશે. એ કાયરતા અથવા નામર્દી હિંસાનો મુખ્ય ખોરાક છે. કાયરતા, બીકણપણું દેહરખાપણું, સંકટ જોઈને ભાગવાની વૃત્તિ, આ બધી વસ્તુઓ શિકારવૃત્તિને – હિંસાવૃત્તિને નોતરે છે, પ્રેરે છે, પોષે છે. એટલા ખાતર જ ભગવંતે અર્જુનના હૃદયદૌર્બલ્ય પર પ્રહાર કરી એને મરણભય ટાળવાને કહ્યું, અને આત્માનું અવિનાશિત્વ એના મન પર ઠસાવ્યું.

સમાજમાંથી જ્યારે યુદ્ધ નીકળી જાય છે, ત્યારે સમાજ ભારે જોખમમાં આવી પડે છે. ક્ષાત્રધર્મ અને વૈરાગ્યધર્મ એ બંને જીવનને ખડતલ, તેજસ્વી અને તપસ્વી રાખે છે. અહિંસાને નામે જો ક્ષાત્રધર્મ સમાજમાંથી નીકળી જાય અને સમાજ જો વૈરાગ્યધર્મ પણ ભૂલી જાય, તો જોતજોતામાં નામર્દ વિલાસિતા પોતાનું સામ્રાજ્ય જમાવશે, કુનેહ અને નીતિનૈપુણ્યને નામે (અરે અહિંસાને નામે પણ) લુચ્ચાઈ (વાણિયાગત ?) સમાજમાન્ય થશે, અને સમાજમાં મહાન સડો ફેલાશે. અહિંસાધર્મી

---

૧. गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके।
हत्वार्थकामांस्तुगुरूनिहैव भुंजीय भोगान् रुधिरप्रदिग्धान् ॥ (२.५)

સમાજે આ સંકટમાંથી હંમેશાં બચવાનું રહ્યું. જે પોતે અહિંસાને નામે કાયર બને છે અને વિલાસથી ટેવાઈને સંપત્તિની સમૃદ્ધિ શોધે છે, તે બીજાને હાથે ખૂબ હિંસા કરાવે છે. એમ કર્યા વગર એનો છૂટકો જ નથી. સમાજશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્ર પ્રમાણે એ સ્વાભાવિક ક્રમ છે, એ ટાળી ન શકાય.

વૈરાગ્ય વગર અહિંસા સંભવે જ નહીં. જ્યાં ખડતલપણું નથી ત્યાં અહિંસા નથી, કાયરતા ભલે હોય. એટલા માટે જ ભગવાને અગિયારમા શ્લોકમાં મૂઆ-જીવતાનો શોક નહીં કરવાનું કહીને તરત જ ચૌદમા શ્લોકમાં તિતિક્ષાધર્મ બતાવ્યો છે, અને એમાંથી જ સુખદુ:ખ વિશેની અદ્‌ભુત મીમાંસા ઉત્પન્ન કરી છે.

*

મનુષ્યના અનુભવમાં અત્યંત પ્રબળ વસ્તુ સુખ અને દુ:ખ એ બે છે. ગીતા કહે છે કે જીવનસાફલ્યની દૃષ્ટિએ સુખદુ:ખની કિંમત શૂન્ય છે. જેમાં સુખ છે તે સેવવું અને દુ:ખ છે તે ટાળવું એ પ્રાણીમાત્રની સ્વાભાવિક વૃત્તિ મનુષ્યને કોઈ પણ જીવન-ક્ષેત્રમાં દોરવાને સમર્થ નથી. સુખદુ:ખમાં આધ્યાત્મિક દૃષ્ટિએ દોરવાનું સામર્થ્ય તો છે જ નહીં; પણ શરીરયાત્રાની દૃષ્ટિએ ('બાયોલૉજિકલ વ્યૂ' પ્રમાણે) પણ સુખદુ:ખની કિંમત બહુ નથી. શરીરયાત્રા કે વંશવિસ્તારની દૃષ્ટિએ પણ સુખ-કર તેટલું સેવવું અને દુ:ખકર તેટલું ટાળવું એ નિયમ ઇષ્ટ નથી. સુખ અને દુ:ખની પ્રેરણા ('અર્જ' – urge) અથવા દોરવણી આંધળી છે. કુદરતની અમુક ગરજ તેથી સરે છે, પણ એમાં જીવનતત્ત્વ, પ્રગતિતત્ત્વ, ઉન્નતિતત્ત્વ અથવા મોક્ષતત્ત્વ છે જ એમ નથી કહી શકાતું. તેથી સુખદુ:ખને જીવનનો કાટ સમજી એના પ્રત્યે ઉદાસીનભાવ કેળવવો એ જ મનુષ્યજીવનની પ્રતિષ્ઠાને શોભે, એમ ગીતાજીએ કહ્યું છે. સુખદુ:ખની સલાહ પ્રમાણે ચાલવાનો વિચાર જેણે માંડી વાળ્યો છે, તે આત્મસમ્રાટ થયેલો જાણવો, એમ ગીતાએ ફરી ફરી આગ્રહપૂર્વક કહ્યું છે.

*

દુનિયામાં બધે સત અને અસતનું મિશ્રણ દેખાય છે. એમાં અસતથી સતને વેગળું કરી જે સતને જ સેવી શકે છે, તે નીરક્ષીરવિવેકી પરમહંસ જાણવો.

> वेदाविनाशिनं नित्यं य एनम् अजम् अव्ययम् ।
> कथं स पुरुषः पार्थ ! कं घातयति हन्ति कम् ।। (२.२१)

જે અવિનાશી આત્માને ઓળખે છે, તેને કોઈને માર્યાનું પાપ નથી, એમ કહેવા કરતાં એવો માણસ શા માટે કોઈને મારવાને પ્રેરાય, તેને કોઈને મારવાનું પ્રયોજન શું? એમ કહેવું સુસંગત છે. જ્યાં ભેદ હોય, પારકાપણાનો ભાવ હોય ત્યાં જ હિંસાવૃત્તિ સંભવે.

*

પુનર્જન્મની કલ્પના માણસને કેમ સૂઝી એવું આશ્ચર્ય શા માટે થવું જોઈએ? આશ્ચર્ય તો એ છે કે મનુષ્યમાત્રમાં—બધા જ સમાજોમાં પુનર્જન્મનો ખ્યાલ સરખો વ્યાપક કેમ નથી? સૂતેલો માણસ ફરી ઊઠે છે; ઘાસ દર વર્ષે સુકાઈ જાય છે અને ફરી ઊગે છે; સૂર્ય, ચંદ્ર, તારાઓ બધા જ આથમે છે અને ઊગે છે; સાગરમાં ભરતી અને ઓટ ચાલે જ છે. પીપળ જેવાં મોટાં વૃક્ષો પણ પાનખર ઋતુ પછી નવાં પાંદડાં સાથે જુવાન થાય છે; સાપ કાંચળી ઉતારી ફરી જુવાની મેળવે છે; અમાસ પછી ચંદ્ર પણ ફરી જન્મે છે; નદીનાળાં સુકાઈને ફરી પુષ્ટ થાય છે; વાદળાં ખાલી થાય છે અને ફરી ભરાય છે; ત્યારે આખો જન્મારો પુરુષાર્થ કરીને મેળવેલું ડહાપણ, સંગ્રહેલા અનુભવો, સંસ્કારો, વિસ્તારેલો પ્રેમ અને બાંધેલા સંકલ્પો શું મરણ સાથે અલોપ જ થતાં હશે? આ વસ્તુનો જો નાશ જ થતો હોય, તો તેની પ્રાપ્તિની કિંમત શી? વર્ષની ખેતીને અંતે જેમ સારરૂપ અનાજ મળે છે, ઝાડના વિસ્તારનો સાર જેમ ફળ કે બીજમાં આવી બેસે છે, તેમ એક જન્મની કમાણી બીજા જન્મમાં મૂડીરૂપે મળવી જ જોઈએ; પછી તે પુણ્યની હોય, પાપની હોય કે સંસ્કારોની. એ વિચાર એટલો સ્વાભાવિક છે કે કયામત અને 'ડૂમ્સ ડે' જેવી ધાર્મિક ભ્રમણાઓ આડે આવી ન હોત, તો મનુષ્યને સ્વાભાવિક રીતે જ પુનર્જન્મની કલ્પના સ્ફુરી હોત.

મનુષ્યની અમર્યાદ આકાંક્ષાઓ અને એની એક જન્મની અલ્પ-સ્વલ્પ-કમાણી વચ્ચેનો તફાવત જોતાં પણ પુનર્જન્મની કલ્પના માણસને સ્ફુર્યા વગર રહે નહીં. એક જન્મ એટલો ટૂંકો છે અને માણસની મહત્ત્વાકાંક્ષા એટલી બધી મોટી છે—મોટી શું, અનંત છે—કે પુનર્જન્મ છે એ આશ્વાસનને અભાવે વિચારી માણસ આત્મહત્યા કરવાને જ પ્રેરાયો હોત. મંગળાચરણમાં જ જો ગ્રંથ સમાપ્ત થતો હોય, તો તે શરૂ કરવા જેટલી પણ તસ્દી કોણ લે?

પુનર્જન્મ નથી એમ માનનારા કેટલાક બૌદ્ધોના અનાત્મવાદની મદદ લઈને કહે છે કે, વંશપરંપરામાં જ સર્વ સંસ્કારોનું અને સંકલ્પોનું સાતત્ય ટકાવાય છે. વંશપરંપરા દ્વારા એ સર્વ સચવાતું હોવાથી પુનર્જન્મનું કલ્પના-ગૌરવ બિલકુલ જરૂરનું નથી પણ અનાત્મવાદ સ્વીકારવો જ અશક્ય છે. દાર્શનિક પરિભાષાના ગોટાળામાંથી અનાત્મવાદ ઉત્પન્ન થયો છે, અને વંશપરંપરામાં એક જ વ્યક્તિ અનુસ્યૂત હોય છે એવો પણ અનુભવ નથી. એટલે પુનર્જન્મની કલ્પનાનો સ્વીકાર કર્યા વગર છૂટકો નથી.

જાતિસ્મર—પૂર્વજન્મના સ્મરણવાળા જીવોના દાખલાઓ સ્વીકારીએ તો તે પણ પુનર્જન્મની કલ્પનાને દૃઢ કરે છે.

પણ પુનર્જન્મ આશ્વાસનરૂપ છે કે ભીતિરૂપ?

પુનર્જન્મની આપત્તિમાંથી બચી જવાનો આટલો આગ્રહ આપણે ત્યાં શા માટે છે? જીવન દુઃખમય છે એટલું માન્યા પછી દુઃખમુક્તિ સાથે અપુનર્ભવ

ઘણાય થઈ ગયા. તે બધા હું જાણું છું અને તું નથી જાણતો."[1] તેથી પૂર્વજન્મની સ્થિતિ જાણવાનો મિથ્યા પ્રયત્ન નહીં કરવો અને આ જન્મમાં જે કાંઈ આધ્યાત્મિક ઉન્નતિ સાધી શકાય તે સાધી લેવી.

*

"કોઈ પરમાત્માને આશ્ચર્ય સરખો વર્ણવાયેલ સાંભળે છે અને સાંભળવા છતાં કોઈ તેને જાણતો નથી"[2] આની સાથે સરખાવો: "વળી કોઈ સાંભળેલા ઉપર શ્રદ્ધા રાખી તેમાં પરાયણ રહી ઉપાસના કરે છે તેઓ પણ મૃત્યુને તરી જાય છે."[3]

*

देही नित्यम् अवध्योऽयं देहे सर्वस्य भारत ! ।
तस्मात् सर्वाणि भूतानि न त्वं शोचितुम् अर्हसि ।। (૨.૩૦)

બધાના દેહમાં રહેલો આ દેહધારી નિત્ય અવધ્ય છે એવી દલીલ રજૂ કરી ભગવાને કહ્યું કે, 'તેથી તારે ભૂતમાત્રને માટે શોક કરવો ઘટતો નથી.' એ તો ઠીક; પણ બીજું પણ એક અનુમાન નીકળી શકે છે કે દેહધારી નિત્ય, અવધ્ય છે તેના દેહનો ઘાત કરવાનો મિથ્યા પ્રયત્ન મનુષ્ય શા માટે કરે? મારવાથી કોઈનું આત્યંતિક નુકસાન થતું નથી. કોઈને આપણે મટાડી શકતા નથી, મારવાથી કોઈનો સ્વભાવ બદલાતો નથી, પછી મારીને લાભ શો?

*

સ્વજન પ્રત્યેનો ધર્મ અને સમાજ પ્રત્યેનો ધર્મ બંને બરાબર ઓળખવા જોઈએ. વ્યાપક ધર્મની અંદર બંને આવી જાય છે. સ્વજન પ્રત્યેના ધર્મનો વિચાર કરી માણસ સમાજદ્રોહ કરે, તો એ સંકુચિત બને છે, સમાજને હણે છે અને સ્વજનો સમાજના અંશમાત્ર હોઈ એ સ્વજનોનો પણ પરિણામે દ્રોહ જ કરે છે. સમાજહિતનો દ્રોહ કરીને સાચી સ્વજનસેવા થઈ જ ન શકે.

સ્વધર્મની વાત જરા વિચારીએ. સ્વધર્મ તો ધર્મના સમગ્ર ક્ષેત્રનું ફક્ત મધ્યબિંદુ સૂચવે છે. એને પરિધ અથવા મર્યાદા છે જ નહીં. તેથી સ્વધર્મનો ત્યાગ થઈ જ ન શકે. સ્થાનભ્રષ્ટ થઈને કોઈ કશો પુરુષાર્થ કરી જ ન શકે. પોતાનું

---

१. बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ! ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ! । (૪.૫)

२. आश्चर्यवत् पश्यति कश्चिद् एनम् आश्चर्यवद् वदति तथैव चान्यः ।
आश्चर्यवच् चैनम् अन्यः शृणोति श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ।। (૨.૨૯)

३. अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ।। (૧૩.૨૫)

જે સ્વધર્મપ્રાપ્ત સ્થાન છે, એનું જ નામ પ્રતિષ્ઠા છે. સામાજિક કીર્તિ અથવા માન્યતા એ કંઈ સાચી પ્રતિષ્ઠા નથી.

*

સ્વધર્મ અથવા સ્વકર્તવ્ય આપણે માટે સ્પષ્ટ હોય છે, પણ એના પાલનના પરિણામ ઉપર નથી આપણો અધિકાર અને નથી એની આપણને સંપૂર્ણ કલ્પના. તેથી સુખદુઃખ, લાભહાનિ, જયપરાજય વગેરે બાહ્ય વસ્તુઓનો વિચાર કર્યા વગર, એની ચિંતા કર્યા વગર, જે પ્રાપ્ત કર્તવ્ય દેખાય તે કરી છૂટવું, એ જ આપણો ધર્મ છે.

સ્વધર્મપાલનનું પરિણામ ગમે તે આવે તોય એ શુભ જ હોય છે, કેમ કે ધર્મ સર્વતોભદ્ર છે. એનાં બધાં જ પાસાં કલ્યાણકારી હોય છે. "હણાઈશ તો તને સ્વર્ગ મળશે, જીતીશ તો તને પૃથ્વી મળશે."[1]

"આસક્તિ છોડીને પાળેલો સ્વધર્મ સર્વતોભદ્ર હોઈ એમાં આરંભનો નાશ નથી, વિપરીત પરિણામ આવતું નથી, અને એનું યત્કિંચિત્ પાલન પણ મહાભયમાંથી ઉગારી લે છે."[2]

"જે કેવળ શુદ્ધ ધર્મનો વિચાર કરે છે, તેની બુદ્ધિ નિર્મળ હોય છે, નિશ્ચયાત્મક હોય છે. જે પરિણામોનો વિચાર કર્યા કરે છે, તેની સ્થિતિ વિષયાંધના જેવી હોઈ બહુ શાખાવાળી અને અનંતરૂપે વિભક્ત હોય છે."[3] એનો નાશ ન થાય તો આશ્ચર્ય.

*

વેદ પ્રત્યે ગીતાનું વલણ કેવું છે? વૈદિક પરંપરા પ્રત્યે ગીતાને આદર છે, વેદવચન વિશે શ્રદ્ધા પણ હોય એમ લાગે છે. છતાં વેદને વળગી રહેનારા વેદિયાઓ વિશે ગીતાએ ઠેકાણે ઠેકાણે પોતાનો તિરસ્કાર બતાવ્યો છે. યાજ્ઞિકોએ વૈદિક ધર્મને કામનાધર્મ બનાવ્યો. મનુએ પણ કહ્યું કે काम्यो हि वेदाधिगमः कर्मयोगश्च वैदिकः । વેદધર્મનો આ મૂળનો જ દોષ હશે અથવા એ દોષ અજ્ઞાની લોકોએ પાછળથી ઘુસાડયો હશે એ ગમે તે હો, પણ અજ્ઞાન અને કામનાના સંમિશ્રણથી વૈદિક ધર્મ લાંબા વખત સુધી જારણ-મારણ-ઉચ્ચાટનના જાદુઈ ધર્મ જેવો બની ગયો હતો એ વિશે શંકા નથી. એનાં પરિણામ આજે પણ આપણે ભોગવીએ

---

१. हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ।। (२.३७)

२. नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पम् अप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ।। (२.४०)

३. व्यवसायात्मिका बुद्धिर् एकेह कुरुनंदन ! ।
बहुशाखा ह्यनन्ताश् च बुद्धयोऽव्यवसायिनाम् ।। (२.४१)

છીએ. એ વૈદિક ધર્મની વિપરીત અસરની કંઈક ઝાંખી ગીતાએ કરી હોવી જોઈએ તેથી જ ગીતાએ વેદવાદની આટલી નિંદા કરી છે. અને વેદ ત્રૈગુણ્યવિષય છે એને વટાવ્યે જ છૂટકો એમ કહ્યું છે. અને વેદમાં જે કંઈ સારું છે તે અનુભવ મારફતે પણ મળે છે એવી ખાતરી આપી છે.[1]

*

માણસ કર્મફળની આશા ન રાખે, કેવળ કર્મ જ કરે; કેમ કે તે કર્મ કરવાને સ્વતંત્ર છે; ફળ મેળવવાનો અધિકારી નથી.[2]

ફળની આશા માણસ ન રાખે એ બરાબર છે પણ ફળ નિપજાવવાનો પ્રયત્ન ન કરે એમ તો છે જ નહીં. કર્મ કરે એટલે એમાંથી અનેક ફળો નીપજવાનાં જ. કર્મ ન કરવાનો આગ્રહ તો માણસ નહીં જ રાખે. એ એને માટે શકય પણ નથી. કર્મ એ જીવનસાધના છે. એની મારફતે જ મોક્ષ મેળવાય. શુભ-પરિણામી છે એવાં કર્મો જ કરવાનાં હોય છે. છોડી દેવાની હોય છે ફક્ત કર્મફળોની ઇંતેજારી.

જેણે આ સૃષ્ટિને, આ ભૂમિને અથવા મનુષ્ય-જીવનને કર્મભૂમિનું નામ આપ્યું એનો અનુભવ કેટલો ઊંડો હશે! સ્વર્ગ ઇત્યાદિ ભોગભૂમિ છે, પશુપક્ષી ઇત્યાદિ ભોગયોનિ છે; મનુષ્યજીવનની મહત્તા ફલેચ્છા પણ ઇરાદાપૂર્વક છોડીને કરેલાં શુભ કર્મોની અંદર જ છે. મનુષ્ય વિશેષ રૂપે ઈશ્વરનો સહકારી છે. એ જીવનના ઉદ્દેશ સમજી શકે છે, સૃષ્ટિવ્યવસ્થામાં દખલ કરી શકે છે, પશુપક્ષી ઇત્યાદિ પ્રાણીઓનું વાલીપણું એની પાસે છે. પંચમહાભૂતોને સમજી, ધર્મની મર્યાદામાં રહી એમની પાસેથી સેવા લેવાનો એ અધિકારી છે. એણે તો કર્મયોગનું શાસ્ત્ર બરાબર જાણ્યે જ છૂટકો. ઈશ્વરના સહકારી તરીકે એને માટે અનાસક્તિ જ શોભે. આસક્તિની પામરતામાં ઊતર્યો એટલે માણસ ગુલામ બની જ જવાનો.

*

કોઈ રોગીના શરીર પર ઑપરેશન કરાવવું હોય, જોખમકારક વાઢકાપ કરવી હોય તો અત્યંત કર્મ-કુશળ સર્જનની સેવા આપણે લઈએ છીએ પણ એ જ સર્જન જો રોગીના નજીકના સગામાંથી હોય તો વાઢકાપમાં નથી ફાવતો. માયાની ઇંતેજારી એની શક્તિને હણે છે. એનો હાથ ધ્રૂજે છે, મન મૂંઝાય છે તેથી કોઈ ત્રાહિત સર્જનની યોજના એ કરે છે. મનની સમતા ન હોય તો ઉચ્ચ કોટિની કાર્ય-કુશળતા પણ ન ટકે.

---

१. त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ! ।
निर्द्वन्द्वो नित्य-सत्त्वस्थो निर्योग-क्षेम आत्मवान् ।।
यावान् अर्थ उदपाने सर्वत. संप्लुतोदके ।
तावान् सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानत: ।। (२.४५–४६)
२. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर् भूर् मा ते सङ्गोऽस्त्वकर्मणि ।। (२.४७)

જ્યાં માણસનો સ્વાર્થ હોય છે ત્યાં જ એ ધ્યાન દઈને અને કુશળતાથી કામ કરે છે એ સામાન્ય પ્રવાદ અથવા અનુભવ સ્થૂળ કોટિનો જ છે. સર્વોચ્ચ કુશળતા તો સંસ્કારી સમતા, તટસ્થતા અથવા અનાસક્તિમાં જ ખીલે છે.

માંદાની સેવામાં રાતપાળી કરવાની હોય છે ત્યારે સગાંવહાલાંઓ મોહને લીધે પોતાની વારી ન હોય ત્યારે પણ ઉજાગરો કરે છે; પોતાની તબિયત બગાડે છે અને સેવાની લાયકાત ખોઈ બેસે છે. જ્યારે કર્તવ્યનિષ્ઠ સમભાવી નર્સ સેવામાં હાજર હોય, ત્યારે કશી તંદ્રા વગર ઉત્તમ સેવા આપે છે અને પોતાનો વખત પૂરો થયો એટલે એ જ કામ બીજાને સોંપી પોતે ઘસઘસાટ ઊંઘે છે. એનામાં કાર્યદક્ષતા, કર્તવ્યનિષ્ઠા અને તટસ્થતા સમાન ભાવે કેળવાયેલાં હોય છે. એ એક જાતની યોગયુક્તની સ્થિતિ છે. આસક્ત માણસ પોતે માનેલા સ્વાર્થની દૃષ્ટિએ એક બાજુ ઉપર ખૂબ ધ્યાન દે છે. અને તેથી જ બીજે ઠેકાણે ભીંત ભૂલી જાય છે. જ્યાં આસક્તિ છે ત્યાં બુદ્ધિ નિર્મળ રહી જ ન શકે. બુદ્ધિનો પ્રસાદ એ અનાસક્તિના પક્ષપાતરહિત વાતાવરણમાં જ કેળવાય.

*

ગીતાના આદર્શ પુરુષ ઉપર નોંધ લખાશે એમાં જ મોટે ભાગે સ્થિતપ્રજ્ઞ વિશે વિવેચન આવવાનું છે. અહીં તો પાપની ઉત્પત્તિ, વિસ્તાર અને એના પરિણામ વિશે જ લખવાનું છે.

દરેક વસ્તુની શરૂઆત બહુ જ સૂક્ષ્મ રીતે થાય છે. અંગ્રેજો જ્યારે આ દેશમાં આવ્યા ત્યારે કોઈને ખબર ન હતી કે તેઓ દેશની ઉન્નતિમાં આટલા બધા વિરોધી નીવડશે. શરીરમાં રોગો પણ બહુ જ સૂક્ષ્મ રીતે દાખલ થાય છે. હોડી જ્યારે નદીમાં ચાલે છે ત્યારે પહેલાં તેનો વેગ ઘણો જ ધીમો હોય છે, પણ એક વાર તે નદીના વહેણમાં પહોંચી કે પછી સડસડાટ સમુદ્ર તરફ દોડવા માંડે છે. નદી પણ મૂળ આગળ કેટલી નાની હોય છે, પણ તે જ પાછળથી મોટાં મોટાં શહેરોને પણ ડુબાવી દઈ શકે છે. માળવાના પહાડોમાં કીડીની હાર જેવી દેખાતી મહી નદી ખંભાતની પાસે પહોંચતાં એટલી મોટી થઈ જાય છે કે ત્યાં લોકો તેને સાગર તરીકે ઓળખે છે. તે સ્થળે મોટા મોટા હાથીઓ પણ તેમાં ઊતરવાની હિંમત કરતા નથી.

પાપની પ્રગતિ પણ આવી જ રીતે થાય છે. શુદ્ધ આચારવાળા માણસના મનમાં વિષયનો કોઈ વિચાર આવે છે ત્યારે તે મનમાં કહે છે કે મારું વર્તન તો શુદ્ધ છે. મનમાં એકાદ આડીઅવળી કલ્પના આવી ગઈ તો શું થયું? તે એવા ભ્રમમાં રહે છે કે આટલાથી કંઈ અધઃપતન નહીં થઈ શકે. પરંતુ એમાં જ તેનો સર્વનાશ સંતાયેલો છે. પીપળા જેવા મહાન વૃક્ષનું બીજ કેટલું નાનું હોય છે! માણસ બધી રીતે તટસ્થભાવથી પણ કોઈ વિષયનો સહેજ પણ વિચાર કરે તોપણ તેનું ચિત્ત તેમાં ચોંટી જાય છે. વખતોવખત તે વિષયનું તેને સ્મરણ થાય છે. અને

તેનું ચિંતવન તેને માટે આનંદદાયી થઈ પડે છે. કોઈ વાર અનાયાસે તે વિષય નજીક આવતાં તેના મનમાં આનંદ થાય છે. પછી તેને મેળવવાની ઇચ્છા થાય છે. તેના તરફ પક્ષપાત ઉત્પન્ન થાય છે. જ્યાં એક વાર પક્ષપાતની જાગૃતિ થઈ ત્યાં સમાન-ભાવ નાશ થયો જ છે, અને પક્ષની સામે પ્રતિપક્ષ તો હોય છે જ. પ્રતિપક્ષમાં અપ્રિયતા, દ્વેષ અને ક્રોધ સ્વાભાવિક જ હોય છે. કામ અને ક્રોધ માણસને એવો તો આંધળો બનાવી દે છે કે વસ્તુનું સારા-નરસા-પણું શોધવાની કે તપાસવાની તેની શક્તિ જ નાશ પામે છે. આસક્તિ અને દ્વેષને કારણે વસ્તુઓ પર કાલ્પનિક ગુણાવગુણોનો આરોપ થવા લાગે છે. તેથી કુદરત સાથેનું શુદ્ધ જોડાણ તૂટી જાય છે. માણસને મોહ ઊપજે છે. મોહથી જાગૃતિ જતી રહે છે. પ્રત્યેક વસ્તુને તેના યોગ્ય રૂપમાં જાણવી અથવા તેના તરફ પોતાનો ધર્મ નક્કી કરવો એનું નામ સ્મૃતિ. સ્મૃતિના નાશ પછી વિવેક-શક્તિનો નાશ થાય છે, અને જ્યાં સુધી બુદ્ધિ છે ત્યાં સુધી જ માણસ છે. એ રીતે બુદ્ધિના અભાવે માણસનો સર્વનાશ થાય છે.

विवेक-भ्रष्टानां भवति विनिपात : शतमुखः ।।

પાપની પ્રગતિ આવી જ છે. પાપ આવે ત્યારે ગરીબ ગાયની માફક સીધું-સાદું થઈને આવે છે પણ એક વખત તેનો પગપેસારો થતાં તે સિંહની માફક ફાડી ખાધા વિના છોડતું નથી. યમરાજમાં પણ દયા હોય પણ પાપમાં દયા હોતી નથી. તેથી પહેલેથી જ પાપ પર દયા ન કરવી જોઈએ. પાપ પર દયા કરવાથી તે આપણને ખાઈ જશે. વિષયો એટલા સંપીલા છે કે તેમાંના એકને આવવા દીધો કે પછી વગર બોલાવ્યે તરત જ કાગડાની માફક બધા આવી પડે છે. માણસ એક વાર એમના કબજામાં આવ્યો કે પછી ગીધની માફક તેઓ તેને ચૂંથી ખાય છે.

ध्यायतो विषयान् पुंसः संगस् तेपूपजायते ।
संगात् संजायते कामः, कामात् क्रोधाऽभिजायते ।।
क्रोधात् भवति संमोहः, संमोहात् स्मृति-विभ्रमः ।
स्मृति-भ्रंशाद् बुद्धिनाशो; बुद्धिनाशात् प्रणश्यति । (૨.૬૨–૬૩)

*

કામથી ક્રોધ કેવી રીતે ઉત્પન્ન થાય છે? માનસશાસ્ત્રની દૃષ્ટિએ આ ખૂબ વિચારવા જેવો પ્રશ્ન છે. કામનો અર્થ પ્રેમ નથી, પ્રેમને સુખદુ:ખ જોડે કંઈ પ્રયોજન નથી. પ્રેમ તો બીજાના કલ્યાણને માટે આત્મ-સમર્પણ કરતાં જાણે છે. સારી રીતે વિચારવાથી જણાય છે કે કામ સ્વાર્થી છે. પોતાની તૃપ્તિ જ તેનો એકમાત્ર હેતુ હોય છે. જેમ સાધારણ મનુષ્ય એમ સમજે છે કે સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહો આદિ બધા પોતાની પૃથ્વીની આસપાસ ફરે છે, તેમ જ કામી માણસ કામને મધ્યબિંદુએ રાખીને જગતને જુએ છે. તેથી તેનું જીવન-જ્યોતિષ ખોટું,

અટપટું અને આંધળું થાય છે. બહારની વસ્તુઓની ગતિના સંબંધમાં તે ગમે તેવા આરોપ કરે છે. એવો માણસ દુનિયાની સરળ ગતિ સમજી શકતો નથી. તે ન્યાય કે નીતિ સમજી શકતો નથી તેથી પક્ષમાં ઊતરી પડે છે. કામી માણસ પોતાની ઇચ્છેલી વસ્તુની પ્રાપ્તિ માટે દુનિયાનો ક્રમ બદલવા માગે છે, અને જ્યારે તે નથી બદલાતો ત્યારે તે ચિડાય છે. તેનું મન પક્ષપાતી હોવાથી ખરી વસ્તુસ્થિતિ સમજી શકતું નથી. તેથી તે વધારે ચિડાય છે. કામને માટે તે જે વસ્તુ પર પ્રેમ કરે, તે જ્યારે તેને નથી મળતી ત્યારે તે તેના પર ક્રોધ કરે છે. પોતાની વહાલી ગાય દોહવા ન દે ત્યારે મનુષ્યનો ગાય પર જો સાચો પ્રેમ હશે તો તે તેને લાકડી મારશે નહીં. આશામાં વિક્ષેપ થતાં જ, આશા તૂટતાં જ કામ ક્રોધનું રૂપ ધારણ કરે છે. પોતાની પ્રિય વસ્તુની બાબતમાં માણસ જ્યારે જુએ છે કે આ વસ્તુ મારી નહીં થઈ શકે ત્યારે તે તેનો નાશ કરવામાં પણ આંચકો નથી ખાતો. અનુરાગ અને દ્વેષ એ એક જ વસ્તુની બે બાજુઓ છે. એક લોઢાના સીધા પતરાને એક બાજુએ દબાવીને આપણે તેનો તવો બનાવીએ છીએ. તવો એક જ વસ્તુ છે, પણ એક તરફથી તે ઊંડો હોય છે, અને બીજી તરફથી તે થોડો ઊપસી આવેલો દેખાય છે. રાગદ્વેષની પણ આવી જ દશા છે. બંને બાજુની સમાન સ્થિતિ બગડી કે રાગદ્વેષ પેદા થયા. જે દુનિયાનો મિત્ર થવા માગે છે તે કોઈ એકનો ખાસ મિત્ર નહીં થઈ શકે. તેને માટે તો બધા જ સમાન છે. ભિન્ન ભિન્ન વ્યક્તિઓના સંબંધમાં ન્યૂનાધિકતા રહે છે જ, પણ તેના હૃદયની ભાવના બધા તરફ સમાન જ હોય છે. એક ખીસાના રૂપિયા બીજા ખીસામાં જતાં માલિકના મનમાં રૂપિયા કમાવા કે ખોવાનો ભાવ નથી થતો. કોઈ આખા કુટુંબના મિત્રને તે કુટુંબના એક ભાઈને વધારે અને બીજાને ઓછું મળવાથી જેમ બળતરા નથી થતી તેમ જ અજાતશત્રુ, વિશ્વમિત્ર થઈને માણસ દુનિયામાં વિચરે છે. પોતાની બાબતમાં પણ તેને પક્ષપાત નથી હોતો. રાગદ્વેષ ગયા પછી શું રહે? પછી તો સમાધાન અને પ્રસન્નતા જ રહેવાની. મૈત્રી, કરુણા, મુદિતા (આનંદ) અને ઉપેક્ષા આવી ચાર જાતની પ્રસન્નતા રહે છે. ઇચ્છાઓનો અભાવ એ જ પ્રસન્નતાનું સ્વરૂપ.

બીજી રીતે પ્રસન્નતાનો અર્થ સ્વચ્છતા પણ છે. રાગદ્વેષ રૂપી કાદવ બેસી જવાથી ચિત્ત રૂપી પાણી સ્વચ્છ અને નિર્મળ થાય છે. કાદવથી પાણી ગંદું રહે છે. માટે જ તેની અંદર શું છે તે દેખાતું નથી. પાણી સ્વચ્છ થતાં પારદર્શક બની જાય છે. ચિત્તપ્રસાદનો પ્રભાવ પણ એવો જ છે. જેણે ચિત્તપ્રસાદ પ્રાપ્ત કર્યો તેને પોતાના તો શું, પણ બીજાના મનના વિચારો જાણી લેવાની પણ શક્તિ ધીમે ધીમે પ્રાપ્ત થઈ શકે છે. જ્ઞાનપ્રાપ્તિ કે તત્ત્વપ્રાપ્તિમાં અડચણ કરનાર રાગદ્વેષ આદિ વાસનાઓનો કાદવ જ છે. કેટલીક વાર રાગદ્વેષને કારણે એકાગ્રતા આવતી દેખાય છે. કેટલેક અંશે આ વાત સાચી છે, પણ આ એકાગ્રતા આંધળી

અને આત્મઘાતી હોય છે. સત્યજ્ઞાન તો મન:પ્રસાદથી જ થાય છે. કોઈ યંત્ર અથવા સંસ્થાનું સ્વરૂપ, તેની રચના, તેનું પ્રયોજન અથવા તેનું કાર્ય સમજ્યા વગર, જો આપણે એ વાપરવા જઈએ તો ઠોકર ખાઈ પાછા આવવાનું થાય, અથવા હેરાન થવાય, પરંતુ તે જ યંત્ર અથવા તે સંસ્થાની સ્થિતિને સારી રીતે સમજી લેવાથી, આપણે તેમાં સુરક્ષિત રીતે, અને સ્વતંત્રતાથી ફરી શકીએ છીએ. એક સ્થિતિનું નામ રાત્રિ છે, અને બીજીનું નામ દિવસ. અંધારામાં આપણને ઠોકરો વાગે છે, અજવાળું આપણને સ્વતંત્રતા આપે છે. જોકે બન્ને સ્થિતિઓમાં આસપાસની ગોઠવણ એકસરખી જ રહે છે. રાગદ્વેષ જવાથી, પ્રસન્નતાની પ્રાપ્તિ થતાં જ આપણને પ્રકાશ મળે છે. વિશ્વસંસ્થાનો સ્વભાવ, અને તેમાં આપણું સ્થાન આપણે સમજી લઈએ છીએ, અને તેથી આપણાં બધાં દુ:ખોનો નાશ થાય છે. ફરી જેમ બપોરના અજવાળામાં આપણને ગમે ત્યાં ફરવામાં કંઈ હરકત નથી થતી, તેમ જ બુદ્ધિ પણ ગમે તેમ ફરતી છતાં પોતાના સ્થાન પર હમેશાં સ્વાધીન અને સ્વસ્થ રહે છે.

रागद्वेषवियुक्तैस् तु विषयान् इन्द्रियैश् चरन् ।
आत्मवश्यैर् विधेयात्मा प्रसादम् अधिगच्छति ।।
प्रसादे सर्वदुःखानां हानिर् अस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ।। (२.६४–६५)

*

એક જણે કહ્યું હતું કે જ્યારે મને બીડી પીવાની ખૂબ ઇચ્છા થાય છે ત્યારે હું બીડી જ બની જાઉં છું. આ અતિશયોક્તિ નથી પણ એક આધ્યાત્મિક સત્ય છે. વાસના માણસને અસ્વસ્થ કરે છે, તદાકાર કરે છે. કોઈના પણ વિશે મન આકર્ષાયું એટલે આસક્ત થઈ માણસ એનું ધ્યાન ધરે છે. જેમ જેમ ધ્યાન વધે છે તેમ તેમ આસક્તિ પણ વધે છે. ધ્યાનયુક્ત આસક્તિથી તે વસ્તુનું મહત્ત્વ અવાસ્તવપણે વધે છે. આવી રીતે એક તરફથી સંગમાંથી કામના વધે છે અને બીજી તરફ એનું મહત્ત્વ વધવાથી વસ્તુગત તારતમ્ય ભૂલી જવાય છે. તે જ કારણે સૃષ્ટિના સ્વાભાવિક નિયમનની અને પરિસ્થિતિની યથાયોગ્યતા પણ અળખામણી થાય છે. જે યોગ્ય છે તે અયોગ્ય જણાય છે. ઘંટીની આસપાસ હાથો ફેરવવાને બદલે હાથો સ્થિર રાખી એની આસપાસ ઘંટીનાં પડો ફર્યાં કરે એવી ઇચ્છા પેદા થાય છે. કૂતરું પૂંછડી હલાવે એ સ્થિતિને ઠેકાણે પૂંછડું કૂતરાને હલાવે એ સ્થિતિની અપેક્ષા થાય છે. સૂર્યની આસપાસ ગ્રહમાળા ફરે એ સ્વાભાવિક ક્રમ છોડી પૃથ્વીની આસપાસ ગ્રહ, નક્ષત્ર, તારા એમ બધા જ ફરે એ જ યોગ્ય છે કેમ કે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ, એવી મતિ થઈ જાય છે. કામનાને લીધે આપણી મનોભૂમિમાં જીવનનું અને વિશ્વનું મધ્યબિંદુ ખસી જાય છે અને કામના જ મધ્યબિંદુ તરીકે ગણાય છે. પછી એ કામના તૃપ્ત થાય કે ન થાય આખી રચના

વિશે અસંતોષ તો ઉત્પન્ન થવાનો જ, એનું નામ ક્રોધ; આ ક્રોધમાંથી મૂઢતા પેદા થાય એમાં આશ્ચર્ય શું? મૂઢતામાંથી ભાન ભુલાય છે, ભાન જવાથી જ્ઞાનનો નાશ થાય છે અને જ્ઞાનનો નાશ થયો એટલે માણસાઈનો અને માણસનો નાશ તો ધ્રુવ જ છે.

ગીતાએ ઠેકાણે ઠેકાણે સ્પષ્ટ કર્યું છે કે કામ અને ક્રોધ એ એક જ બાજુનાં બે પાસાં છે. એ બંનેને એકરૂપ ગણી તેને મનુષ્યનો મહાપાપી વેરી તરીકે વર્ણવ્યો છે. અને એ રજોગુણમાંથી એટલે કે આસક્તિમાંથી ઉત્પન્ન થાય છે એમ એની પૂર્વપીઠિકા (pedigree) પણ સ્પષ્ટ કરી કહી છે. એ જ જ્ઞાનનો મોટામાં મોટો નાશક છે.[1] યવન ફિલસૂફ અફલાતૂને પણ કહ્યું છે: 'It is not given to man to love and to be wise' કામાતુરને જ્ઞાન ન સંભવે.

*

અર્જુને સ્થિતપ્રજ્ઞની વ્યાખ્યા નથી માગી પણ વર્ણન માગ્યું છે. વ્યાખ્યાથી તર્કબુદ્ધિ સંતુષ્ટ થશે. પણ માણસનું હૃદય તો વિગતવાર concrete વાસ્તવિક વર્ણન જ પસંદ કરે છે. વ્યાખ્યા અવ્યક્ત હોય છે, એનું આકલન ક્લેશકર છે. વર્ણનથી વ્યક્તિનું ચિત્ર ખડું થાય છે. ત્યાર પછી તર્કબુદ્ધિ ભલે અવ્યક્ત તત્ત્વને તારવી કાઢે.

સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો સ્વતંત્રતાની સ્થિતિ સૂચવે છે. ઇન્દ્રિયનિષ્ઠ પુરુષ પરતંત્ર હોય છે; આત્મનિષ્ઠ પુરુષ જ સ્વતંત્રતા મેળવી શકે છે, ભોગવી શકે છે, ટકાવી શકે છે. એને જ ગીતા ચિત્તનો પ્રસાદ અથવા પ્રસન્નતા કહે છે.

*

ઇન્દ્રિયો અને આત્મા વચ્ચે સનાતન ગજગ્રાહ ચાલે છે. બુદ્ધિને પોતાના તરફ ખેંચવાનો પ્રયત્ન બંને કરે છે. દેવાસુર યુદ્ધ જેવી જ આ સ્થિતિ છે. મનનું વલણ ઇન્દ્રિયો તરફ હોય તો ઇન્દ્રિયો બુદ્ધિને કબજે કરે છે, મન જો સંયમી હોય તો ઇન્દ્રિયોનો વિરોધ કરી બુદ્ધિને સ્થિર રાખે છે. અને પછી બુદ્ધિમાં નિર્મળતા આવે છે જેથી એમાં આત્માનો પ્રકાશ પડે છે.

ઇન્દ્રિયોનું આકર્ષણ બળવાન છે પણ ઇન્દ્રિયો પાસે અંતે આપવા જેવો કીમતી માલ છે જ નહીં. જાહેરખબર ખૂબ આકર્ષક અને વેચવાનો માલ ધૂળ જેવો એવી ઇન્દ્રિયોની સ્થિતિ છે. પણ લોકસમુદાયનો મોટો ભાગ હંમેશ એ રસ્તે જ તણાય છે. આત્મજ્ઞાનનો રસ્તો એથી ઊલટો હોય છે. કેટલાંક ફળો ઉપરથી ખૂબ આકર્ષક હોય છે પણ અંદર ખાટા કે કડવાં હોય છે; જ્યારે બીજાં કેટલાંક ફણસ કે ચીકુ જેવાં ઉપરથી કાંટાળાં અથવા વેરાગી જેવાં હોય છે પણ અંદરથી સ્વાદિષ્ટ હોય છે. સંયમી પુરુષનું જીવન અને વિલાસી પુરુષનું જીવન આવી જ રીતે

---

१. काम एष क्रोध एष रजोगुणसमुद्भवः।
महाशनो महापाप्मा विद्धि एनम् इह वैरिणम्॥ (૩.૩૭)

પરસ્પર વિરોધી દેખાય છે. આત્મારામ અને ઇન્દ્રિયારામ બંનેનો સ્વભાવ પરસ્પર ભિન્ન હોય છે.

એ ગમે તે હો, માણસ વિષયોનું સેવન કરે કે ન કરે પણ વિષયોને અંગે એણે પોતાની પ્રતિષ્ઠા તો ન જ ખોવી જોઈએ. અને પ્રતિષ્ઠા તો વિષયને વશ ન થવામાં જ છે. માણસ કરતાં વિષય મોટા થઈ જાય, એની આગળ માણસ પામર બની જાય એટલે માણસ અપ્રતિષ્ઠિત થયો. અપ્રતિષ્ઠિત સમાજમાં ભલે એની પ્રતિષ્ઠાની હાનિ ન દેખાતી હોય પણ પોતાની આગળ તો એ અ-પ્રતિષ્ઠિત થયો જ. ગીતા કહે છે કે માણસે સમુદ્રની પેઠે રહેવું જોઈએ. ચારે બાજુથી અસંખ્ય મહાનદીઓ પોતાનાં પાણી એમાં છોડવા છતાં એ પોતાની પ્રતિષ્ઠા અચળ રાખે છે એવી જ રીતે અનાસક્ત મહાત્મા સર્વ કામનાઓ પ્રત્યે ઉદાસીન થઈ ધીરોદાત્તની શાંતિ મેળવે છે. કામના પાછળ ગાંડો થયેલો પામર માણસ શાંતિ ને પ્રતિષ્ઠા ક્યાંથી મેળવે?

*

ગીતાને અઢાર અધ્યાયમાં મળીને ઝાઝી વસ્તુ કહેવાની છે જ નહીં. એક જ વસ્તુ અનેક બાજુએ ભિન્ન ભિન્ન રૂપમાં વિશેષ અને સવિશેષ રોચક કરવાનો ગીતાનો પ્રયત્ન છે. આખી ગીતામાં એક જ કલ્પના વણાયેલી છે અને તે કલ્પના આ બીજા અધ્યાયમાં સંપૂર્ણપણે આવી ગઈ છે. જો મનુષ્ય વિચારપૂર્વક આ બીજો અધ્યાય સમજી લે અને તે પ્રમાણે જીવન ઘડવાનો પ્રયત્ન કરે તો એને બીજે ક્યાંય જવું જ ન પડે. હિંદુ ધર્મનું રહસ્ય, આર્યજીવનનો આદર્શ અને મનુષ્યકોટિનો છેલ્લો આરામ આ એક અધ્યાયમાં આવી ગયેલો છે.

## અધ્યાય ત્રીજો

ત્રીજો, ચોથો અને પાંચમો આ અધ્યાયત્રિપુટીમાં કર્મયોગની મીમાંસા આવી જાય છે. જીવનમાં અઘરામાં અઘરી વસ્તુ હોય તો તે નૈષ્કર્મ્ય-સિદ્ધિ છે, પણ એના વગર આ કર્મભૂમિમાં શાંતિ સંભવે જ નહીં.

આજની દુનિયા ભોગ અને ઐશ્વર્ય પાછળ પડેલી છે. આજનો યુગ જ ભોગૈશ્વર્ય-યુગ છે. એને ઠેકાણે નિષ્કામ સેવાનો યુગ આવવો જ જોઈએ, આવવાનો જ છે. એની પ્રસૂતિવેદના શરૂ થઈ છે. જેમ અહિંસા કેવળ વ્યક્તિધર્મ નથી, એ રાષ્ટ્રધર્મ થઈ શકે છે, એનું સમાજવ્યાપી સ્વરૂપ કેળવી શકાય છે એમ ગાંધીજીએ બતાવ્યું તેમ જ નૈષ્કર્મ્ય-સિદ્ધિ તરફ મનુષ્યજાતિને લઈ જવી એ શક્ય છે. ભોગૈશ્વર્યલાલસા એ માણસનો સ્વભાવ નથી પણ એ એક મરકી જેવો રોગ છે. મનુષ્ય પ્રયત્ન કરી એને હટાવી શકે છે એમ કેળવણી દ્વારા — સાધના દ્વારા સિદ્ધ કરવાનું રહ્યું.

અર્જુન પૂછે છે, 'તમે મને ઘોર કર્મને વિશે કેમ પ્રેરો છો?'[1] જવાબમાં ભગવાને કર્મનું મહત્ત્વ સમજાવ્યું છે. પણ જેને વિશે ભગવાન પ્રેરે છે તે કર્મ ઘોર નથી એવું તો કોઈ ઠેકાણે સિદ્ધ કરી નથી બતાવ્યું. સંભાષણમાં આવી ઘણીય વસ્તુઓ રહી જાય છે. અથવા ગૌણ ગણી છોડી દેવામાં આવે છે.

*

સામાન્ય રીતે માણસની મૂંઝવણ બે પ્રકારની હોય છે: એક તો ધર્મ કયો એનો નિશ્ચય કરવાની બાબતમાં અને બીજી ધર્મનો નિશ્ચય થયા પછી તેનું પાલન કરવા માટે જોઈતી દૃઢતા કેમ કેળવવી એ બાબતમાં. કેટલાક લોકોની અશક્તિ એક બાજુની હોય છે, કેટલાકની બીજી બાજુની. એક બૌદ્ધિક કહેવાય, બીજી હાર્દિક કહેવાય. સાચું જોતાં બન્ને મુશ્કેલીમાં હાર્દિક તેમ જ બૌદ્ધિક સામટી મુશ્કેલી હોય છે. હૃદયમાં મેલ કે નબળાઈ ન હોય, પરિણામ વિશેની ઇંતેજારી ન હોય તો બુદ્ધિનો નિર્ણય સહેજે મળે છે અને બુદ્ધિથી ખાતરી થયા પછી હૃદયનો નિશ્ચય કેળવવો એ અશક્ય વાત નથી. અર્જુનની મૂંઝવણ પ્રથમ પ્રકારની છે. ધર્મ કયો એ નિર્ણય કરવામાં જ એ મૂંઝાયો છે અને ભગવાનની દલીલો વ્યામિશ્ર વાક્યોની જણાય છે. એટલે એ અકળાઈને કહે છે: "તમે મને એક જ વાત નિશ્ચયપૂર્વક કહો કે જેથી મારું કલ્યાણ થાય."[2]

સાંખ્ય અને યોગ એક જ વસ્તુનાં બે પાસાં છે. જ્ઞાન અને કર્મ હમેશ ઓતપ્રોત વણાયેલાં જ રહે છે. "ખરું જ્ઞાન પારમાર્થિક કર્મમાં પરિણમે છે" અને બીજી રીતે જોતાં "કર્મમાત્ર જ્ઞાનમાં જ પરાકાષ્ઠાએ પહોંચે છે—પરિસમાપ્ત થાય છે."[3]

જ્ઞાન અને કર્મ એ બે નિષ્ઠા વિશે અધ્યાય ત્રીજાના ત્રીજા શ્લોકમાં[4] ઉલ્લેખ છે. પાંચમા અધ્યાયના બીજા શ્લોકમાં[5] ત્યાગ અને યોગ બન્ને મોક્ષદાયક છે તેમાંય કર્મસંન્યાસ કરતાં કર્મયોગ ચડી જાય છે એમ કહે છે. સહેજ આગળ જઈ એ જ અધ્યાયના ચોથા શ્લોકમાં[6] સાંખ્ય અને યોગ નોખા છે

---

१. ज्यायसी चेत् कर्मणस् ते मता बुद्धिर् जनार्दन ।
तत् किं कर्मणि घोरे मा नियोजयसि केशव ! ।। (૩.૧)

२. व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तद् एकं वद निश्चित्य येन श्रेयोऽहम् आप्नुयाम् ।। (૩.૨)

३. सर्वं कर्माखिलं पार्थ ! ज्ञाने परिसमाप्यते ।। (४.३३–२)

४. लोकेऽस्मिन् द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ! ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ।। (૩.૩)

५. सन्यास. कर्मयोगश् च निःश्रेयसकरावुभौ ।
तयोस् तु कर्मसन्यासात् कर्मयोगो विशिष्यते । (૫.૨)

६. सांख्ययोगौ पृथग् बालाः प्रवदन्ति न पंडिताः ।
एकम् अप्यास्थितः सम्यग् उभयोर् विन्दते फलम् ।। (૫.૪)

એમ અજ્ઞાની કહે છે, પંડિત નથી કહેતા. એકમાં સારી રીતે સ્થિર રહેનાર બંનેનું ફળ મેળવે છે એમ કહ્યું છે. "જે સ્થાન સાંખ્યમાર્ગી પામે છે તે યોગી પણ પામે છે, જે સાંખ્ય અને યોગને એક રૂપે જુએ છે એ જ ખરો જોનાર છે."

આટલું સાંભળ્યા છતાં અઢારમા અધ્યાયની શરૂઆતમાં અર્જુન કહે છે કે સંન્યાસ અને ત્યાગનું નોખું નોખું રહસ્ય જાણવા હું ઇચ્છું છું!!

ગીતાકાળે સંન્યાસ અને યોગ, જ્ઞાન અને કર્મ, નિવૃત્તિ અને પ્રવૃત્તિ વગેરે નિષ્ઠાઓની ખૂબ ચર્ચા થતી હશે અને તેથી જ ભગવાનને ગીતાનો આ સમન્વય ફરી ફરી રજૂ કરવાનું જરૂરનું જણાયું હશે.

કર્મસંન્યાસમાં જ્ઞાનમાર્ગનો ઉત્કર્ષ ભલે ગમે તેટલો હોય પણ એમાં થાક તો સ્પષ્ટ દેખાઈ આવે છે. જ્ઞાનમાંથી કર્મકુશળતા જ વધવી જોઈએ. જે જ્ઞાની છે તે ધાંધલનો જરૂર ત્યાગ કરે, વ્યર્થ કર્મનો જરૂર એ ત્યાગ કરે. ચકરાવામાં ઘેરનાર કર્મોનો પણ ત્યાગ કરે, અશુભ કર્મોનો પણ ત્યાગ કરે, કર્મની શક્તિ જાણ્યા પછી સ્થૂળ કર્મને ઠેકાણે સૂક્ષ્મ કર્મથી જ ઘણું કામ પતાવી દે. એ બધું ખરું, પણ કર્મમાત્રનો ત્યાગ તો એણે ન જ કરવો ઘટે અથવા કર્મમાંથી બચી જવા તરફ એનું વલણ રહે એ પણ બરાબર નથી. પુખ્ત ઉંમરના લોકો જેમ બાલિશ રમતો-માં ભળતા નથી તેમ ઘણાં કામોમાંથી ભલે એ પોતે બચી જાય પણ એને લાયક એટલાં જ અથવા એથીય વધારે કર્મો એને મળવાં જ જોઈએ.

કર્મ વગર જીવન કટાઈ જાય, જ્ઞાન કસાય નહીં અને જ્ઞાનનાં સાધનો પણ બુઠ્ઠાં થઈ જાય. સર વૉલ્ટર સ્કૉટનું એક સાદું વાક્ય આધ્યાત્મિક અર્થમાં પણ સાચું છે: "Labour is absolutely the charter by which we hold existence"-"કર્મ, મહેનત, મજૂરીના પરવાના વગર જીવી જ ન શકે."

*

ગ્રીક લોકો વર્ગીકરણમાં કુશળ હતા. આપણા લોકોએ પણ જ્યાંત્યાં પૃથક્કરણ કરીને શાસ્ત્રો રચ્યાં છે. પૃથક્કરણ વગર બૌદ્ધિક શોધખોળ બહુ આગળ વધતી નથી. પૃથક્કરણથી જ સર્વસામાન્ય સિદ્ધાંતો કાઢવા શક્ય બને છે. પણ પૃથક્કરણ–પૃથક્કરણ વચ્ચે ફેર છે. પૃથક્કરણ, વર્ગીકરણ અને વિશ્લેષ જે તત્ત્વો ઉપર કરાય છે તે તત્ત્વ છીછરું હોય તો પૃથક્કરણ અર્થવિહીન થઈ જાય છે. જો માણસોના વિભાગ જોડા પહેરનારા અને ચંપલ પહેરનારા એ રીતે કરીએ તો એ વિભાગ આપણને આગળ લઈ જઈ ન શકે પણ, માંસાહારી અને અન્નાહારી એ ભેદ મહત્ત્વનો છે. એ ભેદક તત્ત્વમાં ઊંડી ઊંડી અસંખ્ય વસ્તુઓ રહેલી છે. એની શાખામાંથી પ્રશાખાઓ ફૂટે છે અને એ રીતે ઘણે દૂર સુધી જ્ઞાનનું ઊંડાણ વધારી દે છે.

જેમ ગર્ભવાસમાં મૂઠી વાળીને માણસ પોતાના હાથની રેખાઓ અને એની સાથે પોતાનું ભાગ્ય લગભગ કાયમને માટે ઘડી કાઢે છે તેમ જ દરેક જાતિ

જ્ઞાનની પોતાની આદિ શોધમાં જે વર્ગીકરણ અથવા પૃથક્કરણ સ્વીકારે છે તે પરથી તે જાતિની રચનાનો સ્વભાવ કાયમને માટે નક્કી થાય છે. એ પ્રથમનું અમૃત ચોઘડિયું હજારો અને લાખો વર્ષોનો ઈતિહાસ વિશિષ્ટ પ્રવાહમાં વહેતો કરે છે.

કેટલાંક વર્ગીકરણો પૂરેપૂરાં વપરાઈ જવાથી તેમની શક્તિનો અંત આવેલો હોય છે. એ માર્ગે જેટલી શોધ થઈ શકે તેટલી થઈ ગયેલી હોવાથી એ વર્ગીકરણ નિઃસત્ત્વ થઈ ગયેલું હોય છે. ત્યાર પછી જ્ઞાનનું ક્ષેત્ર આગળ વધારવું હોય તો વર્ગીકરણનું તત્ત્વ જ બદલાવું જોઈએ. યુરોપે આજ સુધી ગ્રીક વર્ગીકરણ સ્વીકાર્યું અને એનો લગભગ અંત આણ્યો. હવે એ લોકોને આર્ય વર્ગીકરણની સુંદરતા દેખાવા લાગી છે. ગ્રીક વર્ગીકરણ બુદ્ધિપ્રધાન હોઈ તર્કશુદ્ધ, સુવ્યવસ્થિત પણ નિર્જીવ છે. મડદાં ચીરીને શરીરનું જ્ઞાન મેળવવા સમાન એ છે. આર્યોનું વર્ગીકરણ જીવનપ્રધાન છે; એમાં બુદ્ધિપ્રધાન વિશ્લેષણ નથી. તર્કનાં ક્ષેત્રો કરતાં જીવનનાં ક્ષેત્રો ધ્યાનમાં રાખી એ વર્ગીકરણ થયેલું હોવાથી એ જીવતું હોય છે. એની શોધ પરીક્ષણ કરતાં ધ્યાન ઉપર વધારે આધાર રાખે છે. એને મરણોત્તર તપાસ — 'પોસ્ટ મૉર્ટમ' — ની ટેવ નથી. એની નજર વિદ્વાન શાસ્ત્રી કરતાં ઋષિની અને કવિની છે.

પાછળથી આવેલા આચાર્યો અને ટીકાકારોએ તર્કનો અસ્ત્રો વાપરી જે વર્ગીકરણપદ્ધતિ વાપરી તે મોટે ભાગે વંધ્યા નીવડી છે. અને તેથી શબ્દાડંબર વધ્યો પણ શાસ્ત્ર વધ્યું નહીં, અને લોકો પણ અધ્યયનવિમુખ થયા.

વર્ગીકરણ અને વિશ્લેષણ છીછરું હોય કે ઊંડું, વિચારને મર્યાદિત અને એકાંગી બનાવે જ છે. વર્ગીકરણ એ વસ્તુગત નથી પણ જ્ઞાનગત છે; આપણી સમજણ માટે છે; એ ભૂલી જઈ લોકો સંકુચિત થાય છે. નકશા પરના અક્ષાંશ-રેખાંશ પૃથ્વી પર નથી હોતા એ ભૂલી જવાથી બાળકોનાં મનમાં જે ગોટાળો થાય છે તેવો જ ગોટાળો મનમાં વર્ગીકરણ દૃઢમૂળ થવાથી થાય છે. ઈંડું ફૂટીને જેમ એમાંથી બચ્ચું નીકળે છે તેમ એક વર્ષમાંથી બીજું વર્ષ નથી નીકળતું. છતાં કૃત્રિમ કાયદો યુવાનને અમુક તારીખની મધરાતે અજ્ઞાનનો સજ્ઞાન થયેલો માને છે. કાયદામાં એ કૃત્રિમતા પોસાય, જીવનમાં કે કેળવણીમાં એ ન પોસાય. તેથી વખતોવખત આપણે ઉત્પન્ન કરેલાં વર્ગીકરણને આપણે જ ઇરાદાપૂર્વક અને પ્રયત્નપૂર્વક ભૂંસી નાખવાં જોઈએ.

જ્ઞાન અને કર્મ આ બે વસ્તુ ભિન્ન છે જ નહીં. બુદ્ધિ અને લાગણી એ પણ ભિન્ન નથી. વસ્તુના એ વિભાગ નથી પણ પાસાં છે, એ વાત ભૂલી જવાથી નાહકની અનંત ચર્ચા ઊભી થઈ છે. જેમાં જ્ઞાન નથી તેને કર્મ કહેવાય જ નહીં. જેમાં ક્રિયા આવતી નથી તે જ્ઞાન જ નથી. અગ્નિ અને ઉષ્ણતા, દીવો અને પ્રકાશ, ભોજન અને તૃપ્તિ એવી જ રીતે જ્ઞાન અને કર્મનો સંબંધ છે. તાણમાં મોઢામાંથી જે અવાજ નીકળે છે તેને કોઈ ભાષા કહેતું નથી; તેમ

જ જ્ઞાન વગરનો ઇન્દ્રિયવ્યાપાર કર્મ જ નથી. એ જ રીતે હવામાં ઊડતા કચરા જેવા મગજમાં ચાલતા તરંગો એ પણ જ્ઞાન નથી. જેમ મોરવણનાં ટીપાં દૂધમાં નાખવાથી દૂધની આખી રચના ફરી જાય છે અને તે કાયમની, તેવી જ રીતે જ્ઞાન દ્વારા જીવનમાં એટલું બધું પરિવર્તન થાય છે કે માણસની આખી ક્રિયાશક્તિ ફેરવાઈ જાય છે. દેવતામાં હાથ ઘાલવો બાળકને માટે અશક્ય થઈ જાય છે એનું નામ તે એને થયેલું દેવતા પરત્વેનું જ્ઞાન.

જ્ઞાનની આવી કલ્પના હોવાને લીધે જ ગીતાએ તેરમા અધ્યાયમાં ૭થી ૧૧ શ્લોકમાં જ્ઞાનની બે પ્રકારની વ્યાખ્યા આપી છે: જ્ઞાન એટલે knowledge નહીં પણ culture અને એ જ કારણે અઢારમા અધ્યાયમાં ચાતુર્વર્ણ્યનાં 'કર્મો' વર્ણવતાં શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, સરળતા, જ્ઞાન, અનુભવ, આસ્તિકતા, શૌર્ય, તેજ, ધૃતિ, દક્ષતા ઇત્યાદિ ગુણોને અને વૃત્તિઓને અથવા મનોભૂમિકાઓને પણ કર્મો તરીકે ઓળખાવ્યાં છે!

ગીતાની આવી નજર હોવાથી જ સાંખ્ય અને યોગ એક જ છે; સર્વ કર્મો જ્ઞાનની પરાકાષ્ઠાએ પહોંચે છે એવાં એવાં વચનો ગીતાએ કાઢ્યાં છે. આટલું જાણ્યા પછી જ્ઞાન-યોગ શ્રેષ્ઠ કે કર્મ-યોગ એ સવાલ જ વ્યર્થ થઈ જાય છે.

*

"જે મનુષ્ય કર્મ કરનારી ઇન્દ્રિયોને રોકે છે પણ તે તે ઇન્દ્રિયના વિષયનું ચિંતવન મનથી કર્યા કરે છે તે મૂઢાત્મા મિથ્યાચારી કહેવાય છે."[૧] મારી માન્યતા છે કે મિથ્યાચારી એટલે હડહડતો દંભી નથી. દંભી માણસ સંયમ ઇચ્છતો જ નથી પણ એનો ડોળ કરવા માગે છે. જો કોઈ ન જુએ અને લાગ ફાવે તો શરીરથી પણ ભોગ ભોગવવાનું એ પસંદ કરે. એને ભોગી રહેવું છે અને ત્યાગની છાપ પાડવી છે. એવો માણસ શઠ હોય છે.

મારી કલ્પના પ્રમાણે મિથ્યાચારી તો એ કહેવાય કે જે સંયમ તો જરૂર ઇચ્છે છે, હઠપૂર્વક ઇન્દ્રિયોને રોકે પણ છે. પોતાનાં સંયમનાં વ્રતો સમાજ આગળ જાહેર કરી શરીરને રોકવામાં સમાજની ચોકીની મદદ પણ મેળવે છે. 'ભોગ ભોગવતાં પકડાઈશું તો આપણી ફજેતી થશે' એ જાતની લજ્જા કે સામાજિક બીકની મદદ પણ એ લે છે. પણ સંયમવૃત્તિ શિથિલ હોવાને લીધે મન ઉપર કાબૂ નથી રાખી શકતો. એટલે મન તો પરાણે અંદર ને અંદર વિષય સેવ્યા જ કરે છે. એવો માણસ શઠ નથી પણ દૂબળો દયાપાત્ર છે.

એવા માણસ વિશે એમ પણ બને છે કે શરીર દ્વારા વિષમ ન સેવવાની બાબતમાં એનો જેટલો આગ્રહ હોય છે તેટલાથી જ એને સંતોષ હોય છે. "मन गया तो जाने दो, मत जाने दो शरीर" એ કબીરના વચનનો સગવડિયો

---

૧. कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्।
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते॥ (૩.૬)

અર્થ કરી માનસિક વિષયસેવનથી મળતો મેલો આનંદ ભોગવતાં એને સંકોચ નથી હોતો. અને તેથી અવારનવાર ચાહીને પણ એ વિષયની માનસપૂજા ચલાવ્યા કરે છે. અને મન મનાવે છે કે આટલાથી નુકસાન થવાનો સંભવ નથી. એવો માણસ દુનિયાને છેતરતો નથી પણ પોતાને છેતરે છે. (અને કાળે કરીને દુનિયાને છેતરવાની તૈયારી પણ કરે છે.) આવા માણસનો બાહ્યાચાર અથવા કેવળ શારીરિક સંયમ એને સંયમનું ફળ આપતો નથી. એનો એ આચાર નિષ્ફળ, વ્યર્થ અથવા મિથ્યા હોય છે. એટલે એને મિથ્યાચારી કહ્યો છે. એને દંભી ન કહેવાય. જોકે અંતે એ દંભી થયા વગર પણ રહેવાનો નથી.

ઈન્દ્રિયોને નિયમમાં રાખ્યા પછી, વાસનાનો વેગ રોક્યા પછી, માણસને હાથે પાપકર્મ થાય જ નહીં. પછી તો એ આત્માને શોભે એવાં શુભ કર્મો જ કરવાનો. અને તેમાં પણ ફળની આસક્તિ એ નહીં રાખે એટલે એ સંપૂર્ણ કર્મ-યોગી પણ થયો. આવું શુભ કર્મ પોતાની ઉન્નતિને અર્થે તેમ જ જગતના હિતને અર્થે આવશ્યક છે અને તેથી તે કરવું જ જોઈએ એવો ગીતાનો આગ્રહ છે. જે આત્મપરાયણ થયો છે તેણે કર્મ કરવાં જ જોઈએ એવું બંધન એના પર ન હોય અને છતાં એની એ સ્વાભાવિક જવાબદારી તો હોય જ છે. આત્મપરાયણ-ની સ્વાભાવિક પ્રતિષ્ઠામાં જ એવાં કર્મો આવી જાય છે. યોગારૂઢ પણ કર્મો જરૂર કરે. એટલે જ ગીતાએ કહ્યું છે કે કર્મ ન કરવા કરતાં કર્મ કરવાં એ વધારે સારું છે.

શરીર ટકાવવા માટે જેમ કર્મ કરવાં જ પડે છે તેમ જ શરીરને અર્થે કુદરત પાસેથી, સમાજ પાસેથી, પશુ આદિ પ્રાણી પાસેથી અને ઋષિઓની સંસ્કૃતિ પાસેથી જે સેવા લીધી હોય એના બદલામાં અમુક યજ્ઞકર્મ કર્યે જ છૂટકો, નહીં તો પાપી થવાની બીક રહે છે.[1]

## યજ્ઞ-મીમાંસા

यज्ञार्थात् कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः।
तदर्थं कर्म कौन्तेय! मुक्तसंगः समाचर॥
सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः।
अनेन प्रसविष्यध्वम् एष वोऽस्त्विष्ट-कामधुक्॥
देवान् भावयताऽनेन ते देवा भावयन्तु वः।
परस्परं भावयन्तः श्रेयः परम् अवाप्स्यथ॥
इष्टान् भोगान् हि वो देवा दास्यन्ते यज्ञ-भाविताः।
तैर् दत्तान् अप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः॥

---

१. नियतं कुरु कर्म त्वं, कर्म ज्यायो हि अकर्मणः।
शरीरयात्रापि च ते न प्रसिद्धयेद् अकर्मणः॥ (३.८)

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः।
भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्म-कारणात् ।। (૩.૯–૧૩)

સૃષ્ટિમાં ઉત્પત્તિ સાથે વપરાશ અથવા નાશનો મેળ ન હોત તો સૃષ્ટિ બરાબર ચાલત નહીં. ઉત્પત્તિ જો વધી પડે તો એ સંગ્રહનો ભાર શી રીતે ઝિલાય? જેટલું અન્ન પેદા થાય છે તેટલું ખવાઈ જાય છે. પછી ભલે એ અન્ન માણસ ખાય, પશુપક્ષી ખાય કે સૂક્ષ્મ કીડા ખાય. અન્નનો જો નાશ ન થાય અને સંગ્રહ વધ્યા કરે તો આ સૃષ્ટિમાં જોતજોતામાં બધે અન્ન જ થઈ જાય. અને એ બાકીની સૃષ્ટિને ઊભવાનું સ્થાન જ નહીં રાખે. તેથી ઈશ્વરની સૃષ્ટિમાં આપણે હમેશાં ન કળી શકીએ એવો મેળ હોય જ છે.

સૃષ્ટિની એ વ્યવસ્થા મનુષ્યેતર સૃષ્ટિમાં એની મેળે જળવાય છે એમ આપણે જોઈએ છીએ પણ મનુષ્યને સૃષ્ટિનો નિયમ સમજીને તે પ્રમાણે ચાલવાની અથવા તેની વિરુદ્ધ જઈને સજા ખમવાની સ્વતંત્રતા મળેલી છે. મનુષ્ય પોતાની બુદ્ધિનો અને શ્રદ્ધાનો ઉપયોગ કરી સૃષ્ટિરચનાની ઘણી વસ્તુઓ સમજે છે અને તેથી પોતાની ઈચ્છા એમાં દખલ કરી સૃષ્ટિની વ્યવસ્થામાં પરિવર્તન કરવાનો અમુક હક ધરાવે છે. મનુષ્યેતર જીવો સૃષ્ટિ રચવામાં કે ચલાવવામાં દખલ કરી શકતા નથી અથવા દખલ કરવા ઈચ્છતા નથી. પણ ઈશ્વરે માણસને ઉત્પાતિયો બનાવ્યો છે. ધારે તો એ દેવાળું નીકળે ત્યાં સુધી જઈ શકે છે. તેથી જ ઈશ્વરે એને યજ્ઞધર્મ સાથે પેદા કર્યો. અને એને કહ્યું કે યજ્ઞધર્મ સાચવશો તો દેવાળું નહીં નીકળે, ઇહલોકમાં અને પરલોકમાં તમારું કુશળ હશે. યજ્ઞને ચૂકશો તો સૃષ્ટિદ્રોહી, સમાજદ્રોહી અને આત્મઘાતી ચોર અને મૂઢ ગણાશો. યજ્ઞધર્મનું પાલન એ જીવનનું પ્રામાણિકપણું છે. યજ્ઞધર્મનું પાલન એ સુખસમૃદ્ધિની, નિષ્પાપ જીવનની અને અમૃતત્વની નિશ્ચિન્તિ (insurance) છે.

આ યજ્ઞધર્મ શો છે?

જીવનમાં મનુષ્ય જે જે જેટલું વાપરે છે તે તે તેટલા પ્રમાણમાં એણે પેદા કરી પાછું આપવું જોઈએ. જે વસ્તુ બધા જ વાપરે છે તે ઉત્પન્ન કરવામાં બધાનો ભાગ હોવો જ જોઈએ; એમાં અવેજી નહીં ચાલે; એટલે કે એક માણસનું કામ બીજો કરે એ પણ નહીં ચાલે અને એક કામને બદલે બીજું કામ આવે અથવા એક વસ્તુને બદલે બીજી જાતની વસ્તુ પેદા કરે, એ પણ નહીં ચાલે. દરેક માણસને અન્ન ખાવાની આવશ્યકતા છે, તો અન્ન પેદા કરવામાં દરેકનો ભાગ હોવો જોઈએ. કોઈ એમ કહે કે અન્નને બદલે હું કવિતા પેદા કરીશ અને મારો પાડોશી મારે માટે અન્ન પેદા કરે, તો એમાં ન્યાય નથી, એમાં યજ્ઞ-ધર્મનું પાલન નથી. કવિતા કરવાથી આહારની આવશ્યકતા ઓછી નથી થતી અને બે જણનો બોજો એક જણને ઊંચકવો પડે છે એ અન્યાય રહી જ જાય છે. કવિતા કરવામાં કોઈ પણ વસ્તુ વાપરવી નથી પડતી કે શારીરિક શ્રમ પણ લેવો

નથી પડતો; એટલે કવિતા આપીને કે વેચીને એના બદલામાં માણસ કોઈનો શારીરિક શ્રમ મેળવે એ ન્યાય નથી. અમુક માણસ ચોરી કરતો નથી, મારામારી કરતો નથી, પ્રામાણિક રહે છે એટલા ખાતર એવા સદ્ગુણોના એ પૈસા માગે, એ યોગ્ય ન કહેવાય. જોકે આજે મોટા મોટા અમલદારો જે મોટા પગાર ખાય છે તે દક્ષતા, પ્રામાણિકતા(અને આશ્ચર્યની વાત તો નિઃસ્પૃહતા)નું વળતર હોય છે. મનુષ્ય અન્ન, વસ્ત્ર ઇત્યાદિ પાર્થિવ વસ્તુઓથી શરીર-રક્ષણ કરે છે; એણે શારીરિક પરિશ્રમથી જ એ વસ્તુના વપરાશનું વળતર આપવું જોઈએ. નહીં તો સૃષ્ટિનો એટલે કે સમાજનો ભાર વધવાનો અને અધર્મનું અભ્યુત્થાન થવાનું. એ અધર્મને રોકવાને અને ધર્મની સંસ્થાપના માટે યજ્ઞ સર્જેલો છે.

યજ્ઞ એટલે સૃષ્ટિ-વ્યવસ્થામાંથી જેટલી વસ્તુઓ વાપરીને આપણે ખોટ ઉત્પન્ન કરીએ છીએ, તે ખોટ પૂરી પાડવાની ક્રિયા.

સમાજ એકરૂપ હોવાને કારણે અને સામાજિક પુરુષાર્થનો લાભ બધા જ ઉઠાવે છે એ કારણે પણ દરેક માણસ આખા સમાજના વર્તન માટે જવાબદાર છે. એ જવાબદારી ગણિતી હિસાબ કરીને દરેકને માટે પ્રમાણસર અંશતઃ ફાળવી ન શકાય. એટલે આખો સમાજ જે ખોટ પેદા કરે છે તે પોતાનાથી બની શકે તેટલી પૂરવાની જવાબદારી દરેક વ્યક્તિની છે. આ સામુદાયિક જવાબદારીને લીધે યજ્ઞકર્મ અત્યંત આવશ્યક બને છે. મારે જિંદગીમાં લાકડાની વસ્તુઓ હરદમેશ વાપરવી પડે છે. પોતાના ઘરમાં રહેતો હોઉં કે ભાડાના મહેલમાં રહેતો હોઉં; મંદિરમાં, પાલખીમાં કે રેલવેના ડબ્બામાં બેઠો હોઉં, મારે માટે લાકડાનો ઉપયોગ તો થાય જ છે; તો મારે જેમ બને તેમ ઝાડો વાવવામાં મદદ કરવી જોઈએ, ઝાડોનો નિષ્કારણ સંહાર થતો હોય તો તે અટકાવવો જોઈએ અને વૃક્ષ-સૃષ્ટિની સંભાળ વિશે સાવચેતી રાખવી જોઈએ. એ યજ્ઞધર્મ થયો.

મારે કપડાં વાપરવાં છે તો કપાસ વાવવાથી માંડીને કાંતવા-પીંજવા-વણવા સુધીની પ્રક્રિયામાં મારો ભાગ હોવો જોઈએ. એમાંથી કેટલીક ક્રિયાઓ આવશ્યક હોવા છતાં પૂરતી આજીવિકા આપી શકતી નથી એવી ક્રિયા પ્રત્યે તો યજ્ઞધર્મ વિશેષપણે હોય છે. આખા સમુદાયે એવા કામમાં પોતાનો ફાળો આપવો જ જોઈએ એ સમાજનો વિશેષ યજ્ઞધર્મ છે. યજ્ઞ જો બીજા મારફતે કરાવીએ તો બીજો કાં તો આપણો સ્વામી બને છે અથવા દાસ બને છે. બંને સ્થિતિમાં એ આપણા વિકાસને અટકાવે છે. આપણો ભાર વહેતો એ, આપણા ઉપર ભારરૂપ થાય છે અને એ અને આપણે બંને વિશ્વવ્યવસ્થાને શાપરૂપ નીવડીએ છીએ.

જે લોકો નળનું પાણી વાપરે તેને પંપથી ઊંચી ટાંકીમાં પાણી ચડાવવામાં મદદ ન કરે તો તેઓ ચારિત્ર્ય-ભ્રષ્ટ થશે અને થોડા જ દિવસમાં પાણી વગર તરફડીને મરી જશે. નળના પાણી દ્વારા ભોગ ભોગવવો હોય તો પાણી ટાંકી સુધી ચડાવવાનો યજ્ઞ કરવો જ જોઈએ. વરસાદ જોઈતો હોય તો ગરમી દ્વારા પાણીની વરાળ સૃષ્ટિએ આકાશને આપવી જોઈએ.

ભોગ દ્વારા કુદરતનું જેટલું દેવું કર્યું હોય તે અદા કરવાનો પ્રથમ ધર્મ છે. એ ઋણ અદા થયા પછી જ માણસને નવા ભોગ ભોગવવાનો અધિકાર મળી શકે છે. યજ્ઞાર્થે પૂરતું કર્મ કર્યા પછી જ એટલે કે દેવું ચૂકવ્યા પછી જ જે કંઈ વધારે પુરુષાર્થ થઈ શકે તેનું ફળ અમૃતફળ કહેવાનું છે. કેમ કે આવા પરનું દેવું ચૂકવ્યા પછી મેળવેલું એ ફળ છે. એમાં પાપ નથી. (જોકે એમાંથી વાસનાને લીધે નવું પાપ ઉત્પન્ન થવાનો સંભવ ખરો.) અને યજ્ઞરૂપી દેવું મેં પૂરતું ચૂકવ્યું એમ કોણ કહી શકે? આખો જન્મારો યજ્ઞકર્મની પાછળ જ જાય તો તેમાં આશ્ચર્ય કે અજુગતું કશું જ નથી કેમ કે એ જ પુણ્યકર્મ છે, એમાં જ જીવન-સાર્થક્ય છે.

જીવનચક્ર

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुर् इन्द्रियारामो मोघं पार्थ ! स जीवति ॥ (૩.૧૬)

તપ, ભોગ અને યજ્ઞ – આ એક મહાન જીવનચક્ર છે. માણસ કામનાથી પ્રેરિત થઈ સંકલ્પ કરે છે. એ સંકલ્પ પાર પાડવા જે જે પ્રવૃત્તિ માણસ આદરે છે તે બધું તપને નામે ઓળખાય છે. આ પ્રવૃત્તિ પોતાની મેળે અથવા સ્વતઃ પ્રિય હોય છે એમ નથી, પણ સંકલ્પ-સિદ્ધિની આશાને લીધે જ માણસ તેટલી પ્રવૃત્તિ ખુશીથી અથવા ઉત્સાહથી ઉપાડી લે છે. આ તપને અંતે ફલ-પ્રાપ્તિ થાય છે. ફલપ્રાપ્તિ પછીની ક્રિયા તે જ ભોગ. ફલ-ભોગ એ આપણે ધારીએ છીએ તેના કરતાં ગૂઢ વસ્તુ છે. ફલોપભોગમાં એકલી તૃપ્તિ જ હોત તો તેમાં જ માણસને આત્મ-સાક્ષાત્કાર થઈ જાત, પણ ફલોપભોગના આનંદ જ વિપણ્ણતા રહેલી છે. દરેક આનંદમાં આપણે અજાણતાં આત્માને મેળવવા ચાહીએ છીએ. કામના-તૃપ્તિથી મળેલા આનંદ પછી એક ક્ષણને માટે મોહનો સંતોષ મેળવ્યા પછી અંતર તરત કહે છે : "મારે જોઈતું હતું તે આ નથી." આટલાથી ચેતીને જો માણસ કામના-વિમુખ થાય તો તેને આત્મ-પ્રાપ્તિનો રસ્તો જડે, પણ સત્યનું મુખ સોનાના ઢાંકણાથી ઢાંકેલું હોય છે. એક સંકલ્પ પૂરો થયો હોતો નથી ત્યાં તેમાંથી જ બીજો સંકલ્પ ઉદ્‌ભવે છે, અને આ રીતે ફરી નવી પ્રવૃત્તિમાં, નવા તપમાં અને નવા ભોગમાં માણસ તણાય છે.

આમાં યજ્ઞને સ્થાન ક્યાં છે?

દરેક ભોગ, અને કામનાથી કરેલું દરેક તપ એ કુદરત પાસેથી લીધેલું ઋણ છે. તે અદા કરીને જ માણસ ઋણમુક્ત થાય છે. મારે અન્ન ખાવું છે તેટલા માટે હું જમીન ખેડું છું, તેમાં બીજ વાવું છું, લણણી સુધી ખેતરમાં મહેનત કરું છું, અને આ રીતે જમીનનો કસ કાઢી તેનો (ઉપ)ભોગ કરું છું. જમીનનો જેટલો કસ મેં લીધો તેટલો ખાતર દ્વારા જમીનને પાછો આપવો, જમીનને એની મૂળની સ્થિતિ પાછી આપવી એ યજ્ઞકર્મ છે.

મુસાફરીમાં હું કોઈને ત્યાં રાતવાસો રહું; મારે રાંધવું છે; ઘરવાળા પાસેથી હું વાસણો માગી લઉં છું. વાસણોમાં હું રાંધી લઉં એ મારું તપ છે; જમી લઉં એ ભોગ છે. આટલું કર્યા પછી ઘરવાળાનાં વાસણો ઊટકીને જેવાં હતાં તેવાં ને તેવાં કરી આપવાં એ મારું યજ્ઞકર્મ છે.

મારે તળાવમાં કે કૂવા પર નાહવું છે. હું પાણી ખેંચી કાઢું એ મારું તપ છે; નાહી લઉં એ મારો ભોગ છે. ત્યાર પછીનો યજ્ઞ કયો? ઘણા લોકો — ભણ્યાગણ્યા જ — વિચાર સરખો કરતા નથી કે આમાં કંઈ કરવાપણું રહ્યું હોય. શાસ્ત્રોમાં લખ્યું છે, "તળાવમાં જો તમે નાહો તો નહાવાથી બનતો કાદવ તળાવમાંથી કાઢી બહાર ફેંકી દો." આ આપણું યજ્ઞકર્મ. કૂવા પર નાહતા હોઈએ તો કૂવાની આસપાસની ગંદકી દૂર કરવી એ જરૂરનું યજ્ઞકર્મ છે.

ગીતા કહે છે, "આવું યજ્ઞકર્મ જે ન કરે તે ચોર છે. તે પાપી દેહરખો શરીરને તકલીફ આપવા માગતો નથી (अनायास रुचिप्रियाराम); સમાજની સેવા લે છે, પણ ઉછીનું પાછું વાળતો નથી. જે માણસ ભોગ કરે છે પણ યજ્ઞ કરતો નથી તેનો આ ભવ બગાડે છે; પરલોક તેને માટે ક્યાંથી જ હોય?"

હિંદુસ્તાનમાં આવા યજ્ઞકર્મનો લોપ થયો છે તેથી જ હિંદુસ્તાન કંગાલ અને પામર બન્યું છે. આપણે સ્ત્રીઓની સેવા લઈએ છીએ, પણ તેનું વળતર તેમને પાછું આપતા નથી. ખેડૂતની મહેનતનો ભોગ કરીએ છીએ, પણ જેથી ખેડૂતનું કલ્યાણ થાય એવું યજ્ઞકર્મ કરતા નથી. આપણે અંત્યજોને સમાજસેવાનો પાઠ ભણાવીએ છીએ, જબરદસ્તીથી પણ તેમની સેવા લઈએ છીએ, પણ તેમના ઉદ્ધાર રૂપી યજ્ઞકર્મ ન કરતા એટલા હાડકાંના હરામ બન્યા છીએ. આપણે સાર્વજનિક લાભ મેળવવા હમેશ દોડીએ છીએ, પણ સાર્વજનિક ફરજો ભાગ્યે જ અદા કરીએ છીએ. તેથી આખો સમાજ દેવાળિયો બન્યો છે.

મોક્ષશાસ્ત્ર કહે છે, "ત્યાગને ખાતર પણ તમારે યજ્ઞ કરવા જોઈએ. ભોગને માટે કરેલું તપ એ અધૂરું કર્મ થયું. યજ્ઞકર્મ એ તેની પૂર્તિ છે. તપ કરો છો અને યજ્ઞ કરતા નથી તેથી જ તમારી વાસનાઓ અમર્યાદ વધે છે, વધે છે. યજ્ઞ કરો તો ભોગની ઇચ્છા મર્યાદામાં રહેશે જ; તમારું જીવન નિષ્પાપ થશે.

દરેક બાળક પાછળ બાળઉછેરનાં સાત વરસ બ્રહ્મચર્યમાં ગાળવાનો નિશ્ચય સ્ત્રીપુરુષ કરે તો દીન નિઃસત્ત્વ બની સમાજની દયા પર આધાર રાખવાનો પ્રસંગ તેમના પર ન આવે.

યજ્ઞ કર્યા પછી — ઋણ ફેડ્યા પછી — માણસ જે તપ કરે, જે ભોગ ભોગવે તે તેના હકનું છે; તેનાથી તેને કિલ્બિષ પ્રાપ્ત થતું નથી. તેની પ્રવૃત્તિ નિષ્પાપ અને ઉન્નતિકર હોય છે. પણ જો મોક્ષ મેળવવો હોય તો સામાન્ય પ્રવૃત્તિ છોડી દેવી જોઈએ. એટલે કે કામના, તેને માટેનું તપ અને એ તપ દ્વારા ઊપજતા ફળનો ઉપભોગ એ ત્રણેનો ત્યાગ કરવો જોઈએ. પણ યજ્ઞ તો છોડાય જ નહીં. નિષ્કામ

યજ્ઞ – જ્ઞાનપૂર્વક યજ્ઞ कार्यमेव – કરવો જ જોઈએ. તેમાં જૂનું ઋણ ફીટી જાય છે, આપણા સંબંધીઓનું ઋણ ટળી જાય છે, સમાજનો સર્વસામાન્ય બોજો ઓછો થાય છે, પૃથ્વીનો ભાર હલકો થાય છે, શ્રીવિષ્ણુ સંતુષ્ટ થાય છે અને માણસ મુક્ત થઈ જાય છે.

આપણે જીવીએ છીએ એમાં જ અસંખ્ય વ્યક્તિઓનું ઋણ લઈએ છીએ. કુદરતી શક્તિઓનું ઋણ તો છે જ, સમાજનું ઋણ છે જ, માતાપિતાનું ઋણ છે જ, સમાજને દરેક રીતે સંસ્કારી બનાવનાર પૂર્વઋષિઓનું ઋણ છે જ અને કુલપરંપરાનો વારસો આપનાર માબાપોનું પણ ઋણ છે જ. આ બધું ઋણ પંચ-મહાયજ્ઞ દ્વારા ફેડયા પછી જ માણસ ભુક્તિનો કે મુક્તિનો વિચાર કરી શકે.

આ યજ્ઞકર્મમાં પર્યાય નથી ચાલતો. જે જાતનું ઋણ તે જાતનો જ યજ્ઞ થવો જોઈએ. વિદ્યા ભણીને ગુરુનું લીધેલું ઋણ ગુરુને દક્ષિણા આપવાથી અદા થતું નથી, પણ ગુરુએ આપેલું જ્ઞાન સાચવી વધારીને ઊછરતી પેઢીને આપી દેવું એ જ સાચું યજ્ઞકર્મ છે.

સૃષ્ટિમાં નવું કશું આવતું નથી; છે એટલામાં જ નભાવવું રહ્યું. તેથી આપણી પ્રવૃત્તિને કારણે જેટલી સામ્યાવસ્થા આપણે બગાડીએ છીએ તેટલી પાછી સમી કરી આપવી એ આવશ્યક યજ્ઞકર્મ છે. આકાશ જેટલી વરાળ લે છે તેટલું પાણી પાછું આપે છે, સમુદ્ર જેટલું પાણી લે છે તેટલી જ વરાળ પાછી આપે છે; તેથી જ સૃષ્ટિનું મહાન ચક્ર અબાધિત ચાલે છે. યજ્ઞચક્ર બરાબર ચલાવવું એ શુદ્ધ પ્રવૃત્તિ છે. નિષ્કામ થઈ ત્યાગબુદ્ધિથી આપણા પૂરતો આ ચક્રનો વેગ ઓછો કરવો એ નિવૃત્તિધર્મ છે. કશું કામ ન કરવું એ નિવૃત્તિ નથી; એ તો હરામી ગણાય.

પ્રજા નિર્માણ કરી પ્રજાપતિએ તેની સાથે યજ્ઞ નિર્માણ કર્યો, તેથી જ પ્રજા-પતિના ઉપરનો બોજો હલકો થયો, તેથી જ પ્રજાઓને સ્વાવલંબનનું સ્વાતંત્ર્ય મળ્યું, મોક્ષનો સંભવ રહ્યો.

*

ઈશ્વરની રચનામાં જ્યાં ત્યાં પરસ્પરાવલંબન ગોઠવેલું છે અને તેથી જ જરૂરિયાત કરતાં ઓછું કે વધારે કંઈ રહેતું નથી. ઝાડો આપણો પ્રાણનાશક વાયુ ખાઈ જાય છે અને પ્રાણવાયુ પેદા કરે છે. આપણે એ પ્રાણવાયુથી પોષાઈએ છીએ અને ઝાડોના ખોરાકરૂપ પ્રાણનાશક વાયુ શરીર વાટે કાઢી નાખીએ છીએ. એક મોટી કાચની હાંડી તળે એક છોડ અને એક ઉંદર રાખી તેઓ બંને લાંબા વખત સુધી હવા ખુટાડયા વગર परस्परं भावयन्त: રહી શકે એવો પ્રયોગ એક વિજ્ઞાન-શાસ્ત્રીએ કર્યો હતો. યજ્ઞનું એ ઉત્તમ ઉદાહરણ કહેવાય. આખી સૃષ્ટિની રચના-નો વિચાર કરતાં ખાતરી થાય છે કે સરવાળે આ પરસ્પરાવલંબનની વ્યવસ્થા જ સર્વત્ર તારેલી છે. આમાંથી જ અપરિગ્રહનો ધર્મ સ્પષ્ટ થાય છે. આવતી કાલ

ઊગશે તો આવતી કાલનું અનાજ પણ ઊગશે. ચિંતા શાને કરીએ? — એમ જ અપરિગ્રહી કહેવાનો. આજનો ધર્મ આજે અદા કર્યો, આજની જોગવાઈ આજે કરી એટલે બસ. સમાજ તેમ જ સૃષ્ટિ સંગ્રહનો ભાર ખમી ન શકે. એક બાજુ સંગ્રહ વધે એટલે બીજી બાજુ ભૂખમરો વધવાનો જ. બધો બોજો એક બાજુ આવવાથી જહાજ જેમ ડૂબી જાય છે તેમ સમાજ પણ ડૂબી જાય છે. પોતાના વંશ માટે સંગ્રહ કરનાર માબાપો દુનિયામાં આળસ અથવા વિલાસિતાને જ ઉત્તેજન આપે છે. સંગ્રહનો સંગ ભયાનક છે. એટલે સંગ-રહિત થઈને માણસે નિરંતર એટલે કે અખંડ કર્તવ્યકર્મ કરવું જોઈએ.

## લોકસંગ્રહ

तस्माद् असक्तः सततं कार्यं कर्म समाचर।
असक्तो हि आचरन् कर्म परम् आप्नोति पूरुष.॥ (૩.૧૯)

જોન મોલીએ On Compromiseવાળો નિબંધ લખ્યો છે. એને મહાદેવભાઈએ નામ આપ્યું છે 'સત્યાગ્રહની મર્યાદા'; બેલગામવાળા તેલંગે એને 'લોકસંગ્રહ'નું નામ આપ્યું હતું. માણસ સમાજમાં રહે છે, સમાજની હૂંફ મેળવે છે, સમાજ સાથે બંધાયેલો છે એટલે સમાજ ખાતર અમુક હદે જ એણે રહેવું જોઈએ. સમાજને સાચવવા માટે એણે પોતાનો વ્યક્તિગત આગ્રહ જતો કરવો જોઈએ. સત્યાગ્રહી સત્યને સાચવવા જાય છે. સમાજપરાયણ માણસ સમાજને એટલે કે લોકોને સાચવવા જાય છે. બંને વૃત્તિ શુભ જેવી લાગે છે. આ બે વચ્ચે મેળ કેમ બેસાડવો એ જીવનનો મહત્ત્વનો સવાલ છે. સત્યનિષ્ઠા અને લોકનિષ્ઠાનું અધિકરણ નક્કી કેમ કરવું એ જ જીવનનો સનાતન સવાલ છે.

જ્યાં તત્ત્વપાલનનો પ્રશ્ન હોય ત્યાં તત્ત્વભ્રષ્ટ થવું ન જ ઘટે. તત્ત્વભ્રષ્ટ માણસ સમાજની કશી સેવા નથી કરતો. જ્યાં તત્ત્વનો સવાલ નથી પણ સગવડ-અગવડનો સવાલ છે, પરસ્પર વિરોધી સ્વાર્થનો જ સવાલ છે ત્યાં સ્વાર્થ જતો કરવો, આગ્રહ છોડી દેવો, નુકસાન વેઠવું, પ્રગતિનો વેગ મંદ પડે તોય ધીરજ રાખવી અને સમાજને સાથે લઈને ચાલવું એ યોગ્ય છે. આને જોઈએ તો લોક-સંગ્રહ કહી શકાય.

તત્ત્વપાલનનો આગ્રહ તો જેને તત્ત્વનો સાક્ષાત્કાર થયો છે એટલે કે તત્ત્વ જેને ગળે ઊતર્યું છે તે જ પોતાના પૂરતો રાખી શકે છે. બીજા ઉપર એવા આગ્રહ ન લદાય એ જ ધર્મનું પરમ રહસ્ય છે. ધર્મમાં જબરદસ્તી ન હોય એ કુરાનનું વચન આ જ મહાન અહિંસાનું તત્ત્વ સૂચવે છે.

એટલે અહિંસા એ જ સત્યનું વ્યાકરણ છે. એ જ સત્યાગ્રહની મર્યાદા છે. બીજાની સ્વતંત્રતા ઉપર તરાપ માર્યા વગર પોતાની સ્વતંત્રતા ભોગવજે, એ સુવર્ણમર્યાદા પણ આ જ ચુકાદો આપે છે.

ગીતામાં લોકસંગ્રહનો ઉપદેશ છે તેનો અર્થ કંઈક જુદો છે. 'લોકોને સાચવવા ખાતર લોકો આગળ સત્ય પણ ન મુકાય અને લોકો જેમ વર્તે છે તેમ પોતે વર્તવાની જરૂર ન હોય છતાં લોકોને રીઝવવા ખાતર અથવા લોકોને ઠેકાણે રાખવા ખાતર લોકોના જેવું આચરી બતાવવું' એનું જ નામ લોકસંગ્રહ એમ ઘણા લોકો માને છે. ગીતાએ એવો લોકસંગ્રહ સૂચવ્યો છે માટે તે પ્રમાણે જ ચાલવું જોઈએ એમ માનનાર કેટલાક લોકો છે. જ્યારે 'એ તત્ત્વ અથવા આચાર-સૂત્ર દંભમૂલક છે માટે એનો ત્યાગ કરવો ઘટે છે અને એવું આચારસૂત્ર દુનિયા-ને શીખવનાર ભગવદ્ગીતાને પણ વખોડી કાઢવાની જરૂર છે' એમ કેટલાક હિંમતપૂર્વક કહે છે. એ બંનેને લોકસંગ્રહનું સૂક્ષ્મ તત્ત્વ સમજાયું જ નથી એમ કહેવું જોઈએ.

*

अधिकार-भेदात् धर्मभेदः। જેવો માણસનો અધિકાર તેવો એનો ધર્મ. માણસની યોગ્યતા પ્રમાણે એને માટે એનું કર્તવ્ય નક્કી હોય છે. એ હિંદુ ધર્મનું મહાન સૂત્ર છે. બીજા ધર્મોમાં પણ ઓછેવત્તે અંશે એનો સ્વીકાર છે જ. શરૂ-આતમાં ન હોય તો પાછળથી લોકોને એ સિદ્ધાંત પોતાના ધર્મમાં ઉમેરવો પડ્યો છે.

હવે માણસની લાયકાત પ્રમાણે એનું કર્તવ્યકર્મ નક્કી થાય છે એ સાર્વત્રિક સિદ્ધાંત લો અને સામાન્ય માણસો શિષ્ટજનોને અનુસરે છે એ મનુષ્યસ્વભાવ-ની ખાસિયત લો. બેનું મિશ્રણ કર્યા પછી લોકોને એમની શક્તિ, એમની લાયકાત અને એમના ધર્મ પ્રમાણે ઉન્નતિને પંથે ચલાવવા હોય, એમને દોરવા હોય તો શિષ્ટ લોકોએ એ પ્રમાણે પોતે ચાલી બતાવ્યા વગર છૂટકો જ નથી. એ જ લોક-સંગ્રહનું રહસ્ય છે. લોકસંગ્રહનો એ અર્થ છે જ નહીં કે અનુયાયી મંડળ બાંધવા માટે લોકોની મરજી પ્રમાણે ચાલવું. પણ લોકવ્યવસ્થા ન તૂટે, લોકોને પોતાના ધર્મ વિશે ભ્રાંતિ પેદા ન થાય, શિષ્ટોના આચરણમાંથી લોકોને કર્તવ્યકર્મની પ્રેરણા મળવી જોઈએ તે ઝરણું બંધ ન થાય, ટૂંકામાં લોકવ્યવસ્થાનો અને માનવી પ્રગતિનો ઉચ્છેદ ન થાય એટલા માટે બહુ જ યોગ્ય એવાં કર્મોમાં શિષ્ટ-જને ઉત્સાહપૂર્વક ભાગ લેવો જોઈએ. Noblesse oblige તત્ત્વ પ્રમાણે પણ શિષ્ટોનો એ જ સ્વધર્મ છે.

એમ કરતાં પોતાના અંતરાત્માને દગો દેવાપણું રહેતું નથી. અમુક વખતે સ્વધર્મ તરીકે અમુક રીતે જ વર્તવું જોઈએ એવી અંદરની પ્રેરણા થયા પછી તે પ્રમાણે ન ચાલવું એ કોઈ પણ માણસ માટે અશક્ય થવું જોઈએ. સ્વધર્મ સર્વોપરી છે. એને વટાવીને બીજી વસ્તુનો વિચાર કરવાનો હક કોઈને નથી. પણ જે શિષ્ટ છે તેની આગેવાની સ્વતઃસિદ્ધ છે. તેથી લોકસંગ્રહ એ એનો ધર્મ થઈ પડે છે. એ ધર્મ પ્રમાણે લોકોને માટે જે યોગ્ય હોય તે તે આચરી બતાવે છે, નહીં કે લોકોને જે રુચે છે તે સ્વીકારી લોકપ્રવાહમાં તણાઈ જાય છે. એમાં

લોકોનું અનુયાયિત્વ સાચવવાપણું નથી હોતું પણ લોકોનો સામાજિક ધર્મ તૂટે નહીં એની ચિંતા રાખવાનું હોય છે.

### બુદ્ધિભેદ

कर्मणैव हि संसिद्धिम् आस्थिता जनकादयः ।
लोकसंग्रहम् एवापि संपश्यन् कर्तुम् अर्हसि ।।
यद् यद् आचरति श्रेष्ठस् तत् तद् एव इतरो जनः ।
स यत् प्रमाणं कुरुते लोकम् तद् अनुवर्तते ।।
न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ।।
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ।।
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ।
सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ! ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश् चिकीर्षुर्लोकसंग्रहम् ।।
न बुद्धिभेदं जनयेद् अज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत् सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ।। (૩.૨૦–૨૬)

'અજ્ઞાની કર્મસંગી લોકોનો બુદ્ધિભેદ ન કરવો જોઈએ. તેઓ અજ્ઞાનને લીધે આસક્ત થઈને જેવાં કર્મો કરે છે તેવાં જ કર્મો જ્ઞાની પુરુષોએ અનાસક્તિથી લોકોના ભલા ખાતર કરવાં જોઈએ,' એમ કહીને ઘણા લોકો સામાન્ય પ્રજાને અજ્ઞાનમાં રાખવાની હિમાયત કરે છે અને પછી તેઓ પ્રજાના અજ્ઞાન અને વિદ્વાન એવા બે વર્ગ પાડે છે. એમાં હસવા જેવું તો એ છે કે દરેક માણસ પોતાને વિદ્વાન કોટિનો જ માને છે પણ દલીલની સગવડ ખાતર અને પોતાના બચાવ ખાતર અજ્ઞાનની કોટિમાં જઈ બેસે છે.

ખરું જોતાં અજ્ઞાન અને વિદ્વાન એ બે સાપેક્ષ શબ્દો છે. નિર્ભ્રાન્ત સંપૂર્ણ જ્ઞાની એવો તો એક પરમાત્મા છે. બાકી દરેક માણસ અજ્ઞાન પણ ગણાય અને સજ્ઞાન પણ ગણાય. જે ભૂમિકાની કસોટી લક્ષમાં લઈએ તે પ્રમાણે માણસ સજ્ઞાન કે અજ્ઞાન નક્કી થવાનો છે. બાળકોના પ્રમાણમાં મોટી ઉંમરના લોકો જ્ઞાની ગણાય. પણ તે તે શાસ્ત્રના વિશારદો આગળ એ જ લોકો અજ્ઞાની પણ નીવડે. જ્ઞાનનું આકલન અથવા દર્શન ક્રમે ક્રમે થાય છે. અજ્ઞાનમાંથી મુક્તિ ક્રમે ક્રમે મળે છે. મેલાં કપડાં જેમ ધોવાતાં ધોવાતાં ઊજળાં થતાં જાય છે તેમ જ અજ્ઞાનનું આવરણ ઓછું થતાં જ્ઞાન ક્રમશઃ પ્રગટ થાય છે. એટલે દરેક માણસ અમુક અંશે જ્ઞાની પણ છે અને અજ્ઞાન પણ છે.

ઈશ્વરની ગૂઢ યોજનામાં અજ્ઞાનને પણ ચોક્કસ સ્થાન છે. જેમ માણસને

ભારે ઘા થયો હોય ત્યારે આખું શરીર બહેર મારી જાય છે, બેભાન થાય છે અને એ બેભાનીને કારણે જ અતિ વેદનામાંથી મુક્ત રહી માણસ બચી જાય છે, તેમ જ માણસની યોગ્યતા બહારનું જ્ઞાન એને ન હોવાને લીધે તે બચી જાય છે. નાનાં બાળકો કેટલીક કૌટુંબિક પરિસ્થિતિ સમજી જ શકતાં નથી અને એ અજ્ઞાનના કવચનો લીધે જ મહાન માનસિક આઘાતમાંથી બચી જાય છે. અજ્ઞાન દૂર કરવાનો મનુષ્યમાત્રનો સામાજિક ધર્મ છે પણ તે યથા સમયે અને ક્રમશઃ દૂર કરાય. ઈંડાંનો એ ધર્મ નથી કે હમેશને માટે એ પોતાનું કવચ કાયમ રાખે. છતાં એ કવચ ગમે ત્યારે ન ભંગાય. અકાળે ભાંગવાથી જીવ-નાશનો દોષ માથે આવે. અંદરનું બચ્ચું સંપૂર્ણપણે વિકસિત થાય એટલે કાં તો એની મા બહારથી તોડે અથવા બચ્ચું જ પોતાના કવચને અંદરથી ભાંગી નાખે.

બુદ્ધિભેદ ન કરાય એ સિદ્ધાંત 'અધિકાર જોઈને જ્ઞાન અપાય' એ રૂપમાં પ્રગટ થાય છે. એ સિદ્ધાંત એક રીતે સાચો પણ છે. પણ ધૂર્ત લોકો સત્ય વિશે બેદરકાર થઈ જેવો માણસ જુએ તેવું રૂપ ધારણ કરી બધાને રાજી રાખવાનો પ્રયત્ન કરે છે. જ્ઞાન તો એકરૂપ હોય; એનું વિવરણ ભિન્ન રીતે કરાય; એના આકલનમાં ગ્રાહકની શક્તિભેદે ભેદ પડે, પણ જ્ઞાનનો અપલાપ તો નહીં જ કરાય. I am all things to all men એ સેંટ પૉલનું વચન લઈ પશ્ચિમના ધૂર્ત લોકો પણ બુદ્ધિભેદ ન કરવાની વાત આગળ કરે છે.

સાચો સિદ્ધાંત એ લાગે છે કે જ્ઞાન મેઘવૃષ્ટિથી ફેલાતું હોય તોયે માણસ પોતાના અધિકાર પ્રમાણે જ એને ગ્રહણ કરી શકે છે. કૂવામાં કે તળાવમાં પાણી ગમે તેટલું હોય, ઘડો પોતાની શક્તિ જેટલું જ લેવાનો છે. ઉનાળાનો જે તડકો છાણા પર પડી એક દિવસમાં એને સૂકવે છે, તળાવમાં પહોંચી ત્યાંનું બધું પાણી ચૂસી નીચલા કાદવનાં ચોસલાં કરી નાખે છે એ જ તડકો ઝાડ પરનાં ફૂલો પર પથરાઈને એમને ખિલાવે છે અને હસાવે છે. એટલે કે જ્ઞાન આપનાર સામાન્ય હિતનો વિચાર કરી સાધારણ રૂપમાં કહી દે પછી જેની જેવી જિજ્ઞાસા હોય અને લાયકાત હોય તે પ્રમાણે સમજી લે અથવા વધુ પૂછે.

ટૂંકામાં કહીએ તો એમ લાગે છે કે જ્ઞાન આપનારે પણ વિશિષ્ટ પરિસ્થિતિ-માં જ્ઞાન આપવાની માઠી અસર થાય છે કે કેમ એ તપાસવું જોઈએ અને લેનારે પણ પોતાની ભૂખ જેટલું જ જ્ઞાન મેળવી 'દૂર માર્ગ જોવા લોભ' ન રાખતાં એક ડગલાથી સંતોષ માનવો. અને એ સિદ્ધાંત પણ ભૂલી ન જઈએ કે માણસ પોતાની શક્તિ જેટલું જ જ્ઞાન લઈ શકે છે. માણસની જેવી ઉત્કટતા તેટલા જ ઊંડાણનું સિદ્ધાન્તોનું આકલન એને થાય છે.

'કર્મ તો અજ્ઞાની માટે જ છે. જ્ઞાની પુરુષ કશું કર્મ કરવાને બંધાયેલો જ નથી, અજ્ઞાની લોકો પર દયા રાખી એમની ખાતર કંઈ કર્મ કરે તો કરે' એ કેટલાક વેદાંતીઓનો સિદ્ધાંત ગીતાને અભીષ્ટ છે જ નહીં. એટલે બુદ્ધિભેદ ન કરવા વિશેના સિદ્ધાન્તનો એ રીતે અર્થ ન કરાય.

દરેક જ્ઞાનની સ્થૂળ, સૂક્ષ્મ, અતિસૂક્ષ્મ, રહસ્યમય એવી અનેક આવૃત્તિઓ હોય છે. જેની જેવી શક્તિ અથવા યોગ્યતા તેવું જ દર્શન દરેકને થવાનું છે; એટલે આપણે કોઈને એમ કહી ન શકીએ કે મારું દર્શન સાચું છે, તારું દર્શન તદ્દન જૂઠું છે. પ્રગતિના પહાડ પર ટોચે રહેલા મંદિરના શિખરનું ધ્યાન ધરીને બધા જ ચડે છે. દરેકને શિખરનું દર્શન ઓછુંવત્તું સ્થૂળ, સૂક્ષ્મ અને એકાંગી કે અનેકાંગી થાય છે. સંપૂર્ણ તો કોઈને જ થતું નથી. કોણ કોને કહે કે મને યથાર્થ દર્શન થયું છે. તને નથી થયું? હિંદુવૃત્તિ કહે છે કે બધાં જ દર્શનો સાચાં છે. प्रस्थानभेदात् दर्शनभेदः। दृष्टिभेदात् दर्शनभेदः।

**મનની કેળવણી**

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश् चिकीर्षुर्लोकसंग्रहम् ॥
न बुद्धिभेदं जनयेद् अज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत् सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥
प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकार-विमूढात्मा कर्ताहम् इति मन्यते ॥
तत्त्ववित् तु महाबाहो गुणकर्म-विभागयोः ।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥
प्रकृतेर् गुणसंमूढाः सज्जन्ते गुण-कर्मसु ।
तानकृत्स्नविदो मन्दान् कृत्स्नविन् न विचालयेत् ॥ (૩.૨૫–૨૯)

સાધકો અને માનસશાસ્ત્રીઓ જાણે છે કે મનને કાબૂમાં રાખવા માટે જેટલી દૃઢતાની જરૂર છે એટલી જ કુનેહની પણ જરૂર છે. વગર વિચારે મનોવૃત્તિની સામે થતાં મન પણ એટલું જ તોફાને ચડે છે અથવા વિકૃત થઈ બેસે છે. નદીનો પ્રવાહ અટકાવવા માટે જો એની સામે પાળ બાંધી હોય તો ઘણી વાર પ્રવાહ એને તોડી નાખે છે. એના કરતાં જો એ જ પાળ ખૂબ ત્રાંસી બાંધી હોય તો પ્રવાહની દિશા બદલાવી શકાય અને ધીમે ધીમે એની પાસેથી ધાર્યું કામ પણ કરાવાય. પ્રવાહમાં પાણીનો જથ્થો હદ કરતાં વધે તો એને નીકળી જવાનો માર્ગ પણ કરી આપવો પડે છે. આટલું કર્યા પછી પણ પ્રવાહ સંપૂર્ણપણે ધાર્યું કામ ન પણ આપે. પ્રવાહનું પાણી જ્યાં જ્યાંથી આવે છે ત્યાં પણ નજર પહોંચાડી ત્યાં જ ઇષ્ટ ફેરફાર કરાવવા જોઈએ. અને પાણી અંતે જ્યાં જાય છે ત્યાં પણ એને માટે પૂરતું ક્ષેત્ર કરી આપવાની જરૂર રહે છે. મનને વશ કરવામાં પણ આ જ જાતની એન્જિનિયરિંગ વાપરવી પડે છે. આપણે જાણીએ છીએ કે જડ સૃષ્ટિમાં પાણીનો સ્વભાવ ફરવાનો નથી, ફક્ત એ સ્વભાવ જાણીને એનો લાભ લઈને જ પાણીને વાળી શકાય છે. મનની બાબતમાં મનનો સ્વભાવ સમજી લઈને માનસશાસ્ત્રના સિદ્ધાંત અનુસાર સાધનાનો ક્રમ બાંધવાનો હોય છે અને

ધીમે ધીમે એ મન ઉપર અધ્યાત્મનો કીમિયો ચલાવી મનનું આખરે રૂપાંતર જ કરી નાખવાનું હોય છે.

આ ચેતવણી આપવા ખાતર જ ગીતાએ બે શ્લોકો[1] આપ્યા છે. જ્ઞાની પણ પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે. બળાત્કારથી કશું વળવાનું નથી એ માણસે જાણવું જોઈએ. પણ એટલા ખાતર માણસ ઇન્દ્રિયોના પોતપોતાના વિષયો પ્રત્યેના રાગદ્વેષને વશ થઈ જાય એ પણ ન પોસાય. આ રીતે ગીતાએ ચેતવણી અને દિશાસૂચન બંને કર્યાં છે. એમાંથી જ અર્જુનનો પ્રખ્યાત પ્રશ્ન ઊઠ્યો છે કે ઇચ્છા ન હોવા છતાં માણસ પાપ તરફ કેમ પ્રેરાય છે.

।

છાંદોગ્ય ઉપનિષદમાં આત્મસાક્ષાત્કારીનાં વર્ણન આપતાં ઋષિ કહે છે કે "મારે હાથે શુભકર્મ કેમ નથી થતાં, હું પાપ જ કેમ કરું છું?" એ જાતનો પરિતાપ એને નથી થતો. આવા પરિતાપનો અનુભવ આપણને બધાને હંમેશ થાય છે. એટલે એ પરિતાપમાંથી મુક્તિ મળે એ કેટલું ધન્ય ભાગ્ય છે એની આપણને સહેજ કલ્પના થઈ શકે એમ છે. અર્જુન પણ શ્રીકૃષ્ણને પૂછે છે કે માણસ પાપ કરવા તો ઇચ્છતો નથી છતાં હમેશ પાપમાં પડે છે ત્યારે એ પ્રેરણા કેની, એ બળાત્કાર કેનો?

અધ્યાત્મશાસ્ત્રનો એ મોટામાં મોટો અને અતિ અગત્યનો સવાલ છે. ભગવાને એનો જે જવાબ આપ્યો છે તે માણસજાતે હમેશાં ધ્યાનમાં રાખવા જેવો છે.

### ગુણત્રયીનું રહસ્ય

સત્ત્વ, રજ, તમ એવી માણસની ત્રિવિધ પ્રકૃતિ છે. એમાં સત્ત્વમાં શાંતિ, સમાધાન, જ્ઞાન, તેજ, શૌર્ય, સામર્થ્ય, પરાક્રમ, ઉદારતા ઇત્યાદિ સર્વશ્રેષ્ઠ ગુણોનો સમાવેશ થાય છે. રજોગુણમાં આમાના કેટલાક ગુણોનો આભાસ થાય છે. તેથી ધાંધલિયા, અસંતોષી અને અલ્પસંતોષી લોકો સત્ત્વગુણ કરતાં રજોગુણને વધારે ઇષ્ટ માને છે. સત્ત્વગુણી ગણાતા પણ તમોગુણી એવા અસમર્થ, નબળા-પોચા અને જડ સાધુઓના દાખલા ટાંકી તેઓ કહે છે કે આવો સત્ત્વગુણ અમારે નથી જોઈતો. હિંદુસ્તાનમાં એવો સત્ત્વગુણ વધી પડવાથી જ સર્વનાશ થયો છે.

સાચું જોતાં ધાંધલ, આંધળી પ્રવૃત્તિ, ઈર્ષા, દ્વેષ ઇત્યાદિ દોષોથી ભરેલા રજોગુણમા ખરેખર ઇચ્છવા જેવું કશું નથી હોતું.

તમોગુણી માણસ જ્યારે સત્ત્વગુણમાં પ્રવેશ કરવા ઇચ્છે છે ત્યારે તમ અને સત્ત્વના એ ઝઘડામાં, ધોળા અને કાળાના એ ગજગ્રાહમાં, એક પગથિયા તરીકે

१. सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर् ज्ञानवान् अपि।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ? ।।
इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ।
तयोर् न वशम् आगच्छेत् तौ ह्यस्य परिपन्थिनौ ।। (૩.૩૩–૩૪)

વચમાં કાબરચીતરા (શબલ) રજોગુણનો ઉદ્‌ભવ થાય છે. એ વચલી સ્થિતિ ઓળખીને, વટાવીને, સત્ત્વગુણ તરફ પહોંચવાનું હોય છે. અખંડ ધ્યાન તો સત્ત્વ-ગુણનું જ હોય.

ખુદ સ્વામી વિવેકાનંદે એક વખત આપણા રાષ્ટ્રીય દોષોનું તમોમય સ્વરૂપ ઉઘાડું પાડતાં ઉત્સાહમાં આવીને કહ્યું કે મારે તો રજોગુણ જોઈએ છે, આજે આપણા લોકોએ રજોગુણ કેળવવો જોઈએ, સત્ત્વગુણનો વારો પાછળથી આવશે, મને એની પડી નથી. પરિણામે કેટલાય નવયુવકો રજોગુણના હિમાયતી અને ઉપાસક બન્યા અને સત્ત્વગુણની નિંદા કરવા લાગ્યા છે. એમાં ભૂલ એ છે કે સત્ત્વગુણ પરાક્રમશાળી છે, શુભ પ્રવૃત્તિથી પરિપૂર્ણ છે, એમાં દુર્બળે બક્ષેલી ક્ષમા નથી પણ તેજસ્વીએ બતાવેલી ઉદારતા છે, એ વાત લોકો ભૂલી ગયા છે. નિવૃત્તિમાર્ગનો બોધ કરનારા આરામ-પરાયણ જડ સાધુઓના દાખલાને લીધે સાત્ત્વિક ગુણની કલ્પના શુદ્ધ રહી નથી. તમોગુણને જ સત્ત્વ તરીકે કેટલાક સાધુઓ ઓળખાવવા લાગ્યા તેથી લોકો અકળાયા. પામર લોકોને હાથે ઉત્તમ ધર્મ-સિદ્ધાન્ત પણ સૂગ ઉત્પન્ન કરે એવી કોટિએ પહોંચી જાય છે.

ભગવાન કહે છે કે રજોગુણમાંથી ઉત્પન્ન થયેલો મહાપાપી ખાઉધરો શત્રુ કામ-ક્રોધ એ જ માણસને પાપ તરફ ખેંચી લઈ જાય છે. એને લીધે જ માણસ-નું મન મેલું થાય છે, બુદ્ધિ બહેર મારી જાય છે, જ્ઞાન ઢંકાઈ જાય છે અને ઇન્દ્રિયો પરવશ થઈ સળગ્યા કરે છે અને એમાં વિષયોનો ભોગ લેતાં લેતાં અંતે એ માણસનો જ ભોગ લઈ લે છે. માટે એ કામ-ક્રોધરૂપી સનાતન શત્રુનું સ્વરૂપ, એનું રહેઠાણ અને એના કાવાદાવા ઓળખી એનો ત્યાગ અથવા નાશ કરી માણસે બચી જવું જોઈએ.

આગળ જતાં સોળમા અધ્યાયમાં ભગવાન ફરી કહે છે : કામ, ક્રોધ અને લોભ એ આત્માનો નાશ કરનારું, એને નરક તરફ તાણીને લઈ જનારું ત્રેવડું દ્વાર છે. માણસે આ ત્રણેનો ત્યાગ કરવો જોઈએ. આ ત્રેવડા નરકદ્વારથી દૂર રહેનાર મનુષ્ય આત્માનું કલ્યાણ આચરી શકે છે. અને તેથી જ એ પરમગતિને પામે છે.[1]

જેમ બીજા અધ્યાયમાં વિષયના ધ્યાનથી શરૂ થનાર ગફલત અંતે માણસને નાશ સુધી લઈ જનારી અધઃપાતપરંપરા બતાવી: વિષયધ્યાનમાંથી સંગ, એમાંથી કામ, એમાંથી ક્રોધ, એમાંથી સંમોહ, એમાંથી સ્મૃતિભ્રંશ, એમાંથી બુદ્ધિનાશ અને અંતે વિનાશ એ પ્રમાદ-પરંપરા Progress of Error જેમ બતાવી

१. त्रिविध नरकस्येद द्वार नाशनम् आत्मनः।
काम. क्रोधस् तथा लोभस् तस्माद् एतत् त्रयं त्यजेत्॥
एतैर् विमुक्तः कौन्तेय! तमोद्वारैस् त्रिभिर् नरः।
आचरत्यात्मनः श्रेयस् ततो याति परां गतिम्॥ (१६.२१–२२)

તેમ ત્રીજા અધ્યાયને અંતે ભગવાને આત્મા જેમાં રહે છે એવા કિલ્લાની એકની અંદર બીજી એવી અનેક દીવાલો બતાવી છે અને એ બધી દીવાલોનો કબજો લઈને, કામક્રોધરૂપી શત્રુ (અથવા બૌદ્ધ પરિભાષામાં કહીએ તો માર) આત્માને ગૂંગળાવી નાખે છે માટે એ મારનો મારીને આત્માને મુક્ત કરવો ઘટે છે એવી યુદ્ધનીતિ ભગવાને બતાવી છે.

ગીતામાં સ્વજન, સ્વભાવ, સ્વકર્મ અને સ્વધર્મનો ઉલ્લેખ આવ્યો છે. ધર્માધર્મના નિર્ણયમાં સ્વજનનો ખ્યાલ ન હોઈ શકે એ વિશે એક નોંધ લખેલી તો છે જ. સ્વભાવ વિશે ગીતાને ઘણું કહેવાનું છે એની નોંધ યથાસ્થાને આવશે. સ્વકર્મ વિશે અઢારમા અધ્યાયમાં થોડોક વિસ્તાર કર્યો છે એ અને સ્વધર્મ અને પરધર્મ વિશે ત્રીજા અધ્યાયમાં[1] આવેલો ઉલ્લેખ એકત્ર લઈને સ્વધર્મમીમાંસા કરવાની આવશ્યકતા છે. કેમ કે ગીતાની શિખામણમાં સ્વધર્મપાલનને અત્યંત ઉચ્ચ સ્થાન છે. સ્વધર્મપાલનથી જ માણસ સિદ્ધિ મેળવી શકે છે, સ્વધર્મપાલન એ જ પરમાત્માની પૂજા છે, સ્વધર્મમાં મરણ પણ બહેતર, સ્વધર્મનો કોઈ કાળે ત્યાગ કરાય જ નહીં, સ્વધર્મ વિગુણ હોય તોય એ આપણને વળગેલો છે, એના પાલનમાં પાપ નથી, સ્વધર્મ જોઈને પણ યુદ્ધ કરવું ઘટે છે વગેરે ગીતાનો ખાસ બોધ છે.

ગીતામાં જેટલું અધ્યાત્મશાસ્ત્ર છે તેટલું જ સમાજશાસ્ત્ર પણ છે. તેથી બન્ને દૃષ્ટિએ સ્વધર્મમીમાંસા ઉપર વિશેષ લક્ષ આપવું જોઈએ.

## ૨૩. ગીતાસાર

स्वान्त. सुखाय

ગીતાનાં ભાષાંતરો ઘણાં થયાં છે. દુનિયાની ઘણીખરી ભાષાઓમાં ગીતાનાં ભાષાંતરો મળે જ છે. ગીતાનો અર્થ અને ભાવ સમજાવનારાં ભાષ્યો અને નિબંધોની પણ અછત નથી. એ બધાં ઘણાં ઉપયોગી છે. ગીતામાં જે ટૂંકામાં કહ્યું છે, તે વધારે સારી રીતે સમજવા માટે એમાં વિસ્તાર કરેલો હોય છે; પણ સાતસો શ્લોકમાં ગીતાએ જે કહ્યું છે, તે સહેલી ભાષામાં અને ઓછામાં ઓછા શબ્દોમાં જો મળે તો ગીતાના અર્થના મનન માટે એનો ઘણો ઉપયોગ થાય. એવા પ્રયત્નો પણ નથી થયા એમ નથી. શ્રીરામકૃષ્ણ પરમહંસે તો એવા પ્રયત્નની અવધિ કરી. એમણે કહ્યું : 'ગીતા' શબ્દના અક્ષરો ઉલટાવો એટલે તાગી—

---

૧. श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ (૩.૩૫)

તેમ ત્રીજા અધ્યાયને અંતે ભગવાને આત્મા જેમાં રહે છે એવા કિલ્લાની એકની અંદર બીજી એવી અનેક દીવાલો બતાવી છે અને એ બધી દીવાલોનો કબજો લઈને, કામક્રોધરૂપી શત્રુ (અથવા બૌદ્ધ પરિભાષામાં કહીએ તો માર) આત્માને ગૂંગળાવી નાખે છે માટે એ મારને મારીને આત્માને મુક્ત કરવો ઘટે છે એવી યુદ્ધનીતિ ભગવાને બતાવી છે.

ગીતામાં સ્વજન, સ્વભાવ, સ્વકર્મ અને સ્વધર્મનો ઉલ્લેખ આવ્યો છે. ધર્માધર્મના નિર્ણયમાં સ્વજનનો ખ્યાલ ન હોઈ શકે એ વિશે એક નોંધ લખેલી તો છે જ. સ્વભાવ વિશે ગીતાને ઘણું કહેવાનું છે એની નોંધ યથાસ્થાને આવશે. સ્વકર્મ વિશે અઢારમા અધ્યાયમાં થોડોક વિસ્તાર કર્યો છે એ અને સ્વધર્મ અને પરધર્મ વિશે ત્રીજા અધ્યાયમાં[1] આવેલો ઉલ્લેખ એકત્ર લઈને સ્વધર્મમીમાંસા કરવાની આવશ્યકતા છે. કેમ કે ગીતાની શિખામણમાં સ્વધર્મપાલનને અત્યંત ઉચ્ચ સ્થાન છે. સ્વધર્મપાલનથી જ માણસ સિદ્ધિ મેળવી શકે છે, સ્વધર્મપાલન એ જ પરમાત્માની પૂજા છે, સ્વધર્મમાં મરણ પણ બહેતર, સ્વધર્મનો કોઈ કાળે ત્યાગ કરાય જ નહીં, સ્વધર્મ વિગુણ હોય તોય એ આપણને વળગેલો છે, એના પાલનમાં પાપ નથી, સ્વધર્મ જોઈને પણ યુદ્ધ કરવું ઘટે છે વગેરે ગીતાનો ખાસ બોધ છે.

ગીતામાં જેટલું અધ્યાત્મશાસ્ત્ર છે તેટલું જ સમાજશાસ્ત્ર પણ છે. તેથી બન્ને દૃષ્ટિએ સ્વધર્મમીમાંસા ઉપર વિશેષ લક્ષ આપવું જોઈએ.

## ૨૩. ગીતાસાર

स्वान्तः सुखाय

ગીતાનાં ભાષાંતરો ઘણાં થયાં છે. દુનિયાની ઘણીખરી ભાષાઓમાં ગીતાનાં ભાષાંતરો મળે જ છે. ગીતાનો અર્થ અને ભાવ સમજાવનારાં ભાષ્યો અને નિબંધોની પણ અછત નથી. એ બધાં ઘણાં ઉપયોગી છે. ગીતામાં જે ટૂંકામાં કહ્યું છે, તે વધારે સારી રીતે સમજવા માટે એમાં વિસ્તાર કરેલો હોય છે; પણ સાતસો શ્લોકમાં ગીતાએ જે કહ્યું છે, તે સહેલી ભાષામાં અને ઓછામાં ઓછા શબ્દોમાં જો મળે તો ગીતાના અર્થના મનન માટે એનો ઘણો ઉપયોગ થાય. એવા પ્રયત્નો પણ નથી થયા એમ નથી. શ્રીરામકૃષ્ણ પરમહંસે તો એવા પ્રયત્નની અવધિ કરી. એમણે કહ્યું : 'ગીતા' શબ્દના અક્ષરો ઉલટાવો એટલે તાગી—

૧. श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ (૩.૩૫)

એટલે જ ત્યાગી — થઈ જાય છે. 'ત્યાગ કરતાં શીખો એટલે તમારી ઉન્નતિ થશે.' ગીતામાં જે લખ્યું છે, તે બધું આમાં આવી જાય છે!

ગીતામાહાત્મ્યમાં બીજ, શક્તિ, કીલક વગેરે માટે મંત્રશાસ્ત્રના નિયમ પ્રમાણે ગીતાની જ અમુક લીટીઓ પસંદ કરેલી છે. એમાં પણ એક રીતે ગીતાની મહત્ત્વની શિખામણનું સૂચન થાય છે.

આખું ભાગવત જેમ કોઈ ચાર શ્લોકોમાં આણ્યું છે, તેમ ગીતા પણ કોઈ એના સાત શ્લોકોમાં આવી ગયાનું જોયું છે.

ગાંધીજીએ આશ્રમવાસીઓની સગવડ ખાતર ગીતાના અઢારે અધ્યાયોનો સાર 'ગીતાબોધ'ને નામે આપ્યો છે.

અને જ્યારે ગીતાના એમના ગુજરાતી ભાષાંતર માટે એમની પાસેથી મેં એક નામ માગ્યું, ત્યારે એમણે એવું તો સુંદર નામ આપ્યું કે એની અંદર ગીતાની મુખ્ય શિખામણ આબાદ રીતે આવી જાય છે — અનાસક્તિયોગ.

ગીતા એ જીવનયોગ છે. જીવન કેમ જીવવું, એની કળા ઉત્પત્તિ સાથે ગીતા આપણને શીખવે છે. એ કળાની બધી ખૂબી અનાસક્તિ એ એક શબ્દમાં આવી જાય છે : આસક્તિનો ત્યાગ કરો એટલે જીવનની સફળતા પ્રાપ્ત થશે.

જે વસ્તુ રામકૃષ્ણ પરમહંસે એક રીતે નિચોવી આપી, એ જ વસ્તુ મહાત્માજીએ વધારે સ્પષ્ટરૂપે આપણી આગળ મૂકી છે.

ગીતાનો સાર કાઢવાનો મારો આ પ્રયત્ન નોખો છે અને તે તદ્દન નમ્ર છે. ગીતાનાં ભાષાંતરોમાં ગીતાની શૈલીને વળગવું જ પડે છે. અને તેથી ગમે તેટલી સાદી ભાષા વાપરી હોય, તોયે અમુક અઘરાપણું એમાં આવી જ જાય છે. ગાંધીજીએ પણ આ બિનાનો ઉલ્લેખ એક ઠેકાણે કર્યો છે.

ગીતાનો અર્થ કરતી વખતે એક એક અધ્યાય પૂરો થયા પછી એ અધ્યાય-માં આપણને શું મળ્યું એ તપાસી, એ મુદ્દાઓ પોતાની જ ભાષામાં લખી રાખવાનો પ્રયત્ન મેં કર્યો. જ્યાં વિશેષ ધ્યાન ખેંચાયું ત્યાં થોડોક વિસ્તાર કર્યો. જ્યાં ટૂંકાણ કરવાથી મુદ્દો વધારે ધ્યાનમાં ઠસે એમ લાગ્યું ત્યાં તેમ કર્યું. આમ કરતાં કેટલાક મહત્ત્વના મુદ્દાઓ રહી પણ ગયા હશે; પણ તે એક યા બીજે ઠેકાણે કોઈ ને કોઈ રૂપમાં આવી જ ગયા છે એવો વિશ્વાસ છે.

આ મુદ્દાઓ પોતાની જ ભાષામાં મૂકવાનો પ્રયત્ન કર્યા છતાં કેટલેક ઠેકાણે — ઘણે ઠેકાણે ગીતાની જ ભાષા આવી ગઈ છે; એનો ઇલાજ ન હતો. ગીતાની ભાષા એટલી તો સચોટ, જીવતી અને સોંસરી છે, કે એક વાર એનો પરિચય થયો કે એની પકડ કેમે કરી છૂટતી જ નથી. ગીતાનું વક્તૃત્વ છે જ અમોઘ.

જેમણે મૂળ ગીતાનો એકકે વાર અભ્યાસ કર્યો નથી, એમને માટે આ ગીતા-સાર નથી, પણ જેમણે એ પ્રાણવાન ગ્રંથ એક વાર પણ ધ્યાનપૂર્વક વાંચ્યો છે, તેમને ગીતાના સિદ્ધાંતો ફરી ફરી યાદ કરવા માટે અને એમનું મનન કરવા માટે આ સાર કામ આવશે.

જેમણે ગીતા વાંચી નથી, તેમને માટે 'ગીતાસાર'નું વાચન વ્યર્થ જ છે એમ ન કહેવાય. આમાં આપેલા મુદ્દાઓ સળંગસૂત્ર વાંચવા જોઈએ એમ પણ નથી. નવરાશને વખતે અથવા મૂંઝવણને વખતે આનાં પાનાં ફેરવ્યાં હોય, તો આમાંથી મૂંઝવણનો ઉકેલ અને જીવનને પ્રેરણા મળ્યા વગર રહે નહીં. જેમને અંતર્મુખ થઈ પોતાનું જીવન તપાસવાની ટેવ પડી છે, જેઓ પોતાની ચિત્તવૃત્તિ અને લાગણીઓ ઉત્તરોત્તર શુદ્ધ કરવા માગે છે, તેમને તો આ ગીતાસાર કસોટીના પથ્થર જેવો નીવડશે અને કોક વાર તો હૃદયનો મેલ કાઢી નાખનાર તેજાબ જેવો નીવડશે.

### અધ્યાય પહેલો અને બીજો

૧. ગીતાના પ્રારંભમાં દુર્યોધન અને અર્જુન પોતપોતાના ગુરુઓ પાસે જઈ પોતાનું હૃદય ઠાલવે છે. દુર્યોધન મદર્થનો – પોતાના જ સ્વાર્થનો વિચાર કરે છે. અર્જુન સગાવહાલાઓના અર્થનો – એટલે કે હિતનો – વિચાર કરે છે ('येषामर्थ). મહાભારતના શબ્દોમાં દુર્યોધન मन्युद्रुम (અભિમાન, બડાઈ અને ક્રોધનું જ જાણે વૃક્ષ) છે, જ્યારે અર્જુન શ્રદ્ધાદ્રુમ (વિશ્વાસ, નિષ્ઠા, નમ્રતા અને શરણાગતિનું વૃક્ષ) છે. મન્યુદ્રુમ દુર્યોધન સંકટ સમયે પોતાના આચાર્યને જ ઉપદેશ કરવા લાગ્યો. (૧.૯, ૧૦, ૧૧) ભક્તિદ્રુમ અર્જુન ધર્મજિજ્ઞાસુ થઈ શ્રેયને માટે પોતાના ગુરુને શરણ થયો. (૨.૭)

એકનો નાશ થયો, બીજાનો ઉદ્ધાર.

૨. ભગવાને અર્જુનને જીવનનું રહસ્ય અને એની કૃતાર્થતા સમજાવવાનાં પહેલાં સૌથી અગત્યની મુખ્ય વસ્તુ પ્રારંભમાં જ કહી દીધી કે –

જીવનસિદ્ધિમાં આડે આવનાર મોટામાં મોટી ખામી તે હૃદયદૌર્બલ્ય છે. આર્ય-પુરુષને એ છાજતું નથી. કલ્યાણ અને કીર્તિ બંનેનો એથી નાશ થાય છે. હૃદય-દૌર્બલ્ય કરતાં મોટું પાતક બીજું શું હોઈ શકે? (૨.૨, ૩)

૩. હૃદયદૌર્બલ્ય દૂર કરવા માટે ઉત્તમ ઓસડ છે આત્મજ્ઞાન. તે જ વિગત-વાર સમજાવવા માટે ભગવાને અર્જુન સાથે સંવાદ ચલાવ્યો. એની શરૂઆતમાં જ ભગવાન કહે છે: આત્મા અમર છે. તે અનેક જન્મ અને અનેક શરીર ધારણ કરતાં છતાં પોતે અવિકારી રહે છે. (૨.૨૦, ૨૧, ૨૨, ૨૩, ૨૪, ૨૫)

જન્મમરણની ઘટમાળ ચાલુ જ છે. તેથી પણ જન્મમરણનું સુખદુઃખ ડાહ્યા માણસે ન માનવું જોઈએ (૨.૨૬)

૪. જન્મ અને મરણ બન્ને અપરિહાર્ય છે. સુખદુઃખ પણ અપરિહાર્ય છે. તેમનો શોક વ્યર્થ છે, કેમ કે જીવનસિદ્ધિ બન્નેમાંથી એકે પર અવલંબેલી નથી. (૨૭)

૫. આત્મા અને શરીર બન્ને સાથે રહેવા છતાં બન્નેના ધર્મ એકબીજાથી જુદા છે. (૧૮, ૩૦)

૬. દેહની ચિન્તા કરવા જેટલી એની કિંમત નથી. (૨૨)

૭. સુખ તથા દુઃખ બન્નેની નૈતિક કિંમત નજીવી છે. ધર્મનિર્ણય કરતી વખતે બન્નેનો જરા સરખો પણ વિચાર ન કરવો જોઈએ. (૩૮)

૮. ધર્મપાલન કરતાં જે યુદ્ધ આવી પડે છે—પ્રાપ્ત થાય છે, તે નિર્દોષ છે; સ્વર્ગ્ય છે. (૩૧, ૩૨)

૯. આર્ય લોકો મૃત્યુથી ડરતા નથી, અકીર્તિથી ડરે છે. (૩૪)

૧૦. કર્તવ્ય-કર્મ કરતી વખતે તેથી ઉત્પન્ન થનાર સુખદુઃખ, લાભ-અલાભ, જય-પરાજય બધાનો ખ્યાલ છોડી દેવો જોઈએ. આ પ્રમાણે નિર્મોહ અનાસક્ત થઈ કર્મ કરવાથી પાપ લાગતું નથી; અર્થાત્ આવી વૃત્તિવાળા માણસને હાથે પાપ થઈ શકતું જ નથી. કેવળ ધર્મનો જ વિચાર કરી કરેલું કર્મ નિષ્પાપ જ હોઈ શકે છે. (૩૮)

૧૧. આવું નિષ્પાપ ધર્માચરણ ભલે અલ્પ હોય, પણ તેની શક્તિ મહાન છે : મહાન ભયમાંથી તે ઉગારી લે છે. (૪૦)

૧૨. ધર્મ-પરાયણ નિશ્ચય-યુક્ત મનુષ્યના જીવનમાં દુગ્ધા (દુવિધા) હોતી નથી. (૪૧)

૧૩. વિષયોપભોગના તેમ જ ઐશ્વર્યના લોભથી તેમ જ મદથી બુદ્ધિ મલિન થાય છે, નિશ્ચયપણે ધર્મજ્ઞાન નથી થતું, અને ચિત્ત હમેશ અસ્વસ્થ તેમ જ વ્યગ્ર રહે છે. (૪૪)

૧૪. નવી નવી કમાણી કઈ રીતે હું કરું અને કમાયેલું કઈ રીતે અવેરી રાખું, આ જ ચિંતામાં જે ફસાયેલો છે તે આત્માને ઓળખી શકતો નથી. (૪૨, ૪૩, ૪૪)

૧૫. કર્મનાં ફળ અનંત છે અને તેમની વ્યવસ્થા પણ આપણા હાથમાં નથી; તેથી ન તો કર્મનો ત્યાગ કરવો જોઈએ, ન તેનાં ફળોનો આગ્રહ અથવા લોભ રાખવો જોઈએ. (૪૭)

૧૬. કર્મમાત્ર હૃદયસ્થ ભગવાનને સંતોષવા—ધર્મભાવના કૃતાર્થ કરવા—કરવું જોઈએ; પછી ભલે તેનું ફળ મળે કે ન મળે. કર્મ સફળ થાઓ અથવા નિષ્ફળ, આપણે આપણી ફરજ બજાવી શકયા એ જ સંતોષ છે, એવી વૃત્તિ રાખવી જોઈએ. (૪૮)

૧૭. ચિત્તવૃત્તિની સમતા એ જ યોગ છે. આત્માની પ્રતિષ્ઠા આગળ નફોતોટો નગણ્ય વસ્તુ છે. ફળનો લોભ રાખવો એ કૃપણોનું, પામરોનુ કામ છે. (૪૯)

૧૮. આવી સમતા પ્રાપ્ત કરવાથી જ દરેક જાતનું કર્મ યોગ્ય રીતે કરવાની કુશળતા પ્રાપ્ત થાય છે. (૫૦)

૧૯. જીવનમાં તટસ્થ ભાવ રાખી ધર્મપ્રાપ્ત કર્મ કરવું એ જ કર્મની ખૂબી છે, કર્મયોગની ચાવી છે.

૨૦. બુદ્ધિનાશ થયો તો સર્વનાશ થયો; તેથી માણસે ગમે તે પ્રયત્ને પોતાની બુદ્ધિની શુદ્ધતા જાળવવી જોઈએ. (૫૩)

જે સ્થિર બુદ્ધિવાળો પુરુષ છે, તે જ ઉત્તમ પુરુષ છે. તે બધા લોભનો ત્યાગ કરે છે. બાહ્ય પ્રતિષ્ઠાનો તે ભૂખ્યો નથી હોતો. પોતાના મહત્ત્વને તે ઓળખે છે; તેથી સુખદુ:ખો તેને ચળાવતાં નથી. અનુરાગ, ભય અને ક્રોધ તો તેની પાસે આવતા જ નથી. (૫૫, ૫૬)

૨૧. વિષયભોગ બળજોરીથી દૂર કરવાથી વિષયસેવનને આપણે અળગું કરી શકીએ છીએ. વિષયની ઇચ્છા — તેનો રસ — તો રહી જ જાય છે. જ્યારે સર્વશ્રેષ્ઠ તત્ત્વનો સ્વાદ ચાખીએ છીએ, ત્યારે જ વિષયોના રસ પોતાની મેળે નષ્ટ થઈ જાય છે. (૫૯)

૨૨. ઇન્દ્રિયો જબરી છે; જોરથી મનને ખેંચે છે, વિષય તરફ લઈ જાય છે અને બુદ્ધિને ભ્રષ્ટ કરે છે. (૬૦)

૨૩. આવી ઇન્દ્રિયોને રોકવાથી, કાબૂમાં આણવાથી જ બુદ્ધિ ઠેકાણે રહે છે. (૬૧)

૨૪. મનુષ્યના અધ:પાતનો ક્રમ આ પ્રમાણે છે:

સદાચારની કદર રાખનાર સામાન્ય મનુષ્ય પોતાને હાથે કુકર્મ ન થાય એટલા માટે પોતાના શરીરને તો ખૂબ સંભાળે છે, પણ મનને મનમાં જ વિષયોનું આનંદપૂર્વક ધ્યાન કરવા દે છે. ધ્યાન કરવાથી મન વિષયોમાં ચોંટે છે. આમ મન વિષયોમાં પરોવાવાથી વિષયસેવનની ઇચ્છા જાગ્રત થાય છે. અને ઇચ્છા જ કામવિકાર છે. જ્યારે આવી ઇચ્છાથી પ્રેરાયેલું મન દુનિયા પ્રત્યે કામની દૃષ્ટિએ જુએ છે, ત્યારે ઇચ્છાવિરોધી કે ઇચ્છાને પ્રતિકૂળ એવી સ્વાભાવિક અથવા હિતકર ઘટના કે વસ્તુઓ ઉપર પણ એને ક્રોધ આવે છે. ક્રોધથી યોગ્ય-અયોગ્ય પારખવાની વિવેકશક્તિ નષ્ટ થઈ જાય છે, પોતાની સ્થિતિનું અને કર્તવ્યનું ભાન નથી રહેતું, આમ બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે અને અંતે એવા માણસનો વિનાશ થાય છે. (૬૨, ૬૩)

૨૫. રાગદ્વેષનો ત્યાગ કરવાથી ચિત્ત પ્રસન્ન થાય છે, બધાં દુ:ખો દૂર થાય છે અને બુદ્ધિ નિર્મળ થઈ સ્થિર થાય છે. (૬૪, ૬૫)

૨૬. જેણે પોતાની મનની સામ્યાવસ્થા ગુમાવી છે, તેની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, ભાવના નષ્ટ થાય છે; અને તે બેચેન રહે છે. (૬૬)

૨૭. દુનિયાભરના સામાન્ય લોકો તો આવા હોય છે. યોગીઓના માર્ગ આથી ઊલટો હોય છે. જે બાબતમાં સંસારી લોકો કુશળ અને જાગ્રત રહે છે, તે બાબતમાં યોગીઓ ઉદાસીન રહે છે, બેપરવા રહે છે; અને જે વિશે લોકો ગાફેલ રહે છે, તે બાબતમાં યોગીઓ હંમેશાં જાગ્રત રહે છે. (૬૯)

૨૮. સમુદ્રમાં ગમે તેટલી નદીઓ આવી મળે, તોપણ તે ફુલાતો નથી, મર્યાદામાં રહે છે. આ જ રીતે કામો પ્રત્યે, વાસનાતૃપ્તિ પ્રત્યે જે કેવળ ઉદાસીન

રહે છે, તેને જ શાંતિ-સુખ પ્રાપ્ત થાય છે, વાસનાથી વિહ્વલ થયેલાને નહીં જ. (૭૦).

## અધ્યાય ત્રીજો

૨૯. પણ બાહ્ય ત્યાગથી કશું વળતું નથી. બહારથી બધાં પ્રલોભનોનો ત્યાગ કર્યો અને અંતરમાં વિષયોનું ધ્યાન રહ્યુ તો તેથી શો લાભ? એવો આચાર મિથ્યા હોય છે, એટલે કે નિષ્ફળ થાય છે; એવાને મિથ્યાચારી કહે છે. (૬)

૩૦. પ્રયત્નપૂર્વક સમાજવ્યવસ્થા જાળવવી, તેને ક્ષીણ થવા કે બગડવા ન દેવી, આ જ યજ્ઞ છે. યજ્ઞનો આવિષ્કાર ન થયો હોત તો દુનિયા ક્યારનીયે બગડી જાત. યજ્ઞના ઉદ્દેશથી કરવામાં આવેલું કર્મ સમાજવ્યવસ્થા માટે, વિશ્વવ્યવસ્થા માટે જરૂરી છે. અંગત સ્વાર્થનો ત્યાગ કરી તે કરવું જોઈએ. (૯)

૩૧. બધાના ભલા માટે જે કર્મ કરવામાં આવે છે, બગડેલી પરિસ્થિતિને સુધારી પૂર્વસ્થિતિએ લાવવા માટે જે પ્રવૃત્તિ આદરવામાં આવે છે, તે બંધનકર્તા નથી, કારણ કે તેમ કરવામાં કરનારનો અંગત સ્વાર્થ અને અહંકાર નથી. દૃષ્ટિની સંકુચિતતા પોતાના સ્વાર્થને લીધે જ આવે છે. (૯)

૩૨. સમુદ્ર વરાળના રૂપમાં આકાશને પાણી આપે છે. આકાશ પર્વતને વરસાદ આપે છે અને એ વરસાદ પર્વતમાંથી વહી નદીઓના રૂપમાં પાછો સમુદ્રને મળે છે. આ પ્રમાણે આ પરસ્પરાવલંબનનું ઘટના-ચક્ર ચાલતું રહે છે. (૧૪, ૧૫)

૩૩. બધાનું હિત સાધતાં સહેજે આપણું જે હિત સધાય છે તે જ હલાલ એટલે કે ધર્મ્ય છે. એ અમૃત ભોજન છે. (૧૧)

૩૪. જે સમાજની સેવા લે છે, બીજાના ભલાપણાનો લાભ ઉઠાવે છે, પણ પોતે કોઈની સેવા નથી કરતો, ભલાઈ બતાવતો નથી, તે ચોર છે. (૧૨)

૩૫. સ્વાર્થ કરતાં મોટું પાપ નથી. સ્વાર્થ એટલે સમાજદ્રોહ; અને આત્મ-દ્રોહ પણ. (૧૩)

૩૬. બે પ્રકારના લોકો હોય છે: આત્મરતિ અર્થાત્ આત્મારામ અને બીજા ઇન્દ્રિયારામ. ઇન્દ્રિયારામનું જીવન વ્યર્થ છે. આત્મારામનું જીવન કૃતાર્થ છે. (૧૬, ૧૭)

૩૭. નિરપક્ષ-વૃત્તિ—અનાસક્તિ અખંડ રહે, સદાને માટે હોય તો જ તે સિદ્ધ થઈ ગણાય. (૧૯)

૩૮. શ્રેષ્ઠ માણસનું અનુકરણ બધા કરે જ છે. સમર્થને બધા અનુસરે છે. આર્ય પુરુષના આચરણ વડે જ પ્રાકૃત લોકો ધર્મપાલનની શક્તિ સમજી શકે છે અને તેને કબૂલ ગણે છે. તેથી મોટાઓની જવાબદારી મોટી છે. (૨૧)

સ્વાર્થ અહંકાર આ મોટો જ્વર છે. આત્મપરાયણતા, આધ્યાત્મિક જીવન એ આરોગ્ય છે. રોગી દશા દૂર કરી નીરોગી કર્મ કરવું જોઈએ. (૨૭, ૨૮)

૩૯. કુદરતનો પ્રવાહ એકસરખો શુભ હોતો નથી. ચોરી કરવી પણ સ્વભાવ છે અને પરોપકાર કરવો પણ સ્વભાવ છે. ઇન્દ્રિયો સ્વાભાવિક રીતે પોતાના ભોગ માગે છે. પણ દરેક પ્રવૃત્તિ કેવળ સ્વભાવ છે એટલા માટે તેમને વશ રહેવું એ સારું નથી. આત્માના સ્વભાવને વશ રહેવું જોઈએ. આત્મા માલિક છે, વિષય-વાસના કલ્યાણ-માર્ગના લૂંટારાઓ છે. (૩૩, ૩૪)

૪૦. વિશિષ્ટ પરિસ્થિતિમાં આત્મોન્નતિને અનુકૂળ એવો માર્ગ એક જ હોય છે. તે જ સ્વધર્મ છે. તેનો ત્યાગ કરી બીજું કાર્ય સહેલું કે રુચતું જોઈ કરવું જોખમભરેલું છે. (૩૫)

૪૧. અર્જુન પૂછે છે: મનુષ્ય પાપને ઇચ્છતો નથી છતાં પાપ કરે છે, આનું કારણ શું? કોની પ્રેરણાથી, કે ખેંચાણથી લાચાર બની મનુષ્ય પાપમાં પડે છે? (૩૭)

ભગવાન કહે છે: તે શત્રુ એક જ છે. એક બાજુએ જોતાં તે કામ, વાસના કે ઇચ્છાના રૂપમાં નજરે પડે છે. બીજી બાજુએ જોતાં તે ક્રોધ, દ્રોહ, ઈર્ષ્યા, મત્સર, અસૂયાના રૂપમાં દેખા દે છે. મૂળ ખેંચાણ તો એક જ છે. અનુકૂળતા જણાતાં કામ અને પ્રતિકૂળતાના અનુભવથી ક્રોધ, આ તેનાં બે મોઢાં કે પાસાં છે. આ દુશ્મને જ બધું બગાડી નાખ્યું છે. અગ્નિને ધુમાડો વીંટળાઈ વળે તેમ આ વેરીએ જ્ઞાનને ઘેરી લીધું છે. આ દુશ્મનને ઓળખી મારવો જોઈએ. (૩૭, ૩૮, ૩૯, ૪૩)

૪૨. આત્મરૂપી રાજા શરીરરૂપી પોતાના કિલ્લામાં પણ બેઠો છે અને વાસના-રૂપી દુશ્મનના હાથમાં એ કિલ્લો જવાથી રાજા કેદી બન્યો છે. કિલ્લાની એકેએક દીવાલ શત્રુના હાથમાંથી કબજે કરી રાજાને છોડાવવો જોઈએ. રાજાને આપવાના કર આ દુશ્મનના સિપાહીઓ લઈ જાય છે.

આપણી ગફલતને કારણે, આપણી રાજનિષ્ઠાનો લાભ રાજાને ઘેરી વળેલા ચોરોને મળે છે. એ વાત સમજી લેવી જોઈએ. (૪૦, ૪૧)

## અધ્યાય ચોથો

૪૩. રાજાને છોડાવવાનો આ પ્રયત્ન એક જન્મનો નથી. એક જન્મ તો જાણે નાટકનો એક જ અંક છે. તેટલામાં કથા-વસ્તુનો પૂરો પરિપાક નથી થતો.

૪૪. ભગવાને મનુષ્યના વિકાસ માટે અસંખ્ય જીવન આપ્યાં છે અને મનુષ્યનો ઉદ્ધારક સાથ રાખવા માટે પરમાત્મા પોતે પણ અસંખ્ય વાર દેહ ધારણ

કરે છે. મનુષ્ય અલ્પજ્ઞ હોવાથી આ જાણતો નથી. પરમાત્માથી કોઈ ભેદ છૂપો નથી. એની આગળ બધું ઉઘાડું છે. (૫)

૪૫. આમ તો આખી સૃષ્ટિ પરમાત્માનો આદ્ય અવતાર છે. પ્રાણીમાત્ર તેનું જ રૂપ છે, પણ જ્યારે જ્યારે સમાજમાં જડતા, શિથિલતા અથવા વિકૃતિ વધી જાય છે, લોકોની શ્રદ્ધા નષ્ટ થઈ જાય છે, સજ્જનતા દોષરૂપ જણાય છે, ત્યારે ત્યારે સમાજને બચાવવા અને માણસાઈની પુનઃ સ્થાપના કરવા પરમાત્મા પોતે વિશેષ શક્તિશાળી વ્યક્તિનું રૂપ ધારણ કરે છે. અને નીચે આવી લોકોમાં વિચરે છે. આનું નામ તે 'અવ-તાર.' (૬, ૭)

૪૬. સદ્‌વાસનાઓનું રક્ષણ કરવું, દુર્વાસનાઓનો નાશ કરવો અને ધર્મ-રહસ્યની તેમ જ ધર્મનિષ્ઠાની માનવહૃદયમાં સ્થાપના કરવી, એ જ આવા અવતારોનો સનાતન ઉદ્દેશ હોય છે. (૮)

૪૭. ઈશ્વર પાસે જવાના માર્ગ અસંખ્ય છે, અનંત છે. ઈશ્વરને માર્ગો સાથે નિસબત નથી. શરણે આવનાર જોડે કામ છે. ભક્ત જે નામે પોકારે છે, તે નામે પરમાત્મા જવાબ આપે છે. નામ યથાર્થ છે કે નહીં, તે પરમાત્મા જોવા નથી બેસતો. બધાં નામો માણસનાં રાખેલાં હોઈ અપૂર્ણ જ છે, અયથાર્થ પણ હોય; તોપણ પરમાત્મા સર્વજ્ઞ, અંતર્યામી, અને હૃદયજ્ઞ હોઈ, બધાં નામોનો સ્વીકાર કરે છે. બધા માર્ગોને અંતે તે જ અનંત ઊભો છે. ગમે તે માર્ગે જાઓ—જલદી અથવા ધીમેથી—તેની પાસે જ પહોંચી જશો. (૧૧)

૪૮. વ્યક્તિનો સ્વભાવ અને પરિસ્થિતિ જેમ ઈશ્વરનાં આપેલાં છે, તેમ જ સામાજિક વ્યવસ્થા, સામાજિક પરંપરા અને સામાજિક પ્રેરણા પણ ઈશ્વર-પ્રેરિત જ છે. માનવસ્વભાવમાં ગુણ અને કર્મ જ પ્રધાન છે. આ બન્નેની વ્યવસ્થા માટે પરમાત્માએ તે અનુસાર સમાજવ્યવસ્થાનું બીજ પેદા કર્યું છે. (૧૩)

૪૯. કર્મ કોઈને નુકસાન નથી કરતું; નુકસાન કરે છે કર્મની પાછળ રહેલી ફળો પ્રત્યેની વાસના. સંકલ્પનો નાશ થયો તો પાપપુણ્ય પણ ગયાં. સ્વાર્થ જ પાપ છે. રાગદ્વેષ કે સંકુચિતતા પાપ છે. સૃષ્ટિવ્યવસ્થાનું વાસ્તવિક જ્ઞાન થયું અને તે ગળે ઊતર્યું કે કર્મનું બીજ બળી જાય છે; તેનું બંધન રહેતું નથી. (૨૦, ૨૧, ૨૨)

૫૦. માટે કર્મ કરતી વખતે આસક્તિનો ત્યાગ હોય, વાસનાથી મુક્તિ હોય, બુદ્ધિ જ્ઞાનમાં સ્થિત હોય અને કર્મ પાછળ કેવળ યજ્ઞનો ઉદ્દેશ હોય તો આવી અવસ્થામાં કર્મ કરવા છતાં તેનું બંધન નથી રહેતું. (૧૯, ૨૦)

૫૧. દુનિયાના લોકો ભોગો ભોગવી દુનિયાને ક્ષીણ કરી બગાડી મૂકે છે. આ બગાડને સુધારવો એ પ્રથમ કર્તવ્ય છે. તે પૂર્ણ કર્યા પછી જે કંઈ પ્રવૃત્તિ કરીએ તે જ નિષ્પાપ છે, તે જ અમૃતભોજન છે. પ્રથમ દેવું પતવી નાખો. દેવું પતવ્યા પછી જે કંઈ બાકી રહે તે ભોગવી લો. આ જ સજ્જનોનો માર્ગ છે. જે લોકો

બંધનમુક્ત થવાના ઉદ્દેશથી કરવો જોઈતો યજ્ઞ નથી કરતા, તેમને માટે નથી આ લોકમાં સફળતા કે નથી પરલોકમાં પ્રતિષ્ઠા. (૩૧)

૫૨. દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે. (૩૩)

૫૩. કર્મની સફળતા — કર્મની કૃતાર્થતા — જ્ઞાનપ્રાપ્તિમાં છે. અન્નાહારથી શરીરમાં લોહી તૈયાર થાય છે, લોહીથી શક્તિ આવે છે અને તે જ શક્તિ વડે નવું અન્ન પચે છે. આ જ પ્રમાણે કર્મનો પરિપાક જ્ઞાનમાં થાય છે. જ્ઞાન એટલે અનુષ્ઠાન, જ્ઞાન એટલે સદાચાર. જ્ઞાન કેવળ વિચારરૂપ નથી, આચારરૂપ છે. સિદ્ધ આચાર જ જ્ઞાન છે. (૩૩)

૫૪. જ્ઞાનનો માર્ગ સમજવા માટે જ્ઞાનીઓ પાસે જવું જોઈએ. તેમને શરણે જઈ તેમને અનેક રીતે સંતુષ્ટ કરી, તેમના સહવાસમાં વસી, અનેક પ્રશ્નો પૂછી, તેમના જીવનનું નિરીક્ષણ કરી, તેમની પાસેથી જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે. (૩૪)

આવા જ્ઞાનનો સાક્ષાત્કાર થયા પછી કાર્યાકાર્યની શંકા રહેતી નથી. (૩૫)

૫૫. પાપ ગમે તેટલું બળવાન હોય, તોપણ તેની શક્તિ પરિમિત છે. જ્ઞાન આત્મસ્વરૂપ હોવાથી તેની શક્તિ અનંત છે; તેથી પાપનો સદા પરાભવ જ થાય છે.

પાપ-સાગરને તરી જવા જ્ઞાનરૂપ હોડી પર્યાપ્ત છે. (૩૬)

૫૬. ભગવાન કહે છે: તમે ગમે તેટલા પાપી હો, પણ નિરાશ ના થશો. જ્ઞાનની મદદથી તમારો બેડો પાર થશે. ઈંધનોનો ભલે ડુંગર જેવડો ઢગલો હોય, પણ અગ્નિની ફક્ત એક ચિનગારી તેને બાળીને ખાખ કરી નાખશે. બધાં કર્મોને બાળનાર શક્તિ તો જ્ઞાન જ છે. ચિત્તને યોગયુક્ત કરવાથી તે જ્ઞાન પોતાની મેળે જ સમય આવ્યે ઉદય પામે છે. (૩૭, ૩૮)

૫૭. જે જ્ઞાનની જ પાછળ પડ્યો છે, જેણે ઇન્દ્રિયોને રોકી તેમની દખલગીરી બાદ કરી છે અને જેનામાં શ્રદ્ધા છે તેને જ્ઞાન જરૂર પ્રાપ્ત થાય છે. અને જ્ઞાન કેળવ્યા પછી જ સાચી અને ચિરંતન શાંતિ મળી શકે છે (૩૯)

૫૮. જે અજ્ઞાની છે, જેની પાસે શ્રદ્ધા નથી અને જે હંમેશાં સંશયથી ઘેરાયેલો છે, તેનો તો નાશ જ છે. સંશયાત્મા અખંડ દુ:ખમાં રહે છે. તેનો આ લોક પણ બગડે છે અને પરલોક પણ ખોવાય છે. (૪૦)

૫૯. અજ્ઞાનમાંથી સંશય ઉત્પન્ન થાય છે અને તે હૃદયને બાળી તેને કોતરી ખાય છે. આવા અજ્ઞાનનો નાશ કરી સંશય દૂર કરવો અને પ્રાપ્તકર્તવ્ય માટે તૈયાર થઈ જવું, એ જ પરમ પુરુષાર્થ છે. (૪૨)

# અધ્યાય પાંચમો

૬૦. કમળ પાણીમાં રહેનારો, પાણીને કારણે જ પ્રફુલ્લ પ્રસન્ન રહે છે, તોપણ તેને પાણીનો સ્પર્શ થતો નથી. આ જ પ્રમાણે કર્મયોગી કર્મ કરવા છતાં કર્મ દ્વારા ઉન્નતિ સાંપડ્યા છતાં, કર્મથી બંધાતો નથી. કારણ કે તે જે કંઈ કરે છે તે બ્રહ્માર્પણબુદ્ધિથી કરે છે. (૧૦)

૬૧. કર્મફળ ઈશ્વરાર્પણ કરવાથી આપણે તેમાંથી મુક્ત રહીએ છીએ. ઈશ્વર પણ કોઈનું પાપપુણ્ય લેતો નથી. પ્રભુ કર્મના પ્રપંચમાં પડતો જ નથી; સ્વભાવ અથવા પ્રકૃતિ બધું કરે છે. (૧૩, ૧૪)

૬૨. આત્મા જ્ઞાનસ્વરૂપ છે. જ્ઞાન ક્યાંય બહારથી લાવવાનું નથી હોતું. જ્ઞાન ઉપર અજ્ઞાનનું આવરણ આવવાથી જ માણસ દુઃખી થાય છે. એ આવરણ દૂર કર્યું એટલે જ્ઞાન પ્રકટ છે જ. (૧૫, ૧૬)

૬૩. સર્વ એકતાનાં દર્શન કરવાં એ જ જ્ઞાનનું ઉત્તમ લક્ષણ છે. જેમાં આવું જ્ઞાન પરિણત થયું છે તે સમદર્શી છે. (૧૮-૨૦)

જ્ઞાન અને ચારિત્ર્યથી યુક્ત એવો કોઈ બ્રાહ્મણ હોય, જનહિતકારી પવિત્ર ગાય હોય, રાજવૈભવનો દ્યોતક મહાન હાથી જ હોય, અથવા અકારણે અપવિત્ર અસ્પૃશ્ય ગણાયેલો કૂતરો હોય; પંડિતોની દૃષ્ટિમાં બધાં સરખાં છે. વિશેષ તો શું કહીએ? કૂતરાનું માંસ રાંધી ખાનાર ચંડાળને પણ પંડિતો એ જ સમાન દૃષ્ટિએ જુએ છે. (૧૮)

૬૪. પરબ્રહ્મ પોતે દોષરહિત અને સર્વત્રસમ છે; માટે જે માણસ નિર્દોષ અને સમદ્રષ્ટા થયો તેણે જીવતાં મોક્ષ પ્રાપ્ત કર્યો, તે બ્રાહ્મી સ્થિતિમાં સ્થિર થયો. (૧૯)

૬૫. શરીરના ભોગો ક્ષણભંગુર છે, અસ્થાયી છે અને દુઃખપરિણામી છે. ઇન્દ્રિયો દ્વારા મળતાં જેટલાં સુખો છે તે પરિણામે દુઃખ આપનારાં છે અને દુઃખ ન થાય તોપણ સુખનો તો અંત થનાર છે જ. આ ખ્યાલથી પણ સુખમાં દુઃખ ભળ્યો જાય છે. આ સ્થિતિમાં શાણો માણસ ઇન્દ્રિયોના ઉપભોગ પાછળ શા માટે પડે? (૨૨)

૬૬. ઋષિ લોકો ઇન્દ્રિયોનું દમન કરી નિષ્પાપ બને છે અને પછી પોતાનું સમગ્ર જીવન લોકકલ્યાણમાં જ ગાળે છે. અંતે તેઓ પરબ્રહ્મમાં લીન થઈ જાય છે. (૨૫)

૬૭. ઇચ્છા, ભય અને ક્રોધનો જેણે ત્યાગ કર્યો છે તે સદાને માટે મુક્ત છે. (૨૮)

૬૮. જેણે લોકોનો સ્વામી, પોતે જ યજ્ઞ અને તપનો ભોક્તા છે, તેની પાસે પક્ષપાત નથી. બધાં પ્રાણીઓનો તે સમાન સુહૃદ છે, એકસરખો મિત્ર છે.

એનું ધ્યાન ધરવાથી શાંતિ મળે છે. (૨૯)

## અધ્યાય છઠ્ઠો

૬૯. માણસ પોતે જે કરશે તેટલું જ તેને માટે છે. પોતે જ પોતાનો શત્રુ અને પોતે જ પોતાનો મિત્ર છે. બીજાથી આપણું નુકસાન થઈ થઈને કેટલું થવાનું હતું? તેથી હંમેશાં એવો યત્ન હોવો જોઈએ કે જેથી પોતાનો ઉદ્ધાર થઈ જાય. માણસે પોતાને નીચે પાડવો ન જ જોઈએ. (૫, ૬)

૭૦. આત્મજયનો અર્થ જ ઉદ્ધાર છે.

૭૧. જે તટસ્થ થયો છે, શત્રુ મિત્ર અને ઉદાસીન, હિતકારી અહિતકારી તેમ જ મધ્યસ્થ, સાધુ અને પાપી બધાની બાબતમાં જેણે સમાનતા સાધી છે તે જ સર્વશ્રેષ્ઠ છે, તે જ સત્યધૃતિ છે. (૯)

૭૨. જેના મનમાંથી વાસનાઓનું તોફાન શાંત થયું છે અને આ રીતે જે નિર્ભય અને નિર્મળ થયો છે, જેને બ્રહ્મચર્ય સહજ સાધ્ય છે અને જે સદા ઈશ્વરનું ધ્યાન રાખે છે તે જ ખરો સાધક છે, તે જ યોગી છે. (૧૪)

૭૩. યોગી મધ્યમમાર્ગી હોય છે. અતિ ખાવું અથવા બિલકુલ ન ખાવું, ખૂબ સૂવું અથવા બિલકુલ ન સૂવું, આ યોગીઓ માટે બરાબર નથી. આહાર-વિહારમાં જેણે પ્રમાણ રાખ્યું છે, કર્મ કરવામાં જેણે કલ્યાણકારિતા અને કૌશલ પ્રાપ્ત કર્યું છે, ઊંઘવા-જાગવામાં જે સુયંત્રિત છે, તેના શારીરિક અને માનસિક બધા દોષો દૂર થાય છે. (૧૬, ૧૭)

૭૪. ખરું અથવા ઉત્તમ સુખ તો ઇન્દ્રિયો વડે નથી પ્રાપ્ત થતું, બુદ્ધિ વડે જ પ્રાપ્ત થાય છે. (૨૧)

૭૫. સાચા સુખનું લક્ષણ એ છે કે એમાં માણસની શાંતિ નષ્ટ થતી નથી, મન પ્રસન્ન રહે છે, જ્ઞાન જાગ્રત રહે છે, ગમે તેટલું દુઃખ આવી પડવા છતાં હૃદયમાં ઉદ્વેગ થતો નથી અને કોઈ પણ લાભની ભૂખ રહેતી નથી. (૨૧, ૨૨)

૭૬. આ રીતે દુઃખના સ્પર્શથી મુક્ત કરનાર જે યોગ તે જ સાચો યોગ છે. ચિત્ત શાંત કરી એવા યોગનું અનુશીલન કરવું ઘટે છે. (૨૩)

૭૭. ચિત્ત એના સ્વભાવ પ્રમાણે ચારે બાજુએ દોડે છે, તેને ધીરે ધીરે ખેંચી લાવી વિષયોથી પરાઙ્મુખ કરી આત્મામાં સ્થિર કરવું જોઈએ.

ચંચલ અને અસ્થિર મન જ્યાં જ્યાં દોડી જાય, ત્યાં ત્યાંથી તેને ખેંચી લાવી આત્મામાં લગાડવું જોઈએ. આ જ છે સાધના. (૨૪, ૨૫, ૨૬)

૭૮. જે માણસે પોતાના દોષો કાઢી નાખ્યા છે, વિરાટ વિશ્વસમાજ સાથે જે એકરૂપ થયો છે અને જેના મનની અકળામણ શમી ગઈ છે, એવા આત્મવિજયી માણસ પાસે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સુખ એની મેળે ચાલી આવે છે. (૨૭)

૭૯. આવી શક્તિવાળો માણસ પોતાને જ બધાના હૃદયમાં જુએ છે અને બધાને પોતાની અંદર સમાયેલા જુએ છે, અને તેથી તે બધે એકરૂપ હોય છે; એને પોતીકો અને પરાયો એવો ભેદ રહેતો નથી. (૨૯)

૮૦. એને માટે બધે ઈશ્વરને જોતાં આવડવું જોઈએ અને ઈશ્વરમાં જ બધું સમાયેલું દેખાવું જોઈએ. માણસ આત્મતત્ત્વને દગો ન દે, આત્મતત્ત્વ પણ એને વિસારી ન મૂકે. (૩૦)

૮૧. જે માણસ ઈશ્વરનિષ્ઠ છે અને બધાં ભૂતમાત્ર પ્રત્યે સમાન રીતે સમભાવી છે તે કોઈ વખતે ગફલતમાં હોય, તોયે એને હાથે ભૂલ નહીં થાય. (૩૧)

૮૨. બધાનો આત્મા એક જ છે એમ માનવામાં મુશ્કેલી નથી આવતી; પણ બધાંનાં હૃદય એક જ છે એ જે સમજે છે અને સુખમાં તેમ જ દુઃખમાં, બધા સાથે એકરૂપ થાય છે તે જ ખરો ને ઉત્તમ યોગી કહેવાય. (૩૨)

૮૩. મન એટલે વાંદરું. પવનનું પોટલું બાંધવું પણ મન હાથ કરવું અઘરું છે; છતાં જો માણસ ધીમે ધીમે પ્રયત્ન કરે અને વાસનાઓ પ્રત્યે ઉદાસીનતા કેળવે, તો અંતે આવું મન પણ તાબામાં આવી શકે છે. (૩૪, ૩૫)

૮૪. માણસ આત્મોન્નતિને માટે મથતો હોય અથવા સમાજસેવામાં ખપી જતો હોય, તો એ કલ્યાણકારી છે; એવાની દુર્ગતિ કોઈ કાળે થવાની નથી. (૪૦)

૮૫. જે માણસ સાધનાવીર થયો, તેને કુદરત સાધનસંપન્ન કરે જ છે. (૪૧, ૪૨)

૮૬. આ જન્મની તપસ્યા તે આવતા જન્મની મૂડી એ ન્યાયે એક જન્મની સાધના બીજા જન્મમાં કુદરતની બક્ષિસ જેવી માણસને મળે છે. (૪૩, ૪૪, ૪૫)

૮૭. કેવળ તપ, કેવળ જ્ઞાન અથવા કેવળ કર્મ એ હંમેશ ગૌણ જ હોય છે. બધાનો જે સમન્વય કરે તે જ શ્રેષ્ઠ યોગી છે. (૪૬)

આમાં પણ જો આવા માણસના હૃદયમાં પહેલેથી ઈશ્વરનિષ્ઠા હોય, તો પૂછવું જ શું? તે તો યોગીશ્વર જ છે. (૪૭)

## અધ્યાય સાતમો

૮૮. ઈશ્વરી વિભૂતિને સમજવા માટે પ્રથમ એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે આ અખિલ વિશ્વનું ઉત્પત્તિસ્થાન ઈશ્વર છે અને ઈશ્વરમાં જ એ વિલીન

થાય છે. ઈશ્વરથી પર એવું કંઈ છે જ નહીં. સૂતરના તાંતણામાં જેમ મણિ લટકતા રહે છે તે જ પ્રમાણે સમગ્ર વિશ્વ ભગવાનના આધારે અવલમ્બી રહેલું છે. (૬, ૭)

૮૯. બધાં ભૂત-પ્રાણીઓનું જીવન તે જ છે અને બધાના જીવનનું હરણ કરનાર મૃત્યુ પણ તે જ છે. ભગવાન કહે છે—'जीवनं सर्वभूतेषु' અને 'मृत्युः सर्वहरश्चाहम्.' (૭.૯, ૧૦.૩૪)

૯૦. ઉપનિષદોમાં કહ્યું છે—'बलमुपास्व।' આજકાલની દુનિયા પણ બળની ઉપાસના કરે છે. એટલે ભગવાન વધારે સ્પષ્ટ કરી કહે છે—अहं बलवताम् काम-राग-विवर्जितं बलमस्मि। કામરાગરહિત જે બળ છે તે જ ઈશ્વરની વિભૂતિ છે; તેની જ ઉપાસના કરવી જોઈએ. (યુરોપના નિટ્શેએ આટલી વાત સમજી લીધી હોત, તો તે આસુરી સંપતનો જબરદસ્ત પ્રચારક ન બનત.) (૧૧)

૯૧. દરેક વસ્તુને ઘડપણ છે, જીવનને અન્ત છે; પણ 'કામ'નો અન્ત નથી. શક્તિ ક્ષીણ થવા છતાં કામ વધ્યે જ જાય છે. માટે દરેક માણસે તેને ધર્મના અંકુશમાં રાખવો જોઈએ. ધર્મ એટલે આત્મોન્નતિકર અને લોકકલ્યાણકારી સદાચાર. જેને હરામ નહીં ગણીએ એટલો જ કામ માણસના હકમાં છે. ભગવાન કહે છે—धर्माऽविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ। (૧૧)

૯૨. ભગવાને પ્રાણીઓને પેદા કરી ત્રણ ગુણોનાં બંધનમાં તેમને જકડી દીધાં છે અને પોતે તેથી નિરાળા જઈ બેઠા છે. પરિણામે પરમાત્માની કૃપાથી જીવતો હોય છતાં માણસ પરમાત્માને ઓળખી શકતો નથી. (૧૨, ૧૩)

૯૩. મારી આ ત્રિગુણાત્મક માયા જીતવી કઠણ છે. તેની જોડે કોઈ લડી શકતું નથી. જે મારે શરણે આવે છે તે જ આ માયાને તરી જઈ શકે છે. (૧૪)

૯૪. આસુરી વૃત્તિના લોકો આ ત્રિગુણાત્મક માયાની જાળમાં ફસાઈ દુરાચારી બને છે. તેમનો મારે શરણે આવવાનું કદી સૂઝતું જ નથી. (૧૫)

૯૫. ઈશ્વરને શરણે જનારા ભાગ્યશાળી લોકોના ચાર પ્રકાર છે: (૧) જેઓ દુઃખથી બચવા માગે છે, (૨) જેઓ જીવનનું રહસ્ય સમજવા માગે છે, (૩) જીવનનું સારસર્વસ્વ પ્રાપ્ત કરવાની જેઓ ઈચ્છા રાખે છે, અને (૪) જેમણે પોતાનો આત્મા સંસ્કારી કર્યો છે, જીવનનું રહસ્ય પ્રાપ્ત કર્યું છે, જેમની સમક્ષ બધા ભેદો ખુલ્લા થયા છે અને ઈશ્વરની ભક્તિ જેમને અકારણ અર્થાત્ સહજ બની ગઈ છે આવા લોકો. આમાંથી છેલ્લી કોટિનો જ્ઞાની સર્વશ્રેષ્ઠ છે, કારણ કે તેની ભક્તિ નિર્હેતુક અને એકાગ્ર હોય છે. ભગવાન કહે છે—'જ્ઞાની તો મારો આત્મા જ છે.' (૧૬, ૧૭, ૧૮)

૯૬. જ્ઞાની અનેક જન્મમાં અમુક અમુક પારમિતા કેળવી અંતે દુર્લભ એવો સાક્ષાત્કાર કરે છે કે 'આ બધું વાસુદેવ પરમાત્મા જ છે.' અને મારામાં લીન થઈ જાય છે. (૧૯)

## અધ્યાય આઠમો

૯૭. આ સૃષ્ટિનો જે તમામ વ્યાપાર ચાલે છે તે કર્મ છે. એ કર્મ વડે જ સૃષ્ટિ, સ્થિતિ, લય સંભવે છે. મોક્ષ પણ જ્ઞાનયુક્ત અનાસક્ત કર્મ વડે જ શક્ય થાય છે. (૩)

૯૮. જેવી માણસની આખા જન્મારાની કમાણી અને જેવું એનું વલણ તેવો જ સંકલ્પ એને અંતકાળે થવાનો; અને જેવો અંતકાળનો સંકલ્પ તેવો એનો પુનર્જન્મ. (૫, ૬)

૯૯. અંતકાળનો સંકલ્પ જો શુભ રહે એવી ઇચ્છા હોય તો આખો જન્મારો ભગવાનનું સ્મરણ જાગ્રત રાખવું જોઈએ અને બધું એને અર્પણ કરી અનાસક્ત ભાવે જ કર્મો કરતાં રહેવું જોઈએ. અભ્યાસયોગ વડે જ આ સધાય. (૭, ૮, ૯, ૧૦)

૧૦૦. બ્રહ્મચર્યપાલનનો ઉદ્દેશ ઈશ્વર-પ્રાપ્તિ જ હોઈ શકે છે. (૧૧)

૧૦૧. ઈશ્વર-પ્રાપ્તિનું સુલભ સાધન એ ઈશ્વરની સ્મરણ-ભક્તિ છે. લોભથી કરેલું ઈશ્વરસ્મરણ એ ઈશ્વરસ્મરણ નથી, કેમ કે એમાં પ્રધાનપણે ઈશ્વરનું સ્મરણ નથી થતું, પણ ભોગતૃપ્તિની ઝંખના હોય છે. (૧૪)

૧૦૨. જીવનના બે માર્ગો છે: એક માર્ગે આવાગમનની ઘટમાળ ચાલુ રહે છે, બીજો માર્ગ શરણાગતિનો છે; એ બીજે માર્ગે આવાગમન ટળે છે. (૨૪, ૨૫, ૨૬)

૧૦૩. વેદાધ્યયન, યજ્ઞ, તપ અને દાન એ દ્વારા જે ચારિત્ર્ય કેળવાય છે, એના કરતાં પણ અભ્યાસયોગથી કેળવેલું ચારિત્ર્ય શ્રેષ્ઠ હોય છે; એ માર્ગે કરેલી કમાણી સ્થાયી હોય છે. (૨૮)

## અધ્યાય નવમો

૧૦૪. ઈશ્વર સર્વવ્યાપી છે, સર્વનિયંતા છે, એ જાતનું જ્ઞાન તે રાજવિદ્યા. એવા ઈશ્વરને શરણે જઈ એની ઇચ્છાને અધીન થવું અને પોતાનો કશો જ વ્યક્તિગત સ્વાર્થ કે આગ્રહ રાખવો નહીં, એ રાજવિદ્યાનો યોગ.

વિદ્યા એટલે વ્યવસ્થિત રીતે જાણેલી વસ્તુ—'सायन्स'. યોગ એટલે સંસ્કાર-સંપન્ન થઈ ઉત્તમ રીતે જીવવાની કળા 'आर्ट'—'आर्ट ऑफ लाइफ'. (૨)

૧૦૫. આ જાતની રાજ-વિદ્યાનિષ્ઠા જેની નથી તે જન્મમરણની ઘટમાળમાં સપડાય છે અને આસુરી તેમ જ રાક્ષસી સંસ્કૃતિમાં રાચે છે. (૩, ૧૨)

૧૦૬. ઈશ્વરનું સ્વરૂપ અને ઈશ્વર સર્વત્ર છે એ સ્થિતિ ન જાણવાથી મનુષ્યમાં રહેલા ઈશ્વરને – ચૈતન્ય તત્ત્વને – લોકો અવગણે છે. ખરું જોતાં દરેક માણસમાં પરમાત્મા પોતે પ્રગટ થાય છે; માટે કોઈ પણ માણસનો દ્વેષ કે તિરસ્કાર ન કરવો. (૧૧)

૧૦૭. ઉનાળાનો તડકો અને ચોમાસાનો વરસાદ બંને ઈશ્વરે જ કરેલા હોય છે; દુકાળ અને સુકાળ બંને એના તરફથી જ છે; અમૃત અને મૃત્યુ એનાં જ બે રૂપો છે; સત અને અસત બંને એનાં જ પાસાં છે. (૧૯)

૧૦૮. તપ કરવાથી પુણ્ય મળે છે, પુણ્યસંચયથી સ્વર્ગલોક મળે છે. સ્વર્ગલોક એટલે ભોગ અને ઐશ્વર્ય. ભોગ અને ઐશ્વર્ય ભોગવવાથી પુણ્ય ક્ષીણ થાય છે અને પુણ્ય ખૂટ્યું એટલે માણસનો (સ્વર્ગમાંથી) અધઃપાત થાય છે. આવી રીતે સકામ-કર્માચરણ કરનાર માણસ આવાગમનના ફેરામાં સપડાય છે. (૨૦, ૨૧)

૧૦૯. જે માણસ અનન્ય નિષ્ઠાથી ભગવાનની સેવા કરે છે અને એનું જ ધ્યાન કરે છે, તેનો યોગક્ષેમ ભગવાન પોતે ચલાવે છે. (યોગ એટલે ન મળેલું મળવું તે અને ક્ષેમ એટલે જે મળેલું છે તે સાચવવું.) (૨૨)

૧૧૦. ગમે તેવી શ્રદ્ધાથી, ગમે તેટલી ટૂંકી દૃષ્ટિ કે બુદ્ધિથી ગમે તે દેવતાની ઉપાસના કરો, અંતે તે સાચા ભગવાનને જ પહોંચે છે. માત્ર એવા ભક્તોને ભગવત્સેવાના સાચા પ્રકારની ખબર નહીં હોવાથી એમને ભક્તિનું સર્વોચ્ચ ફળ મળતું નથી. (૨૩, ૨૪)

૧૧૧. એથી ઊલટું જે માણસ જાણે છે કે પરમાત્મા જ બધા યજ્ઞોનો ભોક્તા છે અને ત્રિલોકીનો પ્રભુ છે, તેઓ પત્ર, પુષ્પ, ફળ, પાણી જે કાંઈ અર્પણ કરે તેનો ભગવાન આદર અને હેતપૂર્વક સ્વીકાર કરે છે. (૨૪, ૨૬)

૧૧૨. તેથી માણસ જે કાંઈ કરે, ભોગવે, દાન કરે કે હોમે તે બધું એણે ભગવાનને જ અર્પણ કરવું જોઈએ. આમ કરવાથી એ સંન્યાસયોગ સાધશે અને શુભાશુભ ફળથી બંધાઈ ન જતાં મુક્ત થશે. (૨૭, ૨૮)

૧૧૩. ભગવાન બધા પ્રત્યે સમાન જ રહે છે. એને ન કોઈ ખાસ વહાલો છે, ન કોઈ દવલો છે. જેઓ ઈશ્વરભક્ત છે, તેઓ પોતાની એ ભક્તિને કારણે ઈશ્વરમાં ઓતપ્રોત થઈ જાય છે. (૨૯)

૧૧૪. માણસ ગમે તેટલો દુરાચારી હોય, તોયે જો એ અનન્ય નિષ્ઠાથી ઈશ્વરની ભક્તિ કરવા માંડે, તો – એણે એ રીતે સાચો રસ્તો લીધેલો હોવાથી – એ તરત સાધુની કોટિમાં પહોંચી જાય છે. એને ધર્માત્મા થતાં વાર નથી લાગતી. અને અન્તે એને શાશ્વત શાંતિ મળે છે. (૩૦, ૩૧)

૧૧૫. ભગવાને ભક્તોને વચન આપી રાખ્યું છે કે, 'મારા ભક્તનો કોઈ કાળે નાશ થવાનો નથી.' (૩૧)

૧૧૬. સમાજમાં દબાયેલા, સંસ્કારથી વંચિત અને સમર્થ લોકો તરફથી હડ-ધૂત એવા લોકો પણ જ્યારે ઈશ્વરને શરણે જાય છે, એનો આશ્રય લે છે, ત્યારે તેમનો પણ ઉદ્ધાર જ થાય છે. (૩૨)

૧૧૭. અનિત્ય અને દુઃખપૂર્ણ એવી આ દુનિયામાં આવીને શા માટે માણસ ઈશ્વરને નહીં ભજતો હોય? (૩૩)

૧૧૮. જે માણસ પોતાના હૃદયને કેળવી ઈશ્વરપરાયણ થાય છે અને પોતાનાં મનબુદ્ધિ ઈશ્વરને અર્પણ કરે છે, તે ઈશ્વરની આવી ભક્તિ અને શરણાગતિ દ્વારા ઈશ્વર સુધી પહોંચી જ જાય છે. (૩૪)

## અધ્યાય દસમો

૧૧૯. જીવનમાં ઈશ્વરનું સ્વરૂપ ઓળખવું, એનું કાર્ય સમજવું અને એની આણ સ્વીકારવી એ તમામ જ્ઞાન મેળવવાનો અને સર્વ પાપમાંથી મુક્ત થવાનો ઉત્તમ માર્ગ છે. (૨, ૩)

૧૨૦. સુખ અને દુઃખ, જીવવું અને મરવું, ભય અને અભય, યશ અને અપયશ—એ બધાં ઈશ્વર પાસેથી જ આવેલાં હોય છે. (૪)

૧૨૧. જેઓ ડાહ્યા છે તેઓ જાણે છે કે (પરમાત્મા) પોતે જ આખા ચરાચર વિશ્વનું ઉત્પત્તિસ્થાન છે. 'જે કાંઈ ચાલે છે તે બધું ઈશ્વરની શક્તિ વડે ચાલે છે,' એવી નિષ્ઠાથી ઈશ્વરની ભક્તિ કરનાર લોકો જ ડાહ્યા ગણાય. એવા લોકો ઈશ્વરને વળગી એકબીજાને એવી શ્રદ્ધામાં ટેકો આપતા જાય છે અને પોતાના આધ્યાત્મિક અનુભવની આપ-લે કરે છે. (૮, ૯)

૧૨૨. જે માણસ યોગયુક્ત થઈને ઈશ્વરભક્તિ કરે છે, તેને ઈશ્વર બુદ્ધિયોગ આપે છે. માણસ એ બુદ્ધિયોગની મદદથી ઈશ્વર સુધી પહોંચે છે. (૧૦)

૧૨૩. ઈશ્વરને એમાં કશો બોજો નથી. એ પોતાના જ્ઞાનદીપથી અજ્ઞાન રૂપી તમોગુણનો નાશ કરે છે. (૧૧)

૧૨૪. વિશ્વકૃત વિશ્વપતિનું સાચું અને આખું સ્વરૂપ વિશ્વમાંની કોઈ પણ વ્યક્તિ પૂર્ણપણે શી રીતે જાણી શકે? (૧૪)

૧૨૫. ઈશ્વર અનંત છે, એની વિભૂતિઓ અનંત છે. એ અનંતના વિસ્તાર-નો અંત ક્યાંથી હોય? (૧૯)

૧૨૬. જ્યાં જ્યાં કોઈ પણ ગુણનો કે શક્તિનો ઉત્કર્ષ હોય, ત્યાં ત્યાં ઈશ્વરની જ વિભૂતિ છે એમ માનવું.

૧૨૭. ભગવાન ખાતરી આપે છે કે પ્રાણીઓનો આત્મા હું છું; ભૂતમાત્રનો આદિ, મધ્ય અને અંત હું છું; નક્ષત્રોમાં ચંદ્ર હું છું; દેવોમાં ઈંદ્ર, વેદોમાં સામ-

વેદ, ઇન્દ્રિયોમાં મન, પ્રાણીમાત્રની ચેતના, શિખરોમાં મેરુ, જળાશયોમાં સાગર, વાણીમાં ઓંકાર, યજ્ઞોમાં જપયજ્ઞ, પહાડોમાં હિમાલય, વૃક્ષોમાં પીપળ, માનુસોમાં રાજા, દૈત્યોમાં પ્રહ્લાદ, ગણના કરનારાઓમાં કાળ, પશુઓમાં સિંહ, પક્ષીઓમાં ગરુડ, ક્ષત્રિયોમાં રામ, નદીઓમાં ગંગા, વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા, સમાસોમાં દ્વન્દ્વ, મહિનાઓમાં માર્ગશીર્ષ, ઋતુઓમાં કુસુમાકર વસંત, પાંડવામાં અર્જુન અને મુનિઓમાં વ્યાસ હું છું. (૨૦, ૨૧, ૨૨, ૨૩, ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૩૦, ૩૧, ૩૨, ૩૩, ૩૫, ૩૭)

૧૨૮. સેનાપતિઓમાં બ્રહ્મચારી કાર્તિકેય સ્કંધ હું છું; પ્રજાઓની ઉત્પત્તિ કરનાર કામદેવ હું છું; સંયમ કરનારાઓનો યમ હું છું; અક્ષય કાળ હું જ છું; હરણ કરનારાઓમાં સર્વહરણ કરનાર મૃત્યુ હું છું; નારી જાતિમાં કીર્તિ, શ્રી, વાક્, સ્મૃતિ, મેધા, ધૃતિ, ક્ષમા હું છું; તેજસ્વી લોકોનું તેજ હું છું. સત્ત્વવાન લોકોનું સત્ત્વ હું છું; હું જય છું; વ્યવસાય – પુરુષાર્થ હું છું; દમન કરનારાઓનો દંડ હું છું; વિજય કરનારાઓની નીતિ હું છું; ગુપ્ત વસ્તુમાં મૌન હું છું અને જ્ઞાની-ઓમાં જ્ઞાન હું છું. (૨૪, ૨૮, ૨૯, ૩૩, ૩૪, ૩૬, ૩૮)

૧૨૯. તમામ ભૂતોમાં જે કાંઈ બીજ હોય, તે હું છું. મારા વિના કશું સંભવે જ નહીં. (૩૯)

૧૩૦. ટૂંકામાં કહું તો મારી દિવ્ય વિભૂતિઓના વિસ્તારનો અંત જ નથી. (૪૦)

૧૩૧. જે કાંઈ વિભૂતિવાળું છે, શ્રીયુક્ત છે, તેજસ્વી છે, તે બધું મારા થકી જ પેદા થયું છે એમ જાણવું જોઈએ. (૪૧)

૧૩૨. આખું વિશ્વ મારા એક અંશથી જ ભરી દઈ હું આળગો રહેલો છું. (૪૨)

## અધ્યાય અગિયારમો

૧૩૩. અધ્યાત્મજ્ઞાનથી તમામ મોહનો નાશ થાય છે. (૧)

૧૩૪. માણસ પોતાનાં ચર્મચક્ષુથી ભગવાનને જોઈ શકતો નથી. ભગવદ્-દર્શન માટે ઈશ્વર પાસેથી દિવ્ય દૃષ્ટિ જ મળવી જોઈએ. (૮)

૧૩૫. આ જગતમાં જે વસ્તુઓ અનેક રીતે અલગ અલગ અને નોખી નોખી દેખાય છે, તે ઈશ્વરની અંદર સંલગ્ન અને એકરૂપ દેખાઈ આવે છે. (૧૩)

૧૩૬. આ નાશવંત દુનિયામાં એક ભગવાન જ અવિનાશી છે અને એ જ સનાતન પુરુષ શાશ્વત ધર્મનો રક્ષણકર્તા છે. (૧૮)

૧૩૭. ઈશ્વર સજ્જન અને દુર્જન બધાનો જ નાશ કરતો રહે છે. આ સૃષ્ટિનાં સર્વ ચરાચર સત્ત્વો એના મોઢામાં પ્રવેશ કરે છે; અને દીવા ઉપર જેમ પતંગિયાં ઝંપલાવે છે તેમ તમામ લોકો ઈશ્વરના મોઢામાં વિનાશ માટે દોડે છે. (૨૬, ૨૭, ૨૮, ૨૯)

૧૩૮. લોકોનો ક્ષય કરનાર કાળ પણ પરમાત્માની જ એક વિભૂતિ છે. (૩૨)

૧૩૯. પરમાત્મા આ વિશ્વનું પરમ નિધાન છે. જાણનાર પણ એ છે અને જાણેલું પણ એ જ છે, આખા વિશ્વમાં એ જ ફેલાયેલો છે. અનંતવીર્ય અને અમિતવિક્રમ હોવાથી એ તમામ વસ્તુજાતને વ્યાપે છે; માટે એને 'સર્વ' કહે છે. (૩૮)

૧૪૦. વેદ, તપસ્યા, દાન, યજ્ઞ ઇત્યાદિ સાધનો વડે ભગવાનનુ દર્શન નથી થતું. અનન્ય ભક્તિથી જ માણસ ઈશ્વરને જાણી શકે છે. (૪૮, ૫૩, ૫૪)

૧૪૧. તમામ પ્રાણીઓ અને સત્ત્વો પ્રત્યે જે માણસ નિર્વૈર બને છે અને ઈશ્વરભક્ત બની ઈશ્વરનું કાર્ય જ કરે છે, તે ઈશ્વર પાસે પહોંચી જાય છે. (૫૫)

## અધ્યાય બારમો

૧૪૨. ગીતાનો યોગ અમુક વખતે અમુક રીતે પલાંઠી વાળીને સમાધિ ભોગ-વવા માટે નથી, પણ આખો જન્મારો વિશિષ્ટ વૃત્તિથી જીવવા અને કર્મ કરવા માટે છે. ઈશ્વરમાં ચિત્ત પરોવી, નિત્યયુક્ત થઈ, ઇન્દ્રિયોને કાબૂમાં રાખી, બધા પ્રત્યે સમાન ભાવ ધારણ કરી, સર્વ પ્રાણીઓની – ભૂતમાત્રની – હિતસિદ્ધિમાં રચ્યાંપચ્યાં રહેવું એ માણસ માટે ગીતાનો આદર્શ છે. (૨, ૪)

૧૪૩. વ્યક્ત અને અવ્યક્ત એવી બે ઉપાસના વચ્ચે અવ્યક્ત ઉપાસનાનું સેવન કરવું વધારે અઘરું છે. તેમાં તકલીફ વધારે છે, કેમ કે દેહધારી માટે અવ્યક્તનું આકલન કરવું ઘણું કઠણ હોય છે. (૫)

૧૪૪. જેઓ કૃષ્ણ પરમાત્માનું ધ્યાન ધરતાં બધાં કર્મો એને જ અર્પણ કરે છે અને અનન્ય યોગથી એને જ ભજે છે, તેમનો મૃત્યુસંસાર-સાગરમાંથી ઉદ્ધાર કરતાં ભગવાનને કશી જ વાર લાગતી નથી. (૬, ૭)

૧૪૫. ભગવાન પોતે જ ભક્તોને એમની સાધના સમજાવે છે: તારું મન મારે ઠેકાણે રાખ, તારી બુદ્ધિ મારામાં પરોવી દે, એટલે તું મારામાં જ આવીને વસીશ. એમાં શંકા નથી. (૮)

૧૪૬. ચિત્ત જો ઈશ્વરને ઠેકાણે સ્થિર ન થતું હોય, તો નિરાશ ન થતાં ફરી ફરી એ પ્રયત્ન અને અભ્યાસ જારી રાખવો. (૯)

૧૪૭. અભ્યાસનો આ માર્ગ જો કોઈને ફાવે નહીં તો એને માટે બીજો રસ્તો છે. એણે ઈશ્વરપ્રીત્યર્થ કર્મો કરવાં અને સિદ્ધિ મેળવવી, આ રસ્તો પણ જો ફાવતો ન આવે, તો કરવાનાં કર્મો તો કરવાં પણ એ કર્મોનાં ફળોનો ત્યાગ કરવો. (૧૦, ૧૧)

૧૪૮. કોઈ પણ કર્મ કેવળ ફરી ફરી કરવા કરતાં એની પાછળનું જ્ઞાન સમજી લેવું એ વધારે સારું છે. કેવળ જાણવા કરતાં એ વસ્તુનું અખંડ જાગ્રત ભાન રાખવું એ વધારે સારું છે. કેવળ ધ્યાન કરતાં એની સાથે કર્મફળનો ત્યાગ કરવાની વૃત્તિ સારી, કેમ કે એમાં અનાસક્તિ હોય છે. એવા ત્યાગ પછી શાન્તિ મળવી જ જોઈએ. (૧૨)

૧૪૯. જે સાચો ભક્ત છે તે કોઈનો દ્વેષ નથી કરતો; તે બધા પ્રત્યે અનુકૂળ અને દુર્દૈવીઓ પ્રત્યે દયાવાન હોય છે: 'હું' અને 'મારું' એ બે દોષમાંથી એ મુક્ત હોય છે. પોતાનાં સુખદુ:ખ પ્રત્યે સમાન બની એ બધા પ્રત્યે ક્ષમાવાન હોય છે. એ પોતાની વાસનાઓને કાબૂમાં રાખી, નિશ્ચયમાં દૃઢ રહી, મન અને બુદ્ધિ ઈશ્વરને અર્પણ કરી યોગયુક્ત રહે છે. એનાથી લોકો ત્રાસતા નથી. લોકોના દોષોથી એ ત્રાસતો નથી. હર્ષ અને આમર્ષ (ક્રોધ), ભય અને ઉદ્વેગ એ બધા દોષોથી એ વેગળો રહે છે. એને કશાની અપેક્ષા નથી હોતી. બધી રીતે એ સ્વચ્છ રહે છે. પોતાના કર્તવ્યમાં એ દક્ષ હોય છે. પોતાને થતી વ્યથા પ્રત્યે એ તદ્દન ઉદાસીન હોય છે. આવી પડેલું કર્તવ્ય પાર પાડવાની એની ટેક હોવાથી એ પોતાની મેળે કોઈ પણ પ્રવૃત્તિ, હાથે કરીને વહોરી નથી લેતો. શુભ પ્રાપ્ત થાઓ કે અશુભ, બન્ને વિશે તે ઉદાસીન જ રહે છે. એ ન તો હર્ષઘેલો થાય છે, ન દ્વેષથી આંધળો થાય છે. ન કશાની અપેક્ષા રાખે છે, ન કશાનો શોક કરે છે. શત્રુ અને મિત્ર, માન અને અપમાન, શીત અને ઉષ્ણ, સુખ અને દુ:ખ એ બધાં દ્વંદ્વો જાણતો છતો બન્ને પ્રત્યે સંગરહિત એવો એનો સમાનભાવ જ હોય છે. નિંદા કે સ્તુતિ એને માટે સમાન છે. જે કાંઈ મળે એટલાથી એ સંતુષ્ટ રહે છે. પોતાનું એવું કોઈ ઘર નહીં રાખેલું હોવાથી જ્યાં જાય ત્યાં એનું પોતાનું જ ઘર હોય છે; એટલે એની મતિ તો હમેશાં સ્થિર જ રહે છે. ચંચળતા એને વળગતી નથી. આવા આદર્શવાળો જે માણસ હોય તે ભગવાનને પ્રિય થાય તેમાં આશ્ચર્ય શું? ઈશ્વરનું કાર્ય એને હાથે જ પાર પડવાનું, (૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૮, ૧૯, ૨૦)

# અધ્યાય તેરમો

૧૧૫૦. જો આ જગતને અને જીવનને જાણવાં હોય તો ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ બન્નેને ઓળખવાં જોઈએ. એમાં ક્ષેત્રજ્ઞ એટલે દેહધારી આત્મા. ક્ષેત્ર એટલે શરીર — કેવળ મડદું નહીં પણ પંચમહાભૂતો, બુદ્ધિ, અહંકાર, અવ્યક્ત, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, અગિયારમું મન, ઇંદ્રિયોના પાંચ વિષય (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ), ઇચ્છા, દ્વેષ, સુખદુ:ખ, સંઘાત, ચેતના અને તમામ વસ્તુઓને એકત્ર સાચવી રાખનારી ધૃતિ નામની શક્તિ (cohesion), — આ બધું મળીને શરીર થાય છે. વિકાર એટલે કે પરિવર્તનશીલતા એ એનો સ્વભાવધર્મ છે. (૧, ૫, ૬)

૧૧૫૧. આવા શરીરને જે ઓળખે છે અને ચલાવે છે તે ક્ષેત્રજ્ઞ. ખરું જોતાં પરમાત્મા પોતે જ ક્ષેત્રજ્ઞ છે. એ ક્ષેત્રજ્ઞ જ ક્ષેત્રને ચલાવે છે; એથી જ સ્થાવર-જંગમ તમામ સૃષ્ટિ પેદા થાય છે. (૧, ૨)

૧૧૫૨. ગીતામાં 'જ્ઞાન' શબ્દનો અર્થ 'વિગતો, નિયમો અને સિદ્ધાંતોની શાબ્દિક માહિતી કે જાણકારી' એટલો સંકુચિત નથી. ગીતાના મત પ્રમાણે ज्ञान एटले संस्कारिता, ज्ञान एटले आध्यात्मिक जीवन, ज्ञान एटले बुद्धिनी मददथी जे कांई मेळव्युं होय ते बधुं जीवनमां उतारवु ते. બુદ્ધિથી મેળવેલું જો જીવનમાં ઊતરે નહીં, સ્વભાવમાં પરિણમે નહીં, ચારિત્રમાં પ્રગટ થાય નહીં, તો તે બધું અજ્ઞાન છે એમ જ સમજવું. (૨)

૧૧૫૩. ગીતાએ જ્ઞાનનું સ્વરૂપ નીચે પ્રમાણે વર્ણવ્યું છે :

અભિમાનનો અભાવ, દંભનો અભાવ, હિંસાનો ત્યાગ, ક્ષમા, સરળપણું, આચાર્યની ઉપાસના, સ્વચ્છતા, સ્થિરતા, પોતાના મન ઉપર કાબૂ, જે જે વિષયો પ્રત્યે સામાન્યપણે ઇન્દ્રિયો દોડે છે તે બધી વસ્તુઓ વિશે આંતરિક વૈરાગ્ય, અહંકારનો ત્યાગ; જન્મ-મૃત્યુ-ઘડપણ-વ્યાધિ એ બધાંમાં દુ:ખ અને દોષ ભરેલાં છે એવી ખાતરી, અનાસક્તિ, બૈરાંછોકરાં-ઘરબાર-સગાંવહાલાં વિશે મોહનો ત્યાગ, પક્ષપાતરહિત સર્વત્ર સમભાવ, ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય કે અનિષ્ટ વસ્તુ આવી પડે છતાં મનનું સમતોલપણું ઢળે નહીં એવી વૃત્તિ, ભગવાન પ્રત્યે અવ્યભિચારી અનન્ય ભક્તિ, એકાંત સાધવાની અભિરુચિ, લોકોના ટોળામાં ભળવાની અરુચિ, જીવનમાં હંમેશ આધ્યાત્મિક દૃષ્ટિએ જોવાની ટેવ, અને તત્ત્વજ્ઞાન પ્રમાણે બધું જોવાનો આગ્રહ — આ બધું મળીને જે જીવન બને છે, તે જ્ઞાન છે. આથી જે કાંઈ વિપરીત હોય તે બધું અજ્ઞાન. (૭, ૮, ૯, ૧૦, ૧૧)

૧૧૪. ઊપરની જ્ઞાનની વ્યાખ્યા જોતાં ગીતાનો જ્ઞાની, ભક્ત, સ્થિતપ્રજ્ઞ, યોગી, પંડિત, બુધ, ગુણાતીત એ બધા એક જ ચિત્રનાં જુદાં જુદાં નામો છે, એ સહેજે ધ્યાનમાં આવે છે.

૧૧૫. જ્ઞાન શું છે એ કહ્યા પછી જાણવા જેવું શું છે એ પણ બતાવવું જોઈએ. જ્ઞાન એટલે જો આધ્યાત્મિક અને સંપૂર્ણ જીવન, તો જાણવા લાયક એટલે કે સાક્ષાત્કાર કરવા લાયક જ્ઞેય તો પરબ્રહ્મ જ હોઈ શકે. (૧૨)

૧૧૬. આ પરમાત્મા વિશે જ્ઞાન થયું એટલે માણસ અમર થયો. (૧૨)

૧૧૭. જ્ઞાતવ્ય એવા એ પરમાત્માનું સ્વરૂપ નીચે પ્રમાણે વર્ણવ્યું છે : એ અનાદિ છે, સહુથી વ્યાપક છે, એ સત પણ ન કહેવાય અને અસત પણ ન કહેવાય. એને બધી જ બાજુએ હાથપગ છે; માથું, આંખ અને મોઢું છે; બધી જ બાજુએ કાન છે; આખા વિશ્વને ઘેરીને તે રહેલો છે; બધી ઇન્દ્રિય અને ગુણનો આભાસ એનામાં થાય છે, છતાં બધી ઇન્દ્રિય વગરનો એ છે; એ અલિપ્ત છે છતાં બધાનો ભાર ઉપાડે છે; પોતે નિર્ગુણ હોવા છતાં ગુણોનો ઉપભોગ કરે છે; તમામ ભૂતોની અંદર પણ એ છે અને બહાર પણ છે; એ ચર પણ છે અને અચર પણ છે; એ અત્યંત સૂક્ષ્મ હોવાથી એનું સ્વરૂપ કળાતું નથી; એ દૂર પણ છે અને પાસે પણ છે; ભૂતમાત્ર સાથે અવિભક્ત હોવા છતાં જાણે અળગો રહેતો હોય એવો એ દેખાય છે; એ ભૂતોનો પાલનકર્તા છે; એમનો ગ્રાસ કરનાર છે અને એમના ઉપર રાજ્ય પણ કરે છે; તેજસ્વી વસ્તુઓમાં તે તેજસ્વી છે; અંધકારથી પર છે; તે જ્ઞાન છે — જ્ઞેય છે — જ્ઞાનગમ્ય છે અને બધાનાં હૃદયમાં તે અધિષ્ઠિત છે. (૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭)

કેવળ મનુષ્યસમાજમાં દેખાઈ આવતા નહીં પણ આખી વિશ્વસંસ્થામાં રહેલા પરમાત્મ-તત્ત્વનું આ સ્વરૂપ-વર્ણન છે, એ ધ્યાનમાં આવ્યા વગર રહે નહીં.

૧૫૮. ક્ષેત્ર, જ્ઞાન, જ્ઞેય ઇત્યાદિ આ વ્યાપક તત્ત્વોનું ખરેખરું જ્ઞાન થઈ જાય અને માણસ જો ભક્ત હોય તો એને ઈશ્વરપ્રાપ્તિ થયા વગર રહે નહીં. (૧૮)

૧૫૯. 'બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા' એમ આપણે કહીએ છીએ, પણ મિથ્યા એટલે જગત છે જ નહીં એવો અર્થ નથી. એ છે, પણ વિકારી છે; ક્ષણે ક્ષણે બદલાય છે. અને પરબ્રહ્મ વગર એ જગતની હસ્તીનો અર્થ જ નથી. આ અર્થમાં જગત મિથ્યા અથવા માયા છે.

પ્રકૃતિ અને પુરુષ એ બંને અનાદિ છે; સમાંતર રેખાની પેઠે હમેશાં અલગ હોવા છતાં સાથે સાથે ચાલતાં આવ્યાં છે. બંને હંમેશને માટે છે જ. (૧૯)

૧૬૦. આ વિશ્વમાં ત્રણ ગુણો અને એમનો વિસ્તાર તે જ પ્રમાણે જગતમાં થતા બધા વિકારો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે. કારણમાંથી કાર્ય પેદા કરવું એ પ્રકૃતિનું અને એમાંથી ઉત્પન્ન થતાં સુખદુ:ખો ભોગવવાં એ પુરુષનું કામ (૨૦)

પુરુષ 'સબ્જેક્ટિવ' છે, પ્રકૃતિ 'ઑબ્જેક્ટિવ' છે.

૧૬૧. પ્રકૃતિમાંથી ઉત્પન્ન થતા ગુણોને ભોગવવાનું કામ પ્રકૃતિમાં રહેલ પુરુષ કરે છે. સારીનરસી યોનિમાં જન્મ લેતા પુરુષનો ગુણો સાથે જે સંગ થાય છે, તેને કારણે એને સુખદુ:ખાદિ ભોગવવાં પડે છે. આ પ્રકૃતિ અને પુરુષ સાથે જે પરમ પુરુષ છે તે પરમાત્મા છે. એ જ માણસને પ્રેરે છે, દોરે છે, પાલન કરે છે અને મહેશ્વર હોઈ બધા અનુભવોનો ઉપભોગ કરે છે. (૨૧, ૨૨)

૧૬૨. પ્રકૃતિ, એના ગુણો અને એની અંદર રહેલો પુરુષ એ બધા વિશે યથાર્થ રીતે જાણ્યા પછી શી રીતે વર્તવું એની માણસને મૂંઝવણ રહેતી નથી. એ ગમે તેમ ચાલે તોયે એને પુનર્જન્મની બાધા થતી નથી. ધ્યાનયોગથી, સાંખ્યયોગથી, કે કર્મયોગથી અથવા કેવળ બીજા પાસેથી સાંભળીને ભલે અજ્ઞાનપૂર્વક પણ જેઓ ઈશ્વરની ઉપાસના કરે છે તે બધા મૃત્યુને તરી જાય છે. (૨૩, ૨૪, ૨૫)

૧૬૩. આ વિનાશી જગતમાં અવિનાશી પરમેશ્વરને જે જુએ છે, તમામ ભૂતમાત્રમાં સમાન ભાવે રહેલા પરમાત્માને જે જુએ છે, તે જ ખરો જ્ઞાની છે. (૨૭)

૧૬૪. સર્વત્ર બધામાં સરખી રીતે રહેલા ઈશ્વરને જે જુએ છે તેને માટે સ્વકીય અને પરકીય એવો ભેદ રહેતો નથી. જ્યાં બધા સાથે આત્મીયતા જ સ્થાપન થાય છે ત્યાં માણસ પોતે પોતાની હિંસા શી રીતે કરે? પોતે પોતાને શી રીતે મારે? એક વાર સાર્વત્રિક પોતાપણું મનમાં દૃઢ થયું એટલે અહિંસા સ્વાભાવિક થાય છે અને પરિણામે માણસ પરમ ગતિને પહોંચે છે. (૨૮)

૧૬૫. તમામ કર્મો પ્રકૃતિ દ્વારા થાય છે, એમ જે કળી શક્યો તે 'આત્મા અકર્તા છે' એમ સહેજે સમજી શકે છે. (૨૯)

૧૬૬. આકાશ સૂક્ષ્મ હોઈ સર્વવ્યાપક છે; તેથી અવાજ કે સુગંધ-દુર્ગંધ આદિ કોઈ પણ વસ્તુથી આકાશને લેપ થતો નથી; તે નિર્લિપ્ત જ રહે છે. એ જ પ્રમાણે બધાંના શરીરમાં આત્મા રહેતો છતો કોઈ પણ રીતે તે અભડાતો નથી. એ શરીરમાં રહેનારો પરમાત્મા અનાદિ હોઈ, નિર્ગુણ હોઈ અને અવ્યય હોઈ કશું કરતો નથી અને એને કશાનો લેપ થતો નથી. (૩૧, ૩૨)

૧૬૭. સૂરજ જેમ આ આખી સૃષ્ટિને ઉજાળે છે, તેમ જ આ ક્ષેત્રી તમામ ક્ષેત્રોને પ્રકાશે છે. (૩૩)

૧૬૮. આ દુનિયામાં અલગ અલગ દેખાતા પદાર્થોને એક તત્ત્વની અંદર જ રહેલા જે જુએ છે અને એમાંથી એ આખો વિસ્તાર થયેલો જોઈ શકે છે તે પરબ્રહ્મને પામે છે. (૩૦)

# અધ્યાય ચૌદમો

૧૬૯. પુરુષ અને પ્રકૃતિ આ બે તત્ત્વો જાણ્યા પછી પ્રકૃતિમાંથી વિસ્તરતા ત્રણ ગુણોનું સ્વરૂપ જાણવું જોઈએ અને તે જાણ્યા પછી છેવટે એ ત્રિગુણથી પણ પર એવી જે કેવળ સ્થિતિ છે તે પણ જાણવી જોઈએ.

૧૭૦. માણસ તમોગુણમાંથી સત્ત્વગુણ તરફ જવાનો પ્રયત્ન કરે તે દરમિયાન એને રજોગુણ વટાવવો પડે છે. તમોગુણી માણસ ઇરાદાપૂર્વક અને એક પ્રથમ પગથિયા તરીકે રજોગુણી થવાનો પ્રયત્ન કરે એ ખોટું છે. તમોગુણી મનુષ્ય સત્ત્વ-ગુણી થવાનો જ પ્રયત્ન કરે; તેમ કરવા જતાં વચમાં રજોગુણ પેદા થાય છે અને વધે છે એ એક અપરિહાર્ય બીના છે. આમ રજોગુણ વધેલો જોઈ બીવાનું કારણ નથી. તમોગુણમાંથી બહાર પડયા એ જ અભિનંદનીય વાત છે.

૧૭૧. અંતે સત્ત્વગુણ સુધી પહોંચ્યા પછી ઝાઝી સાધના રહેતી નથી. સત્ત્વ-ગુણ જેમ જેમ પરિપક્વ થતો જાય, તેમ તેમ એમાંથી ગુણાતીતની સ્થિતિ કેળવાતી જાય છે.

૧૭૨. સત્ત્વગુણ કેળવ્યા વગર ગુણાતીતની અવસ્થા સુધી માણસ પહોંચી જ ન શકે. ગુણાતીતનું વર્ણન સાવ અસંસ્કારી, સાધનાશૂન્ય માણસને પણ લાગુ પડતું હોય એમ લાગે, પણ તે કેવળ શાબ્દિક ભ્રમણા જ છે.

૧૭૩. ત્રણે ગુણોનું અને ગુણાતીત અવસ્થાના સ્વરૂપનું જ્ઞાન ગીતાએ સર્વો-ત્તમ જ્ઞાન કહ્યું છે, કેમ કે એ જાણવાથી માણસ પોતાનું જીવન ઉચ્ચ અને ઉચ્ચ-તર કરી શકે છે. એટલું જ નહીં પણ પરમાત્મા જેવી એની સ્થિતિ થવાથી સૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રલય એને બાધક થતાં નથી. (૧, ૨)

૧૭૪. સત્ત્વ, રજ અને તમ આ પ્રકૃતિના ગુણો આત્માને આ શરીર સાથે બાંધી રાખે છે. (૫)

૧૭૫. એમાં સત્ત્વગુણ નિર્મળ, પ્રકાશકારી અને આરોગ્યદાયી હોવાથી સુખ અને જ્ઞાન પેદા કરે છે અને એ જ એક સૂક્ષ્મ બંધન થઈ જાય છે. (૬)

૧૭૬. રજોગુણ તૃષ્ણા અને આસક્તિમાંથી ઉત્પન્ન થાય છે. એનું સ્વરૂપ આકર્ષણાત્મક હોય છે. એના બંધનને કારણે માણસ કર્મપરાયણ થાય છે. (૭)

૧૭૭. તમોગુણ અજ્ઞાનમાંથી પેદા થાય છે. પ્રાણીઓને એ મોહમાં નાખે છે અને પ્રમાદ, આલસ્ય અને નિદ્રા વધારી બંધનરૂપ થઈ જાય છે. (૮)

૧૭૮. ટૂંકામાં, સત્ત્વમાંથી સુખનું બંધન, રજમાંથી કર્મનું બંધન અને તમમાંથી જ્ઞાનને ઢાંકી દેનાર પ્રમાદનું બંધન પેદા થાય છે. (૯)

૧૭૯. કોઈ પણ માણસ એક જ ગુણવાળો હોઈ શકે જ નહીં. જ્યાં શરીર

છે ત્યાં આ ત્રણે ગુણ હોવાના જ. બીજા બે ગુણોને દબાવી જે ગુણ પ્રભાવી નીવડે છે, તે ગુણનું તે શરીર મનાય છે. (૧૦)

૧૮૦. સત્ત્વગુણ વધે છે ત્યારે બધી ઈન્દ્રિયો પ્રકાશમાન થાય છે અને જ્ઞાન ખીલે છે. સત્ત્વગુણી માણસ અંતે ઉત્તમ નિર્મળ લોક સુધી પહોંચે છે. (૧૧)

૧૮૧. રજોગુણ વધે એટલે માણસમાં લોભ, અનેક જાતની પ્રવૃત્તિ કરવાની ઘેલછા, અસ્વસ્થતા અને વાસના વધે છે. એમાંથી દુઃખ જ પેદા થાય છે અને માણસનું કર્મબંધન વધે છે. (૧૨)

૧૮૨. અને જ્યારે તમોગુણ વધે છે ત્યારે આળસ, જડતા, અજ્ઞાન, પ્રમાદ, મોહ એ અંધારાં તત્ત્વો વધે છે. એમાંથી માણસ પશુકોટિમા પહોંચે છે અને અજ્ઞાનમાં વધુ ને વધુ ઊતરે છે. (૧૩)

૧૮૩. સત્ત્વગુણી લોકો ઉપર જાય છે એટલે કે ચડે છે, તમોગુણી નીચે જાય છે — એમનો અધઃપાત થાય છે; અને વચલા રજોગુણી આટઆટલી પ્રવૃત્તિ અને ધમાલ કરતાં છતાં જ્યાં છે ત્યાં ને ત્યાં જ રહે છે. (૧૮)

૧૮૪. આ ત્રણે ગુણોને વટાવી જે પાર ગયો તેને જન્મ-મૃત્યુ-જરા-દુઃખનું બંધન નથી રહેતું. (૨૦)

૧૮૫. ગુણોની શરીર ઉપર ગમે તે અસર થતી હોય તોયે, જે માણસ પોતાનાં મનબુદ્ધિને અલિપ્ત રાખી શકે છે તે માણસ ઉદાસીન જેવો દેખાતા છતાં મુક્ત છે; કેમ કે ગુણોની અસરથી તે વિચલિત નથી થતો. (૨૩)

૧૮૬. એવા ગુણાતીતનું વર્ણન નીચે પ્રમાણે કરેલું છે :

સુખદુઃખમાં તે સમાન હોય છે; તે પોતાના આત્માને આધારે જ રહે છે; માટીનું ઢેફું, પથરા અને સોનું એને માટે સરખાં જ હોય છે; પ્રિય અને અપ્રિય બને એને માટે એક જ હોય છે; નિંદા અને સ્તુતિ વચ્ચે એ ફેર જોતો નથી; માન અને અપમાન ગમે તે હોય, એની એના ઉપર અસર થતી નથી; માન અને અપમાન એને માટે સમાન છે; મિત્ર અને શત્રુ બંને પક્ષમાં એ સમાન જ રહે છે; એ પોતાની મેળે — હાથે કરીને — કોઈ પ્રવૃત્તિ ઊભી કરી બંધનમાં સપડાતો નથી. એવા માણસ જ્યારે અનન્ય ભાવે ભગવાનની ભક્તિ કરે છે ત્યારે તે ત્રણે ગુણને વટાવી બ્રહ્મત્વને પામે છે. (૨૪, ૨૫, ૨૬)

## અધ્યાય પંદરમો

૧૮૭. સંસારરૂપી અશ્વત્થ વૃક્ષને અસંગ અથવા અસહકાર રૂપી મજબૂત શસ્ત્ર વડે છેદીને આ તમામ પ્રવૃત્તિનું મૂળ એવો જે પરમાત્મા એને જ શોધવા જોઈએ. માન અને મોહ જેમણે છોડ્યાં છે, સંગદોષ જેમણે ત્યજ્યો છે, વાસનાઓમાંથી

જેઓ નિવૃત્ત થયા છે, સુખ-દુઃખ રૂપી દ્વન્દ્વોમાંથી જેઓ મુક્ત છે, તેઓ એ અવ્યય પદને પામે છે. (૩, ૪, ૫)

૧૮૮. એ પરમ પદને પામ્યા પછી માણસને પાછા જીવદશામાં આવવાપણું નથી હોતું. એ પરમ તત્ત્વનો એક અંશ જીવરૂપે આવતરેલો છે અને પ્રકૃતિનાં મન અને ઇન્દ્રિયોને આકર્ષે છે. મૂઢ લોકો એ વસ્તુ જાણતા નથી, જ્ઞાની જાણે છે. (૬, ૭, ૧૦)

યોગીઓ એને પોતાના હૃદયમાં વસેલો ઓળખે છે. જેમણે પોતાના હૃદયને કેળવ્યું નથી, તે એને ઓળખી શકતા નથી. (૧૧)

૧૮૯. સૂર્યચંદ્રાદિ જ્યોતિમાં જે તેજ પ્રકાશે છે તે પરમાત્માનું જ તેજ છે. તે પરમાત્મતત્ત્વ જ સોમ બની તમામ ઔષધિઓને પોષે છે; પાચક વૈશ્વાનર બની ચતુર્વિધ અન્ન પચાવે છે; સ્મૃતિ, જ્ઞાન અને વિસ્મૃતિ બધું એનામાંથી જ ઉદ્‌ભવે છે. બધાંનાં હૃદયમાં એ વસેલો છે. (૧૨, ૧૩, ૧૪, ૧૫)

૧૯૦. ક્ષર પુરુષ અને અક્ષર પુરુષ બન્નેને ઓળખી એથીયે પર એવો જે પુરુષોત્તમ છે એને જે જાણે છે તે પરમાત્માનો સાચો ભક્ત બને છે. ભૂતમાત્ર તે ક્ષર પુરુષ. એમના અધ્યક્ષ તરીકે જે રહે છે તે કૂટસ્થ અક્ષર પુરુષ. અને એ બંનેથી અળગો ત્રિલોકીને ચલાવનારો અવ્યય પુરુષ તે ઈશ્વર. એને જ પુરુષોત્તમ કહે છે. એને જ શરણ જવું જોઈએ. (૧૬, ૧૭, ૧૮, ૧૯)

## અધ્યાય સોળમો

૧૯૧. નવમા અધ્યાયમાં જે દૈવી, આસુરી અને રાક્ષસી પ્રકૃતિનો ઉલ્લેખ છે, તેમાંથી અધોગામી રાક્ષસી પ્રકૃતિ છોડી દઈ કેવળ દૈવી અને આસુરી એવી બે જાતની સંપત એટલે કે સંસ્કૃતિ સ્વીકારી, એમનું સ્વરૂપવર્ણન આ સોળમા અધ્યાયમાં કરેલું છે. (૬)

૧૯૨. આ દુનિયામાં બે જાતની જીવનપદ્ધતિ અથવા ભૂતસર્ગ છે : એક છે દૈવી સંપત, બીજી છે આસુરી સંપત. દૈવી સંપતમાંથી મોક્ષ પરિણમે છે. આસુરી સંપત બંધનનું કારણ બને છે. (૬, ૫)

૧૯૩. દૈવી સંપતનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે છે : નિર્ભયતા, ચારિત્ર્યની શુદ્ધિ, જ્ઞાન અને યોગ બંનેને અનુસરીને કરેલી જીવનની ગોઠવણ, દાન, આત્મ-સંયમ, સામાજિક જવાબદારીરૂપી યજ્ઞ, સંસ્કારો ટકાવવા માટે ચલાવેલું અધ્યયન, શક્તિ વધારવા માટે કરેલું તપ, આત્માના સ્વભાવરૂપી સરળતા, સંસ્કૃતિના પાયા-રૂપ અહિંસા અને સત્ય, માણસાઈના લક્ષણરૂપી અક્રોધ અને ત્યાગ, જીવનની

સુવાસરૂપી શાંતિ, આર્યત્વને સહજ એવું અપૈશુનમ્ (કોઈની ચાડીચુગલી ન કરવી તે), ધર્મના મૂળરૂપી ભૂતમાત્ર પ્રત્યેની દયા, હીનતાને અભાવે ઉત્પન્ન થતું અ-લોલુપત્વ, ઠરેલ સંસ્કારિતાને લીધે દેખાઈ આવતાં માર્દવ, લજ્જા અને ચાંચલ્યનો અભાવ, તેજ અને ક્ષમા, સમાજને સંગઠિત રાખનારી ધૃતિ, સ્વચ્છતા, સામાજિક સંગઠનના પાયારૂપ અદ્રોહ અને મિલનસારપણું. આ બધાં તત્ત્વો જ્યાં ખીલ્યાં છે ત્યાં સમાજ ઉન્નત થવાનો જ. (૧, ૨, ૩)

૧૯૪. દંભ, દર્પ, અતિમાન, ક્રોધ, કઠોરતા, અજ્ઞાન એ બધાં આસુરી સંપતનાં લક્ષણ છે. એ સંસ્કૃતિમાં ઊછરેલા લોકો પ્રવૃત્તિ કે નિવૃત્તિની મર્યાદાઓ જાણતા નથી. એમનામાં નથી હોતું સત્ય કે નથી હોતો શૌચાચાર. તેઓ માને છે કે આ દુનિયામાં સત્ય જેવું કશું છે જ નહીં; સમાજ માટે કશો આધાર જ નથી. ઈશ્વરમાં તેઓ ક્યાંથી માને! તેઓ માને છે કે આ જગત કશા હેતુ વગર જેમ તેમ ચાલ્યું છે. આવી દૃષ્ટિ હોવાથી તેઓ પોતાના આત્માનો નાશ કરે છે. એમની બુદ્ધિ ટૂંકી થઈ જાય છે. તેઓ ગમે તે ઉગ્ર કર્મ કરવા તૈયાર થાય છે અને દુનિયાના શત્રુઓ બની એનો નાશ કરવા ઉદ્યુક્ત થાય છે. કોઈ કાળે તૃપ્ત ન થાય એવી વાસનાને વશ થઈ દંભ, માન અને મદ તેઓ કેળવે છે અને ખોટા ખોટા આગ્રહો પકડી લઈ મલિન કામમાં પ્રવૃત્ત થાય છે. અમર્યાદ ચિંતા કરી તેઓ પ્રલય સુધી પહોંચે છે અને છતાં કામોપભોગને જ સર્વશ્રેષ્ઠ માની તેમાં જ રચ્યાપચ્યા રહે છે. કામક્રોધની ઉપાસના કરવાથી આશાના પાશમાં તેઓ બંધાયેલા રહે છે અને અન્યાયથી મેળવેલા અર્થ વડે સુખ અને ઐશ્વર્ય ભોગવવા માગે છે. (૪, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨)

૧૯૫. 'આટલું તો મેં મેળવ્યું, હવે આટલું મેળવીશ; આટલું ધન મારી પાસે છે, થોડા જ દિવસમાં બીજું આટલું મારા હાથમાં આવશે; આ એક શત્રુને માર્યો, બીજાઓને પણ મારીશ; હું રાજા છું, ભોગસમર્થ છું, સિદ્ધ છું, બળવાન છું અને સુખી છું; મારું જ કુળ ઉચ્ચ છે, મારા જેવો બીજો છે કોણ? હું યજ્ઞ કરીશ. લોકોને દાન આપીશ અને આનંદ કરીશ' — એવા એવા વિચારો કરતા અને અજ્ઞાનથી વિમોહિત થયેલા એ લોકો મોહજાળમાં સપડાઈ અશુચિ એવા નરકમાં પડે છે. (૧૩, ૧૪, ૧૫, ૧૬)

૧૯૬. આ લોકો યજ્ઞ કરે છે તેમાં ઈશ્વરભક્તિ અને લોકકલ્યાણની ભાવના નથી હોતી, પણ પોતાની જ પ્રતિષ્ઠાની ઈન્તેજારી હોય છે, ધનનો ગર્વ હોય છે અને તેઓ વિધિવિધાનની નિષ્ઠા વગર કેવળ દંભથી જ યજ્ઞ કરે છે. અહંકાર, દર્પ, બળ, કામ, ક્રોધ એથી ભરપૂર એવા આ લોકો બીજાઓમાં પણ હું જ વસેલો છું એ ભૂલી જઈ એમની દ્વારા મારો દ્વેષ કરે છે. એવા લોકોને હું એ જ નિષ્ઠામાં રહેવા દઉં છું, પરિણામે તેઓ નવી નવી આસુરી યોનિમાં જન્મ લઈને અધમ ગતિએ જાય છે. (૧૭, ૧૮, ૧૯, ૨૦)

૧૯૭. માણસે જાણવું જોઈએ કે આત્માનો નાશ કરનાર અને નરકનો રસ્તો ઉઘાડનાર ત્રણ પ્રકારનો દરવાજો છે : કામ, ક્રોધ અને લોભ. એટલા માટે જે પોતાનું હિત ચાહે છે તેણે આ ત્રણેનો ત્યાગ કરવો જોઈએ. આ ત્રણમાંથી જે મુક્ત થયો તે પોતાનું હિત સાધી ઉત્તમ ગતિએ પહોંચે છે. (૨૧, ૨૨)

૧૯૮. એથી ઊલટું, જે કેવળ પોતાની વાસનાને વશ થઈ, કામથી પ્રેરાઈને ગમે તેમ વર્તે છે, જીવનની સંસ્કારિતા જતી કરે છે, તેનું જીવન વ્યર્થ થાય છે. એને નથી મળતી જીવનસિદ્ધિ, નથી મળતું સુખ અને નથી એ પહોંચતો શ્રેષ્ઠ ગતિને. (૨૩)

૧૯૯. માણસે શું કરવું અને શું ન કરવું એ નક્કી કરતી વખતે પોતાની વાસનાને અધીન ન થવું ઘટે, પણ મનુષ્યજાતિનું હિત શામાં રહેલું છે એ બતાવનાર જીવનશાસ્ત્રને સમજી લઈ એની શિખામણ પ્રમાણે ચાલવું જોઈએ. (૨૪)

## અધ્યાય સત્તરમો

૨૦૦. એમ તો દેખાવે બધાં માણસો સરખાં હોય છે, પણ એમની શક્તિમાં કેટલો ફેર! આકલનશક્તિ, કાર્યશક્તિ, સહનશક્તિ, ઘટનાકૌશલ દરેકમાં જમીન-આસમાનનો ફેર પડે છે. એ ફેર શાથી થાય છે? એ ફેરનું મુખ્ય કારણ શ્રદ્ધા છે.

જેવી માણસની શ્રદ્ધા તેવો એ બને છે. પુરુષ શ્રદ્ધાનો જ બનેલો છે. જેવું માણસનું સત્ત્વ તેવી એની શ્રદ્ધા. (૩)

૨૦૧. જેવો માણસનો સ્વભાવ તે પ્રમાણે એ સારા અથવા હીન દેવોની પૂજા કરે છે, એટલે કે તેવા આદર્શને સેવે છે. (૪)

૨૦૨. જેઓ વગર વિચાર્યે શરીરને કષ્ટ દે છે અને શરીરમાં રહેનાર મને, એટલે કે ચૈતન્ય તત્ત્વને, પીડે છે, તેઓ આસુર સંકલ્પવાળા તપસ્વી છે. (૫, ૬)

આહાર, યજ્ઞ, તપ, દાન, કર્મ, જ્ઞાન, કર્તા, બુદ્ધિ, ધૃતિ, સુખ, દરેક બાબતમાં ત્રણ ગુણને કારણે ત્રણ ત્રણ પ્રકાર થાય છે; અને આમાંયે કેટલીક બાબતોમાં શારીરિક, વાચિક અને માનસિક એવો પણ ભેદ કરવો રહ્યો. (૭, ૧૮, ૧૯, ૨૯, ૩૬)

### આહાર

૨૦૩. આયુ, સત્ત્વ, બળ, આરોગ્ય, સુખ અને રુચિ વધારનારો આહાર સાત્ત્વિક લોકોને પસંદ પડે છે. અને એ આહાર રસ્ય, સ્નિગ્ધ, સ્થિર અને હૃદ્ય હોય છે. (૮)

રજોગુણી માણસને તીખા તમતમતા અને બળતા આહારનો સ્વાદ ગમે છે અને અંતે એમાંથી દુઃખ, શોક અને રોગ જ પેદા થાય છે. (૯)

તમોગુણી લોકોને વાસી, નીરસ, ગંધાતું, અસ્વચ્છ, એઠું અને ઉબાઈ ગયેલું ભોજન વિશેષ ગમે છે. (૧૦)

યજ્ઞ

૨૦૪. સાત્ત્વિકો જ્યારે યજ્ઞ કરે છે ત્યારે વિશ્વહિતની દૃષ્ટિએ ફળાકાંક્ષા છોડીને કર્તવ્યબુદ્ધિથી કરે છે. રજોગુણી લોકો ફળની આકાંક્ષા મનમાં રાખી અથવા પ્રતિષ્ઠા વધારવા માટે દંભથી યજ્ઞ કરે છે. તમોગુણી લોકોના યજ્ઞમાં નથી હોતો વિધિ, નથી હોતું અન્ન સંતર્પણ. મંત્ર, દક્ષિણા, શ્રદ્ધા, કશું જ એમાં હોતું નથી. તેઓ ફક્ત યજ્ઞ કરી નાખે છે એટલું જ. (૧૧, ૧૨, ૧૩)

તપ

૨૦૫. તપ તેમ જ કર્મ શારીરિક, વાઙ્મય અને માનસિક એવા ત્રણ પ્રકારનાં હોય છે અને એ ત્રણેના સાત્ત્વિક, રાજસિક તથા તામસિક એવા ત્રણ ત્રણ પ્રકાર હોય જ છે.

૨૦૬. એમાં દેવ બ્રાહ્મણ ગુરુ અને વિદ્વાન આદિનું પૂજન, શૌચ, ઋજુતા, બ્રહ્મચર્ય અને અહિંસા આટલી વસ્તુઓ શારીર તપ ગણાય છે. (૧૪)

૨૦૭. ઉદ્વેગ ન કરનારું વાક્ય જે સત્ય હોય અને પ્રિય તથા હિતકર પણ હોય તે વાઙ્મય તપ છે. સ્વાધ્યાય રૂપી અભ્યાસ પણ વાઙ્મય તપ છે. (૧૫)

૨૦૮. મન પ્રસન્ન રાખવું, સ્વભાવમાં સૌમ્યતા ધારણ કરવી, મન કાબૂમાં રાખી મૌન સેવવું અને ભાવસંશુદ્ધિ માટે હંમેશાં મથ્યા કરવું એ માનસિક તપ છે. (૧૬)

૨૦૯. આ ત્રણે પ્રકારનાં તપ જો શ્રેષ્ઠ શ્રદ્ધાથી અને ફળાકાંક્ષા છોડીને કર્યાં હોય તો તે સાત્ત્વિક ગણાય; સત્કારમાન-પૂજા મેળવવા માટે દંભથી પ્રેરાઈને જો કર્યાં હોય તો તે રાજસ છે; આ પાછલાં અધ્રુવ અને ચલ હોય છે. (૧૭, ૧૮)

૨૧૦. મૂઢ જક્કીપણાથી પોતાની જાતને હેરાન કરીને અથવા બીજા કોઈના નાશને અર્થે જે તપ કરાય છે તે તામસ તપ છે. (૧૯)

દાન

૨૧૧. જે દાન કરવામાં બધી રીતે હિત જ છે, એમ લાગતું હોય અને એટલા જ ખાતર દાન અપાતું હોય, પ્રત્યુપકારની કલ્પના સરખી મનમાં ન હોય અને દેશ-કાળ તથા પાત્ર જોઈ અપાયું હોય, તો તે સાત્ત્વિક દાન છે. (૨૦)

૨૧૨. પ્રત્યુપકારની અપેક્ષાએ અથવા કોઈ ફળનો ખ્યાલ રાખી અથવા પરાણે અપાયું હોય છે તે રાજસ દાન છે. (૨૧)

૨૧૩. દેશ-કાળ અને પાત્ર જોયા વિના તેમ જ તિરસ્કાર અને અપમાન કરી જે અપાય છે તે તામસ દાન છે. (૨૨)

૨૧૪. 'સત્' શબ્દના અનેક અર્થો થાય છે. સદ્ભાવ, સાધુભાવ અને પ્રશસ્ત કર્મ એ ત્રણે માટે 'સત્' શબ્દ વપરાય છે. આમાં 'સત્' ભાવ તમામ હસ્તી સૂચવે છે, સાધુભાવ કલ્યાણકામના બતાવે છે અને પ્રશસ્ત કર્મ લોકકલ્યાણકારી પ્રવૃત્તિનો અભિપ્રાય ધરાવે છે.

(ધી ટ્રૂ, ધી ગૂડ ઍન્ડ ધી બ્યૂટિફુલ ઇન ઍક્શન.) (૨૬)

૨૧૫. અશ્રદ્ધાથી જે કાંઈ કરીએ છીએ તે 'અસત્' છે.

એ ઇહલોકમાં પણ કામનું નથી અને પરલોકમાં પણ કામનું નથી. (૨૮)

[પરલોક એટલે સનાતનકાલીન સામાજિક જીવન]

# અધ્યાય અઢારમો

## ત્યાગમીમાંસા

૨૧૬. બધાં કામ્ય કર્મો છોડી દેવાં એ સંન્યાસ છે. તમામ કર્મોનાં ફળનો ત્યાગ કરવો એ ત્યાગ છે. (૨)

૨૧૭. કેટલાક કહે છે કે, 'કર્મમાત્રનો ત્યાગ કરવો જોઈએ, કેમ કે દરેક કર્મ સદોષ છે' જ્યારે બીજા લોકો માને છે કે યજ્ઞ, દાન અને તપ એ ત્રણ પ્રકારનાં કર્મ માણસથી છોડાય નહીં. (૩)

ગીતાની શિખામણ છે કે યજ્ઞ, દાન અને તપ માણસને પવિત્ર કરનાર હોવાથી એમનો ત્યાગ ન કરવો ઘટે, એટલું જ નહીં પણ એ કર્મો સંગ એટલે આસક્તિ છોડી અને ફળનો પણ આગ્રહ જતો કરી કરવાં જ જોઈએ.

જે કર્મો વિહિત છે, નિયત છે, તેનો ત્યાગ તમોગુણી લોકો જ કરે છે. (૫, ૬, ૭)

૨૧૮. અમુક કર્મો કરતાં તકલીફ પડે છે, શરીરને કષ્ટ વેઠવાં પડે છે, એ રજોગુણી બીકે જ્યાં કર્મો છોડી દેવામાં આવે છે તે રાજસ ત્યાગથી ત્યાગનું ફળ મળતું નથી. અમુક કર્મ કરવું એ આપણો ધર્મ છે, એમ સમજી જે નિયત કર્મો કરાય છે તેની સાથે જો આસક્તિ અને ફળ એ છોડી દીધાં હોય તો તે સાત્ત્વિક ત્યાગ છે. (૮, ૯)

૨૧૯. દેહધારી તમામ કર્મોનો ત્યાગ ન જ કરી શકે; એટલે કર્મફળનો ત્યાગ કરવો એ જ સાચો ત્યાગ છે. (૧૧)

૨૨૦. માણસ શરીરથી, વાણીથી કે કર્મથી જે કાંઈ કર્મ કરે છે, તે યોગ્ય હોય કે અયોગ્ય, એનાં પાંચ કારણો હોય છે: અધિષ્ઠાન, કર્તા, જાતજાતનાં સરસ સાધનો (કરણ), ભિન્ન ભિન્ન વ્યાપાર અને દૈવ. આવાં પાંચ કારણો હોવા છતાં જે

એકલા પોતાને જ કર્તા માની બેસે છે તે માણસ અસંસ્કારી બુદ્ધિવાળો છે; એની મતિ બગડી છે. (૧૪, ૧૫, ૧૬)

૨૨૧. જેનામાં કશો અહંકાર રહ્યો નથી, જેની બુદ્ધિ નિર્મળ છે એને હાથે હિંસા થાય જ શી રીતે?

એવા માણસને હાથે ત્રણે લોકોની હત્યા થઈ જાય તોયે એણે કોઈને માર્યો ન કહેવાય અને એ કર્મનું બંધન પણ નહીં થાય.

માણસ પોતાના જ શરીર ઉપર જે ઑપરેશન કરે કે કરાવે તો એણે હત્યા કરી એમ નથી થતું. (૧૭)

### જ્ઞાન

૨૨૨. જ્ઞાનના જે ત્રણ પ્રકાર બતાવ્યા છે તે મહત્ત્વના છે. તે બરાબર સમજી લેવા જોઈએ. જગતમાં અનંત વ્યક્તિઓ છે, અનંત વસ્તુઓ છે. એમની વચ્ચે અમુક ભેદનાં તત્ત્વો હોય છે અને અમુક અભેદનાં તત્ત્વો હોય છે. એમ જોવામાં આવ્યું છે કે અભેદનાં તત્ત્વો મહત્ત્વનાં, સ્થાયી અને ઘણાં હોય છે, જ્યારે ભેદનાં તત્ત્વો થોડાં, છીછરાં અને અસ્થાયી હોય છે. એટલું જોયા પછી જે જે વસ્તુઓમાં ભેદ અને અભેદ બન્ને છે તેમાં ભેદનાં તત્ત્વોની ઉપેક્ષા કરવી અને અભેદનાં તત્ત્વો તરફ ધ્યાન જવું એ સાત્ત્વિક જ્ઞાનનું લક્ષણ છે. (૨૦)

૨૨૩. સર્વ ભૂતોમાં જે અવ્યય ભાવ ઓતપ્રોત છે, વિભક્તોમાં જે અવિભક્ત તત્ત્વ છે, તેને જ જોવું એ સાત્ત્વિક જ્ઞાન છે. (૨૦)

૨૨૪. જે જ્ઞાનમાં ભેદ એટલે કે પાર્થક્ય, જુદાપણું અને વિવિધતા તરફ વધારે ધ્યાન જાય તે જ્ઞાન રાજસ છે. (૨૧)

૨૨૫. અને જ્યાં એકાદ અંશને જ સંપૂર્ણ મનાય છે, એકાંગી વસ્તુને સર્વાંગીણ મનાય છે અને એવા અભિપ્રાય પણ વગર કારણે પકડી રાખવામાં આવે છે એવું તત્ત્વાર્થશૂન્ય અને અલ્પ જ્ઞાન એ તામસ છે. (૨૨)

### કર્મ

૨૨૬. જે કર્મ કર્તવ્ય તરીકે આસક્તિ વગર કરાય છે, જેની પાછળ રાગદ્વેષ નથી હોતો તેમ જ ફળની આશા પણ નથી હોતી, તે સાત્ત્વિક કર્મ છે. (૨૩)

૨૨૭. જે કર્મ વાસનાથી, અહંકારથી અને મહાપંચાત સાથે કરવામાં આવે છે, તે રજોગુણી હોય છે. (૨૪)

૨૨૮. જે કર્મ કરતાં આગળપાછળનો સંબંધ ધ્યાનમાં નથી લેવાતો, અથવા એ કર્મની આસપાસ દૂર સુધી શી અસર થશે એનો વિચાર નથી થતો, જે કરવા માટે પોતાની પૂરતી શક્તિ છે કે નહીં એનો વિચાર નથી કરવામાં આવતો તેમ જ એમાં હિંસા કેટલી છે, દુનિયાનો નાશ કેટલો છે, એનો પણ વિચાર નથી હોતો, અને કેવળ મોહથી શરૂ કરવામાં આવે છે, તે તામસ કર્મ છે. (૨૫)

કર્તા

૨૨૯. જે કર્તા સંગરહિત છે, અહંકારરહિત છે, ધૈર્ય અને ઉત્સાહથી ભરપૂર છે અને સિદ્ધિ અને અસિદ્ધિની બાબતમાં નિર્વિકારી છે, તે કર્તા સાત્ત્વિક ગણાય. (૨૬)

૨૩૦. જે કર્તાના હર્ષશોક ગયા નથી, જે હિંસાત્મક છે, મલિન છે, આસક્ત છે અને કર્મફળનો લોભી છે, તે કર્તા રાજસી છે. (૨૭)

૨૩૧. જે કર્તા યોગયુક્ત નથી, સંસ્કારી નથી, પણ અભિમાની, શઠ, આળસુ, વિષાદી અને દીર્ઘસૂત્રી છે, તે તામસી કહેવાય. (૨૮)

૨૩૯. જે પ્રારંભે ઝેર જેવું કડવું લાગે છે, પણ જેનાં ફળ મીઠાં હોય છે અને જે આત્મા અને પોતાની બુદ્ધિની પ્રસન્નતામાંથી ઉત્પન્ન થયેલું હોય છે તે સાત્ત્વિક સુખ છે. (૩૭)

૨૪૦. ઇન્દ્રિયોના એમના વિષયો સાથેના સંયોગને લીધે જે ઉત્પન્ન થાય છે, જે પ્રારંભે અમૃત જેવું મીઠું લાગે છે પણ પરિણામે ઝેર જેવું નીવડે છે તે રાજસી સુખ છે. (૩૮)

૨૪૧. અને જે નિદ્રા, આલસ્ય અને પ્રમાદમાંથી ઉત્પન્ન થાય છે અને પ્રારંભમાં તેમ જ તેના તમામ અનુબંધોમાં આત્માને મોહમાં નાખે છે તે તામસ સુખ છે. (૩૯)

૨૪૨. આમ ઇહલોકમાં કે પરલોકમાં આ ત્રણ ગુણોથી મુક્ત એવું કશું જ નથી. (૪૦)

*

૨૪૩. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ચારે વર્ણોમાં જે જે સ્વભાવનો ઉત્કર્ષ છે તે તે પ્રમાણે તેમનાં કર્મો વહેંચી આપેલાં છે. (૪૧)

૨૪૪. પઠનપાઠન, યજનયાજન અને દાન-પ્રતિગ્રહ એ બ્રાહ્મણોનાં છ કર્મો આપવાને બદલે ગીતાએ બ્રાહ્મણોના ખાસ સદ્‌ગુણોનો, ચારિત્ર્યનો અથવા ટેકનો ઉલ્લેખ કર્યો છે. ગીતાકાળના બ્રાહ્મણો યુદ્ધ પણ કરતા અને રાજ્ય પણ ચલાવતા; ગાયો પાળતા પણ ખરા અને ક્ષત્રિયો સાથે ભળીને ગાયો લૂંટીને આણતા પણ ખરા. તમામ વર્ણોના ગુરુ હોઈ એઓ બધાં જ કર્મોમાં અને હુન્નરોમાં કુશળ હશે. બ્રાહ્મણો વૈદું તો કરતા જ હતા, એટલે ગીતાએ કેવળ બ્રાહ્મણોના ટેકની વાત કરી છે.

શમ, દમ, શૌચ, ક્ષમા અને આર્જવ (સરળપણું), જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિક્ય એટલા ગુણો બ્રાહ્મણ માટે સ્વાભાવિક છે. આને જ ગીતાએ બ્રહ્મકર્મ કહ્યું છે! (૪૨)

૨૪૫. ક્ષાત્રકર્મ નીચે પ્રમાણે છે: શૌર્ય, તેજસ્વિતા, પ્રતિકૂળ પરિસ્થિતિમાં ટકવાની શક્તિ, કોઈ પણ ઠેકાણે ગાફેલ ન રહેતાં દક્ષ રહેવાનો સ્વભાવ, કાયર બની યુદ્ધમાંથી નાસી ન જવાની ટેક, દાનશીલતા અને રાજત્વના (પ્રભુપણાના) ગુણો એ બધું ક્ષત્રિયોમાં હોવું જોઈએ. (૪૩)

૨૪૬. કૃષિ, ગોપાલન અને વણજારનો ધંધો એ વૈશ્યો માટે સ્વાભાવિક છે.

જ્યારે શૂદ્રો માટે બીજાની સેવા અથવા પરિચર્યા એ જ સ્વધર્મ અને સ્વકર્મ છે. (૪૪)

૨૪૭. સમાજ-વ્યવસ્થા પ્રમાણે પોતાને ભાગે જે કામ આવ્યું હોય તેમાં જ પરોવાયેલા રહેવાથી માણસ જીવનનું સાફલ્ય મેળવી શકે છે. (૪૫)

### કર્તા

૨૨૯. જે કર્તા સંગરહિત છે, અહંકારરહિત છે, ધૈર્ય અને ઉત્સાહથી ભરપૂર છે અને સિદ્ધિ અને અસિદ્ધિની બાબતમાં નિર્વિકારી છે, તે કર્તા સાત્ત્વિક ગણાય. (૨૬)

૨૩૦. જે કર્તાના હર્ષશોક ગયા નથી, જે હિંસાત્મક છે, મલિન છે, આસક્ત છે અને કર્મફળનો લોભી છે, તે કર્તા રાજસી છે. (૨૭)

૨૩૧. જે કર્તા યોગયુક્ત નથી, સંસ્કારી નથી, પણ અભિમાની, શઠ, આળસુ, વિષાદી અને દીર્ઘસૂત્રી છે, તે તામસી કહેવાય. (૨૮)

### બુદ્ધિ

'સત્' અને 'અસત્' એ બે વચ્ચે જે વિવેક કરે, ભેદ ઓળખે તે બુદ્ધિ.

૨૩૨. પ્રવૃત્તિ અને નિવૃત્તિ, કાર્ય તેમ જ અકાર્ય, ભય અને અભય, બંધ તેમ જ મોક્ષ આ બબ્બે વચ્ચેનો ભેદ જે બરાબર જાણે છે તે બુદ્ધિ સાત્ત્વિક કહેવાય. (૩૦)

૨૩૩. જે બુદ્ધિ ધર્મ અને અધર્મ, કાર્ય અને અકાર્ય—કરવા જેવું અને ન કરવા જેવું—વચ્ચેનો ભેદ સમજે તો છે, પણ બરાબર રીતે નહીં, તે બુદ્ધિ રાજસી છે. (૩૧)

૨૩૪. અને જે બુદ્ધિ તમોગુણથી ઘેરાયેલી હોવાથી અધર્મને જ ધર્મ સમજે છે અને બધી વસ્તુઓ ઊંધી સમજે છે, તે તામસી છે. (૩૨)

### ધૃતિ

લાડુમાં કણકને એકત્ર રાખનાર જેમ ઘી હોય છે, પથરાને એકત્ર બાંધનાર જેમ ચૂનો કે સિમેંટ હોય છે, તેવી જ રીતે શક્તિ વડે સમાજમાં અનેક વ્યક્તિઓ એકબીજીને વળગી રહે છે અને તમામ વસ્તુઓ મળીને સંગઠિત બને છે, તે શક્તિનું નામ ધૃતિ છે. धारणात् धृतिः ।

૨૩૫. જે ધૃતિથી મન, પ્રાણ અને ઇન્દ્રિય એ બધાંની ક્રિયાઓ એકાગ્ર યોગથી એકસામટી ચાલે છે તે ધૃતિ સાત્ત્વિક છે. (૩૩)

૨૩૬. જે ધૃતિ વડે માણસ ધર્મ, અર્થ અને કામને વળગી રહે છે અને જે ફળની આકાંક્ષા રાખે છે તે ધૃતિ રાજસી છે. (૩૪)

૨૩૭. અને જે ધૃતિને કારણે માણસ સ્વપ્ન, ભય, શોક, વિષાદ અને મદ છોડતો જ નથી અને દુર્બુદ્ધિથી એમને પકડી જ રાખે છે એ ધૃતિ તામસી છે. (૩૫)

### સુખ

૨૩૮. ફરી ફરી અનુભવ કરવાથી જેમાં રસ પડે છે અને જેથી દુઃખનો અંત આવે છે તે જ સાચું સુખ. (૩૬)

૨૩૯. જે પ્રારંભે ઝેર જેવું કડવું લાગે છે, પણ જેનાં ફળ મીઠાં હોય છે અને જે આત્મા અને પોતાની બુદ્ધિની પ્રસન્નતામાંથી ઉત્પન્ન થયેલું હોય છે તે સાત્ત્વિક સુખ છે. (૩૭)

૨૪૦. ઇન્દ્રિયોના એમના વિષયો સાથેના સંયોગને લીધે જે ઉત્પન્ન થાય છે, જે પ્રારંભે અમૃત જેવું મીઠું લાગે છે પણ પરિણામે ઝેર જેવું નીવડે છે તે રાજસી સુખ છે. (૩૮)

૨૪૧. અને જે નિદ્રા, આલસ્ય અને પ્રમાદમાંથી ઉત્પન્ન થાય છે અને પ્રારંભમાં તેમ જ તેના તમામ અનુબંધોમાં આત્માને મોહમાં નાખે છે તે તામસ સુખ છે. (૩૯)

૨૪૨. આમ ઇહલોકમાં કે પરલોકમાં આ ત્રણ ગુણોથી મુક્ત એવું કશું જ નથી. (૪૦)

૨૪૩. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ચારે વર્ણોમાં જે જે સ્વભાવનો ઉત્કર્ષ છે તે તે પ્રમાણે તેમનાં કર્મો વહેંચી આપેલાં છે. (૪૧)

૨૪૪. પઠનપાઠન, યજનયાજન અને દાન-પ્રતિગ્રહ એ બ્રાહ્મણોનાં છ કર્મો આપવાને બદલે ગીતાએ બ્રાહ્મણોના ખાસ સદ્ગુણોનો, ચારિત્ર્યનો અથવા ટેકનો ઉલ્લેખ કર્યો છે. ગીતાકાળના બ્રાહ્મણો યુદ્ધ પણ કરતા અને રાજ્ય પણ ચલાવતા; ગાયો પાળતા પણ ખરા અને ક્ષત્રિયો સાથે ભળીને ગાયો લૂંટીને આણતા પણ ખરા. તમામ વર્ણોના ગુરુ હોઈ એઓ બધાં જ કર્મોમાં અને હુન્નરોમાં કુશળ હશે. બ્રાહ્મણો એટલું તો કરતા જ હતા, એટલે ગીતાએ કેવળ બ્રાહ્મણોના ટેકની વાત કરી છે.

શમ, દમ, શૌચ, ક્ષમા અને આર્જવ (સરળપણું), જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિક્ય એટલા ગુણો બ્રાહ્મણ માટે સ્વાભાવિક છે. આને જ ગીતાએ બ્રહ્મકર્મ કહ્યું છે! (૪૨)

૨૪૫. ક્ષાત્રકર્મ નીચે પ્રમાણે છે: શૌર્ય, તેજસ્વિતા, પ્રતિકૂળ પરિસ્થિતિમાં ટકવાની શક્તિ, કોઈ પણ ઠેકાણે ગાફેલ ન રહેતાં દક્ષ રહેવાનો સ્વભાવ, કાયર બની યુદ્ધમાંથી નાસી ન જવાની ટેક, દાનશીલતા અને રાજત્વના (પ્રભુપણાના) ગુણો એ બધું ક્ષત્રિયોમાં હોવું જોઈએ. (૪૩)

૨૪૬. કૃષિ, ગોપાલન અને વાણિજ્યનો ધંધો એ વૈશ્યો માટે સ્વાભાવિક છે.

જ્યારે શૂદ્રો માટે બીજાની સેવા અથવા પરિચર્યા એ જ સ્વધર્મ અને સ્વકર્મ છે. (૪૪)

૨૪૭. સમાજ-વ્યવસ્થા પ્રમાણે પોતાને ભાગે જે કામ આવ્યું હોય તેમાં જ પરોવાયેલા રહેવાથી માણસ જીવનનું સાફલ્ય મેળવી શકે છે. (૪૫)

૨૪૮. તે કેવી રીતે તે નીચે આપ્યું છે:

માણસ ધારે તો પોતાનાં સ્વધર્મ-કર્મને જ પ્રભુની અર્ચના બનાવી શકે. જેનામાંથી આ ભૂતમાત્ર ઉત્પન્ન થયું છે અને જેણે આ આખું વિશ્વ વ્યાપ્યું છે તે વિશ્વપ્રભુની સ્વકર્મ પાલનરૂપી પૂજા કરવાથી માણસને સિદ્ધિ મળે છે. (૪૬)

૨૪૯. સમાજ-વ્યવસ્થામાં પોતાને ભાગે આવેલું કામ તુચ્છ હોય, સદોષ હોય, તોયે તેનું જ પાલન કરવું જોઈએ. બીજાનું કામ આપણને સરસ રીતે કરતાં આવડે તોયે તેના લોભમાં ન પડવું.

પોતાને ભાગે આવેલું કામ સ્વધર્મ સમજીને કરવાથી એમાં દોષ હોય તોયે એનું પાપ આપણને લાગતું નથી. (૪૭)

૨૫૦. આ સૃષ્ટિની વ્યવસ્થામાં એક કર્તવ્યનું પાલન કરવા જતાં બીજે ક્યાંક દ્રોહ થવાનો સંભવ છે. જેમ અગ્નિ સાથે ધુમાડો છે જ તેમ સામાજિક કર્મ સાથે ક્યાંક દ્રોહ રહેલો છે જ. એવો દોષ દેખાતો હોય તોયે સામાજિક કર્તવ્ય છોડાય નહીં. સમાજને અર્થે – સર્વહિતને અર્થે કરેલું કામ ધર્મ સમજીને કરતાં પાપ નથી થતું. (૪૮)

૨૫૧. જે માણસે પોતાનું મન જીત્યું છે, બધી જાતની વાસના છોડી છે, બુદ્ધિ નિર્લેપ કરી છે, તે માણસ સંન્યાસવૃત્તિને કારણે નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત કરે છે. (કર્મ કરતાં છતાં એના બંધનમાં ન સપડાવું એને નૈષ્કર્મ્યસિદ્ધિ કહે છે. એ જેને પ્રાપ્ત થઈ તે હંમેશાં નિષ્પાપ રહે છે.) (૪૯)

૨૫૨. ભગવાન હવે આની સાધના આપે છે: શુદ્ધ બુદ્ધિ કેળવી, ધીરજ સાથે પોતા ઉપર કાબૂ મેળવી, શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ આદિ વિષયોનો ત્યાગ કરી, રાગદ્વેષને પરહરી, જે માણસ એકાંતમાં જાય, ખાવામાં સંયમ રાખે એટલે કે દરેક જાતના વિષયસેવનમાં મર્યાદા રાખે, શરીર અને મનને કાબૂમાં રાખે, ધ્યાનમાં મગ્ન રહે અને હંમેશાં વૈરાગ્ય ધારણ કરે, અહંકાર-બલ-દર્પ-કામ-ક્રોધ અને પરિગ્રહ એ બધાં છોડીને લોભરહિત શાંત થઈ જાય, તો એને બ્રહ્મપ્રાપ્તિ થાય જ છે. (૫૧, ૫૨, ૫૩)

૨૫૩. આવી રીતે જે બ્રહ્મભૂત થયો છે તે હંમેશાં પ્રસન્ન હોવાથી ન કશાની આશા કરે છે કે ન કશાનો શોક કરે છે. તમામ ભૂતો પ્રત્યે સમાનતા ધારણ કરવાથી એ મારી, ભગવાનની નિષ્કામ ભક્તિ કરી શકે છે. (૫૪)

એ ભક્તિ વડે એ મને, ભગવાનને પૂર્ણપણે તત્ત્વતઃ ઓળખે છે અને મને ઓળખી શકવાથી યથાકાળે મારામાં એ પ્રવેશ કરે છે. (૫૫)

આવી રીતે મારો આશ્રય મળ્યો એટલે પોતાનાં બધાં વિહિત કર્મો કરતો છતો મારી કૃપાથી શાશ્વત અને અવ્યય એવું સ્થાન એ પામે છે. (૫૬)

૨૫૪. જે માણસ પોતાનું ચિત્ત મારામાં પરોવે છે તે મારા પ્રસાદને કારણે બધાં સંકટો તરી જાય છે.

માણસ જો અહંકારને લીધે ઈશ્વરની પ્રેરણાને અનુકૂળ ન થાય, તો એનો નાશ થાય છે. (૫૮)

૨૫૫. ઈશ્વરની યોજનાને અનુકૂળ ન થવાનો પ્રયત્ન માણસ કરે તોયે અંતે એનું કશું ચાલતું નથી. એનો સ્વભાવ જ એને એના સ્વકર્મ તરફ ઘસડી લઈ જાય છે. માણસ જીદને લીધે કે મોહને લીધે જે કરવાની ના પાડે છે તે સ્વભાવને જોરે લાચાર થઈને કરે જ છે. (૫૯, ૬૦)

૨૫૬. ઈશ્વર બધાંનાં હૃદયમાં વસીને લોકો પાસેથી તેમનાં કામો કરાવે છે. જેમ કળસૂત્રનાં પૈડાં ઉપર બેસાડેલી મૂર્તિઓ એની મેળે ચકરચકર ફરે છે તેવી જ રીતે માણસ સ્વભાવથી બાંધેલો પોતાનાં કામો, ઈરાદો હોય કે ન હોય, કરે જ છે. (૬૧)

૨૫૭. આવી રીતે બધા પાસેથી એમનાં કામો કરાવનાર ભગવાનને જ આપણે શરણ જઈએ તો એની કૃપા વડે આપણને શાંતિ પણ મળશે અને શાશ્વત સ્થાન પણ મળશે. (૬૨)

૨૫૮. માણસને એનું કર્તવ્યકર્મ પૂરેપૂરું સમજાવ્યા પછી, કેમ વર્તવું એ બાબતમાં ઈશ્વર એને પૂર્ણ સ્વતંત્રતા આપે છે; એટલે જ ગીતાને અંતે શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે: આ ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન મેં તને આપ્યું તેનો પૂરેપૂરો વિચાર કરી તને જેમ ઠીક લાગે તેમ કરજે. (૬૩)

૨૫૯. ગીતાનો આખો બોધ આપ્યા પછી જે મહત્ત્વની વાત અર્ધે રસ્તે એટલે કે નવમા અધ્યાયને અંતે ભગવાને કહી હતી તે જ ફરી વાર કહે છે: તારું મન મારામાં પરોવ, મારો ભક્ત થા, મારે માટે યજ્ઞ કર, મારી આગળ નમ્ર થા. તું મને પ્રિય છે એટલે તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે આમ કરવાથી તું મારામાં સમાઈ જઈશ. (૬૫)

૨૬૦. જાતજાતના બધા ધર્મોને છોડી દઈ મારે એકલાને શરણે આવ. હું તને તમામ પાપોમાંથી મુક્ત કરીશ. તું ચિંતા કરીશ નહીં. (અહીં બધા ધર્મો એટલે હિંદુ, બૌદ્ધ, જૈન, શીખ વગેરે ધર્મો નહીં, પણ દેશધર્મ, કુળધર્મ, જાતિધર્મ, વયોધર્મ, શરીરધર્મ, કાળધર્મ, આપદ્ધર્મ ઇત્યાદિ.) એ બધા ધર્મો છોડી એક શરણાગતિનો ધર્મ રાખ્યો હોય તો માણસનો ઉદ્ધાર થયો જ છે. (૬૬)

૨૬૧. ગીતાશાસ્ત્ર જેવું રહસ્ય જ્ઞાન અને કર્તવ્યની સમજણ ગમે તેવા માણસ આગળ મુકાય નહીં. જે તપસ્વી નથી, ભક્ત નથી, શ્રદ્ધાપૂર્વક સાંભળવાની જેની દાનત નથી, એવો માણસ આવા શાસ્ત્રનો ઊંધો જ અર્થ કરવાનો, જે પોતાના ગુરુની અસૂયા કરે છે તેને પણ ધર્મશાસ્ત્ર સદતું નથી. એ દરેક વાતનો અવળો જ અર્થ કરશે. (૬૭)

૨૬૨. ગીતાને અંતે ભગવાન અર્જુનને પૂછે છે કે આ બધું એકાગ્ર મનથી

તેં સાંભળ્યું? તારો અજ્ઞાનજનિત મોહ નષ્ટ થયો? અર્જુન કબૂલાત આપે છે કે મારો મોહ નષ્ટ થયો છે, મને ભાન આવ્યું છે; તારી કૃપા વડે હું સંદેહમાંથી મુક્ત થયો છું; હવે જેમ તેં કહ્યું છે તેમ કરીશ. (૭૨, ૭૩)

અર્જુનનો વિષાદ ગયો અને એને ઠેકાણે એને પ્રસાદ મળ્યો.

૨૬૩. ગીતાને અંતે ગીતાકાર વ્યાસજી પોતાની શ્રદ્ધા વ્યક્ત કરે છે:

જ્યાં યોગેશ્વર કૃષ્ણ છે અને ધનુર્ધર પાર્થ છે, ત્યાં શ્રી વિજય કલ્યાણ અને ધ્રુવ નીતિ હોવાનાં જ. (૭૮)

અહીં ગીતાસાર પૂર્ણ થાય છે.

જેણે પોતે મૃત્યુના જ મુખે તેનું રહસ્ય સાંભ
અને જેણે તે રહસ્ય મેળવ્યું પણ ખરું, તે

તરુણ નચિકેતાને

ચરણે

અત્યંત આદર અને નમ્રતાપૂર્વક

અર્પણ

# પ્રસ્તાવના

કોણ કહે છે કે દુનિયામાં દુ:ખ નથી? દુનિયામાં દુ:ખ જ્યાં ત્યાં ફેલાયેલું છે. પણ જીવન આખું દુ:ખથી ભરેલું છે એમ કહેવું તે જીવન પ્રત્યે અન્યાય કરવા જેવું છે. દુનિયામાં સુખ પણ છે અને દુ:ખ પણ છે. ખાસ જાણવા જેવી વાત એ છે કે કેટલાંક સુખ સુખકર હોવા છતાં ઇચ્છવા જેવાં હોતાં નથી. એ તો ટાળવાં જ સારાં, કેમ કે અમુક સુખ માણસને ઉતારનારું, પાડનારું અને હીન બનાવનારું હોય છે. જે સુખ પ્રારંભમાં એટલે કે ભોગવતી વખતે અમૃત જેવું લાગે, પણ પરિણામે ઝેર જેવું હોય, તે સુખને ગીતાએ ટાળવા જેવું ગણ્યું છે. એના કરતાં પણ ઊતરતું સુખ ગીતાએ વર્ણવ્યું છે. સાર એ છે કે બધાં સુખ ઇચ્છવા જેવાં નથી હોતાં.

આ જ નિયમ દુ:ખને પણ લાગુ પાડવો જોઈએ. કેટલાંક દુ:ખ ખરેખર ટાળવા જેવાં જ હોય છે. એવાં દુ:ખ ટાળવાનો પૂરો પ્રયત્ન કરવો. કેટલાંક દુ:ખ ટાળવા જેવાં હોવા છતાં ટળાતાં નથી. એવાં દુ:ખ બહાદુરીથી સહન કર્યે જ છૂટકો. આવું દુ:ખ આવી પડે ત્યારે ડાહ્યો માણસ કહે છે કે આવા અનિષ્ટ પણ અપરિહાર્ય દુ:ખ વખતે રોવા ન બેસતાં એમાંથી પણ જે કાંઈ લાભ મેળવી શકાતો હોય તે મેળવવાનો પ્રયત્ન કરવો. ડાહ્યા માણસોએ ન ટળાય એવાં છ દુ:ખો વર્ણવ્યાં છે — જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, અપ્રિયની પ્રાપ્તિ અને પ્રિયનો વિયોગ. આ તો સ્થૂળ ગણના છે. એનો સ્વીકાર કરવો જ જોઈએ એવું નથી.

કેટલાંક દુ:ખ, દુ:ખ હોવા છતાં લાભદાયી હોઈ સ્વીકારવા જેવાં હોય છે. એવાં દુ:ખ ટાળવાનો પ્રયત્ન હાનિકારક થવાનો સંભવ હોય છે, કેટલાંક દુ:ખ આપણા જીવનમાં દાખલ થયાં એટલા માટે આપણે જીવનસ્વામી પ્રત્યે કૃતજ્ઞ થવું ઘટે, આવાં દુ:ખો ક્યાં એનો માણસે ઊંડો વિચાર કરવો જોઈએ.

આમ જે દૃષ્ટિ સુખદુ:ખ વિશે યોગ્ય છે તે જ મૃત્યુ વિશે પણ સાચી છે. મૃત્યુમાત્રની બીક રાખવી માણસને માટે યોગ્ય નથી. કોઈ સારા માણસનું મૃત્યુ થાય તો આપણને દુ:ખ થાય છે. 'એ સજ્જનનાં હવે દર્શન થવાનાં નથી, એનો સહવાસ નહીં મળે, એની કીમતી સેવા કાયમને માટે આપણે ખોઈ બેઠા' — એ જાતનું દુ:ખ જરૂર થવાનું. એવું દુ:ખ થાય એ સ્વાભાવિક છે. પણ એટલા પરથી આપણે અનુમાન ન બાંધીએ કે એ માણસ મરી ગયો એ ખોટું જ થયું. ખોટું થયું કે નહીં એ સ્વતંત્ર વસ્તુ છે. પરિસ્થિતિ ઉપરથી એ નક્કી થવાનું છે. છેલ્લે વિચાર કરવાનો કે જે મરણ કોઈને માટે ટળ્યું નથી, જે અપરિહાર્ય છે,

તેનો શોક ક્યાં સુધી કરીશું? શોક સ્વાભાવિક હોય તોયે તે ઓસરી જવો જોઈએ, કેમ કે શોક ચાલુ રાખવાથી કોઈની ઉન્નતિ થઈ નથી.

પણ આ ચોપડીમાં મેં એમ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે કે માણસ માને છે તેમ તમામ મૃત્યુ અનિષ્ટ નથી જ. મૃત્યુ એ ઈશ્વરની પ્રાણીઓ માટે ઉત્તમમાં ઉત્તમ ભેટ છે.

કોઈ કોઈનું ખૂન કરે એને પણ ઉત્તમ મૃત્યુ ગણવું એવો અર્થ કોઈ ન કરે. ખૂન કરનાર દુષ્ટ માણસ હોય, ખરાબ ઉદ્દેશથી ખૂન કરતો હોય, એ સજાને પાત્ર હોય. આપણે એવા ખૂનને પસંદ પણ ન કરીએ અને છતાં ખૂન થયા પછી આપણને લાગે કે આના કરતાં આ માણસને વધારે સારું મરણ આવી ન શકત.

માણસ પોતાના મૃત્યુની કલ્પનાથી ડરે, અકળાય એ તો કાયરતા જ છે. કોક કોક વાર સત્યાગ્રહી તરીકે, દેશરક્ષણને અર્થે અથવા સજ્જનોના બચાવને અર્થે, પ્રાણ અર્પણ કરવાનો વારો આવે ત્યારે માણસ પ્રસન્નતાપૂર્વક મૃત્યુને ભેટવા તૈયાર થઈ જાય, એવા દાખલા પણ માનવજીવનમાં મળે છે.

આપણે કોઈ પણ માણસને અકાળ મરણમાંથી બચાવવાનો પ્રયત્ન કરીએ એ સર્વથા યોગ્ય છે. કોઈના મરણથી આપણે દુ:ખી થઈએ એ પણ સમજાય એવી વસ્તુ છે પણ 'મરણ' એ દુ:ખ કરવા જેટલી અનિષ્ટ વસ્તુ છે એમ આપણે ન પણ માનીએ.

આશા રાખું છું કે વાચકો આ ચોપડીમાંના વિચારો ધ્યાનપૂર્વક વાંચશે અને એના પર પોતાનું ચિંતન ચલાવશે. પરિણામે મરણ વિશેની તેમની આંધળી બીક એની મેળે દૂર થશે. મરણ માટે આખા સમાજે પૂરતો વિચાર કરીને એને વિશેની 'અર્થ વગરની બીક' દૂર કરવી ઘટે.

વિવેકાનંદ પુણ્યતિથિ,
તા. ૪–૭–૧૯૬૯

કાકા કાલેલકર

# ૧. જીવન-સાધનાની પૂર્તિ : મૃત્યુ

જે જીવે છે તેને 'જીવ' કહે છે, 'જંતુ' પણ કહે છે, શ્વાસ લેવાનો પ્રાણ જેનામાં છે તેને 'પ્રાણી' કહે છે. જે શરીર ધારણ કરે છે, દેહમાં રહે છે, તેને 'દેહી' કહે છે. જેને મરવાનું છે, જે મરણને ટાળી નથી શકતા, તેને 'મર્ત્ય' કહે છે. કેટલા બધા સાચા અને સુંદર શબ્દો છે આ!

સઘળાં પ્રાણીઓને આ શબ્દો લાગુ પડે છે. મનુષ્ય પણ પ્રાણી છે, તેથી એ શબ્દો એનેય લાગુ પડે છે. પણ મનુષ્યમાં એક ખાસ શક્તિ છે – વિચાર કરવાની, મનન કરવાની. તેથી તો એ મનુષ્ય કહેવાય છે (मननात् मनुष्यः ।). મનન કરવાની આ શક્તિ મનુષ્યની વિશેષતા છે, વેદોમાં મનન કરનાર મનુષ્યને 'મન્તુ' કહ્યો છે. જંતુ-મંતુની જોડી સારી જામે છે. કેવી રીતે જીવવું તે બાબત મનન કરીને મનુષ્યે જીવન અંગે અનેક શાસ્ત્ર રચ્યાં છે અને પોતાને માટે 'જીવન-યોગ' તૈયાર કર્યો છે. શ્વાસ લેવાનો છે તો તે કઈ પદ્ધતિથી લેવો, તેનાથી શો ફાયદો થાય, તેનું પણ શાસ્ત્ર છે. એને કહે છે પ્રાણાયામ. હઠયોગ, રાજયોગ, ધ્યાનયોગ વગેરેમાં પ્રાણાયામનું મહત્ત્વ બતાવવામાં આવ્યું છે માણસ જીવે છે ખાઈ-પીને, તેથી આબોહવા કેવી હોવી જોઈએ, કેવો આહાર સારો, શું શું ખાવું, કેટલું ખાવું, એ બધાનું પણ એક મોટું શાસ્ત્ર માણસે રચ્યું છે. દેહને ટકાવી રાખવા-નો છે તેથી તે અંગે પણ જાતજાતનાં શાસ્ત્ર માણસે રચ્યાં છે. આમ, મનુષ્યે મનન કરીને, પ્રત્યક્ષ પ્રયોગો કરીને અને મળેલા અનુભવનું ચિંતન કરીને જ્ઞાનનાં કેટલાંય ક્ષેત્રો વિસ્તાર્યાં છે, અને જીવનને સફળ બનાવ્યું છે.

જીવનનો વિચાર કરીએ તેની સાથે મરણનો વિચાર પણ આવે જ આવે. વાક્યને અંતે પૂર્ણવિરામ આવે છે, દિવસભરની પ્રવૃત્તિ પછી નિદ્રા આવે છે, નાટક પૂરું થતાં પડદો પડી જાય છે, ભગવાનનાં દર્શન થતાં યાત્રાનો અંત આવે છે, તેવી જ રીતે જીવનને અંતે મરણ પામવાનું સૌભાગ્ય પ્રાણીમાત્રને સાંપડે છે. આવા અવશ્યંભાવી મરણનું, જીવનને કૃતાર્થ કરનારા દેહાન્ત કે પ્રાણાન્તનું ચિંતન માણસ ન કરે, મરણને સ્વીકારી લઈને તેનો લાભ ઉઠાવવાની યોજનાઓનો માણસ વિચાર ન કરે, તો તે ઇન્સાન નથી, હેવાન છે, એમ જ કહેવું પડે. કોઈકે કહ્યું છે કે મરણ ન હોત તો માણસને તત્ત્વજ્ઞાનની ભૂખ પણ ન હોત. મરણ એ એક એવી અદ્ભુત સમસ્યા છે કે તેને કારણે જીવનનો અર્થ ઘટાવવાની માણસને ફરજ પડે છે. દુનિયાના સઘળા મનીષીઓએ જીવન અંગે ચિંતન કરીને મરણનું રહસ્ય ઉકેલવાનો પ્રયત્ન કર્યો છે.

મરણ શું છે? મરણને પેલે પાર શું છે? એ સવાલોના જવાબ શોધનાર આપણા પૂર્વજોમાં એક જુવાન હતો. એનું નામ નચિકેતા. દેવ, માનવ અને દાનવ એ ત્રણેએ કરેલું ચિંતન એણે સાંભળ્યું, પણ તેથી એને સંતોષ ન થયો. તે સીધો પહોંચી ગયો મરણને આંગણે અને ત્યાં આરંભ્યો ઉપવાસ. ત્રણ દિવસ બાદ યમરાજની મુલાકાત થતાં એમની પાસેથી, ખુદ મૃત્યુ પાસેથી, એણે મૃત્યુનું રહસ્ય જાણવાની આગ્રહ અને દૃઢતાપૂર્વક માગણી કરી. યમરાજે પ્રસન્ન થઈને બધું સમજાવ્યું. તેથી આ પુસ્તક મેં અત્યંત આદર અને નમ્રતાપૂર્વક નચિકેતાને અર્પણ કર્યું છે.

કેમ નાહવું, કેમ ખાવું, કેમ સૂવું, કેમ લખવું-વાંચવું, હિસાબ કેમ કરવો, કેમ હરવું-ફરવું જેવી અનેક બાબતો બાળકોને આપણે શીખવીએ છીએ. સ્ત્રીપુરુષ-સંબંધ તે શું? લગ્નનો શો અર્થ? ગૃહસ્થાશ્રમ કેમ માંડવો? આવું બધું પણ પુત્ર-પુત્રીઓ ઉંમરલાયક થાય ત્યારે એમને શીખવીએ છીએ. દિવસે દિવસે વિદ્યાઓ તો વધતી જ જાય છે. માત્ર એક જ વિષયનું જ્ઞાન — કે જે અત્યંત આવશ્યક છે તે જ આપણે નથી આપતા: મૃત્યુ અંગેનું. કોઈ વ્યક્તિ ક્યારેય પણ બીમાર ન પડતી હોય તો આરોગ્યનું શાસ્ત્ર જાણ્યા વિના તેનું કામ કદાચ ચાલે, પરંતુ મરણ તો દરેક પ્રાણીનું થવાનું જ છે. ક્યારેય કોઈનું મરણ ટળ્યું નથી. તો હવે સવાલ એ છે કે આપણે મરણની બાબતમાં લોકોને શું શીખવીએ છીએ? કશું જ નહીં. હા, મરણથી ડરવાનું અને મરણથી દૂર ભાગવાનું આપણે જરૂર શીખવીએ છીએ. પરંતુ એમ તો પશુપક્ષી, કીડી, મંકોડા, બધાં જ, વિના શીખવ્યે મરણથી ડરે છે. મરણથી દૂર ભાગે છે, અને લાચારી અનુભવતાં મરણને વશ થાય છે.

આથી, મનનશીલ મનુષ્યે થોડું વધારે ચિંતન-મનન કરવું જોઈએ. જે લોકોએ મરણના પ્રયોગો કર્યા છે તેમનો અનુભવ પણ સમજી લેવો જોઈએ. આ પ્રકારનું શ્રવણ, મનન અને ચિંતન કરીને હું જે કાંઈ પામ્યો છું તેનો નાનકડો સંગ્રહ કરી, એ તમામનો સાર મેં આ પુસ્તકમાંના લેખોમાં આપ્યો છે. મને લાગ્યું છે કે મરણ સાચે જ 'પરમ સખા' છે. જીવનને કૃતાર્થ કરવું હોય તો મરણ જોઈએ જ.

એક દિવસ મરણ અંગે સમજૂતી આપતાં જરા આવેશમાં આવી જઈને મેં કહ્યું હતું: "પ્રાણીમાત્ર માટે ઈશ્વરની સૌથી શ્રેષ્ઠ ભેંટ કે વરદાન જો કોઈ હોય, પરમાત્માએ આપેલી સારામાં સારી કીમતી ચીજ જો કોઈ હોય, તો તે મરણ જ છે. ભગવાન મારી પાસેથી જો મરણને જ પડાવી લે, તો તેની સામે સત્યાગ્રહ આદરીને હું તો આત્મહત્યા પણ કરું. જો સતત જીવવું હોય તો વચ્ચે વચ્ચે મરણની સગવડ હોવી જોઈએ." હિંદી ભાષાના બે શબ્દોના સામ્યનો લાભ લઈને મેં ઉમેર્યું હતું: "मीच हमारा अच्छे – से अच्छा मीत है।" (મોત આપણો સારામાં સારો મિત્ર છે.) એ અંગે આવશ્યક મનન વાચકને આ પુસ્તકમાં મળશે.

હવે સવાલ એ થાય છે કે આવા સારા કલ્યાણકારી મૃત્યુને ભગવાને આવું

દુ:ખપૂર્ણ અને ભયાનક શા માટે બનાવ્યું હશે? મારે કહેવાનું એ છે કે ભગવાને મૃત્યુને દુ:ખપૂર્ણ બનાવ્યું છે અવશ્ય, પરંતુ એણે એને ભયાનક નથી બનાવ્યું. મૃત્યુને ભયાનક બનાવનાર તો મનુષ્ય જ છે. મૃત્યુની ભયાનકતાનો ખ્યાલ દૂર કરવાની ઇચ્છાએ જ મને આ પુસ્તક લખવા પ્રેર્યો છે.

પ્રાણીઓને માટે, અને ખાસ તો મનુષ્યને માટે, જીવન અને મરણ બંને એકસરખાં મહત્ત્વનાં છે. એકના વગર બીજાનો કશો જ અર્થ રહેતો નથી. એ જ રીતે સુખ અને દુ:ખ પણ મનુષ્યને માટે એકસરખું જ મહત્ત્વ ધરાવે છે. જીવન માટે બન્નેની જરૂર છે. જીવનમાં એકલું સુખ જ હોય તો જીવન વિકૃત થઈ જાય. જીવનમાં કેવળ દુ:ખ જ હોય તોપણ જીવન અસહ્ય અને વિકૃત બની જાય. ગીતા કહે છે: "સુખ અને દુ:ખ, લાભ અને હાનિ, જય અને પરાજય, ત્રણેને સમાન સમજવાં." મને લાગે છે કે ગીતાનો આ બોધ મનુષ્યને માટે અત્યંત આવશ્યક અને હિતકારી છે.

સુખ અને દુ:ખ એ બેમાં સુખ છે કેવળ પોષક, જ્યારે દુ:ખ બોધક છે. સુખ જીવનરૂપી મહાસાગરમાં કેમ તરવું તે શીખવે છે, દુ:ખ એ મહાસાગરમાં ડૂબકી લગાવીને તેની અંદરથી મહાન તત્ત્વરૂપી મોતી લઈ આવવાની કળા અને હિંમત આપે છે. કોઈ બુદ્ધિશાળી વિદ્વાને જ્યારે એમ કહ્યું કે "सर्वं दु:खं मनीषिणाम्" ત્યારે તેણે દુ:ખથી ભાગી છૂટવાનું શીખવ્યું ન હતું. મારી માન્યતા તો એ છે કે સુખ મનુષ્યને છીછરો બનાવી શકે, એને મોહમાયામાં ફસાવી શકે. જીવનને સમજવાની બુદ્ધિ અને જીવન જીવવાની હિંમત તો આપણને દુ:ખમાંથી જ મળે છે. એથી જ મેં કહ્યું, "दु:खं सत्यं, सुखं माया, दु:खं जन्तो: परं धनम्।" (દુ:ખ સત્ય છે, સુખ માયા છે. દુ:ખ એ મનુષ્યનું પરમ ધન છે.)

મરણ જેવા પરમ સખાની સાથે જો સુખને જોડી દેવામાં આવે તો મનુષ્યની લેશમાત્ર પ્રતિષ્ઠા ન રહે. મહાત્મા મરણની સાથે મહાત્મા દુ:ખને પણ જોડી દેવું ઉચિત છે.

અસ્તુ. મરણનું ચિંતન વાચકો સમક્ષ રજૂ કરવું તે મનુષ્ય-જીવનની ઉત્તમ સેવા છે એમ હું માનું છું. એટલું ઠીક છે કે આ પ્રકારનું ચિંતન આપણા સાહિત્યમાં ક્યાંક ક્યાંક મળી આવે છે, પરંતુ તે એકત્રિત સ્વરૂપે મળતું નથી.

થોડાંક વર્ષો પહેલાં અમદાવાદના પ્રો. દાવરે પોતાનું એક મૂલ્યવાન પુસ્તક મને ભેટ આપ્યું હતું. એ પુસ્તકનું નામ છે 'મોત પર મનન'. મને એ પુસ્તક ગમ્યું હતું. પણ મેં મારા આ પુસ્તકમાં જે આપ્યું છે તે માટે મૌલિકતાનો દાવો હું કરી શકું.

મારા આ જન્મનો જીવનકાળ મોટે ભાગે પૂરો થયો છે. જે થોડો સમય બાકી છે તેને માટે મને કશી ચિંતા નથી. જે ચિંતને મને સંતોષ આપ્યો છે તેનો ઉપભોગ ઇષ્ટજનોની સાથે કરવો જરૂરી હતો. આ પુસ્તક દ્વારા એ કાર્ય કર્યું છે.

# ૨. મંગલ મંદિર ખોલો

જીવન અને મરણ આ વિરાટ જીવનની જ બે બાજુઓ છે. વધારામાં એમ પણ કહી શકાય કે તે બે પરમાત્માની જ વિભૂતિ છે. એ બેમાં જીવન માણસની કપરી કસોટી છે, તો મરણ તે ક્ષમાશીલ અને પરમ કરુણાકરની દયા છે. મૃત્યુ સમયે માણસને જે વેદના થાય છે તે મૃત્યુને કારણે થતી નથી. મૃત્યુમાં સાચેસાચ ઊંઘ જેટલી જ મીઠાશ છે. મૃત્યુ સમયે જે વેદના થાય છે તે જીવનને કારણે થાય છે. જીવન પોતાનો કાબૂ છોડવા માગતું નથી. તેના આ લોભના ખેંચાણમાંથી વેદના જન્મે છે. મૃત્યુ આમ તો ધીરજવાળું છે. તે પોતાની પાસેથી જોઈએ તેટલી સગવડ જીવનને આપે છે. જીવન જ્યારે હાર સ્વીકારી લે છે અને પોતાનો આગ્રહ છોડી દે છે ત્યારે જ મરણ પોતાની પાંખ પસારી પ્રાણીને પોતાની છત્રછાયામાં લે છે.

જીવનને માણસ સુખરૂપ માને છે, મરણને મહાન સંકટરૂપ! પણ કુદરતમાં જેવી રીતે દિવસ પછી રાતનું સ્થાન છે, તેની ઉપયોગિતા અને સુંદરતા જ નહીં પણ તેનો વૈભવ પણ છે, તેવી જ રીતે મરણનાં પણ ઉપયોગિતા, સૌંદર્ય અને વૈભવ છે. તેની ઉપયોગિતા કદાચ આપણને એકદમ નહીં સમજાય, પણ મરણની ભવ્યતા અને તેની ઉપકારક સુંદરતા તો સહજ ધ્યાનમાં આવવી જોઈએ. વ્યાકુળ માણસને તે સમજાતી નથી, પણ તે માટે મરણનો દોષ કાઢી નહીં શકાય.

થાકેલો મજૂર વિસામો ઇચ્છે છે. દિવસભર નાચીકૂદીને ખૂબ થાકી ગયેલું બાળક ઊંઘની સોડમાં ભરાય છે. પાકેલું ફળ પોતે જ નીચે પડી જમીનમાં દટાઈ જઈને નવો પ્રવાસ શરૂ કરવા માટે વૃક્ષ-માતાનો સંબંધ છોડી દે છે. તે જ પ્રમાણે માણસે પોતાનું જીવન પૂરું કરીને તે પછી અનાસક્તભાવે તેનો ત્યાગ કરવાનું જ શીખવું જોઈએ અને નવી તક માટે પરવાનારૂપ થનાર મરણનું ઉત્સાહથી સ્વાગત કરવું જોઈએ.

માણસ પાસે પ્રસન્નતા હોય તો તેને જેવી ઉત્તમ રીતે, ઉત્સાહપૂર્વક જીવતાં આવડે, તેવી જ રીતે શાંતિ અને શોભાથી તેને જીવન પૂરું કરતાં પણ આવડવું જોઈએ. પરાક્રમ કર્યા પછી માણસને જે રીતે અત્યંત માનભર્યું સ્થાન કે ચંદ્રક મળે છે, તે જ પ્રમાણે જીવનને અંતે તેણે મરણની કૃતાર્થતા સ્વીકારવા માટે તૈયાર રહેવું જોઈએ.

મરણ સાચે જ મુક્તિરૂપ છે. વાસનાએ તેને ક્લેશકારક અને કલુષિત કર્યું ન હોય તો તે પરમ મિત્ર છે એ વાત સહજ ધ્યાનમાં આવશે. તે મિત્ર હોય કે

વકીલ લેખ. પણ તે સ્નેહપૂર્ણ અને દયાળુ તો છે જ. તેના મંદિરનાં દ્વાર મંગલ-મય છે. લોકો મરણની તુલના ઘોર અંધકાર સાથે કરે છે અને જીવનને પ્રકાશરૂપ માને છે. દિવસના સફેદ અંધકાર અંગે અને રાત્રિના કાળા પ્રકાશ અંગે મેં જે અન્યત્ર લખ્યું છે તે અહીં પણ લાગુ પડે છે.

જંગલ પાર કરીને જ્યારે આપણે ખુલ્લા વાતાવરણમાં આવીએ ત્યારે આપણને જેવો ઉત્સાહભર્યો આનંદ થાય છે તેવા જ આનંદ જીવનરૂપી વન વટાવી ગયા બાદ અને અંધારભર્યો માર્ગ પસાર કરી ચૂક્યા બાદ જે જ્યોતિ-લોક આપણને પ્રાપ્ત થાય તે વેળા થવો જોઈએ. આ જ્યોતિલોકના પ્રકાશમાં આપણે ભગવાન મૃત્યુના હૃદયમાં વાજતેગાજતે સ્થાન મેળવવું જોઈએ. પરદેશ જઈને પુરુષાર્થ કરનાર પ્રવાસીને જેવું સ્વદેશનું અખંડ સ્મરણ થતું રહે અને સ્વદેશના નામનો તે જેવો અખંડ જપ કરતો રહે, તે જ રીતે માણસ જ્યારે મરણના વિરહમાં જ જીવન પૂરું કરે ત્યારે અંતે તેનો અજંપો શાંત થવાનો જ; અને ભગવાન મરણ પાસેથી મળનારા અમૃત-રસમાં તે ડૂબકી મારીને તૃપ્ત થવાનો. કારણ એ છે કે મૃત્યુ જીવનનું માત્ર પૂર્ણવિરામ નથી, પરંતુ અમર-લોકમાં પ્રવેશ કરવાનું તે દ્વાર પણ છે. મરણનું સ્મરણ સેવીને જે અલિપ્તપણે જીવી શકે તેને જ તે અમર-લોકનો અધિકાર પ્રાપ્ત થાય છે. પણ જે પ્રાકૃત મનુષ્યો મનમાં દુઃખ અનુભવતા મરણની પાસે જાય છે તેમને તે ક્ષુદ્ર ગણીને ફરી ફરીને જીવનક્ષેત્રમાં ધકેલે છે.

જેઓ મરણને ઓળખે છે અને જીવભાવે તેની સાથે પ્રેમ કરે છે, તેમને જ જીવનનો સાચો માર્ગ અને સાચો આનંદ સાંપડે છે.

૧૯૩૯

## ૩. મૃત્યુનું તર્પણ – ૧

સહુ કોઈ કહે છે કે મરણ સર્વથા અનિષ્ટ છે. પણ શું એ વાત સાચી છે? માણસને પોતાનું અને પોતાનાં આપ્તજનોનું મરણ ભલે અનિષ્ટ લાગતું હોય, પરંતુ એને બીજા લોકોનું મરણ ખાસ કઠતું હોય તેવું જણાતું નથી. વ્યાપક દૃષ્ટિએ જોઈએ તો માણસ પોતાના આહાર માટે, અથવા મનોવિનોદ માટે જે પશુપક્ષીઓને હણે છે તેમનું મરણ તો એને ઇષ્ટ જ લાગતું હોય છે. જ્યારે આપણે કોઈ સડેલી ચીજ તડકે નાખીએ ત્યારે આપણે તેમાં પડેલાં જંતુઓનું મરણ જ ઇચ્છીએ છીએ. જ્યારે આપણે પીવાનું પાણી ઉકાળીએ છીએ ત્યારે આપણે તેમાં રહેનારાં અસંખ્ય જંતુઓનું પણ મરણ જ ઇચ્છીએ છીએ. ડૉક્ટરો જ્યારે જંતુનાશક દવાઓનો ઉપયોગ કરે છે ત્યારે તેઓ પાંચ-દસ કે સો-પચાસ નહીં, પરંતુ કરોડો જંતુઓનો સંહાર જ ઇચ્છતા હોય છે.

આ રીતે જોતાં આપણે ડગલે ને પગલે મરણ ઇચ્છતા હોઈએ છીએ, મરણની સહાય લેતા હોઈએ છીએ અને મરણ માટે સર્વ સામગ્રી તૈયાર રાખતા હોઈએ છીએ.

હવે મનુષ્ય-મનુષ્ય વચ્ચેના વ્યવહારનો વિચાર કરીએ. આજનાં મહાયુદ્ધોમાં શું ચાલી રહ્યું છે? જર્મનો લંડનવાસીઓનો સંહાર કરવા ઇચ્છે છે, જ્યારે બ્રિટિશ બૉમ્બર જર્મનોનો કચ્ચરઘાણ કરીને ખુશ થઈ જાય છે! હવે એમ કોણ કહી શકશે કે મનુષ્યના મરણને બધા જ માણસો અનિષ્ટ માને છે? જ્યારે ન્યાયાધીશ કોઈ ખૂન કરનાર વ્યક્તિને ફાંસીની સજા ફરમાવે છે ત્યારે તે ખૂની અને એ ન્યાયાધીશ બંને મૃત્યુના ચાહક હોય છે. ખૂનીએ પોતાના દુશ્મનનું મરણ ઇચ્છયું એટલે ન્યાયાધીશે પણ સમાજના પ્રતિનિધિ બનીને ખૂનીને મરણની સજા કરી. એકનું કૃત્ય સમાજદ્રોહ ગણાયું, બીજાનું સમાજસેવા! આ બેમાં આવો મહત્ત્વનો ફરક હોવા છતાં પણ બંને જણા મૃત્યુના જ શુભેચ્છક સાબિત થાય છે, એમાં શક નથી.

અને શું માણસ પોતાના મૃત્યુને પણ હંમેશાં અનિષ્ટ જ સમજે છે? નિરાશ થઈને આત્મહત્યા કરવા તૈયાર થયો હોય એવા કમનસીબ માણસને જઈને પૂછો. શું તે મૃત્યુને અનિષ્ટ સમજે છે? વળી, જેમની ભોગેન્દ્રિય ને જ્ઞાનેન્દ્રિયે રજા લીધી છે, છતાં લોભ ને પ્રાણ જેમનો કેડો નથી છોડતા તેવાં પેલાં ડોસાડોસીઓને પણ પૂછી જોજો. તેઓ પણ કહેશે કે અમે રાતદિવસ એ જ પ્રાર્થના કરીએ છીએ કે 'હે ભગવાન! અમને મોત આપ." પ્રેમી વ્યક્તિ પણ કેટલીક વાર એવી જ ઇચ્છા રાખે છે કે પોતાના પ્રિય પાત્રની અસહ્ય પીડા દૂર કરવા સારુ જો મરણ જ એકમાત્ર ઇલાજ હોય, તો તે નિષ્ઠાવાન મિત્ર મરણને મોકલી આપવામાં ભગવાન ક્ષણનો પણ વિલંબ ન કરે.

મહાદજી શિંદેના એક સરદારને દુશ્મનોએ તોપે દીધો. ખૂબ ઘાયલ થયેલો તે કિલ્લાની દીવાલ ઉપરથી નીચે ફેંકાયો. પરંતુ તેના પ્રાણ ન ગયા. અસહ્ય પીડાથી વ્યાકુળ બનેલો તે આતુરતાથી રાહ જોવા લાગ્યો કે કોઈ દયાળુ વટેમાર્ગુ મદદે આવી તેને મરણનો ભેટો કરાવે છે? જ્યારે એવો એક પથિક મિત્ર મળી ગયો ત્યારે તેણે તેની પાસે સ્વાભિમાનપૂર્વક મરણદાનની યાચના કરી.

કાયર થઈને જીવનદાન માગનારા ઘણા મળી આવે, પરંતુ મસ્ત થઈને મરણદાનની યાચના કરનારા પણ ક્યારેક ક્યારેક નીકળી આવે ખરો.

જો દુનિયામાં મરણ ન હોત તો નવાં નવાં પ્રાણી જન્મ પણ ન લેત. જન્મ અને મરણ એક જ સિક્કાની બે બાજુઓ છે. મરણ છે તેને લીધે જ દુનિયાનાં જમાઉધાર પાસાં બરાબર રહે છે. મરણની કોઈએ નફરત ન કરવી, મરણની કોઈએ શિકાયત ન કરવી. એ સહુનો પરમ મિત્ર છે. એ સર્વસમર્થ છે. એણે ક્યારેય પણ કોઈને પણ નિરાશ કર્યા નથી.

આશ્ચર્યની વાત તો એ છે કે દરેક પ્રાણી મરણશીલ હોવા છતાં મરણનું સાચું સ્વરૂપ કોઈ જાણી શકતું નથી. સામાન્ય લોકો મરણથી એટલા બધા ડરતા હોય છે કે મૂળમાં મરણ શી ચીજ છે ને કોઈ વિચારતું નથી! મૃત્યુ સમયે શરીરમાં અસહ્ય વેદના થતી હોવાથી લોકો મરણને નફરત કરે છે. પણ તે યોગ્ય છે? મરણ તો વેદનામાંથી મુક્તિ આપે છે. રોગ થાય તો તેને મટાડવા માટે આપણી પાસે આવેલા ડૉક્ટરને જ દુષ્ટ માનવો એ જેટલું ન્યાયી છે, એટલું જ ન્યાયી માણસને રોગનો, મારનો, નિરાશાનો, કે એવો જ કોઈ આઘાત અસહ્ય બની જતો હોય ત્યારે એની યાતના દૂર કરવા સારુ જે મરણ આવે તેને દોષ દેવો તે છે. જ્યારે કોઈ માણસ ચિંતાને કારણે, અપમાનને કારણે, અથવા કોઈ રોગને કારણે પોતાની પથારીમાં લગભગ આખી રાત તરફડતો રહે અને છેવટે દયાળુ નિદ્રા આવીને તેને શાંત કરે, ત્યારે નિદ્રા તેની વેરણ છે એમ કોઈ નથી કહેતું. એક અંગ્રેજ કવિ પોતાના નિદ્રાસ્તોત્રમાં નિદ્રાને 'કાઇન્ડ નર્સ ઑફ મૅન' — 'મનુષ્યોની દયાળુ પરિચારિકા' કહે છે. મરણને પણ જો ન્યાય કરવો હોય તો તેને મનુષ્યનો પરમ મિત્ર કહેવો જોઈએ. મોટા મોટા ધન્વંતરિ અને મનોવૈજ્ઞાનિકો પણ જે શાંતિ અને સાંત્વન માણસને આપી નથી શકતા તે આ પરમ સખા નિશ્ચિત અને સ્થાયીરૂપે આપે છે.

લોકો કહે છે કે આ રીતે મરણનું કાવ્યમય વર્ણન કરવાથી કંઈ એ મરણ વહાલું થોડું જ લાગવાનું હતું? વાત સાચી છે પણ મરણ એટલું અનિવાર્ય અને અવશ્યંભાવી છે કે તેની સિફારસ કરીને તેનો સ્વીકાર કરાવવાની જરૂર જ નથી. મારે તો માત્ર એક દુઃખ અને બીજા દુઃખની વચ્ચેનો મોટો ભેદ બતાવવો છે. જીવનનો વિયોગ થશે એ કારણે માણસને જે દુઃખ થાય છે એ દુઃખ એક પ્રકારનું છે અને મરણની પૂર્વે જે શારીરિક વેદના થાય છે તેનું દુઃખ બીજા પ્રકારનું છે. એ બંનેને માટે મરણ લેશમાત્ર જવાબદાર નથી. મરણ તો પોતાનું સેવાકાર્ય કરી દઈને મનુષ્યને દુઃખમુક્ત કરે છે, એટલું જ મારે તો બતાવવું છે.

ગીતામાં કહ્યું છે કે જેવી રીતે કપડાં જૂનાં થતાં તેમને ત્યજીને આપણે નવાં કપડાં પહેરીએ છીએ તેવી જ રીતે એક દેહ જીર્ણ થતાં તેને ત્યજીને માણસ બીજો દેહ ધારણ કરે છે. આમાં દુઃખી થવા જેવું શું છે?

પણ આ જાતનું આશ્વાસન સહુને આપી શકાશે નહીં. કોઈ નવજુવાનનું, તેની શારીરિક અને માનસિક શક્તિઓ ઉત્તમ હાલતમાં હોય ત્યારે, ખૂન થાય અથવા તો કોઈ દુર્ઘટનામાં તે માર્યો જાય, ત્યારે આપણે એવું આશ્વાસન શી રીતે લઈ શકીએ કે જે વસ્ત્ર તજી દેવામાં આવ્યું તે તો જૂનું હતું? અભિમન્યુ ચક્રવ્યૂહમાં માર્યો ગયો ત્યારે શું અર્જુન એમ માની શકે કે તેના પુત્રનું શરીર જીર્ણશીર્ણ થઈ ગયું હોવાથી તેણે તેને ત્યજી દીધું, અને એનું પોતાનું શરીર એટલું જીર્ણ નહોતું થયું એટલે એ પોતે જીવતો રહ્યો?

વસ્ત્ર વિના કોઈ પણ જીવાત્મા રહી જ શકતો નથી એવા વિશ્વાસમાંથી જ આશ્વાસન મળી શકે. જે વસ્ત્ર ત્યજવામાં આવે તે ભલે જીર્ણ હોય કે નવું હોય, પણ તેને ત્યજી દેતાંવેંત બીજું વસ્ત્ર (દેહ) મળવાનું જ છે. પ્રાણીમાત્ર માટે દેહ ધારણ આવશ્ય છે એવી માન્યતા એક મોટું આશ્વાસન બની શકે.

આ પ્રશ્ન હવે એક બીજી દૃષ્ટિએ આપણે તપાસીએ. આપણી મોક્ષની કલ્પના શી છે? એક વાર શરીર છૂટી ગયા પછી ફરી વાર શરીર ધારણ કરવું જ ન પડે તો સારું એવી આપણી ઇચ્છા હોય છે. કબીરે યોગ્ય જ કહ્યું છે કે મનુષ્યે મરતાં પણ શીખવું જોઈએ. જો મરવું જ હોય તો પછી એવું મરવું જોઈએ કે ફરીથી જન્મવું જ ન પડે. જેઓ મૃત્યુથી ડરે છે તેઓ જીવન ઇચ્છે છે, પણ જે લોકોએ ઐહિક જીવનના – દેહધારી અવસ્થાના – નશ્વર સ્વરૂપને સારી રીતે જાણી લીધું છે, તેઓ તો નથી ગભરાતા જીવનથી કે નથી ગભરાતા મૃત્યુથી. તેઓ કહે છે કે અપકવ મૃત્યુ થાય તો ફરી જન્મ લેવો પડે. કોઈ ચીજ ખરાબ હોય તો તે છે જીવન. બૌદ્ધો પણ જીવનના બંધનમાંથી મુક્ત થઈને નિર્વાણની શૂન્યતામાં પ્રવેશ કરવા ઇચ્છે છે.

ત્યારે જીવન શું છે એ સવાલ આપણી સામે ખડો થાય છે. જીવન એક સાધના છે કે સજા?

જ્યાં લગી આપણે જીવનને નથી જાણી શકયા ત્યાં લગી મરણને પણ નથી જાણી શકવાના. બચપણથી જ આપણે સ્વીકારી લીધું છે કે જીવન અને મરણ પરસ્પર વિરોધી છે. એક હોય ત્યાં બીજું ન હોય. જ્યાં પ્રકાશ નથી ત્યાં અંધારું છે. એ જ રીતે જ્યાં મરણ આવી પહોંચે ત્યાં જીવન ખતમ થઈ જાય. આ સરખામણી જાણીજોઈને ઊલટા રૂપમાં રજૂ કરી છે પણ તેનું ઉલટાવેલું સ્વરૂપ શકય જ નથી. શું આપણે એમ કહીશું કે જ્યાં અંધારું નથી ત્યાં પ્રકાશ છે અથવા જ્યાં મરણ નથી ત્યાં જીવન છે? સાચી રીતે જોઈએ તો જીવન પર મરણની કશી જ અસર થતી નથી. દેખતી આંખને મટકું મારવાની જેટલી કિંમત છે તેટલી જ જીવનને માટે મરણની કિંમત છે. મરણ નથી જીવનમાં બાધા નાખી શકતું કે નથી તેને વધારી કે ઘટાડી શકતું. જીવન તો સદા ચાલુ જ રહે છે. અનેક મૃત્યુ આવે અને જાય તોપણ જીવનનો પ્રવાહ તો નાટકની જેમ ચાલુ જ રહે છે. સમયે સમયે મૃત્યુનો પડદો પડે છે તે ઇષ્ટ જ છે, નહીં તો નાટક ભારરૂપ બની જાય.

મરણ અવશ્યંભાવી છે તેમાં સંદેહ નથી, પરંતુ મરણની ઉપયોગિતા શી છે? અથવા જો તે ઉપયોગી હોય તો ઋતુચક્રની માફક તે નિશ્ચિત સમયે શા માટે નથી આવતું?

ગણિતમાં આપણે સ્લેટ ભૂંસીએ તેના જ જેવી મરણની ઉપયોગિતા છે. ગણિતનો દાખલો કરતાં કરતાં જ્યારે સ્લેટ ભરાઈ જાય ત્યારે દાખલો આગળ

ચલાવવા માટે જેટલા આંકડા જરૂરી હોય તેટલા જ સ્લેટ પર રહેવા દઈ બાકીનો બધો વિસ્તાર ભૂંસી નાખવામાં આવે છે. જો આપણે એમ ન કરીએ તો સ્લેટ ફરી કામ નહીં લાગે, અને ગણિત પણ આગળ નહીં વધી શકે. જીવનમાં આપણે જે કંઈ મેળવીએ તે બધું આપણે અહીં ને અહીં જ છોડીને વિદાય લેવાની છે. છતાં જે કેટલાક આંતરિક લાભ આપણે પામ્યા હોઈએ તેને સાથે લઈને આપણે આગળ વધીએ છીએ. પરસ્પરપદી લાભ આ જન્મ માટે છે ને આત્મનેપદી લાભ જન્મજન્માંતરમાં કામ આવે છે. પરસ્મૈપદી લાભનો ભાર જો વધતો જ જાય તો જોતજોતામાં માણસને બુઢાપો આવી જાય અને નવા નવા અનુભવ લેવાની તેની ક્ષમતા નાશ પામે. આવા મહાન અભિશાપમાંથી મુક્ત થવાનો એકમાત્ર ઉપાય છે મરણ.

જીવન અને મરણનો વિચાર કરતાં કરતાં આપણે પુનર્જન્મ સુધી આવી જઈએ છીએ. સામાન્ય રીતે લોકોનો ખ્યાલ એવો છે કે જેવી રીતે આપણે પાણી, દૂધ અથવા ચોખા એક વાસણમાંથી કાઢીને બીજા વાસણમાં ભરી લઈએ, તે જ રીતે જીવાત્મા એક શરીરને છોડીને બીજા શરીરમાં પ્રવેશે છે. કોઈ કોઈ એવું માને છે કે આ જીવાત્મા નિત્ય છે ને અનંત છે. બીજા કહે છે કે જીવાત્મા તો *આત્મસાગરના તરંગો* જ છે. જીવાત્માનું પોતાનું અસ્તિત્વ તો એકાદ ઘડામાં રહેલા ઘટાકાશ જેટલું જ છે. આકાશ સર્વત્ર એકરૂપ જ છે. વ્યક્તિત્વ આકાશને નથી, પરંતુ ઘડાના આકારને લીધે થોડા સમય માટે પેદા થયું હોય છે. બૌદ્ધો એવા આકાશને શૂન્ય કહે છે અને ઘડાને સંસ્કાર-સમુચ્ચય કહે છે. પરિણામે તેઓ આત્માનો સ્વીકાર નથી કરતા. જે આત્મા સર્વગત છે તે શૂન્ય હોય કે બ્રહ્મ, વ્યક્તિત્વની દૃષ્ટિએ એક જ છે, અને જીવાત્મા જો માયારૂપ જ હોય તો *મરણની એના પર કશી અસર થવાને કારણ જ નથી.*

મરણ થતાં આ વ્યક્તિત્વ ક્યાં જાય છે? એમ કહીએ કે વિશ્વલોકમાં જાય છે, ઇન્દ્રલોક કે ચન્દ્રલોકમાં જાય છે, તો એ બધી તો બાળકોના મનનું સમાધાન કરવાની વાતો છે. જ્યારે ખબર પડે કે એ વાતો કેવળ કલ્પના છે ત્યારે તેને છોડી દેવાને બદલે તે કલ્પનાને રૂપક ગણીને આપણે તેમાંથી કોઈ ને કોઈ દાર્શનિક અથવા આધ્યાત્મિક અર્થ કાઢવાની ચેષ્ટા કરીએ છીએ. શુદ્ધ બુદ્ધિ કહે છે કે જે રીતે મીઠાનો કે સાકરનો ગાંગડો પાણીમાં જ ઓગળી જાય છે તે જ રીતે માણસનું વ્યક્તિત્વ તેની આસપાસ રહેલા સામાજિક જીવનમાં વિલીન થઈ જાય છે. માણસે જે કાંઈ ભલું-બૂરું કર્યું હોય તે—તેનાં શારીરિક, માનસિક કે આધ્યાત્મિક કર્મ જ—તેનો આત્મા છે. તેની જે કાંઈ અસર સમાજ ઉપર થઈ હોય તે જ માણસનું મરણોત્તર જીવન છે. મરણ અગાઉ માણસ મુખ્યત્વે પોતાના શરીરમાં રહેતો હતો અને એ કેન્દ્રસ્થાનને જાળવીને તે પોતાના વ્યક્તિત્વને સમાજમાં કે વિશ્વમાં પોતે ઇચ્છે તેટલું વિસ્તારી શકતો હતો. મરણ પછી ને

શારીરિક કેન્દ્ર નાશ પામે છે. પરંતુ જ્યાં સુધી માણસના વ્યક્તિત્વની સ્મૃતિ ટકી રહે ત્યાં સુધી તેનું જીવન ચાલુ રહેલું ગણાય. માણસનું જે કંઈ ભલું-બૂરું કર્મ સમાજ ઉપર અસર કરે છે તે જ તેનું મરણોત્તર જીવન છે. ઓરડામાં ઠંડક ઝાઝી હોય તો આપણે એમાં એક સળગતી સગડી રાખીએ છીએ. એથી ઓરડાની હવામાં જે ગરમાટો આવે છે તેની સરખામણીમાં સગડીનો તાપ ઘણો વધારે હોય છે. એ જ એનું વ્યક્તિત્વ. સગડીમાંના કોલસા પૂરેપૂરા બળી જાય ત્યારે સગડીની બધી જ ઉષ્ણતા ઓરડાની હવામાં ભળી જાય છે, અને ત્યારે ઓરડાની અંદરની બધી ઉષ્ણતા સમાન થઈ જાય છે. જે ઉષ્ણતા સગડીના કોલસા-માં હતી તે આખા ઓરડામાં ફેલાઈ ગઈ. સગડીએ ઓરડા જેટલું વ્યાપક રૂપ ધારણ કરી લીધું અને તેનો મોક્ષ થઈ ગયો. સગડીના કોલસા મરી પરવાર્યા, પણ એમની ઉષ્ણતા ઓરડાની ગરમીના રૂપમાં જીવતી રહી. એ જ છે સગડીનું મરણોત્તર જીવન.

આપણે ઓરડાનાં બારીબારણાં ઉઘાડી નાખીએ ત્યારે અંદરની ગરમી બહારની હવામાં વિલીન થઈ જાય છે. ભલે ને તે અતિ અલ્પ હોય પણ એ ઉષ્ણતાનો લાભ સમગ્ર વાતાવરણને મળે છે.

માણસના મરણથી તેનો જીવાત્મા કહો કે સંસ્કાર-સમુચ્ચય કહો તે તેના વ્યક્તિગત વાતાવરણમાં અથવા પરિસ્થિતિમાં વિલીન થઈ જાય છે અને અંતે એ જ આખા સમાજમાં સંસ્કૃતિના રૂપમાં જળવાઈ રહે છે. વ્યક્તિઓનું સામુદાયિક મરણોત્તર જીવન જ સંસ્કૃતિ છે. અને તેથી જ સંસ્કૃતિને સમાજનો આત્મા કહી શકાય. અસંખ્ય જીવાત્માઓ મળીને આ સામાજિક વિરાટ આત્મા બને છે. વ્યક્તિની કીર્તિ તેના જીવાત્માની છાયા છે. સમાજની પ્રતિષ્ઠા અને તેની ક્ષમતા સામાજિક આત્માનું વ્યક્ત સ્વરૂપ છે.

આ સામાજિક આત્માની સેવા આપણે જીવન દ્વારા જ કરી શકીએ. પણ મરણ જીવનનું એક આવશ્યક પાસું છે, એટલે અવસર આવ્યે જો માણસ મરી ન જાણે તો એનું જીવન ક્ષીણ અને વ્યર્થ બની જાય. મરણમાં હમેશાં જીવનદ્રોહ નથી હોતો. ઘણું કરીને મરણમાં જ જીવનની પરિપૂર્તિ અને સાર્થકતા હોય છે. જે લોકો વખત આવ્યે મરણનો સ્વીકાર કરી શકતા નથી તેમનું જીવન નિસ્તેજ, ભારરૂપ અને વ્યર્થ બની જાય છે. એ પછી તેમને માટે यज्जीवति तन्मरण, यन्मरणं सोऽस्य विश्राम। – જેટલું તે જીવે છે તે તેના વ્યક્તિત્વનું મરણ છે, અને તે બાદ જે શારીરિક મરણ આવે તે તેની વિશ્રાંતિ છે.

ડિસેમ્બર, ૧૯૪૦

# ૪. મૃત્યુનું તર્પણ – ૨

જીવવું સારું કે મરવું સારું?

એક જિજ્ઞાસુ પારમાર્થિક સંન્યાસી લખે છે : "આપનો 'મૃત્યુનું તર્પણ' શીર્ષકવાળો લેખ મેં અત્યંત ધ્યાનપૂર્વક વાંચ્યો. તેમાં એક પણ વાકય એવું નથી કે જે મને માન્ય ન હોય અથવા તો જે હું જાતે જ ન લખું. પુનર્જન્મ વિશેના આપના અને મારા વિચારો પણ સરખા સરખા છે એમ મને લાગે છે. હવે સવાલ એ છે કે અન્ન ખાઈને અથવા તો એવો કોઈ અનિષ્ટ પ્રસંગ આવતાં બીજાનો જીવ લઈને પણ, જીવવાની જીદ આપણે શા માટે કરવી જોઈએ? બધા માણસો એમ જ કરે છે અથવા બીજા લોકો પણ એમ જ કરે છે એટલે આપણે પણ એમ કરીએ એવો જવાબ તત્ત્વજિજ્ઞાસુ કે તત્ત્વપરાયણ વ્યક્તિને શોભા આપતો નથી. દરેક વિચારશીલ મનુષ્યને સ્વીકાર્ય હોય એવી મીમાંસા કરવા હું ઇચ્છું છું."

અનેક લોકો આ સવાલને નિરર્થક ગણે છે. સામાન્ય માણસ હસીને કહેશે કે "શું જીવવા માટે પણ તાત્ત્વિક સમર્થનની આવશ્યકતા છે?" પરંતુ આ જાતનો સામો સવાલ કરનારા માણસો સંન્યાસીજીના ઉપરના સવાલની ગંભીરતા સમજી શક્યા નથી. ખૂબી એ છે કે એમના પ્રશ્નમાં જ સંન્યાસીજીને એક રીતે જવાબ મળી જાય છે.

ઘણા લોકો માને છે કે અમે જન્મ લીધો એ કોઈ અમારા હાથની વાત ન હતી. અમે આ દુનિયામાં આવ્યા કારણ કે અમારે અહીં આવવું પડ્યું. આ બાબતમાં અમે તો સાવ લાચાર જ હતા. અમને જો પહેલેથી પૂછવામાં આવ્યું હોત તો અમે ભવિષ્યની વાત વિચારીને જન્મ લેવાની જ ના પાડી દેત.

આ દૃષ્ટિમાં મોટો વિચારદોષ રહેલો છે. અમે જન્મ ન જ લેત એમ કહેનાર વ્યક્તિના વ્યક્તિત્વનો આરંભ ક્યાંથી થાય છે? જેઓ એમ માને છે કે માતાના ઉદરમાંથી નીકળીને દુનિયામાં આવ્યા પછી વ્યક્તિત્વનો પ્રારંભ થાય છે તેઓ ચર્મચક્ષુ છે, ટૂંકી દૃષ્ટિવાળા છે. માબાપનો કામ-સંકલ્પ જ વ્યક્તિત્વનો પ્રારંભ છે. એ બંનેએ પરસ્પર ઓતપ્રોત થવાનો સંકલ્પ કર્યો ત્યારથી જ વ્યક્તિત્વનો ઉદય થયો. એટલે વ્યક્તિ આ દુનિયામાં સ્વેચ્છાએ જ આવે છે એટલું કબૂલ કરવું પડશે.

જે લોકો પૂર્વજન્મમાં માને છે એમણે સ્વીકારવું જ જોઈએ કે જન્મ લેવાની ઇચ્છા વિના જીવાત્મા દેહ ધારણ જ કરી નહીં શકે.

કેટલાક તત્ત્વજ્ઞ કવિઓ એમ પણ કહે છે કે મનુષ્ય નવા જીવને આ દુનિયામાં લાવવાના સંકલ્પની સાથે જન્મ અને મૃત્યુ બંનેને આમંત્રે છે. વિકારવ

કારણે જેની ઉત્પત્તિ છે એવું શરીર પૂર્ણપણે નિર્વિકારી હોઈ શકે નહીં. છતાં કોઈક સાધનાને બળે શરીર અને મન નિર્વિકારી બની જાય તો તેવો માણસ અમર પણ બને. પોતાને માટે મરણની તૈયારી કરીને જ બે વ્યક્તિ નવા જીવને જન્મ આપી શકે, અથવા સાચું તો એ છે કે બે વ્યક્તિઓનો સંકલ્પ એક બનીને મોટે ભાગે સ્વેચ્છાથી જ નવો જન્મ ધારણ કરે છે.

મનુષ્ય પોતાની ઇચ્છા, પોતાની વાસના કે પોતાના સંકલ્પને કારણે જ નવો જન્મ લે છે એ વાત સાચી હોય તો જ્યાં સુધી આ જિજીવિષા (જીવવાની ઇચ્છા) નાશ નથી પામતી ત્યાં સુધી માત્ર આત્મહત્યા કરવાથી અથવા તો ઉપવાસ કરવાથી માણસ જીવનથી નિવૃત્ત નહીં થઈ શકે.

'छिन्नोऽपि रोहति तरु: ।'(કાપવામાં આવે છતાં વૃક્ષ ઊગે જ છે.) આ ન્યાયે માણસે ફરી જન્મ લેવો જ પડે. આત્મહત્યા કરવાથી ચિત્તવૃત્તિમાં જે વિકૃતિ પેદા થઈ જાય તેનો પણ એણે હિસાબ ચૂકવવો પડે. માત્ર આત્મહત્યા કરવાથી જ જીવવાનો સંકલ્પ નાશ નથી પામતો. બૌદ્ધો અને વેદાંતીઓ તો એથી પણ આગળ વધીને કહે છે કે મરવાનો સંકલ્પ પણ એક સંકલ્પ હોવાને કારણે બંધન પેદા કરે છે અને તેથી ફરી જન્મ લીધા વિના આપણો છૂટકો જ નથી. જન્મ અને મૃત્યુ બંને એક જ સિક્કાની બે બાજુ છે. જેઓ આ વાત સમજી ગયા છે તેઓ આત્મહત્યા દ્વારા બચી જવાની આશા રાખે છે. વાસનાક્ષય દ્વારા અને સમ્યક્ દૃષ્ટિ દ્વારા જીવવાનો સંકલ્પ અને મરવાની ઇચ્છા બંનેનો નાશ થાય છે. તત્ત્વજ્ઞ પુરુષ સારી પેઠે જાણે છે કે આ શરીર એક રીતે જોતાં આત્માનું કેદખાનું છે અને વળી આ જ શરીર જાગ્રત અને પ્રયત્નશીલ વ્યક્તિને કેદખાનામાંથી મુક્તિ મેળવવાનું સાધન પણ છે. આત્મહત્યા કરીને આપણે કેદખાનાનો નાશ કર્યો એમ ભલે માનીએ, પરંતુ વાસ્તવમાં તો આપણે મુક્તિ પામવાના સારામાં સારા સાધનનો જ નાશ કરીએ છીએ. દવાની શીશી ફોડી નાખવાથી આપણે રોગમુક્ત થઈ શકવાના?

જીવવું અને મરવું બંનેનો ઉપદેશ તત્ત્વજ્ઞ નહીં કરે. જ્યાં સુધી આ શરીર મુક્તિનું સાધન બની શકે ત્યાં સુધી અપરિહાર્ય હિંસા સહન કરીને પણ એને નિભાવવું જોઈએ. જ્યારે આપણને લાગે કે આત્માના પોતાના વિકાસના પ્રયત્નમાં શરીર અડચણરૂપ જ બને છે ત્યારે આપણે એને છોડી દેવું જ જોઈએ, કેમ કે એવી હાલતમાં જાગ્રત આત્મા પોતે જ શરીરની વિરુદ્ધ પોતાની સાધના સાધે છે.

ઉપનિષદોમાં અન્ન શબ્દ બે રીતે સમજાવવામાં આવે છે : 'अद्यते अत्ति च। इति अन्नम् ।' મનુષ્ય દ્વારા જે ખવાય છે અથવા જે મનુષ્યને ખાય છે એ અન્ન. આહાર જ્યાં સુધી સાધનારૂપ છે ત્યાં સુધી તે શરીરને પોષણ આપે છે, પણ જ્યારે આહાર શારીરિક, માનસિક અને આધ્યાત્મિક પુષ્ટિની સાધના છોડીને

માત્ર ઇન્દ્રિયતૃપ્તિ અને વિલાસનું સાધન બની જાય છે ત્યારે તે ખાનારને જ ખાઈ જાય છે.

વેદાંતનો ઉપદેશ કરનારા હમેશાં એક ઉદાહરણ આપે છે કે પગમાં કાંટો વાગે તો બીજો એક કાંટો લઈને તેની મદદથી પગમાં વાગેલા કાંટાને કાઢવો જોઈએ. વાગેલો કાંટો નીકળી ગયા પછી બંને કાંટા ફેંકી દેવા જોઈએ. જો પગ-માંનો કાંટો કાઢવાને હાથમાં લીધેલો બીજો કાંટો પગમાંનો કાંટો નીકળે તે પહેલાં જ ફેંકી દઈએ તો પછી પગમાં વાગેલો કાંટો નીકળી જ ન શકે.

જ્યાં સુધી જીવવાનો (અથવા મરવાનો) સંકલ્પ છે ત્યાં સુધી આત્મહત્યા કરવાનો આપણને કોઈ અધિકાર નથી.

બંગાળમાં એક સ્થળે પાણી ખરાબ હોવાને કારણે લોકોમાં રોગચાળો ફેલાયો. લોકોની સેવા કરવાને માટે સંન્યાસીઓનું એક જૂથ ત્યાં જઈ પહોંચ્યું. ખૂબ બહાદુરીપૂર્વક સંન્યાસીઓએ લોકોની સેવા કરી. પરંતુ તેઓ પોતે ત્યાંના નાનકડા તળાવનું પાણી પીતા ન હતા. પોતાને માટે પીવાનું પાણી મેળવવાનો એમણે સ્વતંત્ર બંદોબસ્ત કર્યો હતો. એમણે જો વિચાર્યું હોત કે જ્યાં હજારો માણસોને નિર્દોષ ચોખ્ખું પાણી નથી મળતું ત્યાં આપણને પાણીની આપણી સ્વતંત્ર વ્યવસ્થા કરવાનો શો અધિકાર છે? ગામના હજારો ને લાખો માણસો જે પાણી પીએ છે તે જ પાણી આપણે પણ શા માટે ન પીવું? તો મનમાં પૂરેપૂરી સહાનુભૂતિ હોવા છતાં તેઓ લોકોની સેવા ન કરી શકત. તેઓ પોતે પણ રોગ-ચાળાના ભોગ બની જાત અને એમને પણ બીજાઓની સેવા નછૂટકે લેવી પડત.

પણ જો એ સંન્યાસીઓ સેવાભાવ ભૂલીને પોતાના જીવ બચાવવા માટે રોગચાળાવાળા સ્થાનથી માઈલો દૂર નાસી જાત તો જીવતા રહ્યા છતાં એમનું જીવન નિષ્ફળ બની જાત. જ્યાં સુધી જીવીને સેવા થઈ શકતી હોય ત્યાં સુધી જીવવાની કોશિશ કરવી જોઈએ. પણ જ્યારે બલિદાન દ્વારા જ સેવા થઈ શકતી હોય ત્યારે જીવવાનો મોહ છોડી દઈને શરીરની વિરુદ્ધ જ સાધના કરવામાં જીવનસાફલ્ય છે.

જે માણસ કોઈ પણ દશામાં જીવતો રહેવા જ ઇચ્છે છે તેની શરીરનિષ્ઠા ખુલ્લી જ છે, પરંતુ જીવનથી કંટાળી જઈને અથવા તો માત્ર મરવા ખાતર જ જે મરવાની ઇચ્છા કરે છે તેનામાં પણ વિકૃત શરીરનિષ્ઠા છે એટલું આપણે સમજી લેવું જોઈએ. જીવન નથી સુખમય કે નથી કેવળ ભારરૂપ. જીવન તો એક સાધના છે. આ દર્શન જેમને થયું તેઓ જ સાચા દર્શનશાસ્ત્રી. જે માણસ મરણથી ડરે છે અને જે મરણની ઇચ્છા કરે છે તે બંને જીવનનું રહસ્ય જાણતા નથી. વ્યાપક જીવનમાં જીવવું અને મરવું બંનેનો સમાવેશ થાય છે—ઉન્મેષ અને નિમેષ એ બે ક્રિયાઓ મળીને જોવાની એક પૂર્ણ ક્રિયા થાય તે પ્રમાણે.

'સર્વોદય', એપ્રિલ ૧૯૪૬

# ૫. મૃત્યુનું તર્પણ – ૩

'મૃત્યુનું તર્પણ' શીર્ષકવાળા બે લેખ વાંચીને એક મિત્રે મજાકમાં પૂછ્યું, "કાકાસાહેબ! આપ આ રીતે મૃત્યુની પાછળ કેમ પડ્યા છો?"

મેં એટલા જ વિનોદભાવે જવાબ આપ્યો, "કારણ કે તે મારી પાછળ મારી જાણ બહાર ન પડે. તમે તો મારાથી પણ મોટા મૃત્યુના શુભેચ્છક લાગો છો! મૃત્યુ એકલું અટૂલું આખી દુનિયાની પાછળ પડ્યું છે અને હું એકલો જ માણસ એની પાછળ પડ્યો એટલામાં તમે એની દયા ખાઈને મારી પાસે ફરિયાદ કરવા આવી પહોંચ્યા!"

આ તો બે ઘડી મજાકમશ્કરી થઈ. સાવ સાચી વાત તો એ છે કે મૃત્યુથી માણસ એટલો બધો ડરે છે કે એ મૃત્યુ અંગે ચિંતન તો બાજુએ રહ્યું, એનું નામ પણ સહન નથી કરી શકતો. મનુષ્યને ઇચ્છા રહે છે કે પોતાના માથા પરનું કરજ, પોતાનું પાપ અને પોતાનું મરણ એ ત્રણેનું બની શકે ત્યાં સુધી સ્મરણ પણ ટળી જાય. પરંતુ એ ત્રણેનું વિચારયુક્ત સ્મરણ રહે એમાં જ જીવનની સફળતા છે. જે મરણ સરવાળે આવવાનું જ છે તેને જ જો આપણે નહીં ઓળખીએ તો આપણે આપણી જાતને સુરક્ષિત અથવા બુદ્ધિમાન શી રીતે કહી શકીશું?

મૃત્યુનું અખંડ સ્મરણ જાળવીને પણ જે જીવે છે તે પોતાના જીવનનો દુરુપયોગ નહીં કરે. પરંતુ જે માણસ મૃત્યુનું સ્વરૂપ જ નથી સમજતો અને માત્ર મૃત્યુનો આંધળો ડર જ મનમાં રાખે છે, તેનું જીવન તો એક અખંડ અને સતત મરણ જ બની જાય છે. આત્મા શું છે? પરમાત્મા શું છે? જીવન શું છે? ધર્મ શું છે? સમાજ શું છે? નાગરિકોનું કર્તવ્ય શું છે? – એવા એવા સવાલ મનુષ્યજીવન માટે જેટલા મહત્ત્વના છે, તેટલા જ મહત્ત્વના સવાલ છે: મરણ શું છે? અને, એના પ્રત્યે આપણી વૃત્તિ કેવી રહેવી જોઈએ?

આ તો થઈ હંમેશની વાત, પરંતુ હાલ તો મૃત્યુની મોસમ છે. પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, કૉલેરા, દુકાળ વગેરે વધવા લાગે ત્યારે તો મૃત્યુની ફસલ સારી થાય જ છે. એ દિવસોમાં બધાં જ મનુષ્ય-પ્રાણી મૃત્યુથી બચવાની કોશિશ કરે છે. હાલનાં ત્રિખંડવ્યાપી યુદ્ધોમાં તો મનુષ્યે જ સંહારલીલા માંડી છે. એણે એવો તો સંહાર કરવા માંડ્યો છે કે પ્રલયકાળે તાંડવ નૃત્ય કરનાર સાક્ષાત્ મહાદેવ શિવજીને પણ એની પાસે પાઠ ભણવા આવવું પડે.

મૃત્યુની શક્તિમાં આવો અંધ વિશ્વાસ જો ન હોત તો મનુષ્ય મનુષ્યને મારવા માટેની આટલી વિપુલ સામગ્રી દિગ્દિગંતોમાંથી એકઠી ન કરત. જે દિવસે મૃત્યુ ઉપરથી મનુષ્યનો વિશ્વાસ ઊઠી જશે, તે દિવસે આખી મનુષ્યજાતિનો જીવનક્રમ

જ બદલાઈ જશે. યુદ્ધમાં મૃત્યુનો જે સાક્ષાત્કાર થાય છે તેનાં બે પાસાં છે: મારવું અને મરવું. જે દિવસે આપણે મરણ પામવાના ગુણદોષ સારી પેઠે સમજી લઈશું, તે જ દિવસે આપણે નિર્ભય વીર બનીશું. સાચા ક્ષત્રિય બનીશું. અને જે દિવસે આપણે મારવાના ગુણદોષ પિછાની લઈશું તે જ દિવસથી આપણે હત્યા કરવાનું છોડી દઈને સાચા સત્યાગ્રહી બનીશું.

મનુષ્યના જીવનમાં જ્યાં સુધી લોભ, મોહ, અહંકાર, ઈર્ષા, દ્વેષ વગેરે દુર્ગુણ છે ત્યાં સુધી મનુષ્યને માટે ચિંતા અને સાધનાનો મુખ્ય વિષય છે અન્યાયનો પ્રતિકાર. આ પ્રતિકાર સરવાળે બે જ રીતે થઈ શકે—હત્યાગ્રહથી કે સત્યાગ્રહથી. હત્યાગ્રહમાં મરવાની તૈયારી અને મારવાની આતુરતા વધારવી પડે છે. સત્યાગ્રહમાં માત્ર મરવાની તૈયારી જોઈએ. બન્નેનો સંબંધ મૃત્યુ સાથે જ હોવાથી આ જમાનામાં હિંસાવાદી તેમ જ અહિંસાવાદી બન્નેએ મૃત્યુનું તર્પણ કરવાનું જ છે. એટલે કે મૃત્યુનું સ્વરૂપ બરાબર સમજી લઈને મૃત્યુનો લાભ શી રીતે ઉઠાવી શકાય અને મૃત્યુનો થતો દુરુપયોગ શી રીતે અટકાવી શકાય તે આપણે વિચારવું જ પડશે. જીવવું અને મરવું એ જીવનનાં બે પાસાં છે. એ બન્નેને એકીસાથે જાણી લેવાં એ જીવન-સિદ્ધિને માટે અત્યંત જરૂરી છે.

એક દિવસ એક ફ્રેન્ચ વિદ્વાન સાથે જીવનની ચર્ચા થઈ. એમણે કહ્યું કે "કોઈને માર્યા વિના આપણે જીવી શકતા નથી"—Living is killing. એમણે ભારે વાક્છટા સાથે દર્શાવ્યું કે આપણે શ્વાસ લઈએ છીએ તે ક્રિયામાં પણ હત્યા કરવી પડે છે. ખાઈએ છીએ તે પણ હત્યા છે—પછી તે વનસ્પતિની હોય કે પશુપક્ષી વગેરેની. એમણે ઉમેર્યું કે સમાજમાં એક વર્ગ બીજા વર્ગને નિચોવીને જ જીવી શકે છે. દરેક ક્ષેત્રમાં પોતાનો જ સિદ્ધાંત કઈ રીતે સાચો ઠરે છે તે બતાવી એમણે ભારપૂર્વક કહ્યું, "તેથી જ હું કહું છુ કે માર્યા વગર આપણે જીવી શકીએ નહીં."

એ સિદ્ધાંતનો વિરોધ કે ખંડન થઈ શકે તેમ ન હોવાથી મેં એમની વાત સ્વીકારી લઈને કહ્યું, "જીવવાનો અર્થ જ મારવું એવો થાય એ સાચું. આ સત્ય જીવનનું સ્વરૂપ છે અને તમે એ વાત સાબિત કરી છે. પરંતુ જીવનનું સ્વરૂપ એ કાંઈ જીવનનો ધર્મ ન બની શકે. જીવનનો ધર્મ તમારે મારી પાસેથી શીખવો પડશે. ઓછામાં ઓછું મારવું, ઓછામાં ઓછી હિંસા કરવી, એમાં જ જીવનની કૃતાર્થતા છે, એ જ જીવનધર્મ છે."

મૃત્યુ વિના જીવન કૃતાર્થ થઈ ન શકે એ વાત સાચી છે, પરંતુ તેને માટે તો પ્રસંગ આવ્યે વિચારપૂર્વક પોતાનો પ્રાણ પણ આપવો પડે. બીજાને હણવાથી જીવનસિદ્ધિ સાંપડતી નથી. સાચો અવસર આવે ત્યારે યોગ્ય પ્રમાણમાં અને યોગ્ય પ્રકારે બલિદાન આપવું, અમુક અંશે અથવા તો પૂર્ણપણે મૃત્યુનો સ્વીકાર કરવો, એમાં જ જીવનની સાચી સફળતા છે. મારવાથી, હિંસા કરવાથી, જીવનની જટિલતા

વધી છે. જીવનની ગૂંચ પણ છે તેથી વધારે આંટીઘૂંટીવાળી બને છે. જે માણસ હત્યા કરે છે અને જેની હત્યા કરવામાં આવે છે તે બન્ને જીવનદર્શનથી દૂર ને દૂર જાય છે. પરંતુ જીવન અને મૃત્યુનું રહસ્ય સમજી લઈ જેઓ અહિંસા-વૃત્તિ કેળવી મૃત્યુનો પૂરેપૂરો લાભ કેમ ઉઠાવવા તે જાણે છે તેઓ જ સાચા જીવનસ્વામી બને છે. જેઓ માત્ર જીવતા રહે છે, અને જીવતા રહેવા માટે સારું-નરસું બધું જ કરવા તૈયાર થાય છે, તેઓ જીવનસ્વામી બની શકતા નથી. પણ પોતાના જીવનને કુશળ કિસાનની માફક, મૃત્યુની મદદ લઈને, વિશ્વવ્યાપારના ક્ષેત્રમાં જે વાવી શકે છે તે જ સાચો જીવનસ્વામી છે.

આમ, જ્યારે એક બાજુ હત્યાની વિફળતાનો અનુભવ કરવા માટે માનવજાતે સૌથી મોટી, વિરાટ અને ભીષણ પ્રયોગશાળા ખોલી છે, ત્યારે બીજી બાજુ સત્યાગ્રહનું દૈવી તત્ત્વ દુનિયામાં ફેલાવનાર એક પ્રયોગવીર આપણી વચ્ચે છે. એ સમયે, હિંસા અને અહિંસાની ચર્ચા કરતાં પહેલાં આપણે એ બરાબર સમજી લેવું જોઈએ કે મૃત્યુ શી ચીજ છે. વિચાર કરીને, ધ્યાન-ચિંતન કરીને અને જરૂરી પ્રયોગ કરીને મૃત્યુનું સ્વરૂપ પિછાની લઈએ. મૃત્યુને આ દુનિયામાં શા માટે મોકલવામાં આવ્યું છે, મૃત્યુનું જીવનકાર્ય શું છે, તે આપણે સારી પેઠે સમજી લેવું જોઈએ.

**'સર્વોદય', ઑક્ટોબર ૧૯૪૧**

## ૯. સ્વેચ્છા-મરણ

બૌદ્ધ ધર્મમાં બે તૃષ્ણાઓની ચર્ચા છે: ભવ-તૃષ્ણાની અને વિભવ-તૃષ્ણાની. જીવવાની અનિવાર્ય ઇચ્છા તે ભવતૃષ્ણા. ન જીવવાની એટલે કે મરવાની એટલી જ અનિવાર્ય ઇચ્છા તે વિભવ-તૃષ્ણા. ભવતૃષ્ણા સાર્વભોમ છે, પ્રાણીમાત્રમાં તે હોય છે. દરેક પ્રકારનાં દુઃખ સહન કરવા છતાં માણસ જીવવા ઇચ્છે છે, મરવા નહીં. વિભવ-તૃષ્ણા, ન જીવવાની કે મરવાની ઇચ્છા, કોઈ વિરલ વ્યક્તિઓમાં જ જોવા મળે છે. તેનું પ્રમાણ બહુ જ ઓછું હોવા છતાં તેનું અસ્તિત્વ કબૂલવું જ પડે છે.

ધર્મ કહે છે કે આ બન્ને તૃષ્ણા દોષરૂપ છે, મનુષ્યની ઉન્નતિમાં અડચણરૂપ છે. તેથી મનુ ભગવાને એક જ વાકય કહ્યું છે: नाभिनन्देत मरण नाभिनन्देत जीवितम्। ન મૃત્યુનું અભિનંદન કરો, ન જીવનનું. માણસે જેમ મૃત્યુની વાસના ન રાખવી જોઈએ, તેમ જીવવાની ઉત્કંઠા અને મોહ પણ ન રાખવાં જોઈએ.

પ્રાણીમાત્રને સ્વભાવથી જ મરવાની ઇચ્છા હોતી નથી એમ મેં કહ્યું. કોઈ માણસ જીવનથી કંટાળી જઈને મૃત્યુ પસંદ કરે એવું તો અપવાદ તરીકે જ બને, પરંતુ મનુષ્યજાતિના ઇતિહાસમાં એવા યુગ કે કાળખંડ મળી આવે છે કે જ્યારે

લોકોમાં વિભવ-તૃષ્ણાની, મરી ફીટવાની વાસના સમાજમાં ફેલાતા રોગની માફક ફેલાય છે, તે ટાણે સમાજના નેતાઓનું એ કર્તવ્ય છે કે તેઓ વિભવ-તૃષ્ણાના આ રોગથી લોકોને બચાવે. બૌદ્ધ યુગમાં એવા દિવસો મળી આવે છે કે જ્યારે અનેક માણસોમાં મરી ફીટવાનો ઉત્સાહ ચેપ અથવા સંસર્ગની પેઠે વધતો જતો હતો અને સમાજના નેતાઓને તેની વિરુદ્ધ જબરદસ્ત આંદોલન ચલાવવું પડતું હતું. એક સમયે રોમન પ્રજામાં પણ આ રોગ ફેલાયો હતો અને તેને દૂર કરવા માટે સમાજના નેતાઓને અસાધારણ પરિશ્રમ કરવો પડયો હતો. "આ સંસાર અસાર નથી, તથ્યપૂર્ણ છે, તેથી તેના તરફ ઉદાસીન ન બનો. આનંદોલ્લાસથી જીવો" એવો ઉપદેશ અને પ્રચાર તેમને કરવો પડયો હતો

એથી ઊલટું, એવાય સમયના ગાળા મળે છે કે જ્યારે લોકો દેહપૂજક બની બેસે છે. ગમે તેટલી ભીરુતા અને હીનતા સહન કરીને પણ જીવવા માટે તેઓ ઉત્સુક રહે છે. આવી જિજીવિષા માણસને સાવ પામર બનાવી દે છે.

જે માણસ લશ્કરમાં જોડાય છે તે માણસ આજ્ઞા થતાં જ દેશના શત્રુને હણવા વચનબદ્ધ બને છે. પરંતુ સાથોસાથ તે પોતે માર્યો જવા માટે પણ તૈયાર રહે છે. અસલનો ક્ષત્રિયધર્મ તે આ જ. પણ પોતાનો જીવ જોખમમાં નાખ્યા વિના બીજાને મારવા માટે જે તૈયાર થાય છે તેને ખૂની કે જલ્લાદ કહે છે. જે માણસ પોતે મરવા માટે પણ તૈયાર છે તે જ સાચો ક્ષત્રિય છે યુદ્ધમાં મૃત્યુને ભેટવા તૈયાર રહેવાની વૃત્તિને કોઈ વિભવ-તૃષ્ણા નહીં કહે. મરણનું જોખમ વહોરી લઈને તેને માટે તૈયાર રહેવું એ એક વાત છે, અને હવે તો જીવવુ નથી, મરવુ જ છે, એવું વિચારીને મનુષ્ય મરવા માટે તત્પર બને તે બીજી વાત છે.

મરી ફીટવાની વાસના માણસના સ્વભાવને અનુકૂળ નથી. એ વાસના સમાજમાં ક્યારેક રોગની પેઠે થોડા દિવસ ફેલાઈ જાય એવું બને. પણ તે સમાજનું સ્થાયી અંગ બની ન શકે. આહાર, નિદ્રા, ભય, મૈથુન વગેરે પ્રેરણાઓ જેવી વિશ્વ-જનીન છે, અદસ્ય છે, સ્વાભાવિક કે પ્રાકૃતિક છે, તેવી વિભવ-તૃષ્ણા નથી. તેથી, તે સાર્વભૌમ બની જશે એવો ડર સંભવતો નથી. રોગની માફક ક્યારેક જે ચીજ અલ્પ સમય પૂરતી ફેલાય છે તેને ધ્યાનમાં લઈને કાંઈ સમાજધર્મ નક્કી કરી શકાતો નથી. રોગ ફેલાય તો તેનો ઈલાજ કરવો જ જોઈએ પરંતુ સમાજધર્મમા એવા ઈલાજોને સ્થાયી રૂપ આપી શકાતું નથી

વિભવ-તૃષ્ણાની બાબતમાં જે વિચારવાનુ જરૂરી હતુ તે આ રીતે વિચારી લીધા પછી હવે સ્વેચ્છાએ સ્વીકારેલા મરણનો વિચાર કરવો ઠીક પડશે.

જીવવાને માટે શ્વાસ લેવો, અન્ન ખાવું, શારીરિક મહેનત કરવી, આરામ કરવો, સૂઈ જવું એ બધી ક્રિયાઓ મનુષ્યને આધીન છે. જ્યારે મનુષ્ય જુએ કે હવે જીવવામાં સાર રહ્યો નથી, જીવવાનું પ્રયોજન પૂરું થઈ ગયુ છે, વધારે જીવવું તે પોતાના માટે અને સમાજ માટે ભારરૂપ બની રહે તેવું છે, ત્યારે

મનુષ્યને સ્વેચ્છાએ મરણ પામવાનો અધિકાર ખરો કે નહીં, એ એક મોટો નૈતિક પ્રશ્ન છે. હું કાંઈ એમ ને એમ તો જીવી ન જ શકું. પુરુષાર્થ કરીને મારા શરીરને અન્નજળ આપું તો જ શરીર ટકી શકે. વસ્તુસ્થિતિ જ જ્યાં આવી છે ત્યાં આ પુરુષાર્થ ન કરવાનો અધિકાર પણ મને હોવો જ જોઈએ. આ અધિકારનો હું દુરુપયોગ ન કરું, પરંતુ યોગ્ય કારણ મળી જાય તો આ અધિકારનો ઉપયોગ કરવો એ મારું કર્તવ્ય ખરું કે નહીં, એ મોટો સવાલ છે.

એક નૈતિક પ્રશ્નનું વિવેચન કરતાં ગાંધીજીએ કહેલું કે માણસને પોતાના જીવનનો અંત આણવાનો અધિકાર છે, હોવો જોઈએ. જો માણસમાં પાપવાસના પ્રબળ બને, અને દુરાચાર અને અત્યાચાર કરતાં તે પોતાને રોકી જ નથી શકતો એમ તે અનુભવે, તો પાપાચરણથી બચવાને માટે આત્મહત્યા કરવાનો તેને અધિકાર છે.

ગાંધીજીએ એ પણ સ્પષ્ટ કર્યું છે કે આજે કેટલાક માણસો પોતાથી પાપાચાર થઈ ગયા બાદ ફજેતી અને નામોશીથી બચવા માટે જે આત્મહત્યા કરે છે તે એમને માન્ય નથી. મનુષ્ય દુરાચાર ટાળી ન શક્યો, એનાથી દુરાચાર થઈ જ ગયો, તો એનો ધર્મ એ છે કે જીવીને એ તેનું પ્રાયશ્ચિત્ત કરે. દુરાચાર થઈ જાય અને પોતાના પાપસંકલ્પનો વેગ ઓછો થઈ જાય ત્યારે પશ્ચાત્તાપ કરીને પ્રાયશ્ચિત્ત કરવું અને નવેસરથી સદાચારી જીવનનો પ્રારંભ કરવો એ માણસનો પ્રથમ ધર્મ છે.

આત્મહત્યા કરવા માટે ફક્ત એક જ પ્રસંગ ગાંધીજીએ માન્ય રાખ્યો છે. પોતાના પાપાચારનો વેગ વધુ ને વધુ બળવાન બનતો માણસ જુએ અને આત્મહત્યા સિવાય પોતે પાપથી બચી નહીં શકે એવી ખાતરી થાય ત્યારે વધુ પાપમાંથી બચવા માટે જ તેને આત્મહત્યા કરવાનો અધિકાર છે.

આ તો એક સાધારણ પરિસ્થિતિની વાત થઈ. સામાન્ય રીતે તો જ્યારે મનુષ્યને સમજાઈ જાય કે પોતાને એવો અસાધ્ય રોગ લાગુ પડ્યો છે કે જેનો ઇલાજ થઈ શકે એમ નથી, ને રોગી અવસ્થામાં જીવવું એને આકરું થઈ પડે, ન કશી સમાજસેવા થઈ શકે કે ન થઈ શકે આત્મચિંતન જેવી સાધના, અને પરિણામે જીવન કેવળ ભારરૂપ જ લાગ્યા કરે, ત્યારે મનુષ્યને પોતાના જીવનનો અંત આણવાનો અધિકાર હોવો જોઈએ. કશા પ્રયોજન વગરનું નિરુપયોગી જીવન જીવવા માટે અથવા એવું જીવન ટકાવવા માટે માણસ બંધાયેલો નથી. જે ઘડિયાળ સમય બતાવી શકતી નથી તેને ચાવી આપ્યા કરવાનો કશો જ અર્થ નથી.

જો કોઈની આત્મસાધના પૂરી થઈ જાય, શરીરમાં પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ સેવા કરવાની જરા જેટલી પણ શક્તિ ન રહે, તો એવી વ્યક્તિને પણ જીવનક્રમનો અંત આણવાનો અધિકાર છે.

આત્યંતિક અહિંસાનો વિચાર કરનાર માણસ કહેશે—હિંસા કર્યા વગર જીવી શકાતું નથી. અહિંસાની સાધના કરવા સારુ, જીવસેવાને સારુ, આત્મચિંતન અને આત્મપ્રાપ્તિને સારુ, જેટલું જરૂરી હોય તેટલું તો આપણે અવશ્ય જીવીએ, પરંતુ એવું પ્રયોજન ન રહે ત્યારે શરીરપાલનની પ્રવૃત્તિમાંથી આપણે નિવૃત્ત થઈ જઈએ, એ જ સાચો ધર્મ છે.

આ જાતનો વિચાર જૈનોએ કર્યો જ છે. ભગવાન પાર્શ્વનાથે આ ધર્મનો સ્વીકાર કર્યો છે. જૈન પરિભાષામાં એને 'मारणान्तिक संल्लेखना' કહે છે. મરણ આવે ત્યાં સુધી શરીરને પોષણ ન આપવું એટલે કે ઉપવાસ કરીને શરીરને છોડી દેવું, એ જ એનો ધર્મ છે.

આને આપણે આત્મહત્યા નહીં કહીએ. નિરાશ થઈને, કાયર બનીને, કે પછી ડરના માર્યા શરીર છોડી દેવું એ એક પ્રકારની હાર જ છે. એને આપણે જીવનનો દ્રોહ પણ કહી શકીએ. બધા ધર્મોએ આત્મહત્યાની નિંદા કરી છે, પરંતુ જ્યારે માણસ વિચારે છે કે એના જીવનનું પ્રયોજન પરિપૂર્ણ થયું છે, હવે વધારે જીવવાની જરૂર રહી નથી ત્યારે તે આત્મસાધનાના અંતિમ રૂપ તરીકે જો પોતાનું શરીર છોડી દે તો તે એનો હક છે. હું પોતે વ્યક્તિગત રીતે આ અધિકારનું સમર્થન કરું છું. હું જાણું છું કે આ ચીજનો દુરુપયોગ થઈ શકે તેમ છે. પરંતુ, એવી કઈ ચીજ સારી છે કે જેનો દુરુપયોગ થઈ ન શકે? દુરુપયોગના ડરથી સારી ચીજનું સમર્થન ન કરવું એ તો એક મોટી ભૂલ ગણાય.

સ્વેચ્છા-મરણ સાથે જે બીજા એકબે સવાલ સંકળાયેલા છે તેનો પણ વિચાર હવે આપણે કરીએ. પહેલાં આપણે સતીની પ્રથા અથવા સહગમનનો પ્રશ્ન વિચારીએ. આજે આ પ્રથાનું કોઈ સમર્થન નથી કરતું. બાણભટ્ટે કહ્યું છે તેમ હું પણ કહું છું કે આ તો 'मौर्ख्यं स्खलितं', છે, છતાં તેની પાછળની ભાવનાનો તટસ્થપણે વિચાર થઈ શકે. પતિના મૃત્યુ પછી સાસરામાં પ્રતિષ્ઠા નહીં રહે, કયાંક દુર્દશા પણ થાય એવા ડરથી જો સહગમન કરવામાં આવે તો તે આત્મહત્યા જ છે. પતિના મૃત્યુ પછી તેની ચિતા પર ચડવાથી તેની સાથે પોતાને રહેવા મળશે એવી પત્નીની માન્યતા હોય, અને મરણના ભયથી આ અવસર ગુમાવવો તે કાયરતા છે, પતિ-ભક્તિ કે પતિ-નિષ્ઠાની ઊણપ છે એમ જ એને લાગતું હોય, અને એ પતિ પાછળ સતી થાય તો તે સાચું સહગમન છે. એને આપણે આત્મહત્યાની કોટિમાં નહીં મૂકીએ. એની કોટિ તો જુદી જ છે.

પરંતુ, સહગમન બાદ પતિ અને પત્ની બન્નેને સાથે રહેવાનો અવસર સાંપડશે જ એવી માન્યતામાં મને વિશ્વાસ નથી. હું આ બાબતમાં કશું જ જાણતો નથી, છતાં મને દૃઢ વિશ્વાસ છે કે સ્ત્રીની પતિનિષ્ઠા ગમે તેટલી પ્રબળ હોય તોપણ પતિના અવસાન પછી આ દુનિયામાં રહેવું અને અનેક પ્રકારનાં કર્તવ્યોનું

પાલન કરવું તે પત્નીનો ધર્મ છે; સહગમન કરવું એ ધર્મ નથી, કદાચ અધર્મ પણ હોય.

આમ છતાં, સહગમનના આદર્શને સ્વીકારી જે સ્ત્રીઓ સતી થઈ ગઈ, તેમના પ્રત્યે મારા મનમાં આદરભાવ જ છે. એને લીધે તો આપણે એમને દેવીઓ કહેતા આવ્યા છીએ. પણ એમના સહગમનના કાર્યનું આપણે સમર્થન નહીં કરી શકીએ.

એક બીજી પ્રથા પણ આપણા દેશમાં હતી.

પર્વતના શિખર ઉપર જ્યાં ઊંચી ઊભી મોટી પહોળી શિલા હોય ત્યાં ભૈરવનું મંદિર બાંધવામાં આવતું. માન્યતા એવી હતી કે એ સ્થળેથી ભૈરવનો જાપ જપતાં જો કોઈ ભૂસકો મારે અને મરી જાય તો તે આત્મહત્યા ન ગણાય. આ જાતના મૃત્યુ પછી મોક્ષ જ મળે એમ પણ માનનારા માને છે. અલ્લાહાબાદ-પ્રયાગમાં જ્યાં ગંગા અને જમનાનો સંગમ થાય છે ત્યાં આવેલા અક્ષયવટ ઉપર ચડીને પાણીમાં કૂદી પડી કેટલાક માણસો પ્રાણત્યાગ કરતા હતા. આ પ્રથા તોડી પાડવા બાદશાહ અકબરે તે અક્ષયવટની આસપાસ એક કિલ્લો ચણાવી દીધો. પરિણામે આત્મહત્યા કરીને મોક્ષ મેળવવાનો એક માર્ગ શ્રદ્ધાળુ સજ્જનો માટે બંધ થઈ ગયો!

પ્રયાગતીર્થના માહાત્મ્ય વિશે મેં જે વાંચ્યું તેમાંથી ઉપરની વિગતો જાણવા મળી હતી.

આ ભૈરવઘાટ ઉપરથી પડતું મૂકીને મોક્ષ મેળવવાના રિવાજની બાબતમાં મેં અન્યત્ર કેટલુંક વિવેચન કર્યું છે. સૃષ્ટિની ભવ્યતા, પર્વતના શિખરની ઉત્તુંગતા કે સાગરની ગંભીરતા જોઈને જ્યારે માણસના મગજ ઉપર એની કેફ જેવી અસર થાય અને માણસ પોતે જ આગળ પડીને ઝંપલાવી દઈ શરીર ત્યજી દે, ત્યારે સંભવ છે કે તેને ક્ષણિક ભાવના દ્વારા અથવા એકપક્ષી ચિંતન દ્વારા વિશ્વાત્મૈક્ય-નો સાક્ષાત્કાર થતો હોય. તે ઐક્યનો અનુભવ થતાંની સાથે પોતાના શરીરને કારણે લાગતી જુદાઈ તેને માટે અસહ્ય બની જાય તો તે કારણે ઐક્યનો અનુ-ભવ કાયમનો બનાવવા માટે જો તે પોતાનું શરીર છોડી દે તો તેની પણ એક સ્વતંત્ર કોટિ ગણવી જોઈએ. આજે તો લોકો એને ક્ષણિક ઘેલછાનો જ આવેગ કહે. કોઈક વળી એને કાવ્યમય વૃત્તિનો ઉત્કર્ષ કહીને એનું સમર્થન પણ કરે. હું તો એને સાધનાનો ઉન્માદ કહું છું. એવા સ્થાનમાં જતાં ભાવનાનો જે ઉદ્રેગ થાય છે તેનો થોડો અનુભવ કર્યો હોવાથી મેં એને સાધનાનો ઉન્માદ કહ્યો. એ તો જે હોય તે ખરું, પણ આ પ્રકારના પ્રાણત્યાગનું ન સમર્થન થઈ શકે, ન એની નિંદા કરી શકાય. 'मारणान्तिक संल्लेखना'નો જ એક પ્રકાર એ હોઈ શકે. ઉપવાસ દ્વારા જ શરીર છોડી દેવું જોઈએ એવી મર્યાદા 'मारणान्तिक संल्लेखना' માટે આપણે શા માટે બાંધીએ?

વિજયનગરના કોઈ રાજાએ મોટા સમારોહ સાથે નદીમાં પ્રવેશ કર્યો અને સહુ પ્રજાજનોને નમસ્કાર કરી જળ-સમાધિ લીધી, એવું વર્ણન મેં કોઈ કન્નડ ગ્રંથમાં વાંચ્યું હતું. આ કિસ્સો પણ 'मारणान्तिक संल्लेखना'નો પ્રકાર બની શકે.

આત્મહત્યા અથવા સ્વેચ્છાએ સ્વીકારેલા મરણનો અહીં કાયદાની દૃષ્ટિએ વિચાર નથી કર્યો. કાયદો તો સમાજની બહુજનમાન્ય કલ્પનાને અથવા એના બહુજનસ્વીકૃત આદર્શોને દૃઢ કરે છે. સામાજિક આદર્શોનું વિવેચન કાયદાની પાછળ પાછળ ચાલી ન શકે. કાયદાએ આદર્શને અનુસરવું જોઈએ.

એક જાપાની વીર પોતાના શરીર ઉપર જાતજાતના બૉમ્બ બાંધી વિમાનમાં બેઠો. વિમાન ઊડતું ઊડતું શત્રુની કોઈ આગબોટ પર બરાબર આવતાંની સાથે જ તે વીર વિમાનમાંથી આગબોટના ભૂંગળામાં કૂદી પડયો. આમ કરીને તેણે શત્રુની આગબોટનો અને સાથોસાથ પોતાનો પણ નાશ કરી નાખ્યો. ગયા યુદ્ધ વખતે આવું વર્ણન મેં ક્યાંક વાંચ્યું હતું. આ પ્રકારની વીરતા દાખવનાર વીરોની જમાતને 'સ્યૂસાઇડ સ્ક્વૉડ' (Sucide squad) કહે છે. મહાભારતમાં પણ સંશપ્તક દળની વાત આવે છે. એ લોકો ભારતીય ન હતા. જ્યારે એઓ લડવા જતા ત્યારે 'જીવતો પાછો નહીં ફરું' એવી પ્રતિજ્ઞા લઈને જ નીકળતા. આ પણ 'સ્યૂસાઇડ સ્ક્વૉડ'ના જેવું જ સૈન્ય હતું.

આ સ્વેચ્છા-મરણની સમાજ તારીફ કરે છે. એવા વીરોના રાસડા રચાય છે. આત્મહત્યા કહીને કોઈએ એની ક્યારેય નિંદા કરી નથી. મામૂલી યુદ્ધમાં દરેક આદમી મરી જ જાય એવું નથી. જે યુદ્ધ કરવા નીકળી પડે તે મોતનું જોખમ ઉઠાવે છે. પણ 'સ્યૂસાઇડ સ્કવૉડ'માં તો મૃત્યુતિથિ નિશ્ચિત જ છે. છતાં એને કોઈ આત્મહત્યાનો અપરાધ કહેતું નથી કારણ કે એમાં પ્રેરણા હોય છે ક્ષાત્રધર્મ દ્વારા સર્વોત્તમ રાષ્ટ્રસેવા કરવાની.

ગાંધીજી જેને આમરણ ઉપવાસ કહેતા તેમાં અને આ 'मारणान्तिक संल्लेखना'-માં મોટો ફેર છે. આમરણ ઉપવાસના મૂળમાં મરવાની ઇચ્છા હોતી નથી; અનશન દ્વારા કોઈના મન અને હૃદય ઉપર અસર કરવાનો ઉદ્દેશ હોય છે. અસર થતાંની સાથે જ ઉપવાસ છોડવાનો સંકલ્પ હોય છે. થોડા દિવસ અનશન કરીને સંતોષ માનવાની આમાં વાત નથી. સાત કે દસ દિવસના ઉપવાસ પછી પણ અસર ન થાય તો બાર-પંદર દિવસ સુધી ઉપવાસ લંબાવવાનો અને એમ લંબાવતાં લંબાવતાં દેહ છૂટી જાય તો તે પરિસ્થિતિનો પણ સ્વીકાર કરી લેવાનો સંકલ્પ એની પાછળ હોય છે. ઉપવાસ દ્વારા અસર કરવાનો સંકલ્પ અને જરૂર પડયે મરવાની પણ તૈયારી, એ પ્રકારનું એનું સ્વરૂપ છે. 'मारणान्तिक संल्लेखना'માં મરણ જ પ્રાપ્તવ્ય હોય છે અને તેથી સામાન્ય લોકો એને આત્મહત્યા જાણીને એનો વિરોધ કરે છે. શિકારીની માફક મૃત્યુ માણસની પાછળ પડે અને બચી જવા માટે તે

નાસભાગ કરે એવું દૃશ્ય માણસને શોભા આપતું નથી. જીવનનું પ્રયોજન પૂરું થયું છે એમ લાગતાંની સાથે જ મૃત્યુને આદર આપવા ખાતર અતિથિ ગણીને તેને નિમંત્રણ આપવું, તેનું સ્વાગત કરવું, અને એ રીતે સ્વેચ્છાએ સ્વીકારેલા મરણ દ્વારા જીવનને કૃતાર્થ કરવું, એ એક સુંદર આદર્શ છે. માનવ-જીવનનું ચિંતન કરનારાઓએ એની ગહનતા પર વિચાર કરવો જોઈએ.

ઑગસ્ટ ૧૯૫૯

## ૭. મરણ-દાન

ભ્રાતૃભાવે, કૌટુંબિકભાવે કે દયાભાવે આપણે મનુષ્યોની અને મનુષ્યેતર જીવોની કોઈ ને કોઈ સેવા કરતા જ રહીએ છીએ. સેવા-વૃત્તિ મનુષ્ય-સ્વભાવનું સહજ અને સુંદર અંગ છે. સેવાની આવશ્યકતા હોય તેવે પ્રસંગે મોઢું ન ફેરવી લેવું, અને સેવાની જરૂર ન હોય ત્યાં મોહવશ બનીને સેવા કરી આસેવાના દોષમાં ન ફસાવું, એ છે મનુષ્યનો ધર્મ. આ ધર્મને યથાર્થ રૂપે સમજવા માટે સેવા-ધર્મના રહસ્યને સારી પેઠે સમજી લેવું જોઈએ.

ભૂખ્યાંને અન્ન આપવું, તરસ્યાંને પાણી કે શરબત પાવું, થાકેલાંને આરામ અને આહાર આપવાં, ડરી ગયેલાંને અભયદાન આપવું, હારી ગયેલાંને આશ્વાસન અને પ્રોત્સાહન આપવાં, રોગીને દવા આપવી અને પથ્યનો પ્રબંધ કરવો, શરણાગતને આશ્રય આપવો, ગૃહસ્થાશ્રમમાં પ્રવેશવા ઇચ્છનારને કન્યા આપવી, જિજ્ઞાસુને જ્ઞાન આપવું, ઉત્કટ સાધકને સાધના બતાવવી, પુરુષાર્થીને સહકાર આપવો, પ્રતિજ્ઞાદુર્બલને વચન પાળવામાં કે વ્રત પાળવામાં મદદ કરવી, ઊંઘતાને વેળાસર જગાડવો, પ્રમાદીને સાવધ કરવો વગેરે સેવાના અનેક પ્રકાર છે. અન્નદાન અને અભયદાનથી માંડીને જ્ઞાનદાન અને સહયોગદાન સુધીનાં અનેક પ્રકારનાં દાનો દ્વારા આપણે સેવા કરી શકીએ. આવી દાનવૃત્તિમાં પ્રેમભાવ જ પ્રેરક હોય છે. જેમને કોઈ પણ પ્રકારનું દાન આપીએ, તેમનું ભલું કરવાની જ ઇચ્છા એમાં રહેલી હોય છે.

હવે સવાલ એ છે કે કોઈ જીવને જીવવું અસહ્ય થઈ પડયું હોય, તેને માટે જીવવાનો કોઈ જ અર્થ રહ્યો ન હોય, અને એવી હાલતમાં જો તેને મરણની જરૂર હોય તો તે ટાણે આપણે તેને મદદ કરવી જોઈએ કે નહીં? મહાદજી શિંદેના સમયનો ઇતિહાસ વાંચતાં જ એક ઘટના જાણવા મળી હતી તેનો ઉલ્લેખ આગળના પ્રકરણમાં આવી ગયો છે.*

---

* જુઓ પૃ. ૪૦૮.

શું આપણે એને ખૂન કહીશું? મારે મતે તો મરણ-દાનનું આ વિશુદ્ધ ઉદાહરણ છે. જે વટેમાર્ગુએ પેલા મૃત્યુને ઝંખતા ઘાયલ વીરના ગળામાં ખંજર ભોંકીને તેને વેદનામુક્ત કર્યો હતો તેણે સત્કર્મ જ કર્યું હતું. આવા અવસરે દરેક સજ્જનનું એ જ કર્તવ્ય હોઈ શકે. આ મરણ-દાનને આપણે ખૂન કે હત્યા કહી ન શકીએ. જેવી રીતે સર્જન – Surgeon – (શલ્યવૈદ્ય) દરદીનો રોગયુક્ત હાથ કે પગ કાપીને દૂર કરે છે અને દરદીની સેવા કર્યાનો આનંદ અનુભવે છે, તેવી જ રીતે ખાસ અવસર આવી પડતાં આખું શરીર કાપીને દરદીને તેની અસહ્ય પીડામાંથી મુક્ત કરવો તે પણ એક સેવા જ છે.

જુલિયસ સીઝરના રાષ્ટ્રીય ખૂનમાં સીઝરનો પ્રિય મિત્ર બ્રૂટસ પણ સામેલ હતો. રોમની જનતા બ્રૂટસ પર ચિડાઈ જઈને તેને મારવા દોડી. બ્રૂટસ નાઠો, પરંતુ લોકો એને ઘેરી વળ્યા. એણે વિચાર કર્યો, 'મારે આ લોકોને હાથે શા માટે મરવું?' પોતાના નોકરને એણે કહ્યું, "અહીં દીવાલની પાસે તું ઊભો રહે. તારી તલવાર મારી તરફ તાકીને મજબૂત પકડી રાખ." નોકરે એ પ્રમાણે કર્યું, ત્યાં બ્રૂટસ દોડતો આવ્યો અને તલવાર પર ધસી ગયો. તલવાર એના પેટની આરપાર નીકળી ગઈ અને બ્રૂટસના જીવનનો અંત આવી ગયો. આમ ખૂનથી બચવા બ્રૂટસે આત્મહત્યા કરી. નોકરે પોતાના માલિકને મરણ પામવામાં મદદ કરી. આ પણ એક પ્રકારનું મરણ-દાન જ ગણાય.

એક સજ્જનને કોઢ નીકળ્યો. એ ગળતો કોઢ હતો. એને રક્તપિત્ત પણ કહે છે. જાતજાતના ઇલાજ કરવા છતાં તે મટ્યો નહીં. આખા શરીરે ફેલાઈ ગયા. હાથ, પગ, નાક, કાન, આંખ કશું બાકી ન રહ્યું. જીવવું અકારું થઈ પડ્યું. એની ચાકરી કરનાર પણ થાક્યા. રોગ મટશે એવી આશા હોત તો તેઓ ન થાકત. અહીં તો મરણ આવતું ન હતું તે કારણે જ ચાકરી કરતા રહેવાની વાત હતી. આ આખી પરિસ્થિતિ સમજી જતાં દરદીએ દાક્તરને વિનંતી કરી કહ્યું: "મારા જીવવામાં હવે શો સાર છે? મારું આ પીડાકારી ગંધાતું શરીર અને અર્થહીન જીવન જોયા કરવું એમાં તમારી શી શોભા છે? આવા શાપરૂપ જીવનમાંથી મને છોડાવવો એ શું તમારી ફરજ નથી? તમારો દયાધર્મ શું કહે છે? મને જો મરણ-દાન નહીં આપો તો શું તમારી કઠોરતા અને ક્રૂરતા નથી? બીજું કાંઈ નહીં તો પણ એ તમારી કાયરતા તો ખરી જ."

હું માનું છું કે આવી હાલતમાં મરણ-દાન આપીને દરદીને દેહ છોડવામાં મદદ કરવી એ જ દાક્તરનું પવિત્ર કર્તવ્ય છે. એ કર્તવ્યને ટાળવું તે સામાજિક ગુનો છે, અધર્મ છે.

સાબરમતીના સત્યાગ્રહ આશ્રમમાં અમે એક ગૌશાળા ચલાવતા હતા. એમાં ગાયનો એક વાછરડો બીમાર પડ્યો. અમારી આશ્રમવાસીઓની ગૌભક્તિ કાંઈ જેવીતેવી ન હતી. આશ્રમ પાસે સેવકો અને પૈસાની પણ ખેંચ ન હતી. ગામના

અને શહેરના પશુવૈદોને બોલાવી લીધા. બધી જ જાતના ઈલાજ કર્યા, પરંતુ વાછરડાનો રોગ મટયો નહીં. તેની છેલ્લી ઘડી પાસે આવી. ચાર-છ દિવસની વેદના ભોગવીને વાછરડો મરી જાત. એ પરિસ્થિતિમાં ગાંધીજીએ સવારની પ્રાર્થના બાદ આશ્રમની થોડી મુખ્ય વ્યક્તિઓને બોલાવીને પૂછયું, "તમારો શો મત છે? આ વાછરડાના જીવનનો અંત લાવી દેવો એ આપણો ધર્મ છે એમ હું માનું છું. તમારો અભિપ્રાય મારે જોઈએ છે." મેં કહ્યું, "આપની સાથે હું સંમત તો છું, પણ આ સવાલ ઘણો ગંભીર છે. મારો ધર્મ છે કે વાછરડાની આ ક્ષણની હાલત હું જોઉં અને તે પછી મારો અભિપ્રાય આપું."

હું ગૌશાળામાં ગયો ત્યારે વાછરડો બેહોશ થઈને પડયો હતો. કશું જ હલન-ચલન ન હતું. મને વિમાસણ થઈ કે આ સ્થિતિમાં મારે નિશ્ચિત મત બાંધવો શી રીતે?

પણ એટલામાં વાછરડાના શરીરમાં વેદનાનો નવો પ્રકોપ થયો. તે પોતાના ચારે પગ જોરજોરથી પછાડવા લાગ્યો. તેની વેદના દેખી નહોતી જતી. મેં મારો મત નક્કી કરી લીધો.

ગાંધીજીએ એક દાક્તરને બોલાવ્યા. દાક્તરે એક એવું ઇંજેક્શન આપ્યું કે ક્ષણવારમાં વાછરડો શાંત થઈ ગયો. એની જીવનયાત્રાનો છેડો આવી ગયો.

આ આખો કિસ્સો ગાંધીજીએ વર્તમાનપત્રમાં છાપ્યો. તેની સાથે જ હિંદુ સમાજમાં ભારે હોહા મચી ગઈ કે મહાત્માજીએ ગોહત્યાનું પાપ કર્યું! આ અંગે ગાંધીજીને અનેક લેખો લખવા પડયા અને એ પ્રકરણ પત્યું.

સરદાર વલ્લભભાઈએ કહેલું કે "વાછરડો આપોઆપ ચાર-છ દિવસમાં મરી જશે. એનો જલદી છુટકારો કરવા જતાં તમે નાહક ટીકાટિપ્પણ વહોરી લેશો. વળી, અત્યારે અમે ફંડ એકઠું કરવા અમદાવાદ, સુરત, મુંબઈ જઈ રહ્યા છીએ તેમાં બાધા આવશે." ગાંધીજીએ માત્ર એટલું જ કહ્યું, "વાત સાચી છે. પરંતુ આ ધર્મનો સવાલ છે. વાછરડા પ્રત્યે આપણો જે ધર્મ છે તેનાથી વિમુખ આપણે શી રીતે થઈ શકીએ?"

ધર્મની બાબતમાં ગાંધીજી સાથે ચર્ચામાં ન ઊતરવું એવો વલ્લભભાઈનો નિશ્ચય હતો. તેઓ ચુપચાપ ચાલ્યા ગયા.

જાનવરોની બાબતમાં, ખાસ કરીને આપણા ઘરમાં પ્રેમથી પાળેલાં જાનવરોની બાબતમાં, મરણ-દાન રૂપી કર્તવ્યનો સ્વીકાર કરવાનું એટલું કઠણ નથી. ઉપરના કિસ્સામાં જો ગાયના વાછરડાનો સવાલ ન હોત અને બીજા કોઈ પ્રાણીનો હોત, તો સમાજમાં આટલી હોહા ન થાત. લોકો પોતાની બુદ્ધિ દોડાવીને મરણ-દાનની વાત કદાચ સહેલાઈથી માની જાત.

પરંતુ આવી કોઈ ખાસ પરિસ્થિતિમાં માણસને મરણ-દાન દેવું શાસ્ત્રોક્ત કે ધર્મ્ય છે કે નહીં, એ સવાલ ભારે મૂંઝવણભર્યો છે.

પાળેલું જાનવર આપણો પ્રેમ સમજી શકે છે. તે સામો પ્રેમ કરે પણ છે. પરંતુ તે નથી પોતાની પરિસ્થિતિ પૂરેપૂરી સમજી શકતું, નથી વિચારપૂર્વક પોતાનો અભિપ્રાય બાંધી શકતું, કે નથી પોતાનો મત દર્શાવી શકતું. તેથી, જેમ નાનાં બાળકોની બાબતમાં માબાપ અથવા પાલકને જ બધું નક્કી કરવું પડે છે, તે જ રીતે પાળેલાં જાનવરોની બાબતમાં પણ નક્કી કરવાનો માલિકને અધિકાર છે.

બધા જ માણસોની દાનત સાફ હોય તો માણસને મરણ-દાન દેવાનો સવાલ પણ સરળ થઈ જાય. દરદી અથવા મરણ-દાન માટે વિનંતી કરનાર જાતે જ કહે કે મને મરણ આપો અને સમાજ (એટલે કે સમાજના પ્રતિનિધિ) પણ માન્ય રાખે કે પ્રસંગ મરણ-દાનને યોગ્ય છે, તો ગંભીરતાપૂર્વક વિચાર કરવા માટે થોડોક સમય આપ્યા પછી મરણ-દાનનું ઔચિત્ય સ્વીકારી લઈને એટલી સેવા થઈ શકે.

પરંતુ માનવ-સમાજમાં લોકોના અરસપરસના સંબંધો ઘણા જટિલ હોય છે. કોઈને કોઈની સાથે છૂપી દુશ્મનાવટ હોય છે. અમુકના મરણથી કોઈ બીજાને આર્થિક કે બીજા કોઈ પ્રકારના લાભ મળે અથવા અધિકાર પ્રાપ્ત થાય એવું પણ બની શકે. જે જે હેતુઓને લીધે એક માણસ બીજાનું ખૂન કરી શકે, તે તે હેતુ-ઓથી પ્રેરાઈને માણસ ચાલબાજી કરી શકે અને મરણ-દાનની યોગ્યતા બનાવટી ઢબે સિદ્ધ કરી શકે. આમ હોવાથી માણસને મરણ-દાન આપવાના શુદ્ધ અને સ્પષ્ટ પ્રસંગ અને તેમનું ઔચિત્ય માન્ય રાખવા છતાં મરણ-દાન માટે સંમતિ આપવી એ ખતરનાક છે.

એટલે સમાજ કહેશે કે માનવ-સંસ્કૃતિના હાલના તબક્કામાં તો કોઈ પણ રૂપમાં મરણ-દાન માટે સંમતિ ન આપવી સારી. વ્યવહારની દૃષ્ટિએ આ નિશ્ચય કે નીતિ અનુચિત નથી. પરંતુ, શુદ્ધ અને પવિત્ર સેવાધર્મના તકાજાને આપણે અવગણી પણ ન શકીએ. કોઈ માણસ બીમાર પડે છતાં તેને દવા ન આપવી, કોઈ ઉપચાર જ ન કરવો એ જેવી અસામાજિક વૃત્તિ છે, કઠોરતા છે, ગુનો છે, તે જ રીતે જ્યાં મરણ-દાન આપવું તે જ સર્વોચ્ચ સેવા છે ત્યાં તેના તરફથી મોં ફેરવી લેવું એ હાલની માનવ-સંસ્કૃતિને ધ્યાનમાં લેતાં ગુનો છે, કર્તવ્યભ્રષ્ટતા છે. થોડાં વરસ પહેલાં બનેલી એક સાચી ઘટનાનું થોડું વિવેચન અહીં કરવા જેવું છે. એ ઘટના ઇંગ્લૅન્ડની હતી કે અમેરિકાની તે હું ભૂલી ગયો છું.

એક માણસની પત્નીએ એક બાળકીને જન્મ આપ્યો અને તે મરી ગઈ. પિતાએ જોયું કે બાળકી આંધળી અને બહેરી છે. આગળ જતાં ખબર પડી કે તે બાળકી મૂંગી પણ છે. પોલિયો કે એવા કોઈ રોગમાં બાળકીના પગ પણ ગયા. પિતાએ પોતાની જવાબદારી સમજીને ખૂબ પ્યારથી અને લગનીથી બાળકીનું લાલનપાલન કર્યું.

હવે આપણે વિચાર કરીએ કે જે છોકરી જિંદગીભર દુનિયા જોઈ શકવાની નથી, કશું સાંભળી શકવાની નથી, જેની પાસે સમજવા કે વિચારવા માટે ભાષા

નથી, તેનો માનસિક વિકાસ શી રીતે થાય? જાનવરોને પણ બધું નહીં તો આંખ-કાન તો હોય છે. તે કારણે પરિસ્થિતિને તેઓ અમુક હદે સમજી શકે છે. પ્યાર અને ચાકરીને પણ સમજી શકે છે. અહીં તો હાલત હતી 'અમીબા' જેવી. ખાવું-પીવું અને જીવવું. બાળકીને મગજ ભલે હતું પણ તેનો સહેજ પણ વિકાસ શક્ય ન હતો. એવી હાલતમાં બાળકીની પ્રકૃતિની પણ કલ્પના આપણે કરી શકીએ.

પોતાની તમામ શક્તિ કામે લગાડીને ભારે બહાદુરી અને અસાધારણ નિષ્ઠાથી બાપે દીકરીની સેવા કરી. હવે દીકરી ત્રીસ વરસની થઈ. બાપ ઘરડા થતાં પાંગળા બન્યા. પોતાની જાતને સંભાળવાનું પણ એમને મુશ્કેલ બન્યું. પોતે હવે દુનિયામાં થોડા દિવસનો જ મહેમાન છે એ એણે જોઈ લીધું. દીકરીની ચિંતા તો હતી જ. પોતાના મૃત્યુ પછી આ મૂંગી, બહેરી, આંધળી તથા પાંગળી દીકરીની સંભાળ કોણ લેશે? પ્રેમપૂર્વક તેની ચાકરી કોણ કરશે? બાપે ખૂબ વિચાર કર્યો, જાતજાતના ઉપાય વિચાર્યા, પણ તેને કશું ન સૂઝ્યું. દીકરીની જે પ્રેમથી પોતે ચાકરી કરી હતી તે જ લોકોત્તર પ્રેમે એને હિંમત આપી. છેલ્લે સેવાના રૂપમાં દીકરીને મરણ-દાન દેવાનો એણે સંકલ્પ કરી તેનો અમલ પણ કર્યો. દીકરી જીવતી હતી તે કાળે જે સમાજે બાપને લેશમાત્ર મદદ કરી ન હતી, એની સાથે વિચારવિનિમય સુધ્ધાં નહોતો કર્યો, તે સમાજે — સમાજના સરકારી પ્રતિનિધિઓએ પિતા ઉપર દીકરીના ખૂનનો આરોપ મૂક્યો. કોર્ટમાં મુકદ્દમો ચાલ્યો. ન્યાયાધીશ વિમાસણમાં પડી ગયા. આવો કિસ્સો તેમની સમક્ષ ક્યારેય આવ્યો ન હતો. કાયદાની બહાર તેઓ જઈ શકતા ન હતા. ખૂબ વિચાર કરીને એમણે ફેંસલો આપ્યો કે બાપે દેખીતી રીતે મનુષ્ય-વધનો ગુનો તો કર્યો છે, પરંતુ અસાધારણ પરિસ્થિતિમાં તેમ થયું છે, તે ધ્યાનમાં લઈને તેને ક્ષમા કરવામાં આવે છે.

વૃદ્ધ પિતા મરણને કાંઠે પહોંચ્યો જ હતો. કોર્ટે તેને મૃત્યુની સજા ફરમાવી હોત તો કદાચ તે એ સજા હર્ષથી સ્વીકારી લેત. દીકરીની છેવટ સુધી સેવા કર્યાનો સંતોષ એને હતો જ. પોતાના મૃત્યુ પછી પુત્રીની જે વિડંબના થાત તેમાંથી તેને બચાવી લેવા માટે જ તેણે પુત્રીને મરણ-દાન દીધું હતું, એ વાતનો એને સંતોષ હતો. યજ્ઞકર્મ પૂરું થયા પછી અવભૃથ સ્નાન કરીને યજમાન જે કૃત-કૃત્યતાનો સંતોષ અનુભવે તેવો સંતોષ એણે મેળવ્યો હતો. સમાજ કે કોર્ટ શું કહે છે તેની એને ચિંતા ન હતી.

પરંતુ સમાજનું હિત જોનાર, સમાજધર્મની મીમાંસા કરનાર આપણે શું કહીશું? શું આપણે પણ ન્યાયાધીશની સાથે સંમત થઈને કહીશું કે બાપે જે કર્યું તે અયોગ્ય હતું? અથવા તો બાપના અંતરમાં પ્રવેશ કરીને કહીશું કે પ્રેમધર્મ, સેવાધર્મ અને સમાજધર્મ સમજનાર માણસ આથી જુદું કાંઈ કરી ન જ શકત, બાપે જે કર્યું તે યોગ્ય જ હતું?

એ દિવસોમાં વર્તમાનપત્રોમાં આ કિસ્સો મેં વાંચ્યો ત્યારે મારા મનમાં જોરથી 'ભવતિ ન ભવતિ' ચાલ્યું. વિચાર આવ્યો : પિતાએ જે કાંઈ કર્યું, ત્રીસ ત્રીસ વરસ સુધી પુત્રીની ચાકરી કરી, તેમાં મુખ્ય ભાવ જવાબદારીનો હતો — 'મેં જે જીવને જન્મ આપ્યો તેની સેવા કરવી એ મારો ધર્મ છે.' પિતૃપ્રેમનો હિસ્સો પણ એમાં હતો જ. પરંતુ ખુદ પિતા ન હોય તેવા માણસો કેવળ માનવ-પ્રેમને કારણે અને સામાજિક જવાબદારીના ખ્યાલથી એ પિતાના જેવી સેવા ન કરી શકે? મને લાગે છે કે લાખોમાં આ પ્રકારની સેવા કરનારો પરોપકારી સજ્જન એક પણ નહીં મળે. પરંતુ દરેક દેશમાં, દરેક સમાજમાં, દરેક ધર્મમાં એવા સાધુસંતો પેદા થયા છે કે જેઓ કેવળ શુદ્ધ પ્રેમભાવનાથી આ પિતા કરતાં પણ વધારે સેવા કરી શક્યા છે. પિતાએ પોતાની પુત્રીનો આખો કિસ્સો સમાજ અને ધર્મપરાયણ લોકો સામે શા માટે રજૂ ન કર્યો? જેણે પોતે આવી લોકોત્તર સેવા કરી, તે બીજા માણસોની લાગણીની બાબતમાં આવો નાસ્તિક કેમ બન્યો? તેણે શા માટે માની લીધું કે તેનો એક પણ સમાનધર્મી દુનિયામાંથી નહીં મળે? મારા મનમાં આ વિચાર આવ્યો તો ખરો, પણ સાથે બીજો વિચાર એ પણ આવ્યો કે સ્વસ્થ સ્થિતિમાં આ રીતે આદર્શ નિર્ણયની વાત વિચારવી સહેલી છે. એ પિતાને સ્થાને આપણે હોત તો શું કરત, એ પણ એક સવાલ છે. એણે અંતિમ અને અપરિહાર્ય સેવા રૂપે પોતાની પુત્રીને જે મરણ-દાન આપ્યું તેના કાજી બનનાર આપણે કોણ?

માણસ પોતે પોતાની સમગ્ર પરિસ્થિતિ વિચારીને ગંભીરતાપૂર્વક મરણની ઇચ્છા કરે અને સ્વેચ્છા-મરણ તેને માટે શક્ય ન હોય ત્યારે તેની વિનંતી પરથી તેને મરણ-દાન કયા સંજોગોમાં આપી શકાય તેનો વિચાર જ મહત્ત્વનો છે.

સાથે સાથે એ પણ વિચારવું પડશે કે અંતિમ નિર્ણય લેવાની સત્તા કોને હોવી જોઈએ. જીવનશાસ્ત્રમાં પારંગત કોઈ તબીબ, ઉચ્ચ કોટિનો દાક્તર, કાયદો જાણનાર કોઈ સારો ન્યાયાધીશ, સામાજિક ધર્મ અને અધ્યાત્મને સમજનાર કોઈ ધર્મપરાયણ વ્યક્તિ, દરદી કે મરણને માટે આતુર વ્યક્તિનો કોઈ નિકટનો પ્રેમી અને સંબંધી — આવા આવા માણસોની એક સમિતિ બનાવીને તેમના અભિપ્રાય જાણ્યા પછી નિર્ણય લેવાનું ઠીક પડે.

મરણ-દાનના પ્રસંગ સમાજમાં વિરલ હોય છે, એટલે એવી સમિતિ ખાસ કોઈ એક પ્રસંગ પૂરતી જ નીમવી પડે. આવા પ્રસંગ ભલે વિરલ હોય, પરંતુ તેમનો યોગ્ય ઉપાય કરવાથી માનવ-સંસ્કૃતિ એક ડગલું આગળ વધશે અને જીવન-મરણના વિષયમાં આજે જે અબુદ્ધિનું રાજ ચાલે છે તે દૂર થશે.

ઑક્ટોબર ૧૯૫૬

# ૮. અનાયાસ મરણ

સ્વેચ્છા-મરણ અને મરણ-દાન એ બંને સાથે સંબંધ ધરાવનાર ત્રીજો સવાલ છે અનાયાસ — વેદનારહિત — મરણનો.

સામાન્ય રીતે મનાય છે કે મનુષ્ય દરેક જાતનું દુ:ખ સહન કરીને પણ જીવવાનું પસંદ કરે છે. પરંતુ એવા પણ માણસો મળી આવે છે કે જેમનું મન મરણ માટે હંમેશાં તૈયાર હોય છે, પણ શારીરિક વેદના સહન કરવા તેઓ તૈયાર નથી હોતા. જેમ માણસને ઊંઘ આવે છે તે જ રીતે જો મરણ આવતું હોય તો એવા માણસો લેશમાત્ર નારાજ નહીં થાય.

કેટલાક માણસો કહે છે કે શરીરથી પ્રાણનું અલગ થવું એ ખાસ કષ્ટપ્રદ નથી. માણસને મૃત્યુનો જે ભય રહે છે તે માનસિક છે. જેની મારફતે સુખદુ:ખ ભોગવ્યાં, જીવનનો અનુભવ અને જીવનની સાધના પણ જેની મારફતે કર્યાં તે શરીરને છોડી જવા મન તૈયાર થતું નથી. પોતાના અસ્તિત્વના લોપની કલ્પના જ માણસને ભય પમાડે છે. સ્ત્રી, પુત્ર વગેરે સૌ સગાંસંબંધીઓ તેમ જ ઇષ્ટ મિત્રોને છોડી જવાં એ પણ એને માટે દુ:ખદાયક છે. કેટલાક માણસોને પોતાની સઘળી માલમિલકત છોડતાં પ્રાણઘાતક દુ:ખ થાય છે! જેમણે પોતાના જીવનકાળમાં કશુંક મોટું કાર્ય સિદ્ધ કરવાનો સંકલ્પ કર્યો હોય છે તેઓને પોતાનું કાર્ય અધૂરું મૂકીને જતાં ખૂબ દુ:ખ થાય છે.

આવા માનસિક દુ:ખની કોઈ દવા નથી. જે ગીતાધર્મી છે, વેદાન્ત જાણે છે, જેનો સ્વભાવ મૂળથી જ આસ્તિક છે, તેને એવું માનસિક દુ:ખ નહીં થાય. આત્મા અમર છે, સંકલ્પશક્તિ સર્વસમર્થ છે, જન્મ-મરણની ઘટમાળ ચાલ્યાં જ કરે છે. આ જન્મમાં જે ન થયું તેને પૂરું કરવા બીજો જન્મ થવાનો જ છે એવી જેને શ્રદ્ધા છે, તેને માનસિક દુ:ખ થવાનું કશું કારણ નથી.

જેમને સમાજની માનવતામાં વિશ્વાસ છે તેમને એવું આશ્વાસન હોય છે કે જે કામ મારાથી ન થઈ શક્યું તે પૂરું કરનારા બીજા માણસો ક્યાંક ને ક્યાંક, ક્યારેય પણ પેદા થવાના જ. 'कालो ह्यय निरवधिर् विपुला च पृथ्वी'। જેઓ એમ માને છે કે માણસની આખી જિંદગી અને દુનિયાનો બધો વ્યવહાર માત્ર એક તમાશો છે, અને તે પણ નિષ્પ્રયોજન અને નિ:સાર, તેવાઓને પણ શરીર અને દુનિયા છોડતાં માનસિક દુ:ખ થવું ન જોઈએ.

બાકી રહ્યું શારીરિક દુ:ખ, વેદના. એ દુ:ખ ઓછું કરવું કે સાવ જ દૂર કરવું તે મનુષ્યના પુરુષાર્થ પર અવલંબે છે. જેને જીવવું જ છે તે તો એ અપરિહાર્ય વેદના સહન કરી લેશે. જે વેદના ઓછી થઈ શકે એમ હશે તેને ઓછી

પણ કરશે. તેની બેવડી શરત હોય છે : મને જિવાડોય ખરા અને મારું દુઃખ પણ દૂર કરો. પરંતુ જ્યાં મરવાની તૈયારી છે ત્યાં મરણની લેવડદેવડમાં શરત એક જ કે બની શકે તો વેદના દૂર કરો. મરણની વેદનાને – આયાસને – ટાળવાની ક્રિયાને અંગ્રેજીમાં 'યુથેનેશિયા' કહે છે. હું એને અનાયાસ મરણ કહું છું. મરણનો અનાયાસ પ્રકાર પ્રાચીન સમયથી માણસ શોધતો આવ્યો છે.

રોમન બાદશાહોના જમાનામાં જ્યારે બાદશાહ કોઈ મોટા માણસ ઉપર નારાજ થાય અને તેને દેહાંત દંડની સજા ફરમાવે ત્યારે તે માણસને પકડી લઈને તેનો વધ કરવાનો અશિષ્ટ પ્રકાર ટાળવાનું તે પસંદ કરતો. કહેરાવી દે કે બાદશાહે તમને દેહાન્ત દંડની સજા કરી છે, એટલે પછી તે માણસ જાતે જ પોતાને અનુકૂળ હોય તે ઢબે મૃત્યુને ભેટતો. રોમન સમ્રાટ નીરોએ પોતાના વૃદ્ધ મુખ્ય પ્રધાન સેનેકાને મૃત્યુદંડ દીધો. સેનેકાએ સમ્રાટને સંદેશો મોકલ્યો કે આપ મારી તમામ મિલકત લઈ લો અને મને નિવૃત્તિમાં જીવવા દો. પણ બાદશાહ માન્યો નહીં.

એ જમાનામાં મરવાનો એક સરળ રસ્તો હતો ધોરી નસ કાપી નાખી લોહી વહાવી દેવાનો. લોહી વહેતાં વહેતાં માણસ બેહોશ બને અને કશી વેદના અનુભવ્યા વિના એના જીવનનો અંત આવી જાય. સેનેકાએ પોતાની નસ કપાવી પણ એના વૃદ્ધ શરીરમાંથી લોહી નીકળ્યું જ નહીં. એટલે તે જઈને ગરમ પાણીમાં બેઠો. હવે લોહી વહેવા લાગ્યું અને થોડી વારમાં સેનેકા મૃત્યુ પામ્યો. સેનેકા તત્ત્વજ્ઞાની હતો. તેનાં જ્ઞાનવચનો આજે પણ આખી દુનિયા વાંચે છે.

આજે જ્યારે વાઢકાપની, નસ્તર મૂકવાની વિદ્યાએ અસાધારણ પ્રગતિ કરી છે, માણસને બેહોશ બનાવવાની અથવા શરીરનો ચોક્કસ ભાગ બહેરો કે ખોટો કરી નાખવાની તરકીબ માણસે શોધી કાઢી છે, ત્યારે સ્વેચ્છા-મરણ અને મરણદાનનો અધિકાર અને કર્તવ્ય સ્વીકારી લેવામાં આવે તો અનાયાસ મરણનો માર્ગ હવે સુલભ છે.

આમ છતાં થોડાક માણસો કહે છે કે મૃત્યુની ક્ષણે ચિત્ત જાગ્રત રહે અને પરલોક માટે આવશ્યક તૈયારી કરે, એ જરૂરી છે. સ્વેચ્છા-મરણમાં એ પણ થઈ શકે. માણસ પોતે પૂરી તૈયારી કરી લે. વસિયતનામું કરવું હોય તો તે પણ કરે. કોઈને કાગળપત્ર લખવો હોય તો તે લખે. જેમની વિદાય લેવાની હોય તેમની વિદાય લઈ લે. પ્રાર્થના અને ધ્યાન કરવાં હોય તો તે પણ કરી લે, અને પછી સુંદર રીતે નિરાંતે મૃત્યુને ભેટે. મૃત્યુ પણ એક સુંદર ચીજ છે. તેની આગવી ખિજાવત હોય છે. ધૂપ કે કપૂર સળગીને સમાપ્ત થતી વખતે જેમ સુગંધ ફેલાવે છે, તે જ રીતે સજ્જનોનું મૃત્યુ પણ પ્રસન્ન મંગલ અને સુવાસભર્યું હોવું ઘટે. સંગીતનો લય જેમ મધુર હોય છે અને પોતાની પાછળ આનંદદાયી સ્મૃતિ મૂકી જાય છે, તેમ જીવનના લયને પણ આપણે સંગીતમય, આહ્લાદમય અને પરમ–શાંતિયુક્ત બનાવી શકીએ. માનવ-સંસ્કૃતિનું આ આવશ્યક અંગ છે.

જીવન-લંપટ સંસ્કૃતિ અધૂરી સંસ્કૃતિ છે. મૃત્યુમાં જીવનની કૃતાર્થતા છે, એટલું સમજનાર સંસ્કૃતિ હવે શરૂ થવી જોઈએ.
ઑક્ટોબર ૧૯૫૬

## ૯. આત્મરક્ષણ માટે મરણ

બનતાં સુધી ખલિલ જિબ્રાને કહ્યું છે, "એક માણસે આત્મરક્ષા માટે આત્મહત્યા કરી." આ વાક્ય સાંભળતાં વિચિત્ર લાગે છે.

પોતાના ઉપર અત્યાચાર ન થાય એ ઉદ્દેશથી રાજપૂત અને બીજી કન્યાઓએ કેટલીય વાર જૌહર કરીને સાબિત કર્યું છે કે આત્મરક્ષા પ્રાણરક્ષા કરતાં પણ ચઢિયાતી છે.

વિક્ટર હ્યૂગોની વિશાલકાય નવલકથા 'લા-મિઝરેબલ'(દુખિયારાં)માં પૂજાની દીવીઓનું દાન કરી દેનાર બિશપ ક્ષમાવૃત્તિનો પ્રતિનિધિ છે. એમનો શિષ્ય છે એક ચોર અને તે આખી કથાનો નાયક છે. એની સામે ન્યાયને જ સાર્વભૌમ જીવન-સિદ્ધાંત માનનાર અને સજા તથા બદલાની ઉપાસના કરનાર પક્ષનો પ્રતિનિધિ છે પોલીસ ખાતાનો વડો. આ વાર્તામાં એવો પ્રસંગ આવે છે કે પોલીસ થાણાના વડાને ન્યાયનો પક્ષ છોડીને ઉદારતા અને ક્ષમાનો પક્ષ સ્વીકાર્યા સિવાય બીજો કોઈ ઇલાજ રહેતો નથી. એ નિષ્ઠાવાન અધિકારી 'श्रेयान् स्वधर्मो विगुणः।' અને 'स्वधर्मे निधनं श्रेयः।' એમ વિચારીને આત્મહત્યા કરી લે છે. આ પણ પ્રાણત્યાગ કરીને આત્મરક્ષણ કરવાનો જ દાખલો છે. 'संभावितस्य चाकीर्तिः मरणाद् अतिरिच्यते' એમ ભગવદ્ગીતા કહે છે ત્યાં પણ આત્મરક્ષા માટે મરણને સ્વીકારી લેવાની વાત જ સૂચવાઈ છે.

માણસને લાગે છે કે એક ખાસ પરિસ્થિતિમાં જીવવું હોય તો હીન સ્થિતિ અને હીન વિચાર કે સિદ્ધાંતને માન્ય રાખવાં જરૂરી છે, ત્યારે શ્રેષ્ઠ પુરુષ કહે છે કે જીવીને નહીં, પણ મરીને જ આત્મરક્ષા થઈ શકે. જે માણસ આ માર્ગને મંજૂર રાખે તેને આપણે આસ્તિક કહીશું.
જાન્યુઆરી ૧૯૬૧

## ૧૦. મૃત્યુની તૈયારી

જીવન અને મરણ મળીને વિશાળ જીવનસંસ્થા બને છે. બાર કલાકનો દિવસ અને બાર કલાકની રાત મળીને ચોવીસ કલાકનો દિવસ બને છે, તેવું જ આ પણ છે.

શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ મળીને માસ થાય છે. પરિશ્રમ અને આરામ મળીને પ્રવૃત્તિ થાય છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ મળીને જીવન-સાધના બને છે. મૌન અને વાણી મળીને માનવ-સંપર્ક બને છે. પ્રયોગ અને ચિંતન મળીને જ્ઞાનવૃદ્ધિ થાય છે. જાગૃતિ અને ઊંઘ મળીને શારીરિક વ્યાપાર સફળ થાય છે. શ્વાસ અને ઉચ્છ્વાસ મળીને પ્રાણની ક્રિયા ચાલે છે. એ જ રીતે જીવન અને મરણ બન્ને જોડિયાં છે.

આપણું ધ્યાન જીવન પર કેન્દ્રિત રહે છે તેથી મરણની બાબતમાં આપણે અજાણ અને ગાભરા રહીએ છીએ. એમ ન હોત તો જે આસ્થાથી, પુરુષાર્થથી અને કુશળતાથી આપણે જીવનની તૈયારી કરીએ છીએ, તે જ ઉત્કટતાથી આપણે મરણની પણ તૈયારી કરતે.

સાચું છે કે મૃત્યુ બાદ શું છે તે અંગે નિશ્ચિતરૂપે આપણે કશું જાણતા નથી, પણ એમ તો જીવનમાં આપણે ક્યાંથી અને કેવી રીતે પ્રવેશ કર્યો તે પણ નથી જાણતા. મરણ માટે તૈયારી કરવાનું કામ જેટલું સહેલું અને સ્વવશ છે તેટલું જીવન-પ્રવેશની તૈયારીનું કામ કદાચ સહેલું નથી. જીવનમાં આપણે એકાએક કોણ જાણે કઈ રીતે પ્રવેશ કરીએ છીએ! એ જ પ્રમાણે મૃત્યુ પણ આપણને કોણ જાણે કઈ રીતે એક ક્ષણમાં ઘેરી લે છે!

આ થઈ સ્થૂળ દૃષ્ટિની વાત. સૂક્ષ્મ દૃષ્ટિએ જોઈએ તો આપણા સુદીર્ઘ જીવનમાં આપણી મરણયાત્રા ક્યારે અને કેવી રીતે શરૂ થઈ, કયા વેગે ચાલી અને શી રીતે એની પરિસમાપ્તિ થઈ તે આપણે બરાબર શોધી શકીએ. જેમ શુક્લપક્ષમાં કેવળ પ્રકાશ નથી હોતો અને કૃષ્ણપક્ષમાં કેવળ અંધારું નથી હોતું, તેમ આપણા જીવન-માં મરણનો વધારો ધીરે ધીરે ઘટ્ટ થતો જોઈ શકાય છે.

કઠોપનિષદના યમરાજ કહે છે કે મરણ પછી મનુષ્ય યથાકર્મ, યથાશ્રુતં અને યથાપ્રજ્ઞા નવા જીવનમાં પ્રવેશે છે. આ જીવનમાં આપણે જેવાં કર્મ કરીએ, પ્રયોગ અને ચિંતન દ્વારા જેવાં જેવાં જ્ઞાન અને અનુભવ વધારીએ તથા આ વિશ્વ-સંસ્થાને અને જીવન-સંસ્થાને સમજવાની પ્રજ્ઞામાં વધારો કરીએ, તે પ્રકારનો નવો જન્મ આપણને મળે છે.

બીજી દૃષ્ટિએ વિચારીએ તો જેવી પૈતૃક પરંપરા હોય તેવું જીવન આપણને મળે છે. માબાપની જીવન-સિદ્ધિ કે અસિદ્ધિ અને એમના સંકલ્પોના નિચોડ અનુસાર આપણને જન્મ મળે છે. એમનાં શરીરના પરમાણુઓમાંથી આપણું શરીર બને છે. એ શરીરમાં જીવાત્મારૂપે જ્યારે આપણે પ્રગટીએ છીએ ત્યારે આપણે આપણા પૂર્વજન્મની સારરૂપ પૂંજી સાથે લઈને આવીએ છીએ. તે પછી આ દુનિયાની આબોહવા અને પાર્થિવ તત્ત્વોમાંથી આપણને પોષણ મળે છે. આપણી આજુબાજુના સમાજમાંથી આપણને જાતજાતના સંસ્કાર મળે છે. સંપર્કમાં આવેલા આપણને ચાહનાર અને ન ચાહનાર માણસોના જીવનની અસર પણ આપણા ઉપર

થાય છે. આ બધા ભાથા સાથે જીવનમાં આપણે જાતજાતના પ્રયોગો કરતા જીવીએ છીએ અથવા તો જીવનલીલાનો અનુભવ કરીએ છીએ.

આ જીવનસાધનામાં આપણે જો કેવળ જીવન-વિસ્તારનું જ ધ્યાન રાખીએ અને જીવન સમેટવાની કશી જ તૈયારી ન કરીએ તો જીવન અશિક્ષિત થશે, સાધના અધૂરી રહેશે અને તેમાંથી એવો ક્લેશ પેદા થશે કે જેને આપણે સહેલાઈથી ટાળી નહીં શકીએ.

સવારે ઊઠીને આપણે ખાવાની તૈયારી કરીએ છીએ. દિવસ આખો પ્રવૃત્તિઓમાં પસાર થાય છે. સાંજ પડે, રાત આવી પહોંચે, થાક વધી જાય, ત્યારે આપણે ખૂબ આતુરતાપૂર્વક રાતે આરામ અને ઊંઘ લેવાની તૈયારી કરવા માંડીએ છીએ. નાનાં બાળકોને ઊંઘ આવવા માંડે ત્યારે જ્યાં હોય ત્યાં ને ત્યાં જ ઢળી પડે અને નિરાંતે ઊંઘી જાય. બીજે દિવસે ઊઠીને રમવા માટે પોતાનાં રમકડાં વ્યવસ્થિત ગોઠવી રાખવાં, દિવસે પહેરેલાં કપડાં બદલી નાખવાં, પથારી તૈયાર કરવી, ભગવાનનું નામ લેતાં લેતાં પોઢી જવું વગેરેનું એમને ધ્યાન રહેતું નથી. બાળક ખરાં ને! કશી વાતની તૈયારી કરવાનો વિચાર એમને નથી થતો.

મૃત્યુની બાબતમાં આપણી પણ એવી જ હાલત છે! માણસે વિચાર કરી કરીને એટલું સમજી લીધું છે કે પોતાના અવસાન પછી પોતાની મિલકતની અવ્યવસ્થા ન થાય તે માટે મૃત્યુખત અથવા વસિયતનામું લખી રાખવું જરૂરી છે. છતાં વસિયતનામું કરવા અંગે આપણા લોકો આળસ સેવતા જોવા મળે છે; એ બાબતમાં એમની અરુચિ દેખાઈ આવે છે. પ્રાચીન રોમન પ્રજા માનતી કે વસિયતનામું કર્યા વગર મરી જવું તે અસંસ્કારિતાનું લક્ષણ છે. એવાઓની સમાજમાં નિંદા થતી. કેટલાક તો દર વરસે નવું અદ્યતન વસિયતનામું બનાવી જૂનું રદ કરતા હતા.

અંગત માલ-મિલકત રાખવાં હોય તો વસિયતનામું કરી લેવું જરૂરી છે. છતાં મરણની તૈયારીની આપણે જે વાત કરીએ છીએ તેમાં એનું ખાસ મહત્ત્વ નથી. વસિયતનામું કરવાથી પાછળના લોકોને ઘણી સરળતા થાય છે. અને આપણને મનગમતી વ્યવસ્થા કર્યાનો સંતોષ મળે છે.

જે ઉત્સાહ અને દીર્ઘદૃષ્ટિથી યોજનાપૂર્વક જીવનપ્રવૃત્તિનો આપણે વિકાસ કરીએ છીએ તેટલી જ પારમાર્થિક દૃષ્ટિએ આપણે મરણની તૈયારી કરવી જોઈએ. એવી તૈયારીના કેટલાક મુદ્દાઓનો આપણે વિચાર કરીએ.

સૌથી પહેલો વિચાર કરીશું આપણી જીવન-સંગિની કાયાનો.

જીવનમાં પુરુષાર્થ અને પરાક્રમ કરવા માટે આપણે આપણી શરીર-શક્તિ વધારીએ છીએ. આપણો આહાર ધીમે ધીમે વધતો જાય છે. ઇન્દ્રિયોની શક્તિ વધે છે. સાથે મહત્ત્વાકાંક્ષા અને સહયોગ-શક્તિ પણ વધે છે. જીવનની ઉત્તરાવસ્થા શરૂ થાય, વળતાં પાણી થવા માંડે, જીવનસંધ્યાનો પ્રારંભ થયો જણાય, ત્યારે ધીરે ધીરે આહાર ઓછો કરવો જોઈએ. પાચનમાં મુશ્કેલી ઊભી કરે એવા પદાર્થો ખાવાનું

છોડી દેવું જોઈએ. રાતે સૂઈ જતાં પહેલાં સાંજે કરેલું ભોજન હજમ થઈ જાય ત વાતનું પણ ધ્યાન રાખવું જોઈએ. રાતે મોડેથી જમીએ તો ઊંઘ ભારી બની જાય.

શરીરનું વજન પણ વધવુ ન જોઈએ. જરા હલકું રહે તે સારું. વિચાર કરવો કે ખાવાના દિવસો હતા ત્યારે ખૂબ ખાધું, પણ હવે જીભની લલુતા ઓછી કરવી જોઈશે. શરીર ટકાવવા જરૂરી હોય તેટલું જ ખાવું સારું. જે ખાદ્યો બનાવવામાં ઝાઝી તકલીફ પડતી હોય તે ખાવાનું પણ છોડી દેવું જોઈએ.

પુરુષાર્થ જેમ જેમ ઓછો થાય તેમ તેમ ઉપભોગ પણ ઓછા કરતા રહેવું. લાંબું જીવવા માટે એ ઘણો સારો નિયમ છે.

ઊંઘની બાબતમાં કોઈ એક જ નિયમ ન હોઈ શકે. કેટલાકની ઊંઘ ઓછી થઈ જાય છે, તો કેટલાકની વધી જાય છે. ઊંઘ ઉપર અત્યાચાર કર્યા વિના ઊંઘનું પ્રમાણ ઘટાડવું જોઈએ. તે જેટલું ઘટી શકે તેટલું સારું. આહારનું પ્રમાણ ઓછું થાય તો ઊંઘની માત્રા પણ ઓછી કરવી સારી. બુઢાપો ખાસ તો ચિંતન માટે છે. પરિશ્રમ ઓછો થતાં નવરાશનો સમય વધારે મળે. આ બધો સમય ચિંતન કરવામાં જ ગાળવો જોઈએ. મનનો વ્યાપાર તો હંમેશા ચાલતો જ રહે છે. એ સમય ગંભીર ચિંતનમાં ન ગાળીએ તો બુઢાપામાં ફિકર-ચિંતા વધી જાય અને નજીવી વાતો યાદ કરી કરીને મન તેમને વાગોળ્યા જ કરે. જીવન જીવતાં જે કાંઈ ઉચ્ચ ઉદાત્ત પામ્યા તેનું સ્મરણ કરવું અને શાંત તેમ જ પ્રસન્ન રહેવું. સાથે સાથે માનવજાતિનાં દુઃખ દૂર કરવાના ઉપાયો શોધવામાં મનને લગાડી દેવું. નિવૃત્તિના સમયમાં મનના કેટલાક પૂર્વગ્રહો, પક્ષપાતો દૂર થાય છે, સર્વહિતનુ ચિંતન વધી શકે છે અને લાંબા કાળના અનુભવને કારણે વિચાર પણ પરિપક્વ થાય છે. તેથી વૃદ્ધાવસ્થામાં ચિંતનની ટેવ વધારવી જોઈએ.

બુઢાપાનાં દર્શન થયા પછી માણસે ઝાઝી લેણદેણ ન કરવી જોઈએ. કોઈનું દેવું હોય તો તે તરત ચૂકવી દેવું જોઈએ. કોઈનો ઉપકાર માથે હોય તો તેમાંથી પણ મુક્ત થઈ જવું જોઈએ. કોઈના મનમાં આપણે મદદની અપેક્ષા ઉત્પન્ન કરી હોય તો સમય આવતાં તે મદદ કરી દેવી જોઈએ. જે માણસ માથા પર કરજનો બોજો રાખીને દુનિયાની વિદાય લે છે તેનો મોક્ષ નથી. સંન્યાસ લઈને કરજમુક્ત થવાની યુક્તિ લોકો અજમાવવા લાગ્યા ત્યારે ધર્માચાર્યોએ નિયમ કર્યો કે કરજદારને સંન્યાસ લેવાનો અધિકાર જ નથી.

કેટલાક માણસો મૃત્યુનું સ્મરણ થતાં જ નિરાશ અને દુઃખી થઈ જાય છે. સાચું પૂછો તો એવું થવા માટે કોઈ યોગ્ય કારણ નથી. આખી દુનિયાનો હમેશનો ઈજારો લઈને આપણે આવ્યા નથી. દૂરદૂરના દેશોની અને સમાજોની ચિંતા જેમ આપણે કરતા નથી, તેમ ભવિષ્યની બાબતમાં પણ આપણે તટસ્થ બનવું જોઈએ. આપણા ચિંતનના ફળસ્વરૂપે જે વિચાર મનમાં આવે, અથવા સલાહ આપવા યોગ્ય કાંઈ

લોકો કહે છે કે શુક્લપક્ષમાં પ્રકાશ અને કૃષ્ણપક્ષમાં અંધકાર હોય છે. આ વાત સાચી છે? લોકો કહે છે દિવસ શ્વેત હોય છે અને રાત કાળી. આ વાત પણ શુદ્ધ સત્ય છે ખરી?

જેને આપણે બાર કલાકની રાત કહીએ છીએ તેના આરંભમાં અને અંતમાં સંધ્યાનો પ્રકાશ હોય જ છે.

પૂનમની આખી રાત ચાંદનીનો પ્રકાશ હોય છે, અમાસની રાતે ચાંદનીનો સર્વથા અભાવ. પરંતુ બાકીના દિવસોમાં પ્રકાશ અને અંધકાર બંને વત્તાઓછા મળે છે. શુક્લપક્ષમાં સાંજે ચન્દ્રનો પ્રકાશ મળે છે; કૃષ્ણપક્ષમાં સાંજે ચન્દ્રનું દર્શન થતું નથી. બાકી બન્ને પક્ષોમાં પ્રકાશ અને અંધકાર બંને હોય છે.

આપણી જિંદગીમાં પણ મૃત્યુ પછી આપણા જીવનનો ઉત્તરાર્ધ શરૂ થાય છે. તે પૂર્વાર્ધને મુકાબલે વધારે વ્યાપક અને દીર્ઘકાલીન હોય છે.

માણસના મરણ બાદ તે પોતાના સમાજમાં જીવતો રહે છે. કોઈકનો સમાજ નાનો હોય છે તો કોઈકનો મોટો. માણસ પોતાના જીવન દરમ્યાન જે કર્મ કરે છે, જે વિચાર દર્શાવે છે, જે ધ્યાન-ચિંતન કરે છે, તેની અસર તેના સમાજ પર થતી જ રહે છે. કેટલીક બાબતોમાં તો અસર મરણ પછી વધારે થાય છે. માણસે જીવન દરમ્યાન જે જે કર્યું હોય, સમાજ સાથે સહયોગ કર્યો હોય કે તેની સેવા કરી હોય, તો તેનો સારો-નરસો વારસો તેના સમાજને મળે છે. આ રીતે સમાજ પર તેના અવસાન બાદ તેની જે અસર થતી રહે છે તે એનું મરણોત્તર જીવન.

ઊંચાં ઘટાદાર વૃક્ષો અને પર્વતોની છાયા દૂર સુધી પહોંચે છે. ભગવાન બુદ્ધ અને મહાત્મા ગાંધી જેવાની અસર સમાજમાં હજારો વર્ષો પર્યંત કાયમ રહે છે. આ કારણે આપણે એ લોકોને દીર્ઘજીવી કે ચિરંજીવ કહીએ છીએ.

સમગ્ર જીવનનો વિચાર કરીએ ત્યારે ઊલટું એમ કહેવું પડે કે મૃત્યુનું આ તરફનું – પૂર્વનું – જીવન નાનું છે, કેવળ તૈયારીરૂપ છે, જ્યારે સાચું વિશાળ જીવન તો મૃત્યુ પછી જ શરૂ થાય છે. મૃત્યુ પહેલાંનું જીવન પુરુષાર્થી હોવાને કારણે તેનું મહત્ત્વ ઘણું છે. મૃત્યુ બાદનું જીવન પરિણામરૂપ હોવાથી તે વ્યાપક અને દીર્ઘકાલીન હોય છે. એટલે એનું મહત્ત્વ પણ કાંઈ ઓછું નથી.

મૃત્યુ પછી જે જીવન જિવાય તેને આપણા ધર્મગ્રંથોમાં, ઉપનિષદોમાં નામ અપાયું છે 'સામ્પરાય'. જેઓ બાળક જેવા અજ્ઞાન છે, અંધ છે, તેઓ સામ્પ-રાયને જોઈ શકતા નથી. 'न साम्परायः प्रतिभाति बालम्।'

'જે જ્ઞાની જાણકાર છે, તે મરણોત્તર જીવનને અને તેના મહત્ત્વને પિછાને છે. તે કહે છે કે આવા ભારે મહત્ત્વના અને સુદીર્ઘ સામ્પરાયને નુકસાન પહોંચે એવું કોઈ કાર્ય હું મારા જીવનમાં – પૂર્વતૈયારીના સમયમાં – નહીં કરું. બાળપણામાં ક્ષણિક ઉન્માદને વશ થઈ બ્રહ્મચર્યનો નાશ કર્યો હોય તો પછી માણસનો સમગ્ર ગૃહસ્થાશ્રમ બગડે છે. એટલે પોતાનું હિત સમજનારા દીર્ઘદર્શી માણસો કહે છે કે

ગૃહસ્થાશ્રમનો પૂરો આનંદ પ્રાપ્ત કરવા હું બ્રહ્મચર્યાશ્રમમાં સંયમ સેવીને તેને ઉજ્જવળ બનાવીશ.'

જે માણસ બુદ્ધિશાળી છે તે કહે છે કે જીભની લલુતાને ક્ષણ વાર સંતોષવા હું જો અપથ્ય ખોરાક લઉં કે અતિ આહાર કરું તો મારે લાંબો સમય માંદગી ભોગવવી પડે અને આરોગ્યનો આનંદ તેમ જ જીવનનો ઉલ્લાસ હું માણી ન શકું. એટલે અપથ્યનું સેવન હું નહીં કરું, સંયમ દ્વારા જે જીવનનો ઉત્કટ આનંદ સાંપડે છે તે જ હું માણીશ. મરણોત્તર જીવનનો જેને ખ્યાલ છે અને જે આ બાબતમાં જાગ્રત છે, તેનું જીવન શુદ્ધ અને સમૃદ્ધ હોય છે.

સામ્પરાયમાં સ્થૂળ દેહગત જીવનને અવકાશ નથી. એમાં માણસ પોતાના સમાજમા જીવતો રહી શકે છે અને એ જીવનમાં એનો પુરુષાર્થ અથવા પ્રેરણામય જીવન વધ્યે જ જાય છે. ઈસ્લામમા એક સુંદર કલ્પના છે. કોઈ માણસે મુસાફરોના લાભાર્થે રસ્તાની બાજુમાં એક કૂવો ખોદ્યો એના સંકલ્પ અને પરિશ્રમને અનુરૂપ આ શુભ કાર્યનું — પૂર્તનું — એને પુણ્ય પ્રાપ્ત થયું. દિનપ્રતિદિન જેટલા મુસાફરો એ કૂવાનો લાભ લે તેટલું એ માણસનું પુણ્ય (સવાબ) વધતું જાય. પરંતુ યાત્રીઓનો રસ્તો બદલાઈ જાય અને એ રસ્તાનો ઉપયોગ ઓછો થઈ જાય તો તે પરોપકારી ભાઈનો પુણ્યસંચય ખાસ નહીં વધે. આવું પવિત્ર કાર્ય કરનારનું સવાબમય જીવન વધારવું કે ઘટાડવું તે સમાજના હાથમાં છે. લોકો તેને યાદ કરતા રહે તો એનું મરણોત્તર આયુષ્ય લંબાતું રહેવાનું. પણ લોકો જો એને ભૂલી જાય, એના કામની અસર નાશ પામે, તો તેના સામ્પરાયની અવધિનો અંત આવે.

હવે સવાલ એ ઊઠે છે કે જો મરણ પછી આપણા જીવનનું સ્વરૂપ સામાજિક જ રહેવાનું હોય તો મરણની પહેલાંના આ જીવનમાં પણ આપણે સમાજ-જીવન જ શા માટે ન જીવવુ? સ્વાર્થવૃત્તિ સેવી સંકુચિત થઈ, માત્ર ઈન્દ્રિયોને વશ રહીને આપણે પ્રમત્ત જીવન — અસામાજિક જીવન શા માટે જીવવું? મરણોત્તર જીવન જો સામાજિક રહેવાનું હોય, તો તેવું જ જીવન મૃત્યુની પહેલા પણ જીવીએ તો મૃત્યુને આ પાર અને પેલે પાર એક જ પ્રકારનુ શુભ જીવન જિવાશે.

જેને આપણે સમાજવાદી ઢાંચો કહીએ છીએ તે આપણા આધ્યાત્મિક જીવનનું બાહ્ય રૂપ છે. જેને આપણે સર્વોદયકારી પવિત્ર જીવન કહીએ છીએ તે એનું આંતરિક સ્વરૂપ છે. વેદાન્ત તેને વિશ્વાત્મૈક્ય ભાવના કે ભૂમાસ્વરૂપ જીવન કહે છે. આત્મૌપમ્ય એની સાધના છે.

આત્મૌપમ્યની આ કલ્પના સહેજ સ્પષ્ટ કરવી જોઈએ.

માણસને જ્યારે ભૂખ લાગે છે ત્યારે તે આહાર શોધે છે. આહાર પ્રાપ્ત થતા તેનો તે ઉપયોગ કરે છે. આ છે પ્રાકૃતિક જીવન, લોકો એને પશુજીવન પણ કહે છે. પરંતુ મારા પેટમાં ભૂખનું દુઃખ શરૂ થતાંની સાથે જો હું બીજાઓની ભૂખનો

પણ ખ્યાલ કરી તેમની ભૂખ દૂર કરવાનો પ્રયત્ન કરું તો તે થાય ધાર્મિક જીવન. તે સામ્પ્રદાયને પોષક બને. હું જે કાંઈ પુરુષાર્થ કરું તેનો લાભ સૌને આપવાની મારી વૃત્તિ હોય તો તે સર્વોદયકારી વિશ્વાત્મૈક્ય-પ્રેરિત બ્રાહ્મ જીવન થાય. જે થોડું જ્ઞાન મેં મેળવ્યું હોય તે હું સહુને આપું, સહુનાં સંકટ અને દુઃખ મારાં જ માનું અને સહુના ભેગું મને જે મળે તેટલો જ મારો અધિકાર છે એમ સમજીને ચાલું તો મૃત્યુની આ પારનું અને પેલી પારનું મારું જીવન એકરૂપ બની જાય. મૃત્યુ પર વિજય મેળવવો તે આ જ.

એક સાધુ નાનકડી ઝૂંપડીમાં રહેતા હતા. હાથપગ લંબાવીને એઓ આરામથી સૂતા હતા. એટલામાં જોરથી વરસાદ પડવા માંડ્યો. બહારથી કોઈએ પૂછ્યું, "હું અંદર આવું? જગા છે?" સાધુએ કહ્યું, "આવો, ખુશીથી અંદર આવો." સાધુએ પોતાના હાથપગ સંકોડી લીધા અને બંને જણા પાસે પાસે સૂઈ ગયા. વરસાદ વધ્યો અને બીજા બે મુસાફરો આવ્યા. એમણે પૂછ્યું, "જગ્યા છે?" પેલા બેએ કહ્યું, "છે ને, આવી જાઓ અંદર." હવે બેના ચાર માણસ થયા અને સૂવાનું બને તેમ ન હતું. ચારે જણા બેસીને વાતો કરવા લાગ્યા અને એમ બેઠાં બેઠાં રાત ગાળવાનો એમણે નિશ્ચય કર્યો. એટલામાં ચાર જણ બીજા આવ્યા. એમનું પણ આ ચારેએ સ્વાગત કર્યું. પણ હવે બેસવું અશક્ય હતું. આઠ જણાએ ઊભા રહીને ભગવાનનું ભજન કરવા માંડ્યું. ભગવાને વરસાદમાંથી બચાવ્યા તેનો પાડ માની આનંદ કર્યો. આનું નામ આત્મૌપમ્ય. જે કાંઈ મળ્યું છે તે સહુનું છે, સહુએ સરખું વહેંચી લેવાનું છે. આ છે આત્મૌપમ્યની રીત – આત્માના ઐક્યની સાધના.

આપણે પણ એવી સાધના કરતા રહીએ તો મૃત્યુનો ડર રહેશે નહીં. મૃત્યુ પણ જીવન-સાધનાનું જ એક અંગ છે. સુખ અને દુઃખ, જીવન અને મરણ બન્ને સાધનારૂપ છે. સુખ અને જીવન એ કાંઈક છીછરાં છે. એમની જ્ઞાન-ઉપાસના મંદ હોય છે. દુઃખ, સંકટ, નિરાશા અને મરણ એ સૌની સાધના ગંભીર હોય છે. એમની મારફતે જીવનનો પૂર્ણ સાક્ષાત્કાર થાય છે. એમની જ્ઞાન-ઉપાસના ઉત્કટ હોય છે, અને તેથી સાધનામાં એમનું વિશેષ મહત્ત્વ છે.

જિંદગીમાં કોઈએ જો માત્ર દુઃખ જ ભોગવ્યું હોય તો તેની સાધના બધિર થઈ જશે, તે નાસ્તિક બની જશે. એથી ઊલટું, કોઈના જીવનમાં જો સુખ ને સુખ જ હોય તો તેનું જીવન છીછરું થઈ જશે. તેનું આત્મૌપમ્ય તૂટી જશે, એમ થતાં તેનું સફળ જીવન પણ સાધનાની દૃષ્ટિએ નિષ્ફળ બનશે. એટલે જો ભગવાનની કૃપા થાય તો સુખ અને દુઃખ, સફળતા અને નિષ્ફળતા, આપણને મોટા પ્રમાણમાં મળે. મૃત્યુના સાક્ષાત્કાર દ્વારા જ જીવનનો સર્વાંગી અને ઊંડો અનુભવ માણસ કરી શકે.

મારા કામની પૂર્વ-તૈયારીમાં મદદ કરવા જો હું મારા મિત્રને બોલાવું અને પછી તેનું ફળ ભોગવતી વખતે તેને દૂર રાખું, તો તેને ફરિયાદ કરવાનો હક છે.

એ જ ન્યાય જીવન પછી મરણના અધિકારનો છે. કોઈ અંગ્રેજે સુંદર શબ્દોમાં કહ્યું છે, "It is our privilege to die." (મરણ આપણો જન્મસિદ્ધ અધિકાર છે.) ભગવાન કોઈને મોતથી બાકાત રાખવાની સજા કરે તો એ માણસને જીવવું મુશ્કેલ બને. એની કમાણીનું ફળ જો એને ન મળે તો એને અન્યાય થયો ગણાય.

ખ્રિસ્તીઓના ગ્રંથોમાં એક વાક્ય આવે છે: The wages of sin is death. (પાપના ફળરૂપે મોતની રોજી મળે છે.) સામાન્ય અર્થમાં આ વાક્ય ખોટું છે. મરણ તો સહુને અવશ્ય આવવાનું જ છે. ઈશ્વરનો એ પ્રસાદ છે. જેઓ પાપ કરે તેઓ ઈશ્વરના આ પ્રસાદનો સદુપયોગ નહીં કરી શકે. અધ્યાત્મ-જાગૃતિનો નાશ તે જ મરણ છે. ઉક્ત વાક્યમાં એનો જ ઉલ્લેખ છે. પાપ વધતાં માણસની આત્મ-જાગૃતિનો ક્ષય થાય છે. એનું જીવન આત્મવિમુખ અને દેહાત્મવાદી બને છે.

સંતો અને અવતારી પુરુષોએ મૃત્યુ ઉપર વિજય મેળવવાની જે વાત કરી છે તે આ જ. મામૂલી મોતથી નથી બચ્યા ભગવાન બુદ્ધ કે નથી બચ્યા ભગવાન મહાવીર. સહુને શરીર તો છોડવું જ પડયું. પરંતુ એમણે આત્મનાશરૂપી મૃત્યુ ઉપર વિજય મેળવ્યો. એને જ એઓ શોધતા હતા.

સામાન્ય જનતા મૃત્યુથી એટલી બધી ગભરાય છે કે મૃત્યુને પિછાનવું, તેનું સાચું સ્વરૂપ સમજવું, એને માટે અઘરું છે. સમજવા કોઈ પ્રયત્ન જ નથી કરતું, બાકી મૃત્યુ તો આપણો સારામાં સારો મિત્ર છે. એને ઘેર પધારેલો કોઈ નિરાશ નથી થયો.

यथें नाहीं झाली कुणाची निराश
आल्या याचकास कृपेविशी।

[અહીં, એની પાસે ગયેલા કોઈ પણ યાચકને, કૃપાની બાબતમાં નિરાશા નથી થઈ.]

મરણોત્તર જીવન અને પુનર્જન્મ એક જ વસ્તુ નથી. બન્ને વચ્ચેનો ભેદ સમજી લેવો જોઈએ.

આપણી માન્યતા એવી છે કે મૃત્યુ પછી માણસ પોતાનાં કર્મો અનુસાર નવો જન્મ લે છે. કોઈ ક્રૂર માણસનું મૃત્યુ થાય તો એને કદાચ વાઘ કે વરુનો જન્મ મળે, જ્યાં એ પોતાની ક્રૂરતા પૂરેપૂરી અજમાવે.

હવે મૂળે જે ક્રૂર મનુષ્ય હતો તેનો પુત્ર પિતાનું શ્રાદ્ધ કરે અને તેને પિંડદાન આપે, તો તે કોને આપે છે? પેલા વાઘને? કેમ કે તે વાઘ જ પેલા ક્રૂર મનુષ્યનું નવું જીવન છે ને? વાઘને તો માંસ-ભક્ષણથી જ તૃપ્તિ થાય. એ વાઘને ખવડાવવું, એની પગચંપી કરવા તૈયાર થવું, એ પુત્રનો ધર્મ નથી. એ ક્રૂર મનુષ્યનો પુત્ર જ્યારે પિતાનું શ્રાદ્ધ કરે છે ત્યારે તે તેના મનુષ્ય-જીવનના મરણોત્તર વિભાગને, તેના સમાજગત જીવનને, પુષ્ટ કરવાનો પ્રયત્ન કરે છે. પિતાના વ્યાઘ્ર-જીવન સાથે તેને કશી નિસબત નથી. કોઈ સજ્જનના જીવનમાંથી મળેલી પ્રેરણા

સમાજ હજમ કરે છે, પૂરેપૂરી હજમ કરીને સમાજ ઊંચે આવે છે, ત્યારે એ સજ્જનનું મરણોત્તર જીવન સંપૂર્ણ થાય, કૃતાર્થ થાય, અનંતમાં લીન થયું ગણાય. આ છે સાચો મોક્ષાનંદ કે બ્રહ્માનંદ.

એક જીવનની સાધના પૂરી થતાં જે કશો અનુભવ — કીમતી અનુભવ મળ્યો હોય તેને લઈને આપણે નવા તાજા જીવનમાં પ્રવેશ કરીએ છીએ.

એક પુરુષાર્થી ભારતીય સજ્જન પરદેશ ગયો. ત્યાં ધંધોરોજગાર કરીને તેણે પોતાના વેપારનો ખૂબ વિસ્તાર કર્યો. તે ઘરડો થયો ત્યારે પરદેશનું આકર્ષણ ઓછું થઈ ગયું. એને સ્વદેશ પાછા ફરવાની ઇચ્છા થઈ. એણે પરદેશમાંથી પોતાની બધી પ્રવૃત્તિ સમેટી લીધી; બધું દેવું ચૂકવી દીધું. પોતાની બધી કમાણી સાથે લઈને તે ભારત પાછો આવ્યો. મૃત્યુનું પણ આવું જ છે. પ્રવૃત્તિ જ્યારે હદ બહાર વધી જાય અને સાધનારૂપે કામ ન આવે ત્યારે તેનું બધું ફળ ભેગું કરી લઈને માણસ નવા જન્મની નવી પ્રવૃત્તિ, નવી સાધના શરૂ કરે છે. એક દૃષ્ટિએ આને મૃત્યુ કહી શકાય. પરંતુ તે માટે તે માણસ દુઃખ નથી કરતો. લાંબા વસવાટ પછી એક સ્થાન છોડવું પડે ત્યારે માણસને થોડો વખત સહેજસાજ દુઃખ થાય છે ખરું, પરંતુ તે દુઃખ વધારે વખત ટકતું નથી.

માણસ જેલમાં જાય તો ત્યાં એને કેટલા બધા માણસોનો પરિચય થાય છે, થોડો સ્નેહસંબંધ પણ બંધાય છે. જેલમાંથી છૂટતાં વિદાય લેતી વખતે દુઃખ પણ થાય છે. પરંતુ તે કારણે જેલમાંથી છૂટવાનો આનંદ ઓછો થતો નથી. આ લોકનું જીવન પૂરું થતાં મૃત્યુનું જે દુઃખ મરનારને અને બીજાને થાય છે, તે પણ આવું મામૂલી જ હોવું ઘટે.

એપ્રિલ, ૧૯૫૭

## ૧૨. નચિકેતાની શ્રદ્ધાથી

શ્રી રામકૃષ્ણ પરમહંસે કાલીમાતાને પૂછ્યું, "મા! તું સાચેસાચ છે કે નહીં?" માતાનું રહસ્ય જાણવા માટે એમણે શું શું કરીને દિવસો વિતાવ્યા, અંતે એમને એ રહસ્ય લાધ્યું. એમને શાંતિ થઈ. એમની પહેલાં પણ કેટલાય ભક્તોએ આ રીતે રહસ્ય જાણવાની સાધના કરી હશે. પરંતુ એકની સાધના બીજાની મદદે આવતી નથી. સાધનાનો કંઈક ખ્યાલ ભલે આવે, પણ સાધના તો દરેકે પોતાની મેળે જ કરવી પડે. બીજા કહે તેથી તૃપ્તિ ન થાય.

કુમાર નચિકેતા સાક્ષાત્ મૃત્યુને ઘેર પહોંચી ગયો અને તેને જ મોતનું રહસ્ય પૂછ્યું. યમરાજે તેની શ્રદ્ધા અને નિષ્ઠા જોઈને મોતનું સાચું સ્વરૂપ તેને સમજાવ્યું. જે જ્ઞાન ઉપનિષદે પ્રગટ કર્યું છે તેમાં હિંદુસ્તાનના અસંખ્ય માનવીઓએ

રહસ્યની વિગતો શ્રદ્ધાપૂર્વક વાંચે છે અને તે ઉપર મનન કરે છે. યમરાજે કહેલું કે શરીરના નાશની સાથે ઘણી ઘણી ચીજો ચાલી જાય છે, પરંતુ આત્મા રહે છે. માણસનાં જેવાં કર્મ, જેવું તેનું જ્ઞાન અને જેવી તેની પ્રજ્ઞા હોય છે, તેવો જ નવો જન્મ તેને મળે છે.

યથાકર્મ, યથાશ્રુતમ્, યથાપ્રજ્ઞા, તે નવા જન્મમાં પોતાની સાધના આગળ વધારે જ છે. આટલું સ્પષ્ટ હોવા છતાં, મૃત્યુનું રહસ્ય જાણવા દરેક વ્યક્તિએ પોતાની સ્વતંત્ર સાધના કરવી પડે છે અને એ સાધના માટે જીવનની કિંમત આપવી પડે છે.

માણસ જે જમીન ઉપર આવજા કરતા હોય ત્યાં કેડી પડી જાય છે. જાનવર કે ગાડીઓની જ્યાં અવરજવર હોય ત્યાં રસ્તા બને છે. પણ આકાશમાં જ્યારે પક્ષી — અને હવે વિમાન — જાય છે ત્યારે એમના માર્ગની કોઈ નિશાની જ રહેતી નથી. અધ્યાત્મ-સાધનાની પણ આવી જ વાત છે. તેની પગદંડી પડતી નથી. દરેકે પોતાનો માર્ગ નવેસરથી જ શોધી લેવો પડે છે.

એવું જ મૃત્યુના રહસ્યનું પણ છે. પ્રાચીન કાળથી માંડીને તે ઠેઠ મૉરિસ મેટરલિંક કે બર્ટ્રાન્ડ રસેલ સુધીના દરેકે પોતપોતાની રીતે મૃત્યુ વિશે વિચાર્યું છે, તેની મીમાંસા પણ કરી છે, પરંતુ મૃત્યુનું લક્ષણ અત્યંત સૂક્ષ્મ, અણુ અને અજ્ઞેય છે.

મૃત્યુ સાથે જીવન ખતમ નથી થતું એ વાતમાં ભારતીયોને અટલ શ્રદ્ધા છે. મૃત્યુ પછી પણ જીવન કોઈ ને કોઈ રૂપે ચાલુ જ રહે છે. આ ચાલુ સ્થાયી તત્ત્વને આપણે આત્મા કહીએ છીએ.

આત્મા અચળ અને સ્થિર તત્ત્વ છે એવું આપણે માનીએ છીએ. એ વિભુ છે, અજર છે, અમર છે, સદા સનાતન તત્ત્વ છે. એ અનંત છે. પણ તેનો અર્થ એ નથી કે જેનો અંત ન હોય તે ગતિરૂપ ન હોય. કાળ અનંત છે, પરંતુ તે સતત વહેતો જ રહે છે. કર્મનો કાયદો સાર્વભૌમ હોવાથી તેને આદિ-અંત હોઈ શકે નહીં, કાર્યકારણ ભાવ ચાલુ જ રહે છે. તેના આદિ કે અંતની કલ્પના પણ આપણે કરી શકતા નથી. એ જ રીતે, જીવન પણ સનાતન છે અને મૃત્યુ જ એક એવું તત્ત્વ છે કે જે દેહલીદીપ ન્યાયે આ બાજુ પણ જોઈ શકે અને પેલી બાજુ પણ જોઈ શકે. એ જ કારણે જીવનનો એક અંક પૂરો થયા પછી મૃત્યુના અનુભવ કરવાની સગવડ કુદરતે માણસ માટે રાખી છે. એટલે મૃત્યુનો દુરુપયોગ કરવો તે જીવનસાધનામાં મોટી અડચણ ઊભી કરવા જેવું છે.

દુનિયા મૃત્યુથી એટલી બધી ગભરાઈ ગયેલી છે કે મૃત્યુનો પરિચય કેળવવા, તેનું રહસ્ય જાણવા જેટલું ચિંતન-મનન જરૂરી છે તેટલું માનવજાતિએ કર્યું જ નથી. આ ચિંતન-મનન સહેલું પણ નથી. મૃત્યુનો ભય અને તેનું આકર્ષણ બન્ને નીકળી જાય તે પછી જ માણસ આ ચિંતનને માટે લાયક બને છે. ભગવાન બુદ્ધે મરવાની ઇચ્છાને વિભવતૃષ્ણા કહી છે અને તેનો નિષેધ કર્યો છે.

મનુ ભગવાને મૃત્યુની બાબતમાં તટસ્થ વૃત્તિ રાખવાની શિખામણ આપતાં કહ્યું છે, 'नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ।'

પ્રાચીન અને અર્વાચીન જીવનાચાર્યોની વાણીનો લાભ ઉઠાવીને સ્વસ્થ ચિત્તે મરણનું રહસ્ય નચિકેતાની શ્રદ્ધાથી ખોજવું જોઈએ. તે પછી જ દુનિયામાં મરણના ભયથી જે મોટાં મોટાં પાપ કરવામાં આવે છે અને યુદ્ધરૂપી તાંડવલીલા ખેલાય છે તેને રોકવાનો માર્ગ મળશે.

જૂન, ૧૯૫૮

# ૧૩. મરણનું સાહચર્ય

કોઈ એક માણસે દેવું કરીને પૈસા મેળવ્યા. પૈસા સહેલાઈથી મળતા હોવાથી ઝાઝું દેવું કર્યું અને ખર્ચ કરવામાં પણ કશો સંકોચ રાખ્યો નહીં. પછી એણે જોયું કે દેવું ચૂકવવાની તાકાત કે ગુંજાશ પોતાનામાં નથી. દિવસ-રાત એને ચિંતા થવા લાગી. ઊંઘ હરામ થઈ. દેવું ચૂકવવા કોઈ જ રસ્તો એને ન સૂઝયો ત્યારે એણે પોતાની રૂખ જ બદલી નાખી. માથે દેવું છે એ વાત જ ભૂલી જવાની એણે કોશિશ કરી. એમ કરવું ઘણું સહેલું હતું. દેવાની વાત હવે એના ધ્યાન બહાર જ રહેવા લાગી. હવે જો કોઈ, ખાસ તો એનો મુનીમ, એને એના દેવાની યાદ આપતો તો એ ખૂબ નારાજ થઈ જતો. દેવાની વાત તો શું, તેનું સ્મરણ સુધ્ધાં ટાળવું એ જ તેની જીવનની તરકીબ બની ગઈ.

ભૂલી જવાથી જેમ દેવું પતી જતું નથી, તેમ માણસ પોતાના મરણની વાત ભૂલવાની ગમે તેટલી કોશિશ કરે તોપણ મરણ ટળતું નથી. લોકો કહે છે કે દેવું અને મરણ બન્નેની સફર દિવસરાત ચાલુ જ રહે છે.

મરણની વાત અને મરણનું સ્મરણ ટાળવાથી માણસે ક્યારેય કશું મેળવ્યું નથી, ઘણુંબધું ખોયું છે. મરણનું સ્મરણ જો ઉત્કટતાથી જાગ્રત રહે તો માણસ ઘણી ઘણી ભૂલો અને ગુનામાંથી પોતાને ઉગારી શકે. તેના જીવનમાં ઊંડાણ આવે. નકામી વાતોમાં તે પોતાનો સમય બરબાદ નહીં કરે. જીવનને કૃતાર્થ બનાવવાના તેના પ્રયત્નોમાં તેને સફળતા મળશે. મરણ અનિવાર્ય જ છે, તો પછી તેને જ આપણે આપણા જીવનનો ચોકીદાર કેમ ન બનાવવો? જીવન જીવવાની ઉત્તમ રીત તો એ જ છે કે માણસ મરણને પોતાની સાથે જ લઈને તેની સાથે વાત-ચીત કરતો કરતો જીવન-સફર ખેડે.

'જીવનને અંતે મરણ આવવાનું જ છે, તો પછી અત્યારથી જ હંમેશ તેનું સ્મરણ કરતા રહીને જીવન જીવવાના આનંદનો ભંગ શા માટે કરવો?' બધા જીવવાવાળાની આ જ વૃત્તિ હોય છે. પણ એને લીધે સૌથી મોટું નુકસાન એ

થાય છે કે મરણને આપણે ઓળખી જ શકતા નથી અને તેનો ડર દિવસે દિવસે વધતો જ જાય છે.

મરણના ખ્યાલથી જીવનના આનંદમાં ભંગ શા સારુ પડવો જોઈએ? દિવસ પછી રાત આવે જ છે. આખો દિવસ જાગ્યા પછી રાતે આપણે સૂઈ જઈએ છીએ ત્યારે નથી આપણે રાતથી ડરતા કે નથી ઊંઘને ભૂલી જવાની ઇચ્છા કરતા. આમ તો ઊંઘવાનો, આરામ કરવાનો આપણને હક છે. એમનું સ્મરણ આપણને ગમે છે અને રાત્રે અનુભવાતા આનંદ ઉપર આપણે સુંદર કાવ્યો પણ લખીએ છીએ. મરણની બાબતમાં આપણે એવું કેમ ન કરીએ? કુદરતે તો જીવન અને મરણની અનિવાર્ય જોડી બનાવી છે. એમાં જીવનનો પુરસ્કાર અને મરણનો તિરસ્કાર એવો ભેદ આપણે ન કરવો જોઈએ. બન્ને પ્રત્યે આપણું વલણ સમાન હોવું જોઈએ. એમાં જ આપણું કલ્યાણ છે. આપણે બળજબરીએ મરણને ભૂલવાનો પ્રયત્ન કરીએ અને તે દબાતે પગલે ચુપચાપ પાછળથી આવીને આપણી બોચી પકડે. આપણે છૂટવાનાં ફાંફાં મારીએ, અને આપણે રોતા હોઈએ ત્યાં જ તે આપણને ઉપાડી જાય, એ દૃશ્ય કેટલું બધું અભદ્ર અને શરમજનક છે! સુગંધી જીવનમાળા હાથમાં લઈને તેનું સ્વાગત કરવા આપણે શા માટે તૈયાર ન રહીએ?

પણ આ તૈયારી કાંઈ એકાએક ન થઈ શકે. એ માટે તો મરણની સાથે સ્નેહી-સંબંધીનો ગાઢ પરિચય કેળવવાની અને નભાવવાની સાધના જરૂરી છે. એકમેકને જોતાંની સાથે જ બન્નેના ચહેરા પર પ્રસન્નતાનું સ્મિત ખીલી ઊઠવું જોઈએ અને દૃઢ આલિંગનની ઉત્કંઠા બન્ને બાજુ હોવી જોઈએ.

કોઈએ કહ્યું છે કે ચોક્કસ બંદર જવા ઇચ્છતું વહાણ સમુદ્રમાં અધવચ્ચે કોઈ છૂપા ખડક સાથે અથડાય અને વહાણની સાથે તેમાંના માણસો પણ બંદરને બદલે સમુદ્રને તળિયે પહોંચી જાય તેવી સ્થિતિ આપણા મરણની છે. મરણ તો જીવનયાત્રાને એકાએક નિષ્ફળ બનાવનારો અપઘાત કે અકસ્માત છે. એના ઉપર કાવ્ય રચવાની સ્ફુરણા ક્યાંથી થાય?

આનો જવાબ આપણે શો આપીશું? જીવન એક અદ્‌ભુત નવલકથા છે. એના લેખક આપણે નથી, ભગવાન છે. નવલકથામાં જે જાતજાતના અકસ્માતોના પ્રસંગો આવે છે તેમનું લેખક કે કર્તાની દૃષ્ટિએ કશુંક પ્રયોજન હોય જ છે. આપણને એમનો ખ્યાલ ન હોવાથી આપણે આમને અકસ્માત કહીએ છીએ. પરંતુ ભગવાનને ઘેર, એટલે કે ભગવાનની યોજનામાં એનું कस्मात् હોય જ છે. (कस्मात् એટલે ક્યાંથી, શા કારણે, કોઈ ઘટના બને તેનું કારણ અથવા પ્રયોજન આપણે સમજી ન શકીએ તો कस्मात् कारणात् એ ઘટના બની તે આપણે ન જાણતા હોઈએ તો તે ઘટનાને આપણે 'અકસ્માત' કહીએ છીએ.) આવા અકસ્માતો દ્વારા પોતાનું જીવન-પ્રયોજન સિદ્ધ કર્યાનો આનંદ ભગવાનમાં છે. તેનો ઇલાજ શો? ઇલાજ એ જ કે અકસ્માતનું કારણ અને પ્રયોજન શોધી-સમજી લેવાની આપણે કોશિશ

કરવી, અને જો તે સમજી ન શકાય તો ભગવાનના આનંદ સાથે રસપૂર્વક આપણે એકરસ થઈ જવું. આટલી રસિકતા આપણા ચિત્તમાં હોવી જ જોઈએ. દરેક અકસ્માત વખતે આપણે રોવા બેસીએ કે હિંમત હારી જઈએ, તો જીવન જીવવું જ શા માટે? કેટકેટલી તૈયારી કરીને એકાદ પ્રયોજન સિદ્ધ કરવા નીકળ્યા હોઈએ અને એકાએક બધું નિષ્ફળ નીવડે, એ અનુભવ પણ ચારિત્ર્ય-ઘડતર માટે માનવના જીવનમાં જરૂરી છે.

જીવન માટે મરણ આવશ્યક છે, અનિવાર્ય છે. મરણ વિના જીવનની પૂર્તિ થઈ શકતી નથી, તેમ જ જીવનમાં પ્રગતિ માટે, નવા નવા ઉન્મેષ માટે અવકાશ જ રહેતો નથી. મરણના ચમત્કાર વગર જીવન જડ અને નીરસ બને છે. મરણ છે તો તાજગી છે, ઉત્સાહ માટે અવકાશ છે. હું તો એટલે સુધી કહું છું કે મરણ વિના જીવનમાં આસ્તિકતા પણ નહીં ટકે.

મરણની એક બીજી પણ ખૂબી છે. તે તરફ બહુ ઓછા માણસોનું ધ્યાન ગયું છે. એ ખૂબી તે મરણરૂપ અનુભવનું કૌમાર્ય. આપણે કેટલાય માણસોને મરી જતા જોઈએ છીએ, પરંતુ તેમના મરણનો અનુભવ આપણે કરી શકતા નથી. લોકો જીવન જીવે છે. આપણે પણ જીવીએ છીએ. એટલે બીજાઓના જીવનનો અનુભવ આપણને થઈ શકે છે. ભાતભાતના લોકોનાં ચિત્રવિચિત્ર જીવનનું નિરીક્ષણ કરીને અને થોડાક માણસોની જીવન-સફરમાં સાથ આપીને આપણે આપણા જીવનને સમૃદ્ધ કરી શકીએ. પ્રભાવશાળી વ્યક્તિઓનું જીવન, સંસ્કાર-સંપન્ન સ્વરાજનો સિદ્ધિક્રમ અને નાનાંમોટાં રાષ્ટ્રોનો ઇતિહાસ વાંચીને, સમજીને આપણે જીવન-સમૃદ્ધ બનીએ છીએ. પરંતુ કોઈનાય મરણનો અનુભવ આપણને થઈ શકતો નથી. કુંવારાંનાં જ્યારે લગ્ન થાય અને તેઓ અગાઉ ક્યારેય નહીં થયેલા અનુભવનો પહેલી જ વાર સાક્ષાત્કાર કરે, તેના જેવો જ મરણનો અનુભવ અને સાક્ષાત્કાર હોય છે. એ અનુભવનો રસ ચાખવા માટે પણ માણસે મરણની ઇચ્છા અને પ્રતીક્ષા કરવી જોઈએ. તેના વગર જીવનનું પરમ રહસ્ય પૂરું નહીં થાય.

મરણ પછી બીજો જન્મ થતાં જીવન-પરંપરા ચાલુ રહે છે. આવી પરંપરાની સમૃદ્ધિ પામવાને મરણ આવશ્યક છે એ વાત નક્કી, પરંતુ મોક્ષની સાધના કરીને સ્થાયી પાકું મોત પ્રાપ્ત કરીએ અને તે પછીની જે અવસ્થાની કલ્પના આપણે કરી શકીએ તેનો પણ અનુભવ લેવા માટે — એટલે કે મૃત્યુની પ્રાપ્તિ અને મૃત્યુ પછી જે અદ્‌ભુત જીવન આપણને મળવાનું તેની પ્રાપ્તિ માટે પણ — મરણની ઇચ્છા આપણે રાખવાની છે.

જીવનના સ્વામી પરમાત્માની આપણને સર્વશ્રેષ્ઠ બક્ષિસ મરણ જ છે એ વાતમાં શંકા નથી. મરણ દ્વારા જ આપણે જીવનને સફળ બનાવી શકીએ અને તેના રહસ્યનો અનુભવ પ્રાપ્ત કરી જીવન સાથે એકરૂપ બની શકીએ. આ તાદાત્મ્યમાં જ અંતિમ, સર્વોપરી અને સ્થાયી આનંદ સમાયો છે.

# ૧૪. અનુપાન : મરણનું અખંડ સ્મરણ

એક રાજાને અખંડ યૌવનનો આનંદ લેવો હતો. તે એક સાધુ પાસે ગયો. એ સાધુ પાસે પારાની ભસ્મ — દવા — બનાવવાની રસસિદ્ધિ હતી. સાધુએ કહ્યું, "હું કહું તે પ્રમાણે એ દવા મારી દેખરેખ હેઠળ તૈયાર થાય. તમે તે દવાનું છ મહિના સુધી સેવન કરો. શરત એ છે કે છ મહિના સુધી તમારે કડક બ્રહ્મચર્ય પાળવું પડશે." રાજાએ વચન આપ્યું. કુશળ માણસોને બેસાડી સાધુએ પારાની દવા બનાવડાવી. શુભ મુહૂર્ત જોઈને સાધુએ રાજાને દવા આપવા માંડી. ખૂબી એ હતી કે રાજા જેટલી દવા લેતા તેટલી દવા સાધુ મહારાજ પણ લેતા હતા. ઔષધ અને અનુપાન* બન્નેને સરખાં જ હતાં. એક મહિનો દવા લીધા બાદ રાજાની તાકાત એટલી વધી કે તેણે એક દિવસ સાધુને કહ્યું, "હવે બ્રહ્મચર્યનું પાલન કરવું સહેલું નથી." સાધુએ કહ્યું, "તમે મને આપેલું વચન યાદ કરો. વચન પાળ્યા વિના છૂટકો જ નથી."

થોડા દિવસ પછી રાજાએ પાછી એ જ વાત કરી અને કહ્યું, "વાજીકરણના ઔષધનો શો અદ્‌ભુત પ્રભાવ છે! વચન કેમ કરીને પાળ્યું જાયે?" સાધુએ કહ્યું, "હું પણ તમારી સાથે એ જ દવા લઈ રહ્યો છું. આહાર પણ આપણ બન્નેનો સરખો જ છે."

રાજાએ કહ્યું, "આશ્ચર્યની વાત જ એ છે ને? આપ નિર્વિકારી શી રીતે રહી શકો છો તેનું રહસ્ય કૃપા કરી મને જણાવો."

સાધુએ કહ્યું, "સમય આવતાં તે પણ તમે જાણી શકશો. પરંતુ ગઈ કાલે કુતૂહલનો માર્યો હું તમારી જન્મકુંડળી જોઈ રહ્યો હતો. મને લાગ્યું કે અનિષ્ટ ગ્રહોને કારણે તમારે માથે મૃત્યુ ભમે છે. આ વાત તમને કહેવાનો મારો વિચાર ન હતો. પરંતુ થયું કે જો તમને આગાહી કરું અને તમે ભગવાનનું સ્મરણ કરો તો તમને કાંઈક શાંતિ મળે."

આ સાંભળતાં જ રાજાનો ચહેરો ફિક્કો પડી ગયો. સતત ચિંતા તેમને સતાવવા લાગી. દવા, અનુપાન અને આહાર તો રાજા અને સાધુ એનાં એ જ લેતા હતા. ચારેક દિવસ બાદ સાધુએ રાજાને પૂછ્યું, "કામવિકાર હજીયે પહેલાંની જેમ હેરાન કરે છે?" રાજાએ ઊંચે જીવે જવાબ આપ્યો, "કામવિકારની ક્યાં વાત કરો છો? મોતની ચિંતાથી જ હું એટલો તો ત્રાસેલો છું કે મને બીજું કાંઈ પણ સૂઝતું નથી. બધા જ વિકારો એકદમ અદૃશ્ય થઈ ગયા છે, જાણે ક્યારેય હતા જ

* કોઈ પણ દવા, દરદીના ખાસ રોગમાં, સારી અસર થાય તે માટે, જે ચીજ સાથે આપવામાં આવે છે તે ચીજ તે અનુપાન. આદુનો રસ, મધ, વગેરે ચીજો અનુપાન કહેવાય છે.

નહીં. હવે કૃપા કરીને મને કહો કે આ મોતથી બચવાના કોઈ ઉપાય છે? ઓછામાં ઓછું એટલું તો બતાવો કે મારે મનને શાંત શી રીતે રાખવું?"

સાધુએ હસીને કહ્યું, "મેં તમને એ આશ્વાસન તો આપ્યું જ છે કે છ મહિના સુધી મૃત્યુ નહીં થાય. છતાં પણ મરણના માત્ર વિચારથી તમારો જબરદસ્ત કામવિકાર શમી ગયો. હું તો એ મરણનું સતત ચિંતન કરું છું. મૃત્યુ તો ગમે તે ક્ષણે આવી લાગે. છ મહિનાનું આશ્વાસન મને કોણ આપશે? જ્યાં મરણનું સ્મરણ અને સાન્નિધ્ય કાયમ હોય ત્યાં માણસને કામવિકાર કઈ રીતે સતાવી શકે? તમારા સવાલનો જવાબ મળી ગયો ને? હે રાજન્! જે ઔષધ આપ લઈ રહ્યા છો, તે જ હું પણ લઉં છું. જેવું તમારું શરીર છે તેવું મારું છે. ફરક છે માત્ર એક ખાસ અનુપાનનો. તે એ કે હું મરણના સ્મરણનું સેવન કરું છું."

જીવવાના મોહમાં મરણને પ્રયત્નપૂર્વક ભૂલી જઈને માનવીએ ઘણું બધું ગુમાવ્યું છે. શું મેળવ્યું છે તેનો હિસાબ તે જાતે જ કરે.

એપ્રિલ, ૧૯૬૫

## ૧૫. મરણ કેવી રીતે થશે?

પોતાનું મૃત્યુ ક્યાં અને કેવી રીતે થશે તે કલ્પવાની અને મૃત્યુ પછી પોતાના શરીરની શી વ્યવસ્થા કરવી તે દર્શાવવાની ઇચ્છા દરેક માણસને થવી જ જોઈએ. પોતે મૃત્યુ પામે તે પછી પોતાની મિલકતની શી વ્યવસ્થા કરવી તે સંબંધી વિસ્તૃત લખાણ કેટલાક માણસો કરે છે. તેમાં શરીરની મરણોત્તર ક્રિયા અંગે ઉલ્લેખ હોય જ છે. કેટલાક તો પોતાના મૃત્યુ બાદ પોતાની પત્ની, સંતાનો અને બીજાઓએ કેમ વર્તવું તે પણ લખી રાખે છે. પોતાનું મૃત્યુ થઈ જાય તે પછી પોતાને માટે કોણે શું કરવું એ અંગે સૂચના કરી તે ઉપર શરતોનો બાર લાદનાર માણસો પણ મળે છે. ક્યારેક આ ભાર એટલો મોટો હોય છે કે તે અસહ્ય બની રહે છે.

આ બધી બાબતોનો મેં ભેગો ભેગો વિચાર કર્યો હોવાથી આવા સવાલો મેં અહીં એકત્રિત કર્યા છે. તેમાંથી પહેલો સવાલ લઈએ.

પોતે ક્યાં, ક્યારે અને કેવી રીતે મરશે તે કોઈ પણ માણસ અગાઉથી ભાગ્યે જ કહી શકે. એ બધું સમજવું કે નક્કી કરવું સહેલું નથી. આત્મહત્યા કરનારો માણસ ક્યારેક તે નક્કી કરતો હશે, પરંતુ સામાન્ય રીતે માણસને તે બધું નક્કી કરી રાખવાનું બનતું નથી.

માણસને લાગે છે કે મૃત્યુ સમયે પોતાને ઝાઝી વેદના નહીં સહન કરવી પડે. ઘણાને એમ લાગે છે કે અંતિમ દુ:ખ વખતે તેને બીજાઓ પાસે લાંબો

વખત ચાકરી કરાવવી નહીં પડે. પોતે લાચાર બની જાય ત્યારે બીજાઓના ઉપકાર હેઠળ દબાવાની ફરજ પડે તે કોઈને ખાસ ગમે તો નહીં જ.

સામાન્ય સમજ એવી છે કે મરતી વખતે પોતે મરે છે એ પણ માણસને સમજાતું નથી. 'પોઢી જઈએ અને પછી જાગીએ જ નહીં એવું મરણ આવે તો કેવું સારું!' એવી ઇચ્છા માણસને થાય છે. આ ઇચ્છા પાછળ દુઃખની નિવૃત્તિ જ એકમાત્ર ઉદ્દેશ છે.

પણ હું એવું મરણ પસંદ નથી કરતો. હું મરતો હોઉં અને મારા જીવનની આવડી મોટી ઘટનાની બાનમી કે જાણકારી મારી પાસે ન હોય તેમાં મને કેટલું મોટું નુકસાન! 'હે ભગવાન! મારી આ જાતની ફજેતી થવા ન દેતો' એટલી જ મારી ઈશ્વરને પ્રાર્થના છે. મારી શક્તિ હાથપગમાંથી વિદાય લે, અવયવો બધા એક પછી એક ખોટા પડતા જાય, ઇન્દ્રિયો પણ કામ આપતી અટકવા માંડે, ફક્ત છાતીમાં શ્વાસ ચાલે, પ્રાણ અને મન જાગ્રત રહે એવી મારી સ્થિતિ થોડો વખત પણ રહેશે, અને તે થોડા વખતમાં મારા સમગ્ર આયુષ્યમાં મેં શા શા અનુભવો કર્યા, શું શું મેળવ્યું, શી ભૂલો કરી વગેરે બધી જ વાતનું સરવૈયું કાઢવાની તક મને મળશે, એવું મને હંમેશાં લાગતું આવ્યું છે. ઈશોપનિષદનો છેવટનો મંત્ર મેં વાંચ્યો ત્યારે વેદકાળના ઋષિઓને પણ મારી માફક જ લાગ્યું હતું તે જોઈને મેં ધન્યતા અનુભવી હતી. આ ઋષિઓનાં હૃદયો સાથે હજારો વર્ષો બાદ મારા હૃદયનું ઐક્ય થતું અનુભવતાં મને આનંદ જ થયો હતો. ઈશોપનિષદનો ઋષિ કહે છે: क्रतो स्मर कृतं स्मर। — "હે કાર્ય કરનાર! તારી બધી જ કરણી અંતિમ ક્ષણે ધ્યાનમાં લે." ઋષિ આ વાક્ય બે વાર બોલે છે.

મરણકાળે વેદના ન થાય તે સારું, કેમ કે તે વેદના તરફ લક્ષ જાય અને જીવન-ચિંતન એકાંગી બની બેસે, એવું મને હંમેશાં લાગ્યું છે. પણ એક ગૃહસ્થે મને કહ્યું કે "અંતિમ વેદના ગમે તેટલી તીવ્ર હોય છતાં તેનો અનુભવ થાય તે ઇચ્છવાયોગ્ય છે. તેમાંથી જ આપણને લોકોત્તર શિક્ષણ મળે છે. માણસમાં તે મેળવવાની હિંમત હોવી જોઈએ." મને આ વિચાર ગ્રહણ કરવા યોગ્ય તો લાગ્યો પણ મેં તે સ્વીકાર્યો નથી.

માંદા પડીને બીજાઓ પાસે ચાકરી કરાવવી પડે, તેમની સેવા લેવી પડે, તે દુઃખદ તો છે. પણ એક વાર હરદ્વારમાં હું માંદો પડયો ત્યારે નાથજીની સેવા લેવી પડી હતી. એ કારણે તેમનો સહવાસ થયો તે ઠીક જ થયું. કેટલાક માણસો સેવા આપીને સારા સારા મિત્રો મેળવે છે. મેં સેવા લઈને નાથજી જેવાનો ગાઢ સ્નેહ મેળવ્યો. એટલે સેવા લેવાનો વખત આવે તો તે અનિષ્ટ છે એમ હું કેવી રીતે કહી શકું?

આપણે ક્યારે, ક્યાં અને કેમ મરીશું તેની આપણને ખબર નથી. આપણને જીવનમાં જે જેવું મળી આવે તેનો સદુપયોગ કરવો એટલું જ આપણા હાથ

છે. ક્યાં અને ક્યારે મરણ થશે તેનો વિચાર જ મારા મનમાં આવતો નથી. પરંતુ મરણ કેવી રીતે થશે તેનો જ્યારે હું વિચાર કરું છું ત્યારે મરણ સમયે હું મરણ પામું છું એવું ભાન મને રહેશે અને તે વખતે આખા આયુષ્યનું સરવૈયું કાઢી શકાશે એવું મને હંમેશાં લાગ્યું છે. એવા ચિંતન માટે મનનું સ્વાસ્થ્ય મળી રહે તો તે ઈશ્વરની કૃપા.

૧૯૬૯

## ૧૬. અકસ્માત્ મૃત્યુ

પોતાનું મૃત્યુ થાય તે કોઈને ગમતું નથી. વહાલા મિત્રોના મૃત્યુથી માણસ દુઃખી થાય છે. શત્રુનું મૃત્યુ થાય તે માટે લડાઈ કરવામાં આવે છે. ઉત્કટ સેવા કરતાં કરતાં જીવ આપવો પડે તો (તે બીકણ ન હોય તો) મરવાને પણ તૈયાર થાય છે. લડાઈમાં પોતે મરે નહીં એવી સૈનિકોની ઇચ્છા હોવા છતાં મરણ આવે તો તે સ્વીકારવાની તેમની હિંમત અને તૈયારી હોય છે.

જગતમાં અનેક અકસ્માત થાય છે અને માણસો મરે છે. અકસ્માતમાં થતાં મરણ નિવારવાં શક્ય હોય તો તે નિવારવાં જ જોઈએ. અકસ્માતમાં થતા મૃત્યુથી જે દુઃખ થાય તે યોગ્ય છે કે નહીં તેનો વિચાર ક્ષણભર બાજુએ રાખી, માનવજીવનમાં અથવા સૃષ્ટિના જીવનક્રમમાં અકસ્માતનું શું પ્રયોજન છે તેનો વિચાર કરીએ.

અકસ્માત શબ્દના અર્થનો વિચાર કરીએ. कस्मात् એટલે 'શાથી' અથવા 'ક્યા કારણથી'. જે ઘટનાનું कस्मात् (એટલે કારણ) આપણા ધ્યાનમાં આવતું નથી તે ઘટનાને આપણે અકસ્માત કહીએ છીએ અને એ રીતે આપણું અજ્ઞાન કબૂલ કરીએ છીએ. જ્યાં કાર્યકારણભાવ સાર્વભૌમ અને સનાતનપણે પ્રવર્તે છે તેવા આ જગતમાં ખરેખરા અકસ્માત જેવું કશું જ નથી.

પણ કારણો જુદાં છે અને પ્રયોજનો જુદાં છે. અમુક અમુક ઘટનાઓ બની તેને પરિણામે એક ચોક્કસ અકલ્પિત ઘટના બની એવી કારણ-પરંપરા આપણે શોધી શકીએ. પણ તે ઘટના બની અથવા બનાવવામાં આવી તેમાં કુદરતે શું સિદ્ધ કર્યું ? તે ઘટના પાછળ કુદરતનો હેતુ શો હતો? તે કહેવું મુશ્કેલ છે.

શ્રદ્ધા કહે છે કે જે પ્રમાણે દરેક કાર્યનું કે ઘટનાનું કારણ હોવું જ જોઈએ, તે જ પ્રમાણે જગતમાં પ્રત્યેક ઘટનાની પાછળ ઈશ્વરનો એટલે કે નિસર્ગ-સ્વામીનો કોઈ હેતુ હોવો જ જોઈએ. કશુંક સિદ્ધ કરવાની તેની ઇચ્છા હશે એથી તેણે અમુક ઘટના ઘડી એમ કહેવું જોઈએ.

પાસે ચોક્કસ માહિતી હોય કે ન હોય, છતાં ઇહલોકમાંના પોતાના જીવનનાં ત્રણ તત્ત્વોની બાબતમાં માણસને સ્પષ્ટ કલ્પના હોવી જ જોઈએ. અને તેમાંથી નિષ્પન્ન થનાર કર્તવ્યની પણ નિશ્ચિત કલ્પના તેને હોવી જોઈએ. આ ત્રણ તત્ત્વો તે જન્મ, જીવન અને મરણ.

માણસ કહે છે, "જન્મ અને મૃત્યુ આપણા હાથની વાત નથી. આપણે તો માત્ર એ બે વચ્ચેના જીવન માટે જવાબદાર છીએ." આ વિચાર કેટલે અંશે સાચો છે તેનો પણ વિચાર કરવો જોઈએ.

એક વાત સાચી છે કે જગતમાં આપણે આવ્યા તે પહેલાં કોઈએ આપણને એ અંગે પૂછ્યું ન હતું. આપણાં માબાપની પસંદગી કરવાનું આપણા હાથમાં ન હતું. આપણે કયા દેશમાં જન્મ લેવો, કોને ત્યાં જન્મ લેવો, કયા ધર્મસંસ્કારમાં ઊછરી મોટા થવું, કેટલો કાળ જીવવું, એ બધી બાબતો આપણી પસંદગી પ્રમાણેની હોતી નથી. આપણને એ અંગે ખબર પણ હોતી નથી. આપણે એટલું જ કહી શકીએ કે આ બધી બાબતો દૈવાધીન છે.

પરંતુ તત્ત્વચિંતક કહેશે કે કોઈ પણ વસ્તુને દૈવાધીન કહેવી તે બૌદ્ધિક આળસનું કે જડતાનું લક્ષણ છે.

આપણો જન્મ થયો તે પહેલાં આપણી ઇચ્છા ભલે નહીં હોય, પરંતુ આપણાં માબાપની ઇચ્છા તો હતી જ! તેમણે સ્વેચ્છાએ જાણીબૂજીને દામ્પત્યજીવનનો સ્વીકાર કર્યો, પ્રયત્નપૂર્વક સહજીવન સાધ્યું, અને એમના સંકલ્પમાંથી જ આપણો જન્મ થયો. એટલે આપણો જન્મ દૈવાધીન હતો એમ શી રીતે કહેવાય? આ પ્રશ્ન માત્ર તત્ત્વજ્ઞાન જ વિચારે છે એવું નથી. જીવાત્મા સંબંધી કલ્પના કરનાર ધર્મપરાયણ કવિ પણ ચિંતન કરીને કહે છે કે એક જીવન પૂરું થતાં જ તે જીવનનો સાર, સંસ્કારોને રૂપે, સાથે લઈને જીવ માબાપ પસંદ કરે છે અને માતાના ગર્ભમાં પ્રવેશ કરે છે. જીવ સાચેસાચ એમ કરે છે કે કેમ તે કોણ કહી શકે? પરંતુ આ કલ્પના સાચી માનીએ તો આપણો જન્મ દૈવાધીન નથી એમ જ કહેવું પડે. અકસ્માત્ કશું થયું નથી, પરંતુ તેની પાછળ જીવની પોતાની ઇચ્છા અને પસંદગી હતી એટલું જ સૂચવાય છે.

આપણે આપણી માતાના ગર્ભમાં કેમ અને કેવી રીતે પ્રવેશ કર્યો, ત્યાં આપણો વિકાસ કેવી રીતે થયો, એ આજે આપણે કદાચ નહીં કહી શકીએ. બચપણમાં આપણે કુદરતના નિયમ મુજબ શ્વાસોચ્છ્વાસ લીધો, માતાનું સ્તનપાન કર્યું, તે કશા સંકલ્પ વગર કેવળ કુદરતની પ્રેરણાથી આપણે કર્યું, એમ માની લઈએ. પરંતુ ઉંમર વધી અને બુદ્ધિ જાગ્રત થઈ ત્યારથી આપણે સ્વેચ્છાએ શ્વાસોચ્છ્વાસ લેવા લાગ્યા, અન્નપાણી લેવા લાગ્યા, જાતનું રક્ષણ કર્યું અને જીવનનો અનુભવ લેવા માંડ્યો. તે બધાની પાછળ આપણી સ્વતંત્રતા અને આપણી જવાબદારી છે. (અથવા હતી એમ કહેવું જોઈએ — સ્વતંત્રતા અને જવાબદારી એ એક જ વસ્તુનાં

એ સ્વરૂપ છે.) તેથી આપણે અન્ન ખાવાનું બંધ કરીએ, પાણી પીવાનું છોડી દઈએ, અથવા શ્વાસ લેવો નહીં એમ નક્કી કરીએ, તો આપણે જીવતા રહી શકીશું નહીં. એનો અર્થ એ કે આપણે જે જીવન જીવીએ છીએ તે સ્વેચ્છાએ પ્રયત્નપૂર્વક જીવીએ છીએ. મારા પોતાના શબ્દોમાં આ વાત કહેવાની હોય તો હું કહું કે જીવવું કે ન જીવવું તે તો કુદરતે વ્યક્તિના હાથમાં સોંપ્યું છે. મારે જીવન જીવવું ન હોય તો મારા ઉપર કોઈની જબરદસ્તી નથી. જીવવું કે ન જીવવું, મૃત્યુનો સ્વીકાર કરવો કે તેને ટાળવું, એ કુદરતે કે કુદરતના સ્વામી પરમાત્માએ મારા હાથમાં મૂક્યું છે. બીજા શબ્દોમાં કહીએ તો પ્રત્યેક માણસ આ દૃષ્ટિએ 'ઇચ્છામરણી' છે. હું જીવું છું જ મૂળે સ્વેચ્છાથી. જીવવું કે ન જીવવું એ કુદરતે મને સોંપેલું હોવાથી સંપૂર્ણ જીવનમાં હું એક જવાબદાર પ્રાણી છું.

જીવનમાં હું શિક્ષણ લઉં છું, મને સંસ્કાર મળે છે. જીવવાનો પ્રયોગ કરવાની કેટલીક તક મળે છે, જીવનમાંની ઘણીબધી ઘટનાઓની પાછળ મારી ઇચ્છા, મારો સંકલ્પ, મારો પ્રયત્ન કે મારો પુરુષાર્થ છે. બાકીની કેટલીક ઘટનાઓ પાછળ મારાં સગાંસંબંધી, મારા શિક્ષકો, મારા મદદનીશો અને મારો સમાજ — એ સૌનો પુરુષાર્થ છે. એમનાથી જુદું એવું બીજું 'દૈવ' નથી. (તમામ પુરુષાર્થ એકઠો કરી એને 'દૈવ' કહીએ તો ભાષાને સગવડ થાય ખરી, પરંતુ તેમાંથી વૈચારિક ગોટાળો પેદા થાય છે.)

આ રીતે વિચાર કરીએ તો કહેવું પડે કે આપણો જન્મ કેવળ દૈવાધીન નથી. એટલે જીવનને પણ આપણે દૈવાધીન કહી નહીં શકીએ. જીવનનો કેટલોક ભાગ આપણા હાથમાં નથી તેથી તેને સંપૂર્ણપણે સ્વાધીન માનવું એ સયુક્તિક નથી. પ્રત્યેક વ્યક્તિ થોડીક (આંશિક રૂપે) સ્વતંત્ર છે. પરંતુ બધી જ વ્યક્તિઓના પુરુષાર્થથી જીવન ઘડાય છે. (આપણા પૂર્વજોએ દૈવનું રીતસર પૃથક્કરણ કરીને તેને 'અદૃષ્ટ' કહ્યું છે, એટલે કે જેને આપણે જોઈ શકતા નથી ને, જેનું લેખું આપણી પાસે નથી તેવા અનેકનો પુરુષાર્થ.)

તો પછી મરણની ઘડી અને મરણનો પ્રકાર આપણા જન્મ પહેલાં અથવા જન્મની સાથે નક્કી થયેલાં છે, અને તેમાં ફેરફાર થવો અશક્ય છે, એમ આપણે શા માટે માનવું ? માણસનું મરણ પહેલેથી જ નક્કી છે, તે કોઈ ટાળી શકતું નથી, અથવા તેમાં ફેરફાર થઈ શકતો નથી, એવું મહાત્માજી પણ માનતા હતા. અસંખ્ય માણસોની સમજણ પણ આવી જ છે. આ જાતના વિચારોને કારણે માણસને કદાચ બળ મળતું હશે, માણસ નચિંત પણ થતો હશે. મને ખબર છે કે અનેક પુરુષાર્થી માણસો દૈવવાદી પણ હોય છે. આમ છતાં મૃત્યુની ઘડી પહેલેથી જ નક્કી છે, દૈવ કે દેવ પહેલેથી જ તે નક્કી કરી બેઠેલ છે, એવા નિર્ણય ઉપર હું સંપૂર્ણ જીવનમાં આવી શક્યો નથી.

હું પહેલેથી જ માનતો આવ્યો છું કે જે રીતે વારસામાં મળેલો એકાદ રોગ

હું મારા પુરુષાર્થથી દૂર કરી શકું અને મારા ભાવિ જીવનની બાબતમાં જવાબદાર બની શકું તે જ રીતે મૃત્યુની ઘડી ટાળવી કે તે આગળ ધકેલવી તે હું જાતે જ નક્કી કરી શકું. મોટે ભાગે આ મારા હાથની વાત છે. તેમ ન હોય તો પુરુષાર્થ અને જવાબદારીને અવકાશ જ રહે નહીં.

પ્રત્યેક મનુષ્ય મરણાધીન છે, પ્રત્યેકને મરણ અપરિહાર્યપણે આવવાનું જ છે, એમ કહેવું એ જુદી વાત છે. આખી જીવસૃષ્ટિનો અર્થાત્ માનવજાતનો પણ આ જ અનુભવ છે. પરંતુ તે ઉપરથી માણસ અમુક ક્ષણે અમુક રીતે મરી જશે એનું પહેલેથી નક્કી જ છે એમ સાબિત થતું નથી.

કેટલાંક શહેરોમાં લોકોનું સરાસરી મરણપ્રમાણ લગભગ નક્કી હોય છે. તે શહેરમાં રહેનારા લોકો ત્યાંના સ્થાયી રહેવાસી હોય, અને તેમની જીવનપદ્ધતિ નક્કી હોય તો દર વર્ષે અમુક પ્રમાણમાં મરણ થશે એવો અંદાજ આપણે કાઢી શકીએ. આ અંદાજ અનેક વખતે ખરો પણ ઠરે. પરંતુ તે શહેરની નગરપાલિકા કે નગર-પિતા શિશુપાલનની બાબતમાં પુરુષાર્થપૂર્વક સુધારા કરી શકે અને લોકો માટે ઉત્તમ ખોરાકની સગવડ કરી શકે અથવા રોગનિવારણના ઉપાય અમલમાં આણી શકે કે પછી લોકોની સુખસગવડ અને આરોગ્યનાં નવાં નવાં સાધનો મેળવી આપી શકે, તો તે શહેરનું મરણપ્રમાણ કેટલા પ્રમાણમાં ઘટી જશે તેનો પણ અંદાજ આપણે કાઢી શકીએ. આ ઉપરથી એક વાત સિદ્ધ થાય છે કે કેવળ વ્યક્તિ જ નહીં પણ માનવસમુદાય પણ મૃત્યુને કાબૂમાં લાવી શકે.

મૃત્યુને માટે માણસ જવાબદાર છે, મૃત્યુ કેવળ કુદરતના હાથની વસ્તુ નથી ને મૃત્યુની ઘડી પહેલેથી નક્કી હોતી નથી, એ તારણ ઉપર જો તત્ત્વચિંતનને અંતે આપણે પહોંચીએ તો આ જવાબદારીમાંથી બીજા એક મોટા નિર્ણયનો સ્વીકાર આપણે કરવો પડશે. આજનો માનવ આ સ્વીકાર કરવા તૈયાર નથી. આ નિર્ણય તે જીવનચિંતનને અંતે હવે વધારે જીવવું નિરર્થક છે, એવા નિર્ણય ઉપર માણસ આવે તો જીવનનો અંત લાવવાનો મનુષ્યને સંપૂર્ણ અધિકાર છે, એવો તે નિર્ણય હોવાનો. મારું જીવવું અથવા મરવું જો કુદરત કે દૈવના હાથમાં હોય તો હું અન્ન ન ખાઉં તે છતાં કુદરત મને જિવાડે, ઓસડ ન લઉં છતાં રોગ મારા કાબૂમાં આવે, અને મૃત્યુની ઘડી સુધી હું જીવતો રહી શકું. મૃત્યુ અપરિહાર્ય છે એમાં શંકા નથી, પરંતુ મૃત્યુ ક્યારે અને કેમ આવે તે નક્કી કરવું એ મોટે ભાગે માણસના હાથમાં છે, એવો નિર્ણય આપણે ટાળી શકતા નથી.

કોઈ પણ પ્રકારનું જીવન હોય છતાં મારે જીવવું જ જોઈએ એવા પ્રકારની જીવનલાલસા જેને વળગી હોય અને જે મૃત્યુથી ડરતો હોય તે જ મરણ એ જીવનદ્રોહ છે, કમજોરી છે, તેવા પ્રકારનું પોતાનું તત્ત્વજ્ઞાન હાંકે છે. કહે છે કે જીવન જેવી પવિત્ર વસ્તુનો અંત આપણે લાવી જ કેમ શકીએ?

આ દલીલનો જરા ઊંડા ઊતરીને વિચાર કરવાની જરૂર છે.

જીવનની પવિત્રતા(sacredness of life)ની દલીલ કરનાર આપણે પૂછીએ કે જ્યારે લડાઈ થાય છે અને હજારો, લાખો માણસોની હત્યા કરવામાં આવે છે ત્યારે તમારી પેલી જીવનની પવિત્રતા ક્યાં જાય છે? જ્યારે કોઈ પાપી ગુનેગારને પ્રાયશ્ચિત્ત કરાવીને જીવન સુધારવાની તક આપવાને બદલે મારી જ નાખવામાં આવે છે ત્યારે એ જીવનની પવિત્રતા ક્યાં છૂ થઈ જાય છે? એકને બચાવવાને માટે બીજાનો નાશ કરવો પડે છે, એવી દલીલ આગળ કરીને માતાને બચાવવા માટે ગર્ભપાત કરવામાં પાપ કે અપરાધ નથી એમ જો તમે કહેતા હો તો હજારો માણસોને જીવતા રાખવા માટે વધારાના (surplus) જીવોનો યોગ્ય કારણે નાશ કરવો તે પાપ શી રીતે હોઈ શકે?

પરંતુ હાલતુરત તો હું સ્વેચ્છા-સ્વીકૃત મરણની વાત કરું છું.

એક દેશના લોકોને બચાવવા માટે જ્યારે શત્રુના સૈન્યની હત્યા કરવામાં આવે છે ત્યારે ન્યાય કયે પક્ષે છે તેનો વિચાર કે તેની ચર્ચા કોઈ જ કરતું નથી. અને વિચાર કે ચર્ચા થાય તોપણ અંતિમ નિર્ણય કોઈના જ હાથમાં નથી. આપણા દેશનો શત્રુ અત્યંત પવિત્ર હોય, ન્યાયનિષ્ઠ હોય, દેશના ઉદ્ધાર માટે મહત્ત્વનું કામ કરતો હોય તોપણ તેને આપણા દેશનો શત્રુ માનીને તેની હત્યા કરવામાં આવે છે. અને સમાજ એવી હત્યાને માન્યતા પણ આપે છે. આમ છતાં જીવનની પવિત્રતાની દલીલ કરતાં લોકોને શરમ આવતી નથી, એ કેટલી બધી આશ્ચર્યની વાત છે! આપણું જીવનકાર્ય પૂરું થયું, જે કરવાનું હતું તે બધું કરી નાખ્યું, જે ટાળવાનું હતું તે સઘળું ટાળ્યું; હવે આપણે માટે કશું જ મહત્ત્વનું કાર્ય બાકી રહ્યું નથી, એવું જ્યારે માણસને લાગે અને તેથી તે જીવનમાંથી નિવૃત્ત થવાનું નક્કી કરે, જીવનનો અંત આણવાનો નિર્ણય લે, તો તેમાં શું બગડયું? (તેના નિર્ણયમાં વિચારદોષ હોઈ શકે, પણ એવા પ્રકારનો વિચારદોષ ગુનેગારને ફાંસી આપનાર ન્યાયાધીશના હાથે જ થઈ શકે. રોગીને દવા આપવામાં ભૂલ થાય, શસ્ત્રક્રિયા કરતાં ભૂલ થાય તો રોગી અકાળે મરે છે, પણ તેથી કંઈ દવા આપવાનું કામ સમાજે બંધ નથી કર્યું. તો પછી માણસનો જીવનનિવૃત્ત થવાનો જન્મસિદ્ધ અધિકાર અમાન્ય શા માટે કરવામાં આવે છે?)

માણસને હાથે એકાદ પાપ થાય અને પોતાની આબરૂ જશે એવી બીકે મૃત્યુને નિમંત્રણ આપવાના પોતાના આ અધિકારનો તે ઉપયોગ કરે તો એ કાયરતા ગણાય. આપણે તેને આત્મહત્યા કહીએ છીએ. પોતાને હાથે પાપ થયા પછી પ્રાયશ્ચિત્ત કરવાની અથવા જીવન સુધારવાની જે તક તેને મળી હોત તે તક હું બેઆબરૂ થઈશ એ બીકે તે ગુમાવી બેસે છે. આ તેની કાયરતા છે. આત્મહત્યા જુદી છે અને પોતાનું જીવનકાર્ય પૂરું થયું છે એમ માનીને જીવનનિવૃત્ત થવું એ વાત જુદી છે.

કોઈ બાળકના જન્મ પછી ડૉક્ટર કહે છે — ચોક્કસ અભિપ્રાય આપે છે — કે

આ બાળક જીવવાને લાયક નથી. હું કેવળ દયાધર્મથી પ્રેરાઈને પોતાનું કર્તવ્ય ગણી ડૉક્ટર માબાપને સલાહ આપે છે. અને તેમની સંમતિ લઈને તે બાળકને જીવનવિમુખ કરે છે, એટલે કે તેનો પ્રાણ લે છે. પણ આ વાત સહુકોઈ માન્ય કરવી જોઈએ. તે માટે નૈતિક પ્રયત્ન ચાલુ જ છે.

આ શુદ્ધ દલીલનો સ્વીકાર કર્યા પછી સંપૂર્ણ સાવચેતી રાખીને અને બધું નુકસાન ટાળીને જીવતા માણસ માટે, માંદા માણસ માટે અથવા જીવવાને સર્વથા અયોગ્ય એવા લોકો માટે સમાજ પણ જો આ જાતનો નિર્ણય લે તો તેમાં ખોટું શું? સ્વાર્થવશ બનીને માંસના લોભને કારણે ગાયની હત્યા કરવી, અને આશ્રમના લાડકા વાછરડાને, તે રોગમુક્ત નહીં જ થઈ શકે એવી ખાતરી થઈ ગયા પછી, તેની અંતિમ વેદના દૂર કરવા દયાધર્મ તરીકે, કર્તવ્ય તરીકે, ધર્મકૃત્ય તરીકે, તેને મૃત્યુદાન દેવું તે જુદી વાત છે. એવે સમયે મરણદાન દેતાં ડરવું અથવા કર્તવ્ય-માંથી ચૂકવું તે કાયરતા છે, ધર્મચ્યુતિ પણ છે.

જન્મ, જીવન અને મૃત્યુની બાબતમાં કાયર ન બનવું. જીવનલાલસાથી પ્રેરાવું નહીં, પરંતુ શુદ્ધ ધર્મકર્તવ્ય તરીકે વિચાર કરવાની આપણે ટેવ પાડવી.

એક જમાનામાં જીવન દુઃખમય છે, જીવન અસાર છે, એવા નિર્ણય ઉપર આવીને અનેક બૌદ્ધો આત્મહત્યા કરતા હતા. કોઈ ચેપી રોગની માફક આત્મ-હત્યાનો આ રોગ ફેલાયો હતો. પશ્ચિમના ખ્રિસ્તીઓમાં અને તેમની પણ પૂર્વે ખ્રિસ્તી સિવાયના લોકોમાં આ જ પ્રકારની ઘેલછા એક જમાનામાં ફેલાઈ હતી. આ વિભવતૃષ્ણાની વિરુદ્ધ તે જમાનાના લોકોને જબરો પ્રચાર કરવો પડચો હતો. માનવજાતે છેવટે કાયદાનો આશ્રય લીધો અને તે ઘેલછાને આત્મહત્યાનો ગુનો ગણીને અટકાવી દીધી. એમાં અડચણ એટલી જ હતી કે આત્મહત્યા કરીને છુટ-કારો પામેલ વ્યક્તિને કાયદો કોઈ પણ શિક્ષા કરી શકે તેમ ન હતું. તેનાં સગાંના વારસાહક છીનવી લેવો અને તે માટે અરજ ન કરવા દેવી એ જુદી વાત છે. પરંતુ મરણ પામેલ વ્યક્તિને તો કશી જ શિક્ષા થઈ શકે તેમ ન હતું. આત્મ-હત્યાનો પ્રયત્ન કરનાર અને તેમાં સફળ ન થઈ શકનાર કમનસીબ વ્યક્તિ ઉપર કાયદો તૂટી પડતો. અને નિર્દયતાપૂર્વક તેને સજા કરીને તેનું જીવન વધુ દુઃખી કરતો. એક ચિંતનશીલ મહિલાએ મને કહ્યું હતું કે કાયદામાં આત્મહત્યાના પ્રયત્ન માટે જે સજા કરવાની વાત છે તે કાઢી જ નાખવી જોઈએ. એમની આ સૂચના મને વિચાર કરવા જેવી લાગી પણ સહેલાઈથી નિર્ણય ઉપર હું આવી શક્યો નથી.

કાયદામાં ન્યાય્ય શું છે અને અન્યાય્ય શું છે તેનો વિચાર કરનારા તેમ જ ધાર્મિક દૃષ્ટિએ પાપ-પુણ્યનો વિચાર કરનારા માણસોએ તટસ્થપણે, પૂર્વગ્રહ દૂર કરીને, માનવ-કલ્યાણનો વિચાર કરી મૃત્યુ સંબંધી ઊંડું ચિંતન કરવું જોઈએ. મૃત્યુ જેવા ગહન અને પરિણામકારી પ્રશ્ન સંબંધી વિચાર જ ન કરવો એ માનવજાતને ન શોભે. મરણ એ કુદરતનું અથવા ઈશ્વરનું શ્રેષ્ઠ વરદાન છે. મરણને કારણે જ

માણસના જીવનમાં જવાબદારી અને પવિત્રતા સંભવે છે. મૃત્યુની ઘેલછા આ જમાનામાં કોઈને જ લાગેલી નથી, એટલે તટસ્થપણે આ પ્રશ્નનું અને કર્તવ્યનું ચિંતન હવે થવું જોઈએ.

એક વાત સ્પષ્ટ છે કે પશુઓની બાબતમાં જેટલી સહેલાઈથી આપણે નિર્ણય લઈ શકીએ તેટલી સહેલાઈથી મનુષ્યની બાબતમાં લઈ શકતા નથી. પરંતુ વિચાર જ ન કરવો તે જડતાનું લક્ષણ છે. તેમાં ધર્મહાનિ પણ છે. આપણે એટલું તો સ્વીકારવું જ જોઈએ કે સ્વેચ્છામરણ પણ મનુષ્યના અધિકારની વાત છે. આપણે સમજવું જોઈએ કે થાક અને આરામ, ઊંઘ અને મરણ અર્થાત્ નિવૃત્તિ એ ઘણાં મોટાં વરદાન છે.

૧૯૬૭

# ૧૮. મૃત્યુની કલ્યાણકારિતા

ખ્રિસ્તીઓના ગ્રંથમાં એક વાક્ય વારંવાર આવે છે: The wage of sin is death. આનો સીધો અર્થ છે—મોત એ પાપનું ફળ છે. આ વાત ધ્યાનમાં નથી આવતી. આનો કોઈ ખાસ આધ્યાત્મિક અર્થ થતો હશે. આ કથન મુજબ તો પાપીઓ જ મરે, પુણ્યશાળી મરે જ નહીં. પણ આપણો અનુભવ જુદો છે. સાધુસંતો, પુણ્યશાળી જીવો, પરોપકારી અને મોક્ષના અધિકારી માણસો પણ મરે છે. ક્યારેય ન મરે એવા સાત ચિરંજીવીઓનો ઉલ્લેખ પુરાણોમાં આવે છે. તે બધા પણ આજે નથી. ઈશ્વરના અવતાર અને ઈશ્વરના પુત્ર બધા જ મરણ પામ્યા છે. વળી પાપપુણ્ય સાથે જેમને કશી લેવાદેવા નથી તેવાં પશુપક્ષી આદિ બધાં પ્રાણીઓ મરે છે. મરણ જેવી સાર્વભૌમ બીજી કોઈ વસ્તુ નથી.

સિક્કાને જેમ બે બાજુ હોય છે—આગળની અને પાછળની, તે જ રીતે પ્રાણીઓના જીવનમાં જન્મ અને મૃત્યુ છે. એ બેને આપણે જુદાં ન કરી શકીએ. હવે જો કોઈ એમ માને કે જન્મ લેવો એ દુઃખ છે, પીડા છે, કોઈ પાપનું ફળ છે, તો જીવનની અંતિમ ક્ષણ મરણને પણ પાપનું ફળ કહી શકાય, અથવા એ ફળ પૂરું થયું એમ પણ ગણી શકાય.

જેઓ મોક્ષ ઇચ્છે છે તેઓ જન્મ અને મૃત્યુ બંનેથી બચવા માગે છે પણ તેઓ જન્મ અને મૃત્યુને પાપનું ફળ નથી ગણતા.

એવા પણ માણસો છે કે જેઓ માને છે કે માણસ મનસા, વાચા, કર્મણા બ્રહ્મચારી રહે તો તે હનુમાન જેવો વજ્રકાય અથવા વજ્રાંગ, બલી અને અમર બની શકે. માણસ બ્રહ્મચર્ય પાળતો નથી તેથી જ મૃત્યુ એને ઘેરી લે છે.

આ માણસો કહે છે કે બ્રહ્મચર્યનો ભંગ કરવો એ જ સહુથી મોટું પાપ છે. તેને લીધે જ માણસને જરા, વ્યાધિ અને મૃત્યુ ઘેરી વળે છે. અન્યથા માણસ અજરામર થવા માટે જ જન્મે છે.

આ વિચાર છે તો પ્યારો અને રોચક, પણ અનુભવસિદ્ધ નથી. આદર્શ બ્રહ્મચારીઓ પણ મૃત્યુ પામ્યા છે. વળી, કેટલાક આદર્શ બ્રહ્મચારીઓ તો અલ્પાયુષી પણ નીકળ્યા છે.

હું તો માનું છું કે જીવન અને મૃત્યુ બન્ને આપણે માટે ભગવાનનાં એકસરખાં વરદાન જ છે. પ્રાણીઓ માટે મરણ અટળ છે અને એ જ સૌથી મોટું આશ્વાસન પણ છે. અનંતકાળ સુધી જીવતા રહેવું પડે તો એ મોટી આફત જ ગણાય. સ્વાભાવિક મરણ ન આવે તો અનંતકાળ સુધી જીવવાથી હેરાન થઈને માણસ આપઘાત જ કરે, અથવા કંટાળીને પાગલ થઈ જાય.

કેટલાક આદર્શ બ્રહ્મચારીઓ અલ્પાયુષી થયા છે અને તેથી વિરુદ્ધ જેમનો પિંડ પહેલેથી મજબૂત હતો એવા વિલાસી માણસો દીર્ઘાયુ બન્યા છે.

મૃત્યુ માત્ર પાપ કે પુણ્યનું ફળ નથી એ તો સ્પષ્ટ છે. જન્મ સાથે મૃત્યુ જોડાયેલું છે જ અને તે ઇષ્ટ પણ છે.

સામાન્યપણે માણસ મૃત્યુને અનિષ્ટ માની લઈ એનાથી ડરે છે. પશુપક્ષીના વિચાર આપણે જાણતા નથી, પણ પ્રાણીમાત્ર મોતથી બચવા ઇચ્છે છે એટલું તો સ્પષ્ટ છે. કદાચ ઇતર પ્રાણીઓ, માણસ જેટલું મોતથી ડરે છે તેટલું ડરતાં નહીં હોય.

કેટલાક માણસો કોક વાર નિરાશ થઈને જીવનથી કંટાળી આત્મહત્યા કરે છે. શાસ્ત્રો આવી આત્મહત્યાને વખોડે છે. કહે છે કે આવી આત્મહત્યાથી કોઈ પણ પ્રશ્નનો ઉકેલ લાવી શકાતો નથી. કાયર બનીને અથવા જીવનથી કંટાળીને જેઓ આત્મહત્યા કરે છે તેમને માટે તો પુનર્જન્મ નક્કી જ છે, એટલું જ નહીં પરંતુ આત્મહત્યા જેવો ગુનો કર્યા બદલ એમને નીચી કોટિનો જન્મ મળશે અને આત્મહત્યાના પાપને ધોવા વિશેષ તપસ્યા અથવા સાધના કરવી પડશે.

ચેપી રોગ ફેલાય એટલે ઘણા માણસો ટપોટપ મરવા માંડે છે. એ રીતે આ જીવન દુઃખમય છે, આપણે જન્મ લીધો એ જ ભૂલ થઈ; તેથી પ્રયત્ન કરીને આ જીવનમાંથી નીકળી જવું જોઈએ – આવું ખોટું તત્ત્વજ્ઞાન લોકોમાં ફેલાવવાથી કેવળ આપણા જ દેશમાં નહીં પણ અન્ય દેશોમાં પણ આત્મહત્યાનો રોગચાળો ફાટી નીકળ્યો છે, અને તેથી ધર્મિષ્ઠ લોકોને તેની સામે જેહાદ પોકારવી પડી છે.

આજે આ સ્થિતિ રહી નથી, સુધરેલા દેશોમાં આત્મહત્યાની સંખ્યા નોંધાય છે અને સામાન્ય રીતે વર્ષે વર્ષે એમાં ખાસ વધઘટ જણાતી નથી. જો આત્મહત્યાની સંખ્યા એકદમ વધે કે ઘટે તો સમાજ-વિજ્ઞાનના જાણકારો એનાં પણ કારણો શોધી કાઢી શકે. આત્મહત્યા હવે સામાજિક ચિંતાનો વિષય રહ્યો નથી.

મૃત્યુના ડરનું કશું કારણ શોધતાં એક વાત સ્પષ્ટ થવી જોઈએ. મૃત્યુનો ડર

એ એક વાત છે અને મૃત્યુ સમયે થતી શારીરિક વેદનાનો પ્રશ્ન એ બીજી વાત છે. હું માનું છું કે મૃત્યુનો ડર મારા મનમાંથી નીકળી ગયો છે, પણ શારીરિક વેદનાની બીક ગઈ નથી. વેદનાથી બચવાની ઇચ્છા કાયમ છે, તેથી એ વેદનાથી બચવાનો પ્રયત્ન હું જરૂર કરીશ. એક ઉદાહરણથી આ વાત સ્પષ્ટ થશે. મારો પગ કે એકાદ આંગળી સડવા માંડે અને બીજો કોઈ ઇલાજ ન હોય તો હું એને કાપવાની સંમતિ ખુશીથી આપું. શરત એ કે એની વેદના મારે ખમવી ન પડે. (હાલના દાક્તરો આવી મદદ બધી રીતે કરે છે. દરદી પણ ખુશીથી સંમતિ આપે છે.) વેદનારહિત મૃત્યુને અંગ્રેજીમાં 'યૂથનેઝિયા' (Euthanasia) કહે છે. આ ગ્રીક શબ્દ છે. (દર્દનું ભાન ન થાય તે માટે શરીરને અથવા એના અમુક ભાગને બહેરો કરી નાખનાર દવાને અથવા પ્રક્રિયાને 'એનિસ્થીઝિયા' કહે છે.)

મૃત્યુના ડરોમાં અનેક ડરો સમાયા છે. એક છે વેદનાની બીક. બીજી છે શરીરના અથવા જીવનના વિયોગની બીક. ત્રીજી બીક છે સગાંસ્નેહીઓના વિયોગની. ચોથી બીક તે આપણે આદરેલા પુરુષાર્થથી અથવા જીવનના આનંદથી કપાઈ જવાની બીક. આમાં પાંચમી એક બીક ઉમેરી શકાય. મૃત્યુ પછી આપણું શું થશે, ક્યાં જવું પડશે, એની સ્પષ્ટ કલ્પના ન હોવાથી તેને 'અજ્ઞાનની બીક' કહી શકાય.

ઉપર જણાવેલી બધી બીક તે મરનારના ચિત્તમાં ઊઠતા ડર છે. તેમની વિગતે વિચારણા કરવી છે, કારણ કે આમાંના ઘણાખરા ડર અજ્ઞાનજનિત છે, નિષ્કારણ છે, તેમનું દુઃખ સહેજે દૂર કરી શકાય.

પણ કોઈ ઇષ્ટ વ્યક્તિના મૃત્યુના દર્શનથી અથવા શ્રવણથી જે દુઃખ થાય છે તેનું શું? ખાસ પરિસ્થિતિમાં આવા મૃત્યુને લીધે માણસને પોતાના ભવિષ્ય માટે પણ બીક લાગી શકે.

પતિના મરવાથી પત્નીને દુઃખ થાય છે અને બીક પણ લાગે છે કે વૈધવ્ય દશામાં મારું ભરણપોષણ કોણ કરશે? સાસરિયામાં અને સમાજમાં મારી શી સ્થિતિ થશે? છોકરાંછૈયાં મારી સાથે કેવી રીતે વર્તશે? આવી જાતજાતની બીક સૌને હોય છે. નાનાં બાળકો અથવા પુરુષાર્થહીન આશ્રિત માણસો અન્નદાતાના મરી જવાથી પોતાની શી હાલત થશે એની ચિંતા કરે છે અને ડરે છે, તની વિચારણા અત્રે નથી કરવી. એ તો વહેવારનો એક જુદો જ પ્રશ્ન છે.

સગાંવહાલાં અથવા ઇષ્ટ મિત્રોના મરણથી થતું દુઃખ સ્વાભાવિક છે. અમુક હદ સુધી આવું દુઃખ યોગ્ય પણ કહેવાય, પણ એની અવધિ અથવા પ્રમાણ વધી જાય તે માણસને શોભાસ્પદ નથી. આવા દુઃખથી માણસ વિચારશૂન્ય થાય, કિંકર્તવ્યમૂઢ બને, તો તેને અજ્ઞાન, મૂઢતા અને બુદ્ધિની જડતા જ સમજવી. વિયોગનું દુઃખ સ્વાભાવિક છે. વિવેકથી જ એ દૂર થઈ શકે. તેથી વિવેકશક્તિ સાહસે કોઈ પણ દશામાં ખોવી ન જોઈએ. એ શક્તિ તો સદા વધતી જવી જોઈએ.

હવે રહી કોઈના મૃત્યુથી સમાજને થનારા દુ:ખની વાત. આમાં પણ લાભ-હાનિનો વિચાર નોખો. નેતૃત્વની અને સલાહસૂચનની અપેક્ષા નહીં સંતોપાય તેનું દુ:ખ નોખું. સારા માણસના વિયોગનું સર્વસામાન્ય દુ:ખ તો હોય જ. એ સ્વાભાવિક છે. પણ એની મર્યાદા હોવી હંમેશાં ઇષ્ટ છે. આવે વખતે વિવેકશક્તિ ઘણી મદદ કરે છે અને દુનિયા પોતાને રસ્તે ચાલે છે.

કોઈનું મૃત્યુ જોઈને અથવા સાંભળીને જે દુ:ખ થાય તેને વિશે બે-ત્રણ જાતની વિચારણા કરવી અથવા વિવેક કરવો ઇષ્ટ છે.

મરનાર વ્યક્તિ આધિ, વ્યાધિ અથવા ઘડપણને લીધે ત્રાસ ભોગવતી હતી, જીવવું એને દુષ્કર હતું, તેથી એનો છુટકારો ઇષ્ટ અને અભિનંદનીય લાગવો જોઈએ. અંગત લાભહાનિનો વિચાર છોડી દઈ અને વિયોગના દુ:ખને કાબૂમાં રાખી આપણે રાજી થવું જોઈએ કે તે વ્યક્તિ દુ:ખ અને ચિંતામાંથી મુક્ત થઈ.

મરનારના ગયા પછી આસપાસની પરિસ્થિતિ કથળી જાય ત્યારે પણ આપણે કહીએ છીએ કે "મરનાર ભાગ્યશાળી હતા. પોતાની પાછળની દુર્દશા જોઈને દુ:ખી, લજ્જિત કે ત્રસ્ત થવા એમને જીવવું ન પડયું."

જેઓ આ ઇતિહાસ જાણે છે, જીવનપરંપરા અને સામાજિક જીવનનું ઘટનાચક્ર સમજે છે, તેઓ તરત કહેશે કે મરણ અવશ્યંભાવિ છે; દુનિયા કોઈને કારણે અટકી રહેતી નથી. સારામાઠા પ્રસંગો જીવનક્રમમાં આવ્યા જ કરે છે, તેથી મરણ પાછળ શોક કરવો નકામો છે. (આશ્વાસન આપનારા માણસો હંમેશાં આ જ દલીલ કરતા આવ્યા છે. બધાને આ દલીલ મોઢે થઈ ગઈ છે. તેથી સાચી હોવા છતાં નિ:સત્ત્વ બની ગઈ છે. આમાં સાચો વિવેક તો છે જ, પણ બોલાતાં એની અસર ઘણી ઓછી થાય છે.) બધી બાજુનો વિચાર કરતાં માણસને ખાતરી થવી જોઈએ કે મૃત્યુ સાચે જ મિત્ર છે.

જ્યારે કોઈ નવલકથાકાર જુએ કે કથાવસ્તુ હવે ઘણું ગૂંચવાઈ ગયું છે અને વાર્તા હવે નીરસ થતી જાય છે ત્યારે તે યુક્તિથી અગવડ ઊભી કરતાં પાત્રોને મારી નાખે છે. એ જ રીતે જીવનસ્વામી ભગવાનને માટે પણ પોતે રચેલી દુનિયાનાં માણસો મારી નાખવા જરૂરી બની જાય છે. ભગવાનની નવલકથા તો અનંતકાળ પર્યંત ચાલનારી. એમાં પાત્રસંખ્યા બેહદ વધી જાય તે ન ચાલે. એટલે જે પ્રમાણે નવલકથા વાંચનારા એ નવલકથાનો અંત ઇચ્છે તે જ પ્રમાણે જીવન જીવનારાઓને જીવનનો અંત પણ અભીષ્ટ હોવો જોઈએ. (સારામાં સારી કવિતા અથવા ભાવવાહી સંગીત પણ અનંતકાળ સુધી ચાલતું જ રહે તો તે આપણને ન ગમે. સાંભળવાનો આનંદ પૂર્ણપણે ભોગવી લીધા પછી આપણે ઇચ્છીએ કે એ સંગીત હવે બંધ પડે. હવે એ સંગીતનું માત્ર અનુરણન જ રહે, જેથી આપણે એને વાગોળી શકીએ. છેવટે એ વાગોળવાનો પણ આપણે અંત ઇચ્છીએ. એને આપણે ભૂલવા માગીએ.)

કોઈનું સુંદર સ્મિત અથવા હાસ્ય જોઈ આપણે પ્રસન્ન થઈએ છીએ. પણ પોતાની મર્યાદા બહાર કોઈ હસ્યા જ કરે તો આપણે કંટાળી જઈશું, એને પાગલ ગણી એને ટાળીશું. ખાવાપીવાનું પણ એમ જ છે. સુખ છેવટે શાંત થવું જ જોઈએ. દુઃખ તો શાંત થાય જ છે.

જે પ્રમાણે આપણે થાકીને રાત્રે ઊંઘની અપેક્ષા રાખીએ છીએ અને આખી રાત ગાઢ નિદ્રા આવતાં તાજા થઈને બીજો દિવસ આરંભીએ છીએ, તે પ્રમાણે મૃત્યુ અને પુનર્જન્મ વિશે પણ હોવું જોઈએ. સૂનાર જાણે છે કે ઊંઘ્યા પછી બીજે દિવસે આપણે જાગવાના જ. સૂર્યાસ્તને માણનારો રસિક અથવા વ્યવહારુ માણસ જાણે છે કે રાત પૂરી થતાં સૂર્યોદય થવાનો જ છે. માત્ર ખેડૂત જ નહીં, પણ દરેક માણસ જાણે છે કે ઉનાળામાં જે ઘાસ સુકાઈ જાય છે તે વરસાદ પડતાં પાછું ઊગવાનું જ છે. તે જ રીતે માણસને ખાતરી હોય છે કે ध्रुवं जन्म मृतस्य च। એને મરણનું દુઃખ અથવા ડર ન હોવો જોઈએ. કઠોપનિષદમાં યુવાન નચિકેતાને જીવન-મરણનું રહસ્ય સમજાવતાં સાક્ષાત્ યમરાજ પણ ઘાસનું ઉદાહરણ આપતાં કહે છે: सस्यमिव मर्त्यः पच्यते, सस्यमिव जायते पुनः।

આપણા ધર્મમાં પુનર્જન્મની વાત સર્વમાન્ય છે. પુનર્જન્મના સિદ્ધાન્તનો વિરોધ તો કદાચ કોઈ ધર્મમાં નહીં હોય. જ્યાં મૌન હોય ત્યાં મૌનનો અર્થ ઇન્કાર નહીં પણ અનિર્ણય જ હોઈ શકે. આપણે ભારતીયો આત્માપરમાત્માને માનીએ કે ન માનીએ પણ પુનર્જન્મ અથવા જન્મ-પરંપરામાં માનીએ જ છીએ. કર્મનો સિદ્ધાંત સમજવા માટે પુનર્જન્મમાં માનવું જ પડે. ધર્મની વ્યવસ્થા પણ જન્મપરંપરાની કલ્પના સાથે જ પૂરો સંતોષ આપી શકે છે.

મારું મૃત્યુ ઉપર ચિંતન હંમેશાં જુદી જુદી રીતે ચાલતું જ હોય છે. મૃત્યુનું સ્મરણ લગભગ હંમેશાં મને રહે એવી મેં ટેવ જ પાડી છે. અનુભવથી હું કહી શકું કે મૃત્યુના આ સતત સ્મરણને લીધે જ હર્ષશોકની પર રહેલા આનંદનો સાક્ષાત્કાર હું કરી શકું છું. તે કારણે જ મારી ચિત્તની પ્રસન્નતા કાયમ રહે છે તથા સ્વાસ્થ્ય પર એની સારી અસર દેખાય છે.

મૃત્યુ વિશે હજી એક જુદી રીતે વિચારવું જરૂરી છે.

કોઈ એક કલ્પનાથી પ્રભાવિત થઈને માણસ જીવન શરૂ કરે છે, પ્રવૃત્તિ આદરે છે. એના આદર્શ રૂપે એક ઉન્નત અને સાર્વભૌમ કલ્પના હોય છે. આવી ઉન્નત અને સંતોષકારક કલ્પનાની પ્રેરણા જબરદસ્ત હોય છે. એને જોરે માણસ જીવનના પુરુષાર્થ ખેડે છે.

પુરુષાર્થ કરતાં, સાધના દ્વારા જીવનનો પ્રયોગ કરતાં, માણસને પાકો અનુભવ થવા માંડે છે. એ અનુભવ પ્રમાણે એને પોતાના આદર્શમાં ફેરફાર પણ કરવા પડે છે. અનુભવને લીધે કલ્પનાની પાંખ કાંઈક કપાય પણ છે. કલ્પના ઘણુંખરું

આદર્શવાદ તરફ લઈ જાય છે, અને અનુભવ વાસ્તવવાદનું મહત્ત્વ સમજાવી માણસને નક્કર જમીન પર ઊભા રહેવાની ફરજ પાડે છે.

જીવનમાં કીમતીમાં કીમતી વસ્તુ તો અનુભવ જ છે. બધી જાતના આદર્શો અને બધી ઉન્નત કલ્પનાઓનો પ્રયોગ જીવનમાં કર્યા પછી જે અનુભવ મળે છે તે જ બધી કલ્પનાઓની અંતિમ કસોટી છે. અનુભવથી જે મળે છે તે જ માણસની સાચી અને અંતિમ પૂંજી છે.

અનુભવનું આ મહત્ત્વ પૂરેપૂરું કબૂલ કર્યા પછી કહેવું જોઈએ કે કલ્પનામાં ઉડ્ડયનની શક્તિ રહેલી છે. પુરુષાર્થ કરવાની હિંમત અને દૃઢતાપૂર્વક તેને અમલમાં મૂકવાની શક્તિ અનુભવ કરતાં આદર્શ કલ્પનામાં વધારે હોય છે.

અનુભવનો ભાર વધવાથી માણસના વિચારમાં અને જીવનમાં પરિપક્વતા, શાંતિ અને સમાધાન જરૂર પ્રગટે છે, પણ તેની સાથે જીવનમાં ઘડપણ પણ આવી જાય છે. અનુભવસમૃદ્ધ જીવન કોઈ વાર નવા નવા પ્રયોગો કરવાની હિંમત નથી કરતું. એનામાં અલંબુદ્ધિ પેસે છે. નવા નવા પ્રયોગો કરી જોવા માટે જે નવો પ્રાણ જોઈએ તે ત્યાં નથી હોતો.

આ બધું સ્વાભાવિક છે, અપરિહાર્ય છે. પણ તેમાં પ્રગતિની શક્તિ કુંઠિત થાય છે. એટલે અનહદ વધી ગયેલું અનુભવનું સાર્વભૌમ સામ્રાજ્ય તોડવા માટે ભગવાન પોતાના પરમ કારુણિક પણ ક્રાંતિકારી દેવદૂતને મોકલી આપે છે. તેનું નામ છે અંતક, યમ અથવા મૃત્યુ. (મૃત્યુમાં જે સંયમ રહેલો છે, પુરુષાર્થપોષક શક્તિ રહેલી છે, તેનું નામ છે 'યમ'. યમ અને સંયમ એક જ ધાતુમાંથી બનેલા શબ્દો છે. સંયમમાં જ સંસ્કૃતિ છે, શક્તિ છે, અને નવા નવા પ્રયોગ કરવાની હિંમત પણ આવા સંયમમાંથી જ મળે છે.)

આવા બધા ગુણ મૃત્યુમાં છે. મૃત્યુ દ્વારા નવો જન્મ મળે એવું નથી. મૃત્યુ દ્વારા માણસ ફરી વાર સજીવન અને પ્રાણવાન બને છે અને ભવિષ્યમાં નવાં નવાં સ્વપ્નો જોવાની શક્તિ એનામાં પ્રગટ થાય છે. આ રીતે મૃત્યુ જ જીવનનો ઉત્તમોત્તમ સાથી છે.

## ૧૯. વસિયતનામું

કોઈ પણ માણસ એવો ન જોઈએ કે જેણે પોતાનું વસિયતનામું બનાવ્યું ન હોય, એવો રોમન પ્રજાનો આગ્રહ હતો. જરૂર લાગે તો દરેક રોમન પોતાનું જૂનું વસિયતનામું રદ કરી નવું બનાવી શકે. વસિયતનામું કર્યા વગર કોઈ રોમન મરી જાય તો રોમન સમાજમાં તેની આબરૂ રહેતી નહીં, એમ કહેવાય છે.

આપણા દેશમાં તો વાતાવરણ સાવ ઊલટું છે. જૂના માણસો પોતાનું વીલ–

મૃત્યુપત્ર—બનાવી રાખે છે. એ મૃત્યુપત્ર છે તે કારણે જ કદાચ તેના પ્રત્યે અરુચિ પેદા થતી હશે. પોતાના મૃત્યુની વાત મનમાં આવતાં જ માણસ ઉદાસ બની જાય છે.

આળસ અને ઢીલને કારણે પણ વસિયતનામું બનાવવાનું કામ લંબાય છે. આપણા સિદ્દીઓના આ સ્વભાવને કારણે જ્યારે કોઈ સમર્થ પુરુષનો દેહાંત થાય છે ત્યારે તેની પાછળ તેના કુટુંબની અને મિલકતની અવ્યવસ્થા થઈ જાય છે અને તેથી ઘણા જણને સોસવું પડે છે.

જે માણસ પાસે પોતીકી ખાસ મિલકત ન હોય તેણે પણ પોતાની પાછળની ક્રિયાઓનું વ્યવસ્થાપત્ર અથવા ઇચ્છાપત્ર બનાવી રાખવું જોઈએ.

આવું ઇચ્છાપત્ર બનાવતી વખતે કેટલીક બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ.

શાણા માણસે પોતાના મૃત્યુ પછી ઇચ્છાપત્ર દ્વારા પોતાની જ છૂટ પકડી રાખી ભૂતની માફક જીવવાનો પ્રયત્ન ન કરવો. કેટલાક પૈસાદાર માણસો પોતાના ઇચ્છાપત્ર દ્વારા પોતાનાં સંતાનોનાં સંતાનોનાં સંતાનોનેય બાંધી લેવા ઇચ્છતા હોય છે. "મારા પુત્રની પુત્રી મારી ઇચ્છા મુજબ લગ્ન કરે તો તેને આટલા રૂપિયા આપવા. પણ તે તેમ ન કરે તો તેને કશું જ ન આપવું." આવી આવી શરતો ઇચ્છાપત્રમાં દાખલ કરવામાં આવતી હોય છે. એવા માણસો મૃત્યુ બાદ પણ પોતાની ઇચ્છા જ બર લાવવા કોશિશ કરતા હોય છે. માણસને આ શોભાસ્પદ નથી. કાયદાના અને ભાવનાના બંધનમાં પોતાના ઉત્તરાધિકારીઓને જકડી રાખવા એ તો ભવિષ્યનો દ્રોહ કરવા જેવું છે. સમય અને પરિસ્થિતિની જેવી માગ હોય તે પ્રમાણે વર્તવાની સ્વતંત્રતા પાછળ રહેલાઓને હોવી જોઈએ. ઇચ્છાપત્રનો ઉદ્દેશ અવ્યવસ્થા ટાળવાનો અને યોગ્ય વ્યક્તિને અધિકાર સોંપવાનો હોવો જોઈએ. પાછળથી મિલકતના હક માટે ઝઘડા ન થાય એ જોવાનો ઉદ્દેશ તો મુખ્ય જ હોય. પેઢી-દરપેઢી પોતે કરેલી વ્યવસ્થા જ ચાલુ રહે એવો આગ્રહ શા માટે? યુગ બદલાતા જાય તેમ તેમ આદર્શો અને આવશ્યકતાઓ પણ બદલાતી રહે. ઇચ્છાપત્ર દ્વારા જેમને અધિકાર સોંપાયો હોય તેઓ કંઈ ચિરંજીવ નથી હોતા. એઓ પોતાના ઉત્તરાધિકારી તરીકે કોને પસંદ કરશે તેની શી ખબર પડે? એટલે દીર્ઘકાળ પર્યંત લાગુ પડે તેવી કોઈ વ્યવસ્થા ન કરવી. જે કંઈ આપણે પાછળ મૂકતા જઈએ તેનો સારામાં સારો ઉપયોગ વહેલામાં વહેલો થઈ જાય એવી જ વ્યવસ્થા કરવી સારી.

દરેક જમાનામાં અપરિવર્તનશીલ રૂઢિવાદીઓનો ચીલાચાલુ એવો એક પક્ષ અને પ્રગતિશીલ લોકોનો બીજો પક્ષ હોય છે. ધર્મશાસ્ત્રને નામે રૂઢિવાદીઓ કોઈ ગ્રંથની કે રિવાજની ઉપયોગિતા પૂરી થઈ ગયા પછી પણ તેને ચાલુ જ રાખવાની હિમાયત કરે છે. આ સ્થિતિમાં ઇચ્છાપત્ર બનાવનાર જો પ્રગતિશીલ હોય તો તેણે પોતાનો પક્ષપાત સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરીને નવોદિત સુધારક પક્ષને મજબૂત બનાવવો.

બીજી પણ એક વાત વિચારવા જેવી છે.

પહેલાંના લોકો માનતા કે પોતાની મિલકત માત્ર પોતાને અને પોતીકાંઓ માટે જ છે. એ લોકો પોતાના ઇચ્છાપત્રમાં પોતાનાં સંતાનો, સગાંસંબંધીઓ, અથવા પોતાની પેઢીના ભાગીદારો કે પછી ન્યાતીલાઓનો હક જ માન્ય રાખતા. મહાધીશો પોતાના શિષ્ય-સાગરીતને પોતાના ઉત્તરાધિકારી બનાવતા. દૃષ્ટિ એથી વધારે વિશાળ હોય તો તે દયાધર્મ કે દાનધર્મને રૂપે પ્રકટ થતી.

પુત્ર, શિષ્ય, સગાંસંબંધી વગેરે માટે આવશ્યકતા કરતાં વધારે મૂકી જવું એ તેમનું અપમાન કરવા બરાબર છે એટલું એવા લોકોએ હવે સમજવું જોઈએ. તેમના પુરુષાર્થ અને પરાક્રમ બાબતમાં સંદેહ હોય ત્યારે તો તેમની ઉપર અનહદ મિલકત લાદવામાં આવે છે. આથી વધારે અપમાન બીજું શું હોઈ શકે? પોતાનાં પાંગળાં, રોગગ્રસ્ત, જરાજર્જરિત અને સાવ અસહાય એવાં દયાપાત્ર સંબંધીઓ માટે જરૂરી પ્રબંધ કરવો તે એક વાત છે, અને માત્ર પોતાનાં સંબંધી છે તે જ કારણે પોતાની સઘળી મિલકત તેમના નામે કરી દેવી એ બીજી વાત છે. એ સંબંધીઓમાં પણ જે નાનાં બાળકો હોય તેમના શિક્ષણ અને ભરણ-પોષણની વ્યવસ્થા કરી જવી તે યોગ્ય છે. અતિશય વૃદ્ધ હોય કે બીમાર જ રહેતા હોય એવા માણસો માટે કશોક પ્રબંધ કરવામાં આવે તેમાં કશું ખોટું નથી, પરંતુ અંતિમ પરિસ્થિતિ આવી પડે ત્યારે દરેક વ્યક્તિનો સહાયક સમાજ છે તે અંગે આપણો વિશ્વાસ આપણે ખોઈ ન બેસીએ તો સારું. જે કોઈ વ્યવસ્થા આપણે કરીએ તેના પાયામાં સમાજની સદ્‌બુદ્ધિ પર તથા ઈશ્વરની રચના પર આપણો વિશ્વાસ પ્રગટ થતો હોવો જોઈએ.

યુગધર્મ કહે છે કે આપણી હયાતી, આપણું જીવન, જીવનનો પુરુષાર્થ અને તેની સુરક્ષા આખા સમાજ ઉપર અવલંબે છે. આપણે કેવળ આપણા કુટુંબ કે જ્ઞાતિને માટે નથી, સમગ્ર સમાજ માટે છીએ. સમાજના આપણે ઘટક છીએ. સમસ્ત સમાજના સહકારથી જ આપણું આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક જીવન પાંગરી શકે. તેથી આપણા જીવનનો અને કમાણીનો વધુમાં વધુ હિસ્સો એ સમાજ-ને જ પહોંચવો જોઈએ. તેમાં પણ સમાજના જે વિભાગની કે વર્ગની ઉપેક્ષા થઈ રહી છે તેને જ આપણી વધારેમાં વધારે મદદ પહોંચવી જોઈએ. ઇચ્છાપત્ર બનાવતી વખતે આ દૃષ્ટિને પ્રાધાન્ય મળવું જોઈએ.

આ યુગધર્મનો વિચાર કરીએ ત્યારે આપણી જ્ઞાતિ, આપણા વર્ગ કે આપણા ધર્મ પૂરતી મર્યાદા કે સંકુચિતતા ન રાખવી જોઈએ.

સરકાર કે રાજ્યસંસ્થા સમગ્ર સમાજની પ્રતિનિધિ હોવાનો દાવો કરે છે. પરંતુ રાજ્યસંસ્થા હજી એટલી વિકસી નથી કે નૈતિક યા આધ્યાત્મિક આદર્શોને સમજી શકે તથા ન્યાય અને કુશળતાપૂર્વક તેનું પાલન કરી શકે. આપણા દેશમાં મધ્યકાળનાં રાજાઓ અને રાજકુટુંબો પણ પોતાના દાનધર્મની વ્યવસ્થા પોતાના

રાજ્યતંત્રના હાથમાં ન સોંપતાં બીજી કોઈ વ્યવસ્થા કરતાં. આજનો જમાનો સરકારી તંત્ર પ્રત્યે અસંતોષ દાખવતો હોવા છતાં પોતાનું સઘળું કામ તેની માર-ફતે જ કરાવવા ઇચ્છે છે. સાંપ્રદાયિક તંગદિલીથી કંટાળી જઈને લોકોએ ધર્મ-સંસ્થાને જ વગોવી. એ જ રીતે રાજ્યસંસ્થાની પ્રતિષ્ઠા પણ ઓછી કરીને રાજ-સત્તાથી અલગ એવું કોઈ નૈતિક તંત્ર આપણે ઊભું કરીએ અને તેની મારફતે સ્થાયી કામ કરાવીએ તે જ ઉત્તમ.

*

મૃત્યુ પછી જે વસ્તુની કોઈ ને કોઈ વ્યવસ્થા તાબડતોબ કરવી જ પડે તે તો છે મરનારના શબની. દુનિયાના બધા દેશોમાં શબની વ્યવસ્થા ધાર્મિક રૂઢિ અનુસાર કરવામાં આવે છે, શબને જમીનમાં દાટવું, સમુદ્ર આદિ જળાશયમાં નાખી દેવું, પક્ષી આદિ પ્રાણીઓને ખાવા માટે સુપરત કરવું, અગ્નિસંસ્કાર દ્વારા શબને બાળી નાખવું — આ છે સામાન્ય રૂઢ પ્રકારો. હાલ કોલસા કે વીજળી દ્વારા શબને બાળી નાખવાની ભઠ્ઠીઓ પણ બની છે.

હું માનું છું કે શબને બાળી નાખવાનો રિવાજ સૌથી સારો છે. મૃત્યુ પછી શબની શી વ્યવસ્થા કરવી, એ સવાલ મરનાર કરતાં પાછળ રહેનારાઓનો વધારે છે, અને તે સવાલ મુખ્યત્વે તો સામાજિક સ્વાસ્થ્ય અને આરોગ્યનો છે. મારા વિચાર પ્રમાણે શબના અંતિમ સંસ્કાર સાથે ધાર્મિક વિધિને જોડી દેવાનું આવશ્યક નથી. પ્રેતાત્માઓ કબરની અંદર સૂએ છે અને કયામતને દિવસે એ સૌ જીવો પોતપોતાનાં શરીર ફરીને ધારણ કરી આવે છે, એવી કોઈ માન્યતાને કારણે કેટલાક ધર્મ-સંપ્રદાયના લોકો શબને બાળી નાખવાનું પસંદ કરતા નથી. કબ્રસ્તાનમાં મુડદાં સડી જાય છે અને તેમની માટી બની જાય છે તે તરફ તેઓ ધ્યાન નથી આપતા.

હું માનું છું કે સેવાધર્મી વ્યક્તિએ મૃત્યુ બાદ પોતાનું શરીર વૈદ્ય, દાક્તર આદિના પ્રયોગ ખાતર આપી દેવું જોઈએ. મગજ, હૃદય, કલેજું, ફેફસાં આદિ બધા અવયવો પ્રયોગ માટે સોંપી દેવા એ શરીરનો સૌથી સારો ઉપયોગ છે. એ ઉપયોગ થઈ જાય તે પછી અગ્નિસંસ્કાર કરી દેવાય.

ઠાઠડી બાંધીને શબને ચાર માણસો ખભે ઊંચકી લઈ જાય કે ખાસ ગાડીમાં નાખીને લઈ જાય, તે સવાલ મહત્ત્વનો નથી. ગાડીમાં નાખી શબને લઈ જવું તે જોવાની અને સગવડની બન્ને દૃષ્ટિએ સારું છે, પરંતુ દરેક સ્થળે અને ખાસ કરીને ગામડાંમાં અને જંગલોમાં એવી સગવડ મળવી સહેલી નથી. લોકોને પ્રાચીન અને પ્રાથમિક પદ્ધતિઓનો પરિચય હોય તે પણ આવશ્યક છે. વન-ભોજનમાં આપણે જે રીતે ઓછામાં ઓછાં અને સાવ કુદરતી સાધનોથી રસોઈ બનાવીએ છીએ, તે જ રીતે દરેક સ્વાભાવિક અને સાર્વભૌમ ક્રિયાના પ્રાથમિક પ્રકારથી પણ માણસે પરિચિત રહેવું જોઈએ.

માર્ચ, ૧૯૫૨

# ૨૦. મરણોત્તર સેવા

ડૉ. ભારતન્ કુમારપ્પાની ઇચ્છા હતી — અને એમનાં કુટુંબીઓ પણ એમાં સંમત હતાં — કે મૃત્યુ બાદ એમના શબને દફનાવવાને બદલે તેનો અગ્નિસંસ્કાર કરવામાં આવે. ખ્રિસ્તી ધર્મમાં શબને દફનાવવાનો રિવાજ છે, પરંતુ હાલ કેટલાક લોકો અગ્નિસંસ્કારને પસંદ કરે છે.

આપણા દેશમાં ઘણુંખરું નાનાં બાળકો અને સંન્યાસીઓને દફનાવવામાં આવે છે. બાકીના લોકો માટે દરેક જ્ઞાતિના પોતાના અલગ અલગ રિવાજ હોય છે. જમીનમાં દફનાવવું, શબને બાળીને ભસ્મશેષ કરવું, સમુદ્ર આદિ જળાશયમાં ડુબાડી દેવું — એવા ત્રણ રિવાજ પ્રચારમાં છે. જળાશયની માછલીઓ માટે શબને જળમાં ડુબાડી દેવાથી શબનો સદુપયોગ તો થાય, પણ પાણી જરૂર બગડે. શરીર સડીને રોગ ફેલાવે એ ખોટું. તેના કરતાં તો જમીનમાં દફનાવવું વધુ સારું. સૌથી સારો ઉપાય છે અગ્નિદાહનો.

શ્રી ધર્માનંદ કોસંબીએ પોતાના શરીર અંગે ગાંધીજીની સલાહ પૂછી. કહ્યું કે, "અગ્નિદાહમાં ખર્ચ વધારે થાય, દફનાવવામાં ઓછો." ગાંધીજીએ જવાબમાં લખ્યું, "વૈજ્ઞાનિક ઢબે જો દફનાવવામાં આવે તો તેનો ખર્ચ વધારે જ થાય."

રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદ સંન્યાસી હોવા છતાં એમણે પોતાને માટે અગ્નિસંસ્કાર જ પસંદ કર્યો હતો.

હાલ યુરોપમાં કોઈ કોઈ સ્થળે શબદહન માટે ભઠ્ઠી બનાવી છે. એમાં શબને અગ્નિસાત્ કર્યા પછી શરીરની જે ભસ્મ થઈ જાય તેને કોઈ વાસણમાં ભરી દે છે. આ વાસણ ત્યાં 'અર્ન' (urn) કહેવાય છે. એ ભઠ્ઠીમાં શરીરની ભસ્મ સાથે લાકડાં કે છાણાંની રાખ ભળેલી હોતી નથી.

આપણા દેશમાં આપણા પૂર્વજોએ શબદહન વિધિને બની શકે તેટલો સસ્તો અને સર્વમાન્ય બનાવ્યો છે. દહનક્રિયા સાદી, સસ્તી અને અસરકારક બનાવી છે. આ અંતિમ ક્રિયામાં ગરીબ અને અમીરનો ભેદ દૂર કર્યો છે. સમાજને આ અંગે તેનું કર્તવ્ય શીખવ્યું છે.

શબને ઉઠાવી લઈ જવાનું કામ સમાજના બધા લોકો કરે છે. અર્થી — ઠાઠડી પણ સસ્તામાં સસ્તી હોય છે. ગામમાં જે ચીજો સરળતાથી મળી શકે તેમાંથી જ અર્થી બનાવવાની સહેલી પદ્ધતિ લોકોએ શોધી કાઢી છે.

શબને બાળવાની પદ્ધતિ પણ દરેક ઠેકાણે સરળમાં સરળ બનાવાઈ છે. નદી-કિનારાના સ્મશાનમાં એક ઢંગ, તો લાકડાં છૂટથી મળતાં હોય ત્યાં બીજો. જ્યાં લાકડાં ન મળતાં હોય ત્યાં છાણાં સળગાવીને શબને બાળવામાં આવે છે. એને

માટે માથાથી પગ સુધી લંબાવેલું શરીર અનુકૂળ નથી. એટલે શબના બે હાથ તેની છાતી પર રાખી પગનું લગભગ પદ્માસન બનાવવામાં આવે છે. આ પ્રકારની ચિતા ગોળ બને છે.

બળતણ શબની ઉપર કેટલું જોઈએ, શબની નીચે કેટલું જોઈએ તે નક્કી કરેલું જ હોય છે. કપૂર, ઘી, ચંદનકાષ્ઠ વગેરે ભડકે બળે તેવાં સુગંધિત દ્રવ્યોનો પણ ઉપયોગ કરવામાં આવે છે. ચિતા ગોઠવવાનું કામ એટલું સહેલું છે કે દરેક માણસ એક જ વખત જોવાથી તેની ખૂબી સમજી જાય છે. ચિતામાં હવા પણ પોતાનું કામ કરતી રહે તે માટેની સગવડ રખાતી હોય છે.

આવી સાવ પ્રાથમિક (primitive) ઢંગની સરળ પદ્ધતિ સર્વસામાન્ય બનાવવાથી તે એક વિશિષ્ટ સંસ્કૃતિનું રૂપ ધારણ કરે છે.

ખુલ્લા મેદાનમાં અગ્નિ પેટાવવાનું સહેલું ન હોવાથી ઘેરથી અગ્નિ લઈ જવાની પ્રથા પણ નક્કી થઈ ચૂકી છે.

મરણથી કોઈ મુક્ત નથી. દરેકને મરવાનું જ છે અને તેના શબની કોઈ ને કોઈ વ્યવસ્થા સમાજે કરવાની જ છે, એટલે તેની પદ્ધતિ સર્વમાન્ય, સર્વસુલભ અને સસ્તી હોવી જોઈએ. આમ, સમગ્ર રીતે જોતાં આપણા પૂર્વજોના અનુભવની તથા તેમની બુદ્ધિની કદર કર્યા વિના રહેવાનું નથી. પરંતુ. . .

સંસ્કૃતિની પ્રગતિ સાથે 'પરંતુ' લાવવું જ પડે છે. ખાસ કરીને નાનાંમોટાં શહેરોમાં જ્યાં સ્મશાનઘાટની જગ્યા નક્કી કરેલી હોય છે ત્યાં રોજ ને રોજ કોઈ ને કોઈનું મરણ થતું રહેતું હોવાથી શબને લઈ જવાનો, બાળવાનો કે દફનાવવાનો કાયમી સુવ્યવસ્થિત પ્રબંધ હોવો જરૂરી છે.

આપણી અર્થી સસ્તી હોવા ઉપરાંત તે બનાવવી પણ સહેલી છે. અર્થી અથવા કફનનો મડદાની સાથે નાશ કરવાનો રિવાજ છે અને તે અમુક હદ સુધી સારો પણ છે. કયાંક કયાંક મરેલા માણસનું મોઢું ખુલ્લું રાખવાનો જે રિવાજ છે તે સારો નથી. રસ્તે ચાલતાં નાનાં બાળકો તેને જોતાં ડરી જાય છે. શબનું દર્શન સારું પણ ન લાગે. માણસના મરણ બાદ તેના મૃત શરીરના દર્શનનો આગ્રહ ન રાખવાનો સામાન્ય નિયમ હોવો જોઈએ.

હું જાણું છું કે દર્શનના આગ્રહ પાછળ દગોફટકો ટાળવાનો ઉદ્દેશ હોય છે. કોઈનું શબ બીજાને નામે દફનાવી દીધું હોય કે બાળી મૂક્યું હોય, અને મૂળ માણસને છુપાવી દીધો હોય, એવા પણ કિસ્સા બન્યા છે. એ કારણે પણ દર્શનનો આગ્રહ રાખવામાં આવતો હોય છે. આ બધું અર્થી ઊંચકતાં પહેલાં પતાવી દેવામાં આવે તો સારું. રસ્તે જતાં તો મરનારનું આખું શરીર ઢાંકેલું રહે તે જ સારું છે.

આથી ખભે ઊંચકી જવાનો રિવાજ ઘણો જૂનો છે. મરનાર પ્રત્યે આદર દેખાડવા કાંધ આપવામાં આવે છે. પરંતુ જ્યાં રસ્તા બન્યા ન હોય અને ગાડીનો —શબવાહિનીનો—પ્રબંધ થઈ શકતો હોય ત્યાં અર્થી ખભા ઉપર ઊંચકી લઈ

જવાનો રિવાજ જતો કરવો જોઈએ. સાઇકલનાં પૈડાંનો ઉપયોગ કરીને ફેરિયા જે રીતે હાથગાડી બનાવે છે તે રીતે બનેલી ગાડીનો પ્રબંધ થતો હોય તો સારું.

રાજકોટના કોઈ એક સજ્જને આ અંગે મોટું આંદોલન આરંભ્યું હતું. પરંતુ એ આંદોલનમાં મર્યાદા સચવાઈ નહીં તેથી તેની ખાસ અસર થઈ નહીં.

*

જ્યાં શબને બાળવા માટે છાણાંનો ઉપયોગ થતો હોય ત્યાં એ જૂના રિવાજમાં ખાસ સુધારો થઈ શકે એમ નથી. છાણાં આમતેમ ગબડી ન જાય તે માટે ચિતાની બે અથવા ચારે બાજુ લોખંડની જાળી કે છેદવાળાં ધાતુનાં પતરાં ગોઠવવાથી સરળતા થાય છે.

જ્યાં લાકડાંનો ઉપયોગ થતો હોય ત્યાં પણ ચારે બાજુ લોખંડનાં પતરાં કે જાળી રાખવામાં આવે તો ખડકેલી ચિતા ગબડી પડવાનો ડર ન રહે, લાકડાં કાપી તેમનો ચિતાને યોગ્ય આકાર બનાવી તૈયાર રાખવાં જોઈએ. હાલની રીત બરાબર નથી. જલદી સળગી ઊઠે તેવા પદાર્થમાં કપૂર કે ઘીનો ઉપયોગ જરૂરી નથી. આદર બતાવવા માટે પણ ઘી ચિતામાં રેડવું અનુચિત ગણાય. જાતજાતનાં તેલ મળી શકે છે. ઘાસલેટ પણ છે અને લોબાન જેવા સસ્તા ધૂપ પણ મળે છે.

સ્મશાને જવા-આવવાનો રસ્તો સ્વચ્છ અને સાફ રહેવો જોઈએ. સ્મશાનમાં બેસવા માટે છાંયડાવાળી જગા હોય. જે દુ:ખી માણસો માંહોમાંહે વાતચીત કરવા ન ઇચ્છતા હોય, તેમને વાંચવા માટે કેટલુંક યોગ્ય સાહિત્ય ત્યાં રાખવું જોઈએ. થોડાં સારાં જીવનચરિત્રો પણ ત્યાં રખાય. જેઓ નાહવા ઇચ્છે તેમને માટે કપડાં રાખવાનો અને કપડાં બદલવાનો એમ અલગ કમરા બનાવાય. ફૂલછોડ અને છાંયડો આપતાં ઘટાદાર વૃક્ષો પણ ઠેર ઠેર હોય.

બધા કબૂલ કરે તો સૌની અંતિમક્રિયા સરખી જ થાય. દરેક ધર્મનું અલગ સ્મશાન રાખવાનો રિવાજ આજ સુધી ભલે ચાલ્યો, પણ હવે રાષ્ટ્ર તરફથી સામાન્ય નિયમ ઘડવામાં આવે અને સૌ તેનું પાલન કરે એ રિવાજ સારો પડશે. દરેક જગ્યાએ બે જ સ્મશાન હોય — એક દફન માટેનું, બીજું અગ્નિદાહ માટેનું.

જેટલા જેટલા માણસો મરે તે બધાને માટે કાયમી કબર બનાવવાનો રિવાજ દરેક સ્થળે રાખવો શક્ય નથી, સહેલો પણ નથી. મરનાર માટે થોડી જગ્યા થોડા દિવસ રોકવી ઠીક છે. પછી માટી સાથે માટી મળી જાય અને જગ્યાનું નામનિશાન પણ ન રહે, એવી પદ્ધતિ સારી. દરેક વ્યક્તિનું જન્મસ્થાન અને કબ્રસ્તાન આપણે જો સદાને માટે જાળવી રાખવા ઇચ્છીએ તો જગ્યાનો પ્રશ્ન ઊભો થાય. જીવતા માણસો માટે રહેવાની જગ્યા ન રહે અને થોડા સમય પછી તે સ્થળની દેખરેખ રાખવાનું પણ ન બને. આદર દેખાડવા માટે જે પ્રબંધ કરવામાં આવ્યો હતો તે જ પ્રબંધ અનાદરનું રૂપ લેવા માંડે. આમ હોવાથી દરેક કબ્રસ્તાન થોડા સમય પછી બંધ જ કરવામાં આવે અને દસવીસ વરસ પછી એ સ્થળ ખેતી કે બગીચા

માટે વાપરવામાં આવે. કબ્રસ્તાન કોઈ બીજે સ્થળે ફેરવાય. સેંકડો વરસ પછી આવો ફેરફાર કુદરતી રીતે તો થતો જ હોય છે, પરંતુ મુદત નક્કી કરી વિચારપૂર્વક સામાજિક સંમતિથી નિયમ બનાવી લેવો સારો.

જુલાઈ, ૧૯૫૭

## ૨૧. મૃત્યુ પછી

મૃત્યુ પછી માણસના શરીરનું શું કરવું?

મૃત શરીરને કાં તો દફનાવવામાં આવે છે, અથવા સ્મશાનમાં લઈ જઈને બાળી મૂકવામાં આવે છે. બીજા પ્રકારમાં નિયમ છે. છેક નાનાં બાળકો મરી જાય તો તેમને દફનાવવામાં આવે છે, કેમ કે દફનાવ્યા બાદ કેટલાક સમય પછી તેમના મૃતદેહ માટીમાં મળી જાય છે. હાડકાં મજબૂત બન્યાં હોય તો તે માટીમાં મળી જતાં ન હોવાથી શબને બાળવાનું વધારે પસંદ કરવામાં આવે છે. શબને બાળી મૂકવાથી પણ શરીરનાં બધાં જ હાડકાં બળી જાય છે એવું નથી. મોટાં મોટાં હાડકાં બાળવામાં આવ્યા પછી પણ એવાં જ રહી જાય છે. તેમનું શું કરવું? મારા વિચાર મુજબ આવાં હાડકાં ખેતરમાં ખાતર તરીકે વાપરી શકાય. માણસનાં હાડકાંનું ખાતર બને અને અનાજ, શાકભાજી કે ફળના રૂપમાં તે આપણા પેટમાં જાય તે આપણને ન ગમે. એટલે આપણે એ અસ્થિને મોટી નદી કે સરોવરમાં પધરાવી દઈએ છીએ, કેમ કે એ સ્થાનો પવિત્ર ગણાતાં હોઈ તીર્થ કહેવાય છે.

કેટલેક સ્થળે શબ બળી ગયા બાદ જે હાડકાં રહે તેને એક ઘડામાં કે ગંજુમાં ભરી તેને પૂજાસ્થાનમાં રાખવામાં આવે છે.

બુદ્ધ ભગવાનના દાંત અને વાળ તો પૂજા માટે સાચવી રાખવામાં આવ્યા જ હતા. એમનો મૃતદેહ બાળ્યા પછી રહેલાં હાડકાં અનેક પ્રદેશના લોકોએ માંહોમાંહે વહેંચી લીધાં અને એના અવશેષો ઉપર મોટા મોટા સ્તૂપો બંધાયા. તેમને ધાતુગર્ભ — ડાગોબા — પાગોડા કહે છે. ધાતુ એટલે અસ્થિ. તે જેના ગર્ભમાં — પેટમાં — હોય એવા સ્તૂપોને ધાતુગર્ભ કહેતા. આવાં પ્રાચીન હાડકાંના અવશેષ આજે પણ જોવા મળે છે. ચીનમાં મેં એવા અવશેષ બે સ્થળે જોયા હતા.

મૃત શરીરને જમીનમાં દફનાવ્યા પછી એ સ્થળે યાદગીરી માટે એક પથ્થર રાખે છે. (આદિવાસીઓમાં જ્યાં સ્ત્રીને દફનાવી હોય તે સ્થાને શિલા આડી રાખે છે, એટલે કે શિલાને સુવાડે છે. જે સ્થાને પુરુષને દફનાવ્યો હોય ત્યાં શિલા ઊભી રાખે છે.)

જ્યાં મોટા માણસોના મૃતદેહ દાટવામાં આવ્યા હોય તે સ્થળે તેમની સમાધિ અથવા કબર બાંધવામાં આવે છે જેથી એ સ્થાનનો બીજો કોઈ ઉપયોગ થઈ ન

જ પ્રકારની હોવી જોઈએ. ઠાઠડીમાં બાંધીને શબને ઘરથી સ્મશાન સુધી ખભે ઊંચકી લઈ જવાનો આપણો સામાજિક રિવાજ છે. આપણે શબને માથેથી તે પગ સુધી કપડામાં ઢાંકીને લઈ જઈએ છીએ. સૌભાગ્ય—સધવા સ્ત્રી હોય તો તેનું માથું ખુલ્લું રાખવાનો રિવાજ છે.

સંન્યાસીનું શબ સામાન્ય રીતે બાળવામાં આવતું નથી. તેને કાં તો જમીનમાં દાટવામાં આવે છે અથવા તો ભારે પથ્થર બાંધી ડુબાડી દેવામાં આવે છે. સંન્યાસી-નો મૃતદેહ અપવિત્ર ગણાતો નથી. સંન્યાસીના અવસાન બાદ તેનું ત્રણ કે દસ દિવસનું સૂતક પણ પળાતું નથી. જેવી લાકડી તેવું એ શરીર.

આપણે ત્યાં એક સારો રિવાજ હતો. આપણે માથાના વાળ કે આંગળીઓના નખ કાપીએ તો એ અપવિત્ર ચીજો ગમે ત્યાં ન પડવી જોઈએ. ઊડીને તે આપણા ખાદ્ય પદાર્થોમાં આવી ન પડે તેની કાળજી આપણે રાખતા. માંસાહાર કરનાર પણ માણસના માંસને અખાદ્ય માને છે, એટલે કે વાળ જેવો શરીરનો કોઈ પદાર્થ પણ પેટમાં જવાની સંભાવના ટાળવી જોઈએ. એ જ કારણે આપણે માણસના શરીરનું ખાતર પણ નથી કરતા. જો આવો આગ્રહ ન હોત તો લોકોએ માણસનાં હાડકાંમાંથી જાતજાતની વસ્તુઓ બનાવી હોત, એની ચામડીનો પણ ઉપયોગ કર્યો હોત, એનાં આંતરડાંમાંથી તાંત બનાવી હોત. શરીર આખાનું ઉત્તમ ખાતર તો જરૂર બનત.

ગાંધીજીની હત્યા થઈ ત્યારે લૉર્ડ માઉન્ટબૅટને સૂચવ્યું હતું કે લેનિનના શરીર-ની માફક ગાંધીજીનું શરીર પણ 'એમ્બામ' કરીને સાચવી રાખવું, જેથી ભાવિ પેઢીઓ પણ એમનાં દર્શન કરી શકે. જવાહરલાલજીએ ગાંધીજીના અંતેવાસીઓને વાત કરી. એકી અવાજે અમે બધાએ એ સૂચનનો અસ્વીકાર કરીને કહ્યું કે મૃત શરીર તો પંચમહાભૂતમાં વિલીન થઈ જાય તે જ સારું. મૃત શરીરને બાળી નાખી, શેષ હાડકાં અને રાખ પવિત્ર જળાશયોમાં પધરાવી દેવાં અને સંગ્રહ તરીકે કશું પણ ન રાખવું એ જ ઉત્તમ માર્ગ છે. એમ જ કરવામાં આવ્યું. (જોકે કેટલાકે હાડકાનો એકાદ ટુકડો પોતાની થેલીમાં સરકાવી દીધેલો તે હું જાણું છું.)

જે રીતે ભગવાન બુદ્ધના શબને અગ્નિસંસ્કાર કર્યા પછી એમનાં અસ્થિ—ફૂલ—શિષ્ય રાજાઓએ માંહોમાંહે વહેંચી લીધાં, તે જ રીતે ગાંધીજીનાં અસ્થિ પણ ઠેર ઠેર લઈ જઈને જળાશયોમાં પધરાવ્યાં. પરિણામે મહાત્માજી પોતાના દેહના અવયવો દ્વારા ભારતભૂમિ સાથે એક થઈ ગયા. અલ્લાહાબાદ-પ્રયાગના ત્રિવેણી સંગમમાં અસ્થિનો મોટો ભાગ પધરાવવામાં આવ્યો. કેટલાક ભાગને હિમાલયને પેલે પાર માનસરોવરમાં પણ પધરાવવામાં આવ્યો. થોડો ભાગ ગોવામાં મુરગાંવની પાસે સમુદ્રમાં પધરાવ્યો. કેટલાક માણસો થોડો ભાગ આફ્રિકા લઈ ગયા અને ત્યાં જિંજા પાસે નીલ નદીમાં તે પધરાવ્યો. આપણા મનમાં જે ભક્તિભાવ ભગવાન બુદ્ધ માટે છે તે જ ગાંધીજી માટે પણ છે.

મેં એ દિવસોમાં પૌરાણિક ઉદાહરણની યાદ આપી હતી. દક્ષ પ્રજાપતિની કન્યા સતીએ દક્ષના યજ્ઞમાં કૂદી પડીને પ્રાણત્યાગ કર્યો, અને શિવજી ક્રોધ અને દુ:ખના આવેશમાં ઉન્મત્ત બની સતીનું શબ ખભે ઊંચકીને પૃથ્વી પર નાચવા લાગ્યા. ત્યારે દેવોએ ગભરાઈને વિષ્ણુની પ્રાર્થના કરી. વિષ્ણુએ શિવજીની પાછળ પાછળ જઈને સુદર્શન ચક્ર ફેંકી સતીનો એક એક અવયવ તોડાવ્યો. એક હાથ પડ્યો કલકત્તા પાસે. જીભ પડી પંજાબમાં જ્વાલામુખી પાસે. થોડો ભાગ પડ્યો કામરૂપ દેશમાં ગૌહતી પાસે કામાખ્યા પર્વત ઉપર. માથું પડ્યું કદાચ કાશ્મીરમાં. આ રીતે સતી ભારતભૂમિ સાથે એકરૂપ થઈ ગયાં.

પંડિત જવાહરલાલની ભારતભક્તિ કોઈથી ઊતરે એવી ન હતી. રૂઢિધર્મ માટે એમને જરા પણ સહાનુભૂતિ ન હતી છતાં એમનો કવિ-આત્મા ભારતનાં સઘળાં સ્થાનો પ્રત્યે ભક્તિભાવનો અનુભવ કરતો હતો. એમનો પિંડ હતો કાશ્મીરી. ગંગાતીરે એઓ જન્મ્યા હતા. ભારતની પ્રાચીનતમ અદ્યતન રાજધાનીમાં યમુના તટે એમનો દેહાંત થયો. પોતાના શરીરની ભસ્મ ભારતભૂમિ સાથે ભેળવી દેવામાં આવે એવી તેમની અંતિમ ઈચ્છા હોય તેમાં કશું આશ્ચર્ય નથી.

માનવદેહના અંતિમ અવશેષોને તીર્થજળમાં પધરાવવા તે સારું, કે માટીમાં મિલાવી દેવા તે સારું? આ પ્રશ્ન મનમાં ઊઠ્યા વિના રહેતો નથી.

માતા કસ્તૂરબાનો દેહાંત પૂના પાસે આગાખાન મહેલમાં કેદી અવસ્થામાં થયો અને એમના શરીરની રાખ જ્યારે જળાશયોમાં પધરાવવામાં આવી ત્યારે એમના સુપુત્ર દેવદાસે સવાલ ઉઠાવેલો કે શરીરના અવશેષો તીર્થોમાં પધરાવવાનો રિવાજ વાજબી છે ખરો? તીર્થજળ તો એવાં ને એવાં શુદ્ધ જ રાખવાં જોઈએ કારણ કે લોકો એમા સ્નાન કરે છે. એવા જળમાં શરીરની ભસ્મ પધરાવવી તે ઔચિત્યનો ભંગ છે.

અસ્થિ તેમ જ ભસ્મ માટીમાં મેળવી દઈએ તો? તો ત્યાં પણ એ જ સવાલ થશે કે જે માટીમાથી આપણે અનાજ, ફળ, અથવા શાકભાજી મેળવીએ છીએ તે માટીમાં શરીરની ભસ્મ ભેળવી દેવી એ કેટલે અંશે યોગ્ય છે?

હું માનું છુ કે જ્યાં મૃતદેહનો અગ્નિસંસ્કાર કર્યો હોય તે સ્થાને પીપળા કે વડનું ઝાડ વાવવાનો રિવાજ સારો છે. વૃક્ષ મોટું થતાં જે શીતળ છાયા આપે છે ત્યાં આરામ કરવો, ધ્યાન ધરવું, ધર્મચર્ચા આદિ સાંસ્કૃતિક પ્રવૃત્તિ કરવી, તે સઘળી રીતે ઉચિત અને સુસંગત છે.

એક જ વૃક્ષ ન વાવવું હોય તો જૂની પંચવટીની કલ્પના કામ લાગે તેવી છે. એમાંના દરક વૃક્ષને ફેલાવા માટે પૂરતી જગ્યા મળી રહે તે રીતે હિસાબ ગણીને જો પાંચ વૃક્ષ વાવવામાં આવે તો તે સ્થાન શ્રદ્ધા, આદર અને પ્રેમ વ્યક્ત કરવા માટે બધી રીતે આદરપાત્ર અને આકર્ષક થાય. વડ, પીપળો (અશ્વત્થ), બિલ્વ, આસોપાલવ અને આમલી—આ પાંચ વૃક્ષોનો સમૂહને

પંચવટી. ધ્યાન, મનન, ચિંતન આદિ સાધના માટે પંચવટીનું સ્થાન હમેશાં હિતકારક માનવામાં આવ્યું છે. કાવ્યમય તો એ છે જ.

જ્યાં મૃતદેહને દફનાવ્યો હોય કે તેનો અગ્નિસંસ્કાર થયો હોય ત્યાં મોટે ભાગે પીપળો જ વાવવામાં આવે છે. એ વૃક્ષ માવજત ઓછી માગે છે, હજારો વરસ જીવે છે. એનાં લીલાં લીલાં પાન ચીકણાં હોય છે, હવામાં નાચે છે. પીપળો તો ભગવાનની વિભૂતિ જ છે. अश्वत्थः सर्ववृक्षाणाम्। કોઈ મકાનની નજીક પીપળો વાવવામાં આવતો નથી કેમ કે મકાન ગમે તેટલું મોટું અને મજબૂત હોય તોપણ પીપળાનાં મૂળિયાં જમીનમાં પેસીને એકેએક પથ્થરને વીંટળાઈ વળે છે, તેમને સ્થાનભ્રષ્ટ કરી નાખે છે, અને આખરે મકાન પડી જાય છે. માણસોની વસ્તી અને જંગલનાં ઝાડ એ બંને વચ્ચે જ્યારે સંઘર્ષ જામે છે, ત્યારે વિજય તો અરણ્ય સંસ્કૃતિનો જ થાય છે. એ કારણે જ પીપળા માટે સ્મશાન પસંદ કરવામાં આવે છે.

હાલ તો માણસના મૃતદેહનો નાશ કરતા પહેલાં તેનો કોઈ ઉપયોગ થઈ શકે કે નહીં તે ઉપર વિચાર ચાલે છે.

વૈજ્ઞાનિકો અને દાક્તરો માણસના શરીરની રચના સમજવા શબને ચીરીને બધા અવયવોનું અધ્યયન કરે છે. એ પ્રયોગો માટે બિનવારસ મૃતદેહોને મેડિકલ કૉલેજોને આપવામાં આવે છે. કેટલાક સારા સારા માણસો વસિયતનામું કરીને પોતાનું શરીર વૈદકીય વિદ્યાર્થીઓના અધ્યયન અને પ્રયોગ માટે અર્પણ કરે છે. કામ પૂરું થતાં શરીરના બધા ટુકડા કાં તો દફનાવતા હશે, બાળતા હશે અથવા તો સ્પિરિટ ભરેલી બરણીઓમાં રાખી મૂકતા હશે. મોટા મોટા રાષ્ટ્રપુરુષોનાં અથવા પ્રતિભાશાળી કવિઓનાં મસ્તિષ્કની ખૂબીઓ સમજવાની ઇચ્છા કોને ન થાય?

સૃષ્ટિનો વિકાસ — ખાસ તો પ્રાણીસૃષ્ટિનો વિકાસ — કઈ રીતે થતો ગયો તેનું અધ્યયન કરનારા વિજ્ઞાનવેત્તા હજારો વરસ જૂનાં પ્રાણીઓનાં હાડકાં શોધીને તેમનો સંગ્રહ કરે છે. એ માટે પણ માણસ પોતાનું શરીર આપી શકે.

માણસના શરીરમાં કેવળ સ્થૂળ દેહનો જ અંતર્ભાવ હોતો નથી, સ્થૂળ શરીર ઉપરાંત શ્વાસ, મન, વાસનાઓ, પરંપરાગત સંસ્કાર એ બધું મળીને શરીર બને છે. સ્થૂળ શરીર ઉપરાંત જે કાંઈ છે તેનો સાચો કે ખોટો વિચાર પણ માનવજાતે કર્યો જ છે. મૃત્યુ પછી સૂક્ષ્મ શરીરનું શું થાય છે, શું કરવું જોઈએ વગેરે સવાલો પણ માણસની ઊંડી તપાસ અને શોધનો વિષય છે. આ ક્ષેત્ર જ જુદું છે. એ ઉપર પણ ચિંતન કરવું જોઈએ.

જુલાઈ ૧, ૧૯૬૪

## ૨૨. મૃતાત્માને શાંતિ

કોઈ વ્યક્તિના મરણના સમાચાર વર્તમાનપત્રોમાં આવે અથવા તે અંગે શોકનો ઠરાવ કરવામાં આવે ત્યારે છેલ્લું વાક્ય હોય છે: "ઈશ્વર સદ્‌ગતના આત્માને શાંતિ બક્ષે", અથવા "ઈશ્વર મૃતાત્માને શાંતિ આપે."

જે માણસોએ શેક્સપિયરનું નાટક 'હેમ્લેટ' વાંચ્યું કે જોયું હોય તેઓ સારી પેઠે જાણે છે કે પશ્ચિમના લોકોની માન્યતા એવી છે કે મરણ પામેલ વ્યક્તિઓ પોતપોતાની કબરમાં દિવસભર ઊંઘે છે. રાત પડતાં જ તેમનાં ભૂત કબરની બહાર આવી અહીંતહીં ઘૂમે છે. સવાર થતાં જ, કૂકરે કૂક સાંભળતાં જ, એમને દોડતાંકને પોતાંની કબરમાં પાછાં ચાલ્યાં જવું પડે છે. કયામતના દિવસ સુધી મૃત વ્યક્તિ આવી રીતે બેચેન રહે છે. આપણે એમની શાંતિ માટે પરમાત્માની પ્રાર્થના કરીએ ત્યારે મૃત વ્યક્તિને તેથી ફાયદો થાય છે. સ્વાભાવિક છે કે ત્યાંના લોકો મૃત વ્યક્તિના આત્માની શાંતિ માટે પ્રાર્થના કરે અને એને અનુરૂપ ઠરાવ પણ કરે. પરંતુ એમના રિવાજનું વગર વિચાર્યે આંધળું અનુકરણ આપણે પણ શા માટે કરવું જોઈએ?

મારો પહેલો વાંધો તો 'મૃતાત્મા' શબ્દ સામે છે. જેઓ આત્માને અમર માને છે, તેઓ 'મૃતાત્મા'ની વાત જ કેવી રીતે કરી શકે? 'મૃત વ્યક્તિનો આત્મા' એટલે 'મૃતાત્મા' એવો અર્થ કરીને 'મૃતાત્મા' જેવો સામાસિક શબ્દનો બચાવ કરી શકાય, પરંતુ 'મૃતાત્મા' શબ્દ કાનને સારો લાગતો નથી. મૃત વ્યક્તિના શરીરને 'પ્રેત' કહે છે. મૂળ અર્થની દૃષ્ટિએ આ પણ ખોટું છે. 'પ્રેત'નો અર્થ છે 'શરીર છોડી ગયેલો જીવ' પરંતુ 'શબ' માટે 'પ્રેત' શબ્દ રૂઢ બની ગયો છે.

આપણી માન્યતા પ્રમાણે માણસના મર્યા પછી તેનો જીવ અને તેના સંસ્કારો-નો સમૂહ શરીર છોડીને ચાલ્યા જાય છે અને પોતાને લાયક એવું બીજું શરીર શોધી કાઢે છે, તેમ જ એ નવા શરીર દ્વારા કર્મ કરે છે અને ભોગવે છે. 'स्वकर्म-फल-निर्दिष्ट' જે કોઈ નવી યોનિ માણસને મળે તેમાં તે નવી જીવ-યાત્રા શરૂ કરે છે. કબ્રસ્તાનમાં સૂઈ રહેવાને માટે એને અવકાશ નથી હોતો. માણસના જીવને સુખદુ:ખ થઈ શકે પણ આત્મા તો સદાય સ્વસ્થ જ છે. તે ક્યારે પણ અસ્વસ્થ નથી હોતો. તેથી તેના પ્રીત્યર્થે શાંતિની પ્રાર્થના બિનજરૂરી છે.

લોક-વ્યવહારમાં આ બધી પરલોકની વાતો શા સારુ લાવવી? દરેક વ્યક્તિ પોતાની માન્યતા મુજબ જે કંઈ પણ વિચારે તે ભલેને વિચારે. પરંતુ સામાજિક રિવાજોમાં તો જે સર્વમાન્ય ન હોય તેની વાતો ન છેડવી જોઈએ.

મૂળે વાત એ કે મૃત વ્યક્તિનો જીવ પોતાનાં કર્મ અનુસાર કઈ યોનિમાં જાય

છે તેનો વિચાર આપણે કરવાનો નથી. માણસના મૃત્યુ પછી તેના શરીરનું અને જીવનું શું થાય છે, તે આપણી કલ્પનાનો વિષય નથી. માણસના મરણ પછી એનાં સારાંમાઠાં કાર્યોને આધારે એનું વ્યક્તિત્વ આપણી સ્મૃતિમાં લાંબો સમય રહે છે. સ્મૃતિશેષ એવા આ વ્યક્તિત્વ પ્રત્યે આપણી શ્રદ્ધા વ્યક્ત કરવી એ જ 'પ્રેત'ના વ્યક્તિત્વનું શ્રાદ્ધ છે.

આગાઉ કહેવાઈ ગયું છે કે મૃત્યુ પછી જીવને જે દશા પ્રાપ્ત થાય તે દશા કે સ્થિતિને 'સાંપરાય' કહે છે. 'સાંપરાય'ને સમજવાની કોશિશ પ્રાચીન કાળમાં ઘણાએ કરી છે. એ વાતને આપણા લોક-વ્યવહારમાં લાવવાની જરૂર નથી. સામાજિક વ્યક્તિ પોતાના મૃત્યુ પછી પોતાની સેવા દ્વારા લોકસ્મૃતિમાં દીર્ઘકાળ પર્યંત જીવિત રહે એ ઉદ્દેશથી એના મરણોત્તર જીવનને આપણે સ્મૃતિજળથી સીંચીએ, એ જ આપણું કર્તવ્ય છે. મૃત વ્યક્તિને એવી શ્રદ્ધાંજલિની જાણ થતી હોય તો જરૂર એને તૃપ્તિ થતી હશે. એ કારણે શ્રદ્ધાંજલિ અર્પણ કરવાની ક્રિયાને 'તર્પણ' કહે છે. શ્રાદ્ધ અને તર્પણ નથી હોતું આત્માનું, નથી હોતું જીવનું. તે તો કેવળ આપણી સ્મૃતિમાં મરણ બાદ પણ ચાલુ રહેનાર વ્યક્તિત્વનું જ હોય છે.

તેથી, મૃત્યુના સમાચાર પ્રકાશિત કરતી વખતે આપણે જરૂર લખી શકીએ કે મરનારની સેવા આપણે દીર્ઘકાળ પર્યંત ન ભૂલીએ, એમાંથી આપણે નિત્ય નવી પ્રેરણા લઈએ અને આદરયુક્ત સ્મરણ દ્વારા આપણે મરનાર પ્રત્યે આપણાં આદર અને કૃતજ્ઞતા વ્યક્ત કરીએ.

આપણે એમ પણ કહી શકીએ કે મૃત વ્યક્તિના જવાથી સમાજમાં એક ઉત્તમ સેવકની અથવા પ્રેરકની જે ખોટ પડી છે તે પૂરવા માટે આપણે પુરુષાર્થ કરતા રહીએ એ જ આપણું મુખ્ય કર્તવ્ય છે અને એ જ મૃત વ્યક્તિનું સાચું તર્પણ છે.

સ્વનામધન્ય ઠક્કરબાપાના મૃત્યુ પછી એમના મૃત્યુ અંગેના શોક-ઠરાવનો મેં વિરોધ કર્યો હતો. મેં કહ્યું હતું કે "એક વ્યક્તિએ પોતાની બધી શક્તિ સમાજના ઉપેક્ષિતોની સેવામાં ખરચી નાખી. શરીરમાં જેટલી શારીરિક, માનસિક કે હાર્દિક તાકાત હતી તે બધી જ તેમની સેવામાં અર્પણ કરી દીધી. વૃદ્ધાવસ્થાને કારણે શરીર થોડીક પણ સેવા કરવા અસમર્થ બન્યું ત્યારે એમને આરામ લેવો પડ્યો અને ઈશ્વરે કરુણા કરીને એમના શરીરને મુક્ત કર્યું. આવી ઘટનામાં શોક માટે અવકાશ જ ક્યાં રહ્યો? કઈ વાતનો આપણે શોક કરીશું? આપણે એમાંથી પ્રેરણા લઈએ, એમના પ્રત્યે કૃતજ્ઞતા અને આદર વ્યક્ત કરીએ તેમ જ ભગવાનને પ્રાર્થના કરીએ કે આવી જીવનદાન કરનાર વ્યક્તિઓની પરંપરા અબાધિત રહે, વધતી જાય અને એમનું અનુકરણ કરવાનું આપણને બળ મળે."

મૃત્યુનો પ્રસંગ ગંભીર હોય છે. તે સમયે આપણાં મન અને હૃદયની જાગૃતિ વિશેષ હોવી જોઈએ. એ બંનેને બહેરાં કરી દઈને એકાદ રૂઢ રિવાજનું વગર વિચાર્યે

કોઈ માણસ પરોપકાર કરે, સમાજમાં સારા સંસ્કાર ફેલાવી તેને સુદૃઢ બનાવે તો તે માણસ ઉત્તમ લોકમાં પહોંચે.

જે રીતે આપણે આપણાં ભલાંબૂરાં કર્મો અનુસાર સ્વર્ગ-લોક કે નરક-લોક પામીએ, તે રીતે આપણા પુત્રને આપણે જેવું શિક્ષણ આપીએ તેવા લોકની આપણને પ્રાપ્તિ થાય. પુત્રને સમાજમાં પોતાના પ્રતિનિધિ તરીકે મૂકીને માણસ વિદાય લે છે. એટલે સંતાનપ્રાપ્તિ ઉપરાંત માણસે તે સંતાનને શુભ સંસ્કારો, સંકલ્પ-સામર્થ્ય અને ચારિત્ર્યતેજ આપવાનાં છે. જે માણસે એ આપ્યાં હોય તેને માટે લોકો કહેશે કે આ માણસે પોતાની પાછળ પોતાનાં સંતાનો દ્વારા સમાજમાં સુવાસ ફેલાવી છે, એનાં સંતાનો સમાજ માટે આશીર્વાદરૂપ છે. મનુષ્યનો સ્વર્ગ-લોક તે આ જ.

पुत्रम् अनुशिष्टम् लोक्यम् आहुः। એ ઋષિ-વચનનો અર્થ હવે સ્પષ્ટ થઈ જાય છે. માણસ પોતાના મૃત્યુ પછી પોતાના પુત્ર, શિષ્ય, સહપાઠી, ધર્મ-બંધુ, વ્યાવસાયબંધુ, સહયોગી, સમાજસેવક આદિ વિશાળ પરિવારના રૂપમાં જીવતો રહે છે. જેટલા લોકો તેને જાણે છે, યાદ કરે છે, તેમના દ્વારા તે જીવિત રહે છે. આ જે મરણ પછીનું સમાજગત જીવન છે તેને જ સંસ્કૃતમાં 'સાંપરાય' કહે છે. એવા 'સાંપરાય'નું વાતાવરણ શુભ સંસ્કારી હોય તો આપણે માનીએ અને કહીએ પણ ખરા કે મરનારને ઉત્તમ લોકની પ્રાપ્તિ થઈ. એથી ઊલટું, જો 'સાંપરાય'નું વાતાવરણ હીન હોય તો પ્રેત વ્યક્તિને હીનલોક મળ્યો ગણવો. પુત્રોનું જેવું અનુશાસન હોય તેવો લોક પિતાને મળે. તેથી પોતાના મરણોત્તર કલ્યાણની ઇચ્છા રાખનારે પોતાના ઔરસ અને સાંસ્કૃતિક પુત્રોને ઉત્તમોત્તમ શિક્ષણ અને અનુ-શાસન આપવાં જોઈએ.

એપ્રિલ, ૧૯૫૮

## ૨૪. શ્રાદ્ધ

મને પૂછવામાં આવ્યું કે, "શ્રાદ્ધ અંગે તમારો શો મત છે? બદરીધામમાં બ્રહ્મકપાલ નામની શિલા ઉપર એક વાર શ્રાદ્ધ કરવાથી બધા પિતૃઓને મુક્તિ મળે છે અને ફરી વાર શ્રાદ્ધ કરવાની જરૂર રહેતી નથી, એમ કેટલાકનું માનવું છે. તમે લખેલ પુસ્તક 'હિમાલયનો પ્રવાસ'માં પણ આનો ઉલ્લેખ મળે છે. કેટલાક માણસો તો ત્યાં શ્રાદ્ધ કર્યા પછી પણ શ્રાદ્ધ કરવાનું ચાલુ રાખે છે. તમારો મત શો છે તે જાણવાની ઇચ્છા છે."

મેં જવાબ આપ્યો:

## ૨૫. મૃત્યુનું સાચું સ્વરૂપ

દિવસ શબ્દના બે અર્થ થાય છે: એક સંકુચિત, બીજો વ્યાપક, સવારથી સાંજ સુધીના બાર કલાકના પ્રકાશમય વિભાગને આપણે દિવસ કહીએ છીએ અને અંધકારવાળા વિભાગને રાત. દિવસ શબ્દનો બીજો એક વ્યાપક અર્થ છે. દિવસ અને રાત મળીને થતા ચોવીસ કલાકના કાળવિભાગને પણ આપણે દિવસ કહીએ છીએ. જ્યારે મહિનાની કે વર્ષના દિવસોની ગણતરી કરવામાં આવે છે ત્યારે ચોવીસ કલાકના સંપૂર્ણ દિવસનો જ વિચાર થતો હોય છે.

જીવન શબ્દના પણ એવા જ બે અર્થ છે. જન્મથી માંડી મૃત્યુની ક્ષણ સુધીના કાળખંડને પણ આપણે જીવન કહીએ છીએ અને જીવન અને મૃત્યુ મળીને જે વ્યાપક અસ્તિત્વ છે તેને પણ આપણે જીવન જ કહીએ છીએ. જીવન અને મૃત્યુ મળીને સંપૂર્ણ જીવન બને છે.

આપણે કેટલાં વરસ જીવીશું એ કોઈ જ કહી શકે તેમ નથી. મૃત્યુ પછી ફરીથી નવો જન્મ લેતાં સુધી કેટલો સમય આપણને અજ્ઞાન અંધકારમાં રહેવું પડશે તેની પણ આપણને ખબર નથી. મૃત્યુ થયા પછી નવો જન્મ લેતાં સુધી આપણું જીવન શું શૂન્યરૂપ જ હશે? સાચી પરિસ્થિતિ શી છે તે કોણ કહી શકે? કેવળ કલ્પના જ લડાવવી પડે છે.

રાત્રે આપણે ઊંઘી જઈએ ત્યારે જાતને ભૂલી જઈએ છીએ — જાણે આપણને કોઈએ ક્લોરોફૉર્મ આપ્યું અથવા એકાદ ઇંજેક્શન આપ્યું, ને આપણી ચેતના જ લુપ્ત થઈ ગઈ! પરંતુ અનેક વખતે ઊંઘમાં જ આપણે એક નવી સૃષ્ટિ ઊભી કરીએ છીએ. અને તે સૃષ્ટિ સ્વપ્નસૃષ્ટિ છે.

આ સ્વપ્નસૃષ્ટિ તે શું, તેની આપણી પાસે ચોક્કસ માહિતી નથી. ક્યારેક જાગ્રત સૃષ્ટિના વેરાયેલા અંશોનું જ પ્રતિબિંબ તેમાં ઊઠે છે. વળી એવાં ખંડિત અને અસ્પષ્ટ ચિત્રોની મેળવણીથી એક નવું જ અભૂતપૂર્વ અકલ્પ્ય ચિત્ર બને છે. એનો સર્જક કોણ છે તે આપણે જાણતા નથી. આપણી આ સ્વપ્નસૃષ્ટિમાં આપણને ગમે તેટલી વ્યક્તિઓનાં દર્શન થાય, પરંતુ સંપૂર્ણ સ્વપ્નસૃષ્ટિ આપણી પોતાની જ છે. તેમાં બીજાને ક્યારે પણ પ્રવેશ નથી.

આ સ્વપ્નસૃષ્ટિનો પારમાર્થિક સ્વીકાર અને તે ઉપર થોડું ચિંતન માંડૂક્ય ઉપનિષદમાં મળે છે. તેનાં કાલ્પનિક વર્ણનો પુરાણોમાં વાંચવા મળે છે, તેનો અર્થ કરવાનો અર્થહીન પ્રયત્ન સ્વપ્નાધ્યાયમાં મેં જોયો છે. હાલ ફ્રૉઇડ અને યુંગ જેવા માનસશાસ્ત્રીઓએ સ્વપ્નોનો વ્યવસ્થિત અર્થ કરવાનો પ્રયત્ન કર્યો છે. તેમની સાથે આ ક્ષણે આપણને નિસબત નથી. આજે જે પ્રશ્ન આપણી સામે છે તે એ કે —

ઊંઘમાં જેમ એક જાગૃતિ-બાહ્ય સ્વપ્નસૃષ્ટિનો આપણને અનુભવ થાય છે તેવો અનુભવ મૃત્યુ પછી એકાદ જીવન-બાહ્ય મૃત્યુ-સૃષ્ટિનો થાય છે ખરો? પુરાણોમાં એવી સૃષ્ટિની કલ્પના કરવામાં આવી છે, પરંતુ તેથી આ બાબતમાં ખાસ મદદ મળતી નથી.

એ ગમે તેમ હો, પરિચિત જીવન અને અજ્ઞાત અપરિચિત મૃત્યુ મળીને જે જીવન બને છે તેનો જ વિચાર આપણે અહીં કરવાનો છે.

જન્મ અને મૃત્યુ મળીને જે વિશાળ જીવન બને છે તે એક વિશાળ અને ગહન સાગર જેવું છે. સંકુચિત જીવન એટલે કે આપણે જેને જીવન કહીએ છીએ તે આ વિરાટ સાગરનો માત્ર પૃષ્ઠ ભાગ છે. જીવનનું ઊંડાણ આપણે મૃત્યુમાં જ જોવું પડશે. મૃત્યુને જો આપણે એક 'ક્ષણ' માનીએ અથવા બે જીવન વચ્ચેની અજ્ઞાત અવધિ માનીએ તો આ કાળખંડની માહિતી આપણને ક્યાંક ને ક્યાંક મળવી જ જોઈએ. આ માહિતી જો મળે તો પૂર્વજન્મનો અને પુનર્જન્મનો પ્રશ્ન પણ ઊકલી જાય અને જન્માંતરનો અથવા મોક્ષનો સિદ્ધાંત પણ સ્પષ્ટ થાય.

પણ અહીં તો આપણે જીવન અને મૃત્યુ મળીને જે વિશાળ જીવન બને છે તેનો જ વિચાર કરવાનો છે. તે માટે જે જીવન આપણે જીવીએ છીએ તેના બે વિભાગ કરવા જરૂરી છે.

વૃક્ષનું ઉદાહરણ લઈએ.

બીજમાંથી અંકુર ફૂટે ત્યારથી માંડીને તે વૃક્ષ પોતાની પૂરેપૂરી ઊંચાઈ પ્રાપ્ત કરે ત્યાં સુધી તેના આકારમાં વૃદ્ધિ થતી રહે છે. ઊંચાઈ, વિસ્તાર અને મૂળોની ઊંડાણમાં થતી વૃદ્ધિ આપણે સ્પષ્ટપણે જોઈએ છીએ. જ્યારે આ વિસ્તરણની હદ આવે છે ત્યારે ઊંચાઈ પણ વધતી નથી અને ડાળીઓની સંખ્યા પણ વધતી નથી. જૂનાં પાંદડાં ખરી પડે છે અને નવાં પાંદડાં પેદા થાય છે. એ જો સાચું હોય તો પૂરેપૂરો વિસ્તાર થયા પછી વૃક્ષના બાહ્ય રૂપમાં કશો જ ફરક દેખાતો નથી. પરંતુ તેથી તે વૃક્ષનો વિકાસ પૂરો થઈ ગયો એમ કહી શકાશે નહીં. વિસ્તારની પૂર્ણતા પછી વૃક્ષનું આખું શરીર અંદરથી પરિપકવ, મજબૂત અને સુદૃઢ બનતું જાય છે. તેનાં ફળોમાં પણ રસની દૃષ્ટિએ ફરક પડવા માંડે છે.

એ જ પ્રમાણે જીવનનો વિસ્તાર તેની મર્યાદા સુધી વધ્યા પછી તેની આંતરિક પરિપકવતા વધતી જાય છે. વિસ્તાર અટકે એટલે વિકાસ પણ અટકે, એવું આપણે નહીં કહી શકીએ.

કેટલાંક વૃક્ષોનો આઠ-દશ વર્ષ સુધી વિસ્તાર થયા પછી સો-બસો વર્ષ સુધી કે તેથી પણ વધુ સમય સુધી તેમનો આંતરિક વિકાસ થતો રહે છે.

આપણા શાસ્ત્રકારોએ કર્મભૂમિ અને ભોગભૂમિનો ભેદ બતાવ્યો છે. આ પૃથ્વી કર્મભૂમિ છે. અહીં પુરુષાર્થને અવકાશ છે. અહીં માણસ પોતાને સુધારી શકે છે અથવા બગાડી પણ શકે છે. ભોગભૂમિમાં પાપપુણ્યનું ફળ ભોગવવાનો

# ૨૫. મૃત્યુનું સાચું સ્વરૂપ

દિવસ શબ્દના બે અર્થ થાય છે: એક સંકુચિત, બીજો વ્યાપક, સવારથી સાંજ સુધીના બાર કલાકના પ્રકાશમય વિભાગને આપણે દિવસ કહીએ છીએ અને અંધકારવાળા વિભાગને રાત. દિવસ શબ્દનો બીજો એક વ્યાપક અર્થ છે. દિવસ અને રાત મળીને થતા ચોવીસ કલાકના કાળવિભાગને પણ આપણે દિવસ કહીએ છીએ. જ્યારે મહિનાની કે વર્ષના દિવસોની ગણતરી કરવામાં આવે છે ત્યારે ચોવીસ કલાકના સંપૂર્ણ દિવસનો જ વિચાર થતો હોય છે.

જીવન શબ્દના પણ એવા જ બે અર્થ છે. જન્મથી માંડી મૃત્યુની ક્ષણ સુધીના કાળખંડને પણ આપણે જીવન કહીએ છીએ અને જીવન અને મૃત્યુ મળીને જે વ્યાપક અસ્તિત્વ છે તેને પણ આપણે જીવન જ કહીએ છીએ. જીવન અને મૃત્યુ મળીને સંપૂર્ણ જીવન બને છે.

આપણે કેટલાં વરસ જીવીશું એ કોઈ જ કહી શકે તેમ નથી. મૃત્યુ પછી ફરીથી નવો જન્મ લેતાં સુધી કેટલો સમય આપણને અજ્ઞાન અંધકારમાં રહેવું પડશે તેની પણ આપણને ખબર નથી. મૃત્યુ થયા પછી નવો જન્મ લેતાં સુધી આપણું જીવન શું શૂન્યરૂપ જ હશે? સાચી પરિસ્થિતિ શી છે તે કોણ કહી શકે? કેવળ કલ્પના જ લડાવવી પડે છે.

રાત્રે આપણે ઊંઘી જઈએ ત્યારે જાતને ભૂલી જઈએ છીએ—જાણે આપણને કોઈએ ક્લૉરોફૉર્મ આપ્યું અથવા એકાદ ઇંજેક્શન આપ્યું, ને આપણી ચેતના જ લુપ્ત થઈ ગઈ! પરંતુ અનેક વખતે ઊંઘમાં જ આપણે એક નવી સૃષ્ટિ ઊભી કરીએ છીએ. અને તે સૃષ્ટિ સ્વપ્નસૃષ્ટિ છે.

આ સ્વપ્નસૃષ્ટિ તે શું, તેની આપણી પાસે ચોક્કસ માહિતી નથી. ક્યારેક જાગ્રત સૃષ્ટિના વેરાયેલા અંશોનું જ પ્રતિબિંબ તેમાં ઊઠે છે. વળી એવા ખંડિત અને અસ્પષ્ટ ચિત્રોની મેળવણીથી એક નવું જ અભૂતપૂર્વ અકલ્પ્ય ચિત્ર બને છે. એનો સર્જક કોણ છે તે આપણે જાણતા નથી. આપણી આ સ્વપ્નસૃષ્ટિમાં આપણને ગમે તેટલી વ્યક્તિઓનાં દર્શન થાય, પરંતુ સંપૂર્ણ સ્વપ્નસૃષ્ટિ આપણી પોતાની જ છે. તેમાં બીજાને ક્યારે પણ પ્રવેશ નથી.

આ સ્વપ્નસૃષ્ટિનો પારમાર્થિક સ્વીકાર અને તે ઉપર થોડું ચિંતન માંડૂક્ય ઉપનિષદમાં મળે છે. તેનાં કાલ્પનિક વર્ણનો પુરાણોમાં વાંચવા મળે છે, તેનો અર્થ કરવાનો અર્થહીન પ્રયત્ન સ્વપ્નાધ્યાયમાં મેં જોયો છે. હાલ ફ્રૉઇડ અને યુંગ જેવા માનસશાસ્ત્રીઓએ સ્વપ્નોનો વ્યવસ્થિત અર્થ કરવાનો પ્રયત્ન કર્યો છે. તેમની સાથે આ ક્ષણે આપણને નિસબત નથી. આજે જે પ્રશ્ન આપણી સામે છે તે એ કે—

ઊંઘમાં જેમ એક જાગૃતિ-બાહ્ય સ્વપ્નસૃષ્ટિનો આપણને અનુભવ થાય છે તેવો અનુભવ મૃત્યુ પછી એકાદ જીવન-બાહ્ય મૃત્યુ-સૃષ્ટિનો થાય છે ખરો? પુરાણોમાં એવી સૃષ્ટિની કલ્પના કરવામાં આવી છે, પરંતુ તેથી આ બાબતમાં ખાસ મદદ મળતી નથી.

એ ગમે તેમ હો, પરિચિત જીવન અને અજ્ઞાત અપરિચિત મૃત્યુ મળીને જે જીવન બને છે તેનો જ વિચાર આપણે અહીં કરવાનો છે.

જન્મ અને મૃત્યુ મળીને જે વિશાળ જીવન બને છે તે એક વિશાળ અને ગહન સાગર જેવું છે. સંકુચિત જીવન એટલે કે આપણે જેને જીવન કહીએ છીએ તે આ વિરાટ સાગરનો માત્ર પૃષ્ઠ ભાગ છે. જીવનનું ઊંડાણ આપણે મૃત્યુમાં જ જોવું પડશે. મૃત્યુને જો આપણે એક 'ક્ષણ' માનીએ અથવા બે જીવન વચ્ચેની અજ્ઞાત અવધિ માનીએ તો આ કાળખંડની માહિતી આપણને ક્યાંક ને ક્યાંક મળવી જ જોઈએ. આ માહિતી જો મળે તો પૂર્વજન્મનો અને પુનર્જન્મનો પ્રશ્ન પણ ઊકલી જાય અને જન્માંતરનો અથવા મોક્ષનો સિદ્ધાંત પણ સ્પષ્ટ થાય.

પણ અહીં તો આપણે જીવન અને મૃત્યુ મળીને જે વિશાળ જીવન બને છે તેનો જ વિચાર કરવાનો છે. ને માટે જે જીવન આપણે જીવીએ છીએ તેના બે વિભાગ કરવા જરૂરી છે.

વૃક્ષનું ઉદાહરણ લઈએ.

બીજમાંથી અંકુર ફૂટે ત્યારથી માંડીને તે વૃક્ષ પોતાની પૂરેપૂરી ઊંચાઈ પ્રાપ્ત કરે ત્યાં સુધી તેના આકારમાં વૃદ્ધિ થતી રહે છે. ઊંચાઈ, વિસ્તાર અને મૂળોની ઊંડાણમાં થતી વૃદ્ધિ આપણે સ્પષ્ટપણે જોઈએ છીએ. જ્યારે આ વિસ્તરણની હદ આવે છે ત્યારે ઊંચાઈ પણ વધતી નથી અને ડાળીઓની સંખ્યા પણ વધતી નથી. જૂનાં પાંદડાં ખરી પડે છે અને નવાં પાંદડાં પેદા થાય છે. એ જો સાચું હોય તો પૂરેપૂરો વિસ્તાર થયા પછી વૃક્ષના બાહ્ય રૂપમાં કશો જ ફરક દેખાતો નથી. પરંતુ તેથી તે વૃક્ષનો વિકાસ પૂરો થઈ ગયો એમ કહી શકાશે નહીં. વિસ્તારની પૂર્ણતા પછી વૃક્ષનું આખું શરીર અંદરથી પરિપક્વ, મજબૂત અને સુદૃઢ બનતું જાય છે. તેનાં ફળોમાં પણ રસની દૃષ્ટિએ ફરક પડવા માંડે છે.

એ જ પ્રમાણે જીવનનો વિસ્તાર તેની મર્યાદા સુધી વધ્યા પછી તેની આંતરિક પરિપક્વતા વધતી જાય છે. વિસ્તાર અટકે એટલે વિકાસ પણ અટકે, એવું આપણે નહીં કહી શકીએ.

કેટલાંક વૃક્ષોનો આઠ-દશ વર્ષ સુધી વિસ્તાર થયા પછી સો-બસો વર્ષ સુધી કે તેથી પણ વધુ સમય સુધી તેમનો આંતરિક વિકાસ થતો રહે છે.

આપણા શાસ્ત્રકારોએ કર્મભૂમિ અને ભોગભૂમિનો ભેદ બતાવ્યો છે. આ પૃથ્વી કર્મભૂમિ છે. અહીં પુરુષાર્થને અવકાશ છે. અહીં માણસ પોતાને સુધારી શકે છે અથવા બગાડી પણ શકે છે. ભોગભૂમિમાં પાપપુણ્યનું ફળ ભોગવવાનો

પ્રશ્ન રહે છે. તેમાં નવા પુરુષાર્થ માટે અવકાશ નથી. કર્મભૂમિ અને ભોગભૂમિ વચ્ચેનો આ ભેદ અને ઉપર કહેલા વિસ્તારનો અને વિસ્તારરહિત પરિપક્વતાનો ભેદ લક્ષમાં લીધા પછી આપણે કલ્પના કરી શકીએ કે મૃત્યુ પછી તરત જ માણસ બીજો જન્મ લેતો નહીં હોય. જે જીવન તેણે પૂરું કર્યું તેના બધા સંસ્કાર પચાવીને પરિપક્વ કરવા માટે થોડો સમય તે થોભતો હશે. મૃત્યુ પછીની મરણાવસ્થા કેવળ શૂન્ય નથી, અભાવાત્મક નથી. પાચનક્રિયા સાથે પરિવર્તન કરનારો આ સમય છે. ગણિત, વિજ્ઞાન વગેરે વિષયોનું અધ્યયન કરનારા લોકોનો એવો અનુભવ છે કે વાંચતાં વાંચતાં અથવા પ્રયોગ કરતાં જે વાત ધ્યાનમાં આવતી નથી તે ઊંઘી ઊઠયા પછી તરત જ સ્પષ્ટ થાય છે. કયારેક નવી દિશા પણ સાંપડે છે. કહે છે કે ઊંઘમાં સુપ્ત મન વિલક્ષણ પદ્ધતિથી કામ કરે છે. જાગૃતિમાં જ્યાં મન પહોંચી શકતું નથી ત્યાં ઊંઘમાં તે પહોંચી શકે છે. જાગૃતિમાં પ્રયોગ થઈ શકે છે. સ્વપ્ન અને સુષુપ્તિમાં કેવળ ચિંતન થઈ શકે છે. તો પછી મૃત્યુ દ્વારા જીવનાનુભૂતિનું રસાયણ બનવાની ક્રિયા શા માટે ન થાય?

મરણ પૂર્વેનું જીવન પૂરું થતાં જો બધું જ પૂરું થઈ જતું હોય તો મનુષ્યને વિશાળ અસારતાનો અને નિષ્ફળતાનો અનુભવ થયો હોય. મૃત્યુનું સતત દર્શન થવા છતાં પણ મનુષ્યના મનમાં અમરત્વની અદમ્ય કલ્પનાનું જે અસ્તિત્વ દેખાય છે તે ઉપરથી સહજ સ્પષ્ટ થાય છે કે મૃત્યુ પછી મરણપ્રધાન અથવા મરણાધીન એક અદ્ભુત અજ્ઞાત જીવન પણ છે. આ જીવનની કલ્પના આપણે કરી શકતા નથી. મરણાવધિના જીવનમાં આત્માની પ્રગતિ ઉત્તમ રીતે થતી હશે. એ અવધિમાં (કાળખંડમાં) જ્ઞાનપ્રાપ્તિ માટે ભૌતિક ઇન્દ્રિયોની મદદની આવશ્યકતા કદાચ નહીં રહેતી હોય.

એ ગમે તે હોય. મરણાવસ્થાને વ્યાપ્તિ અને તેના સ્વરૂપની આજે આપણને ખબર નથી. પણ તેથી તે અવસ્થાનું મહત્ત્વ ઓછું છે એમ આપણે માનવું ન જોઈએ.

મૃત્યુની આપણને જે બીક લાગે છે તે અતિશય જોરદાર હોય છે તેથી મૃત્યુ ખરેખર શું છે તેનું ચિંતનમનન કરવા માટે જે તટસ્થતા આવશ્યક છે અથવા જે ઉત્સાહ આવશ્યક છે તે આપણે ગુમાવી બેઠા છીએ. માણસ નિશ્ચયપૂર્વક જો કુતૂહલ જાગ્રત કરી શકે તો તેને કોઈ પણ વસ્તુ અજ્ઞાત રહે એવું મને લાગતું નથી.

હાલ આપણે એકાંકી નાટકો જોઈએ છીએ. પરંતુ અગાઉ જૂના સમયમાં પાંચ કે સાત અંકનાં નાટકો થતાં. એક એક અંકમાં સંવાદ, અભિનય અને ગીતો મારફતે જીવનનું પ્રદર્શન થતું હતું. અંક પૂરો થાય એટલે પડદો પડતો, પડદો ઊંચકાતાં બીજો અંક શરૂ થતો, કયારેક બે અંક વચ્ચે એક નાનકડો પ્રવેશ પણ આવતો – જેને આપણે વિષ્કંભક કહીએ છીએ. પડદો પડતાં, નટોને નવા અંકની તૈયારી કરવા માટે અને વેશ બદલવા માટે અવકાશ મળતો. વિષ્કંભકને લીધે બે અંકમાંની ઘટનાઓના ક્રમનું જોડાણ પ્રેક્ષકોના ધ્યાન પર લાવવામાં આવતું. જો

વિષ્કંભક ન હોય તો પ્રેક્ષકોને આગળપાછળની ઘટનાઓના સંદર્ભની માત્ર કલ્પના જ કરવી પડે તેમ હતું.

એક જન્મને અંતે મૃત્યુનો પડદો પડતાં માણસ તરત જ ઉપર જતો નથી. મૃત્યુ એક અને બીજા પ્રગટ જીવન વચ્ચેનો પડદો અથવા વિષ્કંભક છે. લખતી વખતે જ્યારે વાક્ય પૂરું થાય ત્યારે આપણે પૂર્ણવિરામ કે ટપકું મૂકીએ છીએ અને એકાદ નવા વિચારના પ્રારંભ તરફ ધ્યાન ખેંચવા માટે નવી કંડિકા (પેરેગ્રાફ) શરૂ કરીએ છીએ. એક કંડિકાનો વિસ્તાર પૂરો થાય, તેનો અર્થ ધ્યાનમાં આવે, અને તે પછી જ્યારે નવો વિચાર શરૂ કરવા માટે સહેજ થોભવું પડશે એમ લાગે ત્યારે આપણે આગળનું લખાણ નવી કંડિકાથી શરૂ કરીએ છીએ. એ જ ઉપમા મૃત્યુના પ્રશ્નને લાગુ પાડીને કહી શકાય કે એક એક મૃત્યુ તે એક એક કંડિકાનું અંતર છે. અધ્યાય બદલાય, પ્રકરણ બદલાય, ત્યારે આ પરિવર્તન કાળસૂચક અને વિચારોનું તાજાપણું નિર્માણ કરનાર પ્રારંભક બને છે. મૃત્યુ પણ એ જ રીતે વિશાળ જીવનનું એક આવશ્યક પરિવર્તન છે.

મૃત્યુ આપણા જીવનનું એક અત્યંત આવશ્યક અને પોષક અંગ છે એટલું તો સ્પષ્ટ જ છે. પરંતુ મૃત્યુની અવધિ વિકારશૂન્ય હશે એવી કલ્પના કરવી કઠિન છે. એટલે દિવસ અને રાતના ક્રમની માફક જ જીવન અને મરણનો ક્રમ છે એમ હું માનું છું. પુરાણકારોએ બે જીવન વચ્ચેની અવધિની—સમયગાળાની અનેક કથા કલ્પીને તેની એક કાલ્પનિક સ્વપ્નસૃષ્ટિ બનાવી છે. આપણે કલ્પના કરીએ તેમાં તેમનો આ પ્રયાસ પોષક બને છે, પરંતુ પુરાણકારોની આ મરણ-સૃષ્ટિનું ખાસ મહત્ત્વ નથી, કારણ કે પુરાણ તે કેવળ ઇતિહાસ નથી, કેવળ કલ્પના પણ નથી, તે એક કાવ્યમય સૃષ્ટિ છે. સંસ્કૃતિના આકલન માટે તે ઉપયોગી છે અને વિનોદ કે મનોરંજન માટે તેનો ઉપયોગ તો સ્પષ્ટ જ છે.

મૃત્યુની બીક રાખીને બુદ્ધિ જડ બનવા દેવી અને કલ્પનાને મૂર્છિત થવા દેવી તે ઠીક નથી. જ્ઞાનોપાસક બનીને આપણે જો મૃત્યુનું રહસ્ય શોધવાનો પ્રયત્ન કરીએ તો ઈશ્વરકૃપાથી આપણને તેમાં યશ મળશે એવો મને વિશ્વાસ છે. આપણે નિરાશ નહીં થવું પડે. મરણાવધિનું જીવન આપણા પ્રગટ જીવન કરતાં ઓછું મહત્ત્વનું નથી.

૧૯૬૬

## ૨૬. મોક્ષભાવના

જગતની જુદી જુદી સંસ્કૃતિઓ સાથે આપણી સંસ્કૃતિને સરખાવીએ તો આપણી સંસ્કૃતિની સર્વોત્તમ ભાવના તે મોક્ષ છે એમ કહેવું પડશે. આ બાબતમાં

આપણા લોકોએ જેટલું ચિંતન કર્યું છે એટલું બીજા કોઈએ કર્યું નહીં હોય. આપણી મોક્ષભાવના ગહન છે, એકાંગી નથી; અને આપણે એકાએક તેને છોડી શકીએ તેમ નથી.

આમ હોવા છતાં આપણા જીવનદર્શનમાં છેલ્લાં સો-બસો વર્ષોથી – પશ્ચિમના લોકો સાથે આપણો સંપર્ક થયો ત્યારથી – એવું આમૂલાગ્ર પરિવર્તન થયું છે કે મોક્ષની ભાવનાને ફરી એક વાર સ્પષ્ટ સુસ્થાપિત કરવાની જરૂર જણાય છે.

સામાન્ય માણસમાં રોજિંદા જીવનનો આદર્શ એવો સ્થૂલ અને પ્રાકૃત છે કે તેની ગમે તેટલી અનિવાર્યતા સાબિત થાય તે છતાં તેના પ્રત્યે આકર્ષણ થતું નથી. ખાવુંપીવું, રહેવાને માટે ઘર બાંધવું, કામ કરવા માટે જાતજાતનાં ઓજાર તૈયાર કરવાં, બાળબચ્ચાંનું ભરણપોષણ કરવું, સામાજિક જીવન નિષ્ફળ ન બને તે માટે કેટલાક નિયમો તૈયાર કરવા અને કુટુંબ, જાતિ, રાજ્ય-વ્યવસ્થા ચલાવવાં અને શિક્ષણનો પ્રબંધ કરનારી માનવસંસ્થા ચલાવવી – એટલામાં જ મનુષ્યનું સામાન્ય જીવન સમાઈ ગયું છે.

આ જીવનમાં સંઘર્ષનું તત્ત્વ એટલા મોટા પ્રમાણમાં મળે છે કે એ સંઘર્ષમાં યશસ્વી થવાને માટે પૂર્વતૈયારી કરવી જોઈએ, અને સંઘર્ષ ટાળવા માટે પ્રયત્ન પણ કરવો જોઈએ.

જીવનમાં સફળતા મેળવવા જતાં જે મુશ્કેલીઓ આવે છે તે દૂર કરવાનો જે પ્રયત્ન આપણે કરીએ તેનો જ મોક્ષ-સાધનાના રૂપમાં સ્વીકાર કરવો તે સ્વાભાવિક છે. પરંતુ આપણા તત્ત્વજ્ઞાને સંસાર અસાર છે એમ કહ્યું છે અને અધઃપાતથી પોતાની જાતને ઉગારવા માટે મોક્ષનો માર્ગ શોધી કાઢ્યો છે. આપણા માયાવાદે દાર્શનિક બુદ્ધિનો ઉચ્ચાંક બાંધ્યો હશે, પરંતુ જીવનની બાબતમાં તો તેણે સામાન્ય જનતાના મનમાં અનાદર અને અનુત્સાહ જ નિર્માણ કર્યાં છે. 'હું આ જગતમાં આવ્યો એ જ મોટી ભૂલ. જવાબદારીમાંથી છટકવામાં જ મુક્તિ નથી. આપણાં બંધનો જેટલાં બાહ્ય છે તેટલાં જ આંતરિક પણ છે. તેથી જીવનનો વિસ્તાર છોડીને વાસના ઉપર વિજય મેળવવાનો જ પ્રયત્ન કરવો જોઈએ. અલિપ્ત જીવન એ જ ઉત્તમ જીવન છે.' આ આપણી મોક્ષભાવના છે. મોક્ષ અને નિવૃત્તિ એક જ છે તેમ આપણે માન્યું એટલે નિવૃત્તિ દ્વારા મોક્ષ મળી શકે એવી આપણી ભાવના થઈ. નિવૃત્તિનો અર્થ એ કે જેટલું કામ ઓછું થઈ શકે એટલું કરવું.

લોકો કહે છે કે તમે કરેલો આ અર્થ ભૂલભર્યો છે. નિવૃત્તિનો અને મોક્ષનો ઉપદેશ કરનાર લોકોનું જીવન જુઓ. કેટલું પ્રવૃત્તિમય છે તે! શંકરાચાર્યે આટલી નાની ઉંમરમાં ભાષ્યો લખ્યાં, પ્રકરણો લખ્યાં, સ્તોત્રો લખ્યાં, દેશમાં પરિભ્રમણ કરીને શાસ્ત્રાર્થ કર્યો, ચાર મઠની સ્થાપના કરી, સંન્યાસીના અખાડા ચલાવ્યા, હિંદુ ધર્મને નવું જ રૂપ આપ્યું, પંચાયતન પૂજાનો પ્રચાર કર્યો, પોતાની માની અંતિમ વિધિ કરીને પોતાની માતૃભક્તિનો પુરાવો આપ્યો. પ્રવૃત્તિશીલ માણસ આનાથી

વધારે શું કરવાનો હતો? જ્ઞાનેશ્વર, રામદાસ, કબીર, તુલસીદાસ જેવા સંતોનાં જીવન તરફ નજર નાખો. તેમણે નિવૃત્તિપરાયણ પ્રવૃત્તિનો પર્વત ઊભો કર્યો છે. વાત સાચી છે. પરંતુ તેમના શિષ્યોએ અને આખા સમાજે કશું જ કરવાની જરૂર નથી એમ જ માની લીધું. સ્વાર્થવશ કે મહત્ત્વાકાંક્ષાવશ બની લોકોએ મોટાં મોટાં કેટલાંય કામો કર્યાં, છતાં મોક્ષપરાયણ સાધનાને પરિણામે અકર્મણ્યતા જ વધી છે. સાધુઓના અખાડા ચલાવવા, તેમને માટે ખાવાપીવાનો પ્રબંધ કરવો, અતિથિઓને ભોજન આપવું, પૂજાપાઠ કરવા અથવા ઉત્સવ ઊજવવા — એટલું જ હોય તેમના જીવનને પ્રવૃત્તિમય, સમાજસેવામય થોડું જ કહી શકાશે? ઉપેક્ષા, નિરુત્સાહ અને પરલોક-પરાયણતાનું જ વાતાવરણ સમાજમાં પ્રસર્યું છે.

આજે આપણી મોક્ષની કલ્પના બદલાઈ છે. મોક્ષ એટલે ષડ્રિપુઓના આક્રમણમાંથી મુક્તિ. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ શરીરપરસ્ત અસામાજિક સ્વભાવમાંથી મનને મુક્ત કરવું અને સમાજની તટસ્થ અનાસક્ત નિરપેક્ષ સેવા કરતાં 'વિશ્વાંશી', 'સર્વાંશી', આત્મીયતા અનુભવવી એ આજની મોક્ષભાવના છે. રાજકીય, સામાજિક, આર્થિક અને શૈક્ષણિક પરતંત્રતા દૂર કરવી, સમાજમાં ફેલાયેલી અસામાજિક પ્રવૃત્તિઓનો પ્રતિબંધ કરવો, અજ્ઞાન, અન્યાય, શોષણ અને સંઘર્ષના વાતાવરણમાંથી સમાજને છોડાવવો, તે પણ આજની મોક્ષ-ભાવનાનાં અંગ છે. મોક્ષ એટલે એકાંગિતા, સંકુચિતતા, અકર્મણ્યતા, વિલાસિતા વગેરે દોષોમાંથી મુક્ત બની સમાજને શુદ્ધ, સમર્થ, સ્વાયત્ત ને જીવનસમૃદ્ધ બનાવવો તે.

મોક્ષની આ શુદ્ધ ભાવનાનો અર્થ સમાજના મોક્ષ વગર વ્યક્તિએ સંતોષ માનવાનો નથી, એવો છે. પરંતુ વ્યક્તિને પોતાને મોક્ષ મેળવવા માટે સાર્વત્રિક મુક્તિની વાટ જોતાં બેસવાની જરૂર નથી. કોઈ પણ પરિસ્થિતિમાં વ્યક્તિને મોક્ષ મળી શકે. વ્યક્તિગત મોક્ષ મળ્યા પછી સામાજિક મોક્ષ માટે સમાજની સેવા કરવાની વૃત્તિ, શક્તિ અને યુક્તિ (tact and technique) શોભાસ્પદ છે. આ અર્થમાં મુક્તિ તે જ સદ્યોમુક્તિ છે અને કર્મમુક્તિ પણ છે.

મોક્ષની આ વ્યાપક અને શુદ્ધ ભાવના સાથે મોક્ષની સાધના પણ વ્યાપક, ઉત્કટ અને સર્વાંગીણ બનતી જાય તે અંગે ઊંડું ચિંતન હજી થયું નથી, એટલે આપણા આધ્યાત્મિક કાર્યમાં કર્મવીરતા હજુ આવી શકતી નથી. તે આવશે, જરૂર આવશે.

૧૯૬૨

# ૨૭. પુનર્જન્મની ઉપયોગિતા

પુનર્જન્મ ઉપર આપણા દેશના લોકોનો વિશ્વાસ એટલો બધો છે કે તે વિશે કોઈને પણ સંદેહ હોવો અસંભવિત લાગે છે. પુનર્જન્મ છે એમ સિદ્ધ કરવાને માટે આપણી પાસે કશી સાબિતી નથી. પુનર્જન્મ નથી એમ સિદ્ધ કરવું પણ સહેલું નથી. મનુષ્યને મૃત્યુનું નિત્ય દર્શન થતું રહે છે. જેઓ જન્મે છે તે સઘળા મરે છે. એમાં કોઈ અપવાદરૂપ નથી એમ અનુભવ કહે છે. છતાં, જીવન-સાતત્યમાં મનુષ્યને જે શ્રદ્ધા છે તે કોઈ પણ રીતે ઘટી નથી.

જીવન-સાતત્યમાં મનુષ્યને જે શ્રદ્ધા છે તેથી એને પુનર્જન્મ ઉપર વિશ્વાસ રાખવાની ઇચ્છા થાય છે. એને લાગે છે કે પુનર્જન્મ હોવો જ જોઈએ. આ બાબતનો ખ્યાલ રાખીને આપણે આગળ વધીએ તોપણ આપણને એક રીતે અમરતા મળી શકે. પુનર્જન્મની કલ્પનાને આધારે જ આપણે કાર્યકારણભાવ અને કર્મનો સિદ્ધાંત સ્થાપી શકીએ. આ પણ એક સુવિધા જ છે. વળી, પુનર્જન્મ ઉપર એક વાર માણસને વિશ્વાસ બેસી ગયો કે તેને લાગે છે કે હવે બીજું કાંઈ હોઈ શકે જ નહીં. સત્યની એક વ્યાખ્યા એ છે કે તેની વિરુદ્ધ કોઈ પણ વાત ગળે ઊતરે જ નહીં. (inconceivability of the opposite.)

એટલું તો ચોક્કસ છે કે પુનર્જન્મની માન્યતા સ્વીકારી લઈએ તો જીવન સંબંધી બધી ચીજો જેટલી અનુકૂળ થઈ જાય છે તેટલી બીજી રીતે થતી નથી. ટૂંકમાં, પુનર્જન્મની કલ્પના આપણી મનોરચના માટે બધી રીતે અનુકૂળ છે, એટલે એનો સ્વીકાર કરવામાં આપણે ચોંકી ઊઠવાનું કે પાછા પડવાપણું નથી.

મારા આ કથનથી કોઈ એવો વિચાર ન કરે કે હું પુનર્જન્મ નથી એમ સિદ્ધ કરવા માગું છું. પુનર્જન્મ ઉપર વિશ્વાસ રાખવાની આદત મને પણ છે. પુનર્જન્મ સ્વીકારીને જ હું ચાલું છું. પુનર્જન્મ હોઈ શકે એટલું તો મારું મન હમેશાં સ્વીકારતું આવ્યું છે. પુનર્જન્મની કલ્પના તર્કની વિરોધી નથી, ઊલટું કેટલીક રીતે અનુકૂળ છે. હું એ વાતનો સ્વીકાર કરું જ છું, એટલે પુનર્જન્મ છે કે નથી, એ બેમાંથી એકેય વાત હું આજે સાબિત કરવા ઇચ્છતો નથી. પુનર્જન્મ હોઈ શકે એમ માનીને જ હું ચાલવા ઇચ્છું છું. આજે મારે અહીં માત્ર એટલું જ બતાવવું છે કે પુનર્જન્મ માનવાથી આપણા જીવન ઉપર કેવી અસર થાય.

આત્મા છે અને તે અમર છે એ માન્યતા મુખ્ય છે. આત્મા છે અને શરીર મરે છતાં તેનું મૃત્યુ થતું નથી એટલું જો સ્વીકારી લઈએ તો આપણે પુનર્જન્મ ઉપર આવી જ જઈએ. આત્મા શરીર ધારણ કરે ત્યારે જીવાત્મા બને છે, અથવા એમ કહીએ કે આત્માને જીવદશા પ્રાપ્ત થાય ત્યારે તેને દેહ ધારણ કરવો પડે છે. દેહધારી માટે મોત જ છે, પરંતુ આ મોત માત્ર શરીરનું જ થાય છે; શરીરની

સાથે ઉત્કટ સ્મૃતિનું પણ થતું હશે. પરંતુ જીવનને મોત નથી હોતું. આટલું સ્વીકારીએ ને પછી, અને જીવનમાં જે જ્ઞાન, અનુભવ અને સંસ્કાર પ્રાપ્ત થાય છે તેનો નાશ થતો નથી એવી શ્રદ્ધા સેવ્યા પછી, આપણે પુનર્જન્મનો સ્વીકાર કરવો જ પડે છે.

પુનર્જન્મમાં વિશ્વાસ રાખવાથી બે વાત સહેલી થઈ જાય છે. જગતમાં જ્યાંત્યાં અન્યાય થતો જોઈને આપણું મન અકળાઈ ઊઠે છે. આપણને ક્યારેક તો ન્યાય મળશે જ એવા વિશ્વાસ માટે કશો આધાર નથી. આ દશામાં પુનર્જન્મની માન્યતા આપણને ખૂબ મદદરૂપ બની જાય છે. આ જન્મમાં જે નથી મળ્યું તે આવતા જન્મમાં જરૂર મળશે, એમ મનને સમજાવવામાં મુશ્કેલી લાગતી નથી.

મૃત્યુનો મુકાબલો કરતી વેળા પણ પુનર્જન્મની માન્યતા આપણને સારા પ્રમાણમાં મદદ કરે છે. બીજી બાજુથી જોતાં પુનર્જન્મની કલ્પના આપણને બિલકુલ હાનિકારક નથી. એટલે લોકો પુનર્જન્મનો સહેલાઈથી અને આતુરતાથી સ્વીકાર કરે છે.

પુનર્જન્મની માન્યતા આપણને ક્યાં અને કેમ હાનિકારક થઈ પડે તે આપણે જોઈએ. એકાદ દાખલા દ્વારા આ વાત કદાચ વધુ સ્પષ્ટ થશે.

પ્રાથમિક શાળાના શિક્ષકોને સોટીનો પ્રયોગ કરવાની આદત હોય છે. સનાતન કાળથી બાળકોનું જીવન જે રીતે ચાલતું આવ્યું છે તેનો ખ્યાલ ન હોવાથી શિક્ષક પોતાની સંસ્કારી કે અસંસ્કારી ઇચ્છા પ્રમાણે બાળકોને માટે એક ઢાંચો બનાવવાની કોશિશ કરે છે. બાળકો એ ઢાંચામાં બંધબેસતાં થતાં નથી ત્યારે શિક્ષકને ખીજ ચડે છે. એને લાગે છે કે નિશાળમાં એનું રાજ તૂટી રહ્યું છે; એટલે એને ગુસ્સો આવે છે. ગુસ્સો સ્વભાવે જ હિંસક છે, એટલે બાળકોને માર મારવાની તેને ઇચ્છા થાય છે. બાળકોને માર મારીને તે તૃપ્ત થાય ત્યારે તે શાંત પડે છે. એનો અર્થ એ થાય કે તે માર મારે છે તે બાળકોના હિત માટે નહીં, પરંતુ પોતાના ગુસ્સાના આવેગને શાંત કરવા માટે. શિક્ષકના મારથી બાળકો ડરે છે, અને શિક્ષકની ઇચ્છા પ્રમાણે વર્તવા તૈયાર થાય છે. શિક્ષક જુએ છે કે માર મારવો તે એક સફળ ઇલાજ છે. એક ઇલાજ હાથમાં આવી ગયો પછી બીજો ઇલાજ શોધવા કે અજમાવવા શા માટે જવું? વર્ગમાં વિષય શીખવતી વખતે બાળકો એકાગ્ર બની ધ્યાન ન આપે તો શિક્ષક પોતાનું શિક્ષણકાર્ય વધારે આકર્ષક બનાવવાને બદલે બાળકોને કહે છે, "હું જે કાંઈ કહું તેનું બરાબર ધ્યાન રાખો. નહીં તો આ સોટી જોઈ છે ને?" બાળકો તરત જ ધ્યાન એકાગ્ર કરે છે, પણ તે પાઠમાં નહીં, પેલી સોટીમાં. વિષય સાથે તો બિચારાંઓને કશી જ લેવાદેવા નથી હોતી! એમની દૃષ્ટિમાં સોટી અધિક સત્ય છે. એટલે તેઓ તેનો જ વધારે વિચાર કરે છે. પરિણામે બાળકોની ગ્રહણશક્તિ અને વિચારશક્તિ કુંઠિત થઈ જાય છે. માસ્તરની સોટીમાંથી બચવાનો ઇલાજ શોધવો રહ્યો. ગ્રહણશક્તિ કુંઠિત થઈ

જતાં તેની મદદ મળતી નથી, એટલે સોટી જેવો જ કોઈ યાંત્રિક ઇલાજ શોધવો જોઈએ. એ ઇલાજ છે ગોખણપટ્ટીનો. ચિત્ત ભલેને ગમે ત્યાં રઝળતું હોય, ગોખું ચાલી શકે છે અને થોડા પ્રયત્ન પછી પ્રશ્નોના જવાબ ઊંઘમાં પણ આપી શકાય છે. માર પડશે એવા ડરથી માણસ જવાબ કંઠસ્થ કરી શકે. એ અનુભવની વાત છે. પણ મારના ડરથી કોઈની બુદ્ધિ કે નીતિમત્તાનો વિકાસ થયો જાણ્યો નથી.

આગળ વધીને બાળકોની આંખો પળભર પણ જો આમતેમ થતી દેખાય તો શિક્ષકની સોટી બાળકની પીઠ પર પડી જ છે ને! સોટીના ઉપયોગની જે શિક્ષકને આદત પડી ગઈ છે તે માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્ર શાનો વાંચવા બેસે?

પરંતુ હું જે દાખલો અહીં આપવા ઇચ્છું છું તે તો આનાથી પણ ચાર ચંદા ચડી જાય તેવો છે. મેં પોતે જ પૂનાના નૂતન મરાઠી વિદ્યાલયમાં એનો અનુભવ કર્યો છે. શુદ્ધ બોલવું અને શુદ્ધ લખવું તે શું તે વ્યાકરણ શીખવાથી સમજાય છે. એ જ રીતે કયો પ્રયોગ શુદ્ધ અને કયો અશુદ્ધ તે પણ વ્યાકરણ શીખવાથી સમજાય છે. વ્યાકરણની આ વ્યાખ્યા ગોખતી વખતે કશી મુશ્કેલી લાગી નહીં, પરંતુ નામ અને વિશેષણ વચ્ચેનો ભેદ સમજ્યા પછી પણ પાઠમાં કયો શબ્દ નામ છે અને કયો વિશેષણ છે, તે વિદ્યાર્થી ન બતાવી શકે ત્યારે તેના પર સોટીની ઝડી વરસતી. પેશાબ કરવા બહાર જવું હોય તો બે સોટીની 'સ્ટેમ્પ ફી' કે દંડ ભરીને જ જઈ શકાતું. ઘેરથી બાળકો ફી ન લાવી શક્યાં હોય તો ત્રીજી તારીખથી બાળકોને ચડતા ક્રમમાં સોટી ખાવી પડતી. સોટીનો ઇલાજ એટલો સહેલો અને એટલો અસરકારક છે કે એ ઇલાજ હાથમાં આવતાં શિક્ષક પોતાનું ભેજું, જીભ કે મહેનતનો ઉપયોગ શા માટે કરે?

આમ કોઈ પણ વસ્તુનો કાર્યકારણભાવ સિદ્ધ કરવા માટે પુનર્જન્મની નિર્વિવાદ દલીલ હાથમાં આવતાં માણસ બીજાં કારણો શા માટે શોધવા બેસે? એટલે નસીબ અને પુનર્જન્મ(એમાં પૂર્વજન્મ પણ આવી જાય)ની દલીલ હાથમાં આવી ગયા પછી લોકોમાં અસાધારણ બૌદ્ધિક આળસ આવી જાય છે, અને તે માનસ-શાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર વગેરે શાસ્ત્રોની પ્રગતિને રોકે છે અને તેમાં વિકૃતિ પેદા કરે છે. નસીબ અને જન્માંતરની દલીલથી નકામી અને વિકૃત બનેલી બુદ્ધિ ભૌતિક-પદાર્થ-વિજ્ઞાનમાં પણ નકામી થઈ જાય છે અને સારી સારી શોધો કરવાની બધી તક ગુમાવી દે છે.

જન્માંતરની દલીલની જે લોકોને આદત હોય છે તેઓ ન્યાય, નીતિ અને સદાચારનાં ક્ષેત્રોમાં પણ સાવ નકામા અને વિકૃત હોય છે. આનાં સંખ્યાબંધ ઉદાહરણો આપણને પુરાણોમાં મળે છે. સમાજજીવનને ખણી-ખોદી નાખનાર સૌથી વધારે ખરાબ જો કોઈ ગુનો હોય તો તે છે વ્યભિચાર. એને માટે પણ પાછલા જન્મનો સંબંધ જોડી કાઢી તેનો બચાવ કરનારા પુરાણીઓ આપણે ત્યાં પડ્યા છે!

અપથ્યથી માણસ માંદો પડે ત્યારે પણ તે પૂર્વજન્મનાં પાપની ટાલ આગળ ધરે છે. પરીક્ષામાં નાપાસ થાય ત્યારે પોતાનું ભાગુનર કાચું હતું એમ સ્વીકારવાને બદલે તે અગાઉના, આસુદોક અદૃશ્ય દૈવનું કારણ શોધી કાઢે, તે પણ આ જ વૃત્તિનું એક ઉદાહરણ છે. આ વૃત્તિ પાકી થાય તો માણસ ભણવાને બદલે પૂર્વ-જન્માનાં પાપ દૂર કરવા માટે બાર બાર વરસ સુધી જપ કરવા માંડે!

માણસ પર તથા ગરીબ જનતા પર અન્યાય ગુજરે ત્યારે તેની વહારે ધાવું જોઈએ અને જરૂર પડયે પુરુષાર્થપૂર્વક પોતાની જાતનું બલિદાન દેવું જોઈએ, તેને બદલે લોકો તે ગરીબોના પૂર્વજન્મને ગાળ દે છે અને જે કાંઈ થઈ રહ્યું છે તે બરાબર જ છે એવું માનીને અથવા કહીને સંતોષ અનુભવે છે. અન્યાય, અત્યા-ચાર, સંકટ કે એવી કોઈ પણ ચીજ નથી કે જેને માટે પૂર્વજન્મની વાત કર્યા સિવાય માણસ પોતાની કર્તવ્યબુદ્ધિનું ગળું ન ટૂંપી શકે.

લોભને વશ બની કોઈ માણસ પોતાની જુવાન પુત્રીનું કોઈ ઘરડા પુરુષ સાથે લગ્ન કરી નાખે, અને લોકો દોષ કાઢવા લાગે કે તરત જ તેઓ કહેશે કે એના નસીબમાં લખ્યું હશે તો એવા પતિથી પણ એને પૂરતું સુખ મળી જશે. જો તે થોડા જ સમયમાં વિધવા થઈ તોપણ પૂર્વજન્મનાં પાપ અને દૈવ માબાપની મદદે આવવા હાજર જ હોય છે.

સામાજિક કઠોરતા, અન્યાય અને અત્યાચારને જન્માંતરની કલ્પનાનો એટલો બધો સહારો આપવામા આવે છે કે આપણે જે રીતે સરકાર મારફતે દારૂબંધીનો કાર્યક્રમ આગળ ધપાવવાનું વિચાર્યું છે, તે જ રીતે સરકાર દ્વારા નિશાળોમાં અને ધર્મોપદેશોમાં જે દૈવ અને પુનર્જન્મનું શિક્ષણ અપાય છે તે પણ બંધ કરી દેવાનું આપણે વિચારવું જોઈએ.

સ્વામી વિવેકાનંદે એક વાર માયાની વ્યાખ્યા આપતાં કહ્યું હતું કે કોઈ ચીજ જેવી છે તેવી શાથી છે, એનું કારણ કે ઉત્પત્તિ શોધવા છતાં જ્યારે તે હાથ ન લાગે ત્યારે લોકો એ સ્થિતિને 'માયા' કહે છે. આત્મા શુદ્ધ, બુદ્ધ, નિત્ય, મુક્ત હોવા છતાં તેમાં મલિનતા અને એકાંગિતાનું ભાન ક્યાંથી આવે છે? આ સવાલનો સીધો જવાબ એક જ હોઈ શકે—'અમને ખબર નથી.' આ જ વાત આપણે બીજા શબ્દોમા કહીએ છીએ કે 'એ માયા છે.' આ રીતે માયા, દૈવ, પુનર્જન્મ આદિ વાતો એ બાબતનો એકરાર કરે છે કે આપણી શોધ કરવાની શક્તિ ખૂટી છે, અટકી ગઈ છે.

કોઈ પણ વસ્તુનુ સ્થૂળ કે સૂક્ષ્મ કારણ શોધતી વખતે આપણે આ જન્મનાં આપણાં ગુણદોષ, સંયોગ, આચરણ વગેરે અગાઉથી તપાસી લેવાં જોઈએ. સામા-જિક પરિસ્થિતિની અસર ક્યાં અને કેટલી થાય છે તે પણ શોધી કાઢવુ જોઈએ. આટલુ કર્યા પછી પણ કોઈ ઘટનાની ઉત્પત્તિ ન મળે તો માબાપ અથવા વંશપરં-પરાગત મળેલા સંસ્કારો, સ્વભાવની ખૂબીઓ અને ખામીઓની શોધ કરવી

જોઈએ; જે વસ્તુનો કાર્યકારણભાવ આ જન્મમાં જ મળી શકે તેમ હોય, તેને પહેલાં શોધી કાઢવો જોઈએ. આ રીતે બધી દિશાઓમાં કોશિશ કર્યા પછી કાંઈ બચે તો માણસ કહી શકે કે કદાચ પૂર્વજન્મમાં બની ગયેલી કોઈ ઘટનાની અસર અહીં કામ કરતી હોય!

જેઓ પૂર્વજન્મમાં માને છે તેઓ પણ એમ નથી કહેતા કે અમે પૂર્વજન્મની વાતો જાણીએ છીએ. એટલે જ્યારે પૂર્વજન્મને આગળ કરીએ ત્યારે તેની સાથે 'હોય,' 'હશે' એવા શબ્દનો પ્રયોગ કરવો જોઈએ, 'છે' શબ્દ ક્યારેય ન વાપરવો. જ્યાં 'હોય' શબ્દનો પ્રયોગ થાય ત્યાં 'ન પણ હોય'નો સ્વીકાર થાય જ છે. સત્યની નિષ્ઠાને ખાતર અને બુદ્ધિની શુદ્ધિ માટે બન્ને વિકલ્પોની સંભાવનાનો સ્વીકાર કરીને જ આગળ વધવું જોઈએ.

પૂર્વજન્મ નથી એમ પણ આપણે નહીં કહી શકીએ, એટલે એ જ આધારે, પુનર્જન્મ છે એમ કહીને વધુ ચર્ચામાં ઊતરવું શોભાસ્પદ નથી. બૌદ્ધિક આળસને દૂર કરી ઉત્સાહપૂર્વક સત્યની શોધ કરતા જઈએ તો આપણને જીવનનું રહસ્ય પ્રાપ્ત થાય. સામા માણસને એથી જુદો કોઈ અનુભવ થયો હોય તો તે તેને મુબારક. સત્યનિષ્ઠ માણસ બધી જ રીતની ચોકસાઈ કરીને જ પગલું ભરશે અને સામા માણસની પ્રામાણિકતાનો સ્વીકાર કર્યા પછી પણ તેનાં મત અને માન્યતાઓનો ઝટ સ્વીકાર નહીં કરે.

પુનર્જન્મની કલ્પનાનું સેવન ભયમુક્ત નથી, એટલું સમજીને ચાલીએ તો બસ છે. આ વિવેચન કોઈની ટીકા કરવા માટે નહીં, પરંતુ મારી પોતાની સત્યનિષ્ઠા વધારે શુદ્ધ કરવા માટે લખ્યું છે.

ઑક્ટોબર, ૧૯૫૪

## ૨૮. પુનર્જન્મના સિદ્ધાંતનો દુરુપયોગ

સનાતન ધર્મને નામે રૂઢિની ઉપાસના કરનાર માણસોની જડતા ભયાનક છે.

કોઈએ વાત ઉડાડી કે કાકાસાહેબ પુનર્જન્મમાં માનતા નથી. મારા ધાર્મિક વિચારોનો જેમને પરિચય છે તેઓ આશ્ચર્યચકિત બનીને મને પૂછવા લાગ્યા, "તમને પુનર્જન્મમાં વિશ્વાસ નથી એ વાત સાચી છે, કાકાસાહેબ? તમારે મોઢે તો અમે એવું ક્યારે પણ સાંભળ્યું નથી. એવું કંઈ હોય તો તમે અમને તે કહ્યું જ હોત અને અમે તમારી સાથે ચર્ચા પણ કરી હોત."

મેં કહ્યું, "ચર્ચા પણ કરવાની જ છે. પણ પહેલેથી જ સ્પષ્ટ કરી દઉં કે પૂર્વજન્મમાં કે પુનર્જન્મમાં મને સંપૂર્ણ વિશ્વાસ છે. મોક્ષ મળતાં પુનર્જન્મની ખટપટમાંથી આપણે મુક્ત થઈએ છીએ, એ સાચું છે; છતાં સંતમતનો સ્વીકાર

કરીને હું ઈશ્વર પાસે પ્રાર્થના કરું છું કે હે દેવ! જો પ્રત્યેક જન્મમાં મને સંતનો સહવાસ મળવાનો હોય તો આનંદપૂર્વક તું મને ગર્ભવાસ આપજે. 'तुका म्हणे गर्भवासी सुखे घालावे आम्हासी'. મહાયાન બૌદ્ધ પ્રમાણે હું પણ પૂછું છું, એકલા એકલા મોક્ષ મેળવવામાં શો આનંદ છે? મુક્ત થવું હોય તો સૌને સાથે લઈને શા માટે મુક્ત ન થવું? નિત્યમુક્ત ઈશ્વર જો નીચે ઊતરીને અવતાર લઈ શકે તો મારો સનાતન આત્મા ઈશ્વરનું કાર્ય કરવાને માટે અને મુક્ત જીવનનો આનંદ લેવા માટે વારંવાર જન્મ લેવામાં સંકોચ શા માટે રાખે? પુનર્જન્મમાં મારો વિશ્વાસ છે, એટલું જ નહીં પણ અપુનર્ભવનો—મોક્ષનો—હું લોભી નથી. એટલે પુનર્જન્મની બાબતમાં મારા મનમાં અરુચિ પણ નથી. ગીતા પ્રમાણે અને બૌદ્ધમત પ્રમાણે હું પણ માનું છું કે આ લોક અનિત્ય છે, દુ:ખમય છે. પરંતુ વિશ્વસેવા કરતાં કરતાં જે દુ:ખ ભોગવવું પડે તે નિત્ય અને આનંદમય એવા ઈશ્વરની ભક્તિને બળે સહન કરવામાં આનંદ જ આવે. વારંવાર જન્મ લેવો પડે એવી બીક મેં કદી મનમાં રાખી જ નથી. જન્મ લીધા સિવાય જો આખા વિશ્વ સાથે ઐક્ય અનુભવાતું હોય અથવા વિશ્વની સેવા થઈ શકતી હોય તો વાત જુદી છે. પરંતુ ઇન્દ્રિયસુખને માટે અથવા તેની સાથેના આગના સ્વાદને માટે જન્મ લેવાની ઇચ્છા નથી."

આ રીતે મુખ્ય વાત સ્પષ્ટ કર્યા પછી પુનર્જન્મના વિષયમાં દિવસરાત બોલનારાઓ સાથે મારે ક્યાં તકરાર છે તે મેં સમજાવ્યું.

મેં કહ્યું, "મારી ભૂમિકા પ્રમાણે આ સૃષ્ટિમાં વિશ્વચૈતન્યે પોતાના આનંદને માટે અથવા લીલા માટે જીવનું રૂપ ધારણ કર્યું છે, અને વિવિધ રૂપે જીવનનો વિસ્તાર કરીને વિશ્વાત્મૈક્યની સાધના માટે સગવડ નિર્માણ કરી છે. તે ઈશ્વરની ભૂલ છે અથવા તેનો પ્રમાદ છે, એવું હું માનતો નથી. તેની આ લીલાનો એક અંશ બનવું અથવા સાથી બનવું એ જ મારું કામ છે."

જીવનનું અસ્તિત્વ, તેનો વિકાસ અને તેમાં દેખાઈ આવતો કાર્યકારણનો સાર્વભૌમ નિયમ સમજી લેવાને માટે માત્ર વંશપરંપરાનું કાર્ય પૂરતું નથી. મારા જન્મની સાથે મેં મારાં માબાપ પાસેથી અસંખ્ય સંસ્કાર મેળવ્યા છે. આપણે બધા આપણા સમાજ પાસેથી અસંખ્ય સંસ્કાર મેળવીએ છીએ. પરંતુ તેટલા ઉપરથી જીવનના બધા પ્રશ્નો ઊકલી જતા નથી એટલે પ્રત્યેક વ્યક્તિની વિશિષ્ટતા સમજી લેવાને માટે પુનર્જન્મ માન્યા સિવાય છૂટકો જ નથી. મનુષ્ય, પશુપક્ષી, કૃમિ, કીટક, જળચર, ખેચર વગેરે બધાં પ્રાણીઓ અને વનસ્પતિ તથા કીટાણુઓમાં પણ જે ઐક્ય છે તે અનુભવવા માટે અને તેનું રહસ્ય પામવા માટે વંશપરંપરાનો સિદ્ધાંત અને વિકાસવાદનો સિદ્ધાંત પણ પૂરતા નથી. તેથી પુનર્જન્મમાં માન્યા સિવાય બીજી કોઈ પણ રીતે વિશ્વ-વ્યવસ્થાનું સમર્થન થઈ શકતું નથી

જે લોકોને આત્માના અનુભવનો ઇન્કાર કરવો છે તમને વિકાસવાદથી અથવા વંશપરંપરાના સંબંધથી સંતોષ થતો હશે. આત્માને વચ્ચે લાવ્યા સિવાય જીવન-વ્યવસ્થાનો અર્થ કરનાર બૌદ્ધોને પણ સંસ્કાર સમુચ્ચયનો પુનર્જન્મ માનવો પડે છે.

આપણે પણ આત્માના અને પુનર્જન્મના અસ્તિત્વના પુરાવા શોધવા બેસવું તે બિનજરૂરી છે એમ માનીએ છીએ. કોઈ ન કોઈ રૂપ આત્માનો અનુભવ દરેકને થાય જ છે. અને મૃત્યુનો નિરપવાદ અનુભવ હોવા છતાં પણ આપણી નિત્યતાનો અનુભવ આપણે છોડી શકતા નથી. એટલું નહીં પણ એક જ જીવનના અનુભવથી જન્મગ્રહણનો હેતુ પૂરેપૂરો સફળ થાય છે એવું પણ આપણે માની શકતા નથી. જન્મનું પ્રયોજન ગહન છે અને તે જન્માંતરનો અનુભવ માગી લે છે.

હવે સનાતનધર્મી રૂઢિવાદી લોકો સાથે મને ક્યાં બનતું નથી, એનો જવાબ મારે અવશ્ય આપવો જોઈએ.

જીવનમાં કાર્યકારણ-સંબંધ આપણે હમેશાં જ શોધવો પડે છે. ભૌતિકવિજ્ઞાન, મનોવિજ્ઞાન અને સમાજવિજ્ઞાન જેવા વિજ્ઞાનની શાખા પ્રત્યેક ઘટનાનું કારણ ઊંડા ઊતરીને શોધવા મંડી ત્યારથી જ વિજ્ઞાને અદ્ભુત પ્રગતિ કરી છે. મજબૂત અથવા સંતોષકારક પુરાવા મળ્યા સિવાય કોઈ પણ વાતનો હું સ્વીકાર કરીશ નહીં, એવી પ્રતિજ્ઞા કરીને વિજ્ઞાનવાદી પ્રયોગવીર શોધ કરવા માંડતા અને તેથી જ્ઞાનના ક્ષેત્રમાં આટલી પ્રગતિ થઈ છે. આપણા રૂઢિવાદી સનાતનધર્મી જડ લોકો શોધ કરવાની અથવા પુરાવા શોધવાની મહેનત ન લેતાં પ્રત્યેક વાતમાં પૂર્વજન્મને વચ્ચે લાવે છે. અમુક વ્યક્તિનો સ્વભાવ આવો વિચિત્ર કેમ છે એવો પ્રશ્ન ઊભો થાય કે તરત જ તેઓ એમ કહીને છૂટી પડે છે કે 'આ પૂર્વજન્મનો સંસ્કાર છે.' આ જવાબમાં બૌદ્ધિક આળસ છે, પુરુષાર્થનો અભાવ છે. આ જડતાને આસ્તિકતા કહી શકાશે નહીં. હું કહું છું કે આજના આ જગતનાં અને આ જીવનનાં બધાં તત્ત્વોની આપણે તપાસ કરવી અને પ્રત્યેક ઘટના પાછળનાં ગુપ્ત કારણો શોધી કાઢવાં. શોધ કરવાના પુરુષાર્થની સામે કોઈ પણ વાત લાંબા સમય સુધી ગૂઢ કે અજ્ઞાત રહી શકશે નહીં, સંપૂર્ણ તપાસ કર્યા સિવાય આપણને સંતોષ થાય તે નકામું છે. આ પુરુષાર્થ કર્યા પછી જ આપણે પૂર્વજન્મના ક્ષેત્રમાં પ્રવેશ કરવો.

બૌદ્ધિક આળસની મદદમાં લેવાતા 'ખરા સિદ્ધાંતનો' હું વિરોધ કરતો નથી, પરંતુ તેના દુરુપયોગની નિંદા તો જરૂર કરીશ. જીવન-વ્યવસ્થા સમજાવતાં ડગલે ડગલે પુનર્જન્મનો સિદ્ધાંત આગળ કરનાર લોકોએ સમાજની જડતા વધારી દીધી છે. તેઓએ વિજ્ઞાનમા પ્રગતિ કરી નથી અને જીવનમાં કોઈ સુધારો પણ કર્યો નથી એટલે પુનર્જન્મનો આશ્રય લેનારા લોકોની જડતાનો હું હમેશાં વિરોધ કરતો આવ્યો છું.

બીજી પણ એક વાત છે – પૂર્વજન્મમાં માનવું તે જુદું અને પૂર્વજન્મની વાત પોતાને સમજાય છે એમ કહેવું તે જુદું: કાર્યકારણભાવ અને ધર્મનો અટલ

સિદ્ધાંત સમજાવતી વખતે આપણાં પુરાણોએ અનેક લોકકથાઓ તેમ જ કાવ્યમય પ્રસંગો છટાથી રજૂ કર્યા છે. તેમાં માનવજાતનો અનુભવ, લોકોનો ભ્રમ, કવિની કલ્પના, આ બધાની ખીચડી છે. આ કથાઓ અક્ષરેઅક્ષર ખરી છે એમ માનવું એ ધાર્મિકતાનું લક્ષણ નથી, પણ જડતાનું અને મૂર્ખતાનું લક્ષણ છે. જૂના જમાનાના જ્ઞાનીઓ સમજાવતા કે કોઈ પણ કથા સાચી છે એમ માનવાને કારણ નથી. પરંતુ તે બોધદાયક છે. ભોળા લોકો જ તેને સાચી માને છે, અને જે લોકો તેને સાચી માનતા નથી તેઓને તે નાસ્તિક કહે છે. કેટલાક લોકો પોતાના ઉપર નાસ્તિકતાનો આરોપ ન આવે એટલા માટે પૌરાણિક વાતોમાં તેમને વિશ્વાસ ન હોવા છતાં વિશ્વાસ હોવાનો ડોળ કરે છે. તે લોકો જાતજાતના અન્યાયનું અને અનાચારનું સમર્થન કરવાને માટે પૂર્વજન્મને વચ્ચે લાવે છે.

એનું એક ભયાનક ઉદાહરણ આપવું પડે તો તે અસ્પૃશ્યતાનું આપી શકાય. હરિજનો ઉપર આપણે પેઢી-દર-પેઢી અન્યાય કર્યો. તેમને અસહાય બનાવી મૂક્યા. આ અધર્મ અને પાપનું સમર્થન કરતાં સનાતનીઓ કહે છે કે "તમે પૂર્વજન્મમાં મોટાં પાપ કર્યાં હતાં તેથી અસ્પૃશ્યોની જાતિમાં તમે જન્મ્યા છો. તમારા આ જન્મમાં નમ્રતાપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક ઊંચવર્ણના લોકોની સેવા કરો. પાપનું પ્રાયશ્ચિત્ત ગણીને બધા અન્યાય તમે સહી લેશો તો સાત જન્મ પછી તમને સવર્ણ જાતિમાં જન્મ મળશે."

બ્રહ્મદેવના દરબારના આ કારભારીઓ કે વ્યવસ્થાપકો પ્રત્યેકના પૂર્વજન્મની વાત જાણે છે એટલું જ નહીં પણ ચોકસાઈપૂર્વક તેનો ખુલાસો પણ આપે છે! આજ સુધી દબાયેલા લોકો જાગ્રત થઈને ચિડાયા છે અને સનાતન ધર્મની આ ક્રૂરતાનો બદલો લેવા લાગ્યા છે, એટલે હવે આ સનાતનીઓને પણ સમજાશે કે પોતાનાં પૂર્વજન્મનાં મહાપાપોનું જ ફળ તેઓ ભોગવી રહ્યા છે.

ત્રીજું ઉદાહરણ આપતાં થોડો સંકોચ થાય છે. પરંતુ તે આપ્યા સિવાય છૂટકો નથી. ધર્મનો ઇજારો રાખનારા કેટલાક માણસો 'શાસ્ત્રોની' વાતો લોકોને કહીને સમાજમાં ગુરુનું સ્થાન લે છે, દક્ષિણા મેળવે છે અને શિષ્યોના જીવનક્રમ ઉપર સારું ધ્યાન રાખે છે. એવા એક ધર્મગુરુનો એક શ્રીમંત શિષ્ય હતો. તે એક દિવસ ગુરુ મહારાજ પાસે જઈને કહેવા લાગ્યો, "આજ સુધી મારું ગૃહસ્થજીવન સારી રીતે પસાર થયું છે, પરંતુ હાલ મારા પાડોશમાં એક કુટુંબ આવીને રહ્યું છે. તે કુટુંબમાંની એક પરણેલી સ્ત્રી પ્રત્યે મારા મનમાં આકર્ષણ જન્મ્યું છે. આ આકર્ષણ પરસ્પર છે એવું પણ મને લાગે છે. હું તમારો શિષ્ય છું. તમે આપેલા મંત્રનો હું નિયમિતપણે જપ કરું છું. તો આવી જાતનું અનુચિત ધર્મબાહ્ય આકર્ષણ મારા મનમાં જન્મ્યું શી રીતે? આપ ત્રિકાળજ્ઞાની છો. તો આ પાપવાસનાનું કારણ શું તે મને કહો."

ત્રિકાળજ્ઞાની ગુરુએ કહ્યું, "આ વાતમાં મને આશ્ચર્ય લાગતું નથી. પૂર્વજન્મમાં તમે બંને પતિ-પત્ની હતાં. તે વેળાના પ્રાકૃત સંસ્કારોના આ અવશેષ છે. એ કારણે એ લોકો તમારા પાડોશમાં આવીને રહ્યાં છે. તારા જપ તો ચાલુ જ છે. હવે નવગ્રહદાન કર. બધું ઠીક થઈ જશે." શિષ્યને પોતાની દુર્બળતા માટે સમર્થન મળ્યું. પૂર્વજન્મમાં બનેલી વાત આપણને યાદ રહેતી નથી તે સાચે જ ઈશ્વરની મોટી કૃપા છે. આ જન્મના સંબંધો જ સારી રીતે ટકાવવા જ્યાં મુશ્કેલ છે ત્યાં પૂર્વજન્મની વાતો કરીને જીવનને શા માટે જટિલ બનાવવું? ગુરુ મહારાજ તે પડોશીને ઘેર જઈને કહેશે, "તારી પત્ની પૂર્વજન્મની તારી બહેન છે એટલે તેની સાથે તે જ પ્રકારનો સંબંધ તારે રાખવો જોઈએ, નહીં તો જીવન મલિન થશે."

ગુરુ મહારાજને આ લોકોના પૂર્વજન્મનું જ્ઞાન થયું તેની પહેલાં તે લોકોને જે સંતાન થયાં હતાં તેમનું હવે શું?

પૂર્વજન્મ, પુનર્જન્મ અને જન્માંતર તત્ત્વતઃ સાચાં છે. સિદ્ધાંત તર્કયુક્ત છે. કોઈ વળી કહેશે અનુભવસિદ્ધ પણ છે. પરંતુ આ સિદ્ધાંતને લીધે સામાજિક અન્યાયોનું, વ્યક્તિગત દુર્બળતાનું અને દુરાચારનુ સમર્થન જ થતું હોય તો આ *સિદ્ધાંતની મર્યાદા નક્કી કરવી પડે, નહીં તો ધર્મને નામે અધર્મ ફેલાય અને* બધે અનવસ્થા ઊભી થાય. આપણા દેશમાં સંતોની કૃપાથી આટલી ધાર્મિકતા ફેલાઈ છે ને તે છતાં સમાજમાં પ્રાણહીન જડતા, લજ્જાસ્પદ મૂર્ખતા અને સાર્વભૌમ દાંભિકતા શી રીતે પેદા થઈ તેનાં કારણો પણ શોધી કાઢવાં પડશે. ગીતામાં કહ્યું જ છે કે અધર્મમાં માનનારી તમોગુણી જડબુદ્ધિ ઉત્તમોત્તમ સિદ્ધાંતોનો પણ વિપરીત ઉપયોગ કરે છે.

૧૯૬૬

## ૨૯. પૂર્વજન્મ અને અંધ જડ-શ્રદ્ધા

ભારતીય તત્ત્વજ્ઞાનમાં, દર્શનપરંપરામાં અને આધ્યાત્મિક સાધનામાં મોક્ષની કલ્પનાનું પ્રાધાન્ય છે. મોક્ષમાં ન માનનાર પક્ષનું અહીં કશું જ ચાલતું નથી. બધે મોક્ષની કે નિર્વાણની બોલબાલા દેખાય છે.

મારા જેવા કોઈક નવીન ચિંતકો મોક્ષમાં માને છે ખરા, પણ અંતિમ સાધ્ય તરીકે નહીં. આવશ્યક સાધન તરીકે તેનો સ્વીકાર કરે છે. મારા અભિપ્રાય મુજબ મોક્ષ એટલે કામક્રોધાદિ છ અથવા વધારે દોષોમાંથી મુક્તિ. મુક્તિનો અર્થ છે બંધન તૂટી જવાં તે. બંધન હોય તો મારી પ્રગતિ અટકે, હું ઈષ્ટ દિશામાં પ્રગતિ કરી શકું નહીં. એટલે બંધનો મારે દૂર કરવાં જ રહ્યાં. બધાં બંધનો છૂટી જતાં 'હવે મારે કશું જ કરવાનું નથી' એમ કહીને જો મુક્તિના કેફમાં હું સ્વસ્થ બનીને

બેસું તો એવી મુક્તિનો કશો અર્થ રહેતો નથી. મુક્ત થયા પછી જ હું મનગમતી સેવા કરી શકું. બીજાઓને મુક્ત બનવામાં મદદ કરી શકું. સાર્વત્રિક મોક્ષના વાતાવરણ સિવાય મારા વૈયક્તિક મોક્ષનો કશો અર્થ નથી. મુક્તિ એટલે સર્વમુક્તિ.

જે પ્રમાણે માત્ર વ્યક્તિનો ઉદય સમાજને તાપરૂપ, શાપરૂપ અથવા પાપરૂપ બની શકે—સર્વોદય જ ખરો ઉદય છે—તે જ પ્રમાણે મુક્તિ જ્યારે સર્વમુક્તિ તરફ પ્રયાણ કરે છે ત્યારે જ તે પરિપૂર્ણ થાય છે. મોક્ષની સાધના જ્યારે સાર્વભૌમ સંસ્કૃતિનું સ્વરૂપ ધારણ કરશે ત્યારે જ ખરી મુક્તિ સિદ્ધ થશે. સર્વોદય અને સર્વમુક્તિ એ બંને સાથે સાથે ચાલનારી સાધના છે.

મોક્ષની વ્યાખ્યા કરનાર લોકોએ મોક્ષ એટલે જન્મમરણની ખટપટમાંથી મુક્ત થવું એવું ક્યારેક કહ્યું હોવાનું જણાય છે. આ કલ્પના સાથે પુનર્જન્મની કલ્પના સંકળાયેલી છે. વ્યક્તિ જન્મ લે છે, સારીનરસી પ્રવૃત્તિ ચલાવે છે અને છેવટે મરી જાય છે. એ પ્રમાણે એક જીવન પૂરું થઈ જાય છે. એ જ, વ્યક્તિ ફરી વાર આ જન્મના બધા સંસ્કાર, કર્મફળ અને પાપપુણ્ય સાથે નવો જન્મ લે છે. આ કલ્પના સાથે એક પ્રશ્ન ઉદ્ભવે છે કે માણસ મરી જાય તે પછી તેનું સંપૂર્ણ જીવન સમાપ્ત થાય છે? કે તેનો કેટલોક અંશ બાકી રહે છે, જે નવો જન્મ લઈને નવી જીવનયાત્રા, નવીન જીવનસાધના આગળ ચલાવે છે?

કઠોપનિષદમાં તરુણ નચિકેતાએ મૃત્યુના સ્વામી યમરાજને આ જ પ્રશ્ન પૂછ્યો હતો. "માણસ મરણ પામે તે પછી તેનું વ્યક્તિત્વ રહે છે એમ કેટલાક માણસો કહે છે, અને નથી રહેતું એમ પણ બીજા કેટલાક માણસો કહે છે. મૃત્યુ પછી શું થાય છે, તેની માહિતી હે યમરાજ! તમારી પાસે છે. તમે જ મને કહો કે મૃત્યુ પછી વ્યક્તિત્વ રહે છે કે નથી રહેતું? અને રહેતું હોય તો તેનું શું થાય છે?" યમરાજાએ પહેલાં તો પ્રશ્ન ટાળવાનો પ્રયત્ન કર્યો, પરંતુ નચિકેતાએ તે છોડ્યો નહીં, ત્યારે યમરાજાએ કહ્યું કે "માણસ મરી જાય તે પછી એનો આત્મા રહે છે. આ આત્મા યથાકર્મ, યથાશ્રુતમ્ અને યથાપ્રજ્ઞમ્ નવો જન્મ લે છે. આ પ્રમાણે જન્મમરણની પરંપરા ચાલુ જ રહે છે. પરંતુ માણસ જ્યારે મોક્ષની સાધના કરે છે ત્યારે તેને 'અનેક-જન્મ-સંસિદ્ધ મોક્ષ' મળે છે, તે પછી તેને નથી જન્મ અને નથી મરણ. તે પરમાત્મામાં વિલીન થઈ જાય છે. આ મનુષ્યની અંતિમ સ્થિતિ અથવા અવસ્થા છે. જે સ્થિતિમાં વ્યક્તિત્વનો નાશ થાય છે તે સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી ફરી વાર જન્મ લેવો પડતો નથી. એ જ મોક્ષ છે."

* આ વિચારસરણીના મૂળમાં પૂર્વજન્મો એટલે કે જન્મપરંપરાની કલ્પના દૃઢમૂળ છે. મૃત્યુની પછી જે બાકી રહે છે તેને વેદાંતીઓ જીવાત્મા કહે છે. આત્મામાં ન માનનારા બૌદ્ધો તેને 'સમુચ્ચય' કહે છે. આ સમુચ્ચય જ નવો જન્મ ધારણ કરે છે. જ્યાં સમુચ્ચય રહેતો નથી તે સ્થિતિનું 'નિર્વાણ' એવું નામ છે.

હાલના લોકોએ નચિકેતાની માફક જ એક પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે. તેઓ પૂછે છે કે મૃત્યુ પછી અસ્તિત્વ રહે છે ખરું? મૃત્યુ પછી માણસના મનને અથવા સંસ્કારને આધાર આપનાર એકાદ તત્ત્વ છે ખરું? જેનું મૃત્યુ થયું એ જીવાત્માને નવો જન્મ મળે છે એવી કલ્પનાને માટે કશો પુરાવો છે ખરો?

તત્ત્વજ્ઞાનના ઉપાસક દાર્શનિકો કલ્પના દોડાવી જે જવાબ આપે છે તે કેટલાક લોકોને માન્ય છે અને કેટલાક લોકોને માન્ય નથી. એવાઓને કહેવામાં આવે છે કે "એવી વ્યક્તિ પણ છે કે જે જન્મ લે તે પછી થોડો પણ વિચાર કરવાની અને બોલવાની શક્તિ આવતાંની સાથે આ જન્મ પહેલાં હું અમુકને ત્યાં અમુક કુટુંબમાં હતો એમ કહી શકે છે. ત્યાંનાં પોતાનાં માબાપનાં અથવા સગાંવહાલાંનાં નામ પણ તે આપી શકે છે. એટલું જ નહીં પરંતુ તે સમયે (એટલે કે તેના પૂર્વજન્મમાં) બનેલી કેટલીક ઘટનાઓનો ઉલ્લેખ તે કરી શકે છે. કેટલાક સમય પછી આ બધી વાતો તે ભૂલી પણ જાય છે."

જેમને પૂર્વજન્મની વાતો, ભલેને થોડા સમયને માટે પણ, યાદ આવે છે તેમને આપણા જૂના ગ્રંથોમાં 'જાતિસ્મર' કહ્યા છે.

જાતિસ્મરનું જો એકાદ સાચું ઉદાહરણ મળી શકે તો પુનર્જન્મ સાબિત થઈ શકે એમ માનનાર માણસો મળે છે. વર્તમાનપત્રોમાં કોઈક વાર જાતિસ્મરોની વિગતો પણ વાંચવા મળે છે. તે કેટલી સાચી છે તેની તપાસ કરનારા પણ ક્યારેક નીકળી આવે છે. કેટલાક માણસો તપાસ કરવા ગયા હોય તો તેમનું સમાધાન થયું હોતું નથી. અમસ્તો પોતાનો કક્કો ખરો કરવો, નાની વાતને મોટું રૂપ આપવું એવું જ ઘણે ભાગે ચાલતું હોય છે. મોટા ભાગની વાતો તો માત્ર સાંભળેલી જ હોય છે. વિશ્વાસપાત્ર ઉદાહરણ ક્યારેક જ ક્યાંક સાંપડે છે. કેટલાકનું કહેવું એવું છે કે જાતિસ્મરનું એકાદ ઉદાહરણ સાંપડે તોપણ તે પરથી જે અનુમાનો કરવામાં આવે તેમાં અતિશયોક્તિ ઘણી હોય છે.

હાલ આપણે ત્યાં કેટલાક માણસો પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો પાસેથી શિક્ષણ મેળવીને ભૌતિકવિજ્ઞાન અને મનોવિજ્ઞાનમાં પારંગત થયેલા જોવા મળે છે. આ લોકો પશ્ચિમે બતાવેલી કસોટી ઉપર જન્મપરંપરાની કલ્પનાને કસી જુએ છે. આ પ્રકારની કસોટી કર્યા પછી એ વિદ્વાનો એવા નિર્ણય ઉપર આવ્યા છે કે જન્મપરંપરાની કલ્પના સાચી છે એવું આપણે દૃઢતાપૂર્વક કહી શકીશું નહીં. એની સાથે એ કલ્પના ખોટી છે એવા પણ દૃઢ નિર્ણય ઉપર આવી શકાશે નહીં. બુદ્ધિને અને અનુભવને જ અંતિમ નિર્ણાયક તત્ત્વ માનનારી આ તર્કકઠોર પાશ્ચાત્ય વિજ્ઞાનવિદ્યા આ વિષયમાં પોતાનું સંશોધન કરીને અને ઉપલબ્ધ પુરાવાને આધારે આ છેડાનો અથવા પેલા છેડાનો નિર્ણય આપે. એ જ્યારે થાય ત્યારે ખરું. ત્યાં સુધી આપણે આ જન્મપરંપરાની કલ્પનાના ગુણદોષનો અને લાભહાનિનો વિચાર કરતા રહીશું.

મારું અધ્યયન, ચિંતન અને અનુભવ જોતાં હું તત્ત્વત: પૂર્વજન્મ અને જન્મ-પરંપરામાં માનું છું. આપણને જીવનમાં જે વૈવિધ્ય—અનંત વૈવિધ્ય—મળે છે તેનું કારણ સમજાવવાનો પ્રયત્ન કરતી વખતે બે જાતનાં સંશોધન આપણે કરી શકીએ.

મારું શરીર મને મારાં માબાપ પાસેથી મળ્યું છે. એટલે કે શરીરમાંની ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર માબાપને લીધે મને મળ્યાં છે. તે પછી આહાર મળવા લાગ્યો. વહાલાંનો સહવાસ મળ્યો. ભાષા મળી. સામાજિક સંસ્કાર મળ્યા. મારું શરીર, તેના ગુણદોષ, તેની શક્તિ અને તેની મર્યાદા એ બધું મને મારા જન્મદાતા પાસેથી મળ્યું. આ ક્ષેત્રમાં વૈજ્ઞાનિક સંશોધન થઈ શકે. થોડુંક થયું પણ છે તે ઉપરથી એમ લાગે છે કે કોઈ કોઈ ગુણદોષ ને કોઈ કોઈ સંસ્કાર એક પેઢી વટાવીને બીજી પેઢીમાં પ્રગટ થાય છે. આનો અર્થ એવો થાય કે કેટલાક ગુણદોષ, રોગ, શક્તિ-અશક્તિની વિશિષ્ટતા વગેરે જે કાંઈ મારામાં જોવા મળે છે તે મને મારાં માબાપ પાસેથી નહીં, પણ મારા દાદા પાસેથી મળેલાં છે. અંગ્રેજીમાં આને atavism કહે છે. લૅટિન ભાષામાં atavus એટલે વડદાદાના વડદાદા. આ પ્રકારે વંશપરંપરાથી જે સંસ્કાર આપણને મળે છે તેમની બાબતમાં વૈજ્ઞાનિક પદ્ધતિએ સંશોધન થઈ શકે. જ્યારે આ આનુવંશિકતાનું સંશોધન થયા પછી સંતોષકારક કાર્યકારણભાવ સાંપડતો નથી, ત્યારે જ જન્માંતરના ક્ષેત્રમાં સંશોધન કરવું આવશ્યક ઠરે છે. આનુવંશિક સંસ્કારોનું સંશોધન વૈજ્ઞાનિક પદ્ધતિથી થઈ શકે. એથી આ સંશોધનને પહેલાં તો સંપૂર્ણ અવકાશ આપવો જોઈએ.

આપણા પૂર્વજોએ આપણી સંપૂર્ણ સંસ્કૃતિ અને આનુવંશિક સંસ્કાર-પરંપરાનું સંશોધન પૂરતા પ્રમાણમાં કદી કર્યું જ નથી. ઊલટું, આળસને લીધે જન્મપરંપરાનો આંધળો આશ્રય લેવાનો સહેલો માર્ગ સ્વીકાર્યો છે. પૂર્વજન્મના સંસ્કાર શોધવાનો કોઈ પણ માર્ગ આપણી પાસે નથી. આ ક્ષેત્રમાં માત્ર કલ્પના જ થઈ શકે. સંતપુરુષો અને ઋષિમુનિઓનાં નામો આગળ કરીને તેમની યોગશક્તિનો અથવા તેમના ત્રિકાળજ્ઞાનનો જયજયકાર કરીને આપણને ઠીક લાગે તે રીતે આપણી વાત કહી શકીએ. આ સસ્તો ધંધો આપણા પુરાણકારોએ અને ધર્મપ્રચારકોએ મોટા પ્રમાણમાં અજમાવી જોયો છે. તેઓએ લોકોની શ્રદ્ધાનો લાભ ઉઠાવી બુદ્ધિની જડતાને જ પ્રોત્સાહન આપ્યું છે. 'શાસ્ત્રગ્રંથોમાં જે લખાણ મળે છે તે અતીન્દ્રિય દૈવી પ્રેરણાથી જ લખાયું છે. આ જ્ઞાન યોગશક્તિને બળે સમાધિમાં પ્રાપ્ત થયું હતું. ઈશ્વરે જાતે જ તેને મનમાં પ્રગટ કર્યું. ઈશ્વર અને ઈશ્વરે મોકલેલા સઘળા જ વિશ્વાસપાત્ર, સર્વજ્ઞ અને પરમ આપ્ત છે.' આવા પ્રકારની દલીલો આગળ કરીને લોકોને અસહાય બનાવી મૂકવા એ સહેલું છે. 'ઈશ્વર બધું કરી શકે છે. તેને માટે અશક્ય કશું નથી. ઈશ્વરના દૂત જે કહે તે ઈશ્વરવચન છે. તેનું પ્રામાણ્ય સ્વત:સિદ્ધ છે.' એવી ચર્ચા ચલાવી સ્વધર્મમાં લોકોની જડ શ્રદ્ધાનો એટલો મોટો પ્રચાર થયો કે આધ્યાત્મિક સત્યની શોધ કરવી તે કારણે લગભગ અશક્ય બની ગઈ છે.

આ જન્મમાં જે ઘટનાનાં કારણ શોધતાં નથી તે શોધવાને માટે તરત જ પૂર્વજન્મ તરફ દોટ મૂકવાની આપણા લોકોને આદત પડી ગઈ છે.

પૂર્વજન્મનો અથવા પુનર્જન્મનો સિદ્ધાંત સાચો હોઈ શકે. આ સિદ્ધાંતને બાજુએ ખસેડી દઈને નૈતિક જીવનની મીમાંસા પૂરેપૂરી થઈ શકે નહીં. કર્મકારણ-સિદ્ધાંત પણ જન્મપરંપરાના સિદ્ધાંતને માનવાની ફરજ પાડે છે. એટલે આ સિદ્ધાંત આપણે સ્વીકારીશું ખરા, પરંતુ આ સિદ્ધાંતને આધારે પુરાણોમાં ધર્મોપદેશકોનાં વ્યાખ્યાનોમાં અથવા ધર્મગ્રંથોમાં પુનર્જન્મની વાતોનો જે વિસ્તાર મળે છે તે માનવાની જરૂર નથી. ધર્મબોધને માટે 'પંચતંત્ર' અથવા 'હિતોપદેશ' જેવા પણ ગ્રંથો લખાયા છે. આવા પ્રકારની વાતો લખવાની પુરાણકારોને અને પુરાણના સંગ્રહકારોને પહેલેથી જ આદત છે. આવી વાતોમાંથી કશોક સારો બોધ મળતો હોય તો તે ગ્રહણ કરવો, પરંતુ આ વાતોને ઐતિહાસિક ઘટનાઓ ગણી લેવાની જડતા અથવા ભૂલ આપણે કરવી નહીં. આધ્યાત્મિક કાર્યકારણસંબંધ સાબિત કરવાને માટે દરેક વખતે જન્મપરંપરાના સિદ્ધાંતનો ઉપયોગ આપણે ન કરવો. એ માર્ગ છેતરામણો છે. સદાચારનો પાયો શિથિલ કરનારો છે. અંધશ્રદ્ધાને પોષણ આપનારો છે. કોઈકે કહ્યું છે કે અંધ જડશ્રદ્ધા અશ્રદ્ધા કરતાં વધારે ખરાબ છે.

૧૯૬૮

# ૩૦. સ્વર્ગ શું છે?

સ્વર્ગ અને નરક વિશે અત્યાર સુધીમાં એટલું બધું લખાયું છે કે એ લખનારા બંને સ્થળે ખાસ્સો સમય રહી ચૂક્યા હોય એમ લાગે. સ્વર્ગ અને નરકનાં આટલાં વિસ્તૃત વર્ણન વાંચ્યા પછી આમ લાગે એમાં આશ્ચર્ય નથી. આ ધરતીની ભૂગોળ અને એ ધરતી ઉપર વિચરનારા માનવોનો ઇતિહાસ લખતી વખતે કેટકેટલી તકલીફ ઉઠાવવી પડે છે! ભૂગોળવેત્તાઓ જીવને જોખમે શોધખોળ કરતા હોય છે. ઇતિહાસકાર પ્રાચીન અવશેષોને ચૂસી ચૂસીને ઇતિહાસનુ અન્વેષણ કરે છે. તે છતાં તેમના ઉપર પૂરો વિશ્વાસ બેસતો નથી. પરંતુ આ પુરાણકારોને તો સ્વર્ગ અને નરકનાં ઇતિહાસ અને ભૂગોળનો ખૂણેખૂણો જાણીતો છે!

શું સાચે જ સ્વર્ગ અને નરક જેવા 'લોક' છે? આપણે સાંભળીએ કે વાંચીએ છીએ કે મરણ પછી લોકો સ્વર્ગ કે નરકમાં જાય છે. પરંતુ ત્યાંની હકીકત જણાવવા ત્યાંથી કોઈ પાછું આવ્યું હોય એવું આપણે નથી સાંભળ્યું કે નથી વાંચ્યું તો પછી પુરાણકારોને આટલી વિગતવાર જાણકારી ક્યાંથી મળી? કેટલાક માણસો આ વાતોને કવિ-કલ્પના ગણાવીને છૂટી જાય છે. પરંતુ એમ તો નહીં જ કહેવાય કે સ્વર્ગ કે નરક જેવી કોઈ વસ્તુ જ નથી. જો કર્મનો સાર્વભૌમ સિદ્ધાંત સ્વીકારીએ તો સ્વર્ગ અને નરકને પણ માનવાં જ પડશે.

પ્રત્યક્ષ જ્ઞાન જ સાચું જ્ઞાન છે અને આનુમાનિક બધું જ ખોટું છે એમ માનવું ખોટું છે. ઇન્દ્રિયજન્ય જ્ઞાનમાં જે પ્રકારે ભૂલો થઈ શકે તે જ પ્રકારે અનુમાનમાં પણ ભૂલો થઈ શકે. એમાં શંકા નથી. પરંતુ એ જ્ઞાન સ્વરૂપથી ઓછું છે એમ કહી શકાય નહીં. અનુમાનનો આધાર પ્રત્યક્ષ પર છે. વળી, અનુમાનનું ક્ષેત્ર એટલું બધું વિશાળ છે કે પ્રત્યક્ષ જ્ઞાનમાં જો ભૂલ ન થઈ હોય તો તેને આધારે તારવેલાં અનુમાનોમાં ભૂલ સંભવિત ન હોવી જોઈએ. આ સત્ય એટલું પરિચિત બની ચૂક્યું છે.

આપણે આપણા જીવનની પરિપાટીનું નિયંત્રણ જે પ્રકારે કરીએ છીએ, તે જ પ્રકારે આપણી બહાર આવેલા આ વિશ્વનું પણ નિયંત્રણ કરનારી કોઈ શક્તિ હોવી જ જોઈએ, એવું પિંડબ્રહ્માંડ-ન્યાયથી સિદ્ધ થાય છે, કેમ કે પિંડ અને બ્રહ્માંડમાં તત્ત્વતઃ કોઈ ભેદ નથી. દ્વૈત નથી.

સૃષ્ટિનો વ્યવહાર તપાસી જઈએ તો ત્યાં કર્મનું સાર્વભૌમત્વ માલૂમ પડે છે. કર્મ અને તેનું ફળ બંનેનો સંબંધ સનાતન છે, અટળ છે, એવો અનુભવ થતા અને કર્મનું ફળ મળવું જ જોઈએ એ વાત ઉપર વિશ્વાસ બેસી ગયા પછી સ્વર્ગ અને નરકની માન્યતા જ રહે છે, પરંતુ આ સ્વર્ગ અને નરકનું સ્વરૂપ કેવું હશે તે પ્રશ્ન તો ઊભો જ રહે છે.

આપણને જાગૃતિનો અનુભવ છે. વળી રોજે પણ અનુભવ છે કે જ્યારે ગાઢ નિદ્રા આવતી નથી ત્યારે સ્વપ્નાવસ્થામાં સ્વપ્ન આપણને આવે છે. લોકો માને છે કે આ અનુભવોમાં જાગૃતિનો અનુભવ સત્ય છે અને સ્વપ્નનો અનુભવ મિથ્યા છે. પણ આપણે એવું શા માટે માની લેવું? બંને અનુભવ જ છે, અને પોતપોતાની દશામાં સત્ય છે. ભેદ માત્ર એટલો જ છે કે સ્વપ્નનો અનુભવ ક્ષણિક હોય છે અને જાગૃતિનો દીર્ઘકાલીન. બીજી પણ એક વિશેષતા છે. તે એ કે સ્વપ્નનો અનુભવ જાગૃતિમાં બાકી રહેતો નથી. જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા—આ ચાર અવસ્થાઓમાંથી માત્ર તુર્યાવસ્થાનો જ અનુભવ સત્ય છે એમ કહેવામાં આવે તેમાં કશી મુશ્કેલી નથી. પરંતુ બાકીની ત્રણ અવસ્થાઓમાંથી એકને સત્ય માનીએ તો બીજી બંનેને પણ સત્ય માનવી જ પડશે. આ વાત ધ્યાનમાં રાખીને હવે આપણે બીજી બાજુથી આ પ્રશ્નનો થોડો વિચાર કરીએ.

આપણે રોજ રાત સૂઈ જઈએ ત્યારે જાગૃતિ ભુલાતાં શરીરને થોડો આરામ મળે છે અને તે તાજું થાય છે. ઊંઘ ઘસઘસાટ આવે તો મનને પણ વિશ્રામ મળતાં તે પણ તાજું થાય છે.

પરંતુ જેમ જાગ્રત અવસ્થામાં તેમ ઊંઘમાં પણ શરીરનો કારભાર તો ચાલે જ છે, કેમ કે શરીર જીવતું છે. એનો અર્થ એવો થાય કે પ્રાણને વિશ્રાંતિ મળતી નથી. તેને અખંડ કામ કરવું પડે છે. પરંતુ આ પ્રાણને પણ ક્યારેક તો વિશ્રાંતિની જરૂર પડવાની જ. એ વિશ્રાંતિ તેને ક્યારે મળે? જે રીતે જાગૃતિને

ભૂલીને આપણે સૂઈ જઈએ તે જ રીત શરીરનું વિસર્જન કરીને પ્રાણને પણ વિશ્રામ આપવો જોઈએ. એ માટે મૃત્યુની યોજના થઈ છે. જેટલી આવશ્યકતા ઊંઘની છે તેટલી જ આવશ્યકતા મૃત્યુની પણ છે. શરીરને માટે ઊંઘ જેટલી પૌષ્ટિક છે તેટલું જ પ્રાણ માટે મૃત્યુ પૌષ્ટિક છે. જીવનથી થાકેલા માંદા માણસોને યોગ્ય સમયે મૃત્યુ આવે તે ઇષ્ટ છે.

જીવન એક ક્ષણ ન હોતાં એક સમયગાળો છે, દીર્ઘકાલાવધિ છે. તે જ રીતે મૃત્યુ પણ એક ક્ષણ ન હોતાં સુદીર્ઘકાલાવધિ હોવું જોઈએ. જાગ્રત અવસ્થાનો થાક દૂર કરવા માટે જેમ આપણે સારી પેઠે ઊંઘવું જોઈએ તેમ લાંબું જીવ્યા પછી ઉત્સાહથી મરણનું સ્વાગત કરવું જોઈએ.

ઊંઘમાં અનુભવ, કલ્પના, વાસના વગેરેના યોગથી સારાંમાઠાં સ્વપ્નાં આવે છે. તે રીતે મરણકાળે જીવને જે સારાંમાઠાં સ્વપ્નાં આવે તેને સ્વર્ગ અને નરક કહે છે. સ્વપ્નમાં જેમ સ્વપ્ન સત્ય હોય છે, તે રીતે સ્વર્ગ અને નરક પણ પોતપોતાને સ્થાને સત્યરૂપ હોય છે. સારાંમાઠાં સ્વપ્નાંનો ભંગ કરી આપણે જાગ્રત થઈએ છીએ અને ઊંઘ આવી તે પહેલાંની જાગૃતિની કડી પકડી પુરુષાર્થને આગળ વધારીએ છીએ, એ જ રીતે મરણકાળે અનુભવેલ સ્વર્ગ કે નરક પૂરું કર્યા પછી માણસનો પુનર્જન્મ થાય છે. પૂર્વકર્મ અનુસાર સારોમાઠો જન્મ મળતાં તેનો પુરુષાર્થ અગાઉ જ્યાંથી અટક્યો હતો ત્યાંથી આગળ ચાલે છે. સ્વર્ગ અને નરક પુરુષાર્થની કર્મભૂમિ નથી, બલકે વાસનાઓની ભોગભૂમિ છે, એટલે પુણ્ય કે પાપ અનુસાર સુખદુ:ખનો અનુભવ થતો હોવા છતાં તેમનો (પુણ્ય અને પાપનો) ક્ષય થતો નથી. પાપપુણ્યનો હિસાબ પુનર્જન્મ વખતે હાથમાં લઈને જ આગળ વધવાનું હોય છે.

ડિસેમ્બર, ૧૯૫૩

## ૩૧. મરણોત્તર જીવનની સ્પષ્ટ કલ્પના

સ્વર્ગ અને નરકનાં વર્ણનો ઇતિહાસ-ભૂગોળ-પુરાણોમાં પુષ્કળ વાંચવા મળે છે. જે પ્રમાણે હિંદુસ્તાનની ઉત્તરે તિબેટ છે, દક્ષિણે લંકા છે, સાત સમુદ્રને પેલે પાર અંગ્રેજોનો 'શ્વેતદ્વીપ' છે, તે જ પ્રમાણે વાદળની પેલી બાજુ આકાશમાં સ્વર્ગ-ભૂમિ કરીને એકાદ દેશ હશે અને તેમાં દેવ રહેતા હશે એવો ખ્યાલ પુરાણોમાંનાં વર્ણનો ઉપરથી આવે છે. પૃથ્વી ઉપરના દેશો પૃથ્વીની પીઠ ઉપર એકમેકની પાસે વસેલા છે. સ્વર્ગમાં ઇન્દ્રલોક, ચંદ્રલોક, ગોલોક, વિષ્ણુલોક વગેરે આગબોટની ડેક અથવા કેબિન પ્રમાણે કે રેલવેના ફર્સ્ટ ક્લાસ, સેકંડ ક્લાસના ડબ્બા પ્રમાણે અથવા મુંબઈની ચાલીઓના માળ પ્રમાણે નીચે-ઉપર હશે એટલો જ કદાચ ફરક!

નાગલોકનું ચિત્ર આથી જરા જુદું અને વિચિત્ર છે. પાણીમાં ડૂબકી મારીને માણસ નાગલોકમાં જઈ શકે. એ કેવી રીતે બને છે તે ધ્યાનમાં આવતું નથી. વળી, નરક પૃથ્વીની નીચે ખરું, પણ તે ક્યાં હશે અને ત્યાં કેવી રીતે જઈ શકાય તેનો ખ્યાલ આવી શકતો નથી. પૃથ્વી ગોળ છે એ નક્કી થયા પછી અમેરિકા પાતાળભૂમિ છે એમ આપણે કહેવા લાગ્યા. તો પછી યમલોકની સ્થાપના ક્યાં કરવી?

આ બધા લોક કાલ્પનિક છે, એ વારંવાર સાબિત કરવાના દિવસો હવે રહ્યા નથી. આ બધા લોક વિચારશીલ માણસોના મનમાંથી ક્યારના નીકળી ગયા છે. પણ મરણોત્તર જીવન કેવું હશે તેનું સ્પષ્ટીકરણ માણસનું મન રોજ ને રોજ માગતું રહે છે. સામાન્ય વિલાસી લોકોને ઇહલોકમાં જે સુખોપભોગ જોઈએ છે તેમની જ સુધારેલી આવૃત્તિ તે આપણાં પુરાણોમાં વર્ણવેલું સ્વર્ગ છે એમ કહેવામાં કશી હરકત નથી. માણસની કલ્પના પણ બિચારી જઈ જઈને ક્યાં જાય? જે વસ્તુઓ જોઈ અને અનુભવી તે જ વસ્તુઓના જુદા જુદા ભાગો ભેગા કરીને સ્વર્ગાદિ લોકનું માળખું તૈયાર કર્યું છે. પૃથ્વી ઉપર જાતજાતનાં પીણાં, શરબત અને આસવ માણસ પીએ છે; સ્વર્ગમાં આ સૌના પ્રતિનિધિ-પેય તરીકે માધુર્યની પરિસીમા એવું અમૃત કલ્પ્યું. પૃથ્વી ઉપર વિલાસી માણસો સર્વભોગ્ય એવી વારાંગનાઓનું સેવન કરે છે; સ્વર્ગમાં તેમને સ્થાને અપ્સરાઓની યોજના થઈ. પૃથ્વી ઉપર વિષયસેવન કરનાર માનવોને રોગ, ઘડપણ અને મરણ ભોગવવાં પડે છે; સ્વર્ગ કાળપ્રદેશ જેવું કાલ્પનિક હોવાથી ત્યાં આ ત્રણે ઉપાધિ નથી, એમ સ્વર્ગનિર્માતા કલ્પનાકારોએ ઠરાવ્યું. સ્વર્ગમાં વ્યાધિ નથી તેમ જ આધિ—માનસિક ચિંતા—પણ નથી, એમ પૌરાણિક ભૂગોળશાસ્ત્રના જાણકારો કહે છે. પણ ત્યાંનો ઇતિહાસ એથી ઊલટો જ પુરાવો આપે છે. સ્વર્ગનો રાજા ઇન્દ્ર, ભોગો ભોગવી ભોગવીને શક્તિ ગુમાવી બેઠેલા રાજાની માફક, સતત ડરતો ને ડરતો રહે છે. કોઈ પણ તપ કરવા માંડે કે તેનું સિંહાસન ડગમગવા લાગે છે. એકાદ બળવાન તપસ્વી ઊભો થયો કે . ની સામે 'તું જ ઇન્દ્ર બની જા' એવી તે 'ઑફર' પણ મૂકે છે; અને અંદરખાનેથી પોતાનું અપ્સરારૂપી 'સુકુમાર પ્રહરણ' યોજવાને માટે પણ તે પાછો તૈયાર! રોજ નવા નવા દાવ અજમાવી ઇન્દ્રને પોતાનું સ્થાન સંભાળવું પડે છે. આનાથી જુદી 'આધિ' બીજી કઈ જોઈએ?

અને બાકીના દેવો પણ નચિંત છે ખરા? બિલકુલ નહીં. તેઓ અમૃત પીએ છે અને અપ્સરાઓનો નાચ જોતા બેસે છે. નાચરંગનો આનંદ મેળવવો અને બધી ઇન્દ્રિયોને તૃપ્ત કરવી એ જ કામ સ્વર્ગમાં અખંડ ચાલે છે. પરંતુ એવી વધુ પડતી મીઠાશથી સ્વાદરહિત બનેલા મોંમાં ફરી સ્વાદ લાવવા માટે જાણે ત્યાં તીખી તીખી સૂંઠના લાડુ પણ મૂક્યા છે. દેવોમાં સૌનો દરજ્જો સરખો નથી. પ્રત્યેકને તેમનાં પુણ્ય મુજબ 'એ', 'બી' કે 'સી' ક્લાસ મળે છે, અને સ્વર્ગ નામની હોટલમાં જેનું જેટલું પુણ્ય જમા હોય તેટલા પ્રમાણમાં તેને સુખ ભોગવવા

મળે છે. જેવી બેન્કમાં સિલક ખલાસ થઈ જાય કે સ્વર્ગનો માલિક પ્રાણીને નીચે ધકેલી દેવાનો જ. દેવોને તેમના 'દરજ્જા'ની જ મોટી ચિંતા હોય છે. પોતાના કરતાં જેમનું આસન નીચું તેમના તરફ તુચ્છતાથી જોવું, અને ઉપરના આસનવાળાની ઈર્ષા કરવી, એવી મત્સરપોષક તમતમતી તીખી વ્યવસ્થા સ્વર્ગમાં ન હોય તો સ્વર્ગનું અખંડ સુખમય જીવન અત્યંત કંટાળાભર્યું અને અસહ્ય બની જાય!

રાજદરબારી વિલાસ ઉપરથી માણસને જેમ સ્વર્ગની કલ્પના સૂઝી, તેવી જ નરકની કલ્પના કેદખાનાની યાતનાના અનુભવ ઉપરથી સૂઝી. અહીં પણ પ્રત્યક્ષ અનુભવની બહાર કલ્પના દૂર પહોંચી શકી નથી. છળ કરવા માટે અથવા બદલો લેવા માટે જે જે ઉપાય ઇહલોકમાં કરવામાં આવે છે તેમનું જ આસરપણ થોડાઘણા સુધારા સાથે નરકમાં થયું છે! અહીંના સુખોપભોગમાં જેમ રોગ, ઘડપણ અને મરણને કારણે એક મોટી અડચણ છે, તેવી જ એક અડચણ પીડા આપવાની હોંશ પૂરી કરવામાં પણ છે. માર મારનારો ક્યારે થાકી જશે અથવા તેને ક્યારે દયા આવશે, તે કહી શકાય તેમ નથી. આ એક મોટી મુશ્કેલી છે. પરંતુ આ બાબતમાં મન અને શરીર દયા અને થાકને દૂર ઠેલી શકે પણ મારફાડ અને વેરનો બદલો લેવાને માટે જેને ત્રાસ આપવાનો છે તે બેભાન થઈને પડી જાય કે મરી જાય, તો તેનો ઇલાજ શો? બન્ને પ્રકારે તેને માટે થયેલી યોજનામાંથી છટકી જવાનો તેનો કોઈ ઇલાજ નથી. પરંતુ નરકમાં એવી કોઈ મુશ્કેલી નથી. ત્યાંના યમદૂતો ધંધાદારી હોવાથી તેમને થાક, કંટાળો કે દયાનો સ્પર્શ જ થતો નથી. તે જ રીતે ત્યાં યાતના ગમે તેટલી ભયંકર હોય તોપણ માણસ બેભાન થઈ પડી જતો નથી કે મરતો પણ નથી. મરીને તો તે નરકમાં પ્રવેશ્યો હોય એટલે ત્યાં યાતનાને કારણે ફરી વાર શી રીતે મરે?

લોકોમાં રૂઢ બનેલી સ્વર્ગ-નરકની કલ્પના માણસના અનુભવ ઉપરથી કરવામાં આવી છે એટલું સમજાઈ જાય એટલે તેની વિશેષ કિંમત રહેતી નથી. પરંતુ માનવજીવન કરતાં વધુ ઊંચા પ્રકારનું જીવન હોવું જોઈએ, અને તે જ રીતે માનવજીવન કરતા હીન, અર્થશૂન્ય અને વધુ સંતાપકારક જીવન પણ હોવું જોઈએ, એવી મનની ધારણા બાકી રહે છે જ.

તેથી, મરણોત્તર જીવન, પારલૌકિક જીવન, સ્વર્ગલોક, પામરલોક વગેરે શું છે તે અંગે પોતાના મનથી ફરી એક વાર વિચાર કરવાની ઇચ્છા માનવજાતને વારંવાર થાય છે. એક દેહ છોડયા પછી તરત જ કે થોડા સમય બાદ, આ જ પૃથ્વી ઉપર કે બીજે ઠેકાણે, મનુષ્યયોનિમાં કે બીજી યોનિમા જન્મ લઈને જીવ નવો દેહ ધારણ કરે છે અને નવો અનુભવ મેળવવાનો આરંભ કરે છે. આ સર્વસામાન્ય લોકકલ્પના સામે કોઈ પણ પ્રકારે ફરિયાદ કર્યા સિવાય આપણે એક જુદી રીતે આ પ્રશ્નનો વિચાર કરીએ.

એક માણસ જ્યારે પોતાના પૂર્વજનું શ્રાદ્ધ કરે છે ત્યારે તે કોનું શ્રાદ્ધ કરે

છે? શેનું શ્રાદ્ધ કરે છે? આત્માનું? ના. આત્મા તો સર્વવ્યાપી – વિભુ છે, નિત્ય-તૃપ્ત છે. તેને મરણ નથી, સ્થાનાંતર કે લોકાંતર નથી. એટલે આત્માના શ્રાદ્ધનો પ્રશ્ન જ ઊભો થતો નથી. તો પછી તે દેહનું શ્રાદ્ધ કરે છે? ના. દેહનું પણ નહીં. દેહની તો રાખ કે માટી થઈ જાય છે. કોઈક વેળા દેહ બીજાં પ્રાણીઓનો આહાર બનીને તેમની સાથે એકરૂપ પણ બની ગયો હોય. મૃતદેહને ખાનાર શિયાળ, વરુ અને ગીધનું આપણે શ્રાદ્ધ કરતા નથી અથવા દેહમાં કીડા પડીને તેમની જ એક મોટી વસ્તી થઈ હોય તો તેમની તૃપ્તિ માટે પણ આપણે અંજલિ આપતા નથી કે પિંડ મૂકતા નથી.

હવે રહ્યો મરનારની વાસનાઓનો સમુચ્ચય, અથવા પાછળ રહેલા લોકોના મનમાંની તે રંગીની ભાવનાનો સમુચ્ચય. આ બે વાસનાત્મક અને ભાવનાત્મક દેહ દ્વારા માણસ મરણ બાદ સિલક રહે છે. આ દેહોમાંથી એકનું કે બંનેનું શ્રાદ્ધ સંભવે ખરું.

મૃત્યુ પામેલ પૂર્વજ મોટો શૂર, ક્રૂર, ખાઉધરો કે આળસુ હોય તો તેનો વાસના-સમુચ્ચય કે લિંગદેહ વાઘની કે વરુની યોનિમાં જન્મ લે એવી લોકકલ્પના છે. તે જો માણસગંધો હોય તો તેને વાઘયોનિ મળે. સમાન શીલવાળાઓનો સંઘ જમાવવાની વૃત્તિવાળો હોય તો વરુની યોનિ તેને વધારે અનુકૂળ બને. શ્રાદ્ધ કાંઈ આ વાઘ-વરુનું થતું નથી, નહીં તો તેમને નામે ખીર ને લાડુ અર્પણ કરવા માટે કોઈ વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણોને બોલાવી, તેને જ આપણા 'પૂર્વજો'નાં ખીર-લાડુને સ્થાને પસંદ કરી, ઓહિયાં કરી જવો, એવો ખેલ થશે! અને શ્રાદ્ધમાં એક જમાનામાં પશુહત્યા થતી હતી તેને સ્થાને બ્રાહ્મહત્યા થવા માંડશે!

[માનવપિતા ભગવાન મનુએ કહ્યું છે કે मां स भक्षयिताऽमुत्र यस्य मांस इहाद्म्यहम् इति मांसस्य मांसत्वम्। 'જેમનું માંસ હું અહીં ખાઉં છું તે (सः) મને (मां) પરલોકમાં ખાશે, તેથી માંસને 'માંસ' કહે છે.' આ ન્યાયે શ્રાદ્ધનો વિચાર કરવા બેસીએ તો જગતમાં બધે શ્રાદ્ધ જ ચાલુ છે એમ કહેવું પડે.]

પૂર્વજો પૈકી કોઈ પોતાનાં કર્મ, વાસના અને સંસ્કારને અનુરૂપ કોઈ પણ યોનિમાં ગયો હોય અને ત્યાં જૂની વાસનાઓની તૃપ્તિ કરી લઈને નવી વાસના-ની જાળ ગૂંથતો બેઠો હોય, તો આપણને તેની સાથે કશી નિસબત નથી. આપણો પૂર્વજ દેહ છોડીને ગયો હોય તોપણ આ 'લોક'માંથી તે સંપૂર્ણ નાશ પામતો નથી. તેણે કરેલાં ભલાંબૂરાં કામ, તેણે ચલાવેલી સાચીખોટી પ્રવૃત્તિ અને તેણે માનવસ્વભાવના વિકાસમાં આપેલો ફાળો – આ બધું આ લોકમાં સિલક રહે છે.

જેમની સાથે તેનો સંબંધ હતો તે સગાંસંબંધી, શત્રુમિત્ર વગેરેની સ્મૃતિમાં અને ભાવનામાં તે અગાઉની માફક જ જીવંત છે, એટલું જ નહીં પણ દિવસે દિવસે તેના બાકી રહેલ સ્મૃતિગત જીવનમાં ફેરફાર પણ થાય છે. મરણ પછી તેનો વસવાટ એક જ દેહમાં ન રહેતાં સ્મૃતિરૂપે, કાર્યરૂપે અથવા પ્રેરણારૂપે તે

જેટલા સમાજમાં વ્યાપેલ હોય તેટલા સમાજમાં તેનું અસ્તિત્વ રહે છે. અને આ જીવનને અનુલક્ષીને જ તેનું શ્રાદ્ધ રાખવી શકે. શિવાજી મહારાજ જેવા એકાદ પુણ્યશ્લોક રાજા મોક્ષ પામ્યા હશે, અથવા આ દેશમાં કે બીજા દેશમાં તેમણે રાષ્ટ્રપુરુષનો જન્મ લીધો હશે. આ તેના નવા જીવનનું, નવી 'કેરિયર'નું આપણે શ્રાદ્ધ કરતા નથી. પરંતુ આપણા હૃદયમાં જે શિવાજી મહારાજ બેઠા છે, અને જે ત્યાં વિકસિત થાય છે, વિભૂતિરૂપે વધે છે, તેમનું શ્રાદ્ધ આપણે કરીએ છીએ. શ્રાદ્ધ મરેલા જીવનનું હોતું નથી, પણ દેહત્યાગ કર્યા પછી જે અંશ સમાજમાં ટકી રહે છે, સમાજને આંગણે કાર્ય કરે છે, વિકસે છે, પુરુષાર્થ કરે છે, તેનું જ શ્રાદ્ધ હોઈ શકે. આ મરણોત્તર સામાજિક જીવન હશે. જીવંતપણાનાં છ લક્ષણો શાસ્ત્રકારોએ કહ્યાં છે – अस्ति, जायते, वर्धते, अपक्षीयते, परिणमते, म्रियते. તે બધાં આ જીવનને પણ લાગુ પડે છે એટલે આ જીવન કાલ્પનિક નથી, ખરું છે, વ્યાપક છે, દીર્ઘજીવી છે, પરિણામકારી છે. આ જીવન સુંદર, ઉન્નતિકર, શુભકર હોય તો તે જીવનું સ્વર્ગ છે. આ જ જીવન જો સમાજનો અધઃપાત કરનારું હોય, આર્યત્વનો નાશ કરનારું હોય, તો તે જ નરક. આ રીતે વિચાર કરતાં પ્રત્યેક જીવનું સ્વર્ગ-નરક તેના મૃત્યુ પછી શરૂ થાય છે, પણ તે જીવ આ લોકમાં જ ઓતપ્રોત રહે છે.

માણસ મરી જાય તે પછી તે 'બર્ઝક' નામના સ્થાનમાં રહે છે અને 'કયામત'ના દિવસની વાટ જોતો બેસે છે, એમ મુસલમાનો માને છે. બધાં પ્રાણી મરવાં જોઈએ. આ જગતનું વિરાટ નાટક પૂરેપૂરું આટોપાવું જોઈએ. તે સિવાય તે અંતિમ નિવેડાને માટે બધા જ હાજર રહી શકે નહીં. હિસાબ પતી જાય, નાટકને અંતે બધા નટ એકત્ર થાય, તે પ્રમાણે બધા લોક એકત્ર થશે, બધું છુપાવેલું ઉઘાડું પડશે, ત્યારે જ બધાની સામે નિર્ણય અપાશે. નિર્ણયને અંતે જેના નસીબમાં સ્વર્ગ (બહિસ્ત) આવશે તેઓ હંમેશ સ્વર્ગમાં મોજ કરશે અને જેમના નસીબમાં નરક (જહન્નમ) આવશે તેઓ અખંડ વેદના ભોગવતા દુઃખમાં સબડશે. આ નિર્ણય લેવાય ત્યાં સુધી બધા મૃત્યુ પામેલાઓને બર્ઝકના 'વેઇટિંગ રૂમ'માં બેસી રહેવાનું છે. બર્ઝક કર્મભૂમિ નથી છતાં પણ ત્યાં મનુષ્યની સ્થિતિમાં ફેરફાર થતો જ રહે છે. કારણ, તેનાં પાપ-પુણ્યનો આંકડો બૅન્કમાંની અનામત રકમની માફક અથવા વ્યાપારમાં રોકાયેલી મૂડીની માફક થોડોઘણો ઘટે છે કે વધે છે.

મારા જીવનકાળ દરમ્યાન મેં એકાદ કૂવો ખોદાવ્યો હોય તો જેમ જેમ તે કૂવાનો ઉપયોગ લોક કરતા રહે તેમ તેમ મારા નામ પર બર્ઝકમાં તેનું પુણ્ય (સવાબ) જમા થતું જશે. હું જો એકાદ નવા જ પ્રકારનું સત્કાર્ય કરું અને લોકો તેનું અનુકરણ કરવા માંડે તો 'સત્કૃત્યના નવીન ક્ષેત્રની શોધ કરનાર'ને સંબંધે પણ મારું અનુકરણ કરનારાઓના પુણ્યમાંથી કેટલોક અંશ (રૉયલ્ટી) મને બર્ઝકમાં મળતો રહે. એબલ અને કેન એ ભાઈભાઈના ઝઘડામાંથી માનવજાતમાં પ્રથમ નુહત્યા થઈ હતી. એટલે હવે મનુષ્યયોનિમાં જ્યારે કોઈ ભાઈનું ખૂન કરે છે

ત્યારે 'ખૂનનો ચીલો પાડનાર' ભાઈના ખૂની-કેનના નામ ઉપર પ્રત્યેક ખૂન વેળા થોડો થોડો પાપનો અંશ જમા થાય જ છે. પરલોકમાં 'પેટન્ટ ઍક્ટ' નથી, પણ ન્યાયના હિસાબની વહી બરાબર જાગ્રત રહે છે!

ઉપર જણાવેલી બર્ઝકની કલ્પના અને આપણી પારલૌકિક જીવનની કલ્પના બન્ને લગભગ સરખી જ છે.

જેને આપણે કીર્તિ કહીએ છીએ તે, ખરું જોતાં, આ પારલૌકિક જીવનનું પ્રતિબિંબ છે. પારલૌકિક સુદીર્ઘ જીવન સહિતનું માપ કાઢ્યું હોય તો જન્મ અને મરણ એ બે થાંભલા વચ્ચે આપણું સુખદુઃખાત્મક ઐહિક જીવન સાવ નાનું અથવા ટૂંકું કહેવું પડશે. પરંતુ પુરુષાર્થની દૃષ્ટિએ જોઈએ તો આ જીવન અત્યંત મહત્ત્વનું છે. કારણ કે આ જ કર્મભૂમિ છે. ભોગની દૃષ્ટિએ જોઈએ તો દેહગત જીવન અત્યંત અલ્પ અને તુચ્છ છે. તેથી જ પોતાના નફા-નુકસાનનો હિસાબ જે કરી શકે તેણે ઐહિક સુખ ઉપર ઝાઝી દૃષ્ટિ ન રાખતાં પારલૌકિક યશઃશરીરની અને તેમાં મળનાર કીર્તિરૂપી સુખોપભોગની અને લોકો પાસેથી મળતી રહેનારી કૃતજ્ઞતાની જ વધારે કાળજી લેવી જોઈએ. આ લોકમાં આપણે જો સત્કર્મ કરીએ, લોકોને સત્પ્રેરણા આપીએ, અને બધી બાજુથી પાછળ રહેલાંનો વિસ્તાર કરીએ તો મરણ પછી આ બધું વધતું જતાં આપણું મરણોત્તર જીવન પરિપુષ્ટ અને લોકોન્નતિકારક થશે.

આમ આ જીવનની પ્રાકૃત લોકોને કલ્પના નથી તેથી જ તેમને સ્વર્ગ-નરકની કાલ્પનિક ઇતિહાસ-ભૂગોળની લાલચ દેખાડેલી છે. લાલચ કહેવા કરતાં વસ્તુસ્થિતિનું જ એક બાળક સમજી શકે એવું ચિત્ર આગળ ધર્યું છે એમ કહીએ તો ચાલે.

## મરણોત્તર જીવનની એટલે કે સાંપરાયની નોંધ

૧. મનુષ્ય મરે તે પછી પણ પોતાના વિચારો દ્વારા, પોતાની ભાવનાઓ દ્વારા, પોતાના સંકલ્પો દ્વારા અને પોતાનાં પુરુષાર્થપ્રેરક કાર્યો દ્વારા સમાજમાં જીવતો રહે છે. આ મૃત્યુ પછીનું જીવન મરણ પૂર્વેના જીવન જેટલું જ મહત્ત્વપૂર્ણ છે. એ પરિપુષ્ટ પણ થાય છે અને ક્ષીણ પણ થાય છે. એ જીવન સમાજોન્નતિકારક બને તો મનુષ્યનું તે જ સ્વર્ગ. સમાજને અધોગતિએ લઈ જનાર હોય તો તે જ નરક! પંચભૂતાત્મક અલ્પજીવી દેહ કરતાં સમાજરૂપી દેહમાં વાસ કરીને માણસ અત્યંત લાંબું જીવન પ્રાપ્ત કરી શકે, અને જીવનસાફલ્યનો અધિકારી થાય. આ મરણોત્તર જીવનની વ્યક્તિરૂપી આરસીમાં, અહંકારરૂપી દર્પણમાં, જે પ્રતિબિંબ પડે તે જ કીર્તિ, તે જ યશ.

૨. મરણોત્તર સમાજરૂપી જીવનની કલ્પના માણસને નથી, તેથી જ યશ, કીર્તિ, પુણ્ય, સ્વર્ગ-નરક વગેરેની કલ્પના કરવામાં આવી છે. મનુષ્યની સામે તે રખાઈ છે. પરલોક પૃથ્વીની બહાર ન હોવાથી પરલોક એટલે મરણોત્તર સ્થિતિ-

એને જ ઉપનિષદમાં 'સાંપરાય' નામ આપ્યું છે. બાળકબુદ્ધિ ગૂઢને આ સાંપરાયની ઓળખ નથી. न सांपरायः प्रतिभाति बालम्। દેહ, તેનાં સુખદુઃખ, આ સુખદુઃખમાં સાધનભૂત થતી માલમતા(वस्तुजातं), આ સુખદુઃખનો ભોક્તા અહંકાર (अस्मिता) અને દેહ ટકે તે કાળ પૂરતું આયુષ્ય, એટલામાં જ આપણું આખું જીવન આવી જાય છે એમ મૂઢ માણસો સમજે છે. આ બધું મળીને જે વ્યક્તિત્વ બને છે તે આપણા જીવનનો માત્ર અલ્પાંશ છે. કાળ, દેશ (વ્યાપ્તિ) અને આધારનો સાચો વિચાર કરીએ તો જણાય છે કે આપણું જીવન અત્યંત વિશાળ છે. એ જેને સમજાયું અને અનુકૂળ બન્યું તે શુદ્ધ જીવન જીવીને નિષ્પાપ અને અમર બનશે જ.

૩. એવો માણસ જો કહે કે 'मरण माझे मरोनि गेले, झालो मी अमर', તો તેનો અર્થ સમજવો મુશ્કેલ નથી. જીવનની દૃષ્ટિએ શારીરિક મરણ પણ તુચ્છ વસ્તુ છે, એટલું પણ સહેલાઈથી સમજાવું જોઈએ.

૧૯૩૩

## ૩૨. મૃત્યુ તે મિત્ર?

ઇચ્છા ન હોવા છતાં મરણ તો આવે છે. તેથી મરણ બદલ માણસ શોક કરે છે. વાસ્તવમાં તો મરણ એ ઈશ્વરે આપણને આપેલું ઉત્તમ વરદાન છે. મરણ ન હોત તો આપણી શી દશા થઈ હોત? અનંતકાળ પર્યંત જીવતાં જ રહેવાનું, – જીવતાં જ રહેવાનું? એથી શું માણસ હેરાન ન થાય? ક્યાંક તો જીવનનો અંત આવે જ ને?

લોકકથામાં એક રાજાએ સાંભળેલી દીર્ઘકથા ગમી જાય એવી છે. કદી ન પૂરી થાય એવી વાર્તા મને કહો, એવી જાહેર માગણી તે રાજાએ કરી. ઘણા માણસોએ લાંબી લાંબી વાતો કહી પણ અમુક સમય પછી તે પૂરી થઈ ગઈ. પછી એક ચતુર ગૃહસ્થે પોતાની વાર્તા માંડી. "પર્વત જેવડો ધાન્યનો એક કોઠાર હતો. તે કોઠારમાં એક નાનકડું બાકોરું રહી ગયું હતું. તેમાંથી ધાન્ય લઈ જવા માટે પક્ષીઓનું એક મોટું ટોળું આવ્યું." એમ કહીને એણે વાર્તાનો પ્રારંભ કર્યો. ઉમેર્યું "પછી એક પક્ષી આવ્યું. બાકોરામાં પેઠું અને ચાંચમાં એક દાણો લઈ ઊડી ગયું. બીજું પક્ષી આવ્યું, તે પણ તે જ બાકોરામાં પેઠું ને એક દાણો લઈ ઊડી ગયું. પછી બીજું એક પક્ષી આવ્યું, બાકોરામાં પેઠું, દાણો લઈને ઊડી ગયું." આ પ્રમાણે એક પછી એક પક્ષી આવતાં ગયાં ને દાણો દાણો લેતાં ગયાં.

રાજાએ છ મહિના સુધી આ 'બીજું એક પક્ષી આવ્યું અને એક દાણો લઈ ગયું' એમ સાંભળ્યા કર્યું. પછી એક દિવસ તેની ધીરજનો અંત આવ્યો. ચિડાઈને એણે પૂછ્યું, "હજી કેટલાં પક્ષી બાકી રહ્યાં છે?"

રાજાની કસોટી કરવા બેઠેલા ચતુર વાર્તાકારે કહ્યું, "મહારાજ, હજી તો કોઠારમાં એક તિનકું જ બહાર આવી ગયું છે. બાકીનો આખો પહાડ તો ભરેલો છે." રાજાએ ફરી ધીરજ ધારણ કરી. બીજા છ મહિના આ વાર્તા સાંભળી. પણ પછી તેને ચક્કર આવવા માંડ્યાં. 'પક્ષી અને દાણો' 'પક્ષી અને દાણો!' રાત્રે સૂઈ જાય તો સ્વપ્નામાં પણ 'પક્ષી અને દાણો!' છેવટે કરાર પ્રમાણે રાજાએ પોતાનું અર્ધું રાજ્ય તે વાર્તા કહેનારને સોંપી દીધું ને વાર્તા સાંભળવાની જવાબ-દારીમાંથી પોતાનો છુટકારો કર્યો. આમ વાર્તા સાંભળવાનું તો ગયું, પણ પક્ષી અને દાણાના પડઘા ઘણા સમય સુધી એના મગજમાં પડતા જ રહ્યા.

અનંતકાળ સુધી જીવવાનું આપણે માથે આવી પડે તો આપણે પણ તે રાજાની માફક જ સર્વસ્વનું અર્પણ કરી દઈને, સામે ચાલી મૃત્યુને માગી લઈ, છુટકારો મેળવીએ.

બીજી બાજુથી વિચાર કરીએ તો મોક્ષદશામાં અનંતકાળ પર્યંત રહેવું પડે. એક વાર મર્યા એટલે કાયમના જ મર્યા. ફરી વાર ક્યારે પણ જીવન જીવવાનું નામ જ નહીં, એવા પ્રકારનો મોક્ષ હોય તો તેનાથી પણ ઓછી વ્યાકુળતા નહીં થાય. કાળા પાણીની શિક્ષા ભોગવનારો કેદી પંદર વીસ વર્ષે પણ પાછો પોતાને વતન આવી શકે છે. મોક્ષ પામેલી વ્યક્તિને એના જેટલી પણ છૂટ નહીં? આ તે કેવી શિક્ષા? કયા પાપને માટે માણસ આવા પ્રકારની શિક્ષા માગી લે? આવી આવી દલીલો કરીને કેટલાક કહે છે કે મોક્ષ જો અમુક સમય પૂરતો જ હોય તો તે ખરી રજા જેવી બાબત છે. હજાર વર્ષ? વારુ, લાખ વર્ષ? ભલે જોઈએ તેટલી મુદત નાખો પણ તેને અંતે પાછા આ પ્રિય મૃત્યુલોકમાં આવવાની કોઈ વ્યવસ્થા કરો. શરીર છૂટી જાય તે પછીનું મુક્ત જીવન કેવું સંપૂર્ણ છે, કેટલું સર્વાનંદ-સ્વતંત્ર છે, તેનું વેદાંતીઓ સુંદર વર્ણન કરે છે. પણ તે સ્થિતિની માત્ર કલ્પના કરવી જ શક્ય છે.

જેમને પુનર્જન્મમાં સાચો વિશ્વાસ છે તેમને મરણ અને નિદ્રા વચ્ચે કશો તાત્ત્વિક ભેદ નથી લાગતો. થાક્યોપાક્યો માણસ ઊંઘી જવાની ઇચ્છા કરે ત્યારે આપણે હાહાકાર કરતા નથી. ઊલટું, તેને ઊંઘવા માટે વ્યવસ્થા કરી આપીએ છીએ. તેની ઊંઘમાં ખલેલ ન પડે એવી સગવડ પણ કરીએ છીએ. મરણોત્તર જીવનની બાબતમાં જો આવી ખાતરી હોય તો મરણોન્મુખ વ્યક્તિની સ્થિતિ જોઈને વ્યાકુળ ન થતાં તેની સગવડ માટેની બધી તૈયારી આપણે તેને કરી આપવી જોઈએ. આપણો મિત્ર થાકી ગયેલો હોવા છતાં જો કામ ચાલુ જ રાખતો હોય, તો તેને રોકી, થોડી ઊંઘ લઈ લેવાનો આગ્રહ આપણે તેને કરીએ છીએ. તે જ રીતે મરણનો જેને અધિકાર છે તેવા માણસને માટે આપણે વધુ જીવવાનો ત્રાસ ન વેઠવાની સિફારસ કરવી જોઈએ. મરણની બીક અને જીવવાની હોંશ એ સાચી રીતે તો મરણોત્તર સ્થિતિ અંગેના આપણા અજ્ઞાનને કારણે છે. પુનર્જીવનની બાબતમાં આપણી શ્રદ્ધાની આ કસોટી છે.

કોઈકે લખ્યું છે, "મરણમાં જે એક લિજ્જત છે તેની જો માણસને અગાઉથી જ કલ્પના આવે તો લોકો છલંગ મારીને મરવા ધસી જાય! ખરેખર તો મરણમાં દુ:ખ નથી. જેને આપણે મરણનું દુ:ખ માનીએ છીએ તે સાચી રીતે તો કષ્ટ વેઠી જીવવાનું દુ:ખ છે. એ દુ:ખ જ્યારે અસહ્ય બને છે ત્યારે મિત્રની માફક મરણ આવીને માણસનો એ દુ:ખમાંથી છૂટકારો કરે છે. દુ:ખ જીવન-કર્તૃક છે, મરણ-કર્તૃક નથી.

અને જીવનનો તો ઉપયોગ છે. સત્કાર્યમાં, (મહત્કાર્યમાં, જીવનને જો ઉપયોગમાં ન લીધું) તો તેવું જીવન જીવવામાં શો આનંદ? અજ્ઞાન પ્રાણીઓને બુદ્ધિપૂર્વક જીવતાં આવડતું નથી, એટલે કુદરતે તેને જીવવાની હોંશ આપી છે. જિજીવિષા શીખવવી પડતી નથી. પ્રાણીમાત્રમાં તે હોય જ છે. પ્રાણીમાત્રને શિકાર કરવાની આદત છે. તેથી મરણ આપણી પાછળ દોડતું આવે અને આપણે શિકારી કૂતરાથી બીને નાસી જતાં હરણ કે સસલાંની માફક એની આગળ આગળ જીવ મુઠીમાં લઈ નાસી છૂટીએ એ માણસ તરીકેની આપણી પ્રતિષ્ઠાને કેવી રીતે શોભે? મરણ આવે કે તેને સત્કારવા માટે આપણી પાસે સ્વાગતની માળા તૈયાર હોવી જ જોઈએ. જીવનનું કર્તવ્ય સમજનાર માણસ માટે ભગવાન મનુએ કહ્યું છે—

नाभिनन्देत मरण नाभिनन्देत जीवितम् ।
कालमेव प्रतीक्षेत, निर्देश भृतको यथा ॥

૧૯૩૨

## ૩૩. ઉત્તરાર્ધની સુંદરતા

ઈન્દ્રધનુષ્ય હોય કે એકાદ પુલની કમાન હોય અથવા સૂર્યનારાયણનો સવારથી સાંજ સુધીનો માર્ગ હોય, તેનો પહેલો ભાગ અત્યંત સુંદર રીતે ઊંચે ચડે છે. પછી તેનો બીજો ભાગ એટલી જ સુંદર રીતે નીચે ઊતરે છે. આ ચડઊતરની ક્રિયા એકસરખી સુંદર છે. બંને ક્રિયા જરૂરી છે, અથવા તો આ બંને ક્રિયા મળીને એક સંપૂર્ણ ક્રિયા થાય છે.

માણસના જીવનનું પણ એવું જ છે. તે જ્યારે આ જગતમાં જન્મ લે છે ત્યારે નાનપણમાં અસહાય દશા ભોગવે છે. મદદ મળતાં તે પોતાનાં જ્ઞાન અને શક્તિમાં વધારો કરતો જાય છે. તેની પ્રવૃત્તિઓ વધે છે. એકાદ મોટા વૃક્ષની માફક તેની પ્રવૃત્તિની શાખા-પ્રશાખાનો વિસ્તાર વધતો જાય છે. આ તેનો પુરુષાર્થનો કાળ છે.

એ પ્રમાણે ટોચ સુધી પહોંચી ગયા પછી તેની ઉન્નતિ ને પ્રગતિનો વિસ્તાર ે અટકે છે, પણ પરિપક્વતા વધતી જાય છે. ધીમે ધીમે શક્તિ ઓછી થતી . ચડતી કમાન હવે ઊતરવા માંડે છે. એ વેળા જો માણસમાં દીર્ઘદૃષ્ટિ

હોય, સમગ્ર જીવોના જીવનક્રમના નિયમ તેને ખબર હોય, તો તે સ્વેચ્છાએ પોતાની પ્રવૃત્તિ ઓછી કરશે. શાખા-પ્રશાખાઓને તેમની પદ્ધતિ મુજબ આગળ જવા દેશે. તે ઉપરની પોતાની લગામ છોડી દેશે અને ધીમે ધીમે પ્રવૃત્તિઓને સંકેલતો જઈ નિવૃત્તિનો અને બધી જવાબદારીમાંથી છૂટવાનો આનંદ લેવા માંડશે. પોતાની જવાબદારી બીજાને સોંપી દઈને તેને તે સ્વતંત્ર બનાવશે. જીવનના આ ઉત્તરાર્ધમાં માણસની અનુભૂતિની સમૃદ્ધિ વધતી જાય છે, પરિપક્વતા આવે છે, અને જીવનનો બોજો હળવો થતાં ચિંતામુક્ત બનીને તે પરમ શાંતિ અને પરમ સંતોષ મેળવે છે. આ રીતનું સમાધાન તે એક પ્રકારની સમાધિ જ છે.

જીવનક્રમ પૂરો થતાં માણસનું શરીર જ્યાં પહોંચે છે તે સ્થળને પણ આપણે સમાધિ જ કહીએ છીએ. કેટલી સુંદર પ્રથા છે આ! મનુષ્ય અવ્યક્તમાંથી આવ્યો ને અવ્યક્તમાં ગયો. આ બે પ્રસ્થાન વચ્ચેની કમાનમાં તે જે કાંઈ મેળવે છે તેના બે ભાગ છે. પોતાની બાહ્ય પ્રવૃત્તિ, પોતાના ઉત્તરાધિકારીઓને અને ભવિષ્યની પ્રજાને તે અર્પણ કરે છે અને અનુભવરૂપી આંતરિક લાભ સાથે લઈને તે આગળ-ની તૈયારી કરવા માંડે છે.

તેણે જો આ જ જીવનમાં બધી સાધના પૂરી કરી હોય તો તે પોતાની અનુ-પમ સમૃદ્ધિ વિશ્વાત્માને ચરણે અર્પણ કરીને પરમ નિર્વાણ—શાંતિ પ્રાપ્ત કરે છે.

સાધના પૂર્ણ ન થઈ હોય તો જીવનની સંપૂર્ણ આંતરિક કમાઈ સાથે લઈને પોતાને વિધાતાના હાથમાં તે સોંપી દે છે, અને કહે છે, "યથામતિ, યથાશક્તિ અને યથાપરિસ્થિતિ એક જીવન મેં પૂરું કર્યું. હવે પછીથી જે કાંઈ સેવા મારા લલાટમાં લખેલી હોય તેની આજ્ઞા કરો. હું ઘડપણ છોડીને, જૂના સંસ્કાર અને સંકલ્પભાર ઉતારીને સ્મૃતિશૂન્ય બની નવા પ્રયોગનો નવા ઉત્સાહથી પ્રારંભ કરવા તૈયાર છું."

આ પ્રમાણે અસંખ્ય જીવોના જીવનક્રમમાં મૃત્યુ પછી નિયમ મુજબ બીજા જન્મની તૈયારી કરવી પડે છે. આ વિશ્વ એક મોટી જાળ છે. તેનો પ્રત્યેક તાંતણો બીજા તાંતણા સાથે સંકળાયેલો છે. પ્રત્યેકના સૂક્ષ્મમાં સૂક્ષ્મ સંકલ્પ અને પ્રત્યેકનાં નાનાંમોટાં કર્મોનો હિસાબ કરીને તે તે જીવને નવી પરિસ્થિતિમાં ધકેલવો અને તે માટે તે સંપૂર્ણ વિશાળ વિશ્વ તૈયાર કરવું એ તો માત્ર પરમ સમર્થ સનાતન પરમાત્મા જ કરી શકે.

આટલો મોટો વિસ્તાર સંભાળવાનું કામ બહાર રહીને કરવાને બદલે પરમાત્મા-એ પોતે વિશ્વ બનવાનું પસંદ કર્યું. જ્યાં જ્યાં જે જે પ્રેરણા થાય, જે જે સારાં-નરસાં કામ કરવામાં આવે, તે બધાં બહારથી નહીં, અંદરથી જ કરવામાં આવે છે. અંદરથી જ સર્વ કાંઈ સહન કરવામાં આવે છે, માન્ય રાખવામાં આવે છે, અને બદલી પણ નખાય છે. ભક્ત કહે છે કે પરમાત્મા વિધાતાના રૂપમાં પોતાની સાર્વભૌમ સત્તા, પોતાની કર્તુમ્-અકર્તુમ્ અન્યથા કર્તુમ્ સત્તા, પોતાનો અધિકાર,

પોતાની પાસે રાખે છે. અને તેની સાથે પ્રત્યેક જીવને (કારણ કે તે પરમાત્માનો જ અંશ છે) થોડી સ્વતંત્રતા આપે છે. આ પ્રકારે આ લીલા અખંડ ચાલુ રહે છે.

એમાં નવાં નવાં બંધનોનું નિર્માણ થાય છે. જૂના બંધનો તૂટે છે કે છૂટે છે. બંધન અને મોક્ષ વિશ્વયોજનાના જ અંશ છે. તેથી જ ભક્તો તેને ઈશ્વરની 'લીલા' કહે છે. કોઈ પણ નાટક કે નવલકથામાં જન્મ અને મૃત્યુ, સફળતા અને નિષ્ફળતા, લાભ અને હાનિ, કથાનાયક અને ખલપુરુષ, નાયિકા અને ઉપનાયિકા, વિષ્કંભક અને ઉપસંહાર, એ બધા અંશો સરખા જ મહત્ત્વના છે અને તેટલા જ આવશ્યક છે.

આ રહસ્ય જે જાણે તે જીવન અને મૃત્યુને સામ્યયોગની દૃષ્ટિએ જ જોશે. કોઈ પણ વિષયની તેના મનમાં આસક્તિ થશે નહીં, જુગુપ્સા જન્મશે નહીં. તેનું બધું ધ્યાન આ વિરાટ, અનંત અને સનાતન નાટકના રહસ્ય ઉપર અને તેના આનંદ ઉપર કેન્દ્રિત થઈ રહેશે. અસ્વસ્થ બનવાનું કોઈ કારણ તેને રહેશે નહીં. અને માનો કે થોડા સમય પૂરતો તે અસ્વસ્થ થાય તો આ વિરાટ યોજનાનો જ તે એક ભાગ છે એમ તે માનશે. નાટકનું પ્રત્યેક પાત્ર પોતાના ધર્મ અને પોતાના કર્મથી બંધાઈ ગયેલું હોય છે. પ્રત્યેક પાત્રને પોતાની ભૂમિકા ભજવવાની હોવાથી તટસ્થતાપૂર્વક સમષ્ટિનું આકલન કરવાનો અધિકાર છે. स्वकर्मणा तम् अभ्यर्च्य સ્વધર્મના પાલનનો આનંદ પણ તેને મળે જ છે. તેની સાથે ક્ષણે ક્ષણે વિકસનાર આ સનાતન નાટકનું અલિપ્તપણે નિરીક્ષણ કરવાનો આનંદ પણ તેને મળે છે.

અને તેથી જ જીવનના ઉત્તરાર્ધનું વિશેષ મહત્ત્વ છે. જીવનમાં આપણે પ્રવેશ કર્યો તે ક્ષણે જીવનની કોઈ પણ જવાબદારી આપણે માટે ન હતી. ઉંમર સાથે આવી તે ધીમે ધીમે વધતી ગઈ. હવે ઉત્તરાર્ધમાં ક્રમ બદલાયો. જવાબદારી ઓછી થઈ. તટસ્થતા વધવા લાગી. પહેલાં કર્માનંદ વધતો હતો. હવે નિરીક્ષણનો આનંદ અને જ્ઞાનાનંદ વૃદ્ધિ પામે છે. રસની દૃષ્ટિએ પૂર્વાર્ધ કરતાં ઉત્તરાર્ધની યોગ્યતા લેશમાત્ર ઓછી નથી. ઉપયોગિતાની દૃષ્ટિએ આ ઉત્તરાર્ધ સહેજ પણ ઓછા મહત્ત્વનો નથી.

ગાંધીજી કહેતા કે જે રીતે ઝાડ ઉપર ખારેક પાકીને સુકાઈ જાય એટલે પોતાના ડીંટાને સહેજ પણ દુ:ખ કે ત્રાસ ન આપતાં ખરી પડીને વૃક્ષથી અલગ થઈ જાય છે, તે જ રીતે માણસે પણ પોતાના મનમાં કશો જ દગદગો ન રાખતાં આ જગતની વિદાય લેવી જોઈએ.

૨

હું સમજણો થયો ત્યારથી મારા મનમાં એક જ સંકલ્પ હતો — જીવનનો લહાવો લેવો અને યથાશક્તિ સેવા કરવી. આગળ જતાં આ સંકલ્પે સ્વરાજ્ય-સ્પષ્ટ રૂપ લીધું. ૧૯૧૫ સુધી એમ જ ચાલ્યું. ઉંમર ત્રીસ વર્ષની થઈ

ત્યારથી આ સ્વરાજ્યના સંકલ્પની પૂર્તિ માટે મેં મારી સેવા ગાંધીજીને ચરણે અર્પણ કરી. પૂર્વજન્મના સારાનરસા સંસ્કાર, પૂર્વજોનો ભલોભૂરો વારસો અને મારા શિથિલ જીવનમાં બેદરકારીને અંગે પડેલી આદતો, એ બધું જ સાથે લઈને સ્વરાજ્યપ્રાપ્તિ માટે (અને આત્મોન્નતિ માટે પણ) યથાશક્તિ સેવા ને અસેવા કરી. તે દરમ્યાન હૃદય જાગ્રત બન્યું. એટલે સેવા અને અસેવા બંને મારફતે મારી સાધના પરિપુષ્ટ કરતો ગયો. આજે જાતને ઓળખવાની શક્તિ છે તેટલી જાતને સુધારવાની નથી. આ વૈષમ્યનો મનમાં સતત ખ્યાલ રાખીને ક્રમે ક્રમે હું નિવૃત્ત થતો જઉં છું. સાધનાની સામે મેં ક્રમમુક્તિનો આદર્શ મૂક્યો છે અને જીવનસંકલ્પની સામે ક્રમનિવૃત્તિનો. બંનેના સહકારથી શેષ જીવન પૂરું કરવાનું છે અને નવા જીવનના નિર્દેશની વાટ જોવાની છે.

૧૯૬૦

૩

ઘડપણની ચિંતા મને ક્યારેય થઈ નથી. શક્તિ અને સામર્થ્ય વધારવાં એવી ઇચ્છા મેં ક્યારેય કરી નહોતી, એટલે શરીરની અને ઇન્દ્રિયોની શક્તિ કુદરતના ક્રમ મુજબ ઘટશે, એની ચિંતા પણ મને કદી થઈ નથી.

બાળપણમાં કેટલીક શક્તિ મનુષ્યમાં હોતી નથી, પાછળથી તે આવે છે. એનું દુઃખ મેં ક્યારેય કર્યું નથી અને પ્રસન્નતાપૂર્વક બાળપણ પૂરું કર્યું છે. હવે વૃદ્ધાવસ્થામાં કેટલીક શક્તિ ક્ષીણ થઈ ગઈ, ઇન્દ્રિયો બરાબર કામ આપતી નથી, એનું દુઃખ મારે શા માટે કરવું? નવલકથા લખીએ તો તેનો અંત આવવો જ જોઈએ. નવલકથા પૂરી થવા આવી. લેખક પોતાનું કથાનક સમેટવાની તૈયારી કરે છે, એ જોઈને આપણે શોક દુઃખી કે ચિંતામગ્ન બનીએ છીએ? બાળપણમાં બાળપણના રસોનો આનંદ માણ્યો. મોટા થતાં બચપણની વાતો બાલિશ ગણીને છોડી દીધી. અને પ્રૌઢ વયમાં લાયકાત અને શક્તિ પ્રમાણે પ્રૌઢ મહત્ત્વાકાંક્ષા સેવી. તેમનો પણ અનુભવ લીધો. કેટલીક બાબતો સાર વગરની હોય તેવી લાગી. કેટલીક બાબતોનો અનુભવ મળતાં તૃપ્તિ થઈ અને જીવનમાં અનુભવસમૃદ્ધિની શાંતિ ફેલાઈ. આ બધું સંતોષનો જ વિષય છે.

જે પુરુષાર્થ આપણે આરંભ્યો હતો તે જ નવી પદ્ધતિથી અને મોટા પ્રમાણમાં બીજાઓ ચલાવે છે તે જોઈને અપાર સંતોષ થાય છે

જેલનિવાસમાં જે ખોરાક મળ્યો તેથી દાંત જલદી બગડ્યા. તે પડાવવા પડ્યા. તેમની જગ્યાએ દાંતનું ચોકઠું બેસાડ્યું ને કામ ચાલ્યું.

આજના જમાનામાં મોટે ભાગે બધાની નજર નજીકનું જોઈ શકતી (short sight) હોય છે. સૌ પહેરે છે તેમ મેં પણ ચશ્માં પહેર્યાં. કાનની શક્તિ ક્ષીણ થતાં સભા-સંમેલનોમાં જવાનું ઓછું કર્યું, અને શહેરમાં રહેવા છતાં પણ કાનની

બહેરાશને કારણે મોટરોના કર્કશ અવાજથી બચી જવાયું તેનો આનંદ માન્યો. હવે કાનની મદદમાં એક 'કર્ણિકા' આવી છે. તેની થોડી સેવા વચ્ચે વચ્ચે લઉં છું. શરીરની શક્તિ ઓછી થઈ છતાં પણ પ્રવાસ હજી મેં છોડયો નથી. પ્રવાસથી સેવાનો આનંદ મળે છે. સજ્જનોનો સહવાસ મળે છે. સૃષ્ટિની વિશાળતામાં ભગવાનનાં દર્શન થાય છે. અને શરીરની અને મનની તાજગી કાયમ રહે છે. શરીર સાથ આપતું રહે ત્યાં સુધી હું પ્રવાસ નહીં છોડું, અને જે ઝડપથી હું પ્રવાસ કરું છું તે ઝડપથી ઘડપણ પણ દોડી શકવાનું નથી અને મૃત્યુ પણ આક્રમણ કરી શકવાનું નથી. એટલે આત્મવિશ્વાસ બંધાઈ ચૂકયો છે કે ચાલતો રહીશ ત્યાં સુધી શરીર પણ ચાલશે.

જિંદગીમાં હું એટલું બધું ફર્યો છું, એટલું બધું જોયું છે, એટલો બધો વિચાર કર્યો છે કે બેઠો બેઠો તેને વાગોળ્યા કરીશ તોપણ પચીસ-પચાસ વર્ષ તો સહેલાઈથી નીકળી જશે.

અને સૌથી મહત્ત્વની એ વાત છે કે જે સ્વરાજ્ય માટે જીવવું હતું તે સ્વરાજ્ય મળી ગયું છે. હવે દેશમાં સ્વર્ગનું નિર્માણ કરવું કે નરકનું તે આપણા હાથની વાત છે. દેશની આજની પરિસ્થિતિ જોઈને દુઃખ જરૂર થાય છે, પણ મન નિરાશ થતું નથી. હજારો વર્ષોની સામાજિક અને સાંસ્કૃતિક ભૂલોની કિંમત આપણે ચૂકવવી જ પડશે. પરંતુ આપણે પરાવલંબનમાંથી મુક્ત થયા તે લાભ કંઈ ઓછો નથી.

ઘડપણને કારણે જે વાત હવે મારે હાથે થઈ શકતી નથી તેની ચિંતા પણ મેં છોડી દીધી છે. નાહક ચિંતા કરીને પોતાની જાતને શા માટે સૂકવી નાખવી? બાલ્યાવસ્થા જેટલી આનંદદાયક હતી, જુવાની જેટલી પ્રોત્સાહક હતી, તેટલી જ વૃદ્ધાવસ્થા શાંતિદાયક, સંતોષપ્રદ અને ચિંતનાનુકૂલ બની છે. આખી માનવજાત પોતાની જડતા ત્યજીને પુરુષાર્થી બનવા માંડી છે. જે ભાર આપણે આજ સુધી દેવ ઉપર કે દૈવ ઉપર નાખી દેતા હતા તે હવે આપણા માથા ઉપર લેવા જેટલા આપણે પ્રૌઢ, સ્વાવલંબી અને પરાક્રમી બન્યા છીએ. અને સમસ્ત માનવજાતિમાં કૌટુંબિક ભાવનાનો ઉદય થવાનાં ચિહ્નો પણ હવે દેખાવા માંડયાં છે. આ બધું જોવાનો અને તે ઉપર વિચાર કરવાનો આનંદ મબલક પ્રમાણમાં મળતો હોવાથી વૃદ્ધાવસ્થાને કારણે મારે નિરાશ શા માટે થવું? જેમ સાંજના થાકની સાથે મીઠી અને ગાઢ નિદ્રાનું આશ્વાસન સુખદાયક લાગે છે તે જ રીતે વિવિધતાથી ભરેલા આ જીવનનો અંત પણ આવવાનો છે, અને યથાકાળે મૃત્યુમિત્રની મુલાકાત નક્કી થવાની જ છે, તે આશ્વાસન મારે માટે સૌથી શ્રેષ્ઠ આશ્વાસન છે.

એક વખત કોઈકે મને પૂછયું, "ભગવાન જો તમારું મૃત્યુ જબરદસ્તીથી લઈ લે, અને તમને અજરામર ચિરંજીવ બનાવે, તો તમે શું કરશો?" મેં કહ્યું, [1] જીવનનો અંત આવવાનો નથી તેવો ડર જો મનમાં પેસી ગયો તો હું એટલો

બધો ગભરાઈ જઈશ કે એ સંકટમાંથી મારી જાતને બચાવવા માટે હું આત્મહત્યા જ કરીશ. પરમાત્માની અગણિત બક્ષિસોમાં સૌથી શ્રેષ્ઠ બક્ષિસ મરણ જ છે. પરમ દયાળુ પરમાત્મા મરણનો આ અધિકાર મારી પાસેથી છીનવી લેશે એવું મને લાગતું નથી."

શારીરિક પીડામાંથી બચવાનો પ્રયત્ન હું જરૂર કરું છું. શારીરિક અને માનસિક વેદના વધે તો હું વ્યાકુળ પણ બનું છું. (હવે તે પણ ઓછું થઈ ગયું છે.) પણ મૃત્યુને તો મેં મારો એક મિત્ર જ માન્યો છે. તે પૂર્ણવિરામ ભલે ન હોય, પણ નવા પ્રસ્થાન માટે આવશ્યક એવો વિરામ તો તે છે જ.

## ૩૪. જન્મદિવસનું મનન

મારા પિતાજી તોંતેર વર્ષનું આયુષ્ય ભોગવીને અવસાન પામ્યા. હું તાજેતરમાં જ તોંતેર વર્ષ પૂરાં કરીને આગળ વધ્યો છું. એ ટાણે મારા પોતાના વાર્ધક્ય ઉપર થોડો વિચાર કરવો ઇષ્ટ માનું છું.

મારા પિતાજીનું અવસાન થયું તે વખતે એમના બધા જ દાંત સાબૂત હતા. એક પણ દાંત પડયો ન હતો. છેક આખરની અવસ્થા સુધી શેરડી, ગંડેરી કર્યા વગર, છાલ ઉતરડીને ખાતા. મારી માતાના અવસાન પછી, જ્યારે જ્યારે શક્ય હોય ત્યારે ત્યારે હું જ શોખથી એમને માટે રસોઈ બનાવતો. એમને શું ભાવે છે અને શું નથી ભાવતું, એ હું સારી પેઠે જાણતો હતો એમને ખાવાનું ભાવ્યું કે નહીં તે જાણી લેવાની એક કસોટી પણ મારી પાસે હતી જમી રહ્યા પછી જો તેઓ પાણી ન પીએ તો માની લેવું કે એ ભોજન એમને ખૂબ ભાવ્યુ છે. પણ વચ્ચે વચ્ચે તેઓ પાણી પીએ તો તે વખતે મારું મન બહુ ખિન્ન થઈ જતું. મકાઈના દિવસોમાં હું સુંદર કુમળા નરમ મકાઈના ડોડા શેકીને ઘી-મીઠું નાખીને તેની કચુંબર બનાવતો એ એમને ખૂબ ભાવતી. પિતાજીને વટાણા ખૂબ ભાવતા. વટાણા શેકીને હું એમને આપતો. દાંત સાબૂત હોવાથી એમને વટાણા ખાતાં દંતાનંદ પણ પૂરતો મળી રહેતો. એમને નાળિયેર ખૂબ પ્રિય હોવાથી ભોજ્ય પદાર્થોમા હંમેશાં કોપરાના નાના નાના ટુકડા હું નાખતો, અને તે ચાવી ચાવીને ખાવામા એમને કશી તકલીફ થતી નહીં.

પિતાજીનું શરીર ઘણું જ તદુરસ્ત હતું. કહે છે કે જુવાનીમા બાવીસ વર્ષની ઉંમર સુધી તો એમને એકે વાર શરદી થઈ ન હતી, તાવ પણ આવ્યો ન હતો. બચપણમા એમણે ઘણી મુશ્કેલીઓ વેઠી હતી. ક્યારેક ક્યારેક લાકડાં ચીરવાં, જંગલમાથી લાકડા ઘેર લઈ આવવાં, એવાં એવાં કામ પણ એમણે કર્યાં હતાં. છેલ્લે છેલ્લે મનને પ્રફુલ્લ રાખવા ખાતર અને બાળકો માટે હમેશાં કાંઈક કાંઈક તો કમાવું જ જોઈએ એવા ખ્યાલથી પણ તેઓ પેન્શન લીધા પછી બ…

કામ કરતા રહેતા. નાહવા બેસે તે પહેલાં પોતાનાં કપડાં જાતે જ ધોઈ નાખવાનો તેમનો આગ્રહ હતો. એમની આગળ નોકરોનું કે ઘરનાં માણસોનું કાંઈ જ ચાલતું નહીં. કોઈ પૂછે તો તેઓ કહેતા કે "લક્ષ્મી તો આજ છે, કાલે ન પણ હોય. પોતાનાં કપડાં જાતે ધોવાનું પણ ભારે પડે એવી દશામાં રહેવું જ શા માટે?" અંતે એમનો દેહાંત પણ બગીચામાં કામ કરતાં જ થયો. લાકડાની એક ખૂંટી પગમાં લાગી અને તેની ચોટ વધતી ઘૂંટણ સુધી પહોંચી ગઈ. છેવટે બેભાન થઈ ગયા અને એ દશામાં જ એમનું અવસાન થયું. છેક છેલ્લે દિવસે મેં એમને આદિથી અંત સુધી આખી ભગવદ્ગીતા વાંચી સંભળાવી હતી.

આમ જોઈએ તો એમને સંસ્કૃતનું જ્ઞાન બિલકુલ ન હતું. વાંચવાનો શોખ પણ ન હતો. રોજ 'ટાઈમ્સ' કે 'મરાઠી જ્ઞાનપ્રકાશ' હાથમાં લઈને દુનિયામાં શું શું થયું તે થોડુંઘણું જાણી લેવા ઉપરાંત તેઓ બીજું કાંઈ વાંચતા નહીં. ઘરબાર સંભાળવાં, બાળકોની તબિયતનો ખ્યાલ રાખવો, નોકરીનું – દફતરનું કામ મન દઈને ઈમાનદારીથી કરવું અને પૂજાપાઠ કરતી વખતે મંત્રો અને સ્તોત્રો ગાતાં ગાતાં પૂજામાં તલ્લીન થઈ જવું, એટલું જ તેઓ જાણતા. રાતે આઠ વાગ્યે વાળુ કરીને નવ સાડા નવ પહેલાં તેઓ સૂઈ જતા અને સવારે ત્રણ વાગ્યે ઊઠી જતા. એ વખતે તેઓ થોડુંઘણું ચિંતન કરતા હશે એવું મારું અનુમાન છે.

લોકોમાં હળવા-ભળવાનું એમને ખાસ પસંદ ન હતું. પોતે સામે ચાલીને કોઈને મળવા ખાસ જતા નહીં. જેઓ મળવા આવતા તેમની વાતો પ્રેમથી સાંભળી લેતા. ઘેર આવેલા મહેમાનોનો હૃદયથી આદર-સત્કાર કરતા અને સૌને સદ્બુદ્ધિ આપવા ભગવાનને પ્રાર્થના કરતા.

હું એમનો સૌથી નાનો દીકરો. ગોંદુ મારાથી થોડા મોટા. એમના જન્મ પછી દોઢ વરસે મારો જન્મ થયો હતો, એટલે ગોંદુની દેખરેખ રાખવાની જવાબદારી માની અને મને સંભાળવાનું કામ પિતાજીનું, એ રીતે શ્રમ-વિભાગ થયો હતો.

હું પિતાજી સાથે એમની જ પથારીમાં સૂતો. હું હાઈસ્કૂલમાં ગયો ત્યાં સુધી આ આદત લગભગ ચાલુ રહી. બાળપણમાં મને નવડાવવો, ખવડાવવું, રાતે પેશાબ માટે ઉઠાડીને લઈ જવો, એ બધું કામ પિતાજી જ કરતા, એટલે એમનો અને મારો સંબંધ અત્યંત ગાઢ બન્યો. હું થોડો મોટો થયો ત્યારે ઘરનો વહેવાર તેઓ મને સમજાવવા લાગ્યા. ક્યારેક ક્યારેક પોતાના બાળપણના કિસ્સા પણ મને સંભળાવતા. પરંતુ એ બાબતમાં હું ખૂબ રસ બતાવું તો જ કાંઈ વિસ્તાર કરી કહેતા. આગળ જતાં પોતાનાં સુખદુઃખ વ્યક્ત કરી મનનો બોજ હળવો કરવા બીજાઓને બદલે તેઓ મારી સાથે જ વાતો કરતા. ઘરનાં અને બહારનાં માણસો માટેનો પોતાનો અભિપ્રાય પણ તેઓ ખુલ્લે દિલે મારી પાસે જ વ્યક્ત કરતા. આગળ જતાં તેઓ મારી સલાહ પણ લેવા લાગ્યા.

પરિણામ એ આવ્યું કે પિતાજીને કશું કહેવું હોય કે એમની પાસે કશું કરાવવું હોય તો ઘરનાં માણસો મને જ વાત કરતાં અને મારી મારફતે બધી વાતો

પિતાજીના કાને નાખી પોતાનું કામ કરાવી લેતાં. આગળ જતાં ધીરે ધીરે હું પિતાજી ઉપર મારું રાજ્ય ચલાવવા લાગ્યો. તેઓ કપડાં ક્યાં પહેરે, ક્યા દરજી પાસે સિવડાવે વગેરે બધું હું જ નક્કી કરતો. છેલ્લે છેલ્લે એમની ઇચ્છાની ઉપરવટ જઈને એમનાં કપડાં પણ હું ધોઈ નાખતો. બંડી કે પહેરણ ફાટે તો દરજી પાસે જવાને બદલે તેઓ રજાના દિવસોમાં કૉલેજથી હું ઘેર આવું તેની રાહ જોતા. કહેતા, "થોડી અગવડ પડે તો કશો વાંધો નહીં, પરંતુ દત્તુને નારાજ નથી કરવો."

એક વાર મેં એમની પાસે એક એવુ કામ કરાવ્યું કે જે જિંદગીભરમાં એમણે ક્યારેય કર્યું ન હતું. હરિ નારાયણ આપ્ટેની નવલકથા 'ઉપાકાલ' સાંભળવાનો મેં એમને અનુરોધ કર્યો. નક્કી કર્યું કે રાતે વાળુ કર્યા પછી, સૂતા પહેલાં મારે એમને વાચી સંભળાવવું. પરંતુ હરિ નારાયણ આપ્ટે એવા ખુરાંટ કે દરેક પ્રકરણને અંતે હવે પછીની વાતનો ખટકો મનમાં પેદા કરીને જ પ્રકરણ સમાપ્ત કરે. પિતાજી કહેતા, "કાંઈ વાંધો નહીં; હજી એક પ્રકરણ વાંચ." વાર્તામાં રંગ જામ્યો હોય ત્યારે ટીખળ કરવા હું કહેતો, "આપને ઊંઘવામાં મોડું થશે. રાતે ઉજાગરો કરવાની આપને ટેવ નથી. અમે માંદા પડીએ તોપણ આઠ વાગ્યે સૂઈ જઈને બાર વાગ્યે ઊઠવાનો અને પછી આખી રાત જાગવાનો આપનો રિવાજ છે તેથી અહીં અટકી જવું ઠીક રહેશે."

પરંતુ એમનાથી રહેવાતું જ ક્યાં હતુ? કહેતા કે 'આગળ શું થયું તે જાણ્યા વિના રાતે ઊંઘ જ નહીં આવે.'

આમ કરતાં કરતાં થોડા જ દિવસોમાં 'ઉપાકાલ' જેવી મોટી નવલકથા પૂરી કરી નાખી. તે પછી મે એમને 'ગઢ આલા, સિંહ ગેલા' નવલકથા વાંચી સંભળાવ્યાનું મને સ્મરણ છે. મને ખ્યાલ છે ત્યાં સુધી પિતાજીને એમની આખી જિંદગીમાં વાંચવાનુ માત્ર આટલું જ થયું. એને વાચન કહેવાને બદલે શ્રવણ જ કહેવું જોઈએ.

પિતાજીના આવા વ્યવસ્થિત, એકનિષ્ઠ, સંકુચિત અને સંતુષ્ટ જીવન વિશે વિચાર કરું છુ અને મારા તોંતેર વરસના જીવનની એની સાથે તુલના કરું છું ત્યારે મને ઘણું જ આશ્ચર્ય થાય છે.

એક વાર એક આખા વાંસની કમાન બનાવી તેને બે થાંભલામાં બેસાડવાની હું કોશિશ કરી રહ્યો હતો. એ વાંસ છટકીને મારા દાંત પર વાગ્યો અને મારો એક દાંત ઢીલો પડી ગયો. એ વખતે મારી ઉમર સત્તાવીસ વરસની હશે. જેમતેમ કરીને મેં એ દાંતને દસ વરસ સુધી સાચવ્યો. પછી એ પડી જતાં એના વિરહમાં બીજો દાંત ઢીલો પડ્યો. એ બે દાંતની નીચેના સાથી કાબૂમાં રહ્યા નહીં એટલે તે પણ ઢીલા પડી ગયા. મારા દાંત નાનપણથી જ થોડા આગળપાછળ હોવાને લીધે જોઈએ એવા સાફ રહેતા ન હતા. દાંતની ખાસ કાળજી રાખવાનું મને ક્યારેય સૂઝ્યું ન હતુ. મને લાગે છે કે જરૂર કરતાં કંઈક વધારે ખાવાની

લઉં છું. ચિત્તવૃત્તિ મીઠી વસ્તુ તરફ દોડતી જ નથી. આશ્રમ-જીવનની અસર સમજાવવા આ ઉદાહરણ પૂરતું છે.

ગાંધીજીએ જોયું કે આશ્રમમાં થોડાક માણસો મસાલા અને ખાંડ તો શું, મીઠું સુધ્ધાં સહેલાઈથી છોડી શકે છે અને વરસો સુધી કેવળ બાફેલાં શાકભાજી ખાઈને રહી શકે છે. ખાંડ, મસાલા, મીઠું અને મરચાં વિનાનું ભોજન કરનારાઓ-નો આહાર, સ્વાભાવિક પ્રમાણથી વધારે હતો અને તેઓ ખાતા પણ ખૂબ સ્વાદથી. મેં કહ્યું, 'પશુપક્ષી પણ ક્યાં મસાલા ખાય છે? એમને તો હંમેશાં અમિશ્ર ભોજન જ હોય છે. વળી, કાચા માંસમાં વાઘ જેવાં જાનવરોને શો સ્વાદ આવતો હશે? પરંતુ તપાસ કરતાં જણાય છે કે તેઓ બધાં સ્વાદિયાં છે.

આહારનું પ્રમાણ હદથી વધારે ન હોવું જોઈએ. આખો દિવસ ખા ખા કરવું કેટલું હીણું છે તેનો ખ્યાલ હોવો જોઈએ. ખાસ ભૂખ ન લાગી હોય છતાં કેવળ સ્વાદ ખાતર ખાવું એ અસંસ્કારિતાની નિશાની છે તે ધ્યાનમાં રાખવું, નિષિદ્ધ આહાર લેવો નહીં, વગેરે સાદા નિયમો પાળવા એ પૂરતું છે.

હું માનું છું કે સત્ય અને સંયમ બન્ને માનવજીવનની પ્રતિષ્ઠા માટે જરૂરી છે. સંયમ કેવળ કામોપભોગ એટલે કે વિષયવાસના પરત્વે જ નહીં, પરંતુ સંયમ વાણીનો પણ હોય, બધી જ રીતના જીવનવ્યવહારમાં સંયમ વિના સર્વાંગી જીવન-વિકાસ શક્ય નથી. કોઈ એક ચીજ પાછળ જ પડવું ક્યારેક ભલે હિતકર હોય, પણ સર્વાંગી વિકાસની દૃષ્ટિએ તે હિતકર નથી, એટલું જેના મનમાં બરાબર ઠસી જાય તેનું જીવન વ્યવસ્થિત થવાનું જ.

આહારની બાબતમાં એક ઉદાહરણ મેં અગાઉ પણ ક્યાંક આપ્યું છે. પરંતુ અહીં પણ તે લાગુ પડે છે.

એક સ્નેહીને ત્યાં હું મહેમાન બન્યો હતો. બપોરે ખાસ ભોજન હતું. સારા સારા માણસો જમવા આવ્યા હતા. આહારની બધી જ વાનગીઓ અત્યંત સ્વાદિષ્ટ હતી. ભોજનની આખી યોજના બધી જ રીતે સફળ થઈ.

સાંજે સ્નેહીએ મને પૂછ્યું, "આજે રાતે આપ જમશો ને?" મેં કહ્યું, "આજે સાંજે કોઈને મળવા જવાનું નથી. બહાર ખાવાની સંભાવના નથી. હું ઘેર જ ખાઈશ."

મારું ધ્યાન ખેંચતાં એમણે કહ્યું, "એ દૃષ્ટિએ નથી પૂછ્યું. બપોરે મોડા જમ્યા છીએ. બધાંએ ખૂબ ખાધું છે. અમે લોકો આજે રાતે જમવાનાં નથી. આપને માટે જ રસોઈ બનશે એટલે પૂછ્યું. આપ પણ જમો નહીં તો રસોઈ નકામી જાય."

મેં જવાબ આપ્યો, "બપોરની રસોઈ ખૂબ સ્વાદિષ્ટ હતી. મેં બધી વાનગીઓ સ્વાદપૂર્વક ખાધી. એટલી વિવિધ ચીજો બનાવી હતી કે કઈ ચીજનો વિશેષ આદર વો તેનો નિર્ણય કરવાનું કામ કઠણ હતું. પરંતુ મારો નિયમ છે કે ખાસ ભોજન-દવસે હું રોજના કરતાં થોડું ખાઉં છું. મેં સ્વાદથી ખાધું પરંતુ વધુ નથી

ખાધું. સ્વાદથી ખાવામાં રસિકતા છે, ઠાંસીને ખાઉં તે ખાઉધરાપણું છે. નાનપણથી આ અંગે હું સજાગ છું. અમુક વખતે મારો આહાર પ્રમાણમાં વધારે હતો ખરો, પરંતુ એ દિવસો જુવાનીના હતા, પૂરા થયા. જમતી વખતે મારું ધ્યાન હંમેશાં આહારના પ્રમાણ તરફ હોય છે. પ્રવાસમાં સાંજનું ખાણું મળશે કે કેમ તે બાબત શંકા હોય ત્યારે હિંમત કરીને થોડું વધારે ખાઈ લઉં છું ખરો, પરંતુ એ ઇરાદાપૂર્વક હોય છે. વાનગી સ્વાદિષ્ટ છે માટે હદથી વધારે ખાવા મંડું તો મારી જ દૃષ્ટિમાં હું મારી પ્રતિષ્ઠા ગુમાવવા બેસું."

મહાયાન બૌદ્ધોનો એક સુંદર સંસ્કૃત ગ્રંથ છે 'બોધિચર્યાવતાર'. એમાંનું એક વાક્ય મને ગમી ગયું છે; चित्तरक्षाव्रतं मुक्त्वा बहुभिः किं मम व्रतैः। (ચિત્તને કાબૂમાં રાખવાના વ્રત સિવાયનાં બીજાં અનેક વ્રતો સાથે મારે શી લેવા-દેવા?) ચિત્તને કાબૂમાં રાખવું એ એક જ વ્રત માણસ માટે પૂરતું છે. એ પાળવામાં ગફલત થઈ તો બાકીનાં વ્રત કશી મદદ નહીં કરે.

થોડાક માણસો કહે છે કે બ્રહ્મચર્યના પાલનથી માણસ દીર્ઘાયુ થાય છે. मरणं बिन्दुपातेन, जीवनं बिन्दुधारणात्। બ્રહ્મચર્ય, આરોગ્ય અને આધ્યાત્મિક સાધના માટે પ્રબળ સાધન છે. આયુર્વેદમાં લખ્યું છે કે બ્રહ્મચર્ય કરતાં ચડિયાતું બીજું કોઈ રસાયણ નથી.

અનુભવ કહે છે કે શંકરાચાર્ય જેવા કેટલાય પ્રખ્યાત નૈષ્ઠિક પવિત્ર બ્રહ્મચારી અલ્પાયુ હતા, અને કેટલાય વિલાસી માણસો દીર્ઘાયુ બની શક્યા હતા.

હું માનું છું કે સંયમી માતાપિતા દ્વારા જેમને સશક્ત શરીર મળ્યું હોય તેઓ પોતે જો સંયમી રહે તો દીર્ઘાયુ થાય એ સ્વાભાવિક છે. શ્રીકૃષ્ણ જેવા ગૃહસ્થાશ્રમી સો વર્ષથી પણ વધારે જીવ્યા. દક્ષિણ રશિયામાં અને કાશ્મીરની ઉત્તરે એવી કેટલીક જાતિઓ છે, જેમાં સો વરસથી વધારે જીવનારા ઘણાય માણસો મળે છે.

તાજે, સ્વચ્છ, પૌષ્ટિક મિતાહાર; અનુકૂળ શરીરશ્રમ, ખુલ્લી હવાનું જીવન અને પ્રસન્ન મન—એટલું ભાથું હોય તો મનુષ્ય જરૂર દીર્ઘાયુ થાય.

મને તો બે વાર ક્ષય રોગ પણ થયો હતો. બચપણમાં શરીર એટલું દુર્બળ હતું કે ગરદન પણ ટટ્ટાર રહેતી ન હતી. પરંતુ મેં ઘણી કાળજી રાખી. ખૂબ પ્રયાસ કર્યો. જીવનનો રસ શુદ્ધ અને તાજો રાખ્યો. ક્યારેય વધારે પડતી ચિંતા ન કરી. ઉત્સાહ અને સંતોષનો સમન્વય કર્યો. એથી વિશેષ તો ઈશ્વરની કૃપા જ થઈ એમ કહી શકું. સૃષ્ટિ અનાથ નથી. એનો સંચાલક છે જ. તે સૃષ્ટિની અંદર રહીને જ પોતાના નિયમો મુજબ બધું કરવા ઇચ્છે છે. તેની રચના અને યોજના આપણે પૂરેપૂરી સમજી શકતા નથી. પરંતુ એવી રચના અને યોજનાનું અસ્તિત્વ છે એવા વિશ્વાસથી શાંતિ અને બળ મળે છે એટલું તો જરૂર કહી શકું.

એપ્રિલ ૭, ૧૯૬૫

# ૩૬. કેવી વિપરીત દશા !

જેઓ દીર્ઘાયુ હોય છે તેમનુ એક દુઃખ એ છે કે તેમને ઘણાનાં મરણના સમાચાર સાંભળવા પડે છે. દુનિયા છે જ નાશવંત. એમાં લોકો જેમ જન્મે છે, તેમ મરે પણ છે. એનું દુઃખ તે શું કરવાનું? પરંતુ કેટલાંક દુઃખ એવાં હોય છે કે જેનું દરદ મટાડવા કોઈ આશ્વાસન પણ નથી મળતું. ઘરડા માણસો પોતાનો વારો આવે ત્યારે દુનિયા છોડે તો એનું દુઃખ ગમે તેટલું થાય તોપણ સહન કરવું મુશ્કેલ નથી હોતુ. પરંતુ પોતાનું કામ આગળ ચલાવશે એ આશાએ જેમને તૈયાર કર્યા હોય અને જેમની મારફતે પોતાનું જીવનકાર્ય સારી રીતે આગળ વધશે એવો ભરોસો હોય, તેઓ જ જો આપણી પહેલાં ચાલ્યા જાય તો તેનું તીવ્ર દુઃખ થાય છે. 'આત્મા અમર છે, જીવન-પરંપરા અખંડ ચાલવાની છે, મરનાર વ્યક્તિ શરીરના બંધનથી છૂટી વ્યાપક રીતે કામ કર્યા જ કરે છે'—આવી વાતો બેશક સાચી છે. છતાં આપણાથી નાની ઉંમરના માણસો ચાલ્યા જાય છે ત્યારે એવા વ્યતિક્રમથી હૃદયને આઘાત પહોંચે જ છે.

શ્રી વિનોબાના સૌથી જૂના શિષ્ય શ્રી વલ્લભસ્વામીના દેહાંતના સમાચાર સાંભળી અત્યંત ગ્લાનિ થઈ. ઇંગ્લંડના વિખ્યાત મનીષી એડમંડ બર્કના એકના એક દીકરાનો દેહાંત થયો ત્યારે એમણે એક જ વાકયમાં પોતાની હૃદયવેદના વ્યક્ત કરી હતી. 'જે મારો વંશજ હતો તે પૂર્વજ સરખો થઈ ગયો. કેવી વિપરીત દશા!'

વલ્લભસ્વામી જેમ વિનોબાના શિષ્ય હતા તેમ અમ સૌ શિક્ષકોના વિદ્યાર્થી હતા. અને ત્યારથી જ એમની નમ્રતા, સરળતા, હસમુખ પ્રસન્નતા અને વિદ્યા-નિષ્ઠાનો પ્રભાવ સૌ પર હતો. કેટલાક નવયુવક એવા હોય છે કે તેમને જોતાં જ મનમાં સદ્‌ભાવ પેદા થાય છે અને એમના સરળ મીઠા સ્વભાવને કારણે એ સદ્‌ભાવ કાયમ ટકે છે અને વધતો જાય છે.

દેશની સ્થિતિ એવી છે અને કાર્યકર્તાઓની સંખ્યા એટલી નાની છે કે દરેકને પોતાની શક્તિની મર્યાદા ઉપરાંતનું કામ કરવું પડે છે. એમ કરતાં એમને કોઈ રોકતું પણ નથી. માંદા પડી ઊઠયા પછી તબિયત સાચવવા માટે આપણે પૂરેપૂરા સાવધાન રહીએ છીએ. જાણીતા રાષ્ટ્રસેવકો માટે આતિથ્યશીલ ગૃહસ્થો અને કુશળ દાક્તરો પૂરેપૂરી મદદ કરે છે. પરંતુ આરોગ્યનો પાયો જ એક વાર ઢીલો થઈ ગયા પછી આરોગ્ય સંભાળવું મુશ્કેલ બની જાય છે.

હું દૈવવાદી નથી. મારો નિયતિવાદ પણ મર્યાદિત છે. હું નથી ધારતો કે દરેક માણસની મૃત્યુની ઘડી નિયતિએ પહેલેથી નક્કી કરી રાખી હોય છે. હું માનું છું કે માણસનું આવરદા ઘટી પણ શકે અને વધી પણ શકે. એટલે મરણની

ઘડી મુકરર હોવાપણાથી સમાધાન મને નથી. આપણે આપણાં ગાય, બળદ તથા ઘોડાના આરોગ્યની જેટલી કાળજી રાખીએ છીએ તેટલી પણ ક્યારેક આપણે પોતાના કે આપણા સાથીઓના આરોગ્યની નથી રાખતા. આરોગ્યની ઉપેક્ષા કરવી અને પરિશ્રમની પરાકાષ્ઠા કરવી, એ સેવકોને વિશે એક રાષ્ટ્રીય સદ્‌ગુણ મનાય છે અને તેનાં વખાણ પણ થાય છે. કેટલે દરજ્જે આ યોગ્ય છે તે હું નથી જાણતો. વળી, હું એવું પણ-આશ્વાસન નથી લઈ શકતો કે જે કંઈ થાય છે તે પૂર્વનિર્મિત ઈશ્વરી યોજના અનુસાર જ થાય છે. પોતાની જવાબદારીમાંથી છટકી જવા માટે ઈશ્વરવાદ હંમેશાં મદદે આવે છે. એટલે એવું આશ્વાસન મને મંજૂર નથી તેથી મારી ગ્લાનિ વધે છે. 'પણ જે થયું તે થયું; હવેથી વધારે સાવચેત રહેવું પડશે' એટલું જ મનમાં ને મનમાં હું કહી શકું. જેને 'ચિરંજીવી' કહેતા આવ્યા તેનું જ આ રીતે શ્રાદ્ધ કરવું પડે એ કેટલા દુઃખની વાત છે! એવું દુઃખ ટાળવાનો પ્રયત્ન કરવો એ આપણું રાષ્ટ્રીય કર્તવ્ય છે. યુવકોના અકાળ મૃત્યુની જવાબદારી સ્વીકારીને હવે આપણે વિચારવું ઘટે કે એવી આપત્તિમાંથી બચવાનો ઉપાય શો?

## ૩૭. ઉપસંહાર

બંગાળીમાં એક કહેવત છે કે "મોતથી—'તું મરી જા' એવી ઉક્તિથી—વધારે ભૂંડી કોઈ ગાળ કે શાપ હોઈ ન શકે." માણસ મોતનું નામ પણ સાંભળવા ઇચ્છતો નથી. રવિબાબુની (ટાગોરની) નવલકથાઓમાં આ કહેવત અને તેની ચર્ચા ક્યાંક વાંચી છે, પરંતુ રવિબાબુ મોતને ક્યારે પણ અશુભ ગણતા નથી. રવિબાબુ લાંબું જીવ્યા. કોઈકે મને પૂછ્યું કે રવિબાબુના દીર્ઘાયુનું કારણ શું હશે?

કવિના દીર્ઘાયુનું કારણ આપવું હોય તો તે વૈજ્ઞાનિક નહીં પણ કાવ્યમય જ હોવું જોઈએ. મેં કહ્યું, "રવિબાબુએ પોતાની કાવ્યનિર્મિતિના પ્રારંભથી જ જીવન-સંધ્યા અને મૃત્યુ ઉપર લખવાનું શરૂ કરેલું. એમનાં ચિંતનાત્મક કાવ્યોમાં મૃત્યુનો ઉલ્લેખ તેમ જ પરિચય અને સ્વાગત વારંવાર આવે છે. મૃત્યુને વિચાર આવ્યો હશે કે જ્યારે આખી દુનિયા મારો તિરસ્કાર કરે છે ત્યારે આ એક કવિ એવો છે કે જે મને બરાબર ઓળખે છે. મારા તરફથી મારો સાચો પ્રચાર પણ કરે છે. એને આ દુનિયામાં રહેવા દેવો એ જ ઠીક છે. પોતાનો પક્ષ લઈને પોતાનો પરિચય કરાવનાર આ દુનિયામાં કોઈ ને કોઈ રહે તો તે ઇષ્ટ જ છે."

અથવા એવું પણ બન્યું હોય કે રવિબાબુને મોઢે પોતાનાં સ્તુતિગાન સાંભળીને મૃત્યુ સદાશય પ્રસન્ન થઈ ગયા હોય અને એમને અહીંથી ઉઠાવી લઈ જવાનું એને સૂઝ્યું જ નહીં હોય. જ્યાં અતિ-પરિચય હોય ત્યાં કાળજીનો અભાવ હોય જ છે.

આજે જ્યારે મારી ઉંમર ખૂબ પાકટ થઈ ચૂકી છે ત્યારે લોકો મને પણ એ જ સવાલ પૂછે છે: "આપના દીર્ઘાયુનું કારણ શું છે તે કહો. આજે પણ આપ સતત કર્મરત છો, ચાલુ મુસાફરી કરતા રહો છો, લેશ પણ નારાજ કે થાકેલા દેખાતા નથી, તો તેનું કારણ શું?"

મારે મારી પોતાની બાબતમાં કોઈ મોટો ફિલસૂફીભર્યો કે ગંભીર જવાબ આપવો તે મને ગમતું નથી. હું ચિરપ્રવાસી તો છું જ, એટલે એનો લાભ લઈને મેં વિનોદમાં કહ્યું, "જવાબ સહેલો છે. મેં મૃત્યુનું ચિંતન તો પુષ્કળ કર્યું છે, પરંતુ મૃત્યુની ચિંતા હું નથી કરતો. બુઢાપો અને મૃત્યુ બન્ને મારી પાછળ પડયાં છે અને મને પકડવા ઇચ્છે છે. બન્ને ઠીક ઠીક થાકેલાં છે પણ પીછો નથી છોડતાં. મને લેવાને ક્યાંક પહોંચી જાય છે અને લોકોને પૂછે છે કે ફલાણો માણસ ક્યાં છે? ત્યારે લોકો કહે છે કે 'હજી કાલ સુધી તો અહીં હતો, પણ અહીંથી પછી ક્યાં ચાલ્યો ગયો તેની અમને ખબર નથી.' તપાસ કરીને મારો પત્તો મેળવી નવે સ્થળે મને લેવાને માટે હાંફતાં હાંફતાં તે પહોંચે છે તો ત્યાં પણ એમને એવો જ અનુભવ થાય છે. લોકો કહે છે: 'તમે સહેજ જ મોડા પડયા. હજી આ ઘડી સુધી તો અહીં હતા. ખબર નથી કે અહીંથી ક્યાં ઊપડી ગયા!'

જ્યાં સુધી મારી જીવનયાત્રા ઉત્સાહ અને સ્ફૂર્તિપૂર્વક ચાલે છે ત્યાં સુધી બુઢાપો અને મોત મને પામી નહીં શકે. પણ તેમાં હું શું કરું? એમને ટાળવાની હું લેશમાત્ર કોશિશ કરતો નથી, તેમ જ એમને પામવાની ઉત્કંઠા પણ મને નથી. જૂનાં દોસ્તો છે, ક્યારેક મળશે જરૂર. જેટલી વાર લાગશે તેટલા જ પ્રેમથી ભેટીશું.

અને ઈશ્વરેચ્છા હશે તો ફરીથી જુદાં નહીં પડીએ.

# પરિચય

જીવનના પ્રારંભમાં અને અંતમાં બે બહુ મહત્ત્વની હોય છે — જન્મ અને મરણ. માબાપ આપણને જન્મ આપે છે તેની સાથે ભાઈ-બહેન અને સગાં-વહાલાં પણ આપણને તેમની મારફતે મળે છે.

આપણાં આ સગાં ઘરડાં થાય ત્યારે એમના મૃત્યુના સ્વીકાર માટે તેઓ આપણને તૈયાર કરે છે. પછી તો યથાસમયે જ્યારે તેઓ આ દુનિયા છોડી દે છે ત્યારે એમના શરીરની છેલ્લી સેવા કરવાની તક પણ આપણને મળે છે.

આમ જન્મ મૃત્યુ બંને બહુ અત્યંત મહત્ત્વની બાબત.

જ્યારે જ્યારે જીવનનું ચિંતન કરું છું ત્યારે ત્યારે મને જન્મ આપનાર મારાં માબાપ પ્રથમ યાદ આવે છે અને તેમની મારી પાસેથી છેલ્લી સેવા લઈ દુનિયામાંથી વિદાય થયાં એ પણ ધ્યાનમાં આવે છે. એ દરમિયાન આપણે પરણ્યા પછી એકેક પતિપત્નીના સંબંધોથી વૈવાહિક જીવનનો પ્રારંભ કરીએ. આપણે પોતે માતપિતા બની સમાજમાં મહત્ત્વનું સ્થાન લઈ લઈએ, અને આ રીતે વિશ્વની જીવનયાત્રા આગળ ચાલુ રહે.

મારાં બા પ્રથમ ગયાં. પાછળથી મારા પિતાશ્રી ગયા. બહેન અને ભાઈઓનાં મૃત્યુના પણ મારે સાક્ષી થવું પડ્યું. આ બધાંનાં શરીરની છેલ્લી વ્યવસ્થા પણ મારે કરવી પડી એ યાદ આવે છે.

આમ, મૃત્યુનો અત્યંત નજીકનો પરિચય સ્મરણમાં કાયમનો રહ્યો છે.

મારાં માતાપિતાના મૃતદેહોની છેલ્લી વ્યવસ્થા મારે જ કરવી પડેલી. ત્યારે જાણ્યું કે કેટલાક લોકો મરી ગયેલા માણસના દેહને જમીનમાં દાટી દે છે, તો કેટલાક મૃત શરીરને પશુપક્ષી કે માછલાંને ખાવા આપે છે. આપણે એવા પરોપકારમાં ઊતરતા નથી, પરંતુ આપણી સમક્ષ આપણે આપણાં સગાંવહાલાંના શરીરને અગ્નિને અર્પણ કરતા હોઈએ છીએ. અને એ શરીરોની રાખ અને બચી ગયેલાં હાડકાં નદીમાં અથવા સમુદ્રમાં પધરાવીએ છીએ. એવી સગવડ ન હોય ત્યાં એ બધી વસ્તુને તળાવમાં ડુબાડી દઈએ છીએ. આવાં સદ્ગત સગાંવહાલાંને યાદ રાખવા માટે આપણે શ્રાદ્ધ પણ કરીએ છીએ.

જન્મ મૃત્યુનો આવો અનુભવ દરેક માણસને છે જ. યથાકાળે એ મળે જ છે. મારે પણ કેટલાંય સગાંવહાલાંને અને આદરણીય સત્પુરુષોને સ્મશાન સુધી પહોંચાડવાં પડ્યાં છે. મારે મન સ્મશાન એ અત્યંત પવિત્ર જગ્યા છે. જ્યાં આપણે સગાંવહાલાંનાં શરીરની અંતિમ સેવા કરી એ સ્થાન આપણે માટે અત્યંત પવિત્ર જ હોવું જોઈએ. હિંદુ સંસ્કૃતિમાં મરી ગયેલા માણસનું શરીર અપવિત્ર મનાય છે. સ્મશાન વિશે આદર રાખવાને બદલે એ સ્થાનને આપણે અશુભ માનીએ છીએ એ મોટો દોષ છે.

આ સ્થિતિ સુધારવા માટે મેં એક લેખમાળા લખી હતી. 'સ્મશાનયાત્રા'

એવું જ નામ એને આપત. પણ વાચકોને એ ગમશે નહીં એવો વિચાર મનમાં આવવાથી શીર્ષક આપ્યું 'જ્યાં દરેકને પહોંચવું જ છે.'

મુંબઈના ગુજરાતી સાપ્તાહિકમાં 'સુધા'માં આ લેખમાળા ક્રમશઃ છપાઈ હતી. વાચકોએ એનું રસપૂર્વક સ્વાગત કર્યું હતું. એટલે મારે 'સુધા'ના સંચાલકોનો આભાર માનવો જોઈએ. મને એવો ખ્યાલ છે કે આ લેખમાળા માટે આ સુંદર શીર્ષક 'સુધા'ના તંત્રીએ સુઝાડયું છે. મને એ શીર્ષક ખૂબ ગમ્યું. આ શીર્ષકથી સૂચવાય છે કે આપણો પણ ત્યાં હક છે.

મને સ્મરણ છે તે પ્રમાણે સ્મશાનોનું ઉત્કટ દર્શન મને પહેલવહેલું થયું મારાં માતપિતાને કારણે. ત્યાર પછી તો સગાંવહાલાં, ઇષ્ટમિત્રો, દેશના કે સમાજના નેતાઓ અને બીજા અનેકોએ સ્મશાનનાં દર્શનની મને તકો આપી.

એમાં ખાસ ધ્યાનપાત્ર બનેલ છે મહાયુદ્ધોને કારણે જે લાખો લોકો મરાયા એમની વિશાળ સ્મશાનયાત્રા.

સગાંવહાલાંને મૂકવા જઈએ ત્યારની ભાવના સામાન્ય રીતે લાગણીપ્રધાન હોય છે. સ્વદેશના રક્ષણને અર્થે જેઓ લડયા અને મર્યા એમની સ્મશાનયાત્રાનું દર્શન, ચિંતન અને સ્મરણ અદ્ભુત હોય છે. એ દર્શન દ્વારા માનવી-સંસ્કૃતિની અનેક બાજુઓ ચિંતનનો વિષય બને છે.

સામાન્ય સ્મશાનયાત્રા તો જીવનના સાથીઓની છેલ્લી સેવાને કારણે હોય છે, પણ એકબે મહાયુદ્ધોને અંતે જ્યારે કેટલાંયે વિમાનો આપણે માટે લડયાં અને લડાઈનો ભોગ થઈ નીચે પડયાં ત્યારે એમના ભાગો ભેગા કરી એમને પણ નવી જાતના સ્મશાન સુધી પહોંચાડવા પડયા. એમના પ્રત્યેનો આદરભાવ તો જુદો જ હોય, એટલે આ વિમાનોની સ્મશાનયાત્રા પણ અત્યંત મહત્ત્વની અને હૃદયોને કોતરનાર નીવડી.

આમ માનવોની સ્મશાનયાત્રા સાથે પશુપક્ષીઓની અને જલચરોની સ્મૃતિ બંધાઈ જાય છે. વિમાન જેવાં યંત્રોની પણ સ્મશાનયાત્રા મારે લખવી પડી. આપણા જીવનમાં જેમનો અત્યંત તુચ્છ ભાગ છે, પણ જેમની સેવા વગર પ્રાણીઓ પણ જીવી શકતાં નથી એવાં કીડીમંકોડા જેવાં પ્રાણીઓની પણ સ્મશાનયાત્રા હોય છે એનું પણ સ્મરણ થયું. એ પ્રાણીઓ ભલે તુચ્છ હોય પણ એમની વ્યાપક સેવા વગર આપણું જીવન ટકી જ ન શકે. એટલે એમની સ્મશાનયાત્રાનું પણ ચિંતન અને લેખન કરવું પડયું. આમ વિમાન જેવાં યંત્રો અને કીડીમંકોડા જેવાં જંતુઓ પણ સ્મશાનયાત્રાનો એક વિષય થઈ ગયો.

'સુધા'માં પ્રગટ થયેલી આ લેખમાળા પુસ્તક રૂપે પ્રગટ થાય છે ત્યારે સંતોષ અનુભવું છું.

૧–૯–'૭૬
સન્નિધિ, રાજઘાટ
નવી દિલ્હી

કાકા કાલેલકર

# ૧. મંગળમય મૃત્યુ અપવિત્ર શાને?

એકાદ સ્મશાન જોઈને કોક વાર મન ઉદાસ થાય એ સમજાય એવું છે પણ લોકો સ્મશાનભૂમિને અપવિત્ર કેમ માને છે એ મારા સમજવામાં કેમે કરીને આવતું નથી. માણસ મરી ગયા પછી એનું શરીર આપણે ત્યાં અપવિત્ર ગણાય છે. લોકો એને અડવાનું ટાળે છે. જૂના લોકો શબને અડયા પછી સ્નાન કરતા હતા, એની પાછળની ભાવના સમજવા જેટલો જૂની રૂઢિઓમાં હું ઊછરેલો છું. પણ આજે એ અપવિત્રતાની ભાવના કેમે કરી ગળે ઊતરતી નથી.

**અપવિત્ર શા માટે?**

માણસ મરી ગયા પછી એનું શરીર આપણે કાં તો દાટી દઈએ છીએ અથવા અગ્નિસંસ્કારથી ભસ્મ કરીએ છીએ. આ અંત્યવિધિ સામાજિક ગણાય છે એ ઉત્તમ છે. જેટલાં સગાંવહાલાં, ઇષ્ટમિત્રો અને સ્વજનો, જે એકત્ર થઈ શકે તે બધાં ભેગાં થઈ સ્મશાન સુધી જાય અથવા મરેલી વ્યક્તિને કબ્રસ્તાન સુધી પહોંચાડી આવે એ સામાજિક સંસ્કાર સારા છે પણ આમ સ્મશાને જનારા લોકોને ડાઘુ કહીને એમને ન અડવાની અને એમને ફરજિયાત સ્નાન કરાવવાની જૂની પદ્ધતિ કેટલે દરજ્જે સારી હતી એ વિશે મારા મનમાં ઊંડી શંકા છે.

કોઈ માણસ મરી જાય તો સગાંસંબંધીઓએ અમુક દિવસનું આશૌચ પાળવું જોઈએ એ પણ લાગણીની દૃષ્ટિએ સ્વાભાવિક હોય તોયે આજના જમાનામાં પાળવા જેવું નથી. સગાંવહાલાંમાંથી કોઈ મરી જાય તો બે-ચાર દિવસ આપણે ગમગીન હોઈએ એ સ્વાભાવિક છે. આ દિવસોમાં મળવા આવનાર લોકોએ ઠઠ્ઠા-મશ્કરી ચલાવવાની અસારકારિતા ન બતાવવી જોઈએ દુઃખી માણસની લાગણી સાચવવી જોઈએ એ બરાબર છે. પણ એને અશૌચ એટલે કે અપવિત્ર દિવસ કેમ ગણીએ? મૃત્યુનું દર્શન અને સ્મરણ થોડા વખત માટે આપણને ગમગીન કરે એ સમજાય એવી વાત છે, આપણને ગંભીર કરે એ તો યોગ્ય જ છે, પણ એમાં અપવિત્રતા શા માટે આવવી જોઈએ?

આપણા લોકોએ પક્ષપાતરહિત થઈને બે જાતનાં અશૌચ સ્વીકાર્યાં છે, એટલું અહીં નોંધવું જોઈએ. ઘરમાં કોઈ બાળક જન્મે ત્યારે જનનાશૌચ પાળવાનો રિવાજ હતો અને કોઈ મરી જાય ત્યારે મરણ-અશૌચ પળાતું. અમારે ત્યાં જનનાશૌચને 'સુયેર' કહે છે, અને મરણ-અશૌચને 'સૂતક.'

**વિચારણીય અપવાદ**

માણસ મરી જાય કે તરત એનું શરીર અપવિત્ર બની જાય છે આ નિયમને એક વિચાર કરવા જેવો અપવાદ છે. કોઈ સંન્યાસી મરી જાય તો એનું શરીર

અપવિત્ર નથી ગણાતું, એ શરીર જમીનમાં દાટી આવેલા લોકોને સ્નાન નથી કરવું પડતું. કારણ પૂછતાં કોકે કહ્યું કે સંન્યાસી તો વૈરાગ્ય પાળનાર સમાજબાહ્ય પુરુષ. એનું શરીર, એ મરી ગયા પછી, ઝાડનાં લાકડાં જેવું જ ગણાય. એના શરીરને સંસ્કારાગ્નિ આપવાપણું નથી હોતું. કાં તો એને દાટી દો અથવા બડાગ્નિથી બાળી નાખો. એ શરીર અપવિત્ર નથી અને તેથી એનું અશૌચ પણ નથી.

હું તો માનું છું કે સ્મશાનભૂમિ અપવિત્ર નહીં, પણ પવિત્ર ગણાવી જોઈએ અને જીવનનું ઊંડું ચિંતન કરનારને સ્મશાનમાં જઈ આવવાની અને ત્યાં બસીને જીવનચિંતનની સાધના કરવાની ભલામણ કરવી જોઈએ. મારાં માબાપ અને બીજાં સગાંનો અંત્યવિધિ જ્યાં થયો એ સ્થાન મારે માટે અત્યંત પવિત્ર છે. હિંદુ લોકો સ્મશાનભૂમિને ગંભીરતા અર્પણ કરતા નથી, એની આસપાસ ભવ્યતાની પવિત્રતા ઉમેરતા નથી એ એક મોટો દોષ છે.

### જડતાની ઉપાસના

નાનપણમાં જે સ્મશાનો જોયાં હતાં ત્યાંની અવ્યવસ્થા અને એક પ્રકારની ગંદકી જોઈને અકળાયો હતો જ. પણ દિલ્હી જેવી રાજધાનીના શહેરના નિગમ-બોધઘાટવાળા સ્મશાનની દુર્દશા જોઈ અને ત્યાં જવાના રસ્તાની અગવડ અને કડાકૂટ જોઈ મને ઘણી ગ્લાનિ થઈ. હિંદુ ધર્મ અને સંસ્કૃતિની આપણે ગમે તેટલી ચર્ચા કરીએ (એ આપણો શોખનો વિષય છે.) પણ આપણા જીવનમાં કશો ઇષ્ટ ફેરફાર ન કરવાની જડતા જોઈ એમ જ કહેવાનું મન થાય છે કે આજની હિંદુ સંસ્કૃતિ જાણે દૃઢતાપૂર્વક જડતાની ઉપાસના કરવામા જ માને છે. જેણે આખો જન્મારો સમાજમા રહીને પુરુષાર્થ કર્યો તેની અંત્યયાત્રા આપણે ગમે તેટલી ભક્તિથી ઊજવતા હોઈએ પણ એમાં ગંભીરતા, ભવ્યતા, પવિત્રતા, સ્વચ્છતા અને વ્યવસ્થા આપણે કેમ નથી ઉમેરી શકતા એ ધ્યાનમાં આવતું નથી.

### નિશ્ચિત જગ્યા

આપણા સ્મશાનો એટલ અવાવરી જગ્યાઓ. ભાગ્યે જ એકાદ દિવસે કોઈ મૃત વ્યક્તિને ત્યાં લઈ જવાનો વારો આવે. સામાજિક દૃષ્ટિએ એ સ્થાનની ગંભીરતા અને પવિત્રતાને છાજે એવી વ્યવસ્થા ત્યાં કેમ ન કરીએ?

કેટલેક ઠેકાણે સ્મશાનની આસપાસ કાયમી દીવાલ ચણાવવામા આવે છે, એની પાછળનો ઉદ્દેશ ગમે તે હોય, સ્મશાનની આસપાસ વાડનું કે દીવાલનું હોવું ઇષ્ટ છે ખરું. અંદર શું ચાલે છે એ તરફ નાનાં છોકરાંઓનું ધ્યાન ન જાય એ ઇષ્ટ છે અને જમીનના લોભિયા લોકો ધીમે ધીમે એ ભૂમિ પર આક્રમણ ન કરે એ પણ જોવાનું રહ્યું

### સનાતન સ્થિતિ

યાત્રાને સ્થળે જ્યા અસંખ્ય લોકોની આવજા ચાલુ હોય છે ત્યાં તો સ્મશાન-ભૂમિની સંકુચિતતા, ત્યાંની અસંસ્કારી અવ્યવસ્થા અને સ્થાનિક લોકોની લાગણીની

જડતા જોઈ ચીડ અને તિરસ્કાર છૂટે. (આ સ્થિતિ આજની નથી, સનાતન કાળની છે.) રાજા હરિશ્ચંદ્રની કથામાં વિશ્વામિત્રના ગુરુમાહાત્મ્યને કારણે એ વચનનિષ્ઠ રાજાને સ્મશાનના રખેવાળ થવું પડ્યું હતું. તે વખતનું વર્ણન આજની સ્થિતિ કરતાં જરાય જુદું નથી.

જે ધર્મસમાજે માણસ જેવા માણસના, જીવતાં અનેક ભાગલા પાડ્યા તે પવિત્ર અને પક્ષપાતરહિત એવા મરણના ઘરમાં તો એકતા સ્વીકારશે એવી અપેક્ષા પણ કેમ રખાય? ધર્મભેદ પ્રમાણે અને જાતિભેદ પ્રમાણે અંત્યવિધિનાં સ્થાનો ભિન્ન છે જ. પણ બલિહારી અસ્પૃશ્યતાની, આપણા દેશમાં દક્ષિણમાં ઈસાઈ લોકોમાં પણ સવર્ણ ખ્રિસ્તી સમાજનું સ્મશાન નોખું અને હરિજન ઈસાઈઓનું સ્મશાન જુદું એવા ભેદ આજે પણ ત્યાં દેખા દે છે. મર્યા પછી પણ માણસને સામાજિક ઉચ્ચનીચ ભાવ અને એનાં માન-અપમાન છોડતાં નથી. મરણ સાથે વેર શમી જતું હશે, मरणान्तानि वैराणि, પણ ધર્મ અને સમાજ આટલી ઉદારતા કેમ બતાવી શકે?!

### વિરામસ્થળ

જીવંત માણસ ઘરો બાંધીને ગામડાંઓમાં અને શહેરોમાં રહે છે. મનુષ્ય વસ્તી માટે કેટલી બધી જગ્યા રોકે છે? અને જગ્યા પૂરતી ન હોય તો ઘરના માળ ઉપર માળ બાંધી આકાશ ઉપર પણ થોડુંઘણું આક્રમણ કરે છે. એ તો ઠીક, પણ મરી ગયા પછી માણસ સૂવા માટે કાયમી જમીન રોકે એ ક્યાં સુધી ન્યાયી છે એ સવાલ દિવસે દિવસે આકરો થવાનો જ. (કહે છે, એક માણસે પરદેશમાં એક ગાડી ભાડે કરી અને કહ્યું કે મને શહેર તરફ લઈ જા. ભાષાની મુશ્કેલી. ગાડીવાળો શહેર શબ્દ સમજે નહીં એટલે ભાડૂતે કહ્યું, 'જ્યાં ઘણા લોકો એકત્ર રહે છે તેને અમે શહેર કહીએ છીએ. ત્યાં મને લઈ જા.' ગાડીવાળો મોટો તત્ત્વદર્શી હશે એ એને સીધો સ્મશાન તરફ લઈ ગયો. એણે કહ્યું, 'કેટલીયે પેઢીના લોકો અહીં કાયમનો આરામ લે છે. સૌથી મોટી વસ્તી અહીં જ રહે છે. આ જ સ્થાને તમારે આવવું હતું ને? ગાડીવાળાની વ્યાખ્યા સાચી હતી. ભાડૂતને એ ફાવતી ન હતી એમાં એનો શો વાંક?)

આપણે ત્યાં બાળવાનો રિવાજ ચાલુ કરી આપણે જમીન રોકવાની મુશ્કેલી દૂર કરી. એમાં પણ જો મનુષ્યની વસ્તી નદીને કિનારે હોય તો તો સ્મશાન માટે નદીને કિનારે જગ્યા પસંદ કરવામાં આવે છે. માણસનું શરીર બાળ્યા પછી એની રાખ અને હાડકાં પાણીમાં ફેંકી દેવામાં આવે છે. મનાય છે કે જલાશય એ પવિત્ર સ્થાન છે. રાખ અને હાડકાં (ભસ્મ અને ફૂલ) વહેતા પાણીમાં પધરાવ્યાં એટલે એમની સદ્ગતિ થઈ. સ્મશાન સમુદ્રકિનારે હોય તો એથીયે ઉત્તમ. (सागरे सर्व तीर्थानि)

### કુદરતની કરકસર

સમુદ્રનું તો ઠીક. સમુદ્ર પોતાના પેટમાં માણસનાં હાડકાં સંઘરતો નથી, કાળે કરીને મોજાંઓ સાથે માણસનાં હાડકાં સમુદ્રકિનારે ફેંકાય છે. પછી એ હાડકાંની કદર કાગડાઓ અને સમડીઓ કરે તો કરે. નદીમાં ફેંકેલાં હાડકાં અને ભસ્મ વહેતાં વહેતાં સમુદ્ર સુધી જતાં હશે અથવા નદીના કાંપ સાથે ખેતરોમાં ફેલાતાં હશે. માટી માટી સાથે ભળી જાય એ જ અંતે યોગ્ય છે.

હાડકાં અને ભસ્મથી નદીનું પાણી બગડે છે કે નહીં એનો આપણા લોકો વિચાર કરતા નથી.

જ્યાં મડદાં દાટવાનો રિવાજ છે ત્યાં અમુક જગ્યાએ મડદાંની ભીડ થયા પછી એ સ્મશાનભૂમિ વાપરવાનું બંધ કરે છે. કાળે કરીને લોકો એને સ્મશાન-ભૂમિ તરીકે પણ ભૂલી જાય, ત્યારે એ જમીન સામાન્ય કુદરતના તાબામાં જાય છે. અંગ્રેજીમાં એને Reverting to the state of nature કહે છે. આટલી સગવડ ન હોત તો પાંચદસ સૈકાઓની અંદર માણસે અપનાવેલી બધી જ ભૂમિ સ્મશાનભૂમિ થઈ જાત. જે વનસ્પતિ ખાઈને આપણે પુષ્ટિ મેળવીએ છીએ તેને જ અંતે આપણાં શરીરો ખોરાક તરીકે કામ આવે છે, એ વસ્તુ परस्परं भावयन्तः-નો ઉત્તમ નમૂનો છે. આપણે એને કુદરતની કરકસર પણ કહી શકીએ.

સ્મશાનભૂમિનો બીજો એક પ્રકાર માનવસંસ્કૃતિની શરમમાંથી ઉત્પન્ન થયેલો હોય છે. જીવનકલહની દૃષ્ટિએ અથવા અભિમાનથી પ્રેરિત થઈને માણસો અંદર-અંદર ઝઘડા કરે છે, અને એ જ ઝઘડા વધી પડે એટલે લોકો યુદ્ધો કરે છે. સેંકડો, હજારો અને લાખો લોકો એકબીજાને મારી નાખવાના ઉદ્દેશથી જ ભેગા થાય છે. જૂના વખતમાં જ્યારે સંસ્કૃતિની કદર હતી ત્યારે બંને બાજુના લોકો લડવા માટે યુદ્ધભૂમિ ખાસ પસંદ કરતા હતા. જ્યાં ખેતી કે બાગબાની થાય છે, જે ભૂમિ માણસને ખોરાક પૂરો પાડે છે, તેવા ભૂમિભાગ ટાળીને, લડવા માટે અવાવરી જમીન પસંદ કરતા. જેમનામાં લડવાનું શૂર નથી એવા લોકો રણભૂમિની આસપાસ આવે પણ નહીં એ હેતુથી રણભૂમિ ઉપર રણસ્તંભ ઊભો કરવામાં આવતો. ખેડૂતો, કારીગરો, બ્રાહ્મણો અને પુરોહિતો, સ્ત્રીઓ અને બાળકો એ સ્તંભ જોઈને નક્કી કરતા કે અહીંથી દૂર જવું જોઈએ. પછી લડાયક સેનાઓ રણભૂમિ પર આવી એકબીજાની કતલ કરતી.

### આંસુ કોણ ઢાળે?

હવે જ્યાં હજારો અને લાખો લોકો મરાયા ત્યાં અલગ સ્મશાન ક્યાંથી ઊભાં કરવાં? રણભૂમિને જ સ્મશાનભૂમિ કરવી પડતી, અને અસંખ્ય લોકોનાં હાડકાં એકબીજામાં ભળી જમીનની અંદર આરામ લેવાનું પસંદ કરતાં. આવાં વિશાળ સ્મશાનોની સંભાળ પણ કોણ રાખે? મહાભારતનું યુદ્ધ અઢાર દિવસ સુધી જ્યાં થયું તે જગ્યા આજે પણ બતાવવામાં આવે છે. એ સ્થાન જોઈને મનમાં

વિષાદ પણ પેદા નથી થતો. એટલા જૂના કાળનાં મુડદાં માટે આજે આંસુ કોણ સારે એમ છે? યુરોપમાં જ્યાં જ્યાં એ જમાને લડાઈનાં વર્ણનો પ્રમાણે રણભૂમિઓ નક્કી કરો, લોકો ત્યાં જઈ આવવાનો સંતોષ માને છે અને પ્રાચીન ઇતિહાસના એ દુઃખદ પ્રસંગો યાદ કરી માનવસંસ્કૃતિનું થોડુંક ચિંતન કરે છે. ખરું જોતાં એકાદ દિવસમાં જ્યાં લાખો લોકો મરાયા એ ઠેકાણું યુદ્ધપરાયણ માનવસંસ્કૃતિના ઇતિહાસનું અધ્યયન કરવા માટે ખાસ મહાવિદ્યાલયો ખોલવાં જોઈએ. યુરોપના લોકો આગળ આવી સૂચના મૂકીએ તો નેપોલિયન જેવા યુદ્ધના રસિયાઓનાં સ્મારકો આવે ઠેકાણે પણ તેઓ ઊભાં કરે.

આવી સ્મશાનભૂમિઓમાં મરેલા લાખો લોકોના આત્મા જો પોતાના જમાનાની સાખી આપવા ભેગા થાય તો એમાંથી એક મહત્ત્વનું સાહિત્ય ઊભું થશે. એમાંથી યુદ્ધવિરોધી પ્રચાર કરવા માટે એક વિજયસ્તંભ જેવો યુદ્ધવિરોધી શાંતિસ્તંભ પણ ઊભો કરી શકાય

## ૨. સ્મશાનના પ્રકાર

### સ્મશાનનો પ્રભાવ

નિવૃત્ત થયેલાં સ્મશાનો જગ્યા શા માટે રોકી રાખે?

મારો ઉદ્દેશ અત્યાર સુધી જોયેલાં અનેક સ્મશાનોની સ્થિતિ, ત્યાંના રિવાજો, ત્યાંનું સામાન્ય વાતાવરણ અને ત્યાં સૂઝેલા વિચારો આપીને 'સ્મશાન જેવી સાર્વભૌમ સંસ્થા' વિશે સાંસ્કૃતિક ચિંતન કરાવવાનો છે. એમાં રીતસરનું વૈજ્ઞાનિક વિવેચન આપવું નથી. સામાન્ય નિબંધનો જે હેતુ હોય છે કે 'પ્રેરણા આપવાની દૃષ્ટિએ' ઉપયુક્ત વિચારોને સમાજ આગળ મૂકવા એ જ હેતુ અહીં પણ છે. તેથી જે જે વાત જે સૂઝે, અને વિવેચન – ચિંતનને અનુકૂળ હોય તે આપતો જઈશ.

### કબ્રસ્તાન

અત્યાર સુધી ત્રણ જાતનાં સ્મશાનો મેં સાંભળ્યાં છે. દુનિયામાં મોટા ભાગનાં સ્મશાનોમાં મડદાં જમીનમાં દાટવાનો રિવાજ હોય છે. મડદું દાટ્યા પછી એ જ ઠેકાણે બીજા લોકો ખાડો ખોદે નહીં એ હેતુથી ઉપર એંધાણી તરીકે પથરા રાખવાનો રિવાજ મૂળે હશે. હવે એ સ્થાને કોણ સૂતું છે (કોનાં હાડકાં સૂતાં છે) એ જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે અને માણસનું સ્મારક કરવાના હેતુથી એ પથરા ઉપર માણસનું નામ, જન્મમૃત્યુની તિથિ વગેરે આપવાનો રિવાજ ઊભો થયો. પછી તો મરનારનાં થોડાં વખાણ પણ લખવાનું મન થાય જ. અને આવું સ્મશાન-સ્મારક ઊભું કરનાર લોકો, સગાંવહાલાં કે બીજા, પોતાનું નામ પણ એ સ્થાને કોતરે

આ રીતે થોડી જગ્યામાં અનેક લોકોને સુવાડ્યા પછી, આરામ લેનાર લોકોની ભીડ જોઈ એ સ્મશાન બંધ કરાય છે. ત્યાં સુધી દાટેલાં મડદાંનું લોહી, માંસ, આંતરડાં, મસ્તિષ્ક વગેરે બધું સડીને માટી ભેગું માટી થાય છે, હાડકાંના ભૂકા ચૂરા થાય છે. હવે આવું 'નિવૃત્ત-સ્મશાન' પૃથ્વીનો એટલો ભાગ ક્યાં સુધી રોકી રાખે? કબ્રસ્તાન પર કોતરેલા લેખો પણ જૂના થાય છે, એને વિશે આદર કે જિજ્ઞાસા રાખનાર લોકો પણ મરી પરવારે છે. પછી બધી રીતે નિરર્થક થયેલાં સ્મશાનો રાખવાને બદલે ઉપરની બધી નિશાનીઓ કાઢી નાખવામાં આવે છે અને પછી એ જમીનનો ઉપયોગ ખેતી માટે કે બગીચા માટે થાય છે. આ છેલ્લી વ્યવસ્થાને કહે છે 'કુદરતની જમીનનો એ ભાગ પાછો કુદરતને આપી દેવાય છે.' કેમ કે માણસનું કશું પ્રયોજન એમાં રહ્યું નથી.

### સ્મશાનભૂમિ

આવાં સ્મશાનો જ્યાં સુધી ટકે છે ત્યાં સુધી એમના પ્રત્યે માણસજાત કાંઈક આદરબુદ્ધિ રાખે છે. એવાં સ્મશાનોની અંદર અને આસપાસ ઝાડો વાવે છે. આસપાસની દીવાલ અંદરની ગંભીરતાને પોષે છે. આવાં સ્મશાનો જોઈને એ વાપરનાર લોકોની સંસ્કારિતા, અને મરી ગયેલા લોકોની સ્મૃતિ પ્રત્યે આદર થાય છે.

બીજી જાતનાં સ્મશાનો હું માનું છું આપણા દેશમાં જ ખાસ હોય છે. એ સ્મશાનોમાં આણેલાં મડદાં દાટવાને બદલે ત્યાં બાળી નાખવામાં આવે છે. આ રીતે મડદું સડે નહીં, એની માટી કે રાખ જમીનમાં ભળે નહીં અને ખેતી દ્વારા પરંપરાથી માણસના પેટમાં જાય નહીં એ ખાસ ઇંતેજારી એ પ્રકારમાં હોય છે. મડદાં દાટવા કરતાં બાળવાની પ્રથા વધારે સારી છે એમ હું માનું છું. જે લોકો મડદું દાટે છે, તેમની સામાન્ય ભોળી લોકમાન્યતા એવી હોય છે કે કયામતને દિવસે મરેલા લોકો પોતપોતાનું શરીર ફરી ઓઢી લઈ બહાર આવે છે. શરીર બળી જાય તો ક્યામતને દિવસે એ લોકો પાસે ઓઢવા માટે શરીર ન હોવાથી અકળામણ થાય છે! ભોળા લોકોની આવી માન્યતાનો વિશેષ વિચાર ન કરીએ. (અને અહીં આપણો એ વિષય પણ નથી.) મારે તો મડદાં બાળવા માટે જે સ્મશાનભૂમિઓ વપરાય છે તેની દુર્દશા વિશે જ ખાસ લખવાનું રહેશે. પણ તેની વાત અહીં તરત ન કરું. આજે વીજળીની મદદથી શરીર બાળવાની જે નવી પ્રથા સુધરેલા લોકોએ શરૂ કરી છે અને એની સાથે એમણે નવાં સુઘડ સ્મશાનો રચ્યાં છે એની વાત જરૂર કરું. પણ તે પહેલાં સ્મશાનના ત્રીજા પ્રકારનો ઉલ્લેખ મારે કરી લેવો જોઈએ. એ છે પારસીઓની ધાર્મિક પ્રથા.

### દોખમું

મારે મન એ સૌથી ઉત્તમ અને સંસ્કારી પ્રથા છે. પણ પારસી લોકોનાં શાનો હજી મેં જોયાં નથી. સાંભળું છું ગૈર-પારસીઓને ત્યાં જવા દેતા નથી.

એ સ્મશાન કેવાં હોય છે એની કલ્પના આપનારા નાના નાના નમૂનાઓ જોવાને મળે છે. તે પણ મેં જોયા નથી. તેવાં સ્મશાનોમાં કામ કરનારા પારસી લોકો પાસેથી એનું જે વર્ણન મેં સાંભળ્યું છે તે ઉત્સાહવર્ધક નથી.

પારસી લોકોનો મુખ્ય વિચાર એ દેખાય છે કે કુદરત પાસેથી અન્ન મેળવી જે શરીરને આપણે પોષણ આપ્યું તે શરીર પ્રાણરહિત થયા પછી કુદરતનાં પ્રાણીઓને એમના પોષણ ખાતર એ શરીર આપી દેવું અને આ રીતે શરીરનો સદુપયોગ કરવો એમાં જ સાચી સંસ્કારિતા છે. શબ અમુક ઠેકાણે કપડાં ઉતારીને રાખી મૂક્યું હોય તો ગીધ જેવાં પક્ષીઓ આવીને એનું માંસ બધું ખાઈ જાય છે. બાકી રહેલાં હાડકાં સૂરજના તડકાથી અને હવાથી ચૂર્ણ થઈ જાય ત્યાં સુધી, ભલે કોઈ સૂકા કૂવામાં એકત્ર પડ્યાં રહે. આ બધી વ્યવસ્થા વૈજ્ઞાનિક ઢબે ગોઠવેલી હોય તો મારે મન આ સૌથી સરસ વ્યવસ્થા ગણાય. માણસજાતની બુદ્ધિને એ જ શોભે. એમાં માણસ ઇચ્છે તો એટલો સુધારો કરી શકાય કે પક્ષીઓએ પોતા માટે પૂરતો ખોરાક મેળવ્યા પછી, હાડકાં આદિ જે બાકીનો ભાગ રહે છે તે કાં તો બાળી નાખીએ અથવા અમુક ઠેકાણે દાટી દઈએ. અથવા એ અસ્થિનું ચૂર્ણ કરી ખાતર તરીકે વાપરીએ.

પારસી લોકોની આ પ્રથા ક્યાંથી ઉત્પન્ન થઈ અને તે તે દેશોમાં એના જેવી બીજી કઈ પ્રથાઓ હતી એ બધું જાણી લેવા જેવો વિષય છે.

### જળસમાધિ

જે લોકો સમુદ્રકિનારે રહે છે તેમાંથી કેટલાક લોકોએ પારસીપ્રથા જેવી જ એક બીજી અનુકૂળ પ્રથા ઉપજાવી કાઢી છે. માણસના મડદાને મોટા પથરા સાથે બાંધી દઈ સમુદ્રમાં ફેંકી દે છે. ત્યાં પાણીના ઊંડાણમાં માછલાં આવીને શરીરને ખાઈ જાય છે. હાડકાંનું પછી જે થવાનું હોય તે થાય. આ પ્રથા પણ હું સારી ગણું છું. જોકે હું જાણું છું કે માણસજાતમાં મૃતશરીર બાળવાની પ્રથા જ વધારે લોકપ્રિય થવાની છે.

આટલું વિવેચન પ્રસ્તાવના રૂપે કર્યા પછી વાચકોના વિનોદને અર્થે એક પૌરાણિક કથા અહીં આપી દઉં. એમાં વિષયાંતર છે ખરું પણ સ્મશાન સાથે એનો સહેજ સંબંધ છે. એટલા આધારે એ વાર્તા આપી આજનો લેખ પૂરો કરીશ.

### પૌરાણિક કથા

આપણાં પુરાણો કહે છે કે તમામ સૃષ્ટિ ઉત્પન્ન કરે છે બ્રહ્મા. એ સૃષ્ટિનું અને એમાં રહેતી પ્રજાનું પાલન કરે છે શ્રી વિષ્ણુ અને શિવજી કરે છે સંહાર. આવા શ્રમવિભાગને કારણે શિવજીનો સંબંધ માણસના મૃત્યુ સાથે આવવાનો જ. શિવજી પોતે વિરક્ત મહાયોગી છે એટલે પોતે સ્મશાનમાં જ રહે છે,

શિવદૂતો સ્મશાનની આસપાસ હરતાફરતા રહે છે, અને મરેલા શિવભક્તોના જીવાત્માઓને તેઓ શિવલોકમાં લઈ જાય છે.

હવે કેટલાક લોકો મરેલા લોકોનું સ્મશાનમાં શ્રાદ્ધ પણ કરતા હશે અને શ્રાદ્ધ એટલે એમાં પિંડદાન તો આવ્યું જ. વૈરાગ્યના રસિયા યોગીરાજ શિવજી એવા પિંડને ભેગા કરી બળતી ચિતામાં જરા શેકી સ્વાદપૂર્વક ખાઈ જતા હશે. શિવજી માટે આવો ખોરાક સ્વાભાવિક અને યથાયોગ્ય ગણાય.

**માગ માગ, માગે તે આપું !**

એક વાર એમ બન્યું કે શ્રી વિષ્ણુ લક્ષ્મીજી સાથે વિમાનમાં બેસી આકાશમાં વિહાર કરતા હતા. લક્ષ્મીજીએ કુતૂહલથી પૃથ્વી પર નજર નાખી. ત્યાં જોયું કે શિવજી પ્રેતોને આપેલા પિંડ ચિતામાં શેકી ખાય છે. લક્ષ્મીજીથી એ સહન ન થયું. એમણે વિષ્ણુને કહ્યું, "તમે ત્રૈલોક્યના પ્રતિપાલક છો. શિવજીનું દૈન્ય દૂર ન કરી શકો?" વિષ્ણુએ હસીને કહ્યું, "શિવજીનો સ્વભાવ કોણ ફેરવી શકે ? એમને સારો ખોરાક આપવાની શક્તિ શું પાર્વતી પાસે નથી ?" લક્ષ્મીનું સમાધાન ન થયું. 'તમે તો એવા જ' એમ કહીને લક્ષ્મીજી વિમાનમાંથી ઊતર્યાં અને શિવજી આગળ ઊભાં રહી પોકારીને કહ્યું, "યોગીરાજ! સ્મશાનના પિંડો આમ શા માટે ખાઓ છો? હું લક્ષ્મી છું. જે માગો તે વૈભવ આપી શકું. આવો ખોરાક છોડી દો." યોગીરાજે પોતાની મસ્તીમાં માથું ઊંચું કરીને જોયું પણ નહીં કે કોણ આવ્યું છે. એમણે માન્યું હશે કે કોઈક માગણ—પોતાના ખોરાકમાંથી ભાગ પડાવવા યાચના કરે છે. એટલે તાજા તાજા શેકેલા એ પિંડોમાંથી એક પિંડ એના તરફ ફેંકી શિવજીએ કહ્યું, "પિંડ સારો-સરખો મોટો છે. એક ખાવાથી પેટ ભરાય. આટલો લઈ લે અને તારે રસ્તે જા."

હવે આ અલમસ્તને શું કરાય? લક્ષ્મીજીએ ધીરજ કેળવી ફરી કહ્યું, "યોગીરાજ! હું લક્ષ્મી છું. માગવા માટે આવી નથી. મારે માટે માગવાપણું હોય? હું તો વૈભવ આપવા આવી છું. જે માગો તે આપું. તમારું દૈન્ય કાયમને માટે દૂર થશે."

**કેવી નિઃસ્પૃહતા !**

પણ શિવજી આ બધું સાંભળે ત્યારે ને? એક મોટો પિંડ આપ્યો છતાં યાચકને સંતોષ નથી એ જોઈને કહે, "શું એક પિંડથી સંતોષ નથી થતો? લે ત્યારે આ બીજો પિંડ. મારી પાસે હવે વધારે નથી. બે પિંડથી સંતોષ થવો જ જોઈએ. લે અને જા." આટલું કહ્યા છતાં લક્ષ્મી ત્યાંથી ખસે નહીં અને ફેંકેલો પિંડ લે નહીં. એ જોઈ શિવજીએ કહ્યું, "તારો સંકોચ હું સમજી શકું છું, પણ ખાતરી આપું છું કે હું ભૂખે રહેવાનો, નથી. હમણાં એકબે મડદાં આવશે જ. એમને જે પિંડ અપાશે તે મારે માટે બસ થશે." એમ કહી શિવજી ફરી ધ્યાનમગ્ન થઈ

ગયા. નિરાશ થઈને લક્ષ્મીજી કહે, "શ્રી વિષ્ણુએ કહી હતી તે જ વાત સાચી છે. આ વૈરાગીનો સ્વભાવ કોણ બદલે? મારું દર્શન થતાંવેંત માણસને લોભ જાગે છે અને એ જાતજાતની વસ્તુઓ માગે છે. પણ વૈરાગીને કોણ સમજાવે?" લક્ષ્મીજી ત્યાંથી ચાલ્યાં ગયાં. જતાં જતાં એમણે આકાશવાણી સાંભળી, "વૈરાગ્ય આગળ પ્રત્યક્ષ લક્ષ્મીજીનું પ્રલોભન પણ નિષ્ફળ નીવડે છે."

આ વાર્તા મેં બે વાર સાંભળી છે. એકમાં વૈરાગ્યમૂર્તિ પોતે શિવજી છે. બીજી વાર્તામાં શિવજી નહીં પણ સ્મશાનવાસી યોગીરાજ કોઈ માણસ છે. વાર્તાનું આ બીજું રૂપ મને વધારે ગમેલું. પણ વાર્તા પહેલવહેલી જેવી સાંભળી તેવી જ અહીં રજૂ કરી છે.

સ્મશાન વૈરાગ્યને પોષક છે. માટે જ યોગીઓ સ્મશાનનો આશ્રય શોધે છે.

## ૩. પ્રથમ પરિચયનું સ્મશાન

(શાહપુરનું)

મારો જન્મ મહારાષ્ટ્રની એક વખતની રાજધાની સાતારામાં થયો કેમ કે મારા પિતાશ્રી ત્યાં નોકરી કરતા હતા. પણ અમે રહીશ તો બેલગામ પાસે શાહપુરના. તે વખતે શાહપુર સાંગલી રાજ્યની અંતર્ગત હતું. શહેરના એકેએક રસ્તાને અલગ અલગ નામ હતું. અમે 'આચાર્ય ગલ્લી'ના રહીશ. અમારાં સગાંવહાલાં મોટી 'સરાફગલ્લી'માં રહેતાં હતાં. અમે રોજ સાંજે શહેર બહાર અચૂક એક જ દિશાએ ફરવા જતાં હતાં. ત્યાં એક ટેકરી ઉપર હનુમાનનું મંદિર હતું. મંદિરના શિખરે ગોળ ઘૂમટ હતો. અમે એ હનુમાનના મંદિરના ઘૂમટથી શોભતી ટેકરી તરફ ફરવા જતા હતા. શહેર બહાર જતાંવેંત એક ઊંડો કૂવો આવતો. જેમાં ઊતરવા માટે નદીના ઘાટ જેવાં પગથિયાં હતાં. એ વાવથી સહેજ આગળ મોટું સ્મશાન હતું. એ ઓળંગીને 'ઘૂમટના માળ' ઉપર અમે ફરવા જતા. (માળ એટલે ખુલ્લી જગા, વગડો)

આમ રોજ સ્મશાનનાં દર્શન કરી ફરવા જવાની ટેવ, એટલે સ્મશાનની બીક તો મનમાં ઊભી જ ન હતી. એક બાજુ પર મડદું બળતું હોય તો છો બળતું, આપણને શું? એટલે સ્મશાન જોઈને મનમાં જે ગમગીની ઊગવી જોઈએ તેનો આ પ્રથમ સ્મશાનદર્શનમાં લવલેશ પણ ન હતો.

પણ રોજ એ રસ્તે જતાં એક મુશ્કેલી મને નડી. જતાં-આવતાં સ્મશાનની વાતો થાય. એમાં મરી ગયેલા લોકોમાંના કેટલાક ભૂત કેમ થાય છે અને રાત્રે સ્મશાનમાં એ ભેગા કેમ થાય છે એની ઘણી વાર્તાઓ અનેક લોકોને મોઢે સાંભળવા મળી હતી. ધીમે ધીમે એ વાર્તાઓને કારણે મનમાં ભૂતની બીક જામી ગઈ અને મનમાં નક્કી થયું કે સ્મશાનમાં રાત્રે ભૂતોનો સંચાર થાય છે.

એવાં ભૂતોની વાતો આ સ્મશાન પરત્વે મેં ઘણી સાંભળી હતી. પણ તેનો ઉલ્લેખ અહીં નહીં કરું.

આગળ જતાં "ભૂતોની બીક કાઢી નાખવી જોઈએ. ઘણીખરી વાર્તાઓ ઉપજાવેલી જ હોય છે. ખરેખર કોઈએ ભૂત જોયેલું હોતું જ નથી. સાંભળેલી વાતો જ લોકો કહે છે, અને રસ જમાવવા માટે, કેટલાક લોકો પોતાનો અનુભવ એમાં ઉમેરે છે, જે સાચો હોય એમ માનવાનું કોઈ કારણ નથી." એવા વિચારો ઉપર હું આવ્યો હતો.

ભૂતોનો પ્રિય વખત, એમના મોટા સંમેલનનું મુહૂર્ત, તે અમાસની મધરાત. એક વખતે હિંમત કરી અને કોઈને કહ્યા વગર એ જ મુહૂર્તે આપણે ઊપડયા એ સ્મશાન તરફ. મને ખબર હતી કે ઘણાંખરાં ભૂતો પેલી મોટી વાવની અંદર જ રહે છે. અર્ધા બીતાં બીતાં અને અર્ધા હિંમતથી કૂવામાં આપણે ઊતર્યા. ત્યાં કશું મળે નહીં. એટલે હિંમત કરી અને પોકારીને પૂછ્યું, "છે કોઈ ભૂત આ કૂવામાં? હું જોવા માગું છું. મારે ખાતરી કરી લેવી છે કે ભૂતો ખરેખર છે કે નહીં."

ભૂત આવે તો એ ભૂત જ છે એની ખાતરી શી? નાનપણની વાર્તાઓમાં સાંભળ્યું હતું કે ભૂતોની આંખો આપણી પેઠે આગળ નથી હોતી. પરંતુ માથાની પાછળની બાજુ હોય છે. એમના પગ પણ ઊલટા એટલે કે પગની આંગળી પાછળની બાજુ અને એડી આગળની બાજુ. ભૂત જો દેખાત તો આ બે લક્ષણથી એમને ઓળખી શકત. પણ એકે ભૂતને દર્શન દેવાની મરજી ન હતી. મેં બેત્રણ વાર બૂમ પાડી. પડકાર કર્યો. કૂવામાંથી સહેજસાજ પ્રતિધ્વનિ આવ્યો. પણ અંતે નિરાશા જ થઈ. ત્યાંથી બહાર આવી સ્મશાનમાં જરાક ફર્યો. એ રસ્તે રોજ ફરવા જાઉં એટલે જગ્યા પરિચિત. કોક કોક ઠેકાણે બળતાં મડદાં ઓલવાઈ જવાની તૈયારીમાં હતાં. પણ ત્યાં પણ કોઈ ભૂત મળ્યું નહીં અને નિરાશ થઈને (સાથે સાથે હિંમત કર્યાની બહાદુરીથી ફુલાઈને) પાછો ઘેર આવ્યો અને નિરાંતે સૂઈ ગયો.

અમારા ગામના સ્મશાનનો આ મારો પહેલવહેલો અનુભવ.

આગળ જતાં એ જ સ્મશાનમાં મારે મારાં વૃદ્ધ માતુશ્રીના દેહને અગ્નિને અર્પણ કરવા જવું પડયું હતું. બેએક વરસ પછી મારા પિતાશ્રી ઇહલોક છોડીને ગયા ત્યારે તેમને બેલગામના લશ્કરની હદથી ઊંચકીને શહેર બહારને રસ્તે એ જ શાહપુરના સ્મશાન સુધી આણવા પડયા હતા.

એ બન્ને વખતે મારી કૉલેજની કેળવણી પૂરી થઈ હતી. જીવનમરણનું મેં ઊંડું ચિંતન કર્યું હતું અને તેથી બન્ને વખત સ્મશાનમાં બેસીને બળતી ચિતાની જ્વાળાઓને સાક્ષી રાખી મેં ઊંડું ચિંતન ચલાવવા પ્રયત્ન કર્યો. 'મરણ શું છે?' એનું રહસ્ય શોધવા જેટલું પણ મન વિરક્ત હતું નહીં. બન્ને વખતે મારા મનમાં મારી જ઼ગીના ભવિષ્યકાળના જ વિચારો આવતા હતા. 'માતાના દેહાંત પછી, મોટું

અવિભક્ત કુટુંબ એકત્ર રાખવામાં માલ નથી.' એ નિર્ણય ઉપર હું આવ્યો હતો.

કુટુંબની એકતા, પરસ્પર પ્રેમ, અને કુટુંબની પ્રતિષ્ઠા જાળવવા માટે મારી માતાએ કેટકેટલા પ્રયાસો કર્યા હતા તે બધું યાદ આવ્યું. અવિભક્ત કુટુંબપદ્ધતિના મહાન આદર્શો અને એની પાછળ કલ્પેલા બધા લાભો, હું જાણતો હતો. આદર્શો અને વાસ્તવિક સ્થિતિ વચ્ચે કેટલું અંતર હોય છે તેનો મને પૂરતો ખ્યાલ હતો. દરેક ભાઈનો સ્વભાવ, ભાભીઓનું વલણ, દરેક ઘરની દિવસરાત ચર્ચા કરનાર સમાજની ટીકાઓ — બધું હું જાણતો હતો. વિશેષ તો એ કે છ ભાઈઓમાં હું સૌથી નાનો હોવા છતાં, મારાં માતપિતા પોતાનાં સુખદુઃખની, માનઅપમાનની અને પોતપોતાના કૌટુંબિક આદર્શની બધી વાતો ખાસ મારી આગળ જ કરતાં. તે એટલે સુધી કે મોટા ભાઈઓને પિતા પાસેથી કંઈક કરાવવું હોય તો તેઓ પણ મારી મારફતે જ એની રજૂઆત પિતા પાસે કરતા. પોતાના મનનો ભાર હળવો કરવા માટે, મારી મા માટે, વિશ્વાસનું સ્થાન હું જ હતો. તેથી આખા કુટુંબના ઇતિહાસનો અને વિગતોનો હું સાક્ષી અને ચિંતક થઈ ચૂક્યો હતો.

તે દિવસે માતાના દેહને અંતિમ સંસ્કાર આપતી વેળા સ્મશાનની ભૂમિ પર મેં કુટુંબ-વ્યવસ્થાનો ઊંડો વિચાર કર્યો. અંતે એકબે ભાઈઓને મારો નિર્ણય સમજાવ્યો, "પોતપોતાની પત્નીનું ઉપરાણું લઈ કજિયાકંકાસ કરનારા ભાઈઓ તરીકે એકત્ર રહેવા કરતાં આપણે અલગ થઈને સ્વતંત્ર રહીએ, અને પ્રેમાળ સંસ્કારી મિત્ર તરીકે એકબીજાને અવારનવાર મળતા રહીએ, એમાં જ કુટુંબનું શ્રેય છે. 'અલગ રહીને પ્રેમ કરવાની અને એકબીજાને મદદ કરવાની' ના કોણે પાડી છે? આપણે માજાયા ભાઈઓ ખરા. પણ આપણી પત્નીઓ અલગ અલગ કુટુંબમાંથી આવેલી. મા હતી ત્યાં સુધી એ બધાને સાચવતી હતી. હવે બધાને જોડનારું મુરબ્બી પ્રેમતત્ત્વ રહ્યું નથી. તેથી ડાહ્યા થઈને અલગ અલગ રહેવાનું જ પસંદ કરીએ."

પિતાશ્રી ગુજરી ગયા ત્યારે હું રાષ્ટ્રસેવક થઈ ચૂક્યો હતો. એટલે સ્મશાનમાં કુટુંબ પરત્વેના વિચારો બહુ ઓછા આવ્યા. 'રાષ્ટ્રીય પરિસ્થિતિ અને એમાં મારું કર્તવ્ય' એનું જ ખૂબ ઊંડું ચિંતન કર્યું. પણ ભાઈઓ આગળ વિચારવિનિમય કરી શકું એવી સ્થિતિ ત્યારે રહી નહીં. અને એ વિચારો અહીં વિસ્તારથી કહેવાની આવશ્યકતા હું જોતો નથી.

મારા નાનપણના ચિરપરિચિત સ્મશાન વિશે એથી વધારે કહેવા જેવું મારી પાસે કશું છે જ નહીં. અનેક સ્મશાનો પાસેથી મેં જાતજાતની દીક્ષાઓ મેળવી છે. માત-પિતાના દેહના અગ્નિસંસ્કારને કારણે જે સ્મશાન મારે માટે અત્યંત પવિત્ર અને ચિરસ્મરણીય તેને વિશે આજે ગમે તેટલા સુંદર અને ભવ્ય વિચારો હું ઉપજાવી કાઢી શકું. પણ સંસ્મરણો તો અહીં લખ્યાં છે એથી વિશેષ કે ભિન્ન છે જ નહીં.

## ૪. હવે ધાર્મિક રિવાજ સુધરી શકે

(નદીકિનારે સ્મશાન)

મનુષ્યનો દેહ સળગાવવા માટે આપણે લોકો નદીનો કિનારો પસંદ કરીએ છીએ. ત્યાં ખુલ્લી જગ્યા હોય છે. શબદહન પછી રાખ ઠંડી કરીને તેને પાણીમાં ફેંકી દઈ શકાય છે જેથી પવિત્ર કે અપવિત્ર હાડકાં મનુષ્યના પગ તળે ન કચરાય. નદીના પાણીમાં બધી ચીજો વહી જાય છે. ધીરે ધીરે નદીની માટી પણ સમુદ્ર સુધી પહોંચી જાય છે, અને સમુદ્ર તો પવિત્રમાં પવિત્ર સ્થાન છે.

'સાગરે સર્વ તીર્થાનિ'

કોઈએ સવાલ ઉઠાવ્યો કે નદીનું પાણી તો આપણે પીએ પણ છીએ. સળગી ગયેલા શરીરની રાખ નદીના પાણીમાં વહાવી દેવાનું કેટલું ઉચિત છે? જવાબમાં કોઈએ કહ્યું: "અરે, આપે બનારસ જઈને નથી જોયું? ત્યાં તો અધબળ્યું શબ પણ પવિત્ર ગંગાજીના પવિત્ર જળમાં ફેંકી દેવામાં આવે છે. એવું શબ જ્યારે પાણીમાં તરવા લાગે છે, ત્યારે આંખોથી દીઠું નથી જતું. પેટમાં પણ ઊથલપાથલ થાય છે."

અંગ્રેજોએ જોયું કે ભારતીયોના ધાર્મિક રિવાજોમાં સરકાર દખલ ન કરે, તો તે લોકો ખુશીથી પોતાની નિષ્ઠા સરકારને અર્પણ કરે છે. પછી ભલેને તેમની નીતિ દેશ આખાને લૂંટવાની પણ કેમ ન હોય! ભારતના લોકો પોતાનું હિત અને સ્વાર્થ સમજતા નથી, કેવળ ભાવનાપ્રધાન હોય છે. એમની ભાવના સંભાળીને એમને લૂંટવાનું કામ સહેલું સટ છે. જે હોય તે, ભારતની અંગ્રેજ સરકારે આપણા ધાર્મિક રિવાજોમાં હસ્તક્ષેપ ન કરવાની જે નીતિ અપનાવી, તે પરદેશી સરકાર માટે શુદ્ધ નીતિ જ હતી, હેતુ ગમે તે હોય.

લોકનેતાઓની ફરજ

પણ હવે સ્વરાજ છે. સ્વકીયોનું રાજ છે. દેશની લગામ જનતાના પ્રતિનિધિઓના હાથમાં છે. હવે આપણે આપણા ધાર્મિક રિવાજોમાં પણ સુધારા કરી શકીએ છીએ. જૂના સ્મૃતિગ્રંથો આપણે માટે પૂજ્ય છે; પરંતુ એનો ઉપયોગ આપણે પીનલ કોડ તરીકે ન કરી શકીએ. નિયમોમાં પણ એકતા નથી. જ્યાં જે રૂઢિ ચાલતી હોય, ત્યાં તેનું જ માહાત્મ્ય હોય છે. રૂઢિને આધારે ક્યારેક શાસ્ત્રવચન બનાવવામાં આવે છે. હંમેશાં રૂઢિ માટે શાસ્ત્રનો આધાર હોય છે જ એમ નથી. રૂઢિ લોકમાનસમાંથી પેદા થતી હોય છે. લોકમાનસ બદલવાથી રૂઢિ બદલી શકાય છે, બદલવી જોઈએ. શબદહન પછી પ્રેતનાં બળી ગયેલાં હાડકાં અને રાખ

નજીકના તળાવમાં વિસર્જન કરવાનો રિવાજ ક્યાં સુધી ચલાવવો તે સમાજશાસ્ત્ર સમજનારા, આરોગ્યશાસ્ત્ર સમજનારા, લોકહિત સમજનારા લોકનેતાઓએ નક્કી કરવું જોઈએ.

મેં મારાં કેટલાંક સંબંધીઓ અને સ્નેહીઓનાં અસ્થિનું વિસર્જન પ્રયાગમાં કે હરદ્વારમાં કર્યું છે. મહાત્માજીનાં અસ્થિનું અને ચિતાભસ્મનું વિસર્જન દેશનાં અનેક પવિત્ર સ્થાનોમાં કરવામાં આવ્યું, તે મેં પસંદ કર્યું છે; પરંતુ જળાશયોમાં અસ્થિનું વિસર્જન કરવું કેટલું વાજબી અને સલાહભર્યું છે એ સવાલ જ્યારે દેવદાસ ગાંધીએ ઉઠાવ્યો ત્યારે હું પણ વિચારમા પડી ગયો હતો.

**અનુકરણીય રિવાજ**

મને ખબર છે કે સુદૂર દક્ષિણમાં ભારતના પશ્ચિમ કિનારા પર ગોકર્ણમહાબળેશ્વર નામનું એક તીર્થસ્થાન છે, જેનું માહાત્મ્ય પુરાણોમાં કાશી, બનારસથી ઓછું નથી કહ્યું. અહીંના લોકોએ સળગાવેલાં શરીરનાં અસ્થિવિસર્જન કરવા માટે એક તળાવ પસંદ કર્યું છે. એ તળાવના પાણીનો બીજો કોઈ ઉપયોગ નથી કરાતો. સ્થાનિક લોકો કહે છે કે એ તળાવનાં પાણીની ખૂબી એ છે કે તેમાં પધરાવેલાં અસ્થિ થોડા જ દિવસોમાં ગળી જાય છે.

જે હોય તે, આ રિવાજ મને સારો લાગ્યો છે, અસ્થિવિસર્જન માટે એક અલગ જ તળાવ મુકરર કરી રાખવું અને તેના પાણીનો બીજો ઉપયોગ ન કરવો એ સારું જ છે.

**એક સૂચન**

જ્યારે અધિકાંશ દુનિયા શબને જમીનમા ઊંડો ખાડો ખોદીને દાટતી આવી છે, ત્યારે સળગાવેલા પ્રેતનાં અસ્થિ અને ચિતાભસ્મ એક ખાડામા નાખીને તેની ઉપર એક ઝાડ વાવવાનો રિવાજ કેમ ન ચલાવવો? હાડકાં અને ભસ્મનું ખાતર ઝાડને માટે સારુ છે અને મૃત વ્યક્તિ પ્રત્યે આદર દેખાડવા માટે ઝાડની હિફાજત કરવી સૌથી વધુ સારી અને અનુકૂળ રીત છે.

નદીકિનારે પ્રેતદહન કરવાનો રિવાજ એટલા માટે પસંદ કરવામા આવ્યો હતો કે દર વર્ષે નદીમાં પૂર આવીને આખી જગ્યા આપોઆપ સાફ થઈ જાય. વળી મૃત વ્યક્તિઓને નામે કબ્રસ્તાન તરીકે જમીન રોકવામાં આવે તો પૃથ્વીનું આખુંય ક્ષેત્ર મરેલા લોકોની જ મિલકત બની જાય! પછી ન તો ખેતી માટે કે ન તો મનુષ્યવસ્તી માટે પૂરતી જમીન રહી શકવાની!

લોકોત્તર પૂજ્ય વ્યક્તિઓ માટેની સમાધિની વાત અલગ છે સામાન્ય મનુષ્યને નામે એક તસુ જેટલી જમીન પણ રોકવામાં આવે, એ યોગ્ય નથી. નદીનો કિનારો વધતી જતી વસ્તીના દિવસોમાં, બધી જ જાતની ખેતી માટે પણ કામ આવવો જોઈએ.

જમાનો બદલાઈ ગયો છે. પરિસ્થિતિ બદલાઈ ગઈ છે. સામાજિક આદર્શો બદલાઈ ગયા છે. આવા દિવસોમાં પ્રથમ તો દરેક સવાલનો જાહેર રીતે ઊહાપોહ થવો જોઈએ. પૂરતો લોકમત તૈયાર થયા પછી જ અને વૈજ્ઞાનિક તેમ જ સામાજિક દૃષ્ટિબિન્દુથી વિચાર કર્યા બાદ સમાજ વતી કે સરકાર તરફથી વિશેષજ્ઞોની સમિતિ નિયુક્ત કરીને કોઈ નિર્ણય કરવો જોઈએ. પ્રેતદહન, સ્મશાન અને કબ્રસ્તાનનો આખોય સવાલ જે રીતે આપણા પૂર્વજોએ ઊંડાણથી વિચાર્યો હતો એ જ રીતે ફરીથી વિચારવા લોકમાનસને તૈયાર કરવું જોઈએ.

## ૫. હૈયુ ધરાય એટલો સ્મશાનવાસ

### (માલદીવલ – હિમાલયનું)

જૂના કાળના ડાહ્યા લોકો કહેતા આવ્યા છે કે જીવન દુઃખમય છે. (સર્વં દુઃખં મનસ્વિનામ્) આવા જીવન પ્રત્યે અરુચિ ઉત્પન્ન કરવાની સાધના અનેક રીતે સૂચવાઈ છે. માણસ દુઃખ કે મરણને ભૂલી ન જાય .એટલા માટે એક સાધના એવી બતાવી છે કે માણસે અવારનવાર સ્મશાનનાં દર્શને જવું.

જે અહીંથી ચાલ્યો ગયો એને સંસ્કૃતમાં કહે છે 'પ્રેત'. એવાઓનો ભેટો સ્મશાનમાં થાય છે. ઉપરાંત, એને છેલ્લી વિદાય આપવા જે સગાંસંબંધીઓ પ્રેમથી અથવા શિષ્ટાચારને કારણે સ્મશાનમાં ભેગા થાય છે તેમના મોઢા ઉપર પણ વિષાદ છવાયેલો હોય છે. માટે કેટલાક સાધુઓ અને સાધકો સ્મશાનમાં જ જઈને રહે છે. (એક સાધક તો ભિક્ષા માગવા પણ શહેરમાં ન જાય. મોટા શહેરના લોકપ્રિય (?) સ્મશાનમાં કાયમ જ તે રહે. ત્યાં સ્મશાન ખાતે શ્રાદ્ધમાં આપેલા પિંડો ભેગા કરી એ ગોળાઓ હાથ વડે જરા દબાવી કોઈ બળતી ચિતા ઉપર જ શેકી એ આરોગી જાય અને રાતવાસો પણ સ્મશાનમાં જ કરે. કલ્પના એવી કે આ રીતે વૈરાગ્ય દૃઢ થઈ જાય.)

માણસનો જીવનાનંદ એટલો જબરદસ્ત અને અદમ્ય હોય છે કે જીવન પ્રત્યે કંટાળો કેળવવા માટે સ્મશાનવાસી થયેલા આવા સાધકોને જોઈ જીવન ખડખડાટ હસે છે.

ડાઘુ લોકોની સગવડ ખાતર, સ્મશાન પાસે જ ઈંધણ-લાકડાંની દુકાન ચલાવનાર માણસ દિવસ-રાત સ્મશાનના સાન્નિધ્યમાં જ રહે છે. એને તમારો વૈરાગ્ય નડતો નથી. બૈરાંછોકરાં સાથે મજામાં રહે છે લાકડાની કિંમત માટે ઘરાકો જોડે રકઝક પણ કરે છે. અને શહેરમાં રોગચાળો ફાટી નીકળવાથી મૃત્યુની સંખ્યા વધે તો કહે છે કે આ વર્ષે સિઝન સારી છે. મારું અર્ધું ચણેલું ઘર પૂરું કરી શકીશ.

ત્રણ છે. એક બનારસ અથવા કાશી. બીજું ગંગોત્રી પહોંચતાં પહેલાં ઉત્તરકાશી. અને ત્રીજું વચમાં ટેહરી પાસે માલદીવલનો પ્રવાહ. આ ઉત્તરવાહિની ગંગા સહેજે જોવા મળે નહીં. માટે એ સ્થાનનું માહાત્મ્ય વધારે.

માલદીવલ આશ્રમમાં પહોંચ્યો. ગામડાના લોકોને ખબર પડી. કેટલાયે બપોરે મળવા આવ્યા. એમને મોઢે વાતવાતમાં સ્મશાન વિશે સાંભળ્યું. હંમેશની વાતો. ત્યાં કેટલાંયે ભૂતો રહે છે. રાત્રે દેખા દે છે. એક ગર્ભિણી મરી ગઈ હતી. એનું ભૂત તો અચૂક દેખાવાનું. કોણ જાણે કેટલીયે વાતો એ લોકોએ ઠરેલે-દબાયેલે અવાજે કહી હશે. ખૂબ મજા પડી.

આશ્રમ સાચવનાર નોકરે સહેજ સૂચવ્યું કે રાત્રે ગામડામાં સૂવા આવી શકો છો. હાથે કરીને અહીં જોખમમાં શા માટે રહો છો? મેં વાત હસી કાઢી.

આ આશ્રમમાં કેટલાયે દિવસ રહ્યો. ઘણી વાર એકલો. કોક વાર કોઈ સ્નેહી મળવા આવે. મહારાષ્ટ્રના એકબે યાત્રીઓ પણ આ તરફ આવીને મળ્યા હતા એ યાદ છે. અમારા નાથજી (કેદારનાથજી) પણ ત્યાં આવીને થોડા દિવસ રહ્યા હતા.

મારે કબૂલ કરવું પડે છે કે મારા જેવા અરસિક નાસ્તિકને જોવા કે દર્શન દેવા એક પણ ભૂત ત્યાં આવ્યું નહીં. આશ્રમ પ્રત્યે એ પ્રાણીઓને સૂગ કે બીક હશે માટે નહીં આવતાં હોય એમ માની કોક વાર રાત પડયે હું સ્મશાનમાં પણ જઈ આવું. પણ એ પ્રાણીઓમાંથી કોઈ કરતાં કોઈને મારામાં રસ ન જાગ્યો. આખી રાત સ્મશાનમાં ગાળું તો મારા પુરશ્ચરણમાં વિઘ્ન આવે. પ્રત્યક્ષ ભગવાનનાં નજરોનજર દર્શનની પણ મારામાં ઝંખના હતી નહીં ત્યારે એ દુર્દૈવી વિદેહી પ્રાણીઓનાં દર્શન માટે આખી રાત ત્યાં ગાળવાની મારી તૈયારી ન હતી. પુરશ્ચરણ કરી, વેદાન્ત ગ્રંથોનું અધ્યયન કરી, મેં સમાધાન મેળવ્યું, અને પ્રસન્ન ચિત્તે દહેરાદૂન પહોંચી ગયો. પણ ભૂતોનાં દર્શનની બાબતમાં કોરો ને કોરો. હું માનું છું કે ભૂતોને પણ સ્મશાનમાં રહેવામાં રસ પડતો નહીં હોય.

## ૬. આત્મા અમર છે તો મૃત્યુ અભદ્ર શાને?

### (તમામ ભેદોને વટાવનાર ઝયુરિકનું સ્મશાન)

ભગવાને મને આંતરભાષી, આંતરધર્મી, આંતરદેશી અને સર્વપ્રેમી બનાવવાનો નિશ્ચય કર્યો લાગે છે. એમ ન હોત તો યુરોપના મધ્યમાં પ્રવાસ કરતાં સ્વિટ્ઝર્લૅન્ડની સંસ્કૃતિધાની ઝ્યુરિકમાં ઈસાઈઓના એક સ્મશાનમાં એક પારસી ભાઈની કબર જોવા હું ક્યાંથી જાત? અને એ પારસી ભાઈની કબર ઈસાઈઓના સ્મશાનમાં હોવા છતાં એના સ્મારક પથરા પર અંગ્રેજી ભાષામાં એક વૈદિક પ્રાર્થના મને વાંચવાને મળી એ ક્યાંથી સંભવત?

જ્યાં સુધી ભારત દેશ સ્વતંત્ર થયો નથી ત્યાં સુધી વિદેશયાત્રા કરવી જ નહીં એ મારો સંકલ્પ હતો. બ્રહ્મદેશ અને સિલોન એ તો હિન્દુસ્તાન સાથે જોડાયેલા. ત્યાંની મુસાફરી કરતાં સંકોચ નહીં. પણ તદ્દન પરાયા દેશોમાં યાત્રાએ જઉં અને ત્યાંના લોકો પૂછે કે તમારો રાષ્ટ્રીય ધ્વજ કેવો છે? તો મારે શો જવાબ આપવો? બ્રિટનનો યુનિયન જૅક મારા દેશની રાજધાની પર ફરકે છે એમ કહેવાનો વારો આવે તે કરતાં કપાળ પરની કાળી ટીલી બતાવવા પરદેશ જવું જ નહીં એમ મેં નક્કી કર્યું હતું. ૧૯૩૪માં સિંધ-હૈદરાબાદથી સ્થળમાર્ગે રશિયા જવાની તીવ્ર ઉત્કંઠા જાગી હતી તે આ જ વિચારે દબાવી દેવી પડી હતી. ૧૯૪૭માં આપણે સ્વતંત્ર થયા અને યાત્રાપ્રેમી મારા પગ મને વિશ્વયાત્રાનો આગ્રહ કરવા લાગ્યા. ૧૯૫૦માં પૂર્વ આફ્રિકાની મુસાફરી કરી. સાથે સાથે મધ્ય આફ્રિકા પણ જઈ આવ્યો. ૧૯૫૧ની સાલમાં પહેલી યુરોપયાત્રા કરવાનો મોકો મળ્યો. આ વખતે ચિ. સરોજ સાથે સ્વિટ્ઝર્લૅન્ડ, જર્મની, ફ્રાંસ, ઇંગ્લંડ સુધી મુસાફરી કરી. હું એકલો મોટું સાહસ કરીને પશ્ચિમ આફ્રિકાની મોટી યાત્રા પૂરી કરી આવ્યો.

આ પ્રથમ યુરોપયાત્રા દરમિયાન સ્વિટ્ઝર્લૅન્ડમાં ત્યાંની સંસ્કૃતિમાંની ઝ્યુરિક પણ અમે જઈ શક્યા. ત્યાં જતાંવેંત મેં કહ્યું, મુંબઈમાં એક પારસી છોકરી સાથે અમારી સારી ઓળખાણ થઈ છે. એના પિતા ગયે વર્ષે યુરોપની યાત્રાએ આવેલા. એક ઠેકાણે અકસ્માતથી પગ ભાંગ્યો. એટલે ઇલાજ માટે ઝ્યુરિકની પ્રખ્યાત હૉસ્પિટલમાં રહેવું પડ્યું. પિતાનો ત્યાં દેહાંત થઈ ગયો. વિદેશના લોકોએ આપણી પારસી બહેનને પ્રેમથી સાંત્વના આપી. એક થિયૉસૉફિસ્ટ ભાઈએ કુમારી જરૂના પિતા જહાંગીર જસાવાલાની અંત્યયાત્રાનું પ્રવચન કર્યું. ઈસાઈ પ્રૉટેસ્ટન્ટ ચર્ચના એક દેવળમાં મરનારની કૉફિન આદર સાથે રાખવામાં આવી. દેવળના પૂજારીઓએ અંતિમ વિધિ તરીકે 'આવે મારિયા'વાળું ગીત ગાયું અને પછી Kusnachtના સ્મશાનમાં એ કૉફિન દાટી દેવામાં આવી.

યુરોપના લોકો વ્યવહારકુશળ અને ભલી રીતે વ્યવસ્થિત. એમણે સ્મશાન-ભૂમિમાં જસાવાલાની કબર માટે અમુક જમીન વેચી અને એના ઉપર રાખેલો પથ્થર સો વર્ષ સુધી સુરક્ષિત રહેશે એવી બાંયધરી આપી.

વધતી જતી માનવવસ્તીને શાશ્વત ઊંઘ લેવા માટે જમીન આપીને જોત-જોતામાં આખી દુનિયાનું જ સ્મશાન ન બનાવવું હોય તો સ્મશાનનિવાસીને અનંત-કાળ સુધી જગા રોકવાનો અધિકાર અપાય નહીં. દુનિયા છોડી ગયેલા માણસનું નામ યાદ રાખનાર સગાંવહાલાં જીવિત છે ત્યાં સુધી સ્મશાનભૂમિમાં માણસનું નામ ટકે અને એની અંતિમ જગ્યામાં કોઈ એને પજવે નહીં અને ત્યાંથી ખસેડે નહીં એટલી બાંયધરી બસ થવી જોઈએ.

અમે ચિ. જરૂના પિતા જહાંગીર જસાવાલાની સમાધિ જોવા ગયા. સમાધિ-પથ્થર પર એમનું નામ, જન્મતિથિ, મૃત્યુતિથિ અને એમનાં વખાણનાં ત્રણ વાક્યો વાંચ્યા પછી અંગ્રેજીમાં નીચેના શબ્દો વાંચ્યા :

Ahurmazada

From untruth guide us unto Truth;
From darkness guide us unto Light;
From death guide us unto Immortality.

'અહુરમઝદા' તો પારસી લોકોની જૂની પ્રાચીન ઝેન્દ ભાષાનું ભગવાનનું નામ છે. ત્યાર પછીની ત્રણ લીટીઓ તો આપણી વૈદિક પ્રાર્થનાનું અંગ્રેજી છે :

असतो मा सद् गमय ।।
तमसो मा ज्योतिर् गमय ।।
मृत्योर्मा अमृतं गमय ।।

સમાધિ આગળ ગંભીર થઈને પવિત્ર ભાવનાથી મેં પ્રાર્થના કરી, "ભગવાન! અમે તુચ્છ માણસો ધર્મભેદ, વંશભેદ આદિ તુચ્છ વિચારોથી અળગા પડીએ છીએ. કેટલાક તો બુદ્ધિવાદના પાંડિત્યના અભિમાની તારો જ ઇન્કાર કરે છે. જ્યારે પરમ પિતા! તું કોઈનો ઇન્કાર કરતો નથી; બધાને તારા હૈયામાં સમાવી લે છે. આજે હું એક મહારાષ્ટ્રી, હિંદુ, વૈદિક ધર્મી, ઈરાનના જરથુષ્ટ્રના ધર્મમાં માનનાર પારસી ગુજરાતીને યુરોપના મધ્ય દેશમાં ઈસાઈઓના સ્મશાનમાં અસંખ્ય ઈસાઈઓ વચ્ચે સૂતેલાને મારા સગા ભાઈ ગણી, એનું શ્રાદ્ધ કરવા, એટલે કે શ્રદ્ધાંજલિ અર્પણ કરવા અહીં આવી પહોંચ્યો છું અને મારી આ ભાવનાની કદર કરનારા કેટલાયે ઈસાઈઓ, જેઓ નથી જાણતા અમારી ભાષા કે જેમણે નથી જોયો અમારો દેશ, એ અમારી સાથે એકહૃદય થઈ ભક્તિનમ્રપણે તારું સ્મરણ કરે છે. જીવતાં જે માણસો તમામ ક્ષુદ્રતા વાપરી લડે છે તેઓ મૃત્યુ આગળ નમ્ર થઈ તારું સ્મરણ કરે છે અને પ્રેમભાવનાને અપનાવે છે. ભગવાન! તેં માણસ માટે એક મોટી દીક્ષા બનાવી રાખી છે. માણસને મૃત્યુની બક્ષિસ ન હોત તો એ ઉન્મત્ત પ્રાણી હંમેશને માટે નાસ્તિક જ રહ્યો હોત. મૃત્યુ જેવી પવિત્ર દીક્ષા બીજી કઈ હોઈ શકે?"

સ્મશાનમાંથી બહાર આવતાં ચિ. જસ્નું અને એની માતાનું અમને સ્મરણ થયું. વિચાર આવ્યો કે એમને કાગળ લખીએ કે આજે જહાંગીરભાઈના સ્મરણથી અમારો દિવસ પવિત્ર થયો છે.

કોણ જાણે કેમ ઈસાઈઓનાં જેટલાં સ્મશાનો મેં જોયાં છે તે બધાં અત્યંત સ્વચ્છ, વ્યવસ્થિત, પ્રસન્ન અને ભક્તિભાવ ઉત્પન્ન કરનારાં છે. દરેક કબર ઉપર મરેલાનું નામ તથા વખાણના બે શબ્દો હોય જ. ઘણી વાર નાનકડી પ્રાર્થના હોય. સ્મશાન તરફ આવનાર-જનાર લોકોની સંખ્યા પણ વધારે. સ્મશાન પ્રત્યે ભય, બીષણતા કે અશુચિ પેદા થાય એવું કશું ત્યાં હોતુ નથી. એથી ઊલટું આપણે સ્મશાન જઈ આવેલાને સ્નાન કરવાનું સૂચવી સ્મશાનને અપવિત્ર સ્થાન સિદ્ધ કરીએ છીએ. જ્યાં મડદાં બાળવામાં આવે છે તે સ્મશાનોની તો દુર્દશા જ હોય

છે. જ્યાં મડદાં દાટવામાં આવે છે ત્યાં પણ સ્થિતિ જેવી હોવી જોઈએ તેવી નથી હોતી. પદાર્થસંગ્રહાલયના આકર્ષણ જેટલું પણ આકર્ષણ સ્મશાનો પ્રત્યે હોતું નથી. આત્મા અમર છે, જન્મપરંપરા અનંતકાળ સુધી ચાલી શકે છે, એમ માનનાર આપણે મરણને એટલું અભદ્ર કરી મૂક્યું છે કે મરણ વિશે બોલવું, સંભાષણમાં મરણનો ઉલ્લેખ કરવો એ પણ શિષ્ટાચાર વિરુદ્ધ મનાય છે. બંગાળીમાં તો કહેવત છે કે મરણ કરતાં વધારે આકરી ગાળ હોઈ ન શકે. ખબર નથી પડતી કે આવી કાયરતા એક ગંભીર ધર્મમાં કેમ સ્થાન પામી શકે?

## ૭. ઓહો, હસ જ કમળ ખૂટે છે ને?

નાનપણમાં હરિશ્ચંદ્રની કથા વાંચી હતી. હરિશ્ચંદ્ર રાજા દાની હતો. કોઈ પણ એમની પાસે આવી કાંઈ માગે તો તે આપી દેવાનો એનો નીમ હતો. (હરિશ્ચંદ્રનો કાળ કયો અને કર્ણનો કાળ કયો તે કોણ નક્કી કરી શકે? હરિશ્ચંદ્રની કથા સાંભળી કર્ણ દાની થયો હશે?) નાનપણમાં અમે હરિશ્ચંદ્રની કથા શ્રદ્ધાપૂર્વક વાંચી હતી. એમની વચનનિષ્ઠા અને ધર્મનિષ્ઠા ખૂબ આકર્ષક લાગ્યાં હતાં. આજે બુદ્ધિ વિચક્ષણ થઈ છે. શંકા ઉઠાવે છે કે રાજા તે પ્રજાનો સેવક; એને રાજ આપી દેવાનો હક શો? જે વાત અમારા નાનપણમાં અમને યોગ્ય લાગી હતી તે ભારતની પ્રજાને હજારો વર્ષ થયાં યોગ્ય લાગતી આવી છે. આજે હવે લાગે છે કે હવે પછીની ભારતની પ્રજા પણ હરિશ્ચંદ્રના નીમ વિશે શંકાશીલ બનવાની જ.

ખેર, વસિષ્ઠ અને વિશ્વામિત્ર વચ્ચે ઝઘડો થયો. વિશ્વામિત્રે વસિષ્ઠના શિષ્ય હરિશ્ચંદ્રની કસોટી કરવાનું નક્કી કર્યું હશે. એણે રાજા પાસે જઈ એનું રાજ્ય માગ્યું. હરિશ્ચંદ્રે આપી દીધું. હવે ઋષિ કહે, "દાનમાં આપી દીધેલા રાજ્યમાં તું અને તારા સગાં રહી ન શકે." હરિશ્ચંદ્ર પોતાની રાણી તારામતી અને દીકરા રોહિતને લઈને કાશી વિશ્વેશ્વરની નગરીમાં રહેવા ગયા જ્યાં કોઈ પણ રાજાનું રાજ્ય નહોતું.

પણ ત્યાં ખાય શું? ક્ષત્રિય દાન માગી ન શકે, મફતનું ખાઈ ન શકે. રાણીએ એક ઠેકાણે નોકરી લીધી. રાજાને નોકરી મળી કાશીના સ્મશાનની રખેવાળી કરવાની. કોઈ પણ એ સ્મશાનમાં મડદું દાટવા આવે કે બાળવા આવે તો એની પાસેથી માલિક તરફથી નાણાં વસૂલ કરવાનું કામ હરિશ્ચંદ્રને મળ્યું.

એક વખતે હરિશ્ચંદ્રનો દીકરો રોહિત મરી ગયો. એની મા રાણી તારામતી જે હવે નોકરાણી હતી તે મડદું લઈને સ્મશાને પહોંચી. સ્મશાનના માલિકનો નોકર હરિશ્ચંદ્ર નાણાં માગે. એના વગર મડદું બાળવા ન દે.

આમ ભક્તની આકરામાં આકરી કસોટી થઈ. (પછી વાર્તાને છાજે એ રીતે ત્યાં ભગવાન પ્રગટ થયા અને સૌ રૂડાં વાનાં થયાં.)

નાનપણમાં આ વાર્તા પ્રથમ સાંભળેલી. પાછળથી વાંચી પણ હશે. એ જેવી યાદ છે તેવી ટૂંકાણમાં અહીં રજૂ કરી છે. વાર્તા તો કાશીના આખ્યાનની છે, પણ એ વાંચી હતી પશ્ચિમ ભારતના સમુદ્રકિનારે કારવાર શહેરમાં. બપોરે અમારે ત્યાં આસપાસની બહેનો આવે. એમની ભાષા કોંકણી, પણ મરાઠી સમજે. એમની આગળ હું હરિશ્ચંદ્રની વાર્તા વાંચું ત્યારે એ બહેનોની આંખોમાંથી ચોધાર આંસુઓ વહ્યા કરે. હું ગળગળો થઈ જતો, પણ હિંમતપૂર્વક વાર્તા પૂરી કરી શકતો.

એક દિવસે પિતાશ્રી કચેરીએથી ઘેર આવ્યા અને કહ્યું, કારવારથી થોડે દૂર ગોકર્ણ મહાબળેશ્વરનું વિખ્યાત તીર્થસ્થાન છે. કાશી અને રામેશ્વર કરતાં એનું માહાત્મ્ય ઓછું નથી. લંકાના રાવણે પોતાની સગવડ ખાતર હિમાલયની પેલી પાર જઈ કૈલાસના રાણા શિવજીનું લિંગ માગી આણ્યું. હેતુ એવો કે લંકામાં એ લિંગની સ્થાપના કરી માતાને માટે પૂજાની સગવડ કરી આપવી. રાવણે કૈલાસમાં રોજ સહસ્ર કમળથી શિવજીની પૂજા કરવાનો પ્રારંભ કર્યો. એક દિવસે હજાર કમળોમાં દસ કમળો ખૂટયાં. રાવણ ચકિત થયો, પણ હાર્યો નહીં. એણે કહ્યું, 'દસ જ કમળો ખૂટયાં છે ને?' તલવાર લઈને એણે પોતાનું એક શિર-કમળ તોડી શિવજીને અર્પણ કરવાનું શરૂ કર્યું. નવ શિર-કમળો આપ્યાં અને શિવજીએ પ્રગટ થઈ કહ્યું, "બસ બસ, હાથ રોક. તારી ભક્તિથી પ્રસન્ન થયો છું. જે માગવું હોય તે માગ." રાવણે શિવજીનું આત્મલિંગ માગ્યું! ભોળા શિવજીએ હૃદય-કપાટ (દરવાજા) ખોલી અંદરથી લિંગ કાઢી આપ્યું અને કહ્યું, "લે આ મારું આત્મલિંગ. એને જ્યાં જમીન પર રાખીશ ત્યાં એ સ્થિર થઈ જશે. એનો નીચલો ભાગ સોંસરો પાતાળ સુધી પહોંચી જશે."

દેવલોકમાં ગભરામણ થઈ. કૈલાસ પર્વત પરનું શિવલિંગ લંકા પહોંચી જાય તો આખો ભારત દેશ લિંગવિહોણો થશે. આ સંકટ ટાળ્યે જ છૂટકો. એમણે ગણપતિને કહ્યું, "તું એક વેદપાઠી યુવાનનું રૂપ ધારણ કરી રાવણ પાસેથી એ લિંગ પડાવી લે. તેત્રીસ કરોડ દેવો તને ધન્યવાદ આપશે."

રાવણ શિવલિંગ ઊંચકી, કૈલાસ પરથી ઊતરી, તિબેટ ઓળંગી, હિમાલય ઓળંગી દોડતો દોડતો લંકા ભણી ચાલ્યો. રાવણ જાતે બ્રાહ્મણ. ધર્મના નિયમો જાણે. પશ્ચિમ સમુદ્રને કિનારે કોંકણ પાર કરી એ દોડતો ચાલ્યો. ત્યાં એને લઘુ-શંકા(પેશાબ)ની હાજત થઈ. હાથમાં લિંગ રાખી પેશાબ માટે બેસાય નહીં. મૂંઝાઈને આસપાસ જુએ ત્યાં એક તગડો વેદપાઠી યુવાન દેખાયો. રાવણે કહ્યું; "બેટા, જરીક વાર આ લિંગ પકડી રાખ. હું પેશાબ કરી, મોઢું ધોઈ, આ પાછું લઈ લઈશ. પણ રખે આ જમીન પર રાખતો. જમીન પર રાખ્યું તો સોંસરું પાતાળ સુધી ફેલાશે." (કહેવાની જરૂર નથી કે વેદપાઠી યુવાન દેવોએ મોકલેલા ગણેશજી હતા.) એણે કહ્યું, "જરૂર એ લિંગ ઊંચકી ઊભો રહીશ. પણ લિંગ દેખાય

છે ભારે. હું થાકી જાઉં તો તને બૂમ પાડીશ. ત્રણ વાર બૂમ પાડીશ તેટલામાં જો તું ન આવ્યો તો તારી વાત તું જાણે."

રાવણે કહ્યું, "શી વાત કરે છે? હમણાં પેશાબ કરી, કોગળો કરી આવી જઈશ." ગણેશજીએ પ્રસન્નતાથી લિંગ ઊંચક્યું અને ઊભા રહ્યા. હવે દેવોએ યુક્તિ કરી. દુનિયાનાં બધાં તીર્થો રાવણના પેટમાં ઘૂસી ગયાં. રાવણ એક ખાડાને કિનારે પેશાબ કરવા બેઠો. પેશાબ કરતી વખતે બોલાય નહીં. પેશાબ ચાલ્યો, ચાલ્યો અને ચાલ્યો. આખો ખાડો ભરાઈને એક મોટું તળાવ થયું. ત્યાં ગણેશજીએ બૂમ પાડી. રાવણે હાથ વતી ઇશારો કર્યો કે જરા થોભો. ગણેશજીએ ખૂબ ધીરજ બતાવી. પણ રાવણનો પેશાબ પૂરો થાય નહીં. ત્રણ વાર બૂમ પાડયા પછી ગણેશજીએ અસર કરતાં લિંગ નીચે મૂકી દીધું. આકાશમાં દેવોએ જયજયકાર કર્યો. ચિડાયેલા રાવણે ગણેશજીના કપાળ પર મુક્કી મારી અને દોડી ગયો શિવલિંગ ઊંચકવા. એ જેમ ખેંચતો જાય તેમ શિવલિંગ જમીનમાં ઊતરતું જાય. એણે બહુ જોર કર્યું. શિવલિંગનો ઉપરનો ભાગ ખેંચવા માટે બે હાથે જોરથી મરડયું, આમળ્યું ત્યારે તૂટીને એના ત્રણચાર ભાગ હાથમાં આવ્યા. 'આ કકડા લઈને શું કરું?' એમ કહીને એણે જોરથી ચાર કકડા દૂર ફેંકી દીધા. માઈલો સુધી જઈ એ પડયા. દેવોએ એ કકડા જ્યાં જ્યાં પડ્યા ત્યાં ત્યાં મંદિરો ઊભાં કર્યાં. (એવું એક મંદિર અમે કારવાર પાસે જોયેલું.)

નિરાશ થયેલો રાવણ લંકા ચાલ્યો ગયો. જ્યાં દેવોની હિકમતથી શિવલિંગ ભારતમાં જ રહ્યું એ સ્થાન તે ગોકર્ણ મહાબળેશ્વર. ત્યાંના લિંગનો ઉપરનો ભાગ બરાબર ગાયના કાન જેવો દેખાય છે એટલે લિંગનું નામ થયું ગોકર્ણ. હવે એ સ્થાનને પણ કહે છે ગોકર્ણ. લોકો પૂજા કરવા આવે અને પ્રેમથી એ ગોકર્ણ-લિંગનો સ્પર્શ કરે. અસંખ્ય લોકોના સ્પર્શથી લિંગ ઘસાવા લાગ્યું. એટલે મંદિરના વ્યવસ્થાપકોએ લિંગની આસપાસ ચણતર કરી લિંગ લગભગ ઢાંકી દીધું. પથરામાં એક કાણું રાખ્યું, જેમાં ભક્તો પોતાનો અંગૂઠો ઉતારી લિંગનો સ્પર્શ કરી શકે.

રિવાજ એવો છે કે બારપંદર વર્ષે જ્યારે ભગવાનની સૂચનાની એંધાણી મળે ત્યારે એ લિંગની આસપાસનું ચણતર કાઢી નાખી, એ લિંગનો હાથ બે હાથ જેટલો ભાગ ઉઘાડો કરે છે. મહિના બે મહિના સુધી દર્શન માટે લિંગ આમ ખુલ્લું રાખી પછી એની આસપાસ ફરી ચણતર કરે છે. આ આખી પ્રવૃત્તિને અને એના ઉત્સવને 'અષ્ટબંધ' કહે છે. (આઠે દિશાઓથી ચણતર કરે છે માટે એને અષ્ટબંધ કહેતા હશે!)

પિતાશ્રીએ કહ્યું, "આવો દસપંદર વર્ષે ભાગ્યે જ આવનારો ઉત્સવ ગોકર્ણમાં શરૂ થયો છે માટે આપણે દર્શને જઈએ. ત્યાં શિવજીના આત્મલિંગનું દર્શન થશે. એના પુણ્યનો હિસાબ કોણ કરે?"

કારવારથી આગબોટમાં બેસી તદડી બંદર પહોંચી જવાનું. ત્યાંથી ઊતરી પગ-

પાળા ગોકર્ણ સુધી પહોંચી જવાનું. નદકીમાં પુરોહિતો તો યાત્રાળુઓના સ્વાગત માટે તૈયાર હતા. હું નાનો. એક મજૂરના ખભા ઉપર બેઠો. અમે ગોકર્ણ મહાબળેશ્વરનાં દર્શને ગયા. કોટિતીર્થમાં નાહી મંદિરે જતાં એક બાજુ બે હાથવાળા ઊભા, સૂંઢાળા ગણેશ દેખાયા. રાવણે એના કપાળ ઉપર મુક્કો માર્યો હતો તે ઊંડે સુધી પહોંચ્યો હતો. ગણેશજી માટે મનમાં દયા છૂટી.

અમે ગોકર્ણ-મહાબળેશ્વરના મંદિરમાં ઊતર્યા. ભગવાનના લિંગનાં દર્શન થયાં. પુરોહિતની રજા મેળવી જીભ જેવા દેખાતા લિંગના ઉપરના ભાગને સ્પર્શ કર્યો. અમે ધન્ય ધન્ય થયા. પિતાશ્રીએ ત્યાં લઘુરુદ્ર કર્યો હશે. (લિંગની આસપાસ દસબાર બ્રાહ્મણો બેસી પાડાના શિંગના કાણામાંથી શિવજીને અભિષેક કરે અને રુદ્રના મંત્રના नमक અને चमक બોલે. એ પૂજાને જો નાની હોય તો લઘુરુદ્ર કહે, મોટી હોય તો મહારુદ્ર કહે.) અમે પૂજા કરી પુરોહિતને ઘેર નૈવેદ્ય આરોગ્યું. બધાં પવિત્ર સ્થાનો જોયાં. જટાતીર્થ જેવી જગા બહુ દૂર. ત્યાં પિતાજી એકલા જઈ આવ્યા. મને થતું હતું કે રાજા હરિશ્ચંદ્ર જેનું રક્ષણ કરે છે એ સ્મશાન જોવા ક્યારે જઈશું? મનમાં શંકા ઊઠી કે (બનારસ) કાશીનું સ્મશાન સાચવવાનું કામ હરિશ્ચંદ્રને ભાગે આવ્યું હતું. એ સ્થાન અહીંથી સેંકડો માઈલ દૂર છે. હજાર માઈલ તો હશે જ. અને એ જમાનો પણ કેટલો જૂનો! ત્યારે રાજા હરિશ્ચંદ્ર આટલે દૂર અહીંનું સ્મશાન સાચવવાને કેમ આવ્યો હશે? પણ આવી શંકા મનમાં આણવી એ નાસ્તિકતાનું લક્ષણ છે એ જાણતો હોવાથી મેં બુદ્ધિના દરવાજા બંધ કર્યા અને બાળપણની બધી શ્રદ્ધા ભેગી કરીને હરિશ્ચંદ્રનાં દર્શને ગયો. મૂર્તિ સારી હતી. હરિશ્ચંદ્રના મોઢા ઉપર હજારો વર્ષનો વિષાદ સ્થિર થયેલો જોવાનો મેં પ્રયત્ન કર્યો. શ્રદ્ધાને જોરે એ વિષાદ હું જોઈ શક્યો અને મારામાં પણ એ પહોંચી ગયો.

છેક નાનપણમાં જોયેલું એ મારું પહેલું સ્મશાન. તે વખતે ત્યાં કોઈ મડદું બળતું જોયાનું મને સ્મરણ નથી. પણ પાસે જ એક ગંદું તળાવ જોયું. પુરોહિતે કહ્યું, "આ તળાવના પાણીનો એવો ગુણ છે કે એમાં હાડકાં નાખો તો છ મહિનાની અંદર એ ઓગળી જાય છે." મને આશ્ચર્ય થયું. હાડકાં કાંઈ પતાસાં જેવાં નથી હોતાં કે પાણીમાં ઓગળી જાય. પુરોહિતે ભાર દઈને કહ્યું, "શંકા લાવવાનું કારણ નથી. કેટલાયે લોકોએ એનો પ્રયોગ કરી જોયો છે. બીજે હાડકાં ઓગળી ન જાય. પણ આ હરિશ્ચંદ્રના તળાવમાં હાડકાં અચૂક પાણી થઈ જવાનાં."

ત્યાંથી પાછા ઘેર જતાં બધી બાજુથી પથરાથી બાંધેલું એક લંબચોરસ તળાવ અમે જોયું. અંદરનું ગંદું પાણી લીલું લીલું દેખાતું હતું. મેં પૂછ્યું, "મંદિરથી બહુ દૂર નહીં એવા આ તળાવનું પાણી આટલું ગંદું કેમ?" પુરોહિતનો એક છોકરો હસતો હસતો કહે, "તમે વાર્તા નહીં જાણતા હો. દેવોના પ્રતાપથી રાવણે જે પેશાબ કર્યો તે પેશાબનું આ તળાવ છે." મેં કહ્યું, "વાર્તા તો આખી વાંચી છે, પણ ખ્યાલ ન હતો કે રાવણના પેશાબનું તળાવ જોવાને મળશે."

આટલાં વર્ષ થયાં રાવણના હરિશ્ચંદ્રરક્ષિત સ્મશાનમાંનાં હાડકાં ગળી જનાર તળાવને હું ભૂલી શકતો જ નથી. કેવું અદ્‌ભુત સ્મશાન! અને એ પણ સાવ બાળપણમાં જોવાને મળેલું! એ વિશેની વાર્તાઓ ન કહું તો સ્મશાન વિશે સાંભળ્યાનું પુણ્ય વાચકોને ક્યાંથી મળે?

# ૮. રાજા હરિશ્ચંદ્રનું ગોકર્ણનું સ્મશાન

અમે એકાદ મહિના માટે સાવંતવાડી ગયા હોઈશું. ત્યાંથી બેલગામ, શાહપુર બાસઠ માઈલનો રસ્તો. બળદગાડીમાં બેસી અમે અમારે ગામડે બેળગુંદી આવી પહોંચ્યા. આવતાંવેંત મામાના દીકરાએ પિતાશ્રીને કહ્યું, "આજી(પિતાશ્રીની મા)નું મૃત્યુ થયું. તમને આવવાને વાર છે એ અમે જાણતા હતા. રસ્તામાં ત્રણ દિવસમાં તમને કાગળ પણ ક્યાં લખાય? શબ તમે આવો ત્યાં સુધી રખાય નહીં. એટલે અમે પુરોહિતની સલાહથી એ શબ ચિતા ઉપર રાખી બાળી નાખ્યું. તમે નજીકના સગા. પાસે હોત તો મંત્રાગ્નિથી શબ બાળ્યું હોત. અમે દૂરના. અમને એ અધિકાર નહીં. એટલે પુરોહિતની મદદ વગર, મંત્ર બોલ્યા વગર, ભડાગ્નિથી શબ બાળ્યું. પણ મંત્રાગ્નિ વગર મરેલી વ્યક્તિની ઊર્ધ્વગતિ થાય નહીં. એટલે આજીની ચિતામાંથી બળેલાં હાડકાં ભેગાં કરી એક માટલામાં અમે રાખ્યાં છે. હવે તમારે પુરોહિતને બોલાવી આ હાડકાંને મંત્રાગ્નિ આપવો. પછી જ આજીનું શ્રાદ્ધ થઈ શકે."

પોતાની માતાની અંતિમ ઘડીએ પોતે હાજર રહી ન શક્યા એનું પિતાજીને ઘણું દુઃખ થયું. પણ કશું બોલ્યા નહીં. બીજે દિવસે સવારે ગામ બહાર એક ઝાડની ડાળીએ હાડકાંવાળું માટલું લટકાવી રાખ્યું હતું તે કાઢી, પુરોહિતને બોલાવી, તળાવને કિનારે પિતાશ્રીએ પુરોહિતની મદદથી એ હાડકાં મંત્રાગ્નિથી ફરી બાળ્યાં અને પછી બીજી વાર બળેલાં એ હાડકાં તળાવની અંદર જ પધરાવી દીધાં. એ હાડકાં સાચવી રાખી ગંગાજીમાં પધરાવવા માટે બનારસ સુધી કોણ જાય? "ભાગ્યશાળી હોય તેને જ આવો લહાવો મળે છે." એમ કહી પિતાશ્રીએ આ હાડકાં તળાવમાં પધરાવી દીધાં અને વિષાદ સાથે ઘેર આવ્યા.

એ આખી ક્રિયા વખતે પિતાજીએ મને સાથે રાખ્યો હતો. ઘરના બીજા કોઈ ત્યાં આવ્યા નહીં. એ આખી ક્રિયા દરમિયાન પિતાજીએ મારી આગળ થોડો વસવસો જાહેર કર્યો. "માતાજી જીવતાં હતાં ત્યારે મેં એમની ઉપેક્ષા કરી. તારી બાને અને મારાં બાને બનતું ન હતું. બે વચ્ચે સંધિ કરાવવાના પ્રયત્નો મેં પહેલાં પહેલાં કર્યા. આગળ જતાં જોયું કે એ પ્રયત્નમાં બેમાંથી એકેયને સુખ થતું નથી. એટલે મેં એ પ્રયત્ન છોડી દીધા હતા. સહાનુભૂતિ સાથે સાંભળું બન્નેનું,

પણ ઝઘડામાં ન પડવાનું મેં નક્કી કર્યું. પરિણામે મારી સહાનુભૂતિને અભાવે બંને દુઃખી રહેતાં."

"મેં જો બાને સહાનુભૂતિ બતાવી હોત, ભલે ખાનગી રીતે, તો એને સંતોષ થાત અને મારું કશું બગડત નહીં. હવે પસ્તાવો કર્યે લાભ શો? જે થઈ ગયું તે થઈ ગયું."

"મેં જો એને મરજી પ્રમાણે ખર્ચવા વખતોવખત થોડા પૈસા આપ્યા હોત તોપણ એ રાજી થાત. પણ એને પૈસા કેમ ખર્ચવા એની ગતાગમ નહીં એટલે હું કહેતો 'તારે જે જોઈએ છે તે હું ખરીદી લાવીશ. પૈસા લઈને શું કરીશ?' સંકોચની મારી એ કશું માગતી નહીં. જે આપું એમાં સંતોષ માનતી. હવે થાય છે કે થોડા પૈસા એને આપ્યા હોત તો કશું બગડત નહીં અને એને ઘણો સંતોષ થાત. આ બુદ્ધિ વખતસર સૂઝી હોત તો કેટલું સારું થાત! પણ હવે એનું શું?"

મારા પિતાશ્રીનો હું સૌથી નાનો દીકરો. મેં એમની વાત ધ્યાનપૂર્વક સાંભળી. સહાનુભૂતિના ચાર શબ્દ બોલવાની પણ એ મારી ઉંમર નહોતી. પણ પિતાશ્રીએ પોતાના હૈયાનો પસ્તાવો મારી આગળ વ્યક્ત કર્યો એની ધન્યતા મેં અનુભવી.

આ આખો પ્રસંગ સ્મશાન-માળામાં અપાય કે નહીં એ મન સાથે નક્કી નથી થતું. પણ ક્યાંક સંઘરવો હોય તો એને માટે આ જ સ્થાન છે. આજનું શ્રાદ્ધ હું બીજી કઈ રીતે કરી શકું?

## ૯. તો શું સકામ પૂજા-પ્રાર્થના કરી, એ ઊતરતો ધર્મ હતો?

### (પિતાજીની છેલ્લી સેવા)

દરેક માણસને માટે પોતાનાં માબાપનાં જીવનની અંત ઘડી ગમગીનીની ભરેલી અને છતાં પવિત્ર હોય છે. માણસને આખો જન્મારો એ ઘડીનું સ્મરણ રહેવાનું અને જો એ જ માત-પિતાના અંતિમ દિવસોમાં એમની અખંડ અને ઉત્કટ સેવા કરવાની તક દીકરાને મળી હોય તો જેમ દિવસો જાય તેમ એને જીવનનો એ એક અસાધારણ — અપૂર્વ લહાવો મળ્યો હતો એવી જ ભાવના વધતી જવાની.

#### વ્યવહારનિષ્ઠા

મને મારા પિતા પાસેથી એમની અખૂટ ઈશ્વરનિષ્ઠા મળી હતી અને માતા પાસેથી એટલી જ મહત્ત્વની વ્યવહારનિષ્ઠા મળી હતી. (વ્યવહારનિષ્ઠા એટલે વ્યવહારી ચતુરાઈ નહીં. જે લોકો વ્યવહારમાં ચતુર હોય છે તેઓ પોતાનો સ્વાર્થ સાધવા દરેક પ્રસંગે કેવી ચાલબાજી વાપરવી એ કળામાં કુશળ હોય છે. એવા

વ્યવહારચાતુર્યની વાત વ્યવહારનિષ્ઠામાં નથી આવતી.) વ્યવહારનિષ્ઠા એટલે સગાં-સંબંધીઓ પ્રત્યેની પોતાની જવાબદારીનું ભાન; સમાજને પસંદ ન પડવું એ આચરણ ટાળવાની ચીવટ; આપણું કોઈ પણ પ્રસંગે ભૂંડું ન દેખાય; કોઈ આપણો વાંક ન કાઢે અને સારા માણસોની લોકો વાતો કરતા હોય તો તેમાં આપણું નામ અચૂક આવે એ જાતનો લોભ: એને હું વ્યવહારનિષ્ઠા ગણું છું.

પણ સમાજનો સ્વભાવ આટલો સીધો ક્યાંથી હોય? કોઈના વિશે ભૂંડું બોલવાની તક માણસ છોડે નહીં. દરેક માણસમાં લોકો ખોડખાંપણ જોવાના જ. અને માણસ જેટલો વ્યવહારનિષ્ઠ એટલી એને વિશે લોકો જાતજાતની નાનીમૂની ટીકા કરવાના જ. મારી માને ઘણી વાર દુ:ખી થઈને કહેતાં મેં સાંભળ્યાં હતાં, "આખા જન્મારામાં મેં 'કોઈનું એટલે કોઈનુંય' કશું બૂરું કર્યું નથી. બની શકે તેટલો પરોપકાર કરવાનો મારો નેમ છે. મુશ્કેલીમાં સપડાયેલા લોકોની મદદમાં દોડી જવું એ મારો સ્વભાવ છે. છતાં કેમ સમાજના લોકો, ખાસ કરીને નાતીલાઓ, મારું ભૂંડું બોલતા હશે?"

અને લોકોના સારા અભિપ્રાય વિશે મા આટલી ઇન્તેજાર છે એની ખબર જેમ જેમ પડતી, તેમ તેમ આસપાસના લોકો અચૂક કોકની ટીકા માને સંભળાવ્યા વગર રહેતા નહીં. પછી ભલે એ માણસ ત્રણ કોડીનો પણ ન હોય.

## ઈશ્વરનિષ્ઠા એટલે?

એથી ઊલટું મારા પિતાશ્રીને સમાજના અભિપ્રાયની જરાય પરવા નહીં, "હું ઈશ્વરની પૂજાઅર્ચા કરું છું, વ્રતઉપવાસ કરું છું, તહેવારો પાળું છું, યાત્રા કરું છું, ધર્માચરણની એકે વિગત ચૂકતો નથી, અને મેં જોયું છે કે ભગવાને આખી જિંદગી મારું ભલું જ કર્યું છે. મારું જરાયે ભૂંડું થયું નથી અને દેખાયું નથી. આવેલાં સંકટો ભગવાનની કૃપાએ એની મેળે ઓગળી ગયાં છે. એથી વધારે મારે શું જોઈએ? સમાજના સજ્જન લોકોમાં હું ખપું છું. એથી વધારે મહત્ત્વાકાંક્ષા મારી છે જ નહીં."

પિતાશ્રી કચેરીનું સરકારી કામ ચીવટપૂર્વક વખતસર બરાબર કરી દે. ઘરમાં જોઈતી વસ્તુઓ જાતે ખરીદીને લાવે. કોઈને મળવા જાય નહીં. મળવા આવનાર લોકોની બધી વાતો થોડી સહાનુભૂતિથી, થોડી ઉદાસીનતાથી સાંભળે. સાંજે જલદી જમી લે અને ઘસઘસાટ ઊંઘી જાય.

એક વાર પિતાજી કહેતા હતા, "યુવાનીના દિવસોમાં વીસ કે બાવીસ વર્ષ સુધી તાવ તો શું, મને સળેખમ થયાનું પણ સ્મરણ નથી." એ તો એમને મોઢે મેં સાંભળ્યું પણ પંચોતેર વર્ષની ઉંમરે એઓ ગુજરી ગયા ત્યારે એમના મોઢામાં બધા દાંત સાબૂત હતા અને મગફળી સુખથી કુડુસ કુડુસ ખાઈ શકતા હતા.

## કેવા એ પિતા!

એવા પિતાના અંતકાળના દિવસોમાં સેવા કરવાની તક મને મળી એ હું

મારું ભાગ્ય માનું છું. મારી માતાના દેહાંત પછી પિતાશ્રીને એકલવાયાપણું બહુ સાલતું. એમનું એ એકલવાયાપણું ટાળવા માટે હું બધા પ્રયત્નો કરતો. એક તો હું જ મરાઠી દૈનિક એમને વાંચી સંભળાવતો. મારા નાનપણમાં પિતાશ્રીને ક્રોક વાર મુંબઈનું 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' વાંચતાં મેં જોયા હતા. (તે વખતે એ છાપું અંગ્રેજ લોકો ચલાવતા હતા અને એની એક એક નકલ એ સસ્તા જમાનામાં પણ ચાર આને વેચાતી. અમે લોકો પરીક્ષાનું રિઝલ્ટ મેળવવા માટે, ફક્ત વર્ષમાં એક જ દિવસ, ટાઇમ્સનો અંક ખરીદતા હતા.)

આગળ જતાં પિતાશ્રી કોઈ પણ છાપું વાંચતા નહીં. કોઈ ચોપડી હાથમાં લેતા એમને મેં જોયા નહોતા. લોકો ઘેર આવીને કોઈની કૂથલી કરે તો ઉદાસીનપણે સાંભળતા. ઈમાનદારીથી નોકરી કરવી, ઘરના લોકોને સુખી રાખવા, અતિથિ-અભ્યાગતની સેવા કરવી અને કશી તરખટમાં ભાગ ન લેવો એ હતી એમની જીવનનીતિ. એમને જોઈતો ઉત્સાહ એમના પૂજાપાઠમાંથી એમને મળતો. પણ એ પૂજાપાઠ પણ જેટલો નિયમિત એટલો જ પરિમિત. પોતાનાં કપડાં જાતે જ ધોવાં એ એમનો આગ્રહ લગભગ આખર સુધી એમણે જાળવી રાખેલો.

### એ 'અંતિમ દિવસો'

એમની નિવૃત્તિના દિવસોમાં એમનું એકલવાયાપણું દૂર કરવા, ઉપર કહ્યું તેમ, હું એક તો એમને દૈનિક છાપું વાંચી સંભળાવતો. કોક વખતે તેઓ કોઈ અન્યાયનું વર્ણન વાંચી ચકિત થઈને પૂછતા, "આવા ગુના કરનારનો ન્યાય કરનાર કોઈ નથી કે શું? ભગવાનની દુનિયામાં આવું ક્યાં સુધી ચાલી શકે?"

છેલ્લે છેલ્લે મેં એમની સાથે ગીતા વાંચવાનું શરૂ કર્યું. એમને સંસ્કૃત આવડતું ન હતું. અંગ્રેજી અનુવાદ વાંચવાને સોંપું તો તે એમને વેઠ જેવું લાગતું. એટલે મેં એમને મરાઠીમાં જ ગીતા અને એની પાછળનો વેદાન્તસાર સમજાવવાનું શરૂ કર્યું. એમાં એમને રસ પડવા લાગ્યો. કોરું તત્ત્વજ્ઞાન નહીં પણ જીવન કેમ જીવવું અને એ રીતે ઈશ્વરને રાજી કરીને મોક્ષ કેમ મેળવવો એ જ વાત ગીતામાં છે એમ જ્યારે ગીતામાંથી એમને હું સમજાવવા લાગ્યો ત્યારે જાણે એમને નવો જ પ્રકાશ મળતો હોય એટલો રસ ગીતામાં જાગ્યો અને વચમાં વચમાં માણસના કર્તવ્યની અને જીવન-સાધનાની ચર્ચા પણ તેઓ કરવા લાગ્યા.

ગીતા લગભગ પૂરી થવા આવી ત્યારે આશ્ચર્યચકિત થઈને એમણે એક વાર પૂછ્યું, "ત્યારે શું? આખો જન્મારો મેં કુળદેવની પૂજા કરી અને કુળના ઉત્કર્ષ માટે સકામ પ્રાર્થના કરી તે બધો ઊતરતો ધર્મ હતો? વેદાન્ત એ જ સાચો અને પૂર્ણ ધર્મ છે?"

એમનો એ સવાલ સાંભળી અને એની પાછળની પારમાર્થિકતા ઓળખી હું રાજી થયો. મેં કહ્યું, "આપના મનમાં આ સવાલ ઊઠ્યો એમાં જ સવાલનો

જવાબ છે. સકામ ભક્તિને અંતે નિષ્કામ ભક્તિ ઊગે જ છે. સંપૂર્ણ આત્મજ્ઞાન વગર મોક્ષ સંભવતો જ નથી."

મેં જોયું કે ગીતા સાંભળી એમનું મન અસ્વસ્થ ન થયું પણ કેટલીક ધાર્મિક રૂઢિઓનો એમનો આગ્રહ મોળો પડયો અને એમનો કેટલોક અસંતોષ એની મેળે ઓગળી ગયો.

ઘરની વ્યવસ્થા, મારા ભાઈઓનું વલણ વગેરે બધી વસ્તુઓની મારી સાથે તેઓ છૂટથી ચર્ચા કરતા અને કોક કોક વાર સવાલ પણ પૂછતા.

## માંદગીને બિછાને

અંતિમ માંદગીમાં જ્યારે એમને લાગ્યું કે આમાંથી પોતે સાજા થવાના નથી ત્યારે એમણે મને કહ્યું, "તારી વાત હવે ગળે ઊતરે છે. મારે ક્યારનું મારું વસિયતનામું કરી રાખવું જોઈતું હતું. મારી બધી મિલકત સ્વકષ્ટાર્જિત છે. મારી પાછળ એસ્ટેટ માટેના ઝઘડા ચાલે એ શોભે નહીં. હવે ભલે મોડો જાગ્યો પણ મેં જે વસિયતનામાની નોંધ કરી રાખી છે તેને કોઈ સારા વકીલને બોલાવી કાયદેસર રૂપ આપો અને એ રજિસ્ટર કરાવો."

મેં કહ્યું, "એ વખત હવે રહ્યો નથી. હવે તમારે કશી ચિંતા કરવી નહી. ભગવાનનું ચિંતન કરો છો એ જ બસ છે. પાછળ રહેલા બધું ફોડી લેશે. હું કશું બગડવા દઈશ નહીં. મને કશાનો લોભ નથી. ઉત્તમ કેળવણી મેળવવાની તમે મને તક આપી. દેશની હાલત હું સમજી શક્યો છું. વેદાન્તને કારણે મારામાં મજબૂતી આવી ગઈ છે. હું માનું છું કે ઈશ્વરની કૃપાએ હું પરિસ્થિતિને પહોંચી વળીશ. જોકે ઘરમાં હું છું તો સૌથી નાનો."

## મારું કર્તવ્ય શું?

અમે છ ભાઈઓમાથી ત્રણ જ જીવતા હતા. સૌથી મોટા ભાઈ ગુજરી ગયા હતા. બીજા બી.એ. પાસ કરી નોકરીમાં દાખલ થયા હતા અને ઊંચા હોદ્દા પર હતા. નંબર ત્રણ અને ચારનો દેહાન્ત થયો હતો. અને છેલ્લા બે જીવતા હતા. સરકારી નોકરીવાળા ભાઈને અને પિતાશ્રીને બનતું ન હતું. મળે એટલે કોઈક વાતચીતને અંતે અથડામણ ઊભી થવાની જ અને બોલાચાલી પણ ખરી; એટલે અમે નક્કી કર્યું કે પિતાની માનસિક શાંતિની દૃષ્ટિએ અને કજિયાકંકાસ ટાળવાને માટે મોટાભાઈ દૂર છે એ જ સારું છે.

પણ જ્યારે માંદગી ગંભીર થઈ ત્યારે નાના(ગોવિંદ)નો વિરોધ હોવા છતાં મેં જિદ્દ પકડી કે આણ્ણાને બોલાવવા જ જોઈએ. અંતિમ દર્શન કરવાનો એમનો હક છે. અને સંભવ છે છેલ્લી ઘડીએ એને ઉપરતિ થાય અને બંને વચ્ચેની કડવાશ નીકળી જાય. ગમે તે હો પણ આણ્ણાને બોલાવવા જ." મેં તાર કર્યો. આણ્ણાએ આવવામાં એક દિવસ મોડું કર્યું. એ આવ્યા ત્યારે પિતાશ્રી મળવા આવનારને ઓળખી શકતા ન હતા! વચમા બેભાન સ્થિતિએ પહોંચતા.

અંતિમ સ્થિતિનું વર્ણન કરવામાં મને રસ નથી. છેલ્લા બેત્રણ દિવસોમાં ભાઈઓ જે ભાગ ભજવ્યો તેની જાણ પિતાને ન થઈ એ તો સારું જ થયું. પિતાશ્રીની શારીરિક સારવાર ઉપરાંત, બાકીનો બધો વખત પિતાશ્રીની પથારી ઉપર જ બેસી હું ગીતા વાંચતો. સંસ્કૃત તેઓ ક્યાંથી સમજે પણ અમુક શબ્દો અને વચનો ફરીફરી સાંભળવાથી તેઓ એથી પરિચિત થયા હતા. અંતિમ ઘડીએ મૂળ ગીતાના સ્વર પિતાને કાને પડે છે એટલો સંતોષ મારે માટે પૂરતો હતો.

### જીવનનું રહસ્ય

પણ મૃત્યુની સાક્ષીમાં આખી ગીતા એક છેડેથી બીજે છેડે સુધી વાંચી જતાં ગીતાનો સમગ્ર બોધ મારા હૃદયમાં જે ઊતર્યો તે મારા જીવનનો સર્વોચ્ચ લહાવો હતો. મૃત્યુની સાક્ષીમાં જ જીવનનું રહસ્ય હૃદયસ્થ થતું હશે?

ડૉ. શિરગાંવકર અમારા આખા કુટુંબના બે પેઢીના ડૉક્ટર. અમારા સમાજના અસંખ્ય ઘરના આરોગ્યની હાલતના એ નિરીક્ષક અને સલાહકાર. એણે જ્યારે કહ્યું કે હવે તમારા પિતાશ્રીની જીવવાની કશી આશા નથી, ગમે તે ક્ષણે અંતિમ ઘડી આવશે; તમારે મનની તૈયારી રાખવી; ત્યારે ગીતાભ્યાસી મને કશી તૈયારી કરવાપણું હતું જ નહીં. પિતાશ્રીની વિગતે સેવા અને મનનું સ્વાસ્થ્ય બેની ચિંતા મને હતી. બાકી સગાંવહાલાં આવે અને જાય. પિતાની આખી જિંદગીનો સાર કાઢી વખાણ કરે. બનેલા જૂના બનાવો યાદ કરી જીવન કેટલું વ્યર્થ છે એના 'મોઢે કરેલા સિદ્ધાંતો' બોલી બતાવે. સલાહ આપનારા સલાહ આપે, પ્રશ્નો પૂછ-નારા પ્રશ્નો પૂછે. મારી આગળ તો પિતાશ્રી, હું અને ગીતા એ ત્રણ જ તત્ત્વો હતાં. આ રીતે સન ૧૯૧૦ના ઑક્ટોબરની તા. ૨૫મી ઊગી અને પિતાશ્રીએ ધીમે ધીમે આ દુનિયામાંથી પોતાના પ્રાણ ખેંચી લીધા.

### એક હૈયાનાં બે મન

મારા હૈયામાં તે વખતે બે મન કામ કરતાં હતાં. જન્મ અને મૃત્યુ બંને જેનાં અદ્‌ભુત અને અકળ પાસાં છે એ જીવન શી વસ્તુ છે? અને પંચોતેર વર્ષ સુધી પિતાશ્રીએ જીવન જીવીને અને પુરુષાર્થ કરીને સમાજને શું આપ્યું અને સાથે શું લઈ ગયા? જીવન-પરંપરામાં તેઓ કેટલાં પગથિયાં અત્યાર સુધીમાં ચઢ્યા અને હવે ભગવાન એમની આગળ કેવાં કેવાં પગથિયાં રજૂ કરવાના હશે એના વિચારો મનમાં આવતા હતા. એમની પાસેથી જે ઈશ્વરનિષ્ઠા મેં મેળવી એનાં કેટલાં કેટલા રૂપાંતરો થયાં અને એ જ ક્ષેત્રમાં અમે પિતાપુત્રે કેવું સહચિંતન કર્યું એનો આખો ચિતાર મારી નજર આગળ સ્પષ્ટ થયો હતો.

બીજી બાજુ, મારી મા પાસેથી મને જે વ્યવહારનિષ્ઠા મળી હતી તેને આધારે હું વિચાર કરવા લાગ્યો કે મુખ્યત્વે ભાઈઓ, વિધવા ભાભીઓ અને ગૌણપણે નજીકના અને દૂરનાં સગાંવહાલાં શું વિચારતાં હશે? એમાં પરિસ્થિતિ સુધારવા માટે મારે શું શું કરવું જોઈએ એનો પણ વિચાર કર્યા વગર છૂટકો ન હતો.

ઘરની ખેતી, ગાયબળદવાળી ગૌશાળા, લેવડદેવડ, બધી વાતોનો વિચાર કરવો પડયો. એમાં મોટાભાઈને સગવડભર્યો વિચાર સૂઝયો. જ્યાં જ્યાંથી લેણાં હતાં ત્યાં બધે જઈને ભાઈએ વસૂલ કર્યાં. મોટી ભાભીએ ગાયો અને બળદો વેચી નાખી આવક હસ્તગત કરી. જે સ્વાભાવિક દેણાં હતાં તેની જવાબદારી મને સોંપી દીધી અને પોતે નોકરીએ હાજર થયા. મારી વ્યવહારનિષ્ઠાએ મને એક કેન્દ્રીય વિચાર સુઝાડયો કે ગમે તે થાઓ, દુનિયામાંથી એકે માણસ કહી ન શકે કે 'ડોસા ચાલ્યા ગયા અને અમારાં લેણાં એમના તરફથી ન મળ્યાં એટલે અમે ખોટમાં આવ્યા.' મારાથી બની શકે તે બધી મહેનત કરી લોકોનાં દેણાં મેં ચૂકવી દીધાં અને પછી જ હું વડોદરા ચાલ્યો ગયો.

આ તો સામાન્ય પરિસ્થિતિની મેં વાત કરી પણ તે દિવસની સ્મશાનયાત્રાનો અનુભવ મારે નોંધ્યે જ છૂટકો.

## છીછરું સાન્ત્વન

પિતાશ્રીનો દેહાન્ત થયો મારા વચલા ભાઈ નાનાના ફોટોગ્રાફિક સ્ટુડિયોમાં, એટલે કે બેલગામના કૅન્ટોન્મેન્ટમાં. અમે કાલેલકરો તો પાસેના શહેર શાહપુરના રહીશ. અમારું સ્મશાન શાહપુરથી પણ પેલી પાર. વડગાવ આનગોળની દિશાએ. પિતાશ્રીનો દેહાન્ત બપોરે થયો હશે. મેં સાઇકલ પર જઈને શ્રી ગુણાજીને ખબર કરી અને કહ્યું, "મારાથી બીજું કશું થઈ ન શકે. તમે સગાંવહાલાંને સંદેશા મોકલો અને આગળની બધી વ્યવસ્થા કોકને સોંપી દો." સાંજ પડતાં પહેલાં સગાંવહાલાં આવવા લાગ્યાં. એ લોકો લોહીસંબંધથી નજીકના અને તેથી જ પ્રેમસંબંધથી દૂરના. વિવેકસર દુઃખ બતાવવાનું અને સાન્ત્વના આપવાનું પતાવ્યા પછી સ્મશાનયાત્રાની શરૂઆત થાય ત્યાં સુધી અંદર અંદર ટોળટપ્પાં વિનોદ મશ્કરી કરવા લાગ્યા. મારે એ બધા વાતાવરણના સાક્ષી થવું પડયું, એટલામાં મારા સસરા આવી ગયા. તેમણે સાચી લાગણીથી મારી દયા ખાધી. "આટલી નાની ઉંમરે તમારા માથા પરનું શિરછત્ર દૂર થયું. ભવિતવ્યતાની કેટલી કઠોરતા!" (મેં મનમાં કહ્યું, "પિતૃસુખ કોને નથી જોઈતું? પણ સૌથી નાના છોકરાને પિતાશ્રીનો સહવાસ પચીસ વર્ષ મળ્યો એને હું ભાગ્યની કઠોરતા ન માનું." અને મનમાં જ મેં ઉમેર્યું, "તમારી દીકરી સાથે તમે મને પરણાવ્યો અને એણે મને એક પુત્ર આપ્યો છે. આમ હું પોતે પિતા થયા પછી માથા પરનું શિરછત્ર ચાલી ગયું એવી મારાથી રાવ કેમ ખવાય? દુઃખ છે પણ તે દુઃખ ગળી જવાનું ડહાપણ પણ વ્યવહારે અને અધ્યાત્મે આપેલું છે. એટલે તમારું સાન્ત્વન જ છીછરું જણાય છે.")

હવે બેલગામ કૅન્ટોનમેન્ટથી અર્થી ઉપાડીને ત્રણેક માઈલ ચાલતા જવાનું. અર્થી તો સગાવહાલાંએ જ ઉપાડવાની હોય છે, એમાં ન ચાલે બીજી ન્યાતના લોકો અને ન ચાલે કોઈ નોકરો. અગ્નિનું માટલું લઈને હું આગળ ચાલ્યો. સગા-વહાલા અર્થી લઈને સાથે સાથે ચાલ્યા. હું બિચારાઓની દયા ખાતો હતો અને

તેઓ થાક ઉતારવા અંદર અંદર ટોળ – મશ્કરી કરતા હતા. એટલું અસંસ્કારી વાતાવરણ! પણ સામાજિક પરિસ્થિતિની તકરાર કોની આગળ કરાય? મનમાં સંમિશ્ર ભાવો સેવતો રહ્યો.

અમે ઘમટાચા માળ્ (હનુમાનની ટેકરી) તળેના સ્મશાનમાં પહોંચી ગયા. અને જે ઠેકાણે બે વર્ષ પહેલાં માતુશ્રીને પધરાવ્યાં હતાં તે જ ઠેકાણે પિતાશ્રીની ચિતા તૈયાર કરી.

### છેલ્લી વિધિ

અંત્યસંસ્કાર માટેના પુરોહિતો અને બીજા તજ્જ્ઞ લોકો અનુભવી અને હોશિયાર હોય છે. બધું કામ વ્યવસ્થિત અને વખતસર કરી નાખે છે. ચાર પૈસા ઓછા કે વધારે ખર્ચો, પણ બીજી કશી ચિંતા કરવી નથી પડતી. મેં પુરોહિતને કહ્યું, “પિતાશ્રીના શરીરને અગ્નિદાહ દેવાની જવાબદારી મારી છે. સનાતન રિવાજ પ્રમાણે પિતાની આ છેલ્લી સેવા કરવાનો અધિકાર પુત્રોમાંથી જ્યેષ્ઠ અને કનિષ્ઠનો જ હોય છે. મોટાભાઈ આજે હયાત નથી. સૌથી નાનો હું છું.” પુરોહિતે તરત સંમતિ દર્શાવી.

રિવાજ પ્રમાણે ચિતા પર શરીર ગોઠવ્યા પછી અને ઉપર પણ લાકડાં અને છાણાં ઢાંકયા પછી અગ્નિનો પ્રારંભ કરાય છે. પગ તરફથી મંત્ર બોલીને પ્રારંભ થાય છે. અગ્નિની જવાળા પગની બાજુથી પ્રારંભ કરી ધીમે ધીમે શિર તરફ પહોંચી જાય છે. એમાં ઠીક ઠીક વખત જાય છે, માથાની ખોપરી સુધી અગ્નિ પહોંચે એટલે ફાડ જેવો અવાજ કરી ખોપરી ફૂટી જાય છે. એ અવાજ સંભળાતાંવેંત સગાવહાલા અને ડાઘુઓને જવાની છૂટ. ચિતા તો બીજે દિવસે પણ સળગતી રહે છે. સ્મશાનવાળા નોકરો એ બધું સાચવે છે.

### સ્મશાનભૂમિમાં ચિંતન

સગાવહાલા ગયા અને મને હાશ થઈ! પિતાનું શરીર તો મેં મારે હાથે અગ્નિને અર્પણ કર્યું. એ શરીર તો ફરી જોવાય એમ હતું જ નહીં. મને ત્યાંથી ખસી જવાનો આગ્રહ કોણ કરી શકે? એક વાર મૃત્યુના સાન્નિધ્યમાં પિતા આગળ ગીતા વાંચી હતી. લગભગ આખી રાત ચિતાગ્નિના સાન્નિધ્યમાં પિતાનું ચિંતન કર્યું. પિતાશ્રી એમના જમાનાના આદર્શો સાચવનારા એક સામાન્ય સજ્જન. કોઈ મોટો આદર્શ એમણે પોતા આગળ રાખેલો નહીં. પણ ઈશ્વરની નિષ્ઠામાંથી એમણે જોઈતું પ્રોત્સાહન અને સંતોષ મેળવ્યાં હતાં. જ્યાં ગૃહસ્થાશ્રમ છે ત્યાં ઘરના કજિયાકંકાસ, મતભેદ અને મનદુઃખ રહેવાનાં જ. એનો પણ પૂરતો ફાળો પિતાશ્રીને મળ્યો હતો. મનદુઃખ વધે એટલે તેઓ મને અંગત કાગળ લખે. એમાંય લોકોનાં આખાં નામો ન લખે. નામોના આદ્યાક્ષર લખે. અતિ ગૂઢ વાત લખવી હોય અથવા મનનો ઉદ્વેગ બહાર કાઢવો હોય તો એટલો જ ભાગ અંગ્રેજીમાં લખતા. પ્રથમ મને એનું આશ્ચર્ય થતું. પાછળથી વિચાર કર્યો કે જો પિતાશ્રીને

સંસ્કૃત ભાષાનું મૌન તો પોતાની આત્માભિમુખ અથવા ગૂઢ વાતનો એટલો ભાગ એમણે સંસ્કૃતમાં લખ્યો હશે. ગૂઢ ભાવો વ્યક્ત કરવા માટે સામાન્ય જનોની ફક્ત ભાષા કેમ વપરાય એ જાતની ભાવના સાર્વત્રિક હશે. મેં જોયું કે વિલાયતના વિદ્વાનો પોતાના કાગળોમાં ગૂઢ ભાવો માટે આજે પણ લૅટિન અથવા ગ્રીક ભાષા વાપરે છે.

લગભગ આખી રાત પિતાશ્રીના જીવનને તટસ્થપણે યાદ કરી અને છેલ્લે પોતાના વિચારોની એમના મન પર અને એમની લાગણી ઉપર જે સુંદર અસર થઈ હતી તે યાદ કરી. મને સંતોષ થયો કે એક સામાન્ય જીવનનો અત્યંત ઊર્ધ્વ-ગામી અંત થયો ખરો.

### એક જ સંતોષ

મારો ખાસ સંતોષ તો માતુશ્રીના ગયા પછી પિતાશ્રીને સાચવવાનો. એમને ગમે એવો આહાર ખવડાવવાનો લહાવો મને મળી ગયો એ ઈશ્વરની મોટી કૃપા. (દીર્ઘકાળના અનુભવથી મેં નોંધ્યું હતું કે પિતાશ્રીને આખી રસોઈ મનગમતી હોય તો ભોજન પૂરું થાય ત્યાં સુધી વચમાં પાણી ન પીએ. એક પણ વસ્તુ ન ગમે એવી હોય તો અચૂક લોટામાંથી થોડુંક પાણી લઈને પી જવાના. એમણે પાણી પીધું કે સામે બેઠેલો હું પૂછવાનો જ કે આજે શું ન ગમ્યું? પ્રથમ પ્રથમ સંકોચ-ની કહેતા, 'કાંઈ નહીં, બધું સારું જ છે.' પણ મેં મારા દીર્ઘ નિરીક્ષણની વાત કરી. એટલે પછી ખુલ્લે મને જે ન ગમ્યું હોય એ કહી દેતા.)

મારી તો એક સાધના જ હતી કે પિતાશ્રીને ગમે એવું જ હાથે રાંધીને ખવડાવવું. ધીમે ધીમે મને ફાવી ગયું અને પિતાશ્રી પાણી ન પીએ એટલે મને સારું સર્ટિફિકેટ મળી જતું. માની ગેરહાજરીમાં પિતાજીની આટલી સૂક્ષ્મ સેવા કરવાની તક મળી એનો આનંદ, એનો સંતોષ અને ધન્યતા આજે પણ હું ભૂલ્યો નથી. એની યાદ પણ સુખકર છે.

## ૧૦. આશ્રમે જેનો પડોશ શોધ્યો

મારાં માતપિતાનાં શરીરોને જ્યાં અગ્નિ-નારાયણને અર્પણ કર્યાં એ સ્થાનને જેમ હું ભૂલી ન શકું તે જ પ્રમાણે સહધર્મચારિણી પત્નીના શરીરને જ્યાં અગ્નિ-સાત્ કર્યું એ સ્થાનને પણ ભૂલી ન શકું. અને એ સ્થાન તો ગાંધીજીના આશ્રમ પાસે પુણ્યસલિલા સાબરમતીને કિનારે. કેટલાક અન્ય આશ્રમવાસીઓને પણ અમે ત્યાં મૂકી આવેલા, એટલે એ સ્થાન સાથે અનેક ભાવનાઓ સંકળાયેલી છે. અમદા-વાદના લોકો એ સ્થાનને દૂધેશ્વર મહાદેવને નામે ઓળખે છે કેમ કે એ ઠેકાણે દૂધગંગાનો અને સાબરમતીનો સંગમ છે અને એ સંગમના દેવતા 'દૂધેશ્વર મહા-દેવ'નું મંદિર પણ ત્યાં જ છે.

અમારા આશ્રમ વિશે લખતાં એની એક બાજુ દૂધેશ્વર મહાદેવવાળું સ્મશાન છે એનો ઉલ્લેખ મેં કર્યો હતો તે આ ક્ષણે યાદ આવે છે. જેલ-અનુભવની મારી ચોપડી 'ઓતરાતી દીવાલો'ના પ્રવેશકમાં મેં લખ્યું હતું: "ગાંધીજીએ આશ્રમને માટે સ્થાન સરસ પસંદ કર્યું છે. ઉત્તર તરફ સાબરમતી જેલની દીવાલો દેખાય છે, જ્યારે દક્ષિણ તરફ દૂધેશ્વરનું સ્મશાન છે. સામી બાજુ શાહીબાગથી માંડીને એલિસબ્રિજ સુધી પથરાયેલાં અમદાવાદનાં ભૂંગળાં દેખાય છે, જ્યારે પાછલી બાજુ વગડા સિવાય કશું જ નથી. આવે ઠેકાણે રહ્યા પછી ચારે તરફ કુતૂહલથી નજર ગયા વગર શી રીતે રહે? વખત મળે એટલે રખડીએ. આસપાસની બધી સીમ જોઈ, પણ પેલી (જેલની) ઓતરાતી દીવાલોની અંદર શું છે અને સ્મશાનને પેલે પાર શું છે એનો જવાબ મળવો સહેલ ન હતો. સરકારની કૃપાથી એક સવાલનો જવાબ મળ્યો. બીજા સવાલનો જવાબ ઈશ્વરની કૃપા થાય ત્યારે!"

સ્મશાન જોયા પછી માણસનું આગળ શું થાય છે એ વિચાર મનમાં ઊઠવાનો જ. હું માનું છું કે સ્મશાનનું મુખ્ય આકર્ષણ એ જ છે.

કોણ જાણે કેમ જ્યાં બે નદીઓનો સંગમ થાય છે—બે જીવનપ્રવાહ એકઠા થાય છે એવાં સ્થાનો અને એવા પ્રસંગોનું મહત્ત્વ તમામ માણસજાત માટે અનેરું હોય છે. ગંગા અને યમુના એ ભારતીય સંસ્કૃતિપ્રવાહની મુખ્ય ધારાઓ. એમનો સંગમ જ્યાં થાય છે ત્યાં સરસ્વતી પણ હાજર છે એવી કલ્પના કરીને પ્રયાગ-રાજને આપણે સૌથી પવિત્ર સ્થાન માન્યું છે, અને તેથી જ એ ઠેકાણે આપણે એક સ્મશાન પણ સ્થાપ્યું છે. શ્રાદ્ધ કરવા પણ ખાસ ત્યાં જઈએ છીએ. એ સ્થાન વિશે લખવું જ છે. પણ તે પહેલાં ઘર આગળના (આશ્રમ આગળના) પ્રયાગ પાસે આવેલા સ્મશાન વિશે પ્રથમ લખવું એ સારું.

ગાંધીજીનો સત્યાગ્રહાશ્રમ જોતજોતામાં આખા દેશમાં વિખ્યાત થયો. ત્યાંના વાતાવરણનો અને સંસ્કારોનો લાભ મેળવવા માટે કેટલાયે લોકો આશ્રમમાં આવી રહેવા લાગ્યા. નદીકિનારે રહે તે નાહવા માટે નદીનો પ્રવાસ પસંદ કરે જ. (સંસ્કૃત કવિઓએ પ્રયાગના લોકોનો અપવાદ નોંધી રાખ્યો છે. "लोकः प्रयागवासी कूपे स्नानं समाचरति" એ અપવાદ ભૂલીએ નહીં.) દર વર્ષે ચોમાસા સાથે સાબરમતીમાં રેલ આવે જ. તે વખતે આશ્રમમાં રહેતા લોકોને સખત ચેતવણી આપવી પડતી કે ગમે તે ક્ષણે સાબરમતીમાં ઘોડાપૂર શું હાથીપૂર પણ આવે. માટે પ્રારંભના દિવસોમાં નદીમાં કોઈ નાહવા ન જાય.

તોફાની નદીમાં નાહવા ઊતરવાનું જોખમ જુવાનોના મન પર ઠસાવવા માટે પ્રાર્થનાપ્રવચન પછી મેં કહેલું, "અમારી ચેતવણીની અવગણના કરી જો તમે નદીમાં પડશો તો સાબરમતી કશી દયા ખાધા વગર તમને દૂધેશ્વર મહાદેવને સોંપી દેશે. તમને ત્યાં સુધી ઊંચકી લઈ જવાની મહેનત પણ કોઈને કરવી નહીં પડે." અને ભવિતવ્યતાની શી લીલા! એક વખતે અક્ષરશઃ એવો જ પ્રસંગ બન્યો. ચોમાસામાં નહીં પણ ઉનાળાના દિવસોમાં.

અમારા વાલજીભાઈને પોતાની મા સાથે અમદાવાદ જવું હતું. દૂધેશ્વર મહાદેવ પાસેનો આરો ઓળંગી વૉટર-વર્કસ(water-works)ને રસ્તે અમદાવાદ સીધા જવાય છે. બંને જણાં ચાલ્યાં. વાલજીભાઈ આગળ આગળ ચાલે. માજી પાછળ પાછળ આવે. નદી ઓળંગી અને માજીને ચક્કર આવ્યાં હશે. વાલજીભાઈને બૂમ પાડી ત્યાં ને ત્યાં બેસી ગયાં. બેસી ગયાં શું, ઇહલોક છોડીને ચાલ્યાં ગયાં!

બિચારા વાલજીભાઈને આશ્રમમાં આવી અંત્યવિધિની બધી તૈયારી કરવી પડી. પણ માજીને ઊંચકીને સ્મશાન સુધી લઈ જવાની વાત હતી જ નહીં. સ્મશાન સુધી પોતાને પગે ચાલીને છેલ્લી યાત્રા તમામ કરી હોય એવા લોકો દુનિયામાં કેટલા હશે?

અને તેથી જ વાલજીભાઈની બાનું અને સાબરમતીના દૂધેશ્વર મહાદેવવાળા સ્મશાનનું સ્મરણ હૈયામાં કાયમનું કોતરાયેલું રહ્યું છે.

બે નદીઓના પ્રવાહોનો સંગમ એ તો મારી કવિકલ્પનાને પતિપત્નીના વિવાહ જેવો લાગે છે. બે ભિન્ન ખાનદાનના પોતપોતાના સંસ્કારો લઈ આવી પતિપત્ની એકબીજામાં ઓતપ્રોત થાય છે અને એમાંથી નવી સંગમસંસ્કૃતિ ઉપજાવી માનવતાના મહાસાગરને એની ભેટ આપે છે. જો કોઈ નક્કી કરે કે વિવાહવિધિ તો બે નદીઓના સંગમ ઉપર જ થાય તો એવી સૂચનાનું ઔચિત્ય હું વધાવી લઉં. પણ બે નદીઓનો સંગમ એ અત્યંત પવિત્ર સ્થાન છે એટલા માટે માણસનું શરીર બાળવા માટે ત્યાં લઈ જાય, અથવા બીજે ક્યાંક બાળ્યું હોય તો એનાં હાડકાં પધરાવવા માટે સંગમના તીર્થ પાસે લઈ આવે એનું ઔચિત્ય મારા ધ્યાનમાં આવતું નથી. માણસ પગપાળા યાત્રા કરે, બે નદીઓનો સંગમ જોઈ સંસ્કૃતિ-સમન્વયનું ચિંતન કરે અને એ ઠેકાણે સ્નાન કરી સંગમેશ્વરનું ધ્યાન કરે એમાં એનો પુરુષાર્થ છે. પુરુષાર્થ એટલે જ પુણ્ય. એ એને જરૂર મળવાનું.

પણ મરી ગયેલાના શબને ઊંચકીને લોકો સંગમ ઉપર લઈ જાય, અથવા એનાં હાડકાં ત્યાં સુધી પહોંચાડે તો એનું પુણ્ય મરનારને શી રીતે મળે એ મારી કલ્પનામાં પણ આવતું નથી. મરેલાનું શરીર પૃથ્વીના પેટમાં પધરાવી દઈએ, અથવા અગ્નિને અર્પણ કરીએ, અથવા માંસાહારી પ્રાણીઓને ખવડાવીએ, અથવા એથીયે સારું વૈદકની દૃષ્ટિએ સંશોધન કરનાર વ્યક્તિઓને કે સંસ્થાઓને સોંપી દઈએ એ સમજાય એવી વસ્તુ છે. પણ માણસનાં હાડકાં અને એની ચિતાની રાખ સંગમમાં ફેંકી દેવાથી મરનાર માણસોને પુણ્યના અધિકારી કરી શકાય છે એ કેમ કરીને માન્યામાં નથી આવતું.

# ૧૧. સ્મશાનરાજ પ્રયાગ

અમને નાનપણમાં કહેતા હતા કે ઘરમાં નખ ન કપાય. હજામતના વાળ ઘરમાં ન પડવા જોઈએ. જ્યારે અમે પૂછતા કે 'આટલા આગ્રહ શા માટે?' ત્યારે જવાબ મળતો, "માણસના શરીરના એ અવશેષો ક્યાંકથી ઊડીને પેટમાં જાય તો મનુષ્યનું માંસ ખાવા જેટલું જ ભયાનક અભદ્ર આચરણ થાય. માણસ જેવા માણસના શરીરમાંથી નીકળી પડેલા નખ અને વાળ પેટમાં જવાનો સંભવ પણ ટાળવો જોઈએ."

વાત ગળે ઊતરી. આટલી સાવચેતી બરાબર છે એમ મનની ખાતરી થઈ. અને તેથી આપણા પૂર્વજો જેટલી જ ચીવટથી હું નખ અને વાળ વિશે ખૂબ સાવચેતી રાખવા લાગ્યો. તે વૃત્તિ આજે પણ તેટલી જ સજાગ કામ કરે છે.

ધર્મનો આવો સૂક્ષ્મ ખ્યાલ મનમાં દૃઢ થયા પછી જ્યારે [સાંભળ્યું કે લોકો માણસનાં મડદાં ઊંચકીને નદીકાંઠે લઈ જાય છે, ત્યાં લાકડાં અથવા છાણાંના ઢગલા વચ્ચે શબ રાખી એને બાળી નાખે છે, ત્રણ દિવસ એ ચિતાને બળવા દઈ એને ઠંડી કર્યા પછી એમાંથી, હાડકાં હાડકાં વીણીને અલગ કરે છે અને ચિતાની રાખ અલગ કરે છે, આવાં હાડકાં તો ભાગ્યશાળીના વંશજો પ્રયાગ લઈ જાય છે અને ત્યાં ગંગા-યમુના-સરસ્વતીના સંગમ જેવા અત્યંત પવિત્ર સ્થળે પ્રવાહમાં નાખી દે છે. ચિતાની રાખ તો નજીકના નદીના પ્રવાહમાં અને નદી ન હોય તો એકાદ તળાવના પાણીમાં નાખી દે છે, ત્યારે એ બરાબર છે કે નથી એની ગડમથલ મનમાં ચાલી.

આદરણીય સગાંવહાલાંનાં શરીરનાં હાડકાં અને એની રાખ અત્યંત પવિત્ર ઠેકાણે વિસર્જન કરવાં જોઈએ એ વાત ગળે ઊતરી. પણ એ જ પવિત્ર સ્થાને નદીનું પાણી લઈ આચમન અથવા પ્રાશન કરવાનો વિધિ પણ બતાવેલો છે. ત્યારે જે પાણીમાં હાડકાંના સૂક્ષ્મ કણો હોવાનો સંભવ છે તેવું પાણી માણસ ગળે ઉતારવા તૈયાર થાય એ કેટલું વિચિત્ર! એમ લાગવાથી એ રિવાજની યોગ્યતા કેમે કરીને ગળે ઊતરે નહીં. રાખ અને હાડકાં પીવાના પાણીના પ્રવાહમાં નખાય જ કેમ એ જાતની શંકા અને વાંધો મનમાં બેસી ગયેલાં.

જ્યારે જ્યારે કોઈ નદીને કિનારે અને ખાસ કરીને બે નદીના સંગમને ઠેકાણે સ્મશાનો આવેલાં જોઉં છું ત્યારે ત્યારે એ વિચાર અને વાંધો મનમાં ઊઠ્યા વગર રહેતા નથી.

મને થતું કે આવો વિચાર મને એકલાને જ કેમ ઊઠ્યો? હજારો અને કરોડો હિંદુઓ જમાનાઓ થયા 'નદીના પ્રવાહનો આવો ઉપયોગ કરવો તે દુરુપયોગ છે' એ કેમ નહીં સમજતા હોય?

જ્યારે મહાત્માજીના દેહાન્ત પછી એમના શરીરનાં હાડકાં અને રાખ ઠેકઠેકાણે વિસર્જન કરવાની વાત નીકળી ત્યારે મહાત્માજીના નાના દીકરા દેવદાસે એ જ સવાલ મારી આગળ ઉઠાવ્યો. મને પૂછ્યું, "પવિત્ર જળને આમ અપેય કેમ કરતા હશે?" મેં બધી વાત એમની આગળ કરી અને નાનપણથી સેવેલી મારી શંકા મેં એમની આગળ વ્યક્ત કરી.

જે લોકો સમુદ્રકિનારે રહે છે તે લોકો તો મડદું બાળવાનું કામ સમુદ્રકિનારે પસંદ કરેલી એક જગ્યાએ જ કરે છે. કોક કોક ઠેકાણે આવાં સ્મશાન માટે એવી જગ્યા પસંદ કરે છે કે સમુદ્રમાં ભરતી આવે એટલે સમગ્ર ચિતા-ભસ્મ સમુદ્રના પાણીમાં એની મેળે પહોંચી જાય છે. (કેટલાક લોકો મડદાં બાળ્યા વગર માછલાં માટે સમુદ્રમાં ફેંકી દે છે.)

આ વાત જ્યારે મેં પહેલવહેલી સાંભળી ત્યારે એક સંસ્કૃત વચન એની મેળે મોઢામાંથી નીકળ્યું, समुद्रास् तृप्यन्तु । કોકે પૂછ્યું, "તમે એ શું બોલ્યા?" મેં કહ્યું, "એ વાક્યનો અર્થ થાય છે 'અમે જે હાડકાં અને રાખ અર્પણ કરીએ છીએ તેથી બધા સમુદ્રો તૃપ્ત થાઓ.' દરેક દાનને અંતે આમ જ બોલાય છે. જેમ કે ब्राह्मणास् तृप्यन्तु । देवास् तृप्यन्तु । ઇત્યાદિ. આપણાં શાસ્ત્રો કહે છે કે બધી નદીઓ સમુદ્રને જઈને મળે છે તેથી સમુદ્રના પેટમાં બધાં તીર્થો વસે છે. सागरे सर्व तीर्थानि ।"

હવે સમુદ્રનું પાણી કોઈ પીવા જાય નહીં, એટલે હાડકાં, રાખ, જે કાંઈ એમાં નાખે તેનો વાંધો નહીં. પણ મેં સાંભળ્યું (અને જોયું પણ) કે સમુદ્રની ભરતી-ઓટ હંમેશાં ચાલ્યા કરે છે. સમુદ્ર પોતાના પેટમાં હાડકાં રાખતો જ નથી. ભરતી વખતે આણીને કિનારે ફેંકી દે છે અને ઓટ વખતે હાડકાં ત્યાં ને ત્યાં છોડીને ફક્ત પોતાનું પાણી પાછું ખેંચી લે છે. આવાં હાડકાં સમુદ્રનાં માછલાંઓએ સાફ કરેલાં હોય છે. સમુદ્રના પાણીથી પણ તે સ્વચ્છ થયેલાં હોય છે એટલે હાથમાં લેતાં મનને કશો સંકોચ થતો નથી. આવાં હાડકાં મેં સૌથી પહેલાં કારવારના સમુદ્રકિનારે જોયાં હતાં. પછી તો સ્વદેશમાં અને પરદેશમાં જ્યાં જ્યાં સમુદ્રનો કિનારો જોયો ત્યાં ત્યાં માણસનાં અને કોક જ વાર જાનવરોનાં હાડકાં મેં જોયાં છે.

મારાં માતપિતાનાં અને બીજાં સગાંઓનાં હાડકાં (હાડકાં શબ્દ ન વપરાય, ફૂલ કહેવું જોઈએ.) મેં અલ્લાહાબાદ પ્રયાગ પાસે ત્રિવેણી સંગમમાં પધરાવ્યાં છે. એમાં મુખ્ય વિચાર મરનારની ધાર્મિક લાગણીને માન આપવાનો જ હતો.

પ્રયાગની યાત્રાએ આખા દેશના લોકો આવે છે, તેથી જ એને પ્રયાગરાજ કહે છે. (યજ્ઞયાગ કરવા માટે જે ઉત્કૃષ્ટ સ્થાન તે પ્રયાગ કહેવાય છે. અને આવાં પ્રયાગોમાં જે સર્વશ્રેષ્ઠ સ્થાન તે પ્રયાગરાજ.) પ્રયાગરાજમાં એટલા બધા લોકો શ્રાદ્ધ કરવા અને અસ્થિવિસર્જન માટે આવે છે, અને ત્યાં પંડાઓના એટલા બધા તંબૂઓ ઊભા કરેલા હોય છે કે આખું સ્થાન એક ભૂંડા બજાર જેવું દેખાય છે.

અધૂરામાં પૂરું, સંસ્કારવિહીન પણ જન્મે બ્રાહ્મણ એટલા બધા લોકો દાન માગતા ફરે છે કે એ સ્થાન માટે યાત્રીઓની ઊંડામાં ઊંડી ભાવના પણ પવિત્રતાની લાગણી સાચવી ન શકે. એટલે હું તો જાણે આ બધું દૃશ્ય એક દુઃસ્વપ્ન છે એમ ગણીને પ્રયાગ પર કાલિદાસના શ્લોકો જ પાઠ કરું છું અને જાણે આકાશમાંથી ગંગા અને યમુનાનાં પાણી એકબીજામાં ભળવું કે ન ભળવું એનો નિર્ણય ઝટ ન કરતાં એ સંકલ્પથી રમત રમે છે એનું ચિત્ર નજર આગળ કલ્પનાની આંખે જીવતું કરું છું.

મારી સંસ્કૃતિએ પસંદ કરેલી સર્વશ્રેષ્ઠ સ્મશાનભૂમિ વિશે આ રીતે લખતાં ઘણો સંકોચ થાય છે, પણ એ જ સંસ્કૃતિમાં ઊછરેલા કરોડો હિંદુઓને અને હજારો બ્રાહ્મણોને પેઢી-દર-પેઢી જે જાતનું વાતાવરણ જાળવવાનું સૂઝ્યું તેને વિશેની લાગણી વ્યક્ત કરવામાં હું કોઈ દ્રોહ કરું છું એમ મને નથી લાગતું. આ સ્થિતિ સુધારવાની શક્તિ નવા જમાનાના લોકોમાં પ્રગટ થશે? કે એ સ્થાનની ઉપેક્ષા કરવામાં જ તેઓ સંસ્કૃતિની સેવા માનશે?

## ૧૨. ઈશ્વરને પણ શરમ આવે છે!

### (ધર્મધાની કાશીનાં સ્મશાન)

काश्यां तु मरणात् मुक्तिः । 'કાશીમાં મરણ આવવાથી જ મુક્તિ મળી જાય છે.' આવાં 'ઉત્સાહવર્ધક સસ્તાં ધર્મવચનો'ની હિંદુ સમાજ ઉપર અસાધારણ છાપ પડી છે. કેટલાયે લોકો જીવનના આખરી દિવસોમાં કાશી જઈ ત્યાં મરવાને લોભે આખો જન્મારો કમાણીમાંથી થોડી થોડી બચત કરી મુસાફરી માટે પૈસા ભેગા કરતા મેં જોયા-જાણ્યા છે. ધર્માચરણથી મળતા લાભોની (આને ફલશ્રુતિ કહેવાય છે) ગણના કરતાં આપણા ધર્મકારોએ કોઈ કાળે કંજૂસાઈ કરી નથી. ગમે તેટલાં પાપ કરો, બીજું કશું પ્રાયશ્ચિત્ત કરો કે ન કરો, બનારસમાં દેહ છોડયો તો બધાં પાપ ધોવાઈ જશે અને તમને કેવળ શિવલોક, વિષ્ણુલોક કે બ્રહ્મલોક નહીં પણ સીધી મુક્તિ જ મળી જશે!

બનારસમાં મુખ્ય બે સ્મશાનો મેં જોયાં છે. ત્યાં એટલાં બધાં મડદાં એક પછી એક આવે છે કે બધાંને બાળવા માટે પૂરતી જગ્યા મળતી નથી. જૂના વખતમાં મેં જોયું હતું કે નવાં આવેલાં મડદાં માટે જગા કરવા સારુ એક બળતું મડદું પૂરું બળ્યું ન હતું છતાં એને કાઢીને ગંગાના પ્રવાહમાં ફેંકી દીધું અને નવા ઉમેદવાર મડદાને એની જગ્યા ખાલી કરી આપી. આ થઈ મણિકર્ણિકા ઘાટની વાત.

કાશીનું બીજું સ્મશાન છે દશાશ્વમેધ ઘાટ પાસે. એ બાજુ બંગાળી લોકો

વધારે રહે છે. એ ઘાટ જોવા ગયો હતો ત્યારે એક જુવાન છોકરીનું અડધું બળેલું મડદું પાણીમાંથી તરતું ઘાટ પાસે આવેલું જોઈ એવી ચીતરી ચડી કે આખો દિવસ ખાવાનું મન ન થયું. આપણાં ધર્મસ્થાનો અને ત્યાંના પુરોહિત આદિ ધર્મસેવકો ધર્મને આટલો જુગુપ્સિત કેમ કરે છે એ સમજમાં નથી આવતું.

હું સનાતની હિંદુ છું. ધર્મ પ્રત્યે, આપણા જૂના સંસ્કારો પ્રત્યે, અને કેટલીક રૂઢિઓ પ્રત્યે મારા મનમાં હજીયે આદર છે અને તેથી જ સનાતન ધર્મના સંસ્કારોની અને રૂઢિઓની વિટંબણા જોઈ હૃદયમાં પાર વગરની વેદના અનુભવું છું.

### એ અનુભવ

મારા 'હિમાલયનો પ્રવાસ'માં એ જ મણિકર્ણિકા ઘાટ પાસેના 'ચક્રપુષ્કરિણી' તીર્થનો અનુભવ મેં લખ્યો છે તે અહીં ટાંકયા વગર રહી શકતો નથી.

"બીજે દિવસે અમે મણિકર્ણિકા ઘાટ પર નાહવા ગયા. ત્યાં ગંગાજીનું જ પાણી લઈને ગંગાજીને અભિષેક કર્યો. ત્યાંથી ચક્રપુષ્કરિણીના તીર્થ ઉપર આવ્યા. પાસે ઊભેલા એક ગંગાપુત્રે કહ્યું, 'આઈયે મહારાજ, સ્નાન કીજિયે.' મેં એને 'ના' પાડી. બુવા ચોંકી ગયા. એમણે પૂછયું, 'કેમ આ તીર્થનું માહાત્મ્ય જાણું નથી શું?' મેં જવાબ વાળ્યો, 'કેમ નહીં? એમાં એક વાર નાહવા પડયા પછી માણસને નરકમાં જવાનું રહેતું નથી.' બુવા સમજી ગયા, છતાં બુવાના કુતૂહલને તૃપ્ત કરવાને અમે તીર્થ પાસે ગયા. તીર્થ ઉપર આરસપહાણનો એક પથ્થર હતો. તેના ઉપર અંગ્રેજીમાં વિક્ટોરિયા રાણીનું નામ અને બીજું કાંઈક લખ્યું હતું. અને તીર્થમાં? પાંચ ફૂટ પહોળો અને પચીસ-ત્રીસ ફૂટ લાંબો એક ખાડો. પાણીનો રંગ અમે જોઈ શકયા નહીં, કારણ પાણી પર આ કુંડમાં રોજ નાહનાર હજારો યાત્રાળુઓના પરસેવાનો જાડો થર જામ્યો હતો. છતાં અમારી નજર આગળ સેંકડો યાત્રાળુઓ મરણ પછીનું નરક ટાળવા માટે એમાં હોંશે હોંશે ડૂબકી મારતા જ હતા. મને થયું કે ઈશ્વર શરમનો માર્યો આ લોકોને નરકવાસમાંથી માફી આપતો હશે. કેમ કે આ કુંડમાં સ્નાન કરનારને પણ સૂગ ચડે એવો કુંડ નરકમાં ઈશ્વર ક્યાંથી લાવે?"

આપણી સંસ્કૃતિની કસોટી જો વિદેશીઓ આપણાં તીર્થસ્થાનો ઉપરથી કરે તો આપણે વાંધો ઉઠાવી શકીએ ખરા? એક જણે બનારસ વિશે એક વાક્યમાં પતાવ્યું છે: It is a city of the dead and the dying. મરણના ઉમેદવારોની અથવા મરી ચૂકેલા લોકોની આ નગરી છે.

હિંદુ સંસ્કૃતિને સજીવન કરવા માટે, અંગ્રેજોના રાજ્યના દિવસોમાં, ભારે જહેમત ઉઠાવી આપણા પંડિત મદનમોહન માલવિયાજીએ કાશીમાં બનારસ હિંદુ યુનિવર્સિટીની સ્થાપના કરી. એ વિશ્વવિદ્યાલયના કાર્ય વિશે સહેજે આદર ઉત્પન્ન થઈ શકે છે, પણ આ યુનિવર્સિટીએ બનારસની જનતાના ધર્મજીવન ઉપર કશીયે

અસર કરી નથી. કોઈએ એ દિશામાં કોઈ પણ પ્રયત્ન કર્યા હોય તો તે પણ આપણે જાણતા નથી.

અન્યધર્મી લોકો પોતાનાં મરેલાં સગાંવહાલાંને અને ધર્મબંધુઓને સ્મશાનમાં લઈ જઈ દાટી દે છે પણ દરેક ઠેકાણે સ્મશાનભૂમિમાં ગાંભીર્ય વર્તાય છે. (પારસી-ઓ પોતાના મરેલા લોકોને જ્યાં પહોંચાડી દે છે તે સ્થાન આપણે જોઈ શકતા નથી એટલે ત્યાંના વાતાવરણ વિશે એ લોકોના મોઢેથી સાંભળેલી વાતો હું જતી કરું છું.)

### મંગલ વાતાવરણ

આપણે ત્યાં એક-બે ઠેકાણે સ્મશાનનું વાતાવરણ ગંભીર અને મંગલ બનાવવા-ના પ્રયત્નો મેં જોયા છે. પ્રયત્નો આવકારદાયક છે. પણ આદર્શમાં હજી સુધારા કરવા જેવા છે જ.

ત્યારે આપણે ત્યાં જ 'મરેલાના સંમેલનની ભૂમિ' પ્રત્યે આદર કે ગાંભીર્ય કેમ નથી? 'જન્મમરણની ઘટમાળ'માં માનનારા લોકોમાં મરણની બીક કેમ આટલી બધી ફેલાયેલી દેખાય છે?

ભારતનો આખો સનાતની હિંદુ સમાજ કાશીના મરણને વધાવી લે છે ત્યારે મૂળે કાશીમાં આટલી પવિત્રતા ક્યાંથી આવી? કાશીમાં હજારો વર્ષ થયાં સંત-સત્પુરુષો વસ્યા છે. ઋષિમુનિઓએ ત્યાં તપસ્યા કરી છે. હરિશ્ચંદ્ર જેવા રાજાએ પોતાના ચારિત્ર્યની કસોટી ત્યાં થવા દીધી. એકેશ્વરી કબીર જેવા સંતોએ ત્યાં રામભક્તિનો ઉત્કર્ષ સાધ્યો. આ બધાં કારણો ખરાં. પણ એ બધા લોકોએ કાશીની જગ્યા જ કેમ પ્રથમ પસંદ કરી એ સવાલ રહી જાય છે.

### બનારસ

એક વસ્તુ વિચારવા જેવી છે. રાજા ભગીરથ અને એના પૂર્વજોએ હિમાલય-માંથી ગંગાને બંગાળના ઉપસાગર સુધી લઈ જવાનો પુરુષાર્થ કર્યો. એ ગંગાનો પ્રવાહ કાં તો દક્ષિણ દિશાએ વહે છે અથવા પૂર્વ દિશાએ. આ પ્રવાહ બે-ત્રણ ઠેકાણે વળાંક લઈ 'ઉત્તર તરફ વહે છે' એ જોઈ ગંગાભક્તો આશ્ચર્યચકિત થયા અને એમણે ભૌગોલિક ચમત્કારવાળા એ બેત્રણ સ્થાનોને વિશેષ આકર્ષક તીર્થક્ષેત્રો બનાવ્યાં અને પછી એમની આસપાસ પૌરાણિક વાર્તાઓ જોડી દીધી. બનારસ એમાંનું એક સ્થાન છે. ત્યાં એટલા બધા સાધુસંતો ભેગા થાય છે, અને ધર્મપંડિતો સંસ્કૃત સાહિત્યનું અધ્યાપન ચલાવે છે કે બનારસ એ આપણી સનાતન ધર્મની સનાતન રાજધાની બન્યું છે. (જ્યારે હું દિલ્હીને હવે સ્વતંત્ર ભારતની પ્રજાધાની કહું છું ત્યારે મારે બનારસને રાજધાની નહીં પણ ધર્મધાની કહેવું જોઈએ. આપણા સનાતનીઓ સાથે જૈનો અને બૌદ્ધો પણ મારી આ સૂચનાને જરૂર આવકારશે.)

આટલા બધા પંડિતો, સંતો અને ધર્મકારો લોકજીવનની અસંસ્કારિતા દૂર કરવા માટે કેમ કશું કરતા નથી એ એક મોટું આશ્ચર્ય છે. હિંદુ સમાજને 'ધણી વગરનાં ઢોર' કહી બેસી જવું એ તો અનાસ્થાની પરમાવધિ થઈ. એક વિશાળ દેશના કરોડો હિંદુ જે સ્થાનને મરણ માટે અત્યંત પવિત્ર માને છે અને પસંદ કરે છે એટલું જ નહીં પણ વૃદ્ધાવસ્થામાં સેંકડો માઈલની યાત્રા કરી જ્યાં પહોંચી જાય છે તે સ્થાનમાં મરવા માટે સુંદર જગાઓ કેમ ઊભી નથી કરી કે જ્યાં માણસ ગંભીરપણે જીવનનું રહસ્ય સાંભળી પરલોકની તૈયારી કરી શકે, અને ઈશ્વરનું નામ સાંભળી આત્મચિંતનમાં લીન થઈ શકે?

અને બનારસમાં મરેલાઓનું વ્યવસ્થિત રીતે શબદહન કરવાની અને એ દરમિયાન જન્મમૃત્યુના રહસ્ય વિશે પ્રવચનો સાંભળવાની વ્યવસ્થા ઊભી કેમ ન કરે? બીજા ધર્મો સાથે અથડામણમાં આવી એમાં ફાવી જવા માટે સંગઠન કરવાનું જો આપણને સૂઝતું હોય તો આપણી નીતિ-વ્યવસ્થામાં સુધારો કરવાનું, આપણા સંસ્કારોમાં જરૂરી સંસ્કારિતા દાખલ કરવાનું અને મરણ સમયના પ્રસંગને છાજે એવું ગાંભીર્ય ઊભું કરવાનું આપણને કેમ ન સૂઝે? રચનાત્મક બુદ્ધિ અનેક રીતે ખીલવવાનો આજનો જમાનો છે. આપણાં સ્મશાનો પણ આપણે ભવ્ય, ગંભીર, આકર્ષક અને માંગલ્યપ્રેરક જરૂર કરી શકીએ. પ્રારંભ કરી દસવીસ પ્રયોગો અજમાવ્યા હોય તો જરૂર આપણી સંસ્કૃતિને અનુરૂપ એવાં ભવ્ય, ઉદાત્ત અને પવિત્ર મકાનો, સ્થાનો અને રિવાજો આપણે ઉત્પન્ન કરી શકીએ. કરવા માંડીએ તો બધું થઈ શકે.

## ૧૩. અમાનુષી વીરોનું સ્મશાન

આજે તો એવાં સ્મશાનો વિશે લખવાનો છું કે જેની કલ્પના મારા હજારો વાચકોએ પોતપોતાની જિંદગીનાં સેંકડો વર્ષોનાં સ્વપ્નાંમાં પણ ન કરી હોય.

જ્યાં મોટી મોટી લડાઈઓ થાય છે ત્યાં હજારો સૈનિકોની કતલ થયા પછી એમને ત્યાંથી ઊંચકીને પોતપોતાના ગામ સુધી લઈ જવું ક્યાંથી સહેલું હોય? એટલે અસંખ્ય મડદાં એકત્ર કરી યુદ્ધભૂમિ પાસે જ એમનો નિકાલ કરતા હશે.

(યુદ્ધમાં મરેલાને એ જ ઠેકાણે દાટવામાં અથવા બાળવામાં ઔચિત્ય રહેલું છે. પણ સગાંવહાલાંની લાગણી એ વાત નહીં માને. છત્રપતિ શિવાજીનો એક ઉત્તમ સેનાપતિ અને બાળપણનો સાથી તાનાજી માલુસરે અસાધારણ બહાદુરીથી મધરાતે સિંહગઢ ચઢયો. ત્યાં સવાર થતાંવેંત મોગલ સેનાના રજપૂત સેનાપતિ સાથે દ્વંદ્વયુદ્ધમાં એ લડયો અને વીરગતિ પામ્યો. જે ઠેકાણે એનું શરીર પડયું બરાબર એ જ ઠેકાણે એની કબર છે. અનેક વાર ભક્તિભાવથી એ કબરનું મેં દર્શન કર્યું

છે. પાછળથી જાણવાને મળ્યું કે તાનાજીના દેહનો અન્ત્યસંસ્કાર આ ઠેકાણે કર્યો ન હતો. જેને હું કબર માનતો હતો તે તો કેવળ શૂન્યચૈત્ય હતું. એને અંગ્રેજીમાં સેનોટાફ (cenotaph) કહે છે.

સાથીઓ તાનાજીનો દેહ સિંહગઢથી ઊંચકી એમને ગામડે લઈ ગયા. એટલે તાનાજીની ખરી કબર તો એમને ગામડે છે. સિંહગઢ પર નથી. લડાઈને અંતે બધા સૈનિકો માટે આમ ન જ થઈ શકે.)

કૌરવ-પાંડવો જ્યાં લડયા અને જ્યાં કેવળ લક્ષાવધિ સૈનિકોની જ નહીં પણ ભારતકાલીન સંસ્કૃતિની પણ હત્યા થઈ, એ કુરુક્ષેત્ર આપણું સૌથી મોટું સ્મશાન ગણાય. એ આખું સ્થળ પુણ્યભૂમિ મનાય છે. પણ આજે જો હું કુરુક્ષેત્ર જઈ આવું તો એનું વર્ણન મારી આ સ્મશાન-માલિકામાં દાખલ ન કરી શકું.

આપણા જમાનામાં આપણા જ દેશના ઉત્તર-પૂર્વના પ્રદેશમાં જેઓ બહાદુરીથી આકાશમાં લડયા અને લડતાં લડતાં જેમનો નાશ થવાથી જેમના દેહો એ પ્રદેશમાં ઠેકઠેકાણે વિખેરાયા એવા મનુષ્યેતર લડવૈયાની વાત આજે મારે કરવી છે.

છેલ્લા મહાયુદ્ધમાં જાપાને ઇંગ્લન્ડ, અમેરિકા વિરુદ્ધ લડવાનું નક્કી કર્યું અને એ યુદ્ધના જ એક ભાગ તરીકે એમણે હિન્દુસ્તાન ઉપર હુમલો કર્યો. ચીન-બર્માની દિશાથી જાપાનીઓ ચઢાઈ કરીને આવ્યા. અંગ્રેજ અને અમેરિકન લોકોએ આપણી બાજુથી એમનો સામનો કરવાની જબરદસ્ત તૈયારી કરી હતી.

બન્ને બાજુએ સારાં સારાં વિમાનો (હવાઈ જહાજો) હતાં. આકાશમાં લડે. જમીન પરથી પણ એમના ઉપર તોપના ગોળાઓ ફેંકી એમને સુવાડવામાં આવે. આમ આકાશ-યુદ્ધ કરનારાં અસંખ્ય હવાઈ જહાજો વીરગતિને પામ્યાં અને આખા પ્રદેશમાં વિખેરાઈ પડયાં.

યુદ્ધને અંતે આ વિમાનોનાં કોક ઠેકાણે હાડકાં પડયાં હોય. કોક ઠેકાણે પાંસળાં પડયાં હોય. કોક ઠેકાણે મોટી મોટી પાંખો અથવા પૂંછડીઓ પડી હોય. એનું શું કરવું?

તે વખતની વિલાયતી ભારત સરકારે હવાઈ જહાજના અવશેષો ભેગા કરી એમનો અંત્યવિધિ કરવાનો ઠેકો કોઈ મારવાડી ભાઈને આપ્યો હશે. એણે પોતાના માણસો મોકલી હવાઈ જહાજોના અવશેષો જ્યાં મળ્યા ત્યાંથી ઠેકઠેકાણે ભેગા કર્યા.

મહાયુદ્ધને અંતે જ્યારે હું આસામ બાજુ મુસાફરીએ ગયો હતો ત્યારે મેં એક-બે ઠેકાણે હવાઈ જહાજનાં સ્મશાનો જોયાં હતાં. એમાંનું મુખ્ય સ્મશાન બ્રહ્મપુત્રાને ઉત્તર તીરે બાણાસુરની રાજધાની શોણિતપુર (જેને આજકાલ તેજપુર કહે છે) પાસે જ જોયાનું સ્મરણ છે. સૈનિકોનાં ઘાયલ શરીરો તો મેં જોયાં છે પણ સૈનિકોના મૃતદેહોને એકત્ર થયેલા જોયા નથી, પણ અહીં લડાયક વિમાનોના અવશેષોનું સ્મશાન જોઈ મનમાં એક ઊંડો વિષાદ છાઈ ગયો. માણસનાં મડદાં

જો આટલી સંખ્યામાં એકત્ર પડ્યાં હોત તો એમાંથી ભયંકર દુર્ગંધ ફેલાઈ હોત. અહીં એવું કશું ન હતું. વિમાનોના નાનામોટા અવશેષો સૂર્યપ્રકાશમાં ચળકતા હતા અને પોતપોતાના વિકૃત આકારો તરફ ધ્યાન ખેંચતા હતા.

આવડો મોટો ભેદ હોવા છતાં સ્મશાન એટલે સ્મશાન. ત્યાં તો મનમાં વિષાદની ભાવના જ પ્રધાનતા ભોગવવાની. એટલે જ, જિંદગીમાં જોયેલાં સ્મશાનોનું સ્મરણ કરતાં તેજપુરનું આ વિમાની સ્મશાન અચૂક યાદ આવ્યું. પછી એનું પણ શ્રાદ્ધ કર્યા વગર ચાલે એમ હતું જ નહીં.

## ૨. કીડીઓનું સ્મશાન

હવાઈ જહાજોના સ્મશાન વિશે લખ્યા પછી એકાએક યાદ આવ્યું કે લગભગ પચાસ વર્ષ પહેલાં સાબરમતી જેલમાં નાનકડી લાલ લાલ કીડીઓનું એક સ્મશાન જોયું હતું. એનું વર્ણન અહીં જ કેમ ન આપી દઉં?

આકાશનાં વિમાન એ મનુષ્યની ભયાનક કિન્તુ નિર્જીવ કૃતિ. એમનાં હાડકાં જોઈને મનમાં જે વિષાદ પેદા થાય છે તે યુદ્ધના સંહારને કારણે, અથવા પોતાની જ કૃતિઓનો માણસ આમ નાશ કેમ કરતો હશે એ વિચારને કારણે.

એના કરતાં કીડીઓ ભલે સૂક્ષ્મ પ્રાણી હોય, પણ આપણાં જેવાં પ્રાણીઓ તો ખરી જ. એમનું સ્મશાન જોઈ ખરેખર સહાનુભૂતિનો વિષાદ મનમાં જાગવો જોઈએ. પણ જેલમાં જોયેલા કીડીઓના સ્મશાનને કારણે કશો વિષાદ મનને વળગ્યો ન હતો. ફક્ત એ લોકોની સમાજવ્યવસ્થા કેવી હશે, સ્વાસ્થ્ય-રક્ષાને માટે એ લોકો શું કરતા હશે એના જ વિચારો મનમાં આવ્યા હતા. એનું વર્ણન પિસ્તાળીસ વર્ષો પહેલાં લખેલી 'ઓતરાતી દીવાલો'માં લખ્યું છે તે જ અહીં આપી દઉં તો વિચિત્ર સ્મશાનોનું શ્રાદ્ધ પૂરું થશે.

એક દિવસ બપોરે મારી ઓરડી પાસે થઈને જતી કીડીઓની એક હાર મેં જોઈ. તેમની પાછળ પાછળ હું ચાલ્યો. કેટલીક કીડીઓ વૈતરાં કરનાર મજૂરો હતી, કેટલીક આગળપાછળ દોડનાર વ્યવસ્થાપકો હતી, જ્યારે કેટલીક તો વ્યાજ ઉપર જીવનાર શેઠિયાની પેઠે અમસ્તી જ આમતેમ ફરનારી હતી. થોડીક કીડીઓ રસ્તો છોડીને આસપાસના મુલકમાં શોધમાં જતી અને દૂર સુધી જઈ પાછી આવ્યા પછી કોલંબસ કે મંગોપાર્કની પેઠે પોતાની મુસાફરીનાં બયાન વ્યવસ્થાપકો આગળ રજૂ કરતી. મેં રોટલીનો ભૂકો કરી તેમના રસ્તાની બાજુ પર બેએક હાથ દૂર મૂકી દીધો. અડધીક ઘડીની અંદર આ શોધક મુસાફરોને તેની ભાળ લાગી. તેમણે તરત જઈને વ્યવસ્થાપકોને રિપોર્ટ કર્યો. હુકમ બદલાયા, રસ્તો બદલાયો, અને સાંજ સુધીમાં ખોરાકની નવી ખાણ ખાલી થઈ. કોઈ

પણ મજૂર પર બોજો વધારે થયેલો દેખાય કે તરત જ વગર બોલાવ્યે બીજા મજૂરો આવીને હાથ દે જ છે, અરે ભૂલ્યો, પગ દે છે. પણ બોજો કઈ રસ્તે ખેંચવો તે વિશે તેઓ જલદી એકમત થતા નથી. તેથી બે કીડીઓ બોજાની તાણાવાણી કરતી ગોળ ગોળ ફરે છે. આખરે એકમત થયા પછી બગડેલા વખતનું સાટું વાળવા તેઓ ઉતાવળે ચાલતી થાય છે.

આ કીડીની હાર આવે છે કયાંથી એ જોવાનું મને મન થયું અને ધીમે ધીમે હું ચાલ્યો. પાછળની બાજુમાં ઓટલા નીચે એક દર હતું તેમાંથી કીડીબાઈઓની આ વિસૃષ્ટિ નીકળતી હતી. પાસે જ માટીના જેવો નાનકડો લાલ ઢગલો દેખાયો. નજીક જઈને જોયું તો તે કીડીઓનું સ્મશાન હતું. ધ્યાનપૂર્વક નિહાળવામાં થોડોક વખત ગાળ્યા પછી બે કીડીઓ દરમાંથી બહાર આવતી નજરે પડી. મડદાં સ્મશાનમાં ફેંકી દઈ તેઓ સીધી પાછી ગઈ. કંઈ નહીં તો પાંચસાતસો મડદાં ત્યાં ભેગાં પડયાં હતાં. આ કીડીઓની સમાજરચના કેવી હશે, તેમના સુધરાઈ ખાતાના નિયમો કેવા હશે, શા હેતુથી આવાં સ્મશાનો તેઓ ગોઠવતી હશે એ વિશે અનેક વિચારો મનમાં આવ્યા. બીજાં ક્યાં ક્યાં પ્રાણીઓમાં સ્મશાનભૂમિની ગોઠવણ હોય છે એ જાણવાનું મન થયું. મધમાખી વખતે સ્મશાન-સ્થાન નક્કી કરતી હશે. મંકોડા તો અલબત્ત કરે જ છે. શા માટે બીજા પ્રાણીઓમાં એ બુદ્ધિ નથી એ વિશે પણ ઘણા વિચારો મનમાં આવ્યા.

## ૧૪. અંત્યેષ્ટિ એટલે આખરી યજ્ઞ

આપણા શરીરની ઉષ્ણતા જ આપણા જીવનનો આધાર છે. પ્રાણી મરી જાય એટલે એનું શરીર ઠંડું પડવા માંડે છે. શરીરની ઉષ્ણતા કાયમ રહે એને માટે જ આપણે ખોરાક ખાઈએ છીએ, કપડાં પહેરીએ છીએ, અને ગુફા અથવા ઘરમાં રહીએ છીએ.

હવે તમામ ઉષ્ણતાનો પ્રધાન સ્રોત છે ભગવાન સૂર્ય. બુધ અને મંગળ, શુક્ર અને ગુરુ ઇત્યાદિ નાનામોટા ગ્રહો પોતપોતાના ઉપગ્રહોને સાથે રાખી સૂર્યની આસપાસ ફરે છે અને એની પાસેથી ઉષ્ણતા મેળવે છે. તેથી જ પ્રાચીન લોકોએ પોતપોતાના ધર્મમાં સૂર્યની ઉપાસનાને પ્રધાન સ્થાન આપ્યું છે.

સૂર્યથી જ આપણને બધું મળે છે. વનસ્પતિઓ અને બધાં પ્રાણીઓ સૂર્યની ઉષ્ણતાથી જ જીવે છે. પછી મનુષ્યે માન્યું કે એની બુદ્ધિનો વિકાસ પણ સૂર્ય દ્વારા જ થાય છે—धियो यो नः प्रचोदयात्। જીવનનું બધું જ સૂર્યને આભારી છે.

હવે જે કામ સૂર્ય કરે છે તે જ કામ નાના પ્રમાણમાં અગ્નિ પણ કરી શકે

છે. એ જોઈ, ઘર્ષણ દ્વારા અથવા બીજી રીતે અગ્નિ ઉત્પન્ન કરવાની કળા માણસે કેળવી અને અગ્નિની ઉપાસના ચલાવી. અગ્નિ સળગાવવો, એને જરૂરી બળતણ આપવું, આપણા આહારમાંથી એને ભાગ પણ આપવો એમ ચાલ્યું. ત્યાર પછી એ માટે જ સળગાવેલા અગ્નિમાં આહુતિ આપવાનો રિવાજ શરૂ થયો. આને જ 'યજ્ઞ' કહે છે. યજ્ઞમાં અનાજ, ઘી અને કોક વાર પ્રાણીઓનું માંસ અર્પણ કરવાનો રિવાજ સાર્વત્રિક થયો. આવા યજ્ઞો એ જ ધર્મનો મુખ્ય ભાગ થયો. અસલી વૈદિક ધર્મ પ્રધાનતયા યજ્ઞધર્મ જ છે.

આગળ જતાં જેમ આત્મા-પરમાત્માનું ચિંતન વધ્યું, જીવનનું રહસ્ય ધ્યાનમાં આવતું ગયું, તેમ તેમ યજ્ઞધર્મનો અર્થ વ્યાપક થવા લાગ્યો. સૂર્ય, વીજળી અને અગ્નિ એ ત્રણ ઉપરાંત ઉષ્ણતા, પ્રકાશ, પ્રેરણા અને પુષ્ટિ આપનારી તમામ વસ્તુઓ અને માનસિક શક્તિઓ યજ્ઞસંસ્થામાં દાખલ થવા લાગી. યજ્ઞની કલ્પના કેટલી વ્યાપક થઈ ગઈ એ આપણે ભગવદ્ગીતામાંથી ઉત્તમ રીતે જાણી શકીએ છીએ. યજ્ઞ એટલે જ ધર્મ, ધર્મ એટલે યજ્ઞ, એ વ્યાપક સિદ્ધાંત સર્વત્ર ફેલાયો.

યજ્ઞની ભાવના આમ વ્યાપક થઈ એનો પણ ઇતિહાસ છે. 'ધર્મ' એટલે 'પોતાનું જીવન સમૃદ્ધ અને ઉન્નત કરવાની સાધના.' એને માટે બહારની ઉષ્ણતાનું ખરેખર એટલું મહત્ત્વ નથી, જેટલું સંયમ, સેવા, ત્યાગ, બલિદાન આદિ આત્મિક અને સામાજિક સદ્ગુણોનું છે. આ દૈવી સદ્ગુણો જ ધર્મનો પ્રધાન ભાગ છે, એમ સમાજના નેતાઓ જાણી ગયા. આ નવા વ્યાપક વિચાર આગળ અગ્નિ સળગાવી એમાં ધાન્ય, ઘી, અથવા પ્રાણીઓ હોમવાં એ જૂનો પ્રકાર તુચ્છ જણાવા લાગ્યો. ભગવાન બુદ્ધ જેવા ધર્મસુધારકોએ વેદકાળની આ અગ્નિ-ઉપાસનાનો અને યજ્ઞવિધિનો સખત વિરોધ કર્યો અને એની અસર સમાજ પર થવા લાગી. એટલે 'યજ્ઞ એટલે કેવળ બાહ્ય અગ્નિની ઉપાસના નહીં, પણ સમસ્ત જીવનનો વ્યાપાર જ એક સનાતન યજ્ઞ છે' એવા વ્યાપક અર્થનો પ્રચાર કરવો જ પડ્યો.

આ રીતે યજ્ઞનો બચાવ તો થયો, પણ એની સાથે બે પંથ ઉત્પન્ન થયા. એક રૂઢિવાદી પંથ વ્યાપક યજ્ઞના પ્રતીક રૂપે અગ્નિની ઉપાસના ચલાવવા લાગ્યો, ત્યારે બીજા પંથે યજ્ઞની કડાકૂટ છોડી દીધી અને સામાન્ય જનતાને સંતોષ આપી શકે એવી મૂર્તિપૂજા અને ભક્તિમાર્ગ ચલાવ્યાં.

હિન્દુ ધર્મના પ્રારંભિક વિકાસનો આટલો ઇતિહાસ જણાવ્યા પછી જ આપણા જૂના સોળ સંસ્કારો અને એમાંનો અંત્યેષ્ટિ નામનો છેલ્લો સંસ્કાર આપણે સમજાવી શકીશું.

સોળ સંસ્કારોનું રહસ્ય સમજાવનાર અનેક ગ્રંથો સંસ્કૃતમાં છે. છેલ્લાં સોએક વર્ષની અંદર દેશી ભાષાઓમાં પણ સંસ્કારોનું રહસ્ય સમજાવનારા ગ્રંથો તૈયાર થયા છે. એમાંથી કેટલાક સંસ્કારો વિશે અમે આની પહેલાં લખ્યું છે. જનોઈ આપવાનો ઉપનયન સંસ્કાર, વિવાહ સંસ્કાર, શ્રાદ્ધ સંસ્કાર વગેરે આજે પણ નષ્ટ

ન થયેલ સંસ્કારો વિશે જેમ અમે લખ્યું છે તેમ મરણના સંસ્કાર વિશે પણ લખવું જરૂરનું છે.

મરણ જ્યારે નજીક આવે, અને 'હવે શરીર છૂટવાનું જ છે' એમ ખાતરી થાય ત્યારે માણસ સામાન્યપણે મૃત્યુથી ડરી બેબાકળો થાય છે. એ સ્થિતિમાંથી માણસને ઉગારવા માટે કેટલાક ધાર્મિક સંસ્કારો ઊભા કરવામાં આવ્યા. એ બધી વિધિઓ આજે કોઈ કરતું નથી. જોકે નવી ઢબે એ જ ઉદ્દેશ પાર પાડનારા નવા સંસ્કારો ચલાવવા જેવા તો છે જ.

અકસ્માત્ મરણ આવે તો એનો ઇલાજ નથી. પણ ઉમર થઈ ગઈ, શરીર ક્ષીણ થયું, અને વાજતેગાજતે મરણ નજીક આવવા લાગ્યું, એવી સ્થિતિ જ્યારે હોય છે ત્યારે જેમ માણસ પોતાની સંપત્તિની વ્યવસ્થા કરે છે, પોતાના મૃત્યુ બાદ પત્ની અને નાનાં બાળકોની વ્યવસ્થા ગોઠવે છે, કોઈ સંસ્થા પોતે ચલાવતો હોય તો એનું કામ પણ યોગ્ય લોકોને સોંપી દે છે, તે જ પ્રમાણે એણે પોતાનું શરીર, પોતાની વાસનાઓ, સેવેલા સંસ્કારો વગેરે વળગાડની ઉત્તરક્રિયા કેમ કરાય એ પણ નક્કી કરવું જોઈએ. પછી અંતે પોતાનું આખું જીવન સૃષ્ટિના કર્તા અને સંચાલક ભગવાનને અર્પણ કરવું જોઈએ.

અત્યાર સુધી એણે જે યજ્ઞ કર્યા એમાં માણસ (જૂની પરિભાષામાં એને 'યજ્ઞ કરનાર યજમાન' કહે છે.) જાતજાતની આહુતિઓ અર્પણ કરતો હતો. મૃત્યુ જ્યારે જીવનનો અંત આણે છે ત્યારે માણસના પોતાના આખા જીવનની જ આહુતિ આપવાની હોય છે. આ છેલ્લા યજ્ઞને અંત્યેષ્ટિ કહે છે. (ઇષ્ટિ એટલે યજ્ઞ) આ અંત્યેષ્ટિ ન કરી હોય તો માણસ મરી ગયા પછી એનો દીકરો, પુત્રો કે શિષ્ય મૃત વ્યક્તિના જીવનની આહુતિ અગ્નિને અર્પણ કરે. એને જ અંત્યેષ્ટિ કહેવાનો રિવાજ ચાલુ થયો છે.

અમે સ્મશાનની વ્યવસ્થા વિશે થોડુંક ચિંતન કરી લખી રાખ્યું છે. શરીરનું શું કરાય એને વિશે પણ થોડુંક લખેલું છે. અહીં આખો સવાલ પ્રકરણશઃ ટૂંકામાં પતાવવાનો વિચાર છે.

એમાં, સમાજમાં તે તે યુગમાં ચાલતા ભિન્ન ભિન્ન રિવાજો જે આજે કશા કામના નથી રહ્યા એનો પણ થોડોક ઉલ્લેખ આવવાનો જ.

જીવનની દૃષ્ટિએ સૌથી મહત્ત્વનો સંસ્કાર વિવાહસંસ્કાર છે. યોગ્ય ઉમરના જરૂરી સંસ્કારોવાળાં સ્ત્રીપુરુષ એકબીજા પ્રત્યે આકર્ષાઈ કાયમને માટે વિવાહગ્રંથિથી જોડાય છે. (આપણા જૂના રિવાજ પ્રમાણે જ્યારે માબાપ કે સગાંવહાલાં વિવાહ ગોઠવે છે ત્યારે દંપતીનું પરસ્પર આકર્ષણ વિવાહ થયા પછી જ શરૂ થાય છે અને 'એ જ અત્યંત શુદ્ધ છે' એમ માનનારો એક પક્ષ છે.) એ ગમે તેમ હો પણ જ્યારે સ્ત્રીપુરુષ લગ્નગ્રંથિથી જોડાય છે ત્યારે એ પ્રેમની પરાકાષ્ઠા બતાવવા માટે સ્ત્રી કહે છે કે 'જેને આજે પતિ તરીકે પસંદ કરું છું અને જેને હું મારું શરીર અને જીવન પૂર્ણપણે અર્પણ કરું છું તે જ મારો આ પતિ, કેવળ આ ભવે નહીં

પણ જન્મજન્માંતરમાં થાઓ. એ મારી ઇચ્છા, એ સંકલ્પ અને એ નિષ્ઠા છે.' એ સંકલ્પ વ્યક્ત કરનારા મંત્રો પણ વિવાહવિધિમાં દાખલ થયેલા છે.

, હવે પતિ મરી જાય તો એની પત્નીએ નવા જન્મમાં પતિને સાથ આપવા માટે પતિ સાથે જ મરી જવું જોઈએ. (જૂના જમાનામાં કેટલીક પત્નીઓ ઉત્કટ પતિનિષ્ઠાને કારણે અગ્નિ-પ્રવેશ કરી લેતી હતી. એ વાતનો સ્વીકાર કર્યે જ છૂટકો.) જૂના જમાનામાં કેટલાક રાજાઓ પોતાની અનેક પત્નીઓને પોતાની મિલકત માનતા અને પોતાના મૃત્યુ પછી પરલોકમા કે ગમે ત્યાં એ પત્નીઓની સેવા મળે એટલા ખાતર પોતાના શબ સાથે એ પત્નીઓને બાળી નાખવાની વ્યવસ્થા પણ કરતા. (જીવન વિશેની માણસની વિચિત્ર કલ્પનાઓમાંથી કેવા કેવા રિવાજો ચાલ્યા હતા એનો ઇતિહાસ એકત્ર કરીએ તો માણસજાતને શરમાવું જ પડે.)

આ બધું અહીં એટલા માટે લખ્યું છે કે આપણે ત્યાંના જે અન્ત્યેષ્ટિ સંસ્કાર માન્ય હતા અને જેનું વર્ણન ધર્મગ્રંથોમાં મળે છે તેમાં એવો પણ એક રિવાજ છે કે પુરુષ મરી જાય અને સગાંવહાલાં એનું શબ લઈને સ્મશાનમાં પહોંચે ત્યાં એની સ્ત્રીએ એ શબ સાથે સૂઈ જવું જોઈએ. પછી સગાંવહાલાં એને પ્રાર્થના કરે કે પતિ પાછળ એનાં બાળકોને, એની ધનદોલતને અને એના કાર્યને સાચવવા માટે તું જીવતી રહે. અહીંથી ઊઠ અને અમારી સાથે ઘેર ચાલ. (આજે તો કોઈ પણ સ્ત્રી 'ના' પાડે એમ છે જ નહીં.) છતાં કોક કોક ઠેકાણે સૂવાનો આવો રિવાજ હજી ચાલુ છે એટલું જ અહીં જણાવવાનું છે.

મેં અનેક વાર લખ્યું છે કે હિંદુ ધર્મનું સર્વોચ્ચ સ્વરૂપ એના દ્વૈત, અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતમાં પ્રગટ થયેલા વેદાન્તમાં છે. એમાં જ્ઞાનયોગ, કર્મયોગ, ધ્યાનયોગ અને ભક્તિયોગનો સમન્વય છે. એમાં આત્મા અને પરમાત્મા બેનો જ વિચાર છે. પણ આપણા રૂઢ ધર્મમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, સૂર્ય અને ગણેશ, જાતજાતની દેવીઓ અને (ભગવાન જાણે) કેટલા નાનામોટા દેવો દાખલ થયેલા છે. 'એ બધા કાઢી નાખવા જોઈએ' એમ કહેનારા પંથો આપણે ત્યાં ચાલ્યા પણ તેઓ ફાવ્યા નહીં. પણ જે કામ જબરદસ્ત સુધારકો કરી ન શક્યા તે જ કામ પ્રત્યક્ષ કાલ ભગવાન માણસના જીવનમાં અને વિચારોમાં પરિવર્તન કરી, આજે સફળતાથી કરી રહ્યા છે. અમે જાણીએ છીએ કે આજે ગામડાંઓમાં અને અન્યત્ર પણ અનેકાનેક સ્થાને દેવતા, ગ્રામદેવતા, અને જાતજાતની અન્ય દેવીઓ પૂજાય છે. લોકો એમની માનતા રાખે છે. એને લઈને જ છાજે એવા રિવાજો પણ ચલાવે છે. અને છતાં આપણે જાણીએ છીએ કે આવાં પૌરાણિક કે લોકરૂઢિમાં વસતાં દેવદેવીઓની ઉપયોગિતા રહી નથી. લોકોનો એમના પરનો વિશ્વાસ ઊઠી ગયો છે. કાંઈક અજ્ઞાત શક્તિઓ હશે, એમની ખુશામત કરવામાં જોખમ છે, માટે આવી વસ્તુઓ હોય કે ન હોય, એમના નામે કાંઈક આપવું પડે તો આપી દેવું સારું, એમ માનનારા લોકો હજી પણ સમાજમાં છે.

અને એવા પણ લોકો સમાજમાં પડેલા છે કે જેઓ પોતાની આરોગ્ય વાસના સીધી રીતે તૃપ્ત કરી શકતા નથી, તેમ જ ગુનાનો આશ્રય લેવાની હિંમત રાખતા નથી, એટલે કોઈ દેવદેવીની માનતા રાખી પોતાની વાસના તૃપ્ત થાય એ લોભે પૂજા વગેરે કરાવે છે.

આવું બધું સમાજમાં ચાલે છે એ જાણવા છતાં વિચારકો સમજી ગયા છે કે અનેક દેવદેવીઓ આપણી કલ્પનામાં જ છે. લોકો એટલું જ માને છે કે ઈશ્વર જેવી કોઈ દૈવી શક્તિ જરૂર હોવી જોઈએ અને એ શક્તિ અનેક રીતે પ્રગટ થતી હશે અને જાતજાતનું કામ કરતી હશે. એ શક્તિ આગળ નમ્ર થવું જોઈએ અને પોતાના ઉત્કર્ષ માટે પ્રાર્થના કરવી જોઈએ. ઈશ્વરશક્તિને યાદ રાખીએ અને એની અસર આપણા સંકલ્પો ઉપર અને સમસ્ત જીવન ઉપર જાગરૂકપણે થવા દઈએ તો આપણી ઉન્નતિ જ થવાની છે એટલો વિશ્વાસ સમાજમાં ઘણા લોકોમાં છે, અને એ કામ કરે છે.

આવા લોકો જૂના અંત્યેષ્ટિના રિવાજો પર વિશ્વાસ રાખતા દેખાતા નથી. પણ બાપદાદાઓને વિશ્વાસ હતો. એમના સંતોષ ખાતર જેમ એમનું શ્રાદ્ધ કરીએ છીએ તેવી જ રીતે અંત્યેષ્ટિના વિધિમાંથી એક જ વખતે પસાર થવાનું છે. એને માની લઈએ તો સારું, એમ કહેનારા લોકો જ આ વિધિને હજી ટકાવી રહ્યા છે. એ લોકો જૂના રિવાજમાં શું શું હતું, એમાં રહસ્ય કેટલું હતું અને કાવ્ય કેટલું હતું, એ પણ જાણવાને ઇન્તેજાર રહ્યા નથી. અને તેથી જ અંત્યેષ્ટિ વિશે વધુ લખવાનો ઉપયોગ કે ઉત્સાહ રહ્યો નથી.

અંત્યેષ્ટિમાં મુખ્ય ભાગ મરેલા માણસના શબની વ્યવસ્થા કરવી એ જ હોય છે. આજે એમાં બે જ પ્રકાર છે: કાં તો શબ જમીનમાં દાટી દે છે અથવા બાળી નાખે છે.

નાનાં બાળકો અને સંન્યાસીઓનાં શરીર બાળતા નથી, દાટી દે છે. બાકીનાં બધાંનાં શબો બાળી નાખવાનો રિવાજ છે. એ જ ઉત્તમ છે. ત્યાર પછી શરીરનાં બળેલાં હાડકાં અને રાખ કાં તો તીર્થોમાં અથવા સમુદ્રમાં છોડી દે છે અથવા વાસણમાં રાખી મૂકે છે. એ વાસણની પૂજા કરવાનો રિવાજ હવે રહ્યો નથી.

શબનો ઇલાજ કર્યો એટલે અંત્યેષ્ટિ પૂરી થઈ. ત્યાર પછી દસ દિવસ અથવા મહિના સુધી શ્રાદ્ધો કરવાનાં હોય છે. એ વિધિ નોખો છે. અંત્યેષ્ટિ સાથે ભલે આવે. પણ એ અંત્યેષ્ટિનો ભાગ નથી.

અંત્યેષ્ટિ વિધિ ગોઠવનાર લોકોએ 'સ્નાન' અને 'દાન'નો ઘણો વિસ્તાર કર્યો છે. સામાન્યપણે સ્નાન એટલે પાણીમાં નાહવાનું. બહુ બહુ તો દૂધ-દહીંના નામ-માત્ર સ્નાન પછી શુદ્ધ પાણીથી નાહવાનું. પણ ભસ્મ-સ્નાન, મૃત્તિકા-સ્નાન આદિ સત્તર સ્નાનો ગોઠવ્યાં છે. એનાં નામ સાંભળીએ એટલે બસ.

ભસ્મ, મૃત્તિકા, ગોમય (છાણ), પંચગવ્ય, ગોરજ, ધાન્ય, ફલ, સર્વૌષધિ,

કુશોદક અને હિરણ્ય એટલાં દસ સ્નાન પછી ગંગા, રેવા (નર્મદા), સરસ્વતી વગેરેનાં સ્નાન આવી જાય છે.

દાનમાં પણ દસ વસ્તુઓ વગર કેમ ચાલે? ગૌ-દાન, ભૂમિ, તિલ (તલ), હિરણ્ય (સોનું), આજ્ય (ઘી), વસ્ત્ર, ધાન્ય, ગુડ, રૂપ્ય આદિ દાનો ઉપરાંત ગોદાન સાથે મહિષીદાન અને અશ્વદાન પણ આવે છે. અને આઠ મહાદાનો તો વળી નોખાં —

' તિલ, લોહ, હિરણ્ય, કાર્પાસ, લવણ, સપ્તધાન્ય, ભૂમિ આદિ દાન પછી છેવટે આવે છે ગૌ-દાન.

દાનના પ્રકારનો અંત આવે એ કેમ પોસાય? એટલે છત્રદાન, ઉપાનહ (જોડા)દાન, કમંડલુ-દાન, પદ, શૈયા, દીપ, આસન આદિ દાનો ગણેલાં જ છે.

જ્યારે શબ બાળે છે ત્યારે અગ્નિના પણ બે પ્રકાર છે. મંત્ર સાથે બાળે ત્યારે એ હોય છે મંત્રાગ્નિ, મંત્ર વગર એમ ને એમ બાળે ત્યારે એ અગ્નિને 'બ્રહ્માગ્નિ' કહે છે.

આ બધા વિસ્તારમાં હવે કોઈને રસ રહ્યો નથી. તેથી આ વાત અહીં જ છોડી દેવી સારી. શ્રાદ્ધવિધિ એ સાવ નોખી વસ્તુ છે.

## ૧૫. પુનર્જન્મમાં માને તે મૃત્યુથી ડરે?

ભગવાને કહો કે કુદરતે, દરેક માણસને મૂડી તરીકે ત્રણ વસ્તુઓ આપી છે: જન્મ, જીવન અને મૃત્યુ. આ ત્રણેને વધાવી લઈને એનો સદુપયોગ કરતાં કરતાં માણસે એ ત્રણે ઉપર ચિંતન ચલાવ્યું. મોક્ષાર્થી લોકો (એમાં મહાત્માજી પણ આવી ગયા) કહે છે કે 'જન્મ લેવો પડે એ એક બલા છે. અમે ઇચ્છીએ છીએ કે આ વખતનો જન્મ એ છેલ્લો થઈ જાય. અને ત્યાર પછી જન્મ આવે જ નહીં તો ઉત્તમ.' (આટલું કહ્યા પછી મહાત્માજીએ ઉમેર્યું છે કે 'જો મને ફરી વાર જન્મ લેવો જ પડે તો હે ભગવાન! હું હરિજન તરીકે જન્મ લેવાનું પસંદ કરું. જેથી એમનાં દુ:ખો વેઠી સમભાવપૂર્વક એ જાતિના ઉદ્ધાર માટે મથી શકું.)

કેટલાક લોકો — કેટલાક શું, લગભગ બધા જ માણસો, અને પ્રાણીઓ. મૃત્યુને દુ:ખદાયક સંકટ માને છે અને એને ટાળવા મથે છે.

(જીવનથી કંટાળેલા અને હારેલા લોકો આત્મહત્યા કરે છે, એ ખરું. પણ એમની સંખ્યા અત્યંત થોડી. સામાન્ય માણસજાત તો આત્મહત્યા કરનારની દયા જ ખાય છે; આત્મહત્યાને પાપ સમજે છે. અને એનો રોગ ન ફેલાય એ માટે 'આત્મહત્યા કરવા મથનાર લોકોને' કાયદાની રૂએ સજા પણ કરે છે! એટલે

'આત્મહત્યા' કરનારાઓનાં જીવન-તત્ત્વજ્ઞાનનો આપણે વિચાર ન કરીએ. યાદ રાખવું ઘટે કે આત્મહત્યા કરનાર લોકો પણ મરણને ચાહનારા નથી હોતા, પણ અકળાયેલા હોઈ 'જીવનને આગળ ચલાવવા કરતાં' મરણનું દુઃખ પણ વહોરી લેવા તૈયાર હોય છે. એટલે કે એ લોકો પણ આખરે મૃત્યુના નહીં પણ જીવનના જ ભક્તો હોય છે.

આ રીતે જોતાં સ્વીકારવું જોઈએ કે જીવન જ પ્રાણીમાત્રને વહાલું હોય છે. જે લોકો ફરી જન્મ ન આવે એમ ઇચ્છનારા હોય છે તેઓ પણ અનેક વાર મરવાના સંકટમાંથી બચી જવા, એક જ વાર સુંદર રીતે જીવનનો અંત આણવા મથતા હોય છે. જીવનના અંતમાં મરણ અપરિહાર્ય છે એ જોઈને જ તેઓ ફરી વાર જન્મ લેવા નારાજ હોય છે. એટલે તેઓ પણ અંતે જીવનના પક્ષના જ ગણાય. ફરી ફરી મરવું પડે એ સંકટ ટાળવા માટે જ તેઓ જન્મ લેવાને નારાજ હોય છે.

આ બધો વિચાર કરતાં અનુમાન એ નીકળે છે કે માણસને જીવવું વહાલું છે અને મરણ વહાલું નથી. મરણ એ અણગમતી વસ્તુ છે. માણસને જીવવાની હોંશ એટલી બધી હોય છે કે એ જીવવાનું મળે તો ગમે તેટલી હાડમારીઓ, અપમાન, અસફળતા અને ભૂખમરો પણ વેઠવા તૈયાર થઈ જાય છે. જીવન ટકાવવા માટે માણસ ક્યાં ક્યાં પાપો નથી કરતો? દુઃખો અને હાડમારીઓ વેઠવા તૈયાર નથી થતો? માણસને મરણની બીક બે કારણે દેખાય છે: (૧) મરણ વખતે, શરીર છોડતાં, શરીરને અને મનને અત્યન્ત અસહ્ય વેદના થાય છે એમ માની માણસ એ વેદના વેઠવાને બદલે જીવવાની બધી હાડમારીઓ વેઠવા તૈયાર થઈ જાય છે. પણ શું 'માણસનું મરણ એટલું અસહ્ય વેદનાવાળું હોય છે?' કેટલાક લોકો સૂતા સૂતા એમ ને એમ થોભી જ જાય છે અને કશી અકળામણ વગર શરીરથી છૂટા થાય છે.

મરણની વેદના અસહ્ય હોય તોયે, એ કેવળ એક ક્ષણની જ. બાકી જેને 'અંતકાળની વેદના' કહે છે તે ખરું જોતાં જીવન છોડવાની માણસની તૈયારી નથી હોતી એ કારણે હોય છે. એને મરણની વેદના કહેવાને બદલે 'જીવવાનાં અસફળ ફાંફાંમાંથી ઉત્પન્ન થતી વેદના' કહીએ તો તે વધારે સાચું ગણાય. મરણ તો આપણને એ ફાંફાંની વેદનામાંથી મુક્ત કરી આરામ આપવા એક સહાયક તરીકે જ આવે છે. તેથી મૃત્યુને દુઃખદાયક અથવા દુઃખવર્ધક ન કહેતાં દુઃખનિવારક કહેવામાં જ સત્યનિષ્ઠા રહેલી છે.

સત્યવક્તા માણસે કહેવું જોઈએ કે 'મને જીવવાની અભિલાષા છે. જીવનનો અંત આવે એ મને ગમતું નથી. એટલા ખાતર જ અંતઘડીએ હું દુઃખી થાઉં છું.'

એટલે કે (૨) મરણનું છેલ્લું દુઃખ મોટે ભાગે માનસિક જ હોય છે. અને મરણ પછી આપણું શું થવાનું છે એની કશી કલ્પના આપણને નથી હોતી. એ

કારણે — અજ્ઞાતમાં પ્રવેશ કરવાની બીકને કારણે જ — આપણને પ્રત્યક્ષ મરણનું દુઃખ થાય છે.

ત્યારે, મરણ અને સામ્પરાય (મૃત્યુ પછી માણસની સ્થિતિ) વિશે આપણે આપણા વિચારો સ્પષ્ટ કેમ ન કરીએ? સંભવ છે કે જીવનનો અંત આવ્યા પછી આપણી સ્થિતિ ખરાબ થવાની નથી એટલી ખાતરી થાય તો કેટલાયે જીવો ફરી ફરી મરવાનું પણ પસંદ કરે. તેથી આપણે તટસ્થ ભાવે ભયમુક્ત દશામાં જીવન-મરણનો થોડો સાચો અને સંતોષકારક વિચાર કેમ ન કરી લઈએ?

૨

જે હવે આપણે જન્મ-પરંપરામાં (એટલે કે પૂર્વજન્મ અને પુનર્જન્મમાં) માનીએ છીએ, તેમ ઈસ્લામ અને ઈસાઈયત એ બે ધર્મો માનતા નથી. કેટલાક નવા વૈજ્ઞાનિકો છડેચોક કહે છે કે "માણસ કે પ્રાણી મરી જાય એટલે એના જીવનનો કાયમનો અંત આવે છે. પુનર્જન્મમાં વિશ્વાસ રાખવા માટે આપણી પાસે કોઈ અનુભવ, પુરાવો, ઠોસ દલીલ છે જ નહીં. માણસ મરી ગયા પછી એના વંશજો એના સાથીઓ અને વિરોધીઓના જીવનમાં એનું સ્મરણ જેટલું બાકી રહે છે, સમાજમાં એના કાર્યની જે અસર રહે છે એ જ એનું મરણોત્તર જીવન. (ઉપનિષદોમાં મરણોત્તર જીવન માટે 'સામ્પરાય' શબ્દ વપરાયો છે. એ આવા અર્થમાં જ સ્વીકારવો જોઈએ.) કોઈ માણસે ઉત્તમ સાહિત્ય લખ્યું હોય તો 'એ સાહિત્યના રૂપમાં એ લેખક જીવે છે' એમ કહી શકાય, કેમ કે પોતાના એ સાહિત્ય દ્વારા માણસ અનેકાનેક પેઢીઓ ઉપર અસર કર્યે જાય છે. આવા જીવનનો આપણને અનુભવ છે. એનો સ્વીકાર કરતાં કોઈને વાંધો ન આવી શકે. પણ માણસ મરી ગયો એટલે એના સંસ્કારો અને એનો આત્મા કોઈ નવું શરીર પસંદ કરે છે, એટલે કે કોઈ સ્ત્રીના ગર્ભમાં વિકાસ પામતા શરીરમાં પેસી જાય છે, અને એ રીતે એ પોતાની જન્મપરંપરા આગળ ચલાવે છે, એમ માનવાને કશું કારણ નથી."

(આવા અનુભવને પડકાર આપનારી દલીલ સામે કેટલાક લોકો દાખલા આપે છે કે અમુક બાળકોને જન્મ્યા પછી થોડા દિવસ સુધી પૂર્વજન્મનું થોડું થોડું સ્મરણ રહેલું જણાયું છે. 'એણે પોતાનાં પૂર્વજન્મનાં માતાપિતા અને સગાંવહાલાંઓ ઓળખી કાઢ્યાં. પૂર્વજન્મની કેટલીક ઘટનાઓ બીજા કોઈને ખબર ન હતી તે આણે કહી' વગેરે સજ્જડ પુરાવો એ લોકો આપણી આગળ મૂકે છે. પૂર્વ-જન્મનું સ્મરણ જેમને છે એવા લોકોને આપણે ત્યાં 'જાતિસ્મર' કહે છે. આવા જાતિસ્મરોના દાખલા જૂના ધર્મગ્રંથોમાં પણ મળે છે. પણ તમના ઉપર વિશ્વાસ બેસતો નથી. આજકાલ છાપાંઓમાં આવા 'જાતિસ્મર' દાખલા છપાય છે. પણ અનેક લોકો કહે છે કે એ વાંચીને તપાસ કરવા જતાં વિશ્વાસપાત્ર કશું મળતું નથી અને તેથી કહેવું પડે છે કે 'પૂર્વજન્મ અને પુનર્જન્મની વાત કેવળ કલ્પના

જ છે. એ સાચી હોય પણ ખરી અને ન પણ હોય. એટલે એને વિશે નિશ્ચયપૂર્વક કશું કહી શકાતું નથી.')

અમને લાગે છે કે 'જન્મ-પરંપરા'ની વાત પ્રત્યક્ષ પુરાવાથી સિદ્ધ થાઓ કે ન થાઓ, જન્મ-પરંપરાની કલ્પના અમને સયુક્તિક લાગે છે. એ માટેની અમારી દલીલો અહીં રજૂ કરવી સારી.

કોઈ પણ નવલકથાનું વચલું જ એક પ્રકરણ વાંચીએ, અને આગળપાછળના પ્રકરણનો આપણને ખ્યાલ ન હોય, તો વચલું પ્રકરણ ગમે તેટલું રસિક હોય, જાતજાતની વિગતોથી ભરેલું હોય, તોપણ એ પ્રકરણનો અર્થ બેસતો નથી, પ્રયોજન સમજાતું નથી અને આપણે કહીએ છીએ કે આની પહેલાંનાં પ્રકરણો હોવાં જ જોઈએ. હોય તો જ આ પ્રકરણનો પૂરો અર્થ સમજી શકીએ.

અને જો જૂનાં બધાં પ્રકરણો હાથ આવ્યાં તો એ વાંચ્યા પછી ચાલુ પ્રકરણ ફરી વાંચીએ તો વાર્તાના રસમાંથી જ આગળની વાર્તા અને જીવનવિવેચનની અપેક્ષા ઉત્પન્ન થાય છે. આપણે કહીએ છીએ કે આ પ્રકરણ સાથે વાર્તા કે વાર્તાનું પ્રયોજન પૂરું ન જ થઈ શકે. (અને એ વાર્તામાં જો આપણને રસ પડયો હોય તો આપણે કહીશું કે) વાર્તામાંથી જ આટલી આટલી અપેક્ષાઓ ઉત્પન્ન થઈ છે, એની તૃપ્તિ કોઈ પણ રીતે પૂરી થવી જ જોઈએ. નહીં તો આખી નવલકથા અર્થ વગરની અને અધૂરી જ રહેવાની.

એ જ પ્રમાણે કોઈ પણ માણસના એક જીવનનો આપણે સાંગોપાંગ અભ્યાસ કરીએ તો એ બરાબર સમજવા માટે આપણા મનમાં એ માણસના પૂર્વજન્મની અપેક્ષા ઉત્પન્ન થવાની જ, અને પૂર્વજન્મની જો પૂરતી ખબર પડી, તો એ બધી વિગતો પરથી પુનર્જન્મની અપેક્ષા પણ ઉત્પન્ન થવાની જ.

એટલે 'જીવનપરંપરા'નો જો કોઈ પણ અર્થ હોય, પ્રયોજન હોય, તો કેવળ કૌટુંબિક ઇતિહાસથી એટલે કે વંશપરંપરાની સંપૂર્ણ વિગતોથી પણ એ અપેક્ષા પૂરી થઈ શકતી નથી.

માટે પૂર્વજન્મમાં અને પુનર્જન્મમાં એટલે કે જન્મ-પરંપરામાં વિશ્વાસ રાખ્યે જ છૂટકો છે.

આમ કેવળ 'અપેક્ષાના સમાધાનને કારણે' પૂર્વજન્મ ઉપર અને પુનર્જન્મ ઉપર વિશ્વાસ રાખ્યો એટલા ખાતર પુરાણોએ, લોકકથાઓએ અને આજના લોકોએ ગોઠવેલી અથવા માનેલી બધી વાર્તાઓ ઉપર વિશ્વાસ રાખી શકાય એમ છે જ નહીં. 'જન્મ-પરંપરાની શક્યતા યોગ્ય છે' એ વાત માન્યા વગર ચાલે નહીં. એટલું કબૂલ કર્યું માટે પુરાણોની, ધર્મગ્રંથોની અથવા બીજી રીતે ચાલતી આવેલી વાતો પર વિશ્વાસ રાખવાને આપણે બંધાયેલા નથી. અને છતાં વિશ્વાસ રાખવા જઈએ તો ભોળા લોકોની ન્યાતમાં આપણી ગણતરી કરનારને આપણે કશું કહી ન શકીએ.

- -

અને તેથી જ ગીતાના એક વચનમાંથી નીકળતો અર્થ જ સાચો સ્વીકારવા તરફ મારું મન હોય છે.

ગીતાના સર્વજ્ઞ ભગવાને (શ્રીકૃષ્ણે) માણસજાતના પ્રતિનિધિ અર્જુનને કહ્યું, "હે અર્જુન! મારા ઘણા ઘણા જન્મો થયા છે, અને તારા પણ એટલા જ અસંખ્ય જન્મો થયા છે. તે બધા હું જાણું છું. પરંતુ હે પરંતપ અર્જુન! એ બધા થઈ ગયેલા જન્મો તું જાણતો નથી, જાણી શકવાનો નથી." શ્રીકૃષ્ણના વચનમાંથી આટલો સંપૂર્ણ અર્થ કાઢ્યા પછી હું કહું છું કે 'ઈશ્વરે કેવળ અર્જુનને જ નહીં, પણ તમામ માણસ જાતની કોઈ પણ વ્યક્તિને, થઈ ગયેલા જન્મોની જાણકારી આપી નથી' એટલે માણસને પૂર્વજન્મની વિગતોની જાણ થાય એવી ગોઠવણ ભગવાનને ત્યાં છે જ નહીં.

આ તો થઈ ભૂતકાળમાં થઈ ગયેલા જન્મોની વાત. હવે પછી થનાર, ભગવાનના કે માણસના, જન્મો વિશે ગીતાના ભગવાને કશું કહ્યું નથી. (અહીં ઇસ્લામનું એક વચન આપણી મદદમાં આવે છે જેમાં ઇસ્લામનો ભગવાન કહે છે કે "હવે પછી શું થવાનું છે એની જાણકારી સામાન્ય માણસને તો શું પણ મારા નબીઓને, પયગંબરોને પણ મેં આપેલી નથી.") ભવિષ્યમાં શું થવાનું છે એ તો ફક્ત ભગવાન જ જાણી શકે છે—બાકી કોઈ પણ ભવિષ્યનું બધું જાણી લેવાની જરૂર ખરી? (આગળનું બધું નક્કી જ હોય તો ભવિષ્યના જીવનમાં કે ઇતિહાસમાં રસ પણ શો રહી શકે? નાટકમાં ગોઠવેલાં પાત્રો જેમ નાટકમાં લખ્યા પ્રમાણે જ બોલે છે અને ચાલે છે તેવો જ જો ભવિષ્યકાળ થઈ જાય તો વ્યક્તિની જવાબદારી અને નૈતિક જીવનનો પાયો જ તૂટી જશે. આમ બધું થવાનું જ હતું માટે થયું, ન થયું હોત નહીં. એટલે કોઈને કશી નૈતિક જવાબદારી રહે જ નહીં. અથવા નૈતિક જવાબદારી પણ એક નાટકી રમતવાત જ થઈ જવાની.)

ઉપર મેં કહ્યું કે 'પુનર્જન્મ વિશે આપણી પાસે મક્કમ પુરાવો નથી.' એ વાત મેં આજના પંડિતોની દૃષ્ટિએ કરી, કેમ કે એમની સાથે મારે લડવું નથી. અને એ લોકોને ગળે ઊતરી શકે એ જાતની પુનર્જન્મ વિશેની મારી દલીલો મેં કરી દીધી છે.

પણ મારે અહીં ભારપૂર્વક કહેવું જોઈએ કે આપણી સંસ્કૃતિમાં પુનર્જન્મ વિશે જરાયે શંકા નથી. ગીતામાં ભગવાન દૃઢતાથી (ધ્રુવપણે) કહે છે—

જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુઃ ધ્રુવં જન્મ મૃતસ્ય ચ।

અને આપણી આખી જીવનકલ્પના, જન્મ-પરંપરાના સિદ્ધાન્ત ઉપર જ આધાર રાખે છે. તેથી આપણું જાતીય અને સાંસ્કૃતિક માનસ પણ એ જ રીતે ઘડાયું છે. આપણે વિદેશી લોકો સાથે ચર્ચા કરતી વખતે એમની મુશ્કેલીઓ માન્ય રાખીને એમની સાથે જેવી દલીલો કરી શકીએ તેવી દલીલો કરી છે. અને મને લાગે છે એ જ યોગ્ય છે.

પુનર્જન્મની કલ્પના વિશે આટલી સ્પષ્ટતા કર્યા પછી આપણે મૃત્યુ વિશેનું ચિંતન કાંઈક પાકે પાયે કરી શકીશું.

૩

આપણે કોઈ પણ લેખ લખીએ ત્યારે એક વાક્ય પૂરું થાય કે પૂર્ણવિરામ નોંધીએ છીએ. બોલતી વખતે પણ વાક્ય પૂરું થાય એટલે જરા થોભીએ છીએ. વિચાર કરવામાં કે એ રજૂ કરવામાં, આ પૂર્ણવિરામનું જેટલું મહત્ત્વ છે તેટલું જ આપણે માટે મૃત્યુનું મહત્ત્વ છે. વિચારપરંપરા તો ચાલવાની જ છે. પણ એક વિચારને એક વાક્યમાં ઠેકાણે પાડીએ, તો જ બીજા વાક્ય માટે આપણે તૈયાર થઈ શકીએ છીએ. વિચાર કરવાની આપણી ક્રિયા જ આ સગવડ માગી લે છે. બરાબર એ જ રીતે આપણે એક જન્મ વ્યવસ્થિતપણે (અથવા અવ્યવસ્થિતપણે) પૂરો કરી મરણની સગવડ (પૂર્ણવિરામની પેઠે) મેળવીએ છીએ કે જેથી આપણો જીવન-પ્રયોગ આગળ અને આગળ ચાલી શકે. આ વસ્તુ જો બરાબર ગળે ઊતરે તો વાચકને હું નમ્રપણે પૂછીશ કે 'તમે પૂર્ણવિરામને સંકટ ગણો છો? પૂર્ણવિરામ આવ્યો માટે રોઈ પડો છો?' તમારી સગવડ ખાતર હું તમને સૂચવીશ કે કહો, 'એક વાક્યના કર્તા, કર્મ, ક્રિયાપદ અને બીજા બધા સંબંધી શબ્દો ખોઈ બેસવા અને સાવ નવા કર્તા, કર્મ, ક્રિયાપદ લઈને એમની સાથે વિચારોનો નવો જન્મારો શરૂ કરવો એ હાડમારી તો ખરી જ ને?' કેટલું બધું દુ:ખ કે એક વિચારનો અંત આવી ગયો એને માટે રોઈએ નહીં? એનું શ્રાદ્ધ કરીએ નહીં? એ વાક્યનું સ્મરણ કાયમ રહે એટલા માટે એક સ્મારક ઊભું કરીએ નહીં? (તમારી સાથે સહાનુભૂતિ રાખી તમારા પક્ષમાં આટલી બધી દલીલો મેં સૂચવી, છતાં તમે હસો છો એ જ બતાવે છે કે તમે મારા પક્ષમાં આવી ગયા છો અને મૃત્યુને એક પૂર્ણવિરામ કરતાં વધારે મહત્ત્વ આપતા નથી.)

કોઈ પણ દલીલો કરનાર માણસ કહેશે કે વાક્યપરંપરાના રૂપમાં જ આપણે વિચાર કરી શકીએ છીએ: તેથી વચમાં વચમાં પૂર્ણવિરામનું આવવું આમારા હકમાં છે. બરાબર એ જ રીતે એક મનીષીએ વિદેશી લોકોને સમજાવતાં કહ્યું હતું, 'It is our privilege to die.' એક વાક્યનો સહવાસ ખોયા વગર નવા વાક્યનો પ્રારંભ થઈ શકતો નથી. એને જો હાડમારી ગણાય નહીં તો મૃત્યુને પણ હાડમારી ગણાય નહીં. એ જ અર્થમાં મેં મૃત્યુને 'પરમ સખા' કહ્યું છે. વાક્ય જલદી જલદી પૂરું થાય છે; જ્યારે જીવન પૂરું થવા માટે લગભગ એક જમાનો લાગે છે. એટલા ખાતર વાક્યની ઉપમા (અથવા આ નવી જાતનું ઉપમાન) ફેંકી દેવાય નહીં.

એટલું તો કબૂલ કરવું જોઈએ કે આપણે બધાં (મનુષ્યો તેમ જ અન્ય પ્રાણીઓ) જીવનપરંપરાનો પ્રયોગ ચલાવીએ છીએ. અને છતાં એ પ્રયોગનું વિગતવાર વ્યાકરણ આપણા હાથમાં આવ્યું નથી. તેથી જ આપણે મૂંઝાઈએ

છીએ. (વ્યવસ્થા થાય નહિ ત્યાં સુધી અમુક મૂંઝવણ રહેવાની જ. પણ એનો ઉપાય એક જ છે. પૌરાણિક આપણું જે વ્યાકરણ સમજવાના અને જીવવાના પ્રયત્નો કરી જોઈએ.) જેને આપણે તત્ત્વજ્ઞાન, ફિલસૂફી અથવા 'દર્શન' કહીએ છીએ તે બધું એવાં જન્મ-પરંપરાના પ્રયોજનનું વ્યાકરણ તૈયાર કરવાના પ્રયત્નો જ છે.

કેટલાક લોકો પોતાના વિચારો રજૂ કરવાની ઉતાવળમાં એકાદ વાક્ય અધૂરું, એટલું કે એનો અર્થ જ્યારે સ્પષ્ટ થતો પહેલાં જ અધૂરું જ છોડી દઈ નવું વાક્ય શરૂ કરે છે. આવી રીતે બોલનાર માણસની ઉતાવળ કરવી આપણે નિભાવીએ છીએ. (જો આપણા સહુની વાત ન હોય) છતાં એની વાત ધ્યાનમાં તો આવે જ છે. અને તેથી આપણે સાંભળવાનું છોડી નથી દેતા. આપણી જન્મ-પરંપરામાં પણ એ જ રીતે કેટલાંક વાક્યો (જન્મો) અધૂરાં છોડી દેતાં પહેલાં લોપ તોયે એનો પણ આપણું તેમાંથી અર્થ જ સૂઝશે. તેમાંથી ન સમજીએ તો જઈએ ક્યાં? આ જ રીતે ઘણાં જન્મો અધૂરાં ત્યાં લોપ એટલામાં પૂર્ણવિરામ હાજર થાય છે. એનો ઇલાજ આપણી પાસે નથી.

હું માનું છું કે મૃત્યુનું સ્વરૂપ મેં આ રીતે આપણા લોકો માટે પૂરી રીતે સ્પષ્ટ કર્યું છે.

મૃત્યુ કઈ રીતે આવે એ આપણે જાણતા નથી. કઈ રીતે આવે એ ઘણે ભાગે આપણા હાથની વાત નથી. પૂર્ણવિરામ માણસને ગમતો નથી. એ પરિસ્થિતિનો આપણે સ્વીકાર કરીએ. પણ તેથી મૃત્યુનું સ્વરૂપ સમજવામાં આપણને મુશ્કેલી આવવાનું કારણ નથી.

આટલું વ્યાકરણ જે જાણે તેનું લોપ તો મરનાર માણસનું મરતી વખતનું માનસિક દુઃખ ઘણું ઓછું થઈ જાય અને આસપાસનાં સગાંવહાલાં, ઇષ્ટમિત્ર અને સ્નેહીસંબંધીઓના દુઃખનું ઘણું કરીને નિવારણ આપણે જરૂર કરી શકીએ. કેટલાક લોકો અતિશય દુઃખ સેવે, તો આપણે એમની એ નબળાઈ દરગુજર કરીએ. તત્ત્વચર્ચામાં એ દુઃખને વિશેષ સ્થાન કે અર્થ હોઈ જ ન શકે.

[એક ઘરમાં ઘણાં વર્ષો સુધી કોઈ બાળક આવ્યું ન હતું. એક જુવાન છોકરો પરણ્યો. ઘરમાં આવેલી ભાગ્યશાળી વહુએ એક વર્ષની અંદર એક મજાનું બાળક આપ્યું. ઘરમાં આનંદ થયો. હું રહ્યો તત્ત્વજ્ઞાની, છતાં એ લોકોના આનંદમાં ભળી ગયો. એટલું જ નહીં પણ કુલદીપક બાળક જન્મ્યું એના સ્વાગતમાં એક ગીત પણ રચી આપ્યું. લોકો રાજી રાજી થયા.

પછી મેં એમને એક વિચાર સમજાવવા માટે એક પ્રસંગ કલ્પ્યો અને કહ્યું —

આ બાળક, પૂર્વજન્મમાં એક અદ્ભુત સાક્ષાત્કારી પુરુષ હતું. અનેક લોકોને એની પાસેથી પ્રેરણા મળતી. એ સેવા બિલકુલ ઓછી ન થાય એટલા જ ખાતર ઝાઝો આરામ લીધા વગર, જે કોઈ દુઃખી માણસ આવે તેની વાતો સહાનુભૂતિ-

પૂર્વક સાંભળી એની યોગ્યતા પ્રમાણે એને સૂચનો આપે. સાધના બતાવે. પરિણામે જે આવે તે સંતોષ પામીને પાછાં જાય. આમ લોકો આવે અને જાય. પોતાને થયેલો લાભ લોકોને સંભળાવે. એટલે વધુ લોકો આ સત્પુરુષની આસપાસ ભેગા થાય. એટલામા કોણ જાણે એક રાત્રે લોકો સાથે વાતો પૂરી કર્યા પછી કહે, "આ ભવે ઘણું કામ થયું. મારે હવે નવી જાતના જીવનપ્રયોગો કરવા છે. આ તો એક શક્તિ હાથ આવી એનો લાભ લોકોને આપતો જાઉં તો આખું જીવન જાણે એક ગુણાકાર થઈ જાય છે. એની ઉપયોગિતા હું સમજું છું. મારે નવી ઢબે સેવા કરવી છે. નવી દુનિયામાં જ એ કરી શકું. હવે ભગવાન જાણે એની વખત ક્યારે આવે છે." એમ કહી એ કાયમના સૂઈ ગયા.

બીજે દિવસે કેવળ એમનો મૃતદેહ જ રહી ગયો હતો. આસપાસના લોકોએ આક્રંદ કર્યું. જેમની મુલાકાત થવાની હતી તેઓ છાતી કૂટતા પાછા ગયા. "અમારું નસીબ જ ખોટું. અમે અહીં વહેલા ન આવી શક્યા." ઇત્યાદિ. પછી મેં કહ્યું, "આમ કકળાટ કરતા પાછા જનાર લોકોને જીવનમરણનું રહસ્ય સમજાવીને અને દુઃખી લોકોને સાન્ત્વના આપીને હું અહીં આવ્યો છું. એ લોકોનાં દુઃખ સાથે હું એકરૂપ થયો હતો. મારું હૈયું પણ વલોવાયું હતું. હવે જોઉં છું કે એ જ જીવ તમારે ત્યાં જન્મ લઈને આવે છે. 'ઘરમાં એક બાળક હોય તો કેવું સારું' એ જાતની તમારી ઝંખના સમજીને આ તમારી વહુના ગર્ભમાં એણે પ્રવેશ કર્યો. અને પોતાની નવી કારકિર્દી માટે, નવા જીવનપ્રયોગ માટે, આ શરીર એણે પસંદ કર્યું છે. આ બાળક કુળોદ્ધારક થશે. એ ધ્યાનમાં રાખી એને એને રસ્તે વિકાસ કરવા દો. બુદ્ધ ભગવાનના પિતાએ જેમ દીકરાનું જીવન પોતાને ગમતી ઢબે વાળવાનો મિથ્યા પ્રયત્ન કર્યો તેમ તમે નહીં કરતા."

હવે પેલા સંતપુરુષના શિષ્યો (ડૉક્ટરના રોગીઓ) એના મૃત્યુ માટે શોક કરવા લાગ્યા છે. એ જીવ તમારે ત્યાં જન્મ્યો એટલે તમે આનંદઘેલા થયા છો. ત્યાં મૃત્યુ ન થાત તો અહીં જન્મ ન થાત, એવો વિચાર કરી જન્મ-મૃત્યુનું રહસ્ય કાં ન ઓળખો? અને તમે તમારો આનંદ પેલા સંતપુરુષના શિષ્યો કે (રોગીઓ) આગળ વ્યક્ત કરવા જાઓ તો એમની અને તમારી સ્થિતિ કેવી થશે એનો પણ વિચાર કરો. એકનું નુકસાન તો બીજાનો લાભ એ જ જો જીવનનું રહસ્ય હોય તો પેલા લોકો પોતાનું દુઃખ ઓછું કરે અને તમે તમારા આનંદની ઘેલછા ઉતારી દો તો ખોટું શું?]

કેટલાક ભોળા લોકો મૃત્યુને પોતાના આ જન્મના કે પૂર્વજન્મના પાપનું ફળ માને છે. એમ જ હોત તો પુણ્યવાન લોકોને મરણ હોત જ નહીં. તમે જુઓ છો કે પુણ્યવાન અને પાપી બધા જ મરે છે. જાગૃતિને અંતે ઊંઘ આવે જ છે. ઊંઘ પૂરી થયા પછી જાગ આવે જ છે. તો જાગ અને ઊંઘ એ કુદરતી વ્યવસ્થા છે. એ નથી પાપનું પ્રાયશ્ચિત્ત કે નથી પુણ્યનું ફળ. અથવા

'પાપ-પુણ્યનો વિચાર કર્યા વગર તમને ચાલતું જ ન હોય તો મૃત્યુને પુણ્યનું જ ફળ કેમ ન ગણો?' સૂઈને ઊઠયા પછી તાજગી આવે છે, થાક ઊતરી જાય છે, નવો ઉત્સાહ જાગે છે, અને નવી પરિસ્થિતિ આપણને મળે છે. તે જ રીતે મૃત્યુને લીધે નવો જન્મ મળનાર છે એવો આનંદ કેમ ન માનો? આટલા પરમ સખા મૃત્યુને ઉત્સાહભેર આવકારવાને બદલે તમે કોઈ સૂતકીની પેઠે વિષાદમાં કેમ ડૂબી જાઓ છો?

મારો એક અનુભવ મેં અન્યત્ર ટાંકયો છે.

સ્વરાજની હિલચાલના પ્રારંભના દિવસો હતા. ગાંધીજીને છ વર્ષની સજા થઈ હતી. હું એમનું 'નવજીવન' ચલાવતો હતો. એક સાલની સજા (ખરું જોતાં નિવૃત્તિ) સાબરમતી જેલમાં માણતો હતો. ત્યાં સ્વાભાવિકપણે જાતજાતના કેદીઓ સાથે ઓળખાણ થઈ. જેલમાં નાનામોટા અમલદારો સાથે એક જાતની દોસ્તી બંધાઈ. કેટલાક કેદીઓ સ્વભાવ પ્રમાણે અંદર અંદર ગાળાગાળી કરતા. કોક વાર મારામારી પણ કરતા. પરિણામે સજામાં વધારો મેળવતા. એ બધા સાથે સહાનુભૂતિપૂર્વક વાતો કરવાને કારણે તેઓ મને ચાહતા થયા હતા.

સાદી કેદ હોવા છતાં વિનોદ ખાતર મેં જેલર પાસેથી કામ માગી લીધું હતું. એ કામ સંતોષકારક કર્યું તેથી સજામાંથી આઠ-દસ કે વધારે દિવસો કપાયા હશે. જે દિવસે જેલમાંથી છૂટવાનો હતો તે દિવસે કેદીઓ, જેલના નોકરો, ચોકી કરનાર પોલીસો, બધાનાં મોઢાં ઉપર અમારી વિદાયની ગમગીની હતી, કહે કે 'તમે જાઓ છો એથી અમને દુઃખ થાય છે.' એ લોકો એટલું જ કહે, 'બહાર જાઓ. તમારાં સગાંવહાલાં તમને મળીને ખુશ થશે. દેશ પણ રાજી થશે. અમને તમારા જેવા. . .નો સહવાસ ફરી ક્યારે મળવાનો હતો?' કેટલાક કહે, 'અમને ખબર નથી કે લાંબી સજા પૂરી કરીને અમે બહાર જઈશું કે આ જેલમાં જ અમારે માટે એક ખાડો નીમેલો છે. તમારા સહવાસનો અંત આવતાં જે દુઃખ થાય છે તે કેમ સંતાડીએ? અને તમે જેલમાંથી મુક્ત થઈ આઝાદી પાછી મેળવો છો એનો આનંદ પણ થાય છે.'

છેવટે જેલના સુપરિન્ટેન્ડેન્ટ મેજર ડૉઈલે એટલું જ કહ્યું, "It was pleasant to meet you every morning. I shall miss you for some days. But don't come again." આમાં બધું આવી ગયું.

તેથી જ હું કહું છું કે જન્મ-પરંપરામાં માનનાર માણસ મૃત્યુનું ખરું રહસ્ય સમજી શકે છે – જો એ ચિંતનશીલ હોય તો. પછી મૃત્યુનું દુઃખ રહે ખરું?

# ૧૬. જન્મ-મરણની બાધકતા દૂર કરીએ

માણસ મુસાફરીએ ઊપડ્યો હોય તો નવા નવા દેશો અને નવા નવા માણસો જોવાનો આનંદ એ મેળવે છે. નવી નવી પરિસ્થિતિમાં પોતાને મૂકેલો જોવામાં પણ માણસોને કેટલો બધો આનંદ થાય છે! આવો બધો આનંદ માણવા છતાં એને એક સ્મરણ કાયમ રહે છે કે આપણે મુસાફર છીએ. આ મુસાફરીનો અંત આવવાનો જ છે. મુસાફરી કાયમ ટકવાની વસ્તુ નથી.

એ જ રીતે માણસ જ્યારે જીવે છે ત્યારે એણે જીવનનો અનુભવ મેળવવો, એનું રહસ્ય સમજવું અને માણવું એ એનું મુખ્ય કામ છે. જીવન જીવવામાં જે સુખદુ:ખનો અનુભવ થાય છે, મૂંઝવણો ઉત્પન્ન થાય છે અને હારજીત મળે છે એ બધું મળીને જીવનાનંદ થાય છે. (આનંદ એટલે કેવળ સુખ નહીં, કેવળ વિજય નહીં, અને તૃપ્તિ તો નહીં જ નહીં. આનંદ એટલે સુખદુ:ખ, લાભહાનિ, હારજીત, મૂંઝવણ અને એનો ઉકેલ, અને અણ-ઊકલેલી મૂંઝવણો એ બધું મળીને જે જીવન અનુભવાય છે તે સમગ્ર અનુભવ. એ જ ખરેખરો જીવનાનંદ હોય છે.)

આવો જીવનાનંદ અનુભવતાં અને માણતાં છતાં માણસને અખંડ સ્મરણ રહેવું જોઈએ કે આનો અંત આવવાનો જ છે. ગમે તે ક્ષણે મરવાનો પ્રસંગ આવશે. એને માટે જાગરૂક મને અને પ્રસન્ન ચિત્તે અખંડ તૈયાર રહેવું એ પણ એક જીવનસાધના છે. મારે મરવાનું છે એનું સ્મરણ જો માણસ ભૂલી જાય તો એટલે દરજ્જે એની જીવનસાધના કાચી.

જીવનનો અંત આવવાનો છે, મરણ નિશ્ચિત છે. એ વિશે પાકું ચિંતન કર્યા પછી, મરણ એક સંકટ છે. દુ:ખ છે અથવા વિનાશ છે, એ જાતનો વિચાર મારા મનમાં ઊગતો જ નથી. સાથે સાથે એ પણ સાધનાનું જ અંગ છે કે મરણ ટળે અથવા મરણઘડી લંબાય તો સારું એવો વિચાર જેમ મારી જીવનસાધનામાં બેસતો નથી તે જ પ્રમાણે મરણ જલદી આવે તો કેવું સારું એવો વિચાર પણ મનમાં આવતો નથી. દુ:ખ, મૂંઝવણ, હાર અથવા ફજેતી આવી પડે ત્યારે પણ એ અનુભવ કોઈ કાળે એવો અસહ્ય થયો નથી કે 'આના કરતાં મરી ગયો હોત તો કેટલું સારું?' એમ થાય. આ ક્ષણે જીવનનો અંત આવી જાય એવી પણ ઇચ્છા મનમાં ઊઠતી નથી. જીવન જીવવાની સાધના સ્વીકારી છે એટલે મરણ ટાળવાનો સામાન્ય પ્રયત્ન કરવો જોઈએ એ વાત સ્વીકારેલી છે. માટે દવા લેવી, સ્થાનાંતર કરવું અથવા મરણ ટાળવાના બધા યોગ્ય ઉપાયો યોજવા એ એક કર્તવ્ય છે એ પણ વસ્તુ સ્વીકારેલી છે. એનો પ્રયત્ન જાગરૂકપણે કરતા છતા 'મરણ ટળે તો કેવું સારું! મરવાની મારી તૈયારી નથી' એ જાતના વિચારો મનમાં ઊગતા જ નથી. જીવનસાધનામાં જેટલી જીવનનિષ્ઠા જરૂરી છે તેટલી અમલમાં મૂક્યા છતાં મરણ

આવે તો સુખેથી આવે. જીવન જીવવાની મનની પ્રસન્ન તૈયારી છે તેટલી જ પ્રસન્ન તૈયારી મરણનો સ્વીકાર કરવાની પણ છે. આ છે આજની સ્થિતિ. અને તેથી જ મરણનું ચિંતન કરતાં પૂરેપૂરો તટસ્થભાવ રહે છે. મરણ આવે તો કેવું સારું અથવા મરણ ન આવે તો કેવુ સારું એવો ભાવ મનમા ઊગ્યા વગર મરણનું ચિંતન અખંડ જાગ્રત રાખવું એ પણ મારે મન મહત્ત્વની જીવનસાધના છે. અને તેથી જ હું જિગરથી ઇચ્છુ કે મરણ વિશેનુ મારું લખાણ વાંચનારા લોકો પણ (કાંઈ નહીં તો એ લખાણ વાંચતી વખતે) મારા જેવા જ તટસ્થ, અલિપ્ત જિજ્ઞાસાભાવે જ બધું વાંચે. इष्टानिष्टोपपत्तिषु, સમત્વ જાળવી જો આ ચિંતન વંચાય તો જ એનો પૂરેપૂરો લાભ થશે

મેં આના પહેલાં કહ્યું જ છે તે અહીં યાદ રાખવા ફરી કહુ છું કે મરણ એ કોઈ સજા નથી, પાપનું ફળ નથી. પુણ્યનો ક્ષય થયાનું લક્ષણ નથી. 'પુણ્યવાન અખંડ જીવે છે અને પાપી લોકોને જ મરવું પડે છે' એવો અનુભવ જ્યાં સુધી નથી ત્યાં સુધી મરણ એ પાપનું ફળ છે એમ કોઈ સમજાવવા જાય તો તે વાત સ્વીકારવી ના ઘટે.

હા, જે લોકો જન્મવું અને મરવુ બંને વસ્તુઓને સંકટરૂપ ગણે છે તેમને માટે ઉપરનો તર્ક પહોંચી ન વળી શકે. જન્મ અને મરણ બન્ને ટાળવા જેવી વસ્તુઓ છે એ સિદ્ધાન્ત આપણાં ભારતીય તમામ તત્ત્વજ્ઞાનોમા સાર્વત્રિક અને સમાન છે. જીવાત્મા, એનું જન્મમરણ, આ સૃષ્ટિ અને એનો ઉત્પત્તિલય—આ બધું જ અનિષ્ટ છે. બન્નેમાંથી મુક્ત થઈને કેવળ આત્મભાવે સદાને માટે અખંડ રૂપે રહેવામાં જ પરમ સુખ છે, પરમ આનંદ છે એમ માનનારા લોકોની ભૂમિકા માણસજાતે માન્ય કરેલી છે એમ લાગે છે.

એવા લોકોને કહી શકાય કે જો પરમાત્મતત્ત્વ અથવા પરબ્રહ્મતત્ત્વ અખંડ છે, અનંત છે, સતત છે અને જો જીવનભાવ અથવા આ સૃષ્ટિ કેવળ મિથ્યા જ છે, ભ્રમણા જ છે તો એનો ભય શા માટે? આ ભ્રમણા જો બ્રહ્માનુભવમાં બાધક હોય તો એને મિથ્યા ન કહી શકું. અને જો એ મિથ્યા જ હોય તો એની સામે જેહાદ ચલાવવાની જરૂર પણ ન હોય. (એમની સામે એમનો જ તર્ક ઊભો કરીને એમને નિરુત્તર કરી શકાય.)

આત્મા અને પરમાત્મા, જીવ અને શિવ, જગત અને જગદીશ્વર એમનું ચિંતન કરતા કરતા હું એ ભૂમિકા પર આવી પહોંચ્યો છુ કે પરબ્રહ્મને જે પોતાનો અખંડ આનંદ છે એના અનુભવનુ આ પણ એક આવશ્યક અગ છે કે દિશા અને કાળ તેમ જ કાર્યકારણભાવ આ ત્રણેમાંથી ઉત્પન્ન થતી સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય જેવી ઘટમાળ) એનો પણ ભવ કરતા રહેવું અને આ અનુભવ અખંડ ચાલુ રહેવા છતાં

કશી ઊણપ ન આવે. એ જ ખરેખરો પરમાનંદ છે. એ જ સહજ સમાધિ અથવા પૂર્ણ સમાધિ છે.

'દેહ ધારણ કરવો જ ન પડે' એ એક સ્થિતિ છે. તે ઉત્તમ સ્થિતિ છે એ ખરું. પણ 'દેહ ધારણ કરીને એના ગુણકર્મ પ્રમાણે જીવતા છતાં વિદેહ અવસ્થા અનુભવતા રહેવું' આ સ્થિતિ પેલી બ્રહ્માનંદ-સ્થિતિ કરતાં જરાયે ઊતરતી નથી.

અને આ સૃષ્ટિની ઉત્પત્તિનું કાંઈ પણ પ્રયોજન હોય તો આ વિદેહ અવસ્થા-(જેને સહજસમાધિનું નામ સંતોએ આપ્યું છે)ને બ્રહ્માનંદની ઉચ્ચતર ભૂમિકા માનવાને વાંધો ન હોવો જોઈએ. પરમાત્માએ તો સૃષ્ટિ પેદા કરી ત્યારે તેઓ પોતાની સર્વોચ્ચ સ્થિતિમાંથી નીચે ઊતર્યા એમ જ્યાં સુધી કોઈ કહેતું નથી અને માનતું નથી ત્યાં સુધી સૃષ્ટિની ઉત્પત્તિ (અથવા ઉત્પત્તિ-પરંપરા) એ એક મોટી ભૂલ છે એમ માનવાનું કશું કારણ નથી.

આને જ હું જીવનયોગ કહું છું. આ યોગ સિદ્ધ થયા પછી જે જીવનાનંદ પ્રાપ્ત થાય છે તેને બ્રહ્માનંદથી ભિન્ન માનવાની કશી જરૂર નથી. અદ્વૈતનો જો કાંઈ અર્થ હોય તો જીવનાનંદમાંથી જ બ્રહ્માનંદ મેળવી શકાય છે અને એ અખંડ માણી શકાય છે. એ વસ્તુ માન્ય કરતાં કશી મુશ્કેલી હોવી ન જોઈએ.

જીવનયોગ, જીવનાનુભૂતિ અને જીવનાનંદ — આમાં બધું આવી જાય છે.

---